શ્રી સચ્ચિદાનંદ સદ્‌ગુરૂ ઉપાસની
બાબા મહારાજ, સાકોરી.

# શ્રી ઉપાસની જીવનકળા.

ભાષાંતર કર્તાઃ-

વામનરાવ પ્રાણગોવિંદ પટેલ.
બી. એ. એલ. એલ. બી. સૉલીસીટર.



પ્રકાશકઃ-
રામપ્રસાદ હીરાલાલ ચોક્શા.
સાંકડી શેરી, યતીનીપોળ, હીરાભુવન, અમદાવાદ.

આવૃત્તિ પહેલી. સન ૧૯૩૧
પ્રત ૫૦૦

કીંમત રૂા. ૨-૮-૦.



આ પુસ્તક શ્રી હરિહર પ્રિન્ટીંગ વર્કસ, અમદાવાદમાં
શા. ડાહ્યાભાઇ દોલતરામે છાપ્યું.

— અને —

**રામપ્રસાદ હીરાલાલ યોદ્ધા**
સાંકડીશેરી, યતીનીપોળ, હીરાભુવન, **અમદાવાદમાં**
પ્રકટ કર્યું.

# ચિત્રાવલી સૂચીપત્ર.

# અનુક્રમણિકા.

# પ્રકાશકના બે બોલ.

અમારા કુટુંબનાં કાંઇક પૂર્વ પુણ્યને લીધે, મ્હારી મુંબાઇ વીલેપાર્લે રહેતી પુત્રી અ. સૌ. ચી. જયંદ્રકાંતા મારફતે મ્હને શ્રી ઉપાસની મહારાજની ખબર પડી, તેમના પ્રભાવનો પણ અનુભવ મ્હારી પૌત્રી ચી. કોકીલા માંદી પડી ત્યારે આવ્યો. એ બ્હેન ટાઇફૉઇડ તાવની બિમારીમાં સપડાયેલ હોઇ, ડૉકટરની દવાથી કાંઈ ફાયદો ન થતાં, ઉલટી પ્રકૃતિ વધુજ બગડતી ગયાથી, એમની પાસેજ રહેતા મહારાજશ્રીના પરમ ભક્ત રા. ખંડેરાવ કોઠારી બૅરીસ્ટર સાહેબની સલાહથી, મહારાજશ્રીનાં ભસ્મ તથા ચરણતીર્થજ એને ઔષધને બદલે આપ્યાં કર્યાં; તેથી તેની પ્રકૃતિ તદ્દનજ સારી થઈ ગઇ. જે મહાત્માના અગ્નિકુંડની ફક્ત રાખથી, તેમજ ચરણના તીર્થથી મ્હારી પૌત્રીની ભયંકર માંદગી હઠી, તેમના દર્શન લેવા માટે હું તેમજ મ્હારાં કુટુંબનાં સર્વે જણાં ઉત્કંઠિત થયાં અને અમારી બધાંની ઉત્કંઠા ગયા ભાદ્રપદ માસમાં મહારાજશ્રી મુંબાઈ શેઠ ગોવિંદદાસજીને ત્યાં પધાર્યા ત્યારે તાત્કાલિક તૃપ્ત થઇ. તાત્કાલિકજ તૃપ્ત થઈ કારણ ત્યાં મહારાજશ્રીના સમાગમ માટે બહુજ થોડો અવકાશ મળ્યો; તેથી કાંઈક વધુ સમાગમ થાય એ હેતુથી હું મ્હારા પુત્ર, પુત્રી, વિગેરે સાથે સંક્રાંતિ એટલે તા. ૧૪–૧–૧૯૩૧ ના પ્રસંગપર મહારાજશ્રીના મુકામપર *સાકોરી ગયો અને ત્યાં કેટલાક દિવસો રહી અનુપમ સમાધાન શાંતિ તથા આનંદ અનુભવ્યાં. ત્યાં થતી ત્રિકાલ આરતિઓ, રાસના ભજનો, સતત અભિષેક, તથા અખંડ નામસ્મરણના મધુર ધ્વનીથી

---

*સાકોરી જવા માટે મુંબાઈથી જી, આઈ. પી. રેલ્વેમાં મન્માડ જઇ વા ટાપ્ટીવેલી રેલ્વેમાં સુરતથી મન્માડ જઇ, મન્માડ ધોંડ રેલ્વેના ચીતળી વા કોપરગામ સ્ટેશનોમાંથી ગમે તે એક સ્ટેશને ઉતરવું પડે છે. ચીતળી તથા કોપરગામ સ્ટેશનેથી રાહતા મોટર સર્વીસ છે. રાહતાથી સાકોરી અર્ધોકમાઇલ છે. ચીતળી સ્ટેશનની મોટરો ઘણુંખરું ઠેઠ સાકોરી પહોંચાડે છે.

પરમ સંતોષ થયો અને તે ધ્વનિનો રણકાર તથા પૂજ્ય મહારાજશ્રી ઉપાસની બાબાના મારા પ્રત્યેના અપૂર્વ પ્રેમ પ્રેરિત ઉદ્દગારો તથા તેઓશ્રીનો મનનીય બોધ ત્યાંથી આવ્યાં બાદ હજુ પણ જાણે સંભળાયાંજ કરે છે. એકંદર ત્યાં જે જોયું સાંભળ્યું અને અનુભવ્યું તેથી મ્હારી જાતને પરમ ભાગ્યશાળી માનવા લાગ્યો અને કોઈ પણ રીતે ત્યાંના પ્રજ્વલિત સત્કાર્યરૂપી યજ્ઞમાં સેવારૂપી ઇંધન વા આહુતિ આપવાની લાલસા થઇ, મહારાજશ્રીના મુખકમલમાંથી નીકળેલા અમૃત તુલ્ય વચનોનું ભાષાંતર કોઈની પાસે તૈયાર કરાવી છપાવી, જે આનંદ, સમાધાન શાંતિ અમો બધાંએ અનુભવ્યાં તે ગુર્જરી પ્રજા સમસ્તને અનુભવાવવાની લાલસા ઉત્પન્ન થઈ અને તે માટે મહારાજશ્રીની અનુજ્ઞા લેવા ગયો. મહારાજશ્રીએ અતિ આનંદથી તેમ કરવા રજા આપી અને એ કાર્યમાં યોગ્ય લાગે તો આ પુસ્તકના ભાષાંતર કર્તા, જેઓ પણ તે સંક્રાંતિને પ્રસંગે ત્યાં આવ્યા હતા તેમને મળવા કહ્યું. તે પ્રમાણે તેમને મળી વાતચીત કરતાં જણાયું કે એમનો પાસે તાજેજ બહાર પડેલાં મરાઠી શ્રી ઉપાસની લીલામૃતનું ગુજરાતી ભાષાંતર તૈયાર હતું. એ ઉપરથી તથા મહારાજશ્રીના પ્રવચનો છપાતાં પહેલાં મહારાજશ્રીના જીવનની સત્ય બીનાઓ પ્રકટ કરનાર ચરિત્રજ બહાર પડે એ વધુ ઇષ્ટ જણાયાથી, ઇચ્છા થતાંજ પ્રાપ્ત થયેલી સેવાની સંધી વધાવી લઈ, તે બદલ ઇશ્વરનો ઉપકાર માની, આ પુસ્તક બહાર પાડયું છે. પ્રત્યક્ષ સહવાસથી જે સમાધાન શાંતિ તથા આનંદ પ્રકાશકને પ્રાપ્ત થયાં તે આ પુસ્તકના વાંચનરૂપી મહારાજશ્રીના અંતર સહવાસથી વાંચકને થોડે ઘણે અંશે પણ પ્રાપ્ત થઇ, પ્રત્યક્ષ સહવાસ કરવા એઓ પણ પ્રેરાય અને એમને પણ સત સુખ તથા શાંતિ મળે તો આ પુસ્તક બહાર પાડવાનો હેતુ સફળ થયો સમજી હું મ્હારી જાતને કૃત કૃત્ય લેખીશ. સર્વ દયાળુ ઇશ્વર એ શુભેચ્છા પૂર્ણ કરો !

ઠે. સાંકડીશેરી.
"હીરા-ભુવન"
**અમદાવાદ.**

**રામપ્રસાદ હીરાલાલ યોદ્ધા.**

# પ્રસ્તાવના.

આ પુસ્તક શ્રી ઉપાસની–લીલામૃત નામના મરાઠી ચરિત્રનું ભાષાંતર છે. આ પહેલાં શ્રી ઉપાસની મહારાજનું ચરિત્ર પ્રથમ શ્રીનાથ માધવે મરાઠીમાં પ્રસિદ્ધ કર્યું અને ત્યારપછી ગુર્જર સાહિત્યમાં શ્રી. સો.મ. દેસાઇએ સાકોરીના સદ્‌ગુરૂના નામથી બે ભાગમાં પ્રસિદ્ધ કર્યું છે. પરંતુ દેસાઇ સાહેબવાળા જીવનચરિત્ર વિષે ઠેકઠેકાણેથી અતિશય વિસ્તૃત તથા ઘણું મોઘું હોયાંની વાત કાને આવ્યાંથી, ફક્ત બસેંાજ પાનાનું જીવનચરિત્ર લખી, ‘ શ્રી ઉપાસની જીવન રેખાના ’ નામથી બહાર પાડવા માટે આ લેખકે બધી તૈયારી કરેલી, પણ છપાવવા મોકલતાં પહેલાં એને સાકોરી જવાનો પ્રસંગ આવ્યો; ત્યાં એને ખબર પડી કે મહારાજશ્રીના સાંનિધ્યમાંજ કેટલાંક વર્ષોથી રહેલ એક ભક્ત, જેને જીવન ચરિત્રના પ્રસંગો મહારાજશ્રીનેજ મુખેથી સાંભળવાની અમૂલ્ય તક મળી હતી; તે પોતેજ એક વિસ્તૃત જીવન ચરિત્ર બહાર પાડનાર છે. આથી જીવન રેખાના નામનું ટુંકુ ચરિત્ર બહાર પાડવાનો જે અગાઉ વિચાર કર્યો હતો તે બંધ રાખ્યો અને આ બહાર પડનાર જીવન ચરિત્રનું ભાષાંતરજ બહાર પાડવા વિચાર કર્યો. પછી તે જીવન ચરિત્ર બહાર પડયું અને ભાષાંતર તૈયાર થઇ ગયું, એટલે પ્રકાશક શ્રીમાન શેઠ રામપ્રસાદ હીરાલાલ યોદ્ધાને સાકોરી જવાનો પ્રથમ પ્રસંગ પ્રાપ્ત થયો. ત્યાં તેમને આ ચરિત્ર તથા ભાષાંતર તૈયાર હોયાનો ખબર પડી કે તરતજ તેમણે આ ભાષાંતર પ્રસિદ્ધ કરવાનું માથે લઈ વિના વિલંબે બહાર પાડયું છે તે માટે આ વિષયમાં રસ લેનાર ગુર્જરી આલમ સદા એમની ઋણી રહેશે.

ભક્તિ રસનો લહાવો લૂંટવો અને લૂંટાવવો એજ આ ચરિત્રનો ઉદ્દેશ છે. દરેકશાસ્ત્ર પુરાણ તથા બીજા ધાર્મિક ગ્રંથોએ સત્પુરૂષના તથા તેમના સમાગમના અગાધ મહિમાની સ્તુતિ

મુક્ત કંઠે કરી છે. સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાને એમના ભક્ત ઉદ્ધવને કહ્યું છે કે:—

न रोधयति मां योगो न सांख्यं धर्म एव च ।
न स्वाध्यायस्तपस्त्याग इष्टापूर्तं न दक्षिणा ॥
व्रतानि यज्ञश्छंदांसि तीर्थानि नियमायमाः ।
यथावरुंधे सत्संगः सर्वसंगापहो हि माम् ॥

હે ઉદ્ધવ! સર્વ સંગનો નાશ કરનાર જે સત્સંગ છે, તે જે પ્રમાણમાં મ્હને વશ કરી શકે છે, તે પ્રમાણે યોગ, ધર્મ, સાંખ્ય, સ્વાધ્યાય, ત્યાગ, હોમ વગેરે સદાચરણો, દક્ષિણા, વ્રત, યજ્ઞ, મંત્રો, તીર્થાટણો, નિયમ યમનું પાલન કે કાંઇપણ એવાં બીજાં સાધનો મ્હને વશ કરી શકતાં નથી.

સત્સંગનો મહિમા વર્ણવતાં વળી ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે, સત્સંગથી નીચે જણાવેલા અનેક જીવો ભવસાગર તરી ગયા છે.

सत्संगेन हि दैतेया यातुधाना मृगाः खगाः ।
गंधर्वाप्सरसो नागाः सिद्धाश्चारण गुह्यकाः ॥
विद्याधरा मनुष्येषु वैश्याः शूद्राः स्त्रियोऽन्त्यजाः ।
रजस्तमःप्रकृतयःस्तास्मिन्युगेऽयुगे ॥

સત્સંગથી દૈત્ય, રાક્ષસો, મૃગ, પક્ષીઓ, ગંધર્વો, અપ્સરાઓ નાગો, સિદ્ધો, ચારણો, ગુહ્યકો, વિદ્યાધરો તથા મનુષ્યોમાં વૈશ્યો, શૂદ્રો, સ્ત્રીઓ, અન્ત્યજો તથા જુદા જુદા યુગોમાં રાજસી તથા તામસી પ્રકૃતિ ધરાવનારા સર્વે ભવસાગર તરી ગયા છે. તેવીજ રીતે અર્વાચીન પદોમાં પણ

સંત સમાગમ દુર્લભ ભાઇ!
તાત મિલે પુની માત મિલે સુત, ભ્રાત મિલે યુવતિ સુખદાઇ ।
રાજમિલે ગજ વાજીમિલે સબ, સાજમિલે મનવાંછિતપાઇ ।
ઇહ લોકમિલે સુરલોક મિલે, વિધિ લોકમિલે વૈકુંઠહુજાઇ ।
સુંદર ઔર મિલે સબહી સુખ, સંત સમાગમ દુર્લભ ભાઇ ॥

એ મહિમા આ પુસ્તકના પાના ૩૪૯ ઉપર પણ કબીરજીના પદમાં વર્ણવ્યો છે. આ ઉપરાંત સત્સમાગમના અગાધ મહિમાની ઝાંખી કરાવનારા અનેક વાકયો તથા પદો છે. પણ વિસ્તાર ભયથી આટલાંજ આપી સંતોષ માનીએ છીએ.

જેનાથી ભગવાન પોતે વશ થાય છે, તાબામાં આવે છે, કબજે થાય છે, દાસ બને છે, તે વસ્તુની મહત્તા ભગવાન કરતાં પણ શ્રેષ્ઠજ સમજવી જોઇએ; કારણ વધુ સામર્થ્ય વાળી, મહત્તાવાળી, ચીજજ કમી પ્રભાવ તથા સામર્થ્યવાળી વસ્તુને મહાત કરી, વશ કરે છે. ફક્ત જેમના સંગ વા સહવાસની આટલી મહત્તા છે, જેમના સહવાસનો મહિમા આવી રીતે ગવાયો છે. તેમની પોતાની યોગ્યતા કેટલી હોવી જોઇએ? તો આ ન્યાય પ્રમાણે તો સત્પુરૂષની યોગ્યતા ભગવાન પોતે પોતાના કરતાં પણ ઉચ્ચતર હોયાનુંજ જણાવે છે અને આ સિદ્ધાંતનું ભાન દુર્વાસસ ઋષિની પાછળ પડેલાં સુદર્શન ચક્રનું ઉપશમન ભગવાનથી ન થઇ શકયું પણ સત્પુરૂષના સર્વ ગુણ ધરાવનાર ભકતરાજ અંબરીષનાં શરણ ગ્રહણથીજ થયું એ વાતથી, નિર્વિવાદ રીતે સિદ્ધ થાય છે.

હવે જે સત્સમાગમનો મહિમા આટલો બધો મૂલ્યવાન છે તેનો અર્થ શો? તે કે'વી રીતે સેવ્યાથી ખરેખર ફલદાયક નીવડી ભવચક્રના પણ ફેરામાંથી બચાવી શકે છે અને તેનો આ ચરિત્ર સાથે શો સંબંધ છે તેનો વિચાર કરીએ.

સત્સમાગમ બે શબ્દનો બનેલો છે, સત્ અને સમાગમ. સત્નો સ્વાભાવિક રીતે વેદાંત પરિભાષાનો જે અર્થ છે, જે નિરાકાર પરબ્રહ્મને માટે વાસ્તવિક રીતે યોજાય છે, જેના સંબંધમાં કહેવામાં આવે છે કે મૂલમાં તે સત્જ હતું, અનેકરૂપે એજ પ્રકટયું છે અને પ્રલયકાલે પણ આ અનેક નામ રૂપે વ્યક્ત થયેલ જગત્ પાછું તેમાંજ વિલીન થનાર છે, તે સત્નો સમાગમ બહુજ કઠણ છે, તેમાં કલેશ વધારે છે, અને દેહધારી મનુષ્યો દુ:ખે કરી તે મેળવે છે, એમ શ્રી ભગવાન પોતે અર્જુનને ભગવદ્ગીતાના બારમા અધ્યાયમાં કહે છે. જેના સમાગમમાં આટલું

દુઃખ તથા મુશ્કેલી હોય તે સમાગમથી ઉપર જણાવેલા, સાદા, ભોળા, અજ્ઞાની, વ્યવહારમાં રચી પચી રહેલા, સ્ત્રી વૈશ્યો શૂદ્રો અન્ત્યજ વગેરે જીવોનો, કે'વી રીતે ઉપર ભગવાન કહે છે તે પ્રમાણે ઉદ્ધાર થાય? તેમનાથી તો એ અવ્યક્ત નિરાકારનો સંગ બનેજ નહીં. માટે અહીં સત્‌નો અર્થ નિરાકાર પરબ્રહ્મ ન લેતાં સત્પુરૂષ લેવો જોઇએ; કારણ બોલતા ચાલતા એ'વા પરબ્રહ્મની સાથે એક તાર થયાથી પરબ્રહ્મ સગુણનોજ સહવાસ વા સમાગમ સ્હેલાઇથી થઈ શકે છે. એમનો સહવાસ પૂર્ણ ફલદાયી થવા માટે સહવાસ કે'વી રીતે કરવો જોઇએ તેનો વિચાર કરતાં પહેલાં સંત વા સત્પુરૂષ કોણ તે આપણે જાણવું જોઇએ. સંત તુકારામે સત્પુરૂષનાં લક્ષણો એમના અનેક અભંગ-દ્વારા વર્ણવ્યાં છે. તેમાંના એકનો સાર આ છેઃ–

* જેને પોતાનું પારકું નથી, હરી શિવાય જે બીજું કાંઈ જોતા નથી. જેના હૃદયમાં નિઃસીમ પ્રેમ છે, મ્હોંમાં જેના રામ નામ છે અને જેમણે દેહભાવનું ગામ છોડયું છે તેને સંત જાણવો.

બીજા પણ એક મરાઠી કવિએ લગભગ એજ પ્રમાણે સત્પુરૂષના લક્ષણો કહ્યાં છેઃ–

× જેના અંતરમાં પૂર્ણ બોધ વિલસે છે, સદ્‌ગુરૂને શરણે

---

સંતશ્રી તુકારામનો અભંગઃ—

*तरींच संत ह्मणावे । नेणं आपुलं परा ॥१॥
भूत मात्रींहरींवीण । न पाहेचि दुजेपण ॥२॥
प्रेम अंतरी निःसीम । मुखीं ज्याचे राम नाम ॥३॥
तुका ह्मणे देहभाव । संतीं सोडीयेला गांव ॥४॥

ઉપર કહેલા મરાઠી કવિનું પદ

×तो एक सत्साधू सत्साधू, अंतरीं पूर्ण बोधु ॥ ध्रु ॥
शरण जाउनि सद्‌गुरुला, ओळखिलें आपुल्याला ॥१॥
श्रवणं मननें निदिध्यासें, गेले अज्ञानपिसें ॥२॥
विषयवासना मावळली, शांति हृदयीं ठेली ॥३॥
द्वैताद्वैतासें विसरोनि, बुडे सहजासनीं
शंकर जोडोनि कर दोनि, लागे [illegible]आचरणीं ॥४॥

જઇ જેણે પોતાને ઓળખ્યા છે, શ્રવણ મનન નિદિધ્યાસથી અજ્ઞાન ઘેલછા જેની નષ્ટ થઈ છે; જેની વિષય વાસના અસ્ત પામી છે અને હૃદયમાં શાંતિએ ઘર કર્યું છે, દ્વૈત અદ્વૈત વિસરી જઇ જે સહજાસનપર આનંદથી ડોલે છે તેજ એક સત્સાધૂ સત્સાધૂ છે.

આ બેઉ કાવ્યો ઉપરથી સત્પુરૂષોના લક્ષણોમાં એક અતિશય અગત્યનો સામાન્ય ગુણ એ જણાઇ આવે છે કે સત્પુ-રૂષને દેહભાવ હોતો નથી. તે સહજ સ્થિતિમાં હોય છે. ટુંકામાં એમનાં બધાં કર્મોની જ્ઞાનમાં પરિસમાપ્તિ થઇ જઈ તેઓ હર-હંમેશ જીવન્મુકત દશાનો, અખંડાનંદનો, અનુભવ લે છે.

એઓ કાંઇ કરતા નથી. પૂર્ણ દશાએ પહોંચેલ સત્પુરૂષ, પરમેશ્વર પેઠે, નિષ્ક્રિય હોય છે. તેઓ પોતે પોતાને માટે કાંઇજ કરતા નથી પણ લોક કલ્યાણાર્થે જે જે ક્રિયાઓ જરૂરની હોય તે તેમની મારફતે થાય છે. સામાન્ય મનુષ્યો અહંભાવ ધારણ કરી ઇચ્છા વાસના આશા વિગેરેથી કાર્યમાં પ્રેરાય છે, પણ સત્પુરૂષો આ બધાંથી વિરક્ત હોયાથી પોતે કાંઇ ક્રિયા કરતા નથી પણ ક્રિયા એમની મારફતે થાય છે. સત્પુરૂષ આરસા જેવા છે. આરસાના કાચમાં આપણે જેવા હોઇએ તેવું પ્રતિબિંબ પડે છે. તેજ પ્રમાણે સામાન્ય મનુષ્યને માટે પોતાની અધ્યાત્મિક પ્રગતિ વા અવગતિ જોવાનો આરસો સત્પુરૂષ છે. સામાન્ય મનુષ્ય સત્પુરૂષ પાસે જવા માંડે કે તેની પ્રગતિ અવગતિ પ્રમાણે સત્પુરૂષોની ચેષ્ટા થાય છે અને તે ચેષ્ટાઓ જોઈ સન્માર્ગે ચ્હડનારા ચ્હડી જઇ તે બદ્દલ સત્પુરૂષનો ઉપકાર માની બીજાને પણ તેમ કરવા સંબોધે છે, પ્રેરે છે. એ પ્રમાણે થતાં થતાં સત્પુરૂષને ત્યાં જનારામાંના ડાહ્યા માણસો સમજી જાય છે કે સત્પુરૂષની નિષ્ક્રિય અવસ્થા વા જીવન્મુક્ત દશાદ્વારા જન્મમરણના ફેરા ટાળવા માટે શાસ્ત્રમાં કહ્યાં પ્રમાણે સત્પુરૂષની ભક્તિ કરવા-નોજ માર્ગ ગ્રહણ કરવો જોઇએ અને તેમ કર્યાથીજ નિષ્ક્રિય સત્પરૂષમાં દૈવી શક્તિ પ્રાદુર્ભૂત થઈ, તે, તે પ્રમાણે ભક્તિ કરનારને

અને એ ભક્તનું જોઈ એજ પંથે જનાર બીજાને પણ ભક્તિ માર્ગનું સગુણ સુખ તથા નિર્ગુણ મુકિત મેળવી આપે છે. આ ભકિતમાર્ગે સત્પુરૂષોને ભજનારા ભકતને આવેલા અનુભવો તેજ સત્પુરૂષના ચરિત્રનો મુખ્ય ભાગ હોય છે. પરંતુ સત્પુરૂષને ત્યાં જનાર બધાજ એમની ભકિતને પંથે ચ્હડતા નથી; પણ ઘણીએ જાતની સારી માઠી ભાવનાનો આરોપ સત્પુરૂષ ઉપર કરનારા હોય છે. તેમને પણ તેમની ભાવનાનુસાર ફ્લ પ્રાપ્તી થાય છે. આ લોકોની ભાવનાસિદ્ધી એ પણ સત્પુરૂષના ચરિત્રનો એક ભાગ છે, જોકે તે ઉપર કહેલા ભાગ કરતાં ગૌણ લેખી શકાય. સત્પુરૂષોના ચરિત્રોમાં ઉપર જણાવેલા બે જાતના અનુભવોનોજ સમાવેશ થઇ શકે અને હોય છે. વાસ્તવિક રીતે સત્પુરૂષનું પોતાનું ચરિત્ર પૂરૂંજ થયેલું હોય છે. ચરિત્ર પૂરૂં થઇ નિષ્ક્રિય અવસ્થામાં જાય ત્યારેજ તે સત્પુરૂષ બને છે, માટે આ પુસ્તકમાં જેમના જીવનનું વર્ણન કરવામાં આવ્યું છે તે તેમનું ચરિત્ર ન સમજતાં, અમોએ અમારી અક્કલના ચસ્માવડે ભકિત માર્ગે વિહરનાર પ્રેમી ભકત જનોને જે અનુભવો આવ્યા અને એથી ઉલટે રસ્તે વિચરનાર, એટલે કે વિરોધી ભકિતનું અવલંબન કરી તે રસ્તે પોતાનું અજાણ પણે કલ્યાણ કરી લેનારના વિઘ્નો સામે ભકતોની ભકિતએ જે દૈવી શક્તિ પ્રકટ કરી, તે દૈવી શકિતએ કે'વી અજબરીતે વિરોધી ભકિતવાળાએ નાંખેલાં વિઘ્નોનો પ્રતીકાર કર્યો, તે બધી બાબતોનો હેવાલ ધ્યાનમાં લઇ, સત્ય બીનામાં બીલકુલ ફેરફાર કર્યા શિવાય, લોકોના કલ્યાણાર્થે જે જે પ્રકારનું વર્ણન શિર્ડીના સાઇબાબાએ સ્થાપન કરેલી ઉપાસની મૂર્તિનું થવું જોઇએ એમ અમને તથા અસલ મરાઠી પુસ્તકના લેખકને લાગ્યું તે પ્રમાણે તે વર્ણન કર્યું છે. એનો અર્થ એમ નથી કે અમોએ જે વર્ણન કર્યું તે એકજ રસ્તો શ્રી ઉપાસની મહારાજના જીવનને વર્ણવવાનો છે. બીજા સારા વા માઠા અનેક રસ્તા હોઈ શકે છે અને તે પ્રમાણે કરનારને તેમનાં તેમના કર્માનુસાર ફ્લ-પ્રાપ્તી થાય છેજ.

અત્યાર સુધી આપણે સત્પુરૂષના લક્ષણો તથા તેમના ચરિત્ર વિષે વિચાર કર્યો; એટલે કે ભવસાગર તરી જવાનું સ્હેલું સાધન

જે સત્સમાગમ આપણે કહ્યું, તેમાંથી એક સતનો અર્થ કર્યો. હવે સમાગમ એટલે શું એ આપણે જોઇએ. સમાગમ સમ+આગમ. સમ=સાથે. આગમ=આવવું, રહેવું વિગેરે. એટલે કે સમાગમનો અર્થ સાથે આવવું, રહેવું, વિચરવું. એ રીતે સત્સમાગમનો અર્થ કરીએ અને સતનો અર્થ સત્પુરૂષ લઇએ તો સત્સમાગમનો અર્થ સત્પુરૂષ સાથે રહેવું વિચરવું થાય છે. હવે સત્પુરૂષ સાથે સ્થૂલ રીતે રહેવાનું, વિચરવાનું, તો હરેક પ્રાણીથી કયાંથીજ બને? અનેક ઉપાધિઓથી જકડાયલો સંસારી જીવ, સર્વસંગ પરિત્યાગ કરી, સત્પુરૂષનો સ્થૂલ સમાગમ હંમેશ કેવી રીતે કરી શકે? ઉપરાંત, સત્પુરૂષો પણ હરેક પ્રાણીને તેમની સાથે રહેવા વા વિચરવાજ દેવા કાંઈ બંધાયલા થોડાજ છે? તેઓ તો સ્વેચ્છાએ વિહરનારા. તેમના સામર્થ્યના પ્રભાવને લીધે તેમને તો સાર્વભૌમ રાજા પણ કાંઇ કરવાની ફરજ પાડી શકતા નથી તો સામાન્ય મનુષ્યોનું શું ગજું કે તે તેને અમુકજ કરવાની ફરજ પાડી શકે? માટે સ્થૂલ દૃષ્ટિએ જે અર્થ થાય છે તે સર્વાંશે લાગુ ન પડતો હોવાથી સૂક્ષ્મ દૃષ્ટિએ સત્પુરૂષ સમાગમનો શો અર્થ થાય તે જોઇએ. એ અર્થ પ્રમાણેનો સમાગમ એટલે આપણા સ્થૂલ શરીર વડે સ્થૂલ સમાગમ કરવો એટલે કે બાહ્ય સહવાસ કરવો તે નહીં, પણ ઇશ્વરેચ્છાથી ઘડી બે ઘડી, ચાર ઘડી, થોડા દિવસ, મહિના, વા વર્ષો સુધી, જેટલો જેટલો પૂર્વસંચિતાનુસાર સ્થૂલ સમાગમ (બાહ્ય સહવાસ) થયો હોય તેનુ, વા અન્યજનોને એવી રીતે સત્પુરૂષની ઈશ્વરી શક્તિના જે જે અનુભવો આવ્યા હોય તેનું, સૂક્ષ્મ દેહ વડે ચિંતન કરવું તે સૂક્ષ્મ સમાગમ વા આંતરૂ સહવાસ. આ'વી રીતે સૂક્ષ્મ સમાગમ કરવામાં પોતાના મનના વિક્ષેપો વા વિકલ્પો શિવાય કાંઈ વિઘ્નો નડતાં નથી. તેથી પ્રત્યેક મનુષ્ય આ સૂક્ષ્મ સમાગમ યથેચ્છ કરી શકે છે. એ'વી રીતે સમાગમ કરતાં કરતાં જયારે આ સમાગમ ખૂબજ વધી જાય ત્યારે આ સત્ સમાગમ સેવનાર પોતેજ સદ્રૂપ સત્પુરૂષ બની જાય છે અને જે સહજ સ્થિતિમાં સત્પુરૂષો રમમાણ હોય છે તે આનંદનો તે પણ ઉપભોગ લે છે. વાસ્તવીક રીતે એ પ્રમાણે બને

ત્યારેજ સત્સમાગમ થયો કહેવાય; કારણ સત્પુરૂષ સાથે રહેવું વા વિચરવું એનો અર્થ સત્પુરૂષ જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાં રહેવું એમ પણ થઈ શકે; એટલે કે સત્સમાગમ એ'વો શબ્દ છે કે તેનો અર્થ સાધનરૂપી ચિંતનરૂપ સમાગમ પણ કરી શકાય છે અને એ'વા સાધનનું જે ફળ જે સત્પુરૂષ અવસ્થારૂપી ફળ આવે તેની પ્રાપ્તિ તે પણ એક દૃષ્ટિએ સત્સમાગમ લેખી શકાય છે.

સત્પુરૂષનાં ચરિત્રો એ ઉપર કહેલ સાધનરૂપી સત્સમાગમનાંજ અંગ છે. નિષ્ક્રિય સ્થિતિને લીધે સત્પુરૂષનું ઇશ્વર સાથે જે સામ્ય છે તેનો ઉલ્લેખ ઉપર કર્યોજ છે; તો જે સાધન વડે ઇશ્વર પ્રાપ્તી થાય એમ કહ્યું છે તેજ સાધન વડે સત્પુરૂષાવસ્થાની પ્રાપ્તી થાય એ નિઃસંશય વાત છે. ચરિત્રોના વાંચન એ સત્પુરૂષોના ગુણોનાં કીર્તનજ છે, ઇશ્વરના ગુણાનુવાદજ છે; તેથી ભક્તિ રસનાં એ મૂખ્ય અંગ છે, એમ કીર્તનની મહત્તા વર્ણવનારાં નીચેનાં વાકયોપરથી સ્હેલાઇથી જોઇ શકાય છે.

**उपगायन्गृणन्नृत्यन्कर्माण्यभिनयन्मम ।**
**मत्कथाः श्रावयञ्शृण्वन्मौहूर्तक्षणिको भवेत् ॥**

શ્રીમદ્ભાગવત

**मच्चिता: मद्गतप्राणाः बोधयंतः परस्परम्**
**कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च**
**सततं कीर्तयंतो मां**............ ભગવદ્ગીતા.

તેવીજ રીતે નવવિધા ભક્તિમાં પણ **श्रवणं कीर्तनं विष्णोः स्मरणं** છે.

આથીજ શરૂઆતમાં કહ્યું છે કે ભક્તિરસનો લ્હાવો લૂંટવા અને લૂંટાવવાના ઉદ્દેશથી આ પુસ્તક બહાર પાડવામાં આવે છે. ભાષાંતર કર્તાએ તો તે પ્રેમરસ ભાષાંતર કરતી વખતે પીધોજ હતો પણ મનુષ્ય જાતિને અને તેમાંએ પ્રેમીઓને એકાકી હોવું, રહેવું, ગમતું નથી; તે ન્યાયાનુસાર આ પુસ્તકદ્વારા પ્રેમીજનો

પ્રેમ રસ પી, પ્રેમમય થઇ જાય, એ હેતુથી આ પુસ્તક પ્રકટ કર્યું છે. તેથી આ પુસ્તકના વાંચનથી વાંચકના હૃદયમાં ઇશ્વરી–પ્રેમ સ્ફુરે, પ્રકટે, બલવત્તર બને અને કોઇ અધિકારી પુરૂષના હૃદયમાં આ જીવન ચરિત્રના વાંચનથી એ ઇશ્વરી પ્રેમની જ્યોત એ'વી તો સળગે કે એને દેહભાન વિસરાવી, ઘડીભર કાં ન હોય–પણ એટલોએ વખત જો તેને પ્રેમમય બનાવી દે તો, ખરેજ આ ભાષાંતરની સફળતા થઇ લેખાય, તોજ ભાષાંતર કર્તાનો ઉદ્દેશ પાર પડ્યો છે એમ સર્વાંશે લેખાય.

છેવટે ઇશ્વર પ્રત્યે એટલીજ પ્રાર્થના છે કે, ન્હાની મ્હોટી વયના જે જે ઇશ્વર–પ્રેમી મિત્રોએ પ્રુફો વિગેરે સુધારવાના કામમાં મદદ કરી છે તેનું તે કલ્યાણ કરે! **અસ્તુ.**

૨૯૧૬, ગાંધીરોડ ત્રીજેમાળે
બાલા હનુમાન પાસે
**અમદાવાદ.**

**વા. પ્રા. પટેલ.**

श्री

प्रत्येक ज्ञातिवर्गाने आपआपल्या
स्वधर्माप्रमाणें आचरण करणें
हेंच सर्व देशांत सर्वप्रकारच्या
सुखाचें मुख्य बीज आहे.

स्वार्थत्याग करून कोणाच्याही
कल्याणासाठीं आपण स्वतः होऊनच
स्वभावतः स्वधर्मानुसार सत्कर्म करणें
हेंच खरें ब्राह्मणाचें मुख्य कर्तव्य.

શ્રી ઉપાસની મહારાજના સ્વહસ્ત લિખિત
બે બોધ વાક્યો

ॐ

# શ્રી ઉપાસની જીવનકળા.

**जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्वतः ।**
**त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥**

भ. गीता अ. ४ श्लो. ९.

## પ્રકરણ પહેલું.

પૂર્વ પીઠીકા—( કુલ વૃત્તાંત )

**॥ शुद्ध बीजा पोटीं, फळें रसाळ गोमटीं ॥**

ફળો રસવાળાં, મધુર અને અમૃતસમાન હોય તો તેનું બી શુદ્ધ જ છે, એવો સિદ્ધાંત છે. એ સિદ્ધાંત ઉપરથી શ્રી સચ્ચિદાનંદ સદ્ગુરૂ ઉપાસની બાબા મહારાજનો જન્મ જે કુળમાં થયો, તેની શુદ્ધતા, પવિત્રતા, સદાચાર સંપન્નતા, ઈશ્વરનિષ્ઠા, તપાનુષ્ઠાન, દાનશીલતા ઈત્યાદિ અતિ કીમતી ગુણો સિદ્ધ થાય છે.

આ કુટુંબનુ નામ ઉપાસની હોઈ તેનું ગોત્ર ગૌતમ છે, વેદ શુકલયજુર્વેદ અને શાખા માધ્યંદિન છે. પૂર્વજોનું મૂળનું રહેઠાણ કરવીર ( કોલ્હાપુર ) ક્ષેત્ર છે; કુળદૈવત શ્રી મહાલક્ષ્મી છે. એમના પૂર્વજોએ, વેદશાસ્ત્ર સંપન્નતા અને ધર્મપરાયણતાથી પોતાની કીર્તિ અજરામર કરી, કુળની પવિત્રતા દિનપ્રતિદિન વૃદ્ધિંગત કરી.

શ્રી સદ્ગુરૂના આજોબાનું ( દાદાનું ) નામ ગોપાળશાસ્ત્રી હતું. તેમનું ચરિત્ર પણ મનનીય અને અનુકરણીય છે. આ મહા પુરૂષનાંજ સદાચરણ અને સત્વશીલતાનું પરિણામ શ્રી સદ્ગુરૂના ચારિત્ર્ય પર થયું હોવાથી, તેમનો થોડો ઇતિહાસ આ સ્થળે આપવાનું યોગ્ય લાગ્યાથી આપીએ છીએ.

ગોપાળ શાસ્ત્રીના પ્રપિતામહ ( પંજા ) શિવરામશાસ્ત્રી વિદ્વાન

---

આ મારૂં દિવ્ય જન્મકર્મ તત્વતઃ જે જાણે છે, તે દેહ ત્યજ્યા પછી પુનર્જન્મ પામતા નથી. ( પણ ) હે અર્જુન ! મને પામે છે.

હતા; તેમણે વ્યાકરણ, ધર્મશાસ્ત્ર અને વૈદિક વિષયમાં સારી કીર્તિ સંપાદન કરી હતી. તે વખતના વિદ્વાનોમાં તેમની નામના અધિક હોવાથી નાશિક જીલ્લાના તિળવણ પરગણાના વિદ્યાપ્રિય શ્રીમંત મલ્હારરાવ દેશમુખે એમને કોલ્હાપુર બોલાવી લઈ પોતાના આશ્રય નીચે રાખ્યા; અને તેમનાજ પરગણામાંના એક સત્યાયન જેને હાલ સટાણા કહે છે તે ગામમાં તેમને ઘરબાર કરી આપી તેમનું યોગક્ષેમ સારી રીતે ચાલે એવી વ્યવસ્થા કરી આપી. ત્યારથી આ કુટુંબનું સટાણા કાયમનું રહેઠાણ બન્યું.

ગોપાળ શાસ્ત્રીની વેદ શાસ્ત્રમાં ઉત્તમ પ્રગતિ હતી અને તેમની કીર્તિ સર્વત્ર પ્રસરેલી હતી. આ વાત સયાજીરાવ મહારાજના સાંભળવામાં આવી. સયાજીરાવ મહારાજ ગુણ ગ્રાહક અને વિદ્વાનના સહવાસના ભૂખ્યા હતા; તેજ પ્રમાણે રાજગુરૂ રંગીલાલ મહારાજ પણ મહાસત્વશીલ, વિદ્વાન અને જ્ઞાની હોવાથી નિરભિમાની અને સરળ સ્વભાવના માણસનો તેમને ઘણો શોખ હતો. તેમણે પણ ગોપાળરાવશાસ્ત્રીની કીર્તિ સાંભળી હતી. તેમની સંમતિથી, શ્રીમંત સયાજીરાવ મહારાજે ગોપાળરાવ શાસ્ત્રીને પોતાના સંસ્થાનમાં બોલાવી, તેમનું યોગ્ય સન્માન કર્યું અને તેમની યોગ્યતા પ્રમાણે તેમને અધિકાર આપ્યો. ગોપાળશાસ્ત્રીનો સ્વભાવ અત્યંત નમ્ર, સરળ અને નિસ્પૃહ હતો. રાજગુરૂનો પ્રેમ શાસ્ત્રી બુઆના સુસ્વભાવને લીધે તેમની પર દિવસે દિવસે વધતો ગયો. તેઓ ગોપાળશાસ્ત્રીનું બહુ માન રાખતા. સભ્ય વર્તનને લીધે નાગરિકોમાં અને અધિકારી વર્ગોમાં પણ તે પ્રિય, સન્માનનીય અને પૂજ્ય બન્યા હતા.

દરરોજ સ્નાન સંધ્યા, પંચ મહાયજ્ઞ, લઘુરૂદ્ર, વેદાંત પારાયણ, દાનધર્મ, અતિથિ સત્કાર, વેદાધ્યયન, અધ્યાપન અને વેદાંત પ્રવચનમાં એમનો બધો વખત જતો. તેમના તત્વ જ્ઞાનથી ભરેલાં પ્રવચનો સાંભળવા મ્હોટા મ્હોટા લોકો આવતા. શ્રીમંત મલ્હારરાવ મહારાજની કારકીર્દી સુધી તેઓ વડોદરામાં રહ્યા. પછી કાંઇ કારણસર તેમને વડોદરામાં રહેવું ગમ્યું નહીં તેથી તેમણે પોતાને ગામ પાછા ફરવાનો વિચાર કર્યો. આ ખબર શહેરના લોકોને

પડી એટલે એમના ભાવિ વિયોગનું દુઃખ એમને દુઃસહ થઇ પડયું તેથી તેમણે એમને એમ ન કરવા અનેક રીતે આગ્રહ પૂર્વક વિનંતિ કરી પણ ત્યાંથી નીકળવાનો એમણે જે નિશ્ચય કર્યો હતો તે તેમણે બદલ્યો નહીં. તેમનો તેવો નિશ્ચય જોઇ, જતી વખતે નગર લોકોએ એમને ખૂબ માનપાન આપી એક મ્હોટી રકમ અને ભારે કીંમતનાં વસ્ત્ર તથા અલંકારો અર્પણ કર્યાં. પરંતુ, ગોપાળશાસ્ત્રીએ તે અર્પણ કરેલી વસ્તુમાંથી કાંઇ પણ વસ્તુ ન લીધી એટલુંજ નહીં પણ, પોતાનો જે સામાન હતો તે પણ લીધાં શિવાય, ફક્ત જરૂર જેટલાંજ સાદાં કપડાં ભેર, તે પોતાને ઘેર સટાણે આવ્યા.

સટાણે આવ્યા પછી તે પોતાનો વખત સ્નાન સંધ્યાદિ ધાર્મિક કૃત્યોમાં ગાળી, ગરીબ અને અનાથ વિદ્યાર્થિઓનો ઉદર નિર્વાહ ચલાવી, તેમને પ્રેમથી વિદ્યાદાન આપવા લાગ્યા. પ્રાચીન ઋષિઓ પ્રમાણે અધ્યયન અધ્યાપનમાં વખત ગાળી તે હંમેશ આત્માનંદમાં નિમગ્ન રહેતા. એવા સર્વ ભૂતમાં ભગવાનને જોનાર પાસે રાગ દ્વેષ વગેરે ક્યાંથી રહે ? જે **निर्वैरः सर्व भूतेषु** ( દરેક ભૂતો પ્રતિ નિર્વૈર ) ની સ્થિતિમાં હોય છે તેમનામાં વેર ભાવ ક્યાંથી રહે ? શત્રુ, મિત્ર નિંદક વગેરે બધાં તરફ સમદષ્ટીથી પ્રેમથી જોનારા જે હોય છે તેમને બીજા માટે મત્સર ક્યાંથી હોઇ શકે ? સદ્રૂપ અઘટિત શક્તિવાળી, પૂર્ણ પરબ્રહ્મ સ્વરૂપ, અખંડ સુખરૂપવાળી અવસ્થા આવવા માટે ઉપરની ( આ ) કામ ક્રોધાદિ વિકાર રહિત અવસ્થાની જરૂર છે.

જ્ઞાની, સાત્વિક અને સાધુનો છળ થઇ તેમની સહનશીલતા લોકોની દૃષ્ટિએ પડે, લોકોમાં તેમની સુવિમલ કીર્તિ વધે, એવોજ ઇશ્વરી સંકેત છે, એમ ઘણા પ્રાચીન કાળથી જણાઇ આવે છે. આની સાક્ષી ઇતિહાસ તથા પુરાણો પુરેછેજ. આ નિયમને અનુસરીનેજ, ગોપાળ શાસ્ત્રીને પૂજ્ય માની લોકો તેમનું સન્માન કરતા હતા એ ત્યાંના ચંદ્રાત્રે અટક ધરાવતા કુટુંબના એક વિદ્વાન ગૃહસ્થથી સહન થતું નહોતું. આ ગૃહસ્થ સારો વિદ્વાન અને

પ્રસિદ્ધ શાસ્ત્રી હતા. પરંતુ તેમનાથી પારકાંનો ઉત્કર્ષ સહન થતો નહોતો તેથી આવા લોક પ્રિય અને પ્રસિદ્ધી પામેલા સજ્જન તરફ કાયમના મત્સરે એમનું મન ઘેરી લીધું. આ મત્સરને લીધે મત્સરના બીજા સહાયકારી ક્રોધ, મોહ, ઇત્યાદિનાં પણ તેમનામાં વાસ્તવ્ય હતાં જ. પારકી ચ્હડતી નહીં સહી શકવાનો આ દોષ તેમનામાં ન હોત તો તેમની ગણત્રી મ્હોટી યોગ્યતાવાળા ગૃહસ્થોમાં થઇ હોત. ગોપાળશાસ્ત્રીમાં સત્શીલતા, સહનશીલતા અને શાંતતા તો હતાં જ પરંતુ તે પૂર્ણપદે પહોંચે તે માટે જ જાણે પરમેશ્વરી સંકેતથી ઉપરના વિદ્વાન નિર્માણ થયા હતા. તેમની મારફતે ગોપાળશાસ્ત્રીના સતશીલતા તથા સહનશીલતા એએ ગુણોની પૂર્ણતા થઇ તેથી તે ગોપાળશાસ્ત્રીના પરમાર્થ દૃષ્ટિએ હિત કતા અને ગુરૂરૂપજ થયા અને ગોપાળશાસ્ત્રી તેમને તેવા માનતા પણ હતા.

આ એક નિયમજ છે કે એકને પૂર્ણતા આવવા માટે તેથી ઉલટી બાજુની જરૂર પડે છે. કોઇ પણ રીતે નિંદા, ત્રાસ, દ્વેષ, અપમાન વગેરે પ્રકારે કોઇની કસોટી કરવાનો પ્રયત્ન કરનાર જે હોય છે તેને એક ગુરૂજ સમજવામાં આવે છે. એ ઉપર પહેલાંનું ઉદાહરણ જુઓ તો મંબાજીબુઆએ શ્રીતુકારામ મહારાજની કસોટી કરી તેમના સદ્ગુણોને પ્રકાશમાં લાવવામાં તે ગુરૂરૂપ થયા હતા. તેજ પ્રકાર ગોપાળ શાસ્ત્રીના સંબંધમાં ચંદ્રાત્રેનો છે. નિંદા દ્વેષ વગેરે રસ્તે હેરાન કરી ગોપાળશાસ્ત્રીના સત્વશીલતા વગેરે ગુણોની પૂર્ણતા કરવા માટે જાણેકે તે પ્રયત્ન કરતા હતા. જે કુળમાં કોઇ મહાત્મા થવાના હોય છે તેની પહેલાંની પેઢીમાં ઉલટી સુલટી રીતે બે પુરૂષ પ્રકટ થઇ, એક જે વિરૂદ્ધ પુરૂષ હોય છે, તે બીજો જે સીધો સરળ મનુષ્ય હોય છે તેના કામક્રોધાદિ હરણ કરવા માટે અને તેને પૂર્ણ સહનશીલતા આણી આપવા માટે દ્વેષબુદ્ધિને રસ્તે પ્રયત્ન કરે છે. પછી તે સીધા પુરૂષને પૂર્ણ શાંતતા આવી તે પૂર્ણ અવસ્થામાં જાય એટલે તે વિરૂદ્ધ માણસનું કામ પૂરૂં થઇ જાય છે અને તેનો જીવ તે સીધા પુરૂષના જીવમાં લીન થઇ જઇ તે બેઉ એકજ અવસ્થામાં શાંતરૂપ થઇ બેસે છે. એજ પ્રમાણે શ્રીતુકારામ મહારાજ અને મંબાજીબુઆ એ ખરી

**રીતે બે નહોતા. મંબાજીબુઆનો આત્મા, તુકારામબુઆની કસોટી કરવાનું કામ પૂરૂં થયું એટલે, તેમની સાથેજ વૈકુંઠમાં ગયો.** એજ પ્રમાણે ચંદ્રાત્રે શાસ્ત્રી જે ગોપાળશાસ્ત્રી સાથે વિરોધથી, દ્વેષ-ભાવથી, વર્તતા હતા તેનું પરિણામ એજ થયું કે ગોપાળશાસ્ત્રી પોતાની પછીની ત્રણ પેઢીમાં એટલે, " શ્રીસચ્ચિદાનંદ ઉપાસની બાબા મહારાજ " સુધીમાં પૂર્ણ સદ્રૂપ થઇ ગયા. આ પરિણામ, ગોપાળશાસ્ત્રીમાં સત્વશીલતા, સહનશીલતા અને શાંતતા પૂર્ણપણે હતાં, તેથીજ આવ્યું. તે સદ્રૂપ અવસ્થા આવે તે માટે કસોટીએ ચહડાવવાની જે કામગિરી વિદ્વાન ચંદ્રાત્રેશાસ્ત્રી પાસે ઇશ્વરી સંકેતથી આવી હતી તે પૂરી થતાંજ ચંદ્રાત્રેશાસ્ત્રી પણ ગોપાળ-શાસ્ત્રી સાથે બ્રહ્મરૂપ થયા.

ગોપાળશાસ્ત્રીનાં આવાં પવિત્ર ઘરમાં, અથવા તે પવિત્ર આશ્રમમાં પુષ્કળ વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરી, રહેતા. શાસ્ત્રીબુઆનો કાયદો બહુ સખત હતો. વિદ્યા સાથે વિનય, નમ્રતા, સભ્યતા અને મર્યાદા પાલન વગેરે સદ્‌ગુણોમાં પણ પ્રત્યેક વિદ્યાર્થી પ્રવી-ણુતા મેળવતા. શાસ્ત્રીબુઆ પોતાના છોકરાને પણ તેજ નિયમ પ્રમાણે ચલાવતા કારણ પોતાના છોકરા અને બીજા વિદ્યાર્થીમાં તે કદી ભેદભાવ ન રાખતા. આ નિયમનનું પરિણામ સહવાસમાં રહેનારાં બધાંજ ન્હાનાં મ્હોટાં માણસો પર થાય છેજ; તેજ પ્રમાણે સદ્‌ગુરૂની ઉમ્મર ન્હાની હતી તો પણ તેમના તે કોમલ હૃદય ઉપર આ નિયમનનું પરિણામ અતિ ઉત્તમ થયું. એ સંબંધમાં બનેલો એક પ્રકાર વાચકના આગળ મૂકીએ તો તે અપ્રાસંગિક કહેવાશે નહીં. ગામનો કોઇપણ સમારંભ શાસ્ત્રી મહારાજની અધ્યક્ષતા શિવાય થતો નહોતો. એકવાર એવાજ એક મ્હોટા સમારંભમાં તેમનાથી કેટલાંક કારણસર જઇ શકાયું નહીં, તેથી તેમણે પોતાને બદલે પોતાના નાના પૌત્રને ( મહા-રાજને ) મોકલ્યા. શાસ્ત્રી મહારાજ માટે તેમની યોગ્યતા અને વિદ્વતાને શોભે એવું એક ઉચ્ચાસન રાખ્યું હતું; પરંતુ તે ન આવ્યાથી તે ખાલી રહ્યું હતું. તેની ઉપર તેમનો પૌત્ર બેસે એવી ઇચ્છા બધા લોકોએ આગ્રહ પૂર્વક દર્શાવી. પરંતુ, " મ્હારો

ત્યાં બેસવાનો અધિકાર નથી," એમ ખૂબ નમ્રતા પૂર્વક મહારાજે જણાવી પોતે એક ખૂણામાં હલકા દરજ્જાવાળા માણસોને બેસવાની જગ્યામાં બેઠા. આવી રીતે એમણે પોતાના દાદાજીના શિક્ષણના સખત નિયમનની લોકોને ખાત્રી કરી આપી.

આ ગોપાળ શાસ્ત્રીને બાળકૃષ્ણ, ગોવિંદ અને દામોદર એવા ત્રણ ચિરંજીવ હતા. તેમાં બાળકૃષ્ણ એ સઉથી મ્હોટા હતા. પરંતુ તે સુમારે પંદર સોળ વર્ષના હતા ત્યારેજ ગુજરી ગયા તેથી તેમને વિષે કાંઈ ખાસ લખવા જેવું નથી. બાકી રહ્યા બે છોકરા. ગોવિંદશાસ્ત્રી અને દામોદરશાસ્ત્રી. શિક્ષણમાં આ બેઉ પોતાના પિતા ગોપાળ શાસ્ત્રીના જેવાજ (બરોબરીઆ) હતા. તેમાંએ ગોવિંદશાસ્ત્રીએ વ્યવહારિક રીત પ્રમાણે સરકારી નિશાળમાંનું પણ શિક્ષણ લીધું હતું તેથી અને તેમની બુદ્ધિ તીવ્ર હોવાને લીધે ગણિત વિષય કઠણ હતો છતાં પણ તેમાં તેમણે પ્રવીણતા મેળવી હતી. તેની પૂર્ણતા થવા માટે તથા જ્યોતિઃશાસ્ત્રમાં પણ પ્રાવીણ્ય મેળવવા માટે તેઓ પિતાની રજા લઈ રા. કેરોનાના છત્રેને ત્યાં પુણે ગયા; અને નવીન પદ્ધતી પ્રમાણે શિક્ષણ લઈ તે બેઉ શાસ્ત્રનું અધ્યયન પૂરૂં કરી તે ઘેર પાછા આવ્યા. એમના લગ્ન ડાંગસંવંદાણના એક સદ્દગૃહસ્થની રૂકિમણીબાઈ નામની કન્યા સાથે થયાં હતાં. આજ અમારા સદ્દગુરૂના માતા પિતા છે. ગોવિંદશાસ્ત્રીએ ધંધા માટે ગમે ત્યાં જવાની પોતાની ઇચ્છા પિતાને જણાવી. પરંતુ શાસ્ત્રી મહારાજની વૃદ્ધાવસ્થાને લીધે તેમને છોડી પોતે પારકા સ્થળમાં જાય એ ગોવિંદ શાસ્ત્રીને ઠીક લાગ્યું નહીં. અને એમને શાસ્ત્રી મહારાજની રજા પણ મળતી નહીં. પરંતુ કુટુંબની પરિસ્થિતિનો વિચાર તેમના આગળ મૂકી આખરે તેમણે પિતાશ્રીની પરવાનગી મેળવી લીધી. શાસ્ત્રી મહારાજને પૂર્ણપણે (બરોબર) ઓળખનાર અને પૂજ્ય માનનાર એક ગૃહસ્થ ધુળીઆની ન્યાયાધીશ કચેરીમાં શિરસ્તેદાર હતા. તેમને ત્યાં તે ગયા. તે ગૃહસ્થે પ્રયત્ન કરી તેજ કોર્ટમાં ગોવિંદ શાસ્ત્રીને તેમની લાયકી પ્રમાણે સારી નોકરી અપાવી. આવી રીતે આધાર મળી ઉદર નિર્વાહનું સાધન હાથમાં આવ્યાથી તેમને સમાધાન થયું. તેમની બુદ્ધિના પ્રભાવથી, સંસ્કૃત ભાષાની અપ્રતિમ વિદ્વતાથી

તેમજ જ્યોતિષ શાસ્ત્રના જ્ઞાનથી તેઓ થોડા વખતમાંજ ઘણા પ્રસિદ્ધિમાં આવ્યા અને તેમને ભાગ્ય પ્રાપ્તિ સારી થઈ. શ્રીયુત મોડક તે વખતે ત્યાંની હાઈસ્કુલના હેડ માસ્તર હતા. તેમને જ્યોતિષનો શોખ હોવાથી તેમની અને ગોવિંદ શાસ્ત્રી વચ્ચે બહુ સ્નેહ બંધાયો. આ શાસ્ત્રના જ્ઞાનને લીધે ઘણાએ મ્હોટા મ્હોટા ગૃહસ્થોનું એમને ત્યાં આવવા જવાનું થતું તેથી લોકોમાં પણ એમની સારી પ્રતિષ્ઠા જામી. આવી રીતે ધુળીઆમાં સંસાર ચાલે એવી સગવડ થયાથી તેમના પત્નીને લાવી તેમણે ઘર માંડયું અને પોતાનો ધંધો ચાલુ રાખી પોતાના કુટુંબનું પેઢી દર પેઢીથી ઉતરી આવેલું અધ્યાપકનું કામ પણ તેમણે પરોપકાર માટે ચાલુ કર્યું. વેદ વેદાંગમાં તે ઘણા પ્રવીણ હતા તેથી ઘણા વિદ્યાર્થીઓએ એમના શિક્ષણનો લાભ લીધો. તેમને સંતતિમાં બાળકૃષ્ણ, કાશીનાથ (મહારાજ), અનંત, વિષ્ણુ અને રામકૃષ્ણ નામના પાંચ છોકરા અને ગોદાવરીબાઈ નામની એક છોકરી થયાં.

આ પ્રકરણ પુરૂં કરતાં પહેલાં આ કુટુંબના વિદ્વાન વર્ગે લોકકલ્યાણ માટે જે ગ્રંથો રચ્યા તેનો ઉલ્લેખ કરવો એ અસ્થાને નહીં ગણાય. તદ્દન ઉત્તર અવસ્થામાં પણ શ્રીયુત ગોપાળ શાસ્ત્રીનો વિદ્યા વ્યાસંગ બહુ જબરો હતો. તેમણે "**व्रजानंदामृत**" અને "**सत्कथामृतसागर**" નામના બે પદ્યાત્મક ગ્રંથો સંસ્કૃતમાં લખ્યા, જેમાંનો બીજો ગ્રંથ છપાઈ પ્રસિદ્ધ થયો છે. આ ગ્રંથ લખતી વખતે શાસ્ત્રી મહારાજની ઉમ્મર ૬૯ વર્ષની હતી. તેવીજ રીતે શ્રી. ગોવિંદશાસ્ત્રીએ પણ પોતાના માનીતા જ્યોતિષ વિષય ઉપર "**खेटक रत्नाकर**" અને "**तारिखोत्पत्तिग्रंथ**" નામના બે ગ્રંથો લખી તે ઉપરાંત **सत्पुरुष श्रीनयन महाराजनुं** ચરિત્ર પણ સંસ્કૃત કાવ્યમાં લખ્યું છે. વિદ્વાન અને ભાવિક લોકોને આ ગ્રંથો જોવાજેવા છે.

શ્રી સદ્દગુરૂ ઉપાસની મહારાજનું વંશ વૃક્ષ નીચે આપીએ છીએ. જેથી ઉપર કહેલી હકીકત સમજવાનું સુલભ થઈ પડે.

## મ્હોટું વંશવૃક્ષ.

વિઠ્ઠલભટ્ટ (મૂળ પુરૂષ)

લક્ષ્મણભટ્ટ



## વંશાવળી.




શ્રી ઉપાસની મહારાજ

ઉપરની વંશાવળીમાંના ગોપાળશાસ્ત્રીના પહેલાંના પ્રમુખ પૂર્વજોનો ટુંકો પણ પૂર્વાપર સંબંધ સમજાવનારો હેવાલ.

૧ વિઠ્ઠલભટ્ટ—જન્મ શાલિવાહન શકે ૧૬૧૫, ગૌતમ ગોત્ર, શુકલ યજુર્વેદી માધ્યંદિન શાખા, કોલ્હાપુરનું વાસ્તવ્ય. કુલ દૈવત શ્રી મહાલક્ષ્મી એઓ ઉત્તમ ઘનપાઠી અને સદાચાર સંપન્ન હતા. એમણે ગાયત્રી પુરશ્ચરણ કર્યું હતું.

૨ લક્ષ્મણભટ્ટ—વેદનું ઉત્તમ જ્ઞાન ધરાવનાર તથા જ્યોતિષી હતા. પોતે પંચાગ તૈયાર કરતા. દેવી આગળ સપ્તશતીનો પાઠ કરવાનો નિયમ મરતાં સુધી પાળ્યો. ફળ જ્યોતિષમાં એક્કા હોઈ એમની વાણી યશદાયી હતી.

૩ શિવરામશાસ્ત્રી—એમની વિદ્વત્તાની કીર્તિ સાંભળી નાશિક જીલ્લાના તિળવણ પરગણાના મલ્હારરાવ દેશમુખે તેમને કોલ્હા-

પુરથી ખાસ બોલાવી પોતાની પાસે રાખ્યા અને તેજ જીલ્લાના સટાણા નામના ગામમાં ઘર બાંધી આપ્યું. ત્યાં સેંકડો જીજ્ઞાસુ વિદ્યાર્થી લોકો તેમને ગુરૂ માની તેમની પાસે અધ્યયન કરતા. સટાણા ગામથી નવ ગાઉપર આવેલાં મયૂરપુરમાં ( મલ્હેરગામમાં ) એમણે સત્પુરૂષ શ્રી ઉદ્ધવમહારાજના સાંપ્રદાય પ્રમાણે ભાગવત-ધર્મનો અંગીકાર કર્યો. અને શ્રી ઉદ્ધવમહારાજ રામોપાસક હોવાથી એમણે પણ રામ ઉપાસના શરૂ કરી. એમનાથીજ તે કુટુંબની સટાણામાં રહેવાની શરૂઆત થઈ.

૪ દયારામશાસ્ત્રી—ના પિતા શિવરામશાસ્ત્રી રામ ઉપાસક હોવાથી શ્રીરામના પ્રસાદથી એમનો જન્મ થયો તેથી તેનું નામ "દયારામ" રાખવામાં આવ્યું. એ મહાન પંડિત હતા. વ્યાકરણ ધર્મશાસ્ત્ર, વેદાન્ત વગેરે શાસ્ત્રમાં પૂર્ણ પારંગત હતા. એમણે વડોદરામાં પરીક્ષા આપી "મહાપંડિત"ની માનપ્રદ પદ્વી પ્રાપ્ત કરી હતી. એમણે પુત્ર પ્રાપ્તિ માટે, મુલ્હેર ક્ષેત્ર પાસે હરગડ નામના ડુંગરની ગુફામાં, શ્રી ઉદ્ધવમહારાજના ગુરૂ શ્રી કાશીરાજ મહારાજે સ્થાપેલું એકવીસ ગણપતિનુ સ્થળ છે ત્યાં તપશ્ચર્યા કરી. શ્રી ગણેશ પ્રસાદીથી તેમને પુત્ર થયો તેથી તેમનુ નામ ચિંતામણિ રાખ્યું.

૫ ચિંતામણિભટ્ટ—આમને 'ચિંતામણિભટ્ટ બાબા' કહેતા, તેમણે સાર્થ વેદાધ્યયન કર્યું હતું. એઓ હરિહર અને મહીધરના ભાષ્ય ઉપરથી હંમેશ લોકોમાં શુકલયજુર્વેદનુ પ્રવચન કરતા હતા. એમના પિતા પેઠે એમણે પણ વડોદરે જઇ વેદભાષ્યની પરીક્ષા આપી. એમનો વિદ્યાર્થી વર્ગ બહુ મ્હોટો હતો. એમની તીવ્ર સદાચાર સંપન્નતાને લીધે, એમને શ્રીઉદ્ધવમહારાજનો અવતાર માની, લોકો સાધુ કહેતા. એમને ગોપાળ ( શ્રીઉપાસની મહારાજના આજાદાદા ) યદુપતિ, અને રામકૃષ્ણ નામના ત્રણ પુત્રો થયા. શ્રીઉદ્ધવમહારાજના પરમશિષ્ય શ્રીનયનમહારાજ એ મુલ્હેરથી બે કોસ ઉપર આવેલાં અંતઃપુર (અંતાપુર) ગામમાં રહેતા. તેમના પૌત્ર, શ્રીરઘુનાથ મહારાજનો, ઉપદેશ ચિંતામણીભટે લીધો

અને તેમને પોતાના મોક્ષગુરૂ તરીકે માની તેમની સાથે શિષ્ય પ્રમાણે અદબથી ચાલતા આ શ્રીરઘુનાથ મહારાજને પુત્ર નહોતો તેથી ચિંતામણી ભટ્ટે પોતાનો ત્રીજો છોકરો રામકૃષ્ણ ગુરૂચરણમાં અર્પણ કર્યો. હાલ આ રામકૃષ્ણમહારાજના વંશજો અંતાપુરમાં છે. યદુપતીનો વંશ આગળ નથી. બાકી રહ્યા ગોપાળશાસ્ત્રી જેમની સવિસ્તર હકીકત આગળ આપીજ છે.

## પ્રકરણ બીજું.

### મહારાજનું બાળપણ અને શિક્ષણ.

### જન્મ કુંડળી.




વૈશાખ વદ બીજ શકે ૧૭૯૨ (તારીખ ૧૫ મે ૧૮૭૦)નો દિવસ ઉપાસની કુટુંબને માટેજ નહીં પણ અખિલ જગતને માટે શુભ અને આનંદદાયક ઉગ્યો. આ દિવસે અમારા સદ્ગુરૂ પૂર્ણ પરબ્રહ્મ સગુણરૂપ ધારણ કરી આ ભૂમિતળ ઉપર **'परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्'** માટે પ્રકટ થયા. આજે નિર્ગુણ બ્રહ્મ સગુણરૂપ ધારણ કરશે, નિરાકાર વસ્તુ આકાર લેશે અને જે શક્તિદ્વારા સૂર્યચંદ્રને પ્રકાશ મળે છે તે આત્મ જ્યોતિ મનુષ્યરૂપે અવતરશે અને તે પ્રકાશના કિરણો આગળ આપણાં કિરણો નિસ્તેજ થઇ જશે એ જાણીનેજ કે શું, સૂર્યનારાયણ અસ્તાચળે સીધાવ્યા અને પછી સંધ્યા સમયે ચંદ્રોદય થતાં જ અમારા સગુણ બ્રહ્મ સૌભાગ્યવતી શ્રી રૂકિમણી માતાને ઉદરે શ્રી ક્ષેત્ર સત્યાયન (સટાણા) ગામમાં જન્મ્યા. તેમને કાશી વિશ્વનાથ અવસ્થા

**આવવાની હતી તેથી જ કે શું ઇશ્વરી સંકેતથી શાસ્ત્રી મહારાજના હૃદયમાં પ્રેરણા થઇ એમનું જગત્પાવનીય ગુણ ધર્મવાળું અને વ્યાપક એવું 'કાશીનાથ' નામ શાસ્ત્રી મહારાજ** તરફથી રાખવામાં આવ્યું. તેમના નામ પ્રમાણે હાલ મહારાજની પૂર્ણપર બ્રહ્મ અવસ્થા જગતના અનુભવમાં આવે છે તેથી નામ પ્રમાણે કરણી કરવી એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે, એ તત્વ સદ્ગુરૂએ પોતાની કૃતિથી સિદ્ધ કરી દેખાડયું.

મહારાજની પાંચ વર્ષની ઉમ્મર થતાં, શાસ્ત્રી મહારાજે પોતે તેમને '**हरिः ॐनमः सिद्धं**' એ પ્રથમ પાઠ આપી તેમના શિક્ષણનો આરંભ કર્યો. આ વખતે યશવંતરાવ મહારાજ સત્યાયન (સટાણા) ગામમાં તાલુકા–મામલતદારનું કામ કરતા હતા. ગોપાળશાસ્ત્રીને તે પૂજ્ય માનતા હતા, તેમની સાથે પ્રેમભાવથી વર્તતા અને પ્રસંગોપાત તેમના સહવાસમાં રહેતા. યશવંતરાવ મહારાજનો પણ પૂર્ણ પરમેશ્વરી અવસ્થાનો યોગ હોવાને લીધે, પહેલેથી એમની જે વિરક્ત અવસ્થા હતી તે વધતી જ ગઇ અને પછી થોડાજ વખતમાં કોઇ અદૃષ્ટ મહાસત્પુરૂષની તેમની પર પૂર્ણ કૃપા થઇ અને પરમેશ્વર સાથે પોતાના આત્માનું તાદાત્મ્ય થયાંનો સાક્ષાત્કાર થતાંજ, એમણે મામલતદારી છોડી દીધી. પછી તે તેજ સટાણા ગામમાં પૂર્ણ પરમેશ્વરી અવસ્થાનો આનંદ લેતા, અને તેજ આનંદ હઝારો લોકોને આપી તેમને કૃતાર્થ કરતા ત્યાં રહ્યા. આજ યશવંતરાવ મહારાજ 'દેવ મામલેદાર'ના નામથી ચારે દીશામાં પ્રસિદ્ધ છે. એવા પૂર્ણત્વે પહોંચેલા યશવંતરાવ મહારાજનીજ સલાહથી ગોપાળશાસ્ત્રી મહારાજે શકે ૧૮૦૦ ના ચૈત્રમાસમાં, એટલે સદ્ગુરૂના આઠમા વર્ષમાં, યશવંતરાવ મહારાજના આશીર્વાદ સહિત પોતાના પૌત્રનો (સદ્ગુરૂનો) ઉપનયન સંસ્કાર કર્યો. પછી દાદા, પિતા, કાકાની મારફતે બધા પ્રકારની વિદ્યાનું શિક્ષણ મળવાની ઘરમાં ને ઘરમાંજ સવડ હોવા છતાં, સદ્ગુરૂનું લક્ષ વિદ્યાભ્યાસ તરફ નહોતું, તેથી પરમેશ્વરી સંબંધમાં સદ્ધર્માચરણમાં અને શુચિર્ભૂતપણામાં જેટલો વખત ગળાય તેટલે

ગાળતા. વ્યવહારિક શિક્ષણ માટે તેમને સરકારી નિશાળમાં મૂકયા હતા અને જોકે શિક્ષણ તરફ તેમનું લક્ષ નહોતું છતાં તીખા અને ટેકી સ્વભાવને અનુસરી નિશાળનો વખત અથવા અભ્યાસક્રમ તે ચુકવતા નહોતા. તે નિશાળના માસ્તર ઘારપુરે નામના કર્‌હાડા બ્રાહ્મણ હતા. તેમણે એક સાધારણ ભૂલ માટે આમને સોટીથી માર્યા. તે વખતે છોકરા દશ બાર વર્ષના થતા ત્યાં સુધી ધોતીઉં પહેરતા નહોતા. તે રીત પ્રમાણે મહારાજ પણ લંગોટીજ પ્હેરતા; ધોતીઉં પહેરતા નહોતા. એવી સ્થિતિમાં મહારાજની ઉઘાડી જાંઘ ઉપર સોટીના ફટકા લાગ્યાથી જાડા જાડા મોટા સોળ ઉઠયા હતા. મહારાજ રડતાજ નિશાળેથી ઘેર ગયા અને તે દિવસથી તેમણે નિશાળને કાયમના રામરામ કર્યા.

નિશાળ છોડયાં પછી ઘેર જે અભ્યાસ થતો તે કરીને બાકીનો બધો વખત તેઓ ઈશ્વર ચિંતનમાં અથવા પૂજાપાઠમાં ગાળતા. એવી રીતે કેટલોક કાળ ગયા પછી એક દિવસે રાત્રે મહારાજને નિદ્રામાં એક સ્વપ્ન થયું. આ પહેલાં તેમને કદી સ્વપ્ન થયું નહોતું. આ પહેલુંજ ભયંકર સ્વપ્ન જોઇ, તે ગભરાઈ જાગી ઉઠયા અને ભયથી રડવા લાગ્યા. ત્યારથી દીવસમાં એક બે વાર રડવાનો એમનો ક્રમ શરૂ થયો. એમના બાપ એમને રડવાનું કારણ પૂછતા પણ તે ભયંકર સ્વપ્ન તેમને કહેવાથી તે સાંભળી તેમને પણ ભય લાગશે, એમ ધારી મહારાજ તેમને પણ તે સ્વપ્ન કહેતા નહોતા. પછી કેટલાક મહિના ગયા પછી દાદાજીએ, ગોપાળશાસ્ત્રીએ, મહારાજને ધીરજ આપી ખૂબ પ્રેમથી હાથ ફેરવી પૂછયું ત્યારે તેમણે એમને સ્વપ્નની બીના કહી. એમણે કહ્યું 'એક અજાણ્યા ઘરમાં જાણે હોમકુંડ છે. તે કુંડમાં ધગધગતો દેવતા છે તેના મધ્ય ભાગમાં હું ઉભો છું. અગ્નિની જ્વાળા ચારે બાજુથી ખૂબ ઉંચી જાય છે અને કુંડની બાજુએ એક ખૂબ ઉંચ્ચો અને લઠ્ઠ, ભયંકર દેખાતા પુરૂષ મોટો ચાપકો લઈ મને એક સરખો મારી રહ્યો છે અને હું એકસરખો બૂમ મારૂં છું ઇત્યાદિ. તે સ્વપ્નની હજી મને ભીતી (બીક) લાગે છે" આ સાંભળી તે

ભય દૂર થવા માટે દાદાજીએ એમને **अगस्तिर्माधवश्चैव मुचकुंदो महामुनिः । कपिलो मुनिरास्तीकः पंचैते सुखशायिनः ॥** એ મંત્ર રોજ સુતી વખતે બોલવા કહ્યું. એ પ્રમાણે આ મંત્ર બોલવાનો નિયમ રાખ્યાથી થોડે દિવસે મહારાજનો ભય કમી થઇ મન શાંત થયું.

દિવસે દિવસે ઇશ્વરોપાસના તરફ તેમના મનની પ્રવૃતિ વધારે ને વધારેજ થવા લાગી; છતાં એ ઘરમાં ને ઘરમાં પિતા પાસેથી શિક્ષણ પણ લેતા. આ વખતે તેમની ઉમ્મર ૧૩–૧૪ વર્ષની હતી. આ અરસામાં તેજ તાલુકાનાં નામપૂરના એક કુલીન સદ્‍ગૃહસ્થની કન્યાનું કહેણ મહારાજ માટે આવ્યું. આપણને કોઇ પણ પ્રકારની વિદ્યા આવડતી નથી, ઘરની સ્થિતિ ગરીબ અને પોતાના પોષણ માટે મુરબ્બીઓને બહુ ત્રાસ થાય છે, એ બધું મહારાજ જાણતા હતા તેથી મહારાજની લગ્ન કરવાની ઇચ્છા નહોતી. છતાંએ દાદાજીએ તો જે છોકરીનું માગું આવ્યું હતું તેની સાથે લગ્ન કરી દીધાં.

“ આજ સુધી આપણો એકલાનોજ ભાર વડીલ વર્ગને ઉપાડવો પડતો હતો તે હવે લગ્ન થયાંથી બમણો થયો. કુટુંબ પોષણ માટે વડીલ મંડળીને બહુ શ્રમ વેઠવો પડે છે, અને આપણે તેમને મદદ કરવામાં કોઇ પણ રીતે શક્તિમાન્ નથી, આપણા પોતાનો જીવન વ્યવહાર ચલાવવાને પણ આપણે શક્તિવાન્ નથી ” એ વિચારથી તેમને વારંવાર ખેદ થવા માંડયો. આવી રીતે ઘેર રહી દિવસ કહાડવા કરતાં ગમે ત્યાં બહાર જઇ પોતાના ઉદર પોષણ માટે ધંધો કરવો, અથવા ગમે ત્યાં એકાંતમાં બેસી તપશ્ચર્યા કરવી અથવા દેહ ત્યાગ કરવો એવાજ વિચાર તેમના મનમાં વારંવાર આવવા લાગ્યા. આવા વિચારના જોસમાં, પોતાના કૃત્યથી પોતાના માબાપ તથા વૃદ્ધ દાદાજીની સ્થિતિ કેવી દુઃખી થશે તેની કલ્પના પણ તેમને આવી નહીં. ઉલટું પોતાના જવાથી એક પેટનો બોજો કમી થવાથી તેમનું કષ્ટ કમી થશે એમ એમને લાગ્યું. તેથી બહાર જવાનો પોતાનો ઇરાદો મહારાજે એક દિવસ



શ્રી ઉપાસની મહારાજનાં પુજ્ય માતુશ્રી.

દાદાજીને જણાવ્યો. દાદાજીએ પુષ્કળ પ્રકારે બોધ કરી તેમને સમજાવવા પ્રયત્ન કર્યો, પરંતુ તેનો કાંઇ પણ ઉપયોગ થયો નહીં; તેથી તેમની વૃત્તિમાં કાંઇ ફેર પડે એ હેતુથી તેમના પિતા પાસે એટલે ધુળીએ ગોવિંદશાસ્ત્રી પાસે તેમને મોકલ્યા. ધુળીએ ગયાં પછી કેટલોક વખત મહારાજ સ્વસ્થ હતા, પરંતુ પછી થોડાજ દિવસમાં તેમને પહેલાંના વિચારો ફરી આવ્યા અને ગૃહત્યાગ કરવાનો એમનો વિચાર પાક્કો ઠર્યો. એક મ્હોટા કાગળ ઉપર ગૃહત્યાગ કરવાનાં કારણો લખી, માબાપને વિશેષ દુઃખ ન થાય એવું પણ કાંઇક સમાધાનકારક લખી, તે કાગળ પિતાશ્રીની હંમેશની બેસવાની જગ્યામાં, સહજમાં દૃષ્ટિએ પડે એવી રીતે, એક ભીંતે રાત્રિને વખતે મહારાજે ચ્હોડી દીધો. અને સ્હવારમાં પાંચ વાગ્યાને સુમારે ગામમાંના કે ઘરમાંના કોઇ પણ માણસો ઉઠયાં નહોતાં તે પહેલાંજ તેઓ ઘરમાંથી બહાર નીકળ્યા, અને ધુળીએથી ચાળીસગામ જનારી સડકે ચાલવા માંડયું. સ્હવારમાં તેમના બાપ ગોવિંદશાસ્ત્રી અને મા ઉઠી જુએ છે તો ભીંતે ચ્હોડેલો કાગળ તેમની દૃષ્ટિએ સહજ પડયો. તે વાંચી જોતાંજ બેઉ માતપિતાના અંતઃકરણની શી સ્થિતિ થઇ હશે તે તો ફક્ત છોકરાંનાં માબાપજ સમજી શકે. કયે રસ્તે તે ગયા તેનો પણ તે કાગળમાં ઉલ્લેખ નહોતો; તેથી, ગમે તે સડકો તેમને માટે શાસ્ત્રીજી જોઇ વળ્યા અને દસ અગીઆર વાગ્યા સુધી શોધી શોધી નિરાશ થઇ પાછા ઘેર આવ્યા પછી, દુઃખી થઇ બેસી રહ્યાં શિવાય એમનાથી કાંઇ થઇ શકયું નહીં. આજ મહારાજનો ૧૪ ૧૫ વર્ષની ઉમ્મરે થયેલો પહેલો ગૃહત્યાગ.

## પ્રકરણ ત્રીજું.

### દેહત્યાગનો ભયંકર પ્રયત્ન.

ઘર છોડી નીકળ્યા પછી, કોઇની નજરે ન પડવાના હેતુથી, મહારાજે જે દોટ મૂકી તે સુમારે ચાર પાંચ કોસ ઉપર એક ગામડું હતું ત્યાં જઇ ઉભા રહ્યા. પછી સ્નાન સંધ્યા કરી ત્યાં જે કાંઇ મળ્યું તે ખાઇ તેમણે ત્યાંજ આખો દિવસ વિશ્રાંતિ લીધી. બીજે દિવસે ત્યાંથી નીકળી તે ચાળીસગામ આવ્યા. ત્યાં પણ અનેક દિવસ રહી ત્યાંથી આગળ નાશિક ગયા. ત્યાં તેમના પૂજ્ય વડીલોના ઓળખાણના, હંમેશ ઘેર આવજા કરનાર રામ-કૃષ્ણ દીક્ષિત નામના એક ગૃહસ્થ તેમને અચાનક મળ્યા. મહારાજને જોઇ તેમને સમાધાન થયું અને તેમને પોતાને ઘેર લઇ જઇ તેમના ખાવાપીવાના સંબંધમાં યોગ્ય વ્યવસ્થા કરી. પરંતુ પોતાનો ભાર કોઇપર પણ ન પડે તેથી નદી ઉપર સ્નાન સંધ્યા વગેરે નિત્ય ધર્મ કૃત્યો કરી પાંચ સાત ઘેર ભિક્ષા માંગી ઉદર નિર્વાહ કરવાની મહારાજે વ્યવસ્થા શરૂ કરી. સુવાપુરતા તેઓ દીક્ષિતને ઘેર રહી બાકીના વખત ત્યાંના પ્રસિદ્ધ વિદ્વાન એકનાથશાસ્ત્રીના સહવાસમાં તે રહેવા લાગ્યા. ઘરના માણસોને ચિંતા ન થાય તે માટે પોતાના ખુશી ખબર ત્યાંના સરનામા સહિત મહારાજે ઘેર જણાવ્યા હતા. તેથી ધુળીઆમાં તેમના માતોશ્રીએ વિચાર કર્યો કે ' ગમેતેમ છે અને ઓળખાણમાં રહે છે તો તેની ઇચ્છા પ્રમાણે તેને થોડા દિવસ રહેવા દો.' થોડે દિવસે કાંઇક યુક્તિ કરી તેને પાછો બોલાવી લેશું. એવી રીતે સુમારે એક બે મહિના થયા એટલે ' માતોશ્રી માંદાં છે તેથી તુર્ત નીકળી આવવું ' એવી મતલબનો પિતાશ્રી તરફથી પત્ર આવ્યો. તે પ્રમાણે ત્યાંના ગૃહસ્થની રજા લઇ મહારાજ ધુળીએ પાછા આવ્યા. તેમને મળી એમના માબાપને બહુ આનંદ થયો અને ' તને અહીં રહેવું પસંદ ન હોય તો જા પણ અમને ત્રાસ થાય એવી રીતે જતો નહીં ' એવી એમના બાપે એમને તાકીદ આપી. પછી

કેટલાક દિવસ ધુળીએ રહી દાદાજીએ કેટલાંક કારણસર સટાણે બોલાવ્યા તેથી ત્યાં ગયા.

ત્યાં ગયા પછી થોડાજ દિવસમાં તેમના પત્ની એકાએક માંદા પડી સ્વર્ગવાસી થયાં. રીત પ્રમાણે દહન ( બાળવાની ) ક્રિયા પછી ત્રીજે દિવસે લોકો રાખભરી અસ્થિ ભેગાં કરવા ગયા ત્યારે છેવટનો ખોળો ભરતી વખતે તેના ખોળામાં મૂકેલું નારીએળ, હાથમાંની બંગડીઓ, તેવાંને તેવાંજ રાખમાંથી નીકળ્યાં. આ દૈવી ચમત્કાર જોઇ લોકોને બહુ આશ્ચર્ય થયું. આ વાતને કેટલાક દિવસ થયા એટલે, મુરબ્બી વર્ગે એમનું બીજું લગ્ન શ્રીક્ષેત્રમુલ્હેર ગામના એક સદ્‌ગૃહસ્થની છોકરી સાથે કર્યું. પહેલી સ્ત્રીના મૃત્યુથી દુ:ખનો, અથવા બીજાં લગ્નથી આનંદનો, મહારાજના મનને સ્પર્શ થયો નહીં અને ગૃહત્યાગ માટે તેમના મનની વિંહ્‌વળતા પણ બીલકુલ કમી થઈ નહીં. એવી સ્થિતિમાં પણ કેટલાક દિવસો નીકળી ગયા. આ સંધીમાં મહારાજના પિતા કેટલાક દિવસની રજા પર ધુળીએથી સટાણે આવ્યા હતા. ઘર છોડી ગમે ત્યાં બહાર જવાની મહારાજની હઠ ચાલુજ હતી, કારણ ઘર છોડ્યા વગર સુખ નહીં મળે એવી એમના મનની પક્કી ખાત્રી થઇ હતી. તેમણે અનાયાસે એક સ્થાનમાં ભેગાં થએલાં બધાં વડીલ માણસો આગળ ઘર છોડી વિદ્યાભ્યાસ માટે પુણે જવાની રજા મેળવવા માટે હઠ પકડી. ઘેર રહેવાથી સુખ થતુંજ નથી તે માટે બહાર મોકલવાથી કદાચ સુખ થશે એ સમજુતથી, તેમના સુખ તરફ લક્ષ આપી, વડીલ માણસોએ અતિ દુ:ખિત હૃદયે તેમનું કહેવાનું કબુલ કર્યું અને તે પ્રમાણે પ્રવાસની બધી તૈયારી કરી આપી એક દિવસે તેમને સ્ટેશન-પરથી રવાના કર્યા અને મહારાજ યથાકાળે પુણે જઇ પહોંચ્યા.

પુણે ગયાં પછી, જેટલાં વર્ષો મહારાજનું ત્યાં રહેવાનું થયું તેટલા વખતમાં સારી માઠી જે હકીકતો બની હશે તે સંબંધી પ્રત્યક્ષ એવી બહુ બીનાઓ મળી નથી. પરંતુ ખૂબ દુ:ખ અને કષ્ટમાં એમનો તે વખત પસાર થયો એટલુંજ ફક્ત સમજાય છે.

છતાંએ પ્રસંગવશાત્ મહારાજના મુખમાંથી નીકળેલી વાતોપરથી અને કેટલીક તેમના સંબંધીઓની મારફતે અને કેટલીક જુના સદ્‌ગૃહસ્થો તરફથી અમને જે જે ખબરો મળી, તે જોકે અસંબદ્ધ છે, તો પણ જેમ મળી છે તેમને તેમ નીચે આપીએ છીએ.

પુણાની નદી કિનારે આવેલાં ઓંકારેશ્વરના મંદિરમાં પહેલાં તેમણે કેટલાક દિવસો કહાડ્યા. તેમની એકંદર રીતભાતથી કોઇને પણ તેમની દયા આવતી હોવાથી, કોઇને પણ ખબર પડે કે તેઓ ભૂખ્યા છે એટલે તે તેમને જમવા બોલાવતાં. "આપણું કુટુંબનું નામ ક્યાં ક્યાં પ્રસર્યું હશે તેનો કાંઈ નિયમ નથી અને આપણે મૂર્ખ પેઠે ભાટકા મારતા ફરીએ છીએ તેને લીધે કુટુંબ હલકું પડશે," એમ ધારી પોતાનું ખરૂં ઓળખાણ એ કોઇનેજ થવા દેતા નહોતા અને જેવો પ્રસંગ હોય તે પ્રમાણે તેઓ ચાલતા. અભ્યાસનું નિમિત્ત કહ્યું હતું તે પ્રમાણે કેટલાક દિવસ તો ઘેર પત્રદ્વારા પોતાના ખુશ ખબર જણાવવા એ ઉદ્દેશથી, ત્યાંના નારાયણશાસ્ત્રી ગોડબોલે અને વામનશાસ્ત્રી મરાઠેને ઘેર તેમના સહવાસમાં મહારાજ કેટલાક દિવસ રહ્યા. રાસ્તાપેઠમાં પણ તેમણે કેટલાક દિવસ કહાડયા. જેમને જેમને ઘેર રહેવાનો પ્રસંગ આવે તેમને તેમને એમનો કોઈ પણ પ્રકારે કંટાળો ન આવે એવી રીતે ચાલી, તેમના ઘરનાં કોઈપણ મહેનતનાં કામો મહારાજ પોતે ત્રાસ સોસીને પણ કરતા હતા. વિદ્યાભ્યાસ ઉપર એમનું લક્ષ ચોંટતું નહી અને અભ્યાસનો કંટાળો તથી ગમે ત્યાં ગામ બહાર કોઈ એકાંત દેવળમાં જઈ, ત્યાં કેટલાક દિવસ નિરાહાર સ્થિતિમાં રહી, ઈશ્વર સંબંધે તેમને જે કાંઈ સ્ફુર્યું તે પ્રમાણે તેમણે ધ્યાનધારણા, યોગાભ્યાસ, તપશ્ચર્યા, અનુષ્ઠાન, સ્નાન સંધ્યા ઈત્યાદિ સત્કર્મમાં કેટલાક દિવસ કહાડ્યા. નિરાહારને લીધે શરીર અશક્ત બની ગળી ગયાં જેવું લાગે એટલે ફરી ગામમાં બ્રાહ્મણોને ઘેર ભિક્ષા માંગી તેઓ તેટલા વખત માટે પોતાનો ઉદર નિર્વાહ કરી લેતા. એની મેળેજ જો કોઈ જમવા બોલાવે તો તે જમવા પણ જતા. પરંતુ ખાસ કરીને એકજ ઘેર અથવ

એકજ ઠેકાણે અથવા એકજ પ્રમાણેના વ્યવહારમાં તેમણે દીવસો કહાડ્યા નહીં. કેટલાક દીવસો એક ઠેકાણે તો કેટલાક વળી બીજી કોઈ જગ્યામાં, કેટલાક દીવસો ભિક્ષા માંગી તો કેટલાક દિવસ અપવાસી તો કેટલાક દિવસ કડવા લીંબડાનાં પાંદડાં ખાવાની ટેવ પાડી, એમણે વખત ગાળ્યો. આમ કરવામાં મહારાજનો શું ઉદ્દેશ હશે એ વિષે વિચાર કરતાં એમ લાગે છે કે બહુ દિવસો એકજ જગ્યાએ એકજ જાતના વ્યવહારમાં અને એક બે ગૃહસ્થો સાથેજ સંબંધ રાખ્યાં કરવાથી, ઓળખાણ અને પરિચય વધી જાય એ ઠીક નહીં એમ સમજીનેજ, જુદા જુદા ભાગમાં અને જુદી જુદી અવસ્થામાં તેમણે આ વખત પસાર કર્યો હોવો જોઇએ. આ સમયમાં બનેલી જે જે વાતોની ખબર મળી તેમાંની એક બાઇની હકીકત એમને એમજ નીચે આપી છે.

એક વખત ગામ બહાર એકાંતમાં બેસી જીવ બહુ દુ:ખી થઇ ગયો હતો તેથી ગમે ત્યાં જઇ ખાવાની સવડ કરવાના હેતુથી પહેલાં શહેરના જે ભાગમાં ગયા નહોતા એવા અજાણ્યા ભાગમાં રાસ્તા પેઠમાં જઇ વિશ્રાંતિ માટે પાસે આવેલાં ઘરની બહારના ઓટલા પર મહારાજ જઇ બેઠા. ઘરનું બારણું બંધ હતું. તે ઘરની માલીક એક પુખ્ત ઉમ્મરની વિધવા બ્રાહ્મણ સ્ત્રી હતી. થોડી વારે તે બહાર આવી અને મહારાજ તરફ જોઇ તેણીને તેમની દયા આવી, મહારાજ અપવાસી હોયાંની ખબર પડતાં તેણીએ તેમને કાંઇ ફરાળ વગેરે ખવરાવ્યું. 'થોડું ઘણું તારૂં પેટ ભરાયું કે ?' એમ તે બાઇએ પૂછ્યું તેના જવાબમાં ફક્ત 'હુંઅ' ઉત્તર આપ્યો. તેમની તે હુંકારની પદ્ધતી ઉપરથી તેમનુ પેટ ભરાયું નથી એમ તે બાઇ સમજી; અને એવા ગરીબ ભૂખ્યા બ્રાહ્મણને પોતાને હાથે થોડું પણ અન્ન અપાયું તે જોઇ તે બાઇને સમાધાન થયું તેથી, 'તારૂં પેટ ભરાયું ન હોય તો આવતી કાલે આવજે એટલે તને પેટ ભરી ખવડાવીશ' એમ તે બાઇએ કહ્યું. 'આવતી કાલની વાત આવતી કાલે,' એમ કહી મહારાજ ત્યાંથી નીકળી પોતાને ઠેકાણે પાછા ફર્યા.

બીજે દિવસે જ્યારે મહારાજ ફરી તે બાઇને ત્યાં જમવાની વખતે ગયા ત્યારે તે બાઇ જમવાનું તૈયાર કરી તેમની વાટજ જોતી બેઠી હતી, એમ તેમને જણાયું. તેણીએ તેમને જોતાંજ અતિ આનંદથી અંદર બોલાવ્યા; પણ મહારાજ અંદર ન જતાં ઓટલી ઉપર બારણાંમાંજ બેઠા અને 'મને અહીંજ પીરસો,' એમ કહ્યું. તે બાઇએ એક મનુષ્યને બસ થાય તેથી પણ વધારે અન્ન ખુમચામાં પીરસી મહારાજ આગળ મૂક્યું, પણ ખૂબ દિવસોના અપવાસને લીધે તેમણે તે બધું અન્ન સાફ કર્યું. તે જોઈ તે બાઇને લાગ્યું કે આટલાં અન્નથી પણ આની તૃપ્તિ થઇ નહીં તેથી તે બહુ દિવસનો અન્ન વગરનો ભૂખ્યોજ હોવો જોઇએ. આથી તે જરા ખિન્ન થઈ બોલી 'આટલા અન્નથી તારી ક્ષુધા–શાંતિ થશે એમ મને લાગતું હતું, પરંતુ મારો અંદાજ ખોટો પડયો. જો તું આવતી કાલે આવીશ તો તને પેટ ભરી જમાડીશ. દેવની દયાથી મ્હને બધી રીતની અનુકુળતા છે અને તું રોજ આવે અથવા તો અહીંજ આવી રહે તો તેમાંએ મને સંતોષજ છે.' તે બાઇને છોકરૂં છૈયું કાંઇ નહોતું અને તે એકલીજ હોઇ ખાઇપી સુખી હતી. તે બાઇના દયાળુ સ્વભાવનો વિચાર કરતા મહારાજ પછી પોતાના મુકામ પર પાછા આવ્યા.

ત્રીજે દિવસે, તે બાઈ સાથે બે દિવસનો પરિચય થયાથી મહારાજ તેની સાથે વાત કરતા બેઠા. વાત કરતાં કરતાં આગલે દિવસે વધારે અન્ન ખાધું હતું તે તેની નજરમાં આવ્યું હતું તે ઉપરથી તેના સમાધાન માટે એમણે તે બાઇને કહ્યું "આજે હું ખૂબ જમ્યો. તમો મ્હને રોજ પૂછો છો 'તારૂં પેટ ભરાયું કે' તે પ્રમાણે આજે પણ તમોએ તેમજ કહ્યું. વધારે જમ્યો એમ જે તમને લાગે છે તેનું કારણ મારા પેટમાં ખાનારા પુષ્કળ છે; હું એકલોજ ખાઉં છું એમ નથી. તમારો ધાર્મિક સ્વભાવ જોઈ મારી ઇચ્છા વધી અને એમ થયું કે મારે ખાનારાં માણસો ખૂબ છે તો મારે ખાતાં વધેલું અન્ન તેમને માટે લઈ જવું. તમો પણ પીરસ્યાંજ ગયાં અને પેટ ન ભરાયું હોય તો આવતી કાલે આવજેજ એમ કહેતાં તેથી સાથે સાથે મ્હારાં માણસોનાં પેટની પણ વ્યવસ્થા કરવી એમ મારા

મનમાં આવવા લાગ્યું. તમો એવોજ ક્રમ જો વધારે પ્રમાણમાં ચાલુ રાખો તો પુષ્કળ લોકોને ખવડાવ્યાંનું પુણ્ય તમોને મળે," એમ મહારાજે કહ્યું તે ઉપરથી તે બાઈએ કહ્યું, "કાંઈ હરકત નહીં હું તને જેટલું જોઇએ તેટલું પીરસીશ, તું ફાવે તેને આપ્યાં કર; મ્હને તેનો કાંઇ વાંધો નથી, પણ મ્હારા બારણા આગળ ફક્ત તેની ધાંધલ નહીં જોઇએ, નહીં તો મારાં સગાં મ્હને ત્રાસ આપશે. આવી રીતે ખવડાવવાની મ્હારે તો જરૂર હતીજ. કેટલાંએ વર્ષોથી મારા પતિનો સહસ્ત્ર ભોજન કરાવવાનો સંકલ્પ હતો પણ તેમનાથી તે થાય તે પહેલાં તેઓ મરણ પામ્યા. તેમની તે ઇચ્છા પૂર્ણ થાય એવું મ્હને થયાંજ કરતું હતું અને આ રીતે કેમ ન હોય પણ ગરીબ ગરબાંને તું અન્ન આપતો હોય તો સારૂંજ થયું. હું તને તેમને માટે રોજ અન્ન રાંધીને આપ્યાં કરીશ. તે ઉપરથી મહારાજે ફક્ત રોટલીઓનીજ માંગણી કરી અને તે બાઈએ પણ તે કબૂલ કરી. તે પ્રમાણે તે મહારાજની પતરાળીમાં રોટલી પીરસતી અને મહારાજ તે લઇ જઈ ઓંકારેશ્વરના દહેરામાં ભીખારીને વહેંચી આપતા પછી વધારે વધારે રોટલીઓ મળવા માંડી તેથી તે ઉંચકી જવામાં મદદ કરે તે માટે એક ભિખારીને મહારાજ પોતાની સાથે લાવતા. આ પ્રમાણેનો ક્રમ સુમારે એક મહિનો ચાલ્યો, પછી મહારાજને આ વાતનો કંટાળો આવ્યો તેથી "મારૂં પેટ હવે ભરાયું" અને "આવતી કાલથી હું નહીં આવું" એમ મહારાજે તેણીને કહ્યું. બીજા ભિખારીઓને પણ "હવે આવતી કાલથી અન્ન નહીં મળે એમ કહી, ગામ બહાર એક મહાદેવના દહેરામાં એક બ્રહ્મચારી હતા તેના સહવાસમાં જઈ એઓ કેટલાક દિવસ રહ્યા. ત્યાં રહ્યા તે દરમ્યાન તે બ્રહ્મચારી, શિવ માહાત્મ્ય અને બ્રહ્મચર્ય માહાત્મ્ય પુષ્કળ પ્રકારે મહારાજને સમજાવીને કહેતો. પછી ત્યાં પણ કંટાળો આવ્યો તેથી પુણા છોડી બીજે કયાંઈ જવું એમ મહારાજના મનમાં થવા લાગ્યું. "હવે પછી કેટલાક દિવસ પત્ર વ્યવહાર કરવાનો નથી; પણ હું ખુશી આનંદમાં છું, એમ ધારી મારી ચિંતા કરશો નહીં;' એમ પોતાનાં વડીલ માણસોને ઘેર પત્રથી લખી જણાવી એક દિવસે રાત્રે બાર વાગે

તેઓ તે દહેરામાંથી, તે બ્રહ્મચારીને પણ કહ્યા વગર નીકળ્યા અને મુંબઇને રેલ્વે રસ્તે પગે ચાલી ચાલી એક સ્ટેશન પર આવ્યા. રસ્તામાં કાંઇ નાનું મોટું ગામ આવે તો ત્યાંથી ચણા મમરા, વગેરે સાથે લઇ આગળ ચાલવા લાગતા. વચ્ચે વચ્ચે રેલ્વેના કાંકરા ઉપર ચાલવું પડતું હોવાથી પગ ફાટી જઇ તેની ચામડી સુદ્ધાં નીકળી જવા માંડી. આવી રીતે ચાલતાં ચાલતાં રાત્રિ થાય એટલે જંગલ હોય કે દરી ડુંગરી હોય ત્યાં ગમે ત્યાં રેલ્વે રસ્તો છોડી, એકાદા ઝાડ નીચે થાકી ગયાથી પડી રહેતા અને ઉંઘ લેતા. પુણેથી નીકળતી વખતે મહારાજ પાસે અબોટીઉં તથા કેટલાંક વાસણ તથા જરૂરી ઓઢવાનાં પાથરવાનાનું એક પોટલું હતું. પ્રવાસમાં તેનો પણ કંટાળો આવ્યાથી તે બોજા રૂપ થઇ પડ્યું તેથી પહેરેલાં ધોતીઆં શિવાય શરીર પરનાં અને માથાં પરનાં કપડાં પણ કહાડી તે કપડાં તથા પોટલાંને તે ઘાટની ટેકરીઓની ઉંડી બખોલમાં ફેંકી દીધાં અને પહેરેલાં ધોતીઆંનો અર્ધો ભાગ શરીરપર ઓઢી ચાલવા લાગ્યા. આવી રીતે ચાલતાં ચાલતાં ચોથે દિવસે બપોરને સુમારે એક મ્હોટું સ્ટેશન અને પાસેજ ગામ દેખાવા લાગ્યું. શોધ કરતાં જણાયું કે તે કલ્યાણ હતું. ઘણા દિવસથી અન્ન ન મળ્યાથી પ્રાણ વ્યાકુળ થવા લાગ્યો તેથી ગામમાં ચાર ઘર ભિક્ષા માંગવાના ઉદ્દેશથી, બપોરનો વખત જોઇ મહારાજ ભિક્ષાએ નીકળ્યા. પહેલાં જે બ્રાહ્મણના બારણા આગળ ગયા તે એક સરકારી અધિકારી હતા. ‘ કાંઇ વધ્યું ઘટ્યું હોય તો ભિખારીને આપો, ’ એમ કહેતાં, ‘ જમી લીધું છે આગળ જાવ, ’ એવો અંદરથી જવાબ મળ્યો. આવી રીતે ચાર પાંચ ઘેર મહારાજે કરગરીને ભીક્ષા માંગી પરંતુ દરેક ઠેકાણે જુદી જુદી જાતનાં બહાનાં કહાડવામાં આવ્યાં અને એમને ભિક્ષા મળી નહીં. તેથી ખરાબ લાગી, રડવું આવ્યું અને નશીબને દોષ દેતા ગામની બહાર પાણીની જગ્યા ઉપર આવી, બે ઘાટ ઠંડા પાણીથીજ તેમણે પોતાનાં ક્ષુધા તથા તૃષા શાન્ત કર્યાં; અને એક ઝાડ નીચે પોતાના દુર્દૈવનો વિચાર કરતા તે બેઠા. સંધ્યાકાળે પાંચ છ વાગ્યાને સુમારે એક મરાઠાની વૃદ્ધ બાઇ

ખેતરમાંથી એ રાડકે ઘેર જતી હતી તેનું લક્ષ મહારાજ તરફ ગયું. કોઇપણ સંકટગ્રસ્ત બ્રાહ્મણનો છોકરો, કોઇની પણ સહાયતાની અપેક્ષાથી બેઠો હશે એમ તેને લાગ્યું; તેથી તે તેમની પાસે આવી બહુ પ્રેમથી પૂછપરછ કરવા લાગી. તેના તે પ્રેમ-યુક્ત શબ્દ સાંભળી મહારાજને ફરી ડુમો આવ્યો, રડવું આવ્યું અને મ્હોં વાટે શબ્દ પણ નીકળી ન શકયો. તેણીએ ચાર ડહાપણની વાત કહી સમાધાન કર્યું એટલે તેને એમણે જરૂર જેટલી પોતાની હકીકત કહી. તે ઉપરથી તે ડોસીએ કહ્યું "અરે! ભાઇ! મ્હારે પણ તારા જેવાંજ કષ્ટો સહન કરવાં પડ્યાં છે. આપણાં કર્મમાં હોય તે પ્રમાણે ભોગવવું પડે છે. મ્હારા બાપનો બોધ હું તને કાહું છું તે ધ્યાનમાં રાખ અને તે પ્રમાણે ચાલ એટલે તને દુ:ખ થશે નહીં" એમ કહી તે ડોસીએ નીચેનો શ્લોક બોલી બતાવ્યો.

***पाणीबिणी पिउनिया तशीच कशी तरी वेळ काढावी।**
**जोडावी ती हरिभक्ति आपणाचि आपुली कर्मदशा ही भोगावी॥**
**सोसावी ही विपद्दशा संपद्दशा बळेंच सोडावी**
**मोडावी विषयाशा सच्चरणसंगती न सोडावी॥**

સંકટ પ્રસંગની શરૂઆત પછી માર્મિક અને બોધકર, એકદમ મનને જાગૃત કરનાર એવો આજ એક પહેલો પ્રથમ ઉપદેશ તે સાઠ સીત્તેર વર્ષની વૃદ્ધા પાસેથી મહારાજને મળ્યો. આજ ઉપદેશ વાળી આર્યા મહારાજ હંમેશ બોલતા અને તેનો અર્થ હૃદયને ડંખતા એટલે ગદ્ગદિત બની રડતા. તે વૃદ્ધાએ આ આર્યા બોલી દેખાડયા પછી, તેના આગ્રહથી તેઓ તેને ઘેર ગયા. ત્યાં ગયા પછી, ગમે તેટલું કહ્યા છતાં પણ જ્યારે તેણે જોયું કે મહારાજ ખાતા નથી ત્યારે તે વૃદ્ધાએ કહ્યું, "તું જે જે ઘેર ભિક્ષા માંગતા

* પાણી આણી પીનેજ ફક્ત ગમે તેમ વખત કહાડવો. હરિ ભક્તિ સાધવી. વળી પોતાની કર્મદશા પોતેજ ભોગવવી. વિપદ દશા (સંકટો આવી પડતાં) સોસવી. સંપત્તિ અવસ્થા પ્રયત્ન કરીને છોડવી. વિષયની આશાનો ભંગ કરવો. સત્ચરણ સંગતી છોડવી નહીં.

ગયો હતો તેજ ઘેર રાત્રે સાત આઠ વાગ્યાને સુમારે પાછળને દરવાજે ભિક્ષા માટે જજે; એટલે પાછળના ભાગમાં સ્ત્રી વર્ગ હોય છે, તેમનું મન દયાળુ હોય છે અને તેમની પાસે રહ્યું સહ્યું કાંઈ તો હોયજ તે તને આપશે પણ આમ ભૂખ્યો ન રહે.

થોડા દિવસ પહેલાં સાકોરીમાં હતા ત્યારે મહારાજના મુખમાંથી સાંભળવામાં આવેલાં બોધામૃતનો કેટલોક ભાગ તે વૃદ્ધાના ઉપદેશ સાથે તત્વદૃષ્ટિએ બરોબર મળતો આવતો હોય એમ લાગે છે, તેથી તે મહારાજના શબ્દોમાં આપીએ તો અસ્થાને નહીં ગણાય.

"જ્યાં લોભવૃત્તિ હોય છે, ત્યાં દાન ધર્મ વિષયની વૃત્તિ નથી હોતી અને મન પણ પવિત્ર નથી હોતું. પુરૂષ અવસ્થામાં લોભ અધિક. એટલે કે 'લોभमूलानि पापानि' એ શાસ્ત્રસિદ્ધ વાક્ય પ્રમાણે; લોભ ઉત્પન્ન થવો એજ મુખ્યત્વે પાપનું બી છે. મનુષ્યોમાં અને તેમાંએ પુરૂષ અવસ્થામાં અનેક બાહ્ય વિષયો દેખાવા લાગે એટલે લોભ ઉત્પન્ન થવો સાહજીકજ છે. આ પાપનું મૂળ અથવા બી આપોઆપ સહજ અવસ્થાથી આવ્યું અને જગતને અનુસરી તે તેવી રીતે આવેજ, પરંતુ તે બી એટલે લોભ, ઉત્પન્ન થયા પછી તેની પૂર્ણતા થવા માટે જો કાંઈ ખટપટ કરવામાં ન આવે તો પાણી વગેરે ન નાખ્યાથી જેમ બી બળી જાય છે, તેમજ આવેલો લોભ પણ નાશ પામે છે. પરંતુ તેની પૂર્ણતા માટે જો ખટપટ કરવામાં આવે તો તે લોભરૂપ પાપનાં મૂળ વધારે ઉંડા ઉતરી તે દૃઢ થાય છે. ખટપટ પૂર્ણ થયાં પછી જે ચીજનો લોભ ઉત્પન્ન થયો હોય તે ચીજની સિદ્ધતા થઈ ફલ પ્રાપ્તી થાય એટલે તે પાપનાં મૂળીઆં વધારેને વધારે ઉંડાં ઉતરી, તે પાપ વધારેજ જોરવાળું બન્યું એમ સમજવું. એટલું પણ થયાં છતાં સિદ્ધ થયેલા ફળનો જો સમાધાન વૃત્તિવડે બીલકુલ અંગીકાર ન કરવામાં આવે તો અત્યાર સુધી વધેલાં પાપ વૃક્ષનો નાશ થાય છે. અને તેનાથી કાંઈપણ જાતનું નુકસાન થતું નથી. પણ સિદ્ધ થયેલાં ફળનો આનંદથી

ભા પ્રેમાસક્ત બની જો અંગિકાર થાય તો તે લોભ લાલિષાપાને ની બરોબર પૂર્ણતા થઈ એમ જાણવું એટલે પછી સ્વાભાવિક રીતેજ આખરનું પરિણામ અનેક પ્રકારનાં દુઃખોના ભોગ ભોગવવામાં થાય છે અને આ બધું ક્રમે ક્રમે લોભની પૂર્ણતા માટે જાણી જોઇનેજ કરવામાં આવ્યું હોવાથી આ દુઃખનું નિવારણ બ્રહ્મદેવ પણ કરી શકતા નથી. પછી તે લોભરૂપ પાપની છેવટે પૂર્ણતા થાય ત્યાં સુધી આપણે જાણી જોઇ જેમ ખટપટ કર્યા કરીએ છીએ તેજ પ્રમાણે જાણી જોઇનેજ તે ખટપટથી ઉલટી રીતની એટલે પરમેશ્વરી લોભ ધરી તેની વધુને વધુ પૂર્ણતા થાય તે માટે ખટપટ ચાલુ રાખીએ તો પુણ્યફળની આખરે પૂર્ણતા થાય છે અને તેને લીધે તે દુઃખ ભોગ પણ ટળે છે કારણ પાપ અને પુણ્ય એકેકથી વિરૂદ્ધ હોવાથી, પાપ કરતાં ખૂબ વધી ગયેલાં પુણ્યરૂપ શસ્ત્રથી, વધી ગયેલાં પાપરૂપ વૃક્ષનો નાશ થાય છે. આમ છે તેથી જાણી બુજી થયેલા પાપનો નાશ, જાણી બુજી કરેલાં પુણ્ય સંચય શિવાય બીજું કોઇ પણ કરી શકતું નથી.

હવે લોભરૂપ પાપની વૃદ્ધિ કરી તેની જાણી જોઇ પૂર્ણતા કરવાની પ્રવૃત્તિ પુરૂષ અવસ્થામાં વધારે હોય છે તેથી પુરૂષોના અંતઃકરણ સદોદીત અપવિત્ર અને સ્વભાવિક રીતેજ પુણ્ય કર્મ કરવા તરફ હંમેશ પરાંગમુખ હોય છે અને જો તે જાણી જોઇ પુણ્ય કરે તો પણ તે વિષયલોભની પૂર્ણતાને મદદ થાય તે માટેજ કરશે. એવો તેમનો સ્વભાવજ હોય છે. તેથી તેવા પુણ્યને પુણ્ય ન કહેવું; કારણ જે પુણ્યની મદદથી વિષયલોભનીજ પૂર્ણતા થાય—એટલે કે પાપજ જોરદાર બને—એવા પ્રકારનું પુણ્ય જાણી જોઇને કરીએ તો પણ તે પાપજ થાય છે એમ સમજવું. પેટ ભરવા માટે બાજરી ખાઈએ તો આખરે વિષ્ટાજ થાય છે અને કેશરી ભાત ખાઈએ તો પણ તેજ થાય છે, કંઈ સોનું થતું નથી. તેજ પ્રમાણે વિષયલોભની પૂર્ણતા માટે પાપ કે પુણ્ય ગમે તે કરીએ તોપણ તેનું પરિણામ પાપજ થાય છે. લોભ શબ્દથી ફક્ત પૈસાનોજ લોભ ન સમજવો. કોઈપણ પ્રકારની સારી માઠી ચીજની ઇચ્છા કરવી એજ લોભ. સારાંશ, લોભ અને તેની પૂર્ણતા માટે

અનેક સારા માઠા ઉપાય કરવા એવી સ્થિતિ ખાસ કરી પુરૂષમાં હોય છે તથી દયાર્દ્રપણું, પરોપકારબુદ્ધિ, અને અંતઃકરણની પવિત્રતા એ ગુણો પુરૂષોમાં બહુ હોતા નથી. એથી ઉલટી સ્ત્રી જાતિ. કારણ લોભ અને તેની પૂર્ણતા માટે ખટપટ કરવાની પ્રવૃત્તિ સ્ત્રીઓમાં બહુ હોતી નથી તેને લીધે તેમના મનની અપવિત્રતા પણ બહુ નથી હોતી અને દયા પરોપકાર બુદ્ધિ અને આવે જાય તે ભિખારીને ભિક્ષા વિગેરે આપવાની તેમની સ્વાભાવિક સદ્વૃત્તિ હોય છે. આમ છે તથીજ પહેલેથી શાસ્ત્રના નિયમ પ્રમાણે પણ સ્ત્રી-જાતિએજ રસોઈ કરી પુરૂષોને પીરસી જમાડવા એવો નિયમ છે. તેમની વૃત્તિ પવિત્ર અને દયાળુ રહે એવોજ ઇશ્વરી સંકેત પણ છે. કારણ તેવી પવિત્ર અને પ્રેમળ વૃત્તિવાળી સ્ત્રીઓના હૃદયમાં પરમેશ્વરની વસ્તી હોય છે અને તે પરમેશ્વરજ, તે ભોળી સ્ત્રીઓ મારફતે અનેક પુરૂષોના પાપક્ષાલન તેમને તેમની મારફત ખવરાવી કરે છે. દ્રૌપદી જેવી ભોળી અને પવિત્ર સ્ત્રીના હૃદયમાં ભગવાને વસ્તી કરી, તેની મારફત હજારો લોકોનું અન્ન સંતર્પણ કરાવી, હજારો પુરૂષોનો ઉદ્ધાર કર્યો. આવાં ઘણાંએ પુરાતન ઉદાહરણો છે” આ પ્રમાણે મહારાજનું બોલવું થયું.

મનુષ્યોમાં પુરૂષોની આવી સ્થિતિ છે. તથીજ આગળને બારણે મહારાજને ભિક્ષા ન મળી અને પાછળને બારણેથી ભિક્ષા સ્ત્રીઓ તરફથી ખુબ પ્રેમ સહિત મળી. ઘણાએ વ્યવહારી લોકોમાં આવો અનુભવ હાલ પણ આવેછેજ.

તે વૃદ્ધાના કહેવા પ્રમાણે રાત્રે મહારાજ પાછળને બારણે ભિક્ષા માટે ગયા અને તેમને ચાર પાંચ ઘેર માંગવાથી પેટપુર ભિક્ષા મળી. તે ખાવાથી થોડી હોંશીયારી આવી અને તેઓ તે વૃદ્ધાને ઘેરજ બહાર ઓટલી ઉપર સૂઇ રહ્યા.

પછી સહવારમાં ઉઠી તેમણે તે પ્રેમાળ વૃદ્ધા સ્ત્રીની રજા લીધી અને રેલ્વેની સડકનો રસ્તો છોડી સરકારી બળદ ગાડીને નાશિકને રસ્તે મહારાજ ચાલ્યા. નીકળ્યાં પછી ખુબ વખત પસાર થઈ ગયો એટલે વરસાદ શરૂ થયો. શરીર પર પૂરાં કપડાં પણ

નહીં એવી સ્થિતિમાંજ વરસાદમાં ભીજાતાં ભીજાતાં તેમણે આખો દિવસ ચાલ્યાં કર્યું. રાત્રે નવ દસ વાગ્યાનો વખત થયો તો પણ વિશ્રાંતિ માટે કયાંઈ આસપાસ ગામ ન જણાયું, વરસાદ પડતાજ હતો તેથી પૂરો રસ્તો પણ દેખાય નહીં એવું અંધારૂં થઇ ગયું હતું. વળી રસ્તા ઉપર વરસાદનું પાણી અતિશય વધી ગયું હોવાથી અને પગમાં કાંટા વગેરે વાગતા હોવાથી, રસ્તો ચૂકયાનો ભાસ થતો તેથી તે હાથ ફેરવી ફેરવી શોધી કહાડવો પડતો. આવી રીતે અત્યંત ત્રાસ ભોગવતા ભોગવતા જતાં જતાં, કેટલેક વખતે કુત્રાંનો ભસવાનો અવાજ સંભળાવા લાગ્યો. તેથી પાસે એકાદું ગામ હોવું જોઇએ એમ ધારી, તે દિશામાં આગળ વધ્યા એટલે એક નહાનું ગામ આવ્યું. સડકથી થોડે દૂર, ડાબી બાજુએ એક ખંડિએર દહેરૂં હતું. રાતની રાત ત્યાં વિસામો લેવો એ હેતુથી મહારાજ ત્યાં ગયા તો દહેરામાં વળી વધારેજ અંધારૂં હોઇ હમણાંજ પડેલા વરસાદનું પાણી જ્યાં ત્યાં ગળી ગળી બધે કાદવ પડયો હતો. એવી તે ભીની જગ્યામાં મહારાજે ગમે તેમ રાત કહાડી. આખો દહાડો ચાલ્યા હતા તેના થાકને લીધે અને પેટમાં અન્ન ન હોવાથી, સુસ્તી આવી જમીનપર સુતાંજ, તે ભીનાશ અને ઠંડીમાં પણ મહારાજને ગાઢ નિદ્રા આવી. સહવારમાં મહારાજ ઉઠયા તો વરસાદ બંધ પડ્યો હતો અને તડકો પણ નીકળ્યો હતો. તેથી બહાર દહેરાંની ભીતને અઢેલી તે ઉભા રહ્યા. ગામના આવનાર જનારા લોકોએ તેમની તે દયાજનક સ્થિતિ જોઇ પૂછપરછ કરી અને તેમને દયા આવવાથી તેઓ એમને પોતાની સાથે ગામમાં લઇ ગયા. ત્યાં તેમને ચાવડીમાં ઉતરવાની જગ્યા આપી પછી તેમાંના કેટલાંક તેમને સીધું પણ આણી આપ્યું. તે ચાવડીમાંજ એક બાજુએ રસોઇ કરી મહારાજ જમ્યા અને તે આખો દિવસ ત્યાંજ તેમણે વિશ્રાંતિ લીધી. ઘણા દિવસ સુધી અનેક પ્રકારનાં કષ્ટ અને ત્રાસ સોસ્યાં, ઉપરાંત પ્રવાસને લીધે શરીરના પણ હાલ બેહાલ થયા અને કંટાળી ગયા. હજી સુધી આપણા જીવનો નાશ ન થયો. પણ હવે આગળ શું કરવું એ, એમને સમજાયું નહીં. આપણે શું કહી ઘર બહાર નીકળ્યા? હવે ઘેર શું મ્હોં

દેખાડવું ? માટે ગમે ત્યાં કોઇ વનમાં બેસી તપશ્ચર્યા કરવી અને તેમ કરતાં જીવ જાય તો જવા દેવો. એવી રીતનો મનમાં નિશ્ચય કરી આપણે પુણા છોડી નીકળ્યા પણ તપશ્ચર્યા માટે સવડ ભરી જગ્યા હજી આપણને મળતી નથી એવો વિચાર તેમના મનમાં ઘોળાવવા લાગ્યો. છેવટે એવો વિચાર ઠર્યો કે ઘણા દિવસથી આપણે ઘેર ગયા નથી, પત્ર પણ લખ્યો નથી તેથી દાદાજી વગેરે બધાં મુરબ્બીઓ બહુજ દુ:ખી થતાં હશે માટે આપણને સારા કહો કે માઠા કહો પણ એકવાર તેમને મળી ત્યાં કેટલાક દિવસ રહી પછી રાનમાં જઈ તપશ્ચર્યા માટે બેસવું. આવો નિશ્ચય કરી સટાણે જવાના ઇરાદાથી તેમણે ત્યાંથી ચાંદવડનો રસ્તો પકડ્યો. આવી દુ:ખદાયક રીતે મુસાફરી કરતાં કરતાં, મુકામ કરી કરી કેટલેક દિવસે તે નાશિક પાસે આવી પહોંચ્યા. શહેરમાં જવાનો ઇરાદો નહોતો તેથી નાશિકથી બે ચાર કોસ આગળ ચાંદવડ તરફ જનારી સડકે જતાં જમણી બાજુએ આસરે બસો પગલાં ઉપર એક પાણીનો પ્રવાહ અને તેને સામે કીનારે તેમને બે દેવાલયો દેખાયાં. તેમાંનું એક નદીની પાસે અને બીજું થોડા અંતર ઉપર હતું. તે નદીમાં સ્નાન કરી પછી આગળ જવાનો એમનો વિચાર થયો અને તે પ્રમાણે સ્નાન કરી પહેલા દેવળમાં જઈ સંધ્યા વંદનાદિ આહ્નિક આટોપી, એમણે મહાદેવની પૂજા કરી. ત્યાંથી બીજા દહેરામાં જઈ ત્યાં પણ પૂજા વગેરે જે કરવાનું તે કર્યું. પછી પાસે ચણા વગેરે હતા તે થોડા ખાધા અને તે દહેરાંની બહાર એક છેડે ભીંતને અઢેલી ત્યાંજ વિચાર કરતા બેઠા. હમણાંજ આગળ જવું કે રાત અહીં ગાળી થાક દૂર કરવો ? એવા વિચાર કરતા કરતા દહેરાંની જમણી બાજુ તરફ પાસેજ આવેલા ડુંગરની શોભા નીહાળતા હતા તેવામાં એકાંતમાં બેસવા માટે જાણે કે ખાસજ તૈયાર કરી મૂકી હોય તેવી એક જગ્યા તે ડુંગર ઉપર તેમને દેખાઇ. આપણે માટેજ કોઇએ પણ તે જગ્યા તૈયાર કરી મૂકી છે એમ એમના મનમાં આવ્યું. તેથી તે તરફ તેમનું મન ખાસ ખેંચાયું. આ વખત દિવસનો બે વાગ્યાનો હતો. એક વાર તે જગ્યા જોઇ તો મૂકવી એમ મનમાં આવ્યું તેથી તેઓ ત્યાં જવા નીકળ્યા. નીકળતી

વખતે તેમના મનમાં આવવા લાગ્યું કે તે જગ્યા સારી હોય તો ત્યાંજ બેસી વખત કહાડવો; દેહની તો આપણે જરૂરજ નથી તો પછી છોને તે ત્યાંજ પડે! પરંતુ હમણાંજ ત્યાં બેસવું કે પછી ગમે ત્યારે, એનો હજી નિશ્ચય થયો નહોતો; છતાંએ સવડ ભરી જગ્યા દેખાય છે તો તે નિદાન જોઇતો રાખવીજ. એવો એમણે ઠરાવ કર્યો. એ જગ્યા અહીંથી બહુ દૂર નથી દેખાતી અને દહાડા છતાં તે જોઇ દહેરામાં પાછા ફરી શકીશું એમ એમને લાગ્યું. જો કે મહારાજ થાકી ગયા હતા તો પણ તેમનું મન ત્યાં જવા એકદમ અધીરૂં બન્યું અને તેમણે તરતજ ડુંગર ચ્હડવાનો પ્રારંભ કર્યો. પ્રથમ થોડી સપાટ જમીન પર ચ્હડ્યા પછી ચ્હડાવ આવ્યો. રસ્તો વગેરે કાંઇ નહોતું. તે ગુફા (જગ્યા) નું અનુસંધાન (લક્ષ્ય) રાખી તે જતા હતા. ચ્હડતાં ચ્હડતાં સંધ્યાકાળે સૂર્ય અસ્તને સુમારે, થોડો થોડો પ્રકાશ હતો તેવે સુમારે, તે તે ગુફા સુધી જઇ પહોંચ્યા. પણ સૂર્ય અસ્ત પહેલાંજ જગ્યા જોઇ મુકામ પર દેહરાંમાં પાછાં ફરાશે એવો એમનો ખ્યાલ હતો તે ભૂલ ભરેલો હતો એમ નક્કી થયું. તે જગ્યામાં ભીત જેવો સપાટ એક ઉભો કરાડો (પહાડ) હોઇ એક દોઢ પુરૂષ ઉંચાઇ ઉપર એક ગુફા હતી. ઉપર જવાનો રસ્તા નહતા. તો પણ ઠેઠ સુધી ઉપર જઈ તે ગુફા જોયાં શિવાય પાછા ન ફરવું એવો મહારાજે ઠરાવ કર્યો. અને આટલે દૂર આવ્યા છીએ તો આ જગ્યા આપણને સવડ પડતી છે કે નથી તે જોઇ લેવું એવો નિશ્ચય કરી ત્યાં પારસ (જંગલી) પીપળાનું એક ઝાડ હતું તેની નીચે લટકતી ડાળીઓ-માંની એક ડાળી પકડી તે ઉપર ચ્હડ્યા. (આ ઝાડ પીપળાની જાતનુંજ છે, પરંતુ સામાન્ય પીપળાના ઝાડના ફળ કરતાં આનાં ફળો બહુજ મ્હોટાં હોઇ તે ઔષધના કામમાં પણ આવે છે એમ, અમારા સાંભળ્યા પ્રમાણે, મહારાજે એકવાર કહ્યું હતું.) જાણે કે ઇશ્વરેજ ત્યાં તે ગોઠવણ કરી મૂકી હતી. ઉપર જઇને જોતાં તે ગુફા મહારાજને સવડવાળીજ લાગી. બે અઢી હાથ એટલે એક માણસ બેસે એટલી પહોળી અને આગળ બે ત્રણ માણસો બેસે એટલી લાંબી હતી. ત્યાં બેસે તો ડાબી બાજુએ ડુંગરનો કરાડો

અને જમણી બાજુએ તે ભીત જેવો ભાગ. ત્યાંથી ગબડે (સરી પડે) તો મનુષ્ય નીચેજ પડે અને કોઇ ઉભો થવા માંગે તો ત્યાં ઉભા થવાની જગ્યા નહોતી એવી તે ગુફા હતી. બેઠાં પછી માથા ઉપર એક કુટજ જગ્યા ખુલ્લી રહેતી અને ઉપર એક ઢળતો ખડબચડો ખડકનો પત્થરવાળો ભાગ આવ્યો હતો. તે જગ્યામાં તેમણે બેસી જોયું. ત્યાંજ બેસી રહેવાનો હજી વિચાર ઠર્યો નહોતો. આપણે કડક તપ કરવું છે અને તે માટે આ યોગ્ય જગ્યા છે એવો એકવાર વિચાર આવે કે બીજો વિચાર આવતો કે હવે પાછા જઇએ તો રાત્રી પડશે, રસ્તો પણ નથી, અને નીચે જઇશું તો તે દેવાલયમાંજ રાત કહાડવી પડશે. તેથી રાત અહીંજ ગાળવી અને સ્હવાર થતાં જોઇશું, એવો વિચાર ચાલુ હતો એટલામાંજ તેઓ પલાંઠી વાળી બેઠા. રાત્રી ત્યાં ગાળવાનો ઇરાદો હતો તે પ્રમાણે તે નીકળી ગઇ. પછી બીજોએ દિવસ ભલેને જાય એમ કહી ત્યાંજ બેસી રહ્યા. તે દિવસ પણ ગયો, ફરી રાત્રી પણ ગઈ, ભલે ગઇ તો ગઇ એમ કહેતાં કહેતાં આજે જઇશું, કાલે જઇશું, એમ કરતાં કરતાં બે ત્રણ દિવસ નીકળી ગયા. પછી તો તેઓ જે બેસી રહ્યા તે રહ્યાજ. દેહ ભાનજ જતું રહ્યું પછી શેની સ્હવાર અને શેની સ્હાંજ ! કાંઇજ ભાંજગડ નહીં. અંદર ઉંઘ આવ્યાં જેવું અને સ્વપ્ન આવ્યાં જેવું થતું, પરંતુ બાહ્ય વ્યવહાર કાંઇ નહોતો. પહેલાંની થોડી ઘણી ટેવ પણ પડી હતી તેથી તેમને ખાધાં વગર રહેવામાં કાંઇ અઘરૂં લાગતું નહોતું. “દેહપતન થાય અથવા ઇશ્વર પ્રાપ્તી જેને કહેવામાં આવે છે તે તો થશે. અકસ્માતના બળી બની જાણી જોઇ પડી આપઘાત કરી મરવા કરતાં પ્રભુનું નામ સ્મરણ કરી અન્ન પાણી વગર જે થવાનું હોય તે થાવ. લંકા જતાં મારૂતિ, અંગદ વગેરેએ પ્રાયોપવેશન (અપવાસ કરી મૃત્યુ ઉપજાવવાની ક્રિયા) કર્યું તે પ્રમાણે કરી દેહ જાય તો ઠીક ! એવા વિચાર આ પહેલાંજ તેમના મનમાં આવતા હતા. તેથી તે એકવાર બેઠા તે બેઠાજ.

શ્રીસદ્‌ગુરૂની ઉપરની કૃતિ, કાન્હોપાત્રા અને તુકારામ મહારાજે

પોતાના અભંગમાં વર્ણવેલા નિશ્ચય સાથે બરોબર મળતી આવે છે તેથી તે અભંગો નીચે આપ્યા છે.

**×न लगे मुक्ति मुक्ति, न लगे स्वर्गवास। नको जाणें वैकुंठास देवराया॥ न लगे योग याग अष्टांग साधन। न चुके बंधन येणें कांहीं॥ न लगे इष्ट मित्र सोइरे संबंधी। नको हे उपाधी पाठी लावूं॥१॥ माझिया मनीचा जाणा हा निर्धार। जीवासी उदार झालों आता॥ तुजविण दुजे न धरीं आणिका। भय लज्जा शंका हांकी-येली॥ तुका म्हणे आतां घातला हवाला। न सोडी विठ्ठला पांय आतां॥** **(श्री तुकाराम)**

**मोकलोनी आस जाहलें मी उदास। घेई कान्होपात्रेस हृदयांत** **(कान्होपात्रा)**

ગુફામાં બેઠે ઘણા દિવસ વીત્યાં બાદ મહારાજને એક વિચિત્ર દૃશ્ય દેખાયું. તે એવું કે તેમના શરીરમાંની એક દિવ્ય જ્યોતિ તેમને દેખાઈ અને કોઇએ તેમની પાસે આવી તેમના માથાથી તે પગ સુધીની હાથેલી જેટલી જાડી ચામડી કહાડી નાંખી. સાપની કાંચળી નીકળતાંજ જેમ બીજું શરીર દેખાય છે, તેમ તેમના અંદરના શુભ્ર અને દિવ્ય શરીરનો દેખાવ તેમનેજ દેખાયો. આવું ભયંકર દૃશ્ય દેખતાંજ મહારાજ દેહભાન પર આવ્યા અને જુએ છે તો તે દૃશ્ય અદૃશ્ય થઇ ગયું. પહેલાં

×ભુક્તિ (ભોગ) મુક્તિ નથી જોયતાં, નથી જોયતો સ્વર્ગવાસ. હે દેવ રાયા! નથી જવું વૈકુંઠે, નથી જરૂર યોગ યાગ કે અષ્ટાંગ સાધનની; એથી કાંઈ બંધન ચૂકતું નથી. આપ્તજનો મિત્ર સગાં સંબંધી નથી જોઈતાં. એ ઉપાધિ મ્હારી પાછળ ના લગાડીશ. મ્હારા મનનો આ નિર્ધાર જાણજો કે હું જીવપર ઉદાર થયો છું. તારા વગર બીજા કોઇને નથી પકડવાનો. ભય લજ્જા, શંકા હાંકી મૂક્યાં છે. તુકો કહે છે હવે તો હવાલો નાંખ્યો (સોંપ્યો) છે; હવે ઓ વિઠ્ઠલા તારાં ચરણ છોડવાનો નથી (તુકારામ)

બધી આશા છોડી હું ઉદાસ થઇ છું. આ કાન્હોપાત્રાને તારા હૃદયમાં લે. (કાન્હોપાત્રા)

જે ગુફામાં અને જે સ્થિતિમાં તેઓ બેઠા હતા તેજ ગુફામાં અને તેજ સ્થિતિમાં તે હતા અને તે ડુંગરોની નૈસર્ગિક શોભા તેમની સામે જેવી ને તેવીજ હતી. ત્યાં બેઠે કેટલા દિવસ થયા તેની તેમને ખબર પણ ન પડી. પરંતુ, સાધારણ બહારના દેખાવ પરથી તો લાંબોજ વખત પસાર થયો હશે એમ તેમને લાગ્યું. વળી તેમ લાગવાનું બીજું કારણ આ પણ હતું કે તેમનું શરીર સૂકાઈ જઈ એક હાડકાંનો માળોજ ફક્ત રહ્યો હતો; અને ફક્ત જમણા હાથ શિવાય શરીરના બાકીના બધા સાંધા એકેકની સાથે ચોંટી જઈ તેમની હાલચાલ બંધ થઈ હતી. તે ઉપરથી બેઠાં પછી ઘણોજ વખત પસાર થઇ ગયો હશે એવી એમની ખાત્રી થઈ, તે દિવસોમાં શરીરનું ભાન ન હોવાથી ક્ષુધા, તૃષા વગેરે બંધ પડ્યાં હતા. પરંતુ દેહભાન પર આવતાંજ ખૂબ તરસ લાગી જીવ અકુળાવા લાગ્યો; જીભ અંદર ખેંચાઈ, અને ગળું સૂકાઇ ગયું. પાણી શિવાય હવે પ્રાણ જાય છે એમ એમને લાગવા માંડ્યું. પાસે ક્યાંઇ પાણી નહોતું અને હોય તોપણ શરીરની ચાલવા હાલવાની ક્રિયા બંધ પડી હતી તેથી જગ્યાપરથી ઉઠી તે પાણી મેળવવાનું અશક્ય હતું. તેથી હવે આપણને "ખાત્રીથી મરણ આવશે અને ઘણા દિવસનો દેહ ત્યાગ કરવાનો હેતુ પૂર્ણ થશે" એમ ધારી તે દુઃખી સ્થિતિમાં પણ તેમણે એક પ્રકારે સમાધાન માનવા માંડયું. અને તે આનંદમાં આંખો બંધ કરી શાંતિથી પરમાત્માની લીલાનું કૌતુક જોતા તે સ્વસ્થ બેઠા. એટલામાં એકાએક આકાશ વાદળાંથી ભરપૂર છવાઈ ગયું અને વિજળીના કડકડાટ અને મેઘગર્જના સહિત મુસળધાર વરસાદ પડવાની શરૂઆત થઇ. ચારે બાજુએ પાણી થઈ ગયું અને જે ગુફામાં તેઓ બેઠા હતા ત્યાં પણ ઉપરના ડુંગર ઉપરથી વહી આવેલાં પાણી વડે બરોબર એમની સામેજ એક ખાબોચીઉં ભરાયું. હાલજ આપણને મૃત્યુ આપવાની પરમેશ્વરની ઇચ્છા નથી એમ જોઇ મહારાજે તે ખાબોચીયાંમાંનું થોડું પાણી હાલી શકતા જમણે હાથે લીધું અને પીધું. આથી તૃષા થોડી શાંત થઈ તેમને થોડી હોંશીઆરી આવી. એકજ આસનની અવસ્થામાં કાયમ બેસવાને લીધે ઇંદ્રિયોની હાલચાલ

કરવાની શક્તિ નાશ પામી હતી, તેથી અકડાઇ ગયેલા હાથપગને જમણે હાથે ચોળવાની એમણે શરૂઆત કરી. ત્રણ દિવસ તે ખાડામાંનું પાણી પી આવી રીતે શરીર ચોળવાનો ક્રમ તેમણે ચાલુ રાખ્યો. આથી ફરીથી રક્તાભિસરણ શરૂ થઇ ઇંદ્રિયોમાં ચાલવા હાલવાની ઠીક શક્તિ આવી અને તે ગુફામાંથી હવે નીચે ઉતરવાની તૈયારી કરે છે એટલામાં એકદમ ફરી દેહની વિસ્મૃતિ થઇ, એક દૃશ્ય તેમની સામે ખડું થયું, તે આ'વું હતું. " તેઓ એક અજાણી જગ્યામાં ઉભા હોઇ તેમની પાસેજ એક મહાદેવની મૂર્તિ સ્થાપી છે અને બાજુમાં સુંદર પાણીનો ઝરો વહે છે. પાણી પીવાની ઇચ્છાથી મહારાજ તે ઝરા પાસે ગયા અને હાથમાં લઈ પીવા લાગ્યા એટલામાં ત્યાં બે મનુષ્યોએ પ્રકટ થઈ એમના હાથ જોરથી પકડ્યા. તે મનુષ્યોમાંનો એક હિંદુ અને બીજો મુસલમાન હતો. તે બેઉએ એકદમ મહારાજના આખા શરીરની પગથી માથાં સુધી ચામડી ઉતારી નાખી એટલે અંદર એમનું એમનેજ એક દિવ્ય શરીર દેખાઈ આવ્યું. તે દિવ્ય શરીર તરફ આંગળી કરીને બેઉ વ્યક્તિઓએ કહ્યું કે " તું મરવા માટે બેઠો છે, પરંતુ અમો તને મરવા થોડાજ દઇએ ? અમો તારી પાછળને પાછળજ છીએ." એટલામાં જાગ્યા હોય તેમ તેઓ શુદ્ધીમાં ( દેહભાનપર ) આવ્યા. પહેલાં પ્રમાણેજ ફરી આમ થયું તેથી આ શરીર હવે મરશે નહીં એવી મહારાજના મનમાં પાક્કી ખાત્રી થવા માંડી. આ અથવા પહેલાં કહેલાં દૃશ્ય એ કાંઇ સ્વપ્ન નહોતાં, પણ બરોબર જાગૃત અવસ્થામાં જેમ એકાદો દેખાવ દેખાય તે પ્રમાણેજ આ દૃશ્યો હતાં. પરંતુ એ કેવી રીતે અને શા માટે દેખાયાં તે તેમને સમજાયું નહીં. વધારે વિચાર ન કરતાં, ઇંદ્રિયોની હાલચાલ થવાજ માંડી હતી તેથી ગમે તેવી રીતે બેસતાં બેસતાં પણ ડુંગરાની નીચે ઉતરીશ, એવો વિચાર કરી બેઠેલી જગ્યા ઉપરથી તેમણે સામે દૃષ્ટી ફેંકી તો કેટલાક અંતરપર મહારાજ પહેલાં દહેરામાંથી પર્વત ચ્હડી ગુફામાં ગયા તે વખતે અને પછી ગુફામાં બેઠાં પછી પણ તેમને દેખાયલાં ઝુંપડાં તેમની નજરે પડ્યાં. તે ઝુંપડીમાં બળતા દીવા મહારાજને ગુફામાં જઈ બેઠા પછી પ્રથમ એક બે દિવસ રાત્રિને વખતે

દેખાતા હતા. પછી ધીમે ધીમે તે પીપળાની ડાળી ઝાલી તેમણે પોતાના શરીરને લટકતું રાખ્યું અને ડુંગરનો ભાગ થોડાજ અંતર સુધી રહ્યો હતો તેથી તે પર પછડાઇશું તો પછડાઇશું એવો વિચાર કરી તેમણે જે હાથોવડે ડાળી ઝાલી હતી તે હાથ છોડી દીધા. નીચે પત્થર હતા તેથી તેમના શરીરને વાગ્યું. પરંતુ ઇશ્વરી સંકેતજ એવો હતો તેથી તે સ્થિતીમાં પણ તેમના જીવને કે શરીરને કાંઈ ઇજા થઈ નહીં. આ વાત પરથી કબીરજીના નીચેના વાક્યનું સ્મરણ થાય છે.

जितने तारे गगनेंमे उतने वैरी होय ।
कृपा भई रघुनाथकी तो बाल न वांका होय ॥

ગુફામાંથી નીચે ડુંગરપર ઉતર્યા પછી (પડ્યાં પછી), પાંચ દસ મિનિટ વિશ્રાંતિ લઈ તે ઝુંપડીઓની દિશામાં મહારાજ ઘુંટણીઆં કરતા ચાલ્યા. દિવસના ચાર વાગ્યાનો આ વખત હતો, તેથી સંધ્યાકાળ સુધીમાં તે ઝુંપડીઓ પાસે પોતે જઈ પહોંચશે એમ એમણે ધાર્યું હતું; પરંતુ ત્યાં પહોંચતા પહેલાંજ રાત્રિ થઈ ગઈ. કેટલાક દીવાનો પ્રકાશ પડતો હતો તે દિશામાં જતાં જતાં નવ દસ વાગ્યાને સુમારે તે, તે ઝુંપડીથી થોડાજ અંતરપર જઈ પહોંચ્યા અને તેમણે ધીમે સાદે બૂમ પાડી. તે વખતે બે ભીલડીઓ ત્યાંથી જતી હતી તેમણે તે બૂમ સાંભળી, તે તરફ જોયું તો એક ભયંકર માણસનું હાડપીંજર ઘસડાતું ઘસડાતું ચાલી રહેલું તેમની દૃષ્ટિએ પડયું. આ કાંઈ ભૂતપ્રેત હશે એમ ધારી તેઓ બીધાં; તે જોઈ, “ભયનું કાંઇ કારણ નથી, હું મનુષ્ય છું,” એમ મહારાજે તેમને એમના ધીમા સાદમાં જણાવ્યું. મહારાજની તે અવસ્થા જોઇ તે ભીલડીઓને દયા આવી અને તેઓ મહારાજને ઉંચકી પોતાની ઝુંપડીમાં લઈ ગયાં.

તે ગામનું નામ ગવળવાડી હતું. ત્યાંના સ્ત્રી પુરૂષો દૂધ, દહીં, ઘી અને ભેગાં કરેલાં બાળવાનાં લાકડાં નાશિક લઇ જઈ વેચતાં અને તે પર પોતાનો નિર્વાહ ચલાવતાં; ત્યાંના તે માણસો બહુ દયાળુ હોવાથી, તેઓએ પૂછી તેટલીજ હકીકત તેમના સમાધાન જેટલીજ મહારાજે કહી. તે સાંભળી તેમનું હૃદય

ભરાઇ આવ્યું. પીવાને દૂધ અને વિશ્રાંત માટે એક એકાંત જગ્યા આપી. તે બધાંએ મહારાજને યોગ્ય વિશ્રાંતિ મળે તે માટે પ્રયત્નો કર્યા. ત્રણ દિવસ મહારાજ ફક્ત દૂધ ઉપરજ રહ્યા. તે પછી થોડી હરવા ફરવાની શક્તિ આવી. પોતે ઉખેડી આણેલી ‘ કુરડુકુડુ ’ ભાજીનું શાક કરી ગરીબ લોકોએ આપેલા નાગલીના લોટના રોટલા કરી તે કોઇ કોઇવાર ખાવા લાગ્યા. થોડીઘણી ચાલવાની શક્તિ આવી એટલે તે ગરીબો ઉપર આપણે આપણો ફોકટ બોજો ન નાંખવો એ હેતુથી, મહારાજ એક બે દિવસે તેમની સાથે લાકડાંની ભારી લઇ નાશિક વેચવા જતા; અને જે પૈસા આવતા તે તેમને આપતા. એવી રીતે તે ગવળવાડીમાં મહારાજ એક મહિનો રહ્યા એટલે એક દિવસે, પ્રવાસ કરવાની શક્તિ ન હોવા છતાં, ઘેર જવા માટે તેમનું મન ઉંચકાયું. તેથી વધુ દિવસો ત્યાં ન રહેતાં ઘેર પાછા જવાનું તેમણે ઠેરવ્યું. ત્યાં તે પ્રેમાળ લોકોને મહારાજે આ વાત કહી ત્યારે પ્રવાસ કરવા જેવી શક્તિ હજી આવી નથી તેથી બીજા ચાર પાંચ દિવસ રહી પછી શક્તિ આવે એટલે જવું એવો તે લોકોએ આગ્રહ કર્યો. પરંતુ મહારાજનો નિશ્ચય પાક્કો ઠયો હોવાથી અતિ દુઃખિત હૃદયે તેમને રજા આપવાની જરૂર પડી. ત્યાંના સ્ત્રી પુરૂષ તેમજ છોકરાંને મહારાજ સાથે બહુ પ્રેમ બંધાયો હતો તેથી જ્યારે મહારાજ ત્યાંથી નીકળ્યા ત્યારે તે ગરીબ પ્રેમાળ લોકોને બહુ દુઃખ થયું.

આ હકીકતને સુમારે ત્રીસ પાંત્રીસથી વધારે વર્ષો થઈ ગયાં હશે.

મહારાજ ઘેરથી નીકળ્યા તે વખતે તેમના શરીરપર જે કપડાં વગેરે હતાં તે અત્યાર સુધીમાં ફાટી જઈ તેમના શરીર પર તેમણે એક ફાટેલું ધોતીઉં પહેર્યું હતું તે શિવાય બીજું કાંઈ રહ્યું નહોતું. ગવળવાડીમાં હતા ત્યારે તે લોકો પાસેથી એક ફાટેલું કંતાણુ મળ્યું હતું અને તે પણ રૂની ગાંસડીની ઉપર બાંધવામાં આવે છે તેવું પાતળું ઝરઝળીયાં જેવું, જાડા તાંતણાનું અને આછાં વણાટનું અર્ધું ફાટેલું હતું. ગુફામાંથી ગામમાં આવ્યાંને આશરે એક મહિનો થયો હોવાથી, તે હાડપિંજર થઇ ગયેલા

શરીરમાં તેટલા થોડા વખતમાં કહેવા જેવી કાંઇ શક્તિ આવી નહોતી, આવી સ્થિતિમાંજ હાથમાં લાકડી, કેડે ધોતીઉં અને શરીરપર તે કંતાણનો ટુકડો ઓઢી, તે ભીલ લોકોએ દેખાડ્યા પ્રમાણે, તે ચાંદવડની સડકે નીકળ્યા. ગવળવાડીથી વસંતના પિંપળ-ગામ સુધી પગરસ્તો છે અને તે ગામ પાસે થોડાક અંતરપરજ આ સડક શરૂ થાય છે. સડક પકડી, ચાંદવડ બાજુએ મૂકી આગળ ગયા પછી, સાથે નાગલીના લોટના રોટલા ગવળવાડીથી નીકળતી વખતે કરી લીધા હતા તેમાંથી થોડાક ખાઇ એમણે પાણી પીધું. આ પ્રાંત પોતાનો અને રસ્તો પણ રહાદારી હતો; તેથી ઓળખીતા માણસો રસ્તામાં મળવાનો સંભવ ઘણો હતો. આવી સ્થિતિમાં પોતાની આવી લોક વ્યવહાર વિરૂદ્ધ અવસ્થા તેમને કેમ દેખાડાય એમ એમને થયું. તેથી ઘણો ખરો પ્રવાસ એમણે રાત્રેજ કર્યો. રહાદારી (અવર જવર) ન હોય એવા જંગલમાં એકાદાં ઝાડ નીચે આખો દિવસ પડી રહેવું અને રાત્રે રસ્તો કાપવો; એ રીતે થોડો થોડો માર્ગ ચાલતાં લોહનેર ઠેંગુડની સડકે મહારાજ સટાણા આવી પહોંચ્યા.

આ અરસામાંજ મહારાજનું વર્ષ બદલાયું હતું અને તેજ વખતે આ ઉપર વર્ણવી તેવી અવસ્થા આવી. એમાં કાંઇ ઇશ્વરના નિયમાનિયમ હોય તો તેની તેનેજ ખબર. સર્વસાધારણ વ્યવહારી માણસોને તે સમજાવું કઠણ છે, કારણ કહેવત છે કે, "**जावें त्याच्या वंशा तेव्हां कळे !** (કોઇ અનુભવી જાણે રે)

## પ્રકરણ ચોથું.

### ગૃહસ્થાશ્રમ અને તેમાં સંકટપરંપરા

મહારાજ સટાણા ગામ પાસે આવી પહોંચ્યા પછી ગામમાં ન જતાં રસ્તામાંજ નદી આવતી હતી તેને આ પાર સડકથી દૂર નદીની રેતીમાં સંધ્યાકાળ થઇ અંધારૂં થયું ત્યાં સુધી રહ્યા; કારણ બીજા લોકોની દૃષ્ટિએ એવી અવ્યવસ્થિત રીતે પડવું એ તેમને ઠીક લાગ્યું નહીં, અને ઘરમાં પણ આવી સ્થિતિમાં એકદમ જવું

ઠીક નહોતું. તેથી અંધારૂં થયાં પછી રાત્રે સાત આઠ વાગે ગામમાં દાખલ થયા.

આ દિવસ શકે ૧૮૨૨ શ્રાવણ સુદ પાંચમનો હતો. સુદ પક્ષ હતો તેથી ચંદ્રનો પ્રકાશ થોડો થોડો હતો પરંતુ લોકો જોકે સૂઇ ગયા નહોતા, તોપણ તે વખતે વાદળાંથી આકાશ આચ્છાદિત હોવાથી મનુષ્ય ઓળખાય એવું અજવાળું નહોતું. આવે વખતે ગામમાં પેસી ઘરની આસપાસ ફર્યા કરી આગળને દરવાજે અંદર જવું કે પાછળને દરવાજે જવું, ઘરમાં કેમ દાખલ થવું, એ વિષે તેમના મનમાં ખૂબ વિચાર થયા. પરંતુ એકદમ ઘરમાં દાખલ થવાની એમની હિંમત ન ચાલી. છેવટે એકદમ ઘરમાં ન જવું, બધાં સૂઇ જાય પછી કેમ ઘાટ બેસે છે તે જોઇશું, નહીં તો આખી રાત ઘર બહાર ગાયનાં કોઢ. રાંમાં પડી રહીશું. સ્હવારે અનાયાસે કોઇને ખબર પડશે ત્યારે જોઇ લેવાશે એવા વિચાર તેમના મનમાં આવ્યા. પરંતુ આમાંથી કોઈ પણ વિચાર નક્કી થયો નહીં. તે વખતે ઘરની બેઉ બાજુએ બારણા આગળના રસ્તા ઉપર ગામના લોકો ફરતા હતા. તેથી ફરી ગામમાંથી બહાર જવાનો વિચાર કરી, કોઇને ન દેખાય તેવી રીતે ગામની પૂર્વે વસ્તી ( દરવાજા ) બહાર ખંડોબાનું દહેરૂં છે અને જે ભાગમાં લોકોની અવર જવર નથી એ બાજુ તરફ જઇ ખૂબ રાત્ર ગઇ ત્યાં સુધી તેઓ ત્યાંજ બેસી રહ્યા. રાત્રે અગિઆર સાડા અગિઆરનો સુમાર થઇ ગયો ત્યાર પછી, હવે ઘરને આગળને બારણેથી અંદર જવું એવો વિચાર કરી તે ત્યાંથી નીકળ્યા. તે વખતની તે ઘરની બાંધણી જુદા પ્રકારની હતી. હાલ તો નવું ઘર થયું છે. તે વખતે અંદર ચોક હતો અને તે ચોકમાં જવા માટે બારણું નહોતું. અંદરના ઘરનું બારણું રાત્રે બંધ થતું રસ્તા ઉપર ખુલ્લી રહેતી ફાટકમાંથી અંદર ગયા કે ડાબી બાજુએ ગાયનું કોઢારૂં હતું. આખી રાત તે ગાયના ઝુંપડામાં (કહોડમાં) પડી રહેવું એવા વિચારથી તેઓ ખંડોબાના દહેરાંમાંથી નીકળી સીધા આગળને બારણેથી જવાના હેતુથી નીકળ્યા. તે રસ્તો એવો છે કે ખંડોબાના દહેરાંથી ગામના દરવાજામાંથી ઘરમાં જવા માટે પહેલું પશ્ચિમ ભાગ

મુખ રસ્તે જવું પડે છે અને તે રસ્તે કેટલાક અંતર પર ગયાં પછી ફરી ઉત્તર તરફ વળી એક ગલીમાંથી ઘરમાં જવું પડે છે.

એવો કાંઇ ઈશ્વરી સંકેતજ હતો કે કેમ તે કોણ જાણે, તે હવે ઉત્તરના ભાગ તરફ વળે છે એટલેજ, પશ્ચિમ તરફ પેઠ બજાર ગલીનો જે રસ્તો છે ત્યાંથી કોઇ સામું આવતું હોય એમ દેખાયું. તેમની દૃષ્ટીએ ન પડવું અને આવનાર ગૃહસ્થ જે કોઇ હોય તે પસાર થઈ જાય પછી જવું એમ વિચાર કરી તેઓ બાજુએ સરકયા. તે ગૃહસ્થ પણ તે ઉત્તર તરફને રસ્તેથી જવા લાગ્યા. તે આગળ ગયા એટલે મહારાજ પણ તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં તે પોતાના મ્હોટા ભાઇજ (બાળકૃષ્ણશાસ્ત્રી) હતા એ વાતની મહારાજને ઓળખાણ પડી, તેથી થોડી હિંમ્મત કરી "દાદા" (ભાઈ) કહી હાંક મારી. બાળકૃષ્ણ શાસ્ત્રીનો સ્વભાવ એવો હતો કે ગામમાં જે ચાર સંભાવિત ગૃહસ્થો રહેતા હતા તેમને ત્યાં તેઓ રાત્રે જતા. તેઓ તે પ્રમાણે ત્યાં જઇ પાછા આવતા હતા. તેમણે બૂમ સાંભળી પાછળ ફરી જોયું, અને મહારાજની તે દીક્ષા, તે વેષ, અને તે સ્થિતિ જોઇ ગભરાયા જેવા બની મ્હોટેથી ધમકાવતા હોય તેમ, "કોણ છે ?" એમ પૂછ્યું. ઘણા દિવસોથી મહારાજ અને તેઓ મળ્યા નહોતા અને આવી સ્થિતિમાં અને આ'વે રાત્રીને સમયે તેમનો આવવાનો સંભવ પણ નહોતો તેથી તે ગભરાયા પરંતુ, "હું આવ્યો છું, ગભરાશો નહીં," એમ ધીમે રહી મહારાજે જવાબમાં કહ્યું તે પરથી તેમણે મહારાજનો સાદ ઓળખ્યો. એકેકની મુલાકાત થતાંજ મહારાજની આ'વી સ્થિતિ જોઇ તેમનું હૃદય ભરાઈ આવ્યું. દુઃખનું ડુસકું આવેલું કમી થયાં પછી, દાદાએ (મોટા ભાઇએ) ઘરની સર્વ સ્થિતિ મહારાજને કહી. તેમાં દાદાજીએ સંન્યાસાશ્રમ સ્વીકાર્યાનું પણ કહ્યું મહારાજને ગાયના કોંઢારાંમાં ઉભા રાખી મોટાભાઇએ ઘરમાંથી એક ધોતીઉં અને એક પહેરણ લાવી તેમને પહેરવા આપ્યાં. મહારાજે સાથે જે નાગલીના રોટલા કરી લીધા હતા તેમાંથી જે થોડા બાકી રહ્યા હતા તે કંતાણમાં વીંટાળીને ત્યાંજ મૂકયા, અને પછી મોટાભાઇની સાથે ઘરમાં દાખલ થઈ એક ઓલીમાં આખી રાત પડી રહ્યા.

દાદાજીએ એક વર્ષ પહેલાં સંન્યાસ લીધો હતો અને હાલ થોડા દિવસથી તેમને અર્ધાંગ વાયુ (લકવો) પણ થયો હતો. આ વખતે એમની ઉમ્મર લગભગ ૮૦ વર્ષ ઉપરની હશે. વૃદ્ધાવસ્થા આવીજ હતી તેમાં વળી આ લકવો થયો તેથી તેઓ હવે બહુજ અશક્ત થઇ ગયા હતા. તેથી ગોવિંદશાસ્ત્રી રજા લઇ ધૂળીએથી સટાણે આવ્યા હતા. દોઢ બે વર્ષથી મહારાજ તરફથી પત્ર વગેરે કાંઇજ નહોતા આવતા. બને એટલી શોધ કર્યા પછી જ્યારે એમને પત્તો લાગ્યો નહીં ત્યારે ઘરનાં બધાં માણસો નિરાશ થઇ ગયાં અને બધાંએ જાણ્યું કે છોકરાનું કાંઇ સારૂં માઠું થયું હશે.

રાત્રિ મહારાજે પોતાની ખોલીમાં ગાળી. બીજે દિવસે સ્હવાર થતાં મોટાભાઇએ પ્રથમ મહારાજના કાકાને પછી એમના બાપને અને પછી એમનાં માતુશ્રીને કહ્યું કે, કાશીનાથ અન્નપાણી વગર રહી ઉગ્ર તપ કરી હાડપિંજર અવસ્થામાં આવ્યો છે. આ ખબર સાંભળી ઘરનાં બધાં માણસો તેમને આવી મળ્યાં. તેમનું શરીર બહુ ક્ષીણ થઇ ગયું હતું. લાંબો પ્રવાસ પગેજ કરવાનો પ્રસંગ આવી પડ્યાથી, પગનાં તળીઆંની જાડી ચામડી અર્ધી ઉખડી જઇ લબડતી હતી અને તેનો થોડો ભાગ ચોંટી રહ્યો હતો તેની નીચેથી માંસ સ્પષ્ટ દેખાતું હતું. આથી ચાલતાં હરકત થતી હતી. આ સ્થિતિ જોઇ ઘરનાં બધાં માણસોને ખૂબ દુઃખ થયું. મહારાજશ્રીના પિતાએ તે તે લટકતી ચામડી કાતરથી કાતરી ચાલતાં થતી અડચણ થોડી કમી કરી; અને બધાંએ વિચાર કરી, યુક્તિ પ્રયુક્તિથી, ધીમે ધીમે, આ વાતની ખબર દાદાજીને કહી. હાલમાં દાદાજીને મહારાજનો બહુજ ધ્યાસ લાગી રહ્યો હતો; પણ દાદાજીની આવી સ્થિતિમાં એકદમ એમને આ ખબર કહેવાનું યોગ્ય ન લાગ્યું તેથી યુક્તિ યુક્તિએ આ વાતની તેમને ખબર આપી. આ ખબર સાંભળતાંજ એમની આંખમાંથી અશ્રુપ્રવાહ ચાલુ થયો. પછી મહારાજ જ્યારે પ્રત્યક્ષ દાદાજીની પાસે આવ્યા ત્યારે બેઉના હૈયાં ભરાઇ આવ્યાં અને બેઉને રડવું આવ્યું. થોડે વખતે શાંત થયા પછી, એકેકનો એકેક પર જે પ્રેમ હતો તેને લીધે એ ઉભયની

થયેલી એક નજર, મહારાજનાં તીવ્ર તપથી સાંચેલું પુણ્ય અને દાદાજીનું બ્રહ્મતેજ, એ ત્રણે કારણોથી એઉના હૃદયમાં જે અવર્ણનીય આનંદની લહેર ઉત્પન્ન થઈ તે તેમની તેમનેજ ખબર.

દાદાજીએ પાસે બેસાડી બધી હકીકત પૂછી તે ઉપરથી મહારાજે તે અથથી ઇતિ સુધી બધાં સમક્ષ કહી. નાશિક પાસેના ડુંગરપરની ગુફામાં અન્ન પાણી વગર રહ્યાંની હકીકત સાંભળી તે બધાંને આ જીવતો કેવી રીતે રહ્યો એ એક મ્હોટો પ્રશ્નજ થઈ પડ્યો. પછી એ ત્રણ દિવસો ગયા પછી ઘરની સ્ત્રીઓને ગાયનાં કોઢારાંમાં નિત્ય પ્રમાણે કામ કરતાં કરતાં કંતાણમાં બાંધેલા રોટલાના ટુકડાનું પોટલું મળી આવ્યું. આણે ઘોર તપ કર્યું એમ સર્વને લાગ્યું તેથી ઘરનાં બધાં માણસોની તેમના તરફ પૂજ્ય બુદ્ધિ થઈ; અને તે કુગાઈ ગયેલા રોટલાના ટુકડા બધાંએ પ્રસાદ સમજી લઇ ખાધા; ખરૂં જોઇએ તો આટલાં દુઃખ, કષ્ટ અને અપવાસને લીધે શરીર સૂકાઇ ગયું તેની સાથે મહારાજની મુખચર્યા પણ નિસ્તેજ અને ફીકી દેખાવી જોઇતી હતી. પરંતુ તેમના ચહેરા ઉપર તપનું વિલક્ષણ તેજ ઝળકી રહ્યું હતું. તે વખતે ત્યાંની નિશાળમાં શ્રી. તાટકે નામના ગૃહસ્થ હેડમાસ્તર હતા. એઓ પરમ ભગવદ્ભક્ત, સદાચરણી અને શાંત સ્વભાવના હતા. તે સદોદિત રામનામનો જપ કરતા. જરૂર જેટલુંજ બોલતા, બાકી આખો વખત મુખદ્વારા અખંડ નામોચ્ચાર કરતા. તેમણે મહારાજને જોઇ, તેમની હકીકત સાંભળી, 'આ બહુજ ઘોર તપશ્ચર્યાનું ફળ છે, તેમના મ્હોંપર બ્રહ્મતેજ ઝળકે (પ્રકાશે) છે,' એમ બધાંને કહ્યું.

ઘેર આવ્યા પછી પણ મહારાજે પોતાનો ઉપાસનાક્રમ બરોબર પહેલાં પ્રમાણેજ શરૂ કર્યો. બધું આન્હિક આટોપી તેઓ દાદાજીની પાસે બેસી તેમની સેવા કરતા. દાદાજીની આવી કષ્ટમય સ્થિતિ જોઇ તેમની આંખમાંથી સતત દુઃખાશ્રુ વ્હેતાં. ઘણાએ વૈદ્યોએ અનેક રીતે ઉપાય કર્યા, પરંતુ કાંઈ ગુણ આવતો નથી એમ જોઇ આપણે વૈદક શાસ્ત્રમાં નિપુણતા મેળવી હોત તો આ વખતે દાદાજીના કષ્ટનું નિવારણ કરી શક્યા હોત. આપણે આયુષ્યનાં

આટલાં વર્ષો વ્યર્થ ગુમાવ્યાં," એવા વિચારો એમના મનમાં આવવા લાગ્યા. આજ વિચારથી એમને વૈદકનો અભ્યાસ કરવાની ઇચ્છા થઇ અને નિશ્ચય પૂર્વક એમણે પોતાને ઘેરજ તે અભ્યાસ શરૂ કર્યો. પોતાના નિત્યક્રમથી પરવારી અને અભ્યાસ કરીને તેમણે અહોરાત્ર દાદાજીની સેવા કરી. આવી રીતે સુમારે પંદરેક દિવસ ગયા પછી, એમના પર સંકટો પર સંકટો અને દુ:ખો પર દુ:ખ આવે એવો ઇશ્વરી સંકેતજ હતો, એમ દેખાઇ આવ્યું. એક દિવસે રાત્રે ગોવિંદશાસ્ત્રીને એકદમ ઝાડા અને ઉલટી થવા લાગ્યાં. ઔષધ પાણી વગેરે કરી માનવી શક્તિ પ્રમાણે બધા ઉપાયો કરવામાં આવ્યા પરંતુ તેનો કાંઈ પણ ઉપયોગ થયો નહીં. બીજે દિવસે, ગોકુળ અષ્ટમીને દિવસે, બાર વાગે મહારાજના ખોળામાં માથું મૂકી તે સ્વર્ગવાસી થયા. ઘરમાંના કર્તા કારવતા તરૂણ પુરૂષ એકાએક આમ મરણ પામ્યા તેથી કુટુંબ ઉપર દુ:ખનો ડુંગરજ પડયો અને વૃદ્ધ દાદાજીના તે શારીરિક દુ:ખમાં આ માનસિક દુ:ખથી વધારો થઇ તે હવે દિવસે દિવસે વધારેને વધારે ઘસાતા ગયા. પિતાશ્રીનાં મરણ પછી મહારાજે પોતાના દાદાની સેવા શુશ્રૂષા બહુજ મહેનતથી ચાલુ રાખી અને વૈદક શાસ્ત્રનો અભ્યાસ પણ ધ્યાન પૂર્વક શરૂ કર્યો. આ પ્રમાણે વર્ષ સવા વર્ષ ગયું. પછી શકે ૧૮૨૩ માર્ગશીર્ષ વદ પાંચમે રાત્રે નવ વાગ્યાને સુમારે દાદાજીએ મહારાજને અને મહારાજના માતુશ્રીને બોલાવ્યાં અને મ્હને ઉઠાડી બેસાડો એમ કહ્યું. તે પ્રમાણે તેમને ઉઠાડી બેસાડયા એટલે તેઓ પલાંઠી વાળી (આસનસ્થ) બેઠા. એક બાજુએ મહારાજ અને બીજી બાજુએ તેમના માતુશ્રી બેઠાં. એવી આસનસ્થ સ્થિતિમાંજ તેઓ દેહાતીત થઈ સમાધિસ્થ થયા. તે ભાગમાં તેઓ એક સન્માન્ય અને પૂજ્ય ગૃહસ્થ હતા. તેમાંએ વળી તેઓ સંન્યાસાશ્રમ લઇ પૂર્ણ પરબ્રહ્મ અવસ્થામાં ગયા હતા તેથી બીજે દિવસે તે ગામના અને આસપાસના ગામના લોકોએ ભેળા થઇ તેમના બ્રહ્મ સ્વરૂપ થયેલા દેહને બહુ ધામધુમથી આખે ગામ ફેરવી સટાણા ગામની પશ્ચિમ દિશાએ આવેલી નદીના કીનારા પરના ન્હાના બગીચામાં મ્હોટા પિંપળાના ઝાડ નીચે દહાડે

બાર વાગ્યાને સુમારે સમાધિ આપી. હાલ ત્યાં ઉત્તમ સમાધિ મંદિર બાંધ્યું હોઇ શકે ૧૮૫૦ ની પોષ વદ અગીઆરસને ( તા. ૬-૨-૧૯૨૯ ) દિવસે તેમાં શ્રી દત્ત મૂર્તિની પણ સ્થાપના થઇ છે, આ સ્થાપના નિમિત્તે સટાણામાં શકે ૧૮૫૧ ચૈત્ર શુદ એકમથી રામ નવમી, દશમ, અગીઆરસ સુધી બહુજ મ્હોટો ઉત્સવ સમારંભ–પહેલાં કદી થયો નહોતો અને હવે પછી પણ એવો થશે કે કેમ તે કોણ જાણે–થયો. આ સમારંભનું જેટલું વર્ણન કરીએ એટલું થોડુંજ. આ સમારંભ મંદીર બાંધ્યાં પછી સટાણામાં મહારાજની સમક્ષ એમની ભક્ત મંડળીએ કર્યો. આજ મંદિરના દક્ષિણ ભાગમાં પાસે પાસેજ યશ્વંતરાવ મહારાજ ( દેવ-મામલતદાર ) નું સ્મારક બાંધ્યું છે.

એકવાર સંકટો આવવા માંડે એટલે એક પછી એક આવેજ છે, એ વાત ખરી કરવા માટેજ કે શું મહારાજના પિતાશ્રીના મરણ પછી તેમનું વરસી વળ્યું નહોતું એટલામાંજ મહારાજના દાદાજીનું મરણ થયું; અને ત્યાર પછી તુરતજ થોડા દિવસમાં મહારાજનાં બીજાં પત્નીએ પણ પોતાની આ લોકની યાત્રા પૂરી કરી.

આવી સ્થિતિમાંજ પછી લગ્નના દિવસો આવ્યા હોવાથી મહારાજનું ત્રીજું લગ્ન કરવાનો વિચાર તેમના કાકા અને આપ્ત ઇષ્ટ વર્ગ કરવા લાગ્યાં અને તે પ્રમાણે છોકરીઓ તરફથી પણ માંગાં આવવા લાગ્યાં પણ મહારાજને તે ઠીક લાગ્યું નહીં. આપણા નસીબમાં સંસાર નથી માટે હવે ત્રીજું લગ્ન કરવા કરતાં ગમે ત્યાં એકાંતવાસ કરી કેવળ પરમેશ્વર પ્રીત્યર્થ તપશ્ચર્યા, તીર્થાટન વગેરે કરવામાંજ આ દેહનો ઉપયોગ કરવો એ ઠીક, એવો મનમાં વિચાર કરી, આપ્ત ઇષ્ટ-જનોનો લગ્નનો વિચાર શરૂ થઇ, કાંઇ નક્કી ન થયું તે પહેલાંજ રખેને તે લોકો લગ્ન કરી નાંખે એ ધાકથી મહારાજે ઘર છોડયું અને લગ્નના દિવસો ( લગ્ન–ગાળો ) પૂરા થયા ત્યાં સુધી પોતાનો પત્તો કોઇને લાગે નહીં એવી સ્થિતિમાં તીર્થની જગ્યામાં પોતાનો વખત પસાર કર્યો. લગ્નના દિવસો પૂરા થયાં પછી હવે મુહૂર્ત



શ્રી ઉપાસની મહારાજ અને સતી ગોદાવરીબાઈ.
( સટાણા સમારંભ વખતનો ફોટો )

નથી એમ સમજી જ્યેષ્ટ મહિનાની આખરે મહારાજ ફરી ઘેર સટાણે આવ્યા. પરંતુ મહારાજના નસીબમાંજ ત્રીજું લગ્ન લખાયલું હોવાથી, લગ્નના દિવસો નહોતા, અને આગળને વર્ષે સિંહસ્થ હોવાને લીધે કાર્ય થાય નહીં એમ હતું તેથી, વાખારી ગામના એક સભ્ય ગૃહસ્થે પોતાની ઉપવર થયેલી કન્યા, મહારાજની ઇચ્છા નહોતી છતાં એમને હર પ્રકારે રાજી કરી મહારાજનેજ અર્પણ કરવાનું ઠેરવ્યું; અને અષાડ સુદ એકાદશીને દિવસે તે કન્યા સાથે મહારાજનું ત્રીજું લગ્ન થયું. થનારૂં ભવિતવ્ય, સારૂં વા માઠું, ચૂકવાતું નથી એવો વિચાર કરી મહારાજે જેમ થાય તેમ થવા દીધું.

મહારાજના મ્હોટા ભાઇ (બાળ કૃષ્ણ શાસ્ત્રી) ઉપર નાનપણાંથી દાદાજીના ઉત્તમ શિક્ષણનું પરિણામ થયેલું હોવાથી દાદાજીની કૃપાથી અલ્પ વયમાંજ પ્રકટ થયેલી તેમની વિદ્વતાનો પ્રકાશ, મહારાજના પિતાશ્રીના મૃત્યુ પછી લોકોમાં પ્રસરવા લાગ્યો હતો. તેથી બહુ પ્રયાસ પડયાં વગર, મુંબાઇના સુપ્રસિદ્ધ વકીલ કૈ. વા. મહાદેવ ચિમણાજી આપટેએ પુણામાં સ્થાપન કરેલા આનંદાશ્રમમાં સંસ્કૃત શાસ્ત્રીય વિષયના કામ ઉપર એમની નીમણુક થઈ. પછી તે થોડાજ વખતમાં પુણાની ટ્રેનીંગ કૉલેજમાં સંસ્કૃતના પ્રોફેસર થયા અને મહારાજ પોતાનાં નવાં પરણેલાં ત્રીજીવારનાં પત્નીને પુણે એમના ભાઈ બાળ કૃષ્ણશાસ્ત્રીને ત્યાં રાખી સાંગલી વે. શા. સં. વેંકટ રમણાચાર્ય પાસે ગયા.

વે. શા. સં. વેંકટરમણાચાર્ય એ સાંગલીમાં વ્યાકરણ શાળાના મુખ્ય અધ્યાપક હતા. આ કામ એમણે મરતાં સુધી કર્યું. તેમના હાથ નીચે ઘણાએ વિદ્યાર્થીઓ તૈયાર થયા. અને તેમાંના ઘણાએ પ્રસિદ્ધિમાં આવ્યા. એ મ્હોટા વિદ્વાન અને સાધુ વૃત્તીના પુરૂષ હતા. તેમની કીર્તી સાંભળી મહારાજે તેમના સહવાસમાં ઘણો વખત ગાળ્યો. તેમના સહવાસમાં રહી તેમના અનુગ્રહની મદદથી અને સ્વયંસ્ફૂર્તીથી વૈદ્યશાસ્ત્રમાં એમણે પ્રાવીણ્ય સંપાદન કર્યું. ત્રણ વર્ષથી વધારે વખત તેમણે આ અવસ્થામાં ગાળ્યો. આ અભ્યાસ

ચાલુ હતો છતાંએ, પરમાર્થમાર્ગનો તેમના મનને જે રસ લાગ્યો હતો તે તલમાત્ર પણ ઓછો થયો નહીં. કૃષ્ણાનદીના કીનારાપરના રમ્યભાગમાં અભ્યાસમાંથી બચતો બધો વખત તેઓ એકાંતવાસમાં ગાળતા. પહેલાં ઘણે અંશે સાધ્ય થયેલાં ધ્યાન ધારણા અને જપ જાપ્યનો અભ્યાસ સતત ચાલુ રાખી ઇશ્વરી શક્તિ કેમ પ્રાપ્ત થાય અને ઇશ્વિરી સંબંધ કેમ જોડી શકાય એજ વિચારમાં તે હંમેશાં વખત પસાર કરવા લાગ્યા. પછી પછીતો ખાવાપીવાની પણ પર્વા ન કરતાં લિંબડાનાં પાંદડા ઉપરજ કેટલાક દિવસો એમણે કહાડ્યા. આથી કૃષ્ણાનદી ઉપર ગાળેલા આ ત્રણ વર્ષ કરતાં વધારે વખતમાં એમણે અનુષ્ઠાન પણ સારી રીતે સાધ્યું. પછી પોતાના આચાર્યનો આશીર્વાદ લઇ તે પોતાને ઘેર સટાણે આવવા નીકળ્યા.

પરંતુ પાછા જવા માટે રેલવે ભાડાં માટે પણ જોઇએ તેટલા પૈસા નહોતા. તેથી તે પગેજ નીકળ્યા. ચાલતાં ચાલતાં એક દિવસ બપોરને સમયે એક અજાણ્યું ગામ આવ્યું. ગમે ત્યાં થોડો વખત વિસામો લેવાના હેતુથી તે ગામમાં પેઠા. એક સારા માણસે આ ગરીબ પાંથસ્થ બ્રાહ્મણ છે એમ ધારી રહેવાની જગ્યા આપી અને ઘરની સ્ત્રીઓને સીધું વગેરે આપવાનું કહી તે પોતાને કામે ગયા. સીધું આવ્યાં પછી, થાકી પાકી આવ્યા હોવાથી તરતજ રસોઇ કરવાને બદલે સંધ્યાકાળેજ રાંધવાનો વિચાર કરી મહારાજે પોતાની પાસેના ચણા ફાકી કુવામાંથી પાણી કહાડી પીધું. થોડો વખત વિશ્રાંતિ લીધા પછી દિશાએ જવાની હાજત થવાથી તેઓ લોટો લઇ ગામ બહાર ગયા અને ખૂબ દૂર જઇ એક ખેતરમાં ખુલ્લી જગ્યામાં શૌચ વિધી માટે બેઠા. તે જગ્યાથી ઘણે દૂર દોરડાંપર ખેલ કરનાર ખેલાડીઓના કેટલાક ડેરા હતા. તે તેમના ડેરા ઉઠાવી બીજા ગામમાં જવાની તૈયારીમાં હતા. તેમની પાસે સામાન લઇ જવા માટે ગધેડાં હોય છે. તેમાંનું એક ઘરડું અને કાંઇ વધુ કામમાં ન આવે એવું મરંમરૂં થઇ રહેલું વૃદ્ધ ગધેડું મહારાજ જ્યાં બેઠા હતા તે બાજુએ ફરતું હતું. તે તેમની થોડું પાસે આવ્યું અને તાપને લીધે બે ચાર ચક્કરો ખાઇ નીચે પડ્યું.

ગધેડાં આળોટે છે તે પ્રમાણે આ પણ પડ્યું હશે એમ તેમને પ્રથમ લાગ્યું. પરંતુ નીચે પડયા પછી ગધેડાં જેમ આળોટે છે તેમ ન કરતાં તે તડફડવા લાગ્યું, અને થોડા વખત પછી તો તેના પગ પણ હાલતા બંધ થયા. ત્યારે તે મરી ગયું કે શું એવો વિચાર શૌચે બેઠેલા મહારાજના મનમાં આવ્યો. એટલામાં તે લોકોમાંનો એક માણસ ગધેડાંની શોધ માટે આવ્યો અને તેણે મહારાજ જ્યાં શૌચે બેઠા હતા ત્યાં તેમની સામેજ તે મરેલું પડેલું જોયું. આ કોઇ અજાણ્યો ગૃહસ્થ જણાય છે. પૈસાવાળો હશે, તેથી એની પાસેથી કાંઇ કઢાવવું એવા હેતુથી તે ગધેડાંને શોધવા આવેલો મનુષ્ય, મહારાજ પાસે જઇ પોતાની ભાષામાં કહેવા લાગ્યો કે, 'ત્હેં પત્થર મારી ગધેડું માર્યું, માટે અમારૂં ગધેડું ભરી આપ.' એમ કહી તેણે પોતાના લોકોને બોલાવ્યા અને મહારાજનો શૌચવિધિ પુરો થયો તે પહેલાંજ તેમને ઉઠાડી તેમની પાસેથી તેમનો લોટો ઝુંટાવી લીધો અને તેમને પોતાના ટોળામાં લઈ ગયા. ત્યાં રાવટી વગેરે સામાન ભરી ગધેડાં લાદયાં હતાં અને બીજે ગામ જવાની તે લોકોની તૈયારી થઇ હતી. તે લોકોએ મહારાજને કહ્યું "ગધેડું ભરી આપ નહીં તો તેનો બોજો લઇ અમારી સાથે ચાલ" આવી રીતે તે લોકોએ મહારાજને અડાવ્યા. પારકા પરદેશમાં આપણે આના હાથમાં સપડાયા. બપોરનો વખત. ગામનું કોઇ પાસે નહોતું. હશે ! ઇશ્વરેચ્છા ! આપણી પાસે તો તેમને આપવાને કાંઇ નથી. થોડો વખત રાખી તે આપણને છોડી દેશે" એ'વો વિચાર તેમના મનમાં ઘોળાવવા લાગ્યો. તે બધા લોકોએ સ્ત્રી છોકરાં સહિત તેમની આસપાસ ભેગા થઇ, કોલાહલ કરી મૂકયો. આ કોલાહલ આગળ "હવે આપણે શું કરવું," એ મહારાજને કાંઇજ સૂઝયું નહીં તેથી તેઓ સ્તબ્ધ ઉભા રહ્યા. તેમની આ સ્તબ્ધતા જોઈ તે લોકો અંદરઅંદર કહેવા લાગ્યા કે "આ પૈસા આપતો નથી માટે આના માથા ઉપર એ ગધેડાનો બોજો મૂકી એને થોડે દૂર લઈ જઇએ એટલે એની મેળેજ એ ગધેડાંના પૈસા ભરી આપવા તૈયાર થશે. પણ એમની આ ધારણા ભૂલભરી નીવડી. મહારાજ

પાસે એક પૈસો પણ નહોતો તો તે ગધેડાંની કીંમત ક્યાંથી આપે ? વળી તે ગધેડાંને મહારાજે માર્યું નહોતું. તે મરવા જેવું થઇ ગયેલું હોઈ પોતાની મેળેજ મરી ગયું હતું. છેવટે તે લોકોએ બળજબરીથી તેમનો સામાન—મરઘાં કુકડાંનો કરંડીઓ અને કાંઈ ચીથરાં બચકાં વગેરે જે કાંઇ હતું તે—તેમની ગરદન ઉપર મૂકયો. મહારાજ ઉપર આ એક કઠણ પ્રસંગ આવ્યો “ બાપુ મારી પાસે કાંઇ નથી મને શા માટે ત્રાસ આપો છો ? વગેરે શબ્દો વડે તે લોકોની વિનવણી કરી મહારાજ તેમને પગે પડયા. તે નિર્દય લોકોએ તેમનું કાંઇ નજ સાંભળ્યું એટલુંજ નહીં પણ મહારાજ નાશી ન જાય માટે દોરડાનો એક છેડો મહારાજના ગળા સાથે બાંધી, બીજો એક ગધેડાંની પૂંછડીએ બાંધ્યો અને તેમને લઈ ચાલ્યા. આ વખતે મહારાજના મનમાં અનેક પ્રકારના દુઃખના વિચારો આવી આંખમાં પાણી આવવા માંડ્યાં, અને ગધેડાં સાથે સંબંધ જોડયાથી એવો પણ વિચાર મનમાં આવ્યો કે, ‘ ઇશ્વરે આજે આપણને ગધેડા બનાવ્યા તેમાં તેમનો કાંઇ પણ હેતુ હશે.’ ઉપરથી તડકો, પગ બળે છે, ક્ષુધા તૃષાથી પ્રાણ વ્યાકુળ થાય છે, એ'વી સ્થિતિમાં તેમની આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યાં પરંતુ તે લોકોના મનમાં દયાનો જરાપણ અંકુર ફૂટ્યો નહીં. આ'વી રીત એમને લઇ જતાં જતાં ‘ તને તે ગધેડાંની પેઠે મારી નાંખીશું અથવા પોલીસના તાબામાં આપી દઇશું વગેરે,’ ધમકી પૈસા કઢાવવા માટે મહારાજને વચ્ચે વચ્ચે આપ્યા કરતા હતા. મહારાજ આ બધું સાંભળી લેતા અને કાંઈપણ બોલ્યા શિવાય બોજો લઇ રસ્તે ચાલ્યા કરતા હતા. કારણ બોલવાનો કે વિનવવાનો કાંઈપણ ઉપયોગ થાય એવી એમને આશાજ નહોતી પરંતુ તે લોકોનાં આ'વા વર્તનથી, કૃતિથી અને ઉપાડવા પડતા બોજાથી થતા ત્રાસને લીધે તેમની આંખમાંથી શ્રાવણ ભાદરવા વહ્યા. આમ ચાલતાં ચાલતાં સુમારે બે ત્રણ કોસ ઉપર આવેલું આ ટોળીના મુકામનું ગામ જેમ જેમ પાસે આવતું ગયું તેમ તેમ એ લોકોનો પોતે કરેલાં કામ બદલ ભય વધતો ગયો. “ આની પાસેથી કાંઇ મળવાની આશા દેખાતી નથી, ગામ પાસે આવતું

જાય છે, આને લીધે આપણી પર કાંઈ ભાંજગડ ઉપસ્થિત થશે." એ વાતનો એમણે અંદર અંદર વિચાર કર્યો અને મહારાજને છોડી દીધા. આ સંકટમાંથી મુક્ત થયા પછી, પહેલાં જે ગામમાં મુકામ કર્યો હતો ત્યાં જવા મહારાજ પાછા ફર્યા અને દીવા સળગવાને સમયે ત્યાં જઈ પહોંચ્યા.

આ તમાસગીર લોકો સાથે મહારાજ બે અઢી કોસ ચાલતા ગયા હશે અને તેટલુંજ પાછું ફરી ચાલી મુકામ પર આવવું પડયું તેથી એઓ તદ્દન થાકી ગયા હતા. અને ભૂખ તરસ પણ ખૂબ લાગ્યાં હતાં. તેથી પેલા ઘરવાળાએ આપેલાં સીધાંમાંથી ચોખા લઇ ખીચડી કરી તે થોડી ખાઈ સૂઇ રહ્યા. થાકયા હોવાને લીધે સુતાંની સાથેજ તેમને સ્હવાર સુધી ગાઢ નિદ્રા આવી ગઇ. રાત્રીને વખતે તેઓ તે ગામમાં આવી પહોંચ્યા હતા તેથી અને ત્યાંના લોકો પણ અજાણ્યા અને અડાણી હતા તેથી પોતાની દુર્દશા કોઇને કહેવી એ ઠીક નહી એમ વિચાર કરી મહારાજ સ્હવારમાં ઉઠતાંજ કોઇની સાથે કાંઇ પણ બોલ્યાં શિવાય પોતાને રસ્તે આગળ ચાલવા મંડયા. આવી રીતે પગે ચાલતા ચાલતા તેઓ પુણે આવી પહોંચ્યા. કેટલાક દિવસ પુણે રહી તે ફરી ઘેર સટાણે આવ્યા. લગ્ન થયું હતું તેથી ગૃહસ્થાશ્રમને અનુસરી લોકરીત પ્રમાણે વ્યવહાર કરવાની જરૂર હતી તેથી તેમણે તેમનો વૈદ્યનો ધંધો શરૂ કર્યો.

થોડાજ વખતમાં તેમનો ધંધો સારી રીતે ચાલવા માંડયો અને આસપાસના ગામમાં તેમની ઘણી પ્રસિદ્ધિ થઇ. આવી રીતે કેટલોક વખત ગયા પછી, મ્હોટા પ્રમાણમાં ધંધો ચલાવવા માટે એકાદા શહેરમાં દવાખાનું કહાડવું એવો વિચાર કરી તે માટે ઉમરાવતી શહેર પસંદ કરી ત્યાં 'રામાશ્રમ' નામનું દવાખાનું કહાડયું. ઉત્તમ નાડી પરીક્ષા, અચુક રોગ પરીક્ષા, યોગ્ય ઔષધની યોજના, તપસિદ્ધિથી હસ્તગત થયેલી યશસ્વી હસ્ત ક્રિયા, નિર્લોભ વૃત્તિ, પરોપકાર બુદ્ધિ, સમતાવાળું અને ધાર્મિક વર્તન વગેરે સદ્ગુણોથી બહુજ થોડા દિવસમાં તેમની ત્યાં ખૂબ કીર્તિ પ્રસરી.

ઉમરાવતી શહેરમાં થોડાજ કાળમાં બહુ સારી રીતે તેઓ

જામી ગયા. લોકરીત પ્રમાણે હવે સંસારની બાજુ પણ સ્વીકારવી જોઇએ, ધંધાની દષ્ટીએ ઘરનાં સત્તાના માણસની સહાયની તેમને જરૂર ભાસવા લાગી; તેથી તેમણે પોતાનાં પત્ની સૌ. દુગાબાઈને ઉમરાવતી આણ્યાં, અને તેમની સાથે ધર્મ, અર્થ, કામ, મોક્ષની સિદ્ધી અર્થે યોગ્ય વ્યવહાર તેમની સાથે કરતા રહ્યા. મહારાજની વિદ્યાનો પ્રસાર ચારે બાજુએ થવા માંડયાથી અને ત્યાંના વિદ્વાન અને લોકપ્રિય ઓનરેબલ શ્રીમંત ગણેશ શ્રી કૃષ્ણ ઉર્ફે દાદાસાહેબ ખાપર્ડે તરફથી તેમને મળેલાં ઉત્તેજનને લીધે આર્ય વૈદ્યકનો પ્રસાર થાય એ હેતુથી 'ભેષજ રત્નમાળા' નામનું માસિક એમણે શરૂ કર્યું. આ માસિકમાં દેખાઈ આવતી તેમની સ્વદેશ હિતની લાગણી અને તે સંબંધમાં તેમના વિચાર બહુ મનનીય અને અનુકરણીય છે. તેથી તેમાંનો કેટલોક ભાગ અહીં નીચે આપીએ છીએ.

## સ્વધર્મ.

**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ।** गीता.

આપણા આર્ય ધર્મ અને આરોગ્ય શાસ્ત્રનો અત્યંત નિકટ સંબંધ છે. ખરૂં આરોગ્ય શાસ્ત્ર એ પોત પોતાના ધર્માચરણ ઉપરજ અવલંબી રહ્યું છે. ઉત્તમ રીતે સ્વધર્માચરણ કરવું એ આરોગ્યનું જબરજસ્ત મુખ્ય મૂળ છે. આપણને આપણા પૂર્વજોની જે કાંઈક ખબર છે, તે ઉપરથી આપણી એવી ખાત્રી થાય છે કે, તેઓ અતિશય સુદ્દઢ બાંધાના હતા, ને તેમનું ધર્માચરણ ઉત્તમ તરેહનું હતું. કેવળ સ્વધર્માચરણને લીધેજ જેમને મરણ પર્યંત કોઈ પણ રોગ થયો નહિ, એવા ઘણા લોકો આપણા પૂર્વજોમાં થઇ ગયા છે. સ્વધર્મત્યાગ, એ કેવળ સર્વ અનર્થનું, વિપત્તીનું, અપયશનું, દારિદ્રયનું, રોગનું, વગેરે વગેરે અનેક દુ:ખકારક બાબતોનું મૂળ છે, એમ પક્કી રીતે સમજી, જેમણે સ્વધર્મ માટે પ્રસંગ આવે પ્રાણત્યાગ કરવામાં પણ આઘું પાછું જોયું નહીં, એવા પણ કેટલાક પૂર્વજો આપણામાં થઇ ગયા છે. તેમની મ્હોટાઇનું વર્ણન કરવાની પણ હાલ આપણામાં યોગ્યતા રહી નથી.

આપણી આજુબાજુ હાલ દૃષ્ટિ કરીએ તો આપણુને એમ દેખાઇ આવશે કે, હાલના સર્વ લોક અશક્ત, નિરૂત્સાહી આળસુ અને સ્વધર્મ તરફ ઉદાસીનવૃત્તિ ધરાવનારા છે. પહેલાંની સ્થિતી ને હાલની સ્થિતીમાં અમારા પૂર્વજોમાં ને અમારામાં આટલો મ્હોટો ફરક પડવાનું શું કારણ હશે ? એવો સાહજીકજ વિચાર મનમાં ઉત્પન્ન થાય છે, ને તે સંબંધમાં બારીક રીતે જોઇએ તો આપણુને એવો એક ખુલ્લો સૃષ્ટિ નિયમ જણાઈ આવશે કે આ પંચભૂતાત્મક દેહમાં વિજાતીય પરમાણુ બીલકુલ ટકતાં નથી. કલ્પના કરો કે ત્હમારા પગમાં કાંટો ભાગ્યો. તે ક્યારે અંદર ભાગ્યો તે તમને ખબર નથી ફક્ત પગ દુખવા માંડ્યા પછી એટલે કાંટો ખરેખર ભાગ્યો ત્યાર પછી ઘણો વખત વીત્યાબાદ ફક્ત પગ દુખવા લાગ્યો તેથી આપણે એવી કલ્પના કરીએ છીએ કે એમાં કાંટો ભાગ્યો છે. આપણને આવો તર્ક થવો વા ખાત્રી થવી તેનું મૂળ કારણ શું ? એટલુંજ કે શરીરનો એવો ધર્મ છે કે તેમાં વિજાતીય વસ્તુ બીલકુલ ટકી શકતી નથી; આજ ઉદાહરણ આ સર્વ સામાન્ય સિદ્ધાન્ત ઠરાવવાને પૂરતો છે. જે રીતભાતમાં કિંવા ખાવા પીવામાં આપણી પ્હેલાંની સેંકડો પેઢીઓ રહી, તેમાં ફેરબદલ કિંવા ફરક અથવા સેળભેળ થવાથી આપણને હાલ આ સ્થિતિ પ્રાપ્ત થઇ છે. હવે આપણે આ વાતનું બારીકાઇથી નિરીક્ષણ કરવું જોઇએ ને શોધી કહાડવું જોઇએ કે પ્હેલાંની રીતભાત, આચારવિચાર, તેમજ અન્ન વસ્ત્ર એમાં કાંઈ ફરક થયો છે કે કેમ ? પ્હેલાંનો ઇતિહાસ જોતાં એમ દેખાઈ આવશે કે, આપણા દેશમાં પરદેશથી, બહુજ થોડી વસ્તુ કોઈક વાર આવતી એટલે કે આપણા લોક પોતાની દેશી વસ્તુથીજ પોતાનું કામ ચલાવી લેતા. પરદેશી વસ્તુ અથવા પરદેશી આચાર વિચારનો એમને કવચિત્‌જ સંપર્ક થતો. જ્યાં સુધી આ સ્થિતિ ચાલુ હતી, ત્યાં સુધી એટલે કે પેઢીને પેઢીઓથી ચાલતા આવેલા આચાર વિચાર, રીતભાતમાં ફરક અથવા ભેળસેળ થઈ ન્હોતી ત્યાં સુધી, આ આર્યભૂમિની સ્થિતિ આરોગ્ય દૃષ્ટિએ ઉત્તમ હતી, એવું પુરાણોમાં લખેલી અનેક વાત ઉપરથી સિદ્ધ કરી આપવાનું શક્ય છે. આપણુને જે આ નિકૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત

થઇ છે તેનો ઉદય મુસલમાની કારકીર્દીમાં થયો ને તેમાંએ ગયા સો વર્ષમાં તો આ સ્થિતિ પરાકાષ્ઠાએ પહોંચી છે એમ કહેવામાં કોઇ પણ પ્રકારે હરકત નથી.

હવે સ્વધર્મની દૃષ્ટિએ જોઇએ તો આપણા ધર્મનો અને આરોગ્ય શાસ્ત્રનો અત્યંત નિકટ સંબંધ છે, અભક્ષ્યભક્ષણ વા અપેયપાન કરવું નહીં એવી આપણા ધર્મની કડક આજ્ઞા છે ને આ આજ્ઞાનું મૂળ તત્વ એજ છે કે કોઈ પણ વિજાતીય વસ્તુ આપણા શરીરમાં જાય નહીં ને તેના યોગથી આપણા શરીરનો નાશ ન થાય. ત્રિકાળ સંધ્યા, સ્હોળાં માટે ધોયેલું, રેશમી અગર સુતરનું વસ્ત્ર, સૂર્યને નમસ્કાર, વિગેરે ચીજોનું આપણા શરીર પર કેટલું બધું ઉત્તમ પરિણામ નીપજે છે? ઉષ:પાન કરવાથી આંતરડાં સાફ થાય છે એ વાત કોઇથી પણ નાકબૂલ થવાની નથી. વિદ્યુત બળ વાળી વીંટી અને કમરપટા વગેરે વાપરવા કરતાં રેશમી અબોટીઉં (સ્હોળું) વાપરવું વધારે સારૂં નથી એમ કોણ કહેશે? સૂર્યને નમસ્કાર, વા પિપળા તેમજ તુળસીની પ્રદક્ષિણા કરવાથી વ્યાયામની દૃષ્ટિથી શરીરને પુષ્કળ ફાયદો થાય છે આ વાત નિર્વિવાદજ છે. આવી રીતે ધર્મમાં આવી જતી ઘણીએ ચીજો પ્રત્યેક મનુષ્યના આવશ્યક કર્તવ્ય કર્મો પૈકી છે એમ કહ્યું છે; અને તેનો અને આપણા આરોગ્યનો ઘણો નિકટ સંબંધ છે. અમો વાંચકોને એટલુંજ સવિનય પૂછીએ છીએ કે, ઉપરની ચીજોમાંથી એક પણ નિયમિત કરનાર સેંકડે એકાદો પણ છે કે? આપણા જે પૂર્વજોએ આરોગ્યશાસ્ત્ર તેમજ ધર્મશાસ્ત્રનો એટલી બધી બેમાલૂમ રીતે સંબંધ જોડ્યો છે, તેમના બુદ્ધિ સામર્થ્યની જેટલી નવાઈ લેખીએ તેટલી થોડીજ છે; આવા પૂર્વજોનાં આપણે વંશજ હોવાથી તેમણે તેમનો ધર્મ-રૂપી ખજાનો આપણી પાસે ખુલ્લો મૂક્યો છે છતાં આપણે આપણાં મૂર્ખપણાથી તેનો અનાદર કરી આપણા અજ્ઞાનનું, આપણી મૂર્ખાઇનું, આપણા ઉદ્દામપણાનું પ્રદર્શન કરીએ છીએ એટલુંજ નહીં પણ તેને લીધે આપણે પરાવલંબી થઇ સ્વાતંત્ર્ય સુખ ખોઇ બેસીએ એના કરતાં આપણું બીજું વધુ ઘોર પાતક શું હોઇ શકે? પ્રત્યક્ષ શ્રી કૃષ્ણે પોતાના પ્રિયતમ શિષ્ય વા મિત્ર વા નિકટ સંબંધી જે

અર્જુન તેને પણ આજ ઉપદેશ કર્યો છે કે, “ બાપુ, સ્વધર્મ પ્રમાણે મરણ આવ્યું પરવડે, કારણ પરધર્માચરણ એ સંકટનું મૂળ છે.” આનું રહસ્ય પણ એજ છે. તેથી પ્રત્યેકને પોતાના ધર્મમાં કહ્યા પ્રમાણે વર્તન રાખવાથીજ તેમના મન તેમજ શરીરને સુખશાંતિ તેમજ સમાધાન મળે છે એમાં શંકા નથી અને શરીર આરોગ્ય રાખવાને અને આયુષ્ય વધારવાને એક સ્વધર્મ એજ મુખ્ય ઔષધ છે.

જે આર્યાવર્તમાં આપણા પૂર્વજ કેવળ સ્વધર્મની એકનિષ્ઠા એટલે પોતાના કર્તવ્ય કર્મના બળથી આરોગ્યાદિક અનેક પ્રકારનાં ખરાં સુખ ભોગવતા હતા, તેજ આર્યાવર્તની હાલ કેવી દુર્દશા! પ્હેલાંની તે આપણી આરોગ્યતા, તેજ:પુંજ શરીર સંપાત્ત, ગંભીર અને પ્રફુલ્લ મુખમુદ્રા, પ્રગલ્ભ બુદ્ધિ વિકાસ, મનનું ધારિષ્ટ્ય, શૌર્ય અને મ્હોટાપણું વગેરે પ્હેલાંની સુખ આપનારી ચીજોનો અને હાલની સ્થિતિનો માર્મિક દૃષ્ટિથી વિચાર કરનારના શરીર પર ખરેખર રોમાંચજ ખડાં થઇ જવાં જોઇએ. ફક્ત એક સ્વધર્મ ત્યાગથી એટલે કે આપણા કર્તવ્ય કર્મને લાત મારી અત્યંત નિંદ્ય, પરિણામે ભયંકર જેનું સ્વરૂપ છે એવા પરાયા માર્ગનું અવલંબન કરવાથી હાલની સ્થિતિમાં પ્હેલાંની સુખ આપનારી ચીજોનો નાશ થઈ શરીર હંમેશ રોગગ્રસ્ત, અશકત તેમજ નિસ્તેજ થયાં; મુખથી રોતી સુરત ને અશાંત બન્યા, બુદ્ધિ અતિ સાંકડી અને છોકરવાદી, મન કાચું અને ચંચલ, અધૈર્ય, બ્હીકણપણું, વિગેરે અનેક દુ:ખ આપનારી ચીજોની પરંપરાથી આપણે હાયહાય કરતા અનેક દુ:ખો ભોગવીએ છીએ, એ કેટલી શરમની અને દુ:ખની વાત છે? એક કવિએ “સ્વર્ગ નરક અહિંજ છે” એમ જે કહ્યું છે તે કંઈ ખોટું નથી. કેટલાકો તો સુધારાને નિમિત્તે પોતે અધર્માચરણ કરી બીજાને પણ તે રસ્તે વાળી દેશ સુધારક કહેવડાવવાનો ડોળ કરે છે અને દેશની સુધારણા થઇ એમ કહે છે, પણ તે દેશ સુધારક ન હોતાં ધર્મની વિટંબના કરનાર દેશ વિધ્વંસક છે; કારણ ધર્મ ત્યાગ કરી, ઉપરથી સુંદર દેખાતા પરધર્મનું અવલંબન કરી, પોતાના કર્તવ્યને વિસરી, જો સર્વ દેશનો નાશ થાય છે, અને તેને લીધે ખરા

સુખનો અનુભવ જઇ આપણુને અને આપણા દેશ બાંધવોને જો દુઃખમય યાતના ભોગવવી પડે છે તો સુધારો શેનો ? સુધારો તો નહીંજ પણ સ્વદેશની નિકૃષ્ટ અવસ્થાનાં કારણભૂત એવાં પારકાં જાદુથી ભૂલી ફક્ત અજ્ઞાન બુદ્ધિથી પારકાઓને આપણે આપણી મૂર્ખાઇ પ્રકટપણે દેખાડીએ છીએ એમાં શંકા નથી. એ લોક ઉપરથી દેખાવમાં મોહક અને પરિણામે પશ્ચાતાપનું કારણ બને એવાજ માર્ગને સર્વ સુખનો માર્ગ અને સુધારો કહેવા લાગ્યા છે. આ વાતને કેવી કહેવી ? આ વિષયમાં એક ઠેકાણે કહ્યું છે કેઃ—

**लोक एष विषयानुरंजनं, दुःखगर्भमपि मन्यते सुखम् ।**
**आमिषं बडिशगर्भमप्यहो, मोहतो ग्रसति यद्वदंडजः ॥**

હાલ લોક સ્થિતિ એવી તો કંઇક ચમત્કારિક દેખાઈ આવે છે કે, જેમાં વસ્તુતઃ દુઃખજ ભરેલું હોય છે એવા ધર્મવિરૂદ્ધ વિષયોનેજ પ્રેમાસક્ત બની સુખ માનવામાં આવે છે. આ કેટલું મ્હોટું અજ્ઞાન ! જે પ્રમાણે એકાદો પારધી પોતાના પાશમાં માંસનો લોચો રાખી મુકે, અને તે માંસને મૂર્ખતાને લઇ ઉત્પન્ન થયેલ મોહથી ભક્ષણ કરતાં કરતાં અકસ્માત તે પાશમાં સપડાઇ પક્ષી બંધાઈ જાય છે, તે પ્રમાણેજ આ લોકોની સ્થિતિ થઇ છે. એકવાર ધર્મ વિરૂદ્ધ આચરણ કરવાની ટેવ પડી, એટલે ખરૂં શું છે એનો બીલકુલ પત્તો લાગતો નથી, ને કોઇ જો સદુપદેશ કરે, તો તે તેને ખોટોજ લાગે છે અને અંધપરંપરાજ ઉત્તરોત્તર વધતી જઇ આખર એનો અંતપણ અંધપરંપરામાંજ થાય છે. આ બાબતમાં એક ઠેકાણે કહ્યું છે કેઃ—

**अधर्मकामिनः शास्त्रे विस्मृतिर्जायते यदा ।**
**दोषदृष्टेस्तत्कृतेश्च नरकं प्रतिपद्यते ॥**

અર્થ—અધર્મથી ચાલવાની ઇચ્છા કરનારા પુરૂષને ધર્મશાસ્ત્રની વિસ્મૃતી થઇ દુષ્ટ ચીજોજ દેખાવા લાગે છે, અને તે કરવાની તત્પરતા ઉત્પન્ન થઇ, તે અધર્મને ચરણેજ આખરે તે મનુષ્ય નરકમાં જઇ પડે છે.

સારાંશ, પરધર્માવલંબનથી અનેક યાતનામય વિપત્તિ પ્રાપ્ત થાય છે. પછી આપણું શરીર નિરંતર રોગગ્રસ્ત, અશક્ત અને નિસ્તેજ થાય એમાં શી નવાઈ? એકવાર શરીર રોગગ્રસ્ત થયા પછી તેની પાછળ એક પછી એક એવી અનેક દુ:ખપરંપરા આવવા માંડે છે. આ ઉપરથી સર્વ સુખનાં કારણભૂત આરોગ્યની વૃદ્ધિ થઈ શરીર સંપત્તિજ મજબૂત હોવી જોઇએ, અને શરીર સંપત્તિ માટે તેનો જે મૂળ પાયો આર્યધર્મ તેનો પીછો છોડેલો કાંઈ કામ આવશે નહીં, એ વાત લક્ષમાં રાખવી જોઇએ.

પૂર્વ સુકૃતને લીધે ઇશ્વરદત્ત જે નિર્મળ શરીર, તેના આરોગ્યનું રક્ષણ થઈ અનેક સુખનો અનુભવ મળે અને દેશોન્નતિ થાય એ ફક્ત આપણા આર્યધર્મના ઉત્કર્ષ ઉપરજ અવલંબી રહે છે. આ આર્યધર્મનો દિનપ્રતિદિન અધિકાધિક ઉત્કર્ષ થાય એ માટે પ્રયત્ન કરવો એ એતદ્દેશીય ધર્માભિમાની લોકોનું આદ્ય કર્તવ્ય છે; અને ધર્માભિમાન જાગૃત રાખવું એ પ્રત્યેક મનુષ્ય કહેવડાવનાર માણસને અત્યંત શોભાદાયક છે. એમ જો છે, તો પૂર્વદોષને લીધે આપણને થયેલા વ્યાધિના નિવારણ માટે ફરી અધર્માચરણ કરવું કે ધર્મવિરૂદ્ધ પદાર્થોનું સેવન કરવું? આ અજ્ઞાન નહીં તો શું? ઉદાહરણ—પૂર્વદોષને લીધે ક્ષયજેવો રોગ થયો હોય તો તેના નિવારણ માટે આપણી પાસે અનેક વનસ્પતિઓ, માત્રાઓ, ભસ્મો, આસવો, ચૂર્ણો, લેહો, વગેરે ખાસ ગુણ આપનારા સસ્તા અનેક ઉપાયો હોવા છતાં તે તરફ દુર્લક્ષ કરી, પારકા લોકોની પરદેશની વિરૂદ્ધ હવામાં તૈયાર થયેલી દુર્ગંધયુક્ત, ધર્મે જેને નિષિદ્ધ કહી છે એવી કૉડલીવર ઑઇલ—એક માછલીનાં કાળજાનાં તેલ—ના જેવી ધર્મભ્રષ્ટ કરનારી દવાઓ પ્રેમથી લેવી એ કેટલું બધું નિંદ્ય છે! સ્વદેશાભિમાન અને સ્વધર્માભિમાન રાખવાથી જે સુધારો થાય તેજ ખરો સુધારો છે. બાકી તો આપણે આપણું મૂર્ખત્વજ પ્રકટ કરીએ છીએ. એમાં શંકા નથી. ઠીક, તે માછલીના તેલથી ગુણ આવેજ છે એમ પણ નથી, ઉલટું એમ બને છે કે શરીરમાં એક ક્ષય રોગ છેજ અને બીજો ધર્મક્ષયરૂપ રોગ આપણેજ તેની સાથે લઈ જઈ બેસાડીએ

છીએ. હાલ આપણે વિરૂદ્ધાચરણ કરીએ છીએ તેથી આખા હિંદુસ્તાનને પરતંત્રતા આવી છે. અને આ ધર્મક્ષયરૂપ રોગ આખા હિંદુસ્તાનમાં પ્રસર્યો છે અને તેજ પોતાની મોજ માટે પ્લેગ, મહામારી (કૅાલેરા) વગેરે મ્હોટી મ્હોટી લીલા કરનારા રોગને–તે આવતા ન હોય તો પણ–જોરજુલમથી ખેંચી આણે છે, અને તે માટે અનેક દુઃખો ભોગવતાં ભોગવતાં એકદમ જંગલોમાંથી દેશપરદેશ નાસાનાસ કરવી પડે છે. ગમે ત્યાં જઇએ પણ અધર્મ આપણી સાથેજ હોવાને લીધે તેનું પરિણામ મૂઠી વાળી આપણી પાછળજ પડયું હોય છે. આ મૂળ બી લક્ષમાં આવે તો પ્રથમતઃ ધર્મક્ષય રોગ દૂર કરનારાં ઔષધોનુંજ પ્રત્યેકે સેવન કરવાની જરૂર છે. એ વાત સમજુ લોકોએ કબૂલ કરવી જોઇએ. હવે આ ધર્મક્ષય રોગનું ઔષધ લેતાં પહેલાં પ્રથમ આ ધર્મક્ષય રોગનું નિદાન કરવું જોઇએ. નિદાન એટલે રોગનું મૂળ કારણ શોધી કહાડવું. તે બરોબર શોધ્યા સિવાય ચિકિત્સા બરોબર કરી શકાતી નથી. હાલની સ્થિતિમાં ધર્મક્ષય રોગનાં કારણો પુષ્કળ ઉત્પન્ન થયાં છે, તેમાંથી કેટલાંકનો ઉલ્લેખ કરી આપણે વિચાર કરીએ . જે પ્રમાણે પદાર્થોનું સેવન કરવામાં આવે છે, અથવા જે પ્રમાણે આચાર, વિચાર, વ્યવહાર કરવામાં આવે છે અથવા જે રીતનો મનુષ્યનો સહવાસ થાય, તે પ્રમાણે પદાર્થ સેવનના, આચાર વિચાર, વ્યવહાર અને સહવાસનાં ગુણુ ધર્મ વિશિષ્ટ પરિણામ શરીર ઉપર થાય છે, આ વાત નિર્વિવાદ અને અનુભવસિદ્ધ છે. દાખલા તરીકે જુઓ કે કોઇ સત્પુરૂષને ત્યાંના અન્નનું સેવન કરીએ અથવા સત્પુરૂષના સહવાસ આચાર, વિચાર વ્યવહાર ઇત્યાદિઓનું અનુકરણ કરીએ તો સત્પુરૂષમાં જે ઐશ્વર્ય, સદાચરણ, સદ્‌બુદ્ધિ, અઘટિત સામર્થ્ય ઇત્યાદિ અનેક ઉત્તમોત્તમ ગુણધર્મ હોય તે આપણને પ્રાપ્ત થાય છે. એવો પ્રકાર સર્વના અનુભવમાં છેજ. માબાપના સારા માઠા ગુણધર્મો સંતતીમાં આવે છે એ વાત સર્વત્ર પ્રસિદ્ધ છેજ. તેજ પ્રમાણે પરદેશની વિરૂદ્ધ હવામાં, વિરૂદ્ધ પાણીમાં, અને વિરૂદ્ધ જાતીને હાથે તૈયાર થયેલાં ઔષધો, મદ્યો, ચ્હા કૅાફી, સોડાવૅાટર

લેમોનેડ ઇત્યાદિ પેય પદાર્થ અને પાંઉ બીસ્કીટ વગેરે ભક્ષ્ય પદાર્થો, તેમજ ચીરૂટ, બીડી ઇત્યાદિ પરદેશના વિરૂદ્ધ પદાર્થોનું સેવન કરવું અને પરદેશની વિરૂદ્ધ જાતીમા આચાર વિચાર સહવાસ અને વિરૂદ્ધ જાતી સાથે નિકટ સંબંધ રાખવો, એજ ધર્મક્ષય રોગનાં નિદાન (કારણો) છે. આપણાં પહેલાંના પવિત્ર શરીરમાં અમંગલ પદાર્થનું નિત્ય સેવન કરી આપણા રક્ત માંસનો પિંડ અમંગલજ બન્યો છે. અને વિરૂદ્ધ આચાર, વિચાર, વ્યવહાર, તથા સહવાસના પટોના પટો તે પર ચ્હડી જઈ આપણું અંતઃકરણ જો પૂર્ણ અસંસ્કૃત થઈ અમંગલ બન્યું છે તો પછી તેવી વિરૂદ્ધ બુદ્ધિને અનુસરી આપણે અનેક સંકટો ભોગવીએ એમાં શી નવાઈ? આ ઉપરથી ધર્મક્ષય રૂપ રોગના પ્રસારને માટે અને તેનો મૂળ પાયો નાંખવામાં આપણેજ આપણું દોઢડાહ્યાપણું પ્રકટ કરી આગળ પડી કારણભૂત બન્યા છીએ એમ કહેવામાં કાંઇ હરકત નથી. પારકાં પાસેથી આપણે કઈ કઇ ચીજો લેવી જોઇએ અને ક્યા ક્યા ગુણો આપણે લેવા જેવા છે; કઈ કઈ જાતનું શિક્ષણ લેવું જોઈએ, એનો પહેલેથીજ આપણે વિચાર કર્યો નથી અને ફાવે તેવાં અનુચિત કર્મો કરીએ છીએ આ કેટલું બધું ગાંડપણ છે? તેથીજ આ દેશની ઉન્નતદશા નષ્ટ થઈ હીનદશા આવવા માંડી છે. આ રોગનાં નિદાન અને લક્ષણો કહ્યાં, હવે આ ધર્મક્ષય રોગને દૂર કરવાના ઔષધો અને અનુપાનનો વિચાર કરીએ. રોગનું નિદાન એટલે મૂળ શોધી કહાડવું એજ બહુ કઠણ હોય છે. એકવાર મૂળ શોધી કહાડ્યા પછી ઔષધોપચાર કરવો બહુ સુલભ થઈ પડે છે એટલુંજ નહીં પણ જો તે ઔષધનું નિયમસર અનુપાન અને પથ્ય પ્રમાણે સેવન કરવામાં આવે તો તે ઔષધથી આરોગ્યના ચિન્હો ધીમે ધીમે પણ ખાત્રીથી દેખાય છે. ફક્ત ઔષધ કડવું અને કડક પથ્ય હોય તેથી તે લેવાને કોઇએ પણ રોગી–અવસ્થામાં–કદી પણ કંટાળો ન કરવો જોઇએ. જેનું પરિણામ અમૃત જેવું મીઠું છે તે બધું મીઠુંજ છે. એમ સમજી ગુણધર્મ તરફ લક્ષ આપી તે અવશ્ય સેવવું, ફક્ત જીભને સારી લાગનારી પણ ખરાબ પરિણામ ઉપજાવનારી વસ્તુઓનો કદી પણ સ્વીકાર કરવો

નહીં. સાકર ગળી લાગે છે તેથી ન્હાનાં છોકરાં તે મુઠે મુઠા ફાકવા માંડે છે. પરંતુ છેવટે કૃમિનો બહુ ત્રાસ ભોગવવો પડે છે એ તેમને ખબર નથી હોતી. કૃમિ થયાં પછી સાકર ફાકયાથી કદી પણ ગુણ આવશે નહીં. એટલુંજ નહીં પણ તેનું પરિણામ ભયંકર આવશે. તેથી ઇંદ્ર જવ, દીકામાલી જેવાં ઔષધો જે જીભને કડવાં, ખરાબ, કંટાળો ઉપજાવે એવાં લાગે છે તેજ લેવાં શ્રેયસ્કર છે અને તે લેવાથી ઇષ્ટ ( સારૂં ) પરિણામ ખાત્રીથી આવે-છેજ. તેવીજ રીતે આ ક્ષય રૂપી રોગ ઉપર નીચે જે માત્રાઓ અનુપાન અને પથ્ય સહિત આપી છે તેનું સેવન કરતાં પ્રથમ જો કે કડવી ખરાબ કંટાળો આવે એવી લાગે તો પણ **यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम्** આ ભગવાનનાં વચન તરફ લક્ષ આપી, વિશ્વાસ બુદ્ધિ રાખી, પરિણામ સારૂં આવશે એ બાબત પર લક્ષ રાખી, તેનું સેવન કરવાથી તે જરૂર ઇષ્ટ ફળ આપશે એની પૂરેપૂરી ખાત્રી છે.

પ્રથમ આ ધર્મક્ષય રોગ ઉપર ઔષધ શરૂ કરતાં પહેલાં પ્રત્યેક રોગીએ ચિત્તશુદ્ધિ કરવી જોઇએ. વૈદ્યકશાસ્ત્રમાં કેટલાક પ્રસંગોમાં ઔષધ શરૂ કરતા પહેલાં કોઠો સ્વચ્છ થવા માટે રેચ જરૂર લેવો પડે છે. એટલે ઔષધનો ગુણ ઉત્તમ અને જલદી આવેછે. તેજ પ્રમાણે આ'વા આ ધર્મક્ષય રોગ માટે પ્રથમ ચિત્તશુદ્ધિ પણ જરૂર થવી જોઇએ, અને તે થવા માટે આપણા ધર્મમાં કહ્યા પ્રમાણે સ્નાન, સંધ્યા, પૂજા, પંચ મહાયજ્ઞ વગેરે કર્મો, તેનાં ફળોની આસક્તિ બીલકુલ રાખ્યા શિવાય કરવાં જોઇએ. આ કર્મો ઉપર કહ્યા પ્રમાણે કરવાથી ચિત્તશુદ્ધિ ખાત્રીથી થશે એમાં સંશય નથી. બીજી વાત પથ્યની છે. વિદેશીય વસ્તુ જે આપણા દેશમાં થતી નથી, અને જે મૂળમાં આપણા દેશમાં નહોતી, તેનો ઉપયોગ કરવાનું તદ્દન બંધ કરવું. દાખલા તરીકે ચહા, કોફી, મદ્યપાન, પરદેશી ઔષધો, ચિરૂટ, બીડી, પાંઉ, બિસ્કીટો, તેલ, પરદેશી કપડાં વગેરે વસ્તુનું દર્શન પણ ન કરવું. આપણા દેશમાં થતાં ધાન્ય, કપડાં તેલ વગેરે ચીજો ઉપર આપણો

નિર્વાહ નહીં ચાલી શકે કે ? અલબત્ત ચાલશે, તેમજ પરદેશી રીત ભાત, આચાર વિચાર અને સહવાસનો પ્રસાર તદ્દન બંધ કરવો જોઇએ. આ બધું કરતાં, પહેલાં તો અડચણ લાગશે, કારણ ઘણા દિવસોથી પરદેશી વસ્તુનો અને સહવાસનો સંબંધ હોવાથી પહેલાં તો આપણને ન ગમ્યાં જેવું થઈ મનને ઠીક નહીં લાગે. પરંતુ એકવાર દેશી વસ્તુ ઉપરજ નિવાહ કરવાની આપણને ટેવ પડે એટલે પરદેશી વસ્તુ આપણી નજર સામે પણ ન જોઇએ, એવુંજ આપણને થવા માંડશે એમાં શંકા નથી.

આ બધી વાતો સાધ્ય થવા માટે દૃઢ નિશ્ચય જોઇએ, દૃઢ નિશ્ચય શિવાય આપણે હાથે કોઈ પણ પ્રકારનું પથ્ય પળશેજ નહીં. દૃઢ નિશ્ચય પૂરેપૂરો પાકો હોય તો આ ધર્મ ક્ષયરોગ પાછાં પગલાં કરવાજ માંડ્યો છે એમ સમજવું અને આપણું ઇષ્ટ કાર્ય એટલે પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત થયું એમ સમજવું; કારણ શ્રી સંત તુકોબારાયે દૃઢ નિશ્ચયની મહત્વતા કહેતાં કહેતાં એમ કહ્યું છે કે '**निश्चयाचें बळ, तुका म्हणे हेंचि फळ**' (નિશ્ચયનું બળ તેજ ફળ છે એમ તુકારામ કહે છે.) તુકોબારાયની આ ઉક્તિ કેટલી સાર્થ અને સત્ય પૂર્ણ છે એનો અનુભવ પ્રત્યેકને હંમેશ આવેજ છે.

રોગ ઉપર પથ્ય પાળવું એટલે રોગ વધવા દેવાની ખબરદારી લીધાં બરોબર છે અને તે ઔષધના ગુણ ઉત્તમ રીતે અને જલદી આપવામાં મદદ કરે છે. શરીરમાં કફ, પિત્ત અને વાતમાંથી જેથી રોગની ઉત્પત્તિ થઈ હોય, તેને બાહ્ય બીજા પદાર્થોના સેવનથી વધવા ન દેવા એટલે કે તે પદાર્થોનું સેવન ન કરવું એનેજ પથ્ય કહે છે. શરીરમાં જે મૂળનો રોગ હોય તેને વધારે વધવા ન દેતાં એકેક પગલું પાછું હટાવવાને જે ઉપાય કરવો તેને ઔષધ કહે છે. ઉપર કહેલા ઉપાયો આપણને થયેલો ધર્મક્ષયરૂપ રોગ ન વધવા દેવામાં મદદ કરશે અને આજે છે તેજ સ્થિતિમાં ખાત્રીથી રાખશે એમાં કાંઇ શંકા નથી; પરંતુ છે તે સ્થિતિ કોઇની પણ દૃષ્ટિમાં પ્રશંસનીય નથી. એમ કોઇને

ડહાપણ પૂર્વક વિચાર કરનારને નિર્વિવાદપણે કબૂલ કરવુ પડશે. પરધર્મીઓના અમલ હેઠળ ઘણો વખત રહ્યાથી, અને લાંબા વખતથી આપણને જરૂરી ચીજો આયતી શ્રમ કર્યાં શિવાય મળે છે તેથી આપણી સ્વાવલંબનની ટેવ તદ્દન નષ્ટ થઈ છે. તેથી પરદેશી વસ્તુ શિવાય આપણે પગલે પગલે અટકી પડીએ છીએ; અને સમાજમાં કોઈ કોઇની પર્વા કરતું નથી તેથી આપણાં સમાજ બંધનો શિથિલ થઈ સ્વૈરવર્તનનો સર્વત્ર સુકાળ થયો છે. કેટલીક ટેવો વંશપરંપરાથી ચાલતી આવી છે તેથીજ આપણામાંથી તે ગઇ નથી; અને તેથીજ આપણે જીવતા રહ્યા છીએ. નહીં તો તો આપણું આર્ય નામ કેવળ નામશેષજ રહ્યું હોત. હવે એ ટેવો કઇ અને નવી આવેલી કઇ એ આપણે જોઇએ. ગયા પચાસ વર્ષ સુધી આપણાં સ્ત્રી સમાજમાં બહારની રૂઢી, રીત રિવાજોમાં ફરક કે પારકી વસ્તુઓનો સ્વીકાર બીલકુલ થયો નથી, એટલુંજ નહીં પણ એવા પ્રસંગ આવી પડતાં પોતાના પ્રાણની આહુતિ આપીને પણ તે પ્રસંગ ટાળ્યો છે એ વાત સેંકડો ઉદાહરણ ઉપરથી દેખાઇ આવશે; પણ આ પચાસ વર્ષમાં તો આપણામાં નવી રીતનું શિક્ષણ જે કુટુંબોમાં મળ્યું છે તેમની સ્ત્રીઓએ પારકી ચાલ, રીત, રિવાજ અને વસ્તુઓનો સ્વીકાર કરવાનું ધીમે ધીમે શરૂ કર્યું છે; અને એમની પ્રગતિ ઘણી ખરી નવીન તરેહના, સુશિક્ષિત પુરૂષોની પ્રગતિ સુધી આવી પહોંચી છે. પણ આવી સ્ત્રીઓ સેંકડે પાંચ પણ નીકળે કે કેમ એ પણ પ્રશ્ન છે તેથી સ્થૂલદૃષ્ટિએ જોતાં આપણો સ્ત્રી સમાજ હજી જુના ચાલ, રીત, રિવાજોને વળગી રહ્યો છે અને પરકીય વસ્તુ તરફ ઉદાસીન વૃત્તિ ધારણ કરે છે એ સ્વાભાવિક રીતે દેખાઇ આવશે. પરંતુ સૂક્ષ્મ દૃષ્ટીએ અવલોકન કરીએ તો ઉપર કહ્યા પ્રમાણેની સેંકડે પાંચ સ્ત્રીઓ દેખાય છેજ. આ ઉપરથી થોડાજ વખતમાં આપણ. પુરૂષ સમાજ પ્રમાણેજ સ્ત્રી સમાજની પણ સ્થિતિ થશે એવું અનુમાન કરવામાં હરકત નથી. આ પ્રમાણે સમાજનું એક બાજુનું નિરીક્ષણ થયું. હવે બીજી બાજુ કહીએ તો પુરૂષ. બાહ્ય વ્યવહારમાં પુરૂષોએ હંમેશ દેખરેખ રાખવી પડે છે તેથી અને પારકા અમલ હેઠળ ગરદન નમાવવાની બહુ વખતથી ટેવ પડી ગઇ હોવાથી આત્મ-

ત્વનો વિચાર પુરૂષ વર્ગ તદ્દન વિસરી ગયો છે ! “ હું કોણ છું ” એનું ભાન ઓળખાણ આપણને બીલકુલ રહ્યું નથી. વેદાન્તમાં કહેલાં તત્વમસિ વાક્યમાંનું ફક્ત તત્‌જ આપણને સમજાય છે. એની આગળનું કશું સમજાતું નથી. આપણી સામે જે આવે છે વા લાવવામાં આવે છે તેનેજ ફક્ત આપણે સારૂં કહીએ છીએ; પરંતુ આપણી નજર આપણી સામેની વસ્તુ પરથી આપણા તરફ વળતી નથી, એ મોટી દીલગીરીની વાત છે. આપણું પ્રતિબિંબ આરસામાં જોઇએ છીએ ત્યારે સુંદર મનોહર દેખાય છે; પણ હાલ આપણા મ્હોં આગળ જે આરસો છે તે ઉલટા ગુણ દેખાડનારો છે, ત્યાજ્ય છે અને તેમાં દેખાનારૂં આપણું પ્રતિબિંબ બરોબર અસ્સલ નથી તેની કલ્પના પણ આપણા લોકોને નથી, એ આપણું દુર્દૈવ છે. વિદેશીય વસ્તુ, વિદેશી પોશાખની રીતભાત, આચાર વિચાર વગેરે પ્રકારો આપણને સુખાવહ લાગતા હોય અને તે ગ્રહણ કર્યાથી પારકી દૃષ્ટિમાં તે આપણને શોભતા પણ હોય તો પણ તે આપણા નથી અને તેથી આપણો કોઇ પણ રીતે અથવા કોઇ પણ દિવસ ફાયદો થવાનો નથી એ આપણે પૂર્ણપણે લક્ષમાં રાખવું જોઇએ. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ આપણે સાધવાના છે. વિદેશીય વસ્તુના સેવનથી ધર્મ અને અર્થનો ખુલ્લે ખુલ્લો નાશ થાય છે; અને ધર્મ અને અર્થનો નાશ થતો હોવાથી કામ અને મોક્ષની પ્રાપ્તિ નથી એ તો ઠર્યુંજ છે. માટે હાલ વિદેશીય વસ્તુનો હરેક રીતે સ્વીકાર કરવાનું જે બંડ પ્રસર્યું છે તે બંધ થવું જોઇએ. આપણે કોણ, આપણા પૂર્વજો કોણ હતા, તેમણે શું કર્યું, અને હાલ આપણે શું કરીએ છીએ, તેનો પ્રત્યેકે પોતાના મન સાથે પૂર્ણપણે વિચાર કરી અમારા પૂર્વજોના જેવાજ અમો થઇશું અને જગત્‌માં પહેલો નંબર મેળવશું એવી દૃઢ ઇચ્છા રાખી તે પ્રમાણે ચાલવું. આટલાં ઔષધોનું સેવન અને ઉપર કહેલું પથ્ય પાળવામાં આવે તો ધર્મક્ષય રૂપ રોગ ખાત્રીથી નાશ પામી જઈ આપણને ખરેખરી અને પૂરેપૂરી આરોગ્યતા પ્રાપ્ત થશે અને દેશની ઉન્નતિ તુરતજ થશે; અને આપણા ભરતખંડનો જગત્‌માં જે પહેલો નંબર હતો તે પ્રાપ્ત થવાનો સુદિન જલદી આવશે એમાં શંકા નથી. ”

આ માસિક ત્રણ વર્ષ ચાલુ હતું અને તેમાં પુષ્કળ મોટા મોટા રોગો ઉપર સુલભ ઉપાયો પ્રસિદ્ધ કર્યા છે. તે વખતે તે માસિકે લોકોમાં સારૂં માન મેળવ્યું હતું. આ માસિકમાં માનવી રોગની ચિકિત્સા તો કરીજ છે પણ તે ઉપરાંત આપણા દેશમાં જડમૂળ ઘાલી બેઠેલા દુર્ધર રોગની પણ ચિકિત્સા કરી તે ઉપર યોગ્ય ઉપાયો સૂચવ્યા છે. પોતાના અતુલ બુદ્ધિ સામર્થ્યથી તેમણે કેટલાંક પેટંટ ઔષધો પણ તૈયાર કર્યા હતાં. તેમાં "પ્લેગ વિધ્વંસ," "શ્વાસ વિધ્વંસ," "સુખ પ્રસૂતિ," "સૂતિકામૃત" વગેરે ઔષધો બહુજ ગુણકારી ઠર્યા હતાં તેથી આ રામબાણ ઔષધોની માંગણી એટલી બધી થતી હતી કે તેને પહોંચી વળવાનું કામ એ એક મહા મહેનતનું કામ થઇ પડયું હતું. આ પ્રમાણે લૌકિક અને સાંપત્તિક સુખ મેળવી ઉમરાવતીમાં તેમણે સુમારે નવ દસ વર્ષ આ ધંધો કર્યો. મહારાજનાં તૃતીય ધર્મપત્ની મહા સાધ્વી સૌ. માતુશ્રી દુર્ગાબાઇની પતિપરાયણતાથી તેમની સાથેનો સંસાર અને ગૃહસ્થાશ્રમજ તેમની ભવિષ્યની સત્પુરૂષ અને સચ્ચિદાનંદ અવસ્થા માટે સાધનભૂત થયો.

પહેલેથીજ પૂર્ણ વિરક્તતા હતીજ તે આવી રીતે પ્રપંચ કરી

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।
कुर्याद्विद्वांसस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥

भ. अ. ३, श्लो. २५.

ભગવાનનાં આ વચન પ્રમાણે, લોક સંગ્રહનો પાઠ અને કર્મયોગનો કિત્તો, આ અવતારી પુરૂષે કર્મ કરી શીખવ્યો. આટલી કીર્તિ મેળવી સાંપત્તિક તથા ગૃહ સૌખ્યની અનુકુળતા હોવા છતાં પણ તેમનાં વિરક્તતા તથા વિષયો તરફની અનાસક્તિ તલ માત્ર પણ કમી થયાં નહીં. શરૂઆતમાં ઉમરાવતીમાં જ્યારે એકલા એમનાં પત્નો શિવાય હતા તે વખતે ફક્ત કાંદાજ ઉકાળી મીઠાં શિવાય ખાતા. પછી ફક્ત દૂધ ઉપર તેઓ કેટલાક મહિના રહ્યા. કેટલાક દિવસ તે કેળાં અને જામફળજ ખાઇને રહ્યા. "આવી રીતના આહારથી જો પેટ ભરાય છે અને ચાલે છે તો રસોઇની ભાંજગડમાં શા

માટે પડવું ?" એવા વિચાર એમના હતા. આ આહાર ચાલુ હતો ત્યારે પાણી બીલકુલ નહોતા પીતા. કારણ અન્નનો અંશ પેટમાં જાય ત્યારે તૃષા લાગે છે. આ પ્રકારના આહારથી તરસ લાગતી નથી અને જો કદાચ લાગતી તો તે થોડું પાણી પી શાંત કરતા. કેટલાક દિવસ ચણા અને તેની દાળ ભીનવી રાખી તે બરાબર ભીનાય એટલે કેરીના દિવસમાં કેરીની છીણ અને મીઠું તેમાં નાંખી તે ખાતા. કેરી નહોય ત્યારે મીઠું અને લીંબુનો રસ, અથવા તો તે ન હોય તો ખટાસ આવવા માટે તેમાં એસિડ નાંખી પણ ખાતા. મીઠાં શિવાય ચણા કે ચણાની દાળ બહુ ખાતા નહોતા. કેટલાક મહિના, આ પ્રમાણે પણ ગયા. ત્યાર બાદ એમનાં પત્ની આવ્યાં પછી પણ આવીજ રીતનો ક્રમ તેમણે ચાલુ રાખ્યો હતો. મહારાજનું જોઈ બાઈએ પણ એજ ક્રમ પોતે શરૂ કર્યો. મહારાજ તેને કહેતા તું શા માટે આમ કરે છે ? તો મ્હારાથી શું તે ચીજો પર નહીં રહી શકાય ?' એમ કહી તેણીએ પણ પોતાનો આહાર મહારાજને અનુસરી કાંદા, દૂધ, ઇત્યાદિ પદાર્થો ઉપરજ રાખ્યો. વચ્ચે વચ્ચે બેઉ એકેકની ખુશીથી રસોઈ પણ કરી ખાતાં. બેઉને અન્ન ખાવાની આવશ્યકતા ન લાગવાથી રસોઇ કરી જમવાના પ્રસંગો બહુજ થોડા આવતા.

શ્રી. સૌ. દુર્ગાબાઇ સ્વભાવથી અને મનથી પવિત્ર અને પરમેશ્વરના સંબંધમાં અત્યંત ભક્તિમાન હોવાથી, પતિ અને પરમેશ્વરમાં જરાપણ ફેરફાર ન સમજતાં તેમને કેવળ પરમેશ્વરજ સમજી તે પતીની ભક્તિ પુર:સર સેવા કરતાં. ઉપરાંત ભગવદ્ગીતા અને વ્યંકટેશસ્તોત્ર ઉપર તેમનો બહુ પ્રેમ હોવાને લીધે તેનો નિત્યપાઠ કર્યા શિવાય એમનો એકપણ દિવસ જતો નહીં. આ વ્રત એમણે આખર સુધી છોડ્યું નહીં.

આ'વી રીતે શુચિર્ભૂત અને અપવાસી રહી ઇશ્વર ભક્તિ કરવાનું પરિણામ કેટલેક દિવસે એ'વું આવ્યું કે તેમનામાં એક વિશેષ પ્રકારની ઇશ્વરી શક્તિ દેખાઇ આવી. તે એ'વી કે રોજ સ્હવારમાં ઉઠી તે મહારાજને કહેતાં કે " આજે તમને અમુક રૂપીઆ

મળશે;"' તે પ્રમાણે તેમજ થતું હતું અને તેટલાજ રૂપીઆ મળતા, પછી તે એકજ માણસ પાસેથી મળે કે બધાંના ભેગા થઇ મળે.

મહારાજનો સ્વભાવ પરોપકાર વૃત્તિવાળો હોવાથી પોતાના ધંધામાં કોઇની પણ પાસેથી કોઇપણ પ્રકારે તેને અડાવી પૈસા નહોતા લેતા પણ પોતાની ખુશીથી જે કાંઇપણ કોઇ પાસેથી મળતું તેટલુંજ તે લેતા; અને સંધ્યાકાળે પોતાના પત્નીએ અગાઉથી કહ્યું હોય તેટલીજ આવક થતી એવો એમને અનુભવ આવતો. ધંધો સારો ચાલતો હોવાથી સૌ. દુર્ગાબાઇએ કહેલી રકમ મળ્યાં શિવાય એકપણ દિવસ જતો નહીં.

એક દિવસે સ્હવારે સૌ. દુર્ગાબાઇએ ઉઠતાંજ કહ્યું કે આજે તમને પચીસ રૂપીઆ મળશે. પરંતુ કર્મ ધર્મ સંયોગ વડે નિત્ય પ્રમાણે ધંધાના સંબંધમાં લોકો સાથે જે વ્યવહાર કરવાનો તે કર્યો છતાં પણ સંધ્યાકાળ સુધીમાં એક પૈસો પણ મળ્યો નહીં. રાત્રીનું વાળુ થયાં પછી મહારાજે કહ્યું, "કેમ રે! આજે તહારૂં કહ્યું ખરૂં પડયું નહીં.' ત્યારે બાઇએ કહ્યું 'શું થયું કો'ને ખબર! એમ થવું તો ન જોઇએ! ઠીક છે. આજથી જો મ્હારૂં ખોટું પડવાનું હોય તો કહેવાનું છોડી દઇશ.' તે વરસાદના દિવસો હતા. સુવાનો વખત થયો હતો. બાઇનો નિત્યનો પાઠ થઈ રહ્યાં પછી અગીઆર વાગ્યાને સુમારે મેડા ઉપર સુવાની જગ્યાએ જઇ બીછાનામાં વાત કરતાં કરતાં બેઉ પડ્યાં હતાં અને ઉંઘ આવવાની તૈયારીમાં હતી એટલામાં એક ટાંગો ઘર આગળ આવ્યો, અને આવેલા ગૃહસ્થે નીચેથી મહારાજને હાંક મારી. તે ગૃહસ્થ એક પેશંટ (રોગી–દર્દી) ને જોવા માટે બોલાવવા આવ્યો હતો. કૉલેરા જેવું એકદમ તે રોગીને થયું હતું તેથી રાત્રિને વખતે તે માણસ ગભરાઇને બોલાવવા આવ્યો હતો, તે વખત જોકે બહુ વરસાદ જોરમાં નહોતો પડતો છતાં જરા વધારે તો હતોજ. આખો દિવસ કામ કરી કંટાળો આવ્યાથી આટલી રાતે વરસાદમાં મ્હને ના લઈ જાવ, માફ કરો; મ્હારા જીવને પણ સારૂં નથી

વગેરે કહી મહારાજે તેને ટાળવા પ્રયત્ન કર્યો. પરંતુ તે બહુ કાલાવાલા કરવા લાગ્યો. તેથી લાચારીએ મહારાજ નીકળ્યા; અને દર્દી પાસે જઈ રીત પ્રમાણે જે જોવાનું તે જોઇ ઔષધની યોજના કરી દીધી. અને 'ગભરાશો નહીં. મ્હારા કહ્યા પ્રમાણે ઉપાયો ચાલુ રાખો; આવતી કાલે સ્હવારે ફરી હું આવીને જોઇશ (તપાસીશ)' એમ કહી ધીરજ આપી પાછા જવા નીકળ્યા. ખરી રીતે રોગ કાંઇ ગભરાવા જેવો નહોતો; પરંતુ થોડુ કાંઇ થાય કે લોકો ગભરાઇ જાય છે, તે પ્રમાણે તે મારવાડી ગૃહસ્થ પણ ગભરાઇ ગયો હતો. મહારાજ જવા નીકળ્યા ત્યારે મારવાડીએ મહારાજનો જમણો હાથ ઝાલી મહારાજે, "ના, આજેજ શા માટે? પછી થઇ રહેશે. જરા સારૂં તો લાગવા દો," કહ્યું છતાં "આપ આટલી રાતે મહેનત લઇ આવ્યા માટે હયોજ; તમારો હાથ લાગ્યો. હવે રોગી ખચિત સાજો થશે" એમ કહી મહારાજનું કહ્યું ન સાંભળતાં તે મારવાડીએ કેટલાક રૂપીઆ મહારાજના હાથમાં મૂકયા. ખુશીથી જે કોઈ કાંઇ પણ આપે તે લેવાની તેમની રીત હોવાથી મહારાજે પૈસા ગણ્યા શિવાયજ ખીસામાં મૂકયા. મારવાડીએ ટાંગો તૈયારજ રાખ્યો હતો, તેમાં બેસી તે પાછા ઘેર આવ્યા, ઘેર બાઇ વાટજ જોતાં બેઠાં હતાં. સાડા અગીઆર વાગ્યાનો સુમાર હતો. મહારાજે ખીસામાંથી રૂપીઆ કહાડી બાઇને આપ્યા; ગણી જોતાં તે બરોબર પચીસ થયા.

આ'વી રીતે બાઇની ઇશ્વરી શકિતના દૃષ્ટાંતોનો પુષ્કળ વાર જુદી જુદી બાબતમાં અનુભવ આવતો હતો. મહારાજને ધંધામાં રીત પ્રમાણે પૈસા મળતા હતા, છતાં પણ મનુષ્ય સ્વભાવ પ્રમાણે વધારે પૈસા અને યશ મળે તે માટે મહારાજ વધારે પડતોજ માનસિક અને શારીરિક શ્રમ કરતા હતા. આથી તે એકવાર થાકયા જેવા થઇ સ્વસ્થ પડયા હતા ત્યારે આ વાત સૌ. દુર્ગાબાઇના લક્ષમાં આવી તેથી તેમણે મહારાજને કહ્યું, આટલો ત્રાસ ન સોસતાં એની મેળી જે થાય તેજ કર્યાથી મ્હને સમાધાન રહેશે, આટલો ત્રાસ સોસી પૈસા મેળવવાનું મ્હને કોઇ કારણ દેખાતું નથી. મહારાજે કહ્યું મારે પણ પૈસાની શી ગરજ પડી છે? ફકત હું એકલોજ

હોત તો ગમે ત્યાં "હરી હરી" કરતો પડયો હોત. હવે જો કે આપણે છોકરાં છૈયાં નથી તો પણ ઇશ્વરે આપણાં બેઉનાં નસીબમાં શું લખ્યું હશે તે કોણ જાણે? કદાચિત્ તું જો મારી પાછળ રહે તો તારે માટે ભેગા થાય એટલા પૈસા ભેગા કરી મૂકું છું. આટલું સાંભળતાંજ બાઇની આંખમાં આંસું ભરાઈ આવ્યાં. અને દુ:ખી નિશ્વાસ મૂકી તેમણે કહ્યું "અરેરે! આટલો ત્રાસ શું મ્હારે માટે? બળ્યા તે પૈસા! ત્હમારે તેની જરૂર ન હોય તો મારે પણ બીલકુલજ નથી. કારણ હું ત્હમારી પાછળ રહેવાની નથી એવુંજ મ્હારૂં ભવિષ્ય પરમેશ્વરે ઘડયું છે, અને તે બહુ દૂર પણ નથી. માટે મ્હારી આપે કાંઈ પણ ચિંતા કરવાની જરૂર નથી. આ ભવિષ્ય હું ખાત્રી પૂર્વક કહું છું. મ્હરાજે કહ્યું 'બીજી વાતો જેમ ત્હારી ખરી પડે છે તેમ આ પણ ભવિષ્ય ખરૂં પડે તો તારૂં તો ઠીકજ થાય. પરંતુ પછી મ્હારૂં કેમ થાય? મ્હારી ફજેતી થાયને?"

બાઇ-ત્હમારી ફજેતી શાથી થાય? ત્હમોએ તો હમણાંજ કહ્યું, "મ્હારે પૈસાની જરૂર નથી." જેને પૈસાની જરૂર નથી હોતી તેને કશાની જ ગરજ નથી હોતી; કારણ કોઇ પણ ચીજની જરૂર પૂરી પાડવા માટે પહેલાં પૈસાની જરૂર પડે છે, અને ત્હમારે તો પૈસાની જરૂર નથી, એટલે તમારે કોઇ પણ ચીજની જરૂર રહી નથી એમ સિદ્ધ થાય છે. જે માણસને પૈસાથી મળતી ચીજોમાંથી કોઇની પણ જરૂર ન રહી હોય એવા માણસની પ્રત્યક્ષ પરમેશ્વરને તેમજ જગતને જરૂર છે. આવી રીતે તમો પૈસાથી તેમજ બીજી બધી જરૂરીઆતોથી મુક્ત થયા એટલે તો ખરેખરો જે પરમેશ્વર છે તેનેજ તમારી જરૂર પડશે, એમાં શંકા નથી. એમ થયાં પછી ત્હમારી ફજેતી કેવી રીતે થાય? અને મ્હારી પણ ફજેતી શેની થાય? એક વાર પરમેશ્વરનેજ આપની જરૂર પડે એટલે પછી પરમેશ્વરમાં અને આપનામાં શો ફરક રહે?

એ'વા તે મહા સાધ્વી ભાવિ જગન્માતાની અવસ્થામાં જનારાં આ દુર્ગાબાઇના શબ્દો સાંભળી મહારાજે કહ્યું, "અરે, પરમેશ્વરી સુખ જે હોય તે પણ મેળવવાની મ્હને ઇચ્છા નથી, તો પછી



શ્રી ઉપાસની મહારાજ અને એમના તૃતીય પત્નિ.

પૈસાની અને બીજી ચીજોની તો વાત શી? છતાં પણ જ્યાં સુધી જગત્માં છીએ, ત્યાં સુધી ત્હારે માટે કહો, કે મ્હારે માટે કહો, પણ ગમે તે ઉદ્યોગ કરી લોક રીતિ પ્રમાણે દિવસો કહાડવા. પરંતુ ત્હેં જે મ્હને કહ્યું તે ઉપદેશજ છે એમ સમજી પૈસા મેળવવાના પ્રયત્ન કરવાનું હું આજથી છોડી દેઉં છું. અનાયાસે જે થાય તે થવા દેવું, એજ ઠીક.

## પ્રકરણ પાંચમું

### પ્રથમ સમાધિ અનુભવ અને તે પહેલાંની તપશ્ચર્યા.

**विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥** भ. गी. अ. १३.

મનુષ્યને પરમાર્થની પ્રીતિ, ઇશ્વર પ્રેમની લહેજત અને એકાંતવાસમાં આત્મચિંતન કરી આત્માનંદ લેવાનો એકવાર રંગ લાગ્યો એટલે, પછી ઐહિક સુખ ખૂબ ફાવે એટલું હોય તો પણ, તે તેને તુચ્છ માને છે. કર્મ ધર્મ સંયોગ વડે ઐહિક સુખ ભોગવવાનો પ્રસંગજ આવે તો તે ભોગવતાં ભોગવતાં તેની તુચ્છતા અને અવિનાશી સુખની મહત્વતાની વારંવાર તેને યાદ આવ્યાં કરે છે. તેથી તેનું મન, સંસાર વ્યવહાર કરતાં કરતાં પણ, સંસારિક સુખથી પરાંગમુખ, અસ્વસ્થ વા ઉદાસીન રહેછે અને ખરા અવિનાશી સુખના પ્રયત્ન તરફજ તે ખેંચાય છે. એવીજ સ્થિતિ મહારાજની હતી.

મહારાજની પત્ની સદ્ગુણી, સુશીલ પતિભક્તિ પરાયણ, ધર્મનિષ્ઠ, સહનશીલ, તરૂણ, રૂપસંપન્ન, ખરી સહધર્મચારિણી, અર્ધાંગી, પતિ સ્વભાવને અનુસરીને ચાલનારી હતી; એ પહેલાં કહ્યુંજ છે. ઉપરાંત તેમને ધન દોલત, માનપાન, કીર્તિ વિગેરે અનુકૂળ હોઇ પ્રાપંચિક સુખમાં કાંઇ કમી નહોતું છતાં પણ તેમાં તેમને આનંદ ન આવ્યો. ખરો આનંદ આ નથી '**वो कुछ और है**" એ વાતની તેમને પહેલાં થોડો ઘણો અનુભવ આવ્યો હતો તે ઉપરથી ખબર હતીજ, તેમાં વળી પોતાની પ્રિય

પત્નીનાં હમણાંજ સાંભળેલાં બોધપ્રદ ભાષણથી જાગૃતિ થઈ; તેથી બધા પ્રકારની જરૂરે છોડી પહેલાં પ્રમાણે ગમે ત્યાં નિર્જન પ્રદેશમાં એકાંતવાસ કરવાનો એમણે નિશ્ચય કર્યો અને તેજ પોતાની પત્નીને કહ્યો.

બાઇને આ વિચાર પસંદ પડ્યો એટલુંજ નહીં પણ તેમણે બહુ ઉત્સુકતાથી તેમને પોતાની અનુમતિ આપી. અને બેઉના વિચારથી શ્રી ક્ષેત્ર ૐકારેશ્વર માંધાતા જવાનું ઠર્યું.

મહારાજને પત્ની સહિત ઉમરાવતીમાં રહેતા નવ દસ વર્ષ થઈ ગયાં હતાં. એટલા વખતમાં તેમનો ધંધો બહુ સરસ રીતે ચાલ્યો હોવાથી ધંધાનું સ્વરૂપ બહુ મ્હોટા પ્રમાણમાં વધી ગયું હતું અને પસારો પણ બહુજ વધી ગયો હતો. તેથી તે એકદમ બંધ થાય એ શક્ય નહોતું. માટે ધંધો ધીમે ધીમે કમી કરી બંધ કરવા મંડ્યાં. એટલા અવકાશમાં (વખતમાં) બાઇએ પરમેશ્વર સંબંધે પુષ્કળ નિયમો પાળ્યા અને વ્રતો, દાન ધર્મો વગેરે કર્યાં. પહેલાં એ કરતાંજ હતાં. બાઇ પહેલેથીજ દરેક સંક્રાંતીએ હળધ કંકુ, સપ્તધાન્ય, નાળીઅર, સાકર, ફળો, ચોળીના ખણ્ડ, સૌભાગ્યદાન વગેરે અનેક ચીજોનો લાભ લુંટતાં. “લાભ લુંટતાં” એટલે સંક્રાંતિને દિવસે કોઇ પણ વસ્તુ, આવે તેટલી સૌભાગ્યવતી સ્ત્રીઓને અધિક પ્રમાણમાં વહેંચવું તે. આથી બાઇ મારફતે અનેક સત્કર્મો ચાલુ હતાં એવામાંજ મહારાજે પોતાનો ધંધો તેમજ દવાખાનાનું સ્વરૂપ તદ્દન ન્હાનું કરી નાંખી દવાખાનું બંધ કર્યું, અને તે પૂર્વ સંકેત પ્રમાણે ૐકારેશ્વર જવા પત્ની સહિત નીકળ્યા તે દિવસ શકે ૧૮૩૨ ચૈત્ર શુદ એકમનો હતો. ૐકારેશ્વરમાં આવ્યા. પછી ત્યાંનું તે અત્યંત પવિત્ર અને રમ્ય સ્થાન, તથા તેવોજ મહાપાતકોનો નાશ કરનારો તે નર્મદાનો વિસ્તીર્ણ પટ જોઇ તે બેઉના મનમાં વિલક્ષણ આનંદની ભરતી આવી. ત્યાં હતા તે દરમ્યાન એક દિવસે સ્હવારે નર્મદામાં સ્નાન કરી શ્રી ૐકારેશ્વરપર અભિષેક કર્યાં પછી ત્યાંના ડુંગરની પ્રદક્ષિણા કરવા માટે બેઉ નીકળ્યાં.

પ્રદક્ષિણા માટે નીકળતાં પહેલાં લોકો તરફથી એમને ખબર પડી કે "પ્રદક્ષિણાના રસ્તામાંજ ઋણમુક્તેશ્વર નામના મહાદેવનું દેવાલય છે, ત્યાં પણ પૂજા કરવી પડે છે, તેનો વિધિ એ'વો છે કે, ચણાની ભીનવેલી દાળ ખૂબ સાથે લઇ, મહાદેવની યથાવિધિ પૂજા થઇ રહ્યા પછી, લિંગ તદ્દન ઢંકાઇ જાય ત્યાં સુધી મુઠીએ મુઠીએ તે દાળ ચ્હડાવવી જોઇએ. એમ કર્યાથી સર્વે પ્રકારનાં ઋણમાંથી મુક્ત થવાય છે" એમ ખબર પડ્યાથી એમણે ખૂબ ચણાની ભીજાવેલી દાળ સાથે લઇ, પ્રદક્ષિણાના રસ્તાની પૂરેપૂરી માહિતી મેળવી, કોઇને પણ સાથે લીધાં શિવાય સ્હવારે આઠ વાગે બેઉ નીકળ્યાં.

પછી થોડા અંતર ઉપર નદીનો સંગમ છે તેમાં સ્નાન કરી તે બેઉ જણા એકાદો માઇલ ભાગ્યેજ ગયાં હશે એટલેજ મ્હોટા, જાડા કાળાં મ્હોંનાં, લાંબા લાંબા પુંછડાંવાળાં વાંદરાંના ટોળે ટોળાં એકદમ આવી મહારાજ અને બાઈના મ્હોં સામે એક સરખાં જોઇ રહ્યાં અને તેમનો રસ્તો રોકીને બેઠાં. આ વાંદરાં શરીરપર કુદી કાંઇ ત્રાસ વગેરે આપતાં નથી પણ તેમના આગળ ચણા નાખવામાં આવે કે તે લઇને રસ્તો છોડે છે. તેમની પાસે ચણા નહોતા તેથી મહારાજ અને બાઇએ એમની સાથે લીધેલી ભીંજવેલી દાળજ થોડી તેમના હાથમાં આપી. આપેલી દાળથી સમાધાન માની, તે વાંદરાંઓ રસ્તો છોડી કુદકાં મારતાં ચાલ્યાં ગયાં અને પ્રદક્ષિણા પૂરી થઈ રહી ત્યાં સુધી પાછા આવ્યા નહીં. ફરી પ્રદક્ષિણા શરૂ થઇ પછી ત્યાંથી ઘણે દૂર ગયાં પછી ઋણમુક્તેશ્વરનું દેવાલય આવ્યું ત્યાં તેમણે યથાવિધી પૂજા વગેરે કરી અને બાકી રહેલી દાળ શિવલિંગ ઉપર ચ્હડાવી. તે એટલી બધી હતી કે શિવલિંગ ઢંકાઈ ગયું તો પણ કેટલીક તો વધીજ, તે ત્યાંજ નાંખી આગળ ચાલ્યાં. જેમ જેમ રસ્તો દેખાતો ગયો તેમ તેમ પ્રદક્ષિણા કરતાં ગયાં. ઉપરથી તાપ અને નીચે તપેલા પત્થરો, એ ત્રાસમાં રસ્તે ચાલતાં ચાલતાં અર્ધી પ્રદક્ષિણા થઈ હશે એટલામાં ત્યાં એક મંદિર દેખાયું. અંદર જઈ જોતાં, ઉભા માણસની ઉંચાઇથી પણ ઉંચું અને મ્હોટા માણસની બાથમાં ન

માય એટલું મ્હોટું શિવલિંગ તેમને દેખાયું. આ એકાંત સ્થળ જોઇ આપણે અહીંજ બેસી અનુષ્ઠાન કરવું એવો મહારાજને વિચાર આવ્યો. પરંતુ પ્રદક્ષિણા પૂરી કરી પછી જોઇશું એવો નિશ્ચય કરી તે આગળ ચાલ્યા. પછી એક ઢોળાવ અને તેની નીચે પાણીનો મંદ મંદ વહેનાર ઝરો આવે છે; તે ઓળંગી બપોરે એક બે વાગ્યાને સુમારે તેમણે પ્રદક્ષિણા પૂરી કરી. ૐકારેશ્વરના દહેરામાં જઇ ફરી દર્શન કર્યાં; અને પછી હોડીમાં બેસી તે આ પાર આવ્યાં. મહાદેવનાં ઘણાંખરાં દેવાલયો તેમના જોવામાં આવ્યાં હતાં. પરંતુ હોડીમાંથી ઉતર્યા પછી ડાબી બાજુએ બે મ્હોટાં મંદિરો દૃષ્ટિએ પડ્યાં. આટલાં શું કામ જોયા વગર રહેવા દેવાં એવો વિચાર કરી તે ત્યાં જવા નીકળ્યાં. તે દેવળ સુધી બહુ મ્હોટું સુમારે ત્રણસો ફુટ લાંબુ રેતીનું મેદાન હતું. તે રેતીમાંથી ગયા શિવાય ચાલે એમ નહોતું એ જોઈ તેમણે ચાલવા માંડ્યું. ચૈત્ર મહિનો, ત્યાંનો સખત તાપ, રેતીમાં પગ ભસાભસ પેસી જાય છે, અને તે એ પ્રદક્ષિણા કરતાં પગ બળી તો ગયા હતાજ એવી સ્થિતિમાં, તે બેઉને પગે ખૂબ દઝાતું હતું તો પણ તે રેતીનો રસ્તો કાપતાં કાપતાં ગમે તેમ કરી તે દહેરામાં જઇ, ત્યાં પાંચ દસ મિનીટ થોભી, ફરી શેકાતે પગે મુકામપર પાછાં ફર્યાં. થોડો આરામ લઇ ભોજન વગેરેથી પરવાર્યા અને પછી રાત્રે વિશ્રાંતીજ લીધી. બીજે દિવસે નર્મદામાં સ્નાન કરી તેના કિનારાપર સંધ્યા કરી ૐકારેશ્વરનું દર્શન લીધું, અને નર્મદાના ઘાટ ઉપર પાણીમાં માણસ જેવડાં મ્હોટાં મ્હોટાં માછલાં રમતાં હતાં તે દેખાવ જોતાં તે બેઉ બેઠાં. નર્મદાના તે સ્વચ્છ પાણીમાં રહેનારાં મ્હોટાં મ્હોટાં માછલાં, જેમના નાકમાં વાળી પહેરાવી હોય છે, તે રમતાં રમતાં ઘાટ સુધી આવે છે. ત્યાં પાસેજ દુકાન હતી તેમાંથી ચણા લઇ મહારાજે અને બાઇએ તે મ્હોટાં માછલાંઓને ખાવાને પાણીમાં નાંખ્યા. માછલાં ઘાટ પાસે આવી તે ચણા ખાતાં; આ ગમ્મત બેઉ જણે લાંબા વખત સુધી જોઈ; પછી બેઉ પાછાં આવ્યાં. પછી ત્યાંથી ઉજ્જન મહાકાળેશ્વર વગેરે ઠેકાણે ફરી, ફરી ૐકારેશ્વર આવ્યા. અને પહેલાં પ્રદક્ષિણા

કરતી વખતે, અર્ધો ડુંગરમાં જોઇ મૂકેલાં એકાંતમાં આવેલાં શિવલિંગના દહેરામાં થાય તેટલા દિવસ બેઉએ થઈ અનુષ્ઠાન કરવું, એવો વિચાર કરી તે ત્યાં જવા માટે નીકળ્યાં. નીકળતી વખતે સાથે ખાવા પીવાનો સામાન લીધો હતો. તેમણે ખાવાપીવાની રીતજ એવી રાખી હતી કે ક્ષુધા તૃપ્તિ માટે ગમે તે બાફી ખાવું; તે પણ એકવાર ખાધું કે બસ. કોઇ વાર અપવાસજ કરવો તો કોઇવાર ચણાજ ફાકી દિવસ કહાડવો; કેટલાક દિવસો તો તેમણે કડવા લીંબડાનાં પાંદડાંજ ખાધાં. ટુંકામાં ખાવા પીવાનું કોઈ પણ જાતનું વિઘ્ન તેમણે તેમના સત્કર્મમાં નડવા દીધું નહીં. મહારાજ પેઠેજ બાઇએ પણ ખાવા પીવાનું રાખ્યું. આવી રીતે તે બેઉ ત્યાં અનુષ્ઠાન કરતાં રહ્યાં.

આ'વી સ્થિતિમાં કેટલોક વખત ગયા પછી એક દિવસે મહારાજ નિત્ય પ્રમાણે નિશ્ચલ સ્થિતિમાં ધ્યાન કરતા બેઠા હતા ત્યારે તેમના દેહને એક વિચિત્ર રીતનો આંચકો આવ્યો, શ્વાસોચ્છ્વાસ ક્રિયા એકદમ બંધ પડી અને તેઓ બેશુદ્ધ થઇ પડ્યા. તે નિર્જન પ્રદેશમાં બીજું કોઇપણ મદદ માટે પાસે નહોતું તેથી બાઈ આ વખતે બહુ ભયભીત થયાં. શું કરવું એ તેમને સૂઝ્યું નહીં. તોપણ સમયસૂચકતા વાપરી ખૂબ ધૈર્યથી તેમની આંખોને પાણી લગાડી, એમને પવન નાંખી સાવધ કર્યા. પરંતુ આ હમણાંજ આવેલા વિચિત્ર આંચકાને લીધે મહારાજને શ્વાસોચ્છ્વાસ લેતાં બહુ ત્રાસ થવા લાગ્યો. તેમનાં ફેફસાં નિયમિત રીતે કામ કરતાં બંધ થયાં તેથી શ્વાસોચ્છ્વાસ લેતાં પેટની મદદ લેવી પડતી. હવે તે શ્વાસોચ્છ્વાસની ક્રિયા સ્વાભાવિક રહી નહોતી તેથી, હંમેશ સાવધતાથી મહેનત કરી શ્વાસોચ્છ્વાસ કરવાની જરૂર પડી. એક ક્ષણ પણ જો તે તરફ દુર્લક્ષ્ય થતું તો શ્વાસોચ્છ્વાસ બંધ પડી પ્રાણ વ્યાકુળ થવા માંડતો. આથી ખાવું, પીવું, બેસવું, ઉઠવું, સુવું વિગેરે સર્વ દેહધર્મ લગભગ બંધ પડતાં ગયાં. પેટની સહાયતાથી જે કષ્ટ થતું તેને લીધે કોઇ બાઇના અથવા મરદના શરીરમાં કોઇ દેવદેવીનો સંચાર થતાં જેમ એંહેં એંહેં એમ વારંવાર શબ્દોચ્ચાર થાય છે તે પ્રમાણે તેમને પણ

થવા લાગ્યું અને બે ત્રણ સેકંડમાં એકેક શ્વાસ લેવા મૂકવાનું અતિ આવશ્યક થઇ પડયું. આ વ્યાધિ લાગુ પડવાનું કારણ મહારાજે એકવાર બોલતાં બોલતાં પ્રવચનમાં કહ્યું હતું તે આ પ્રમાણે:—હું આસન પ્રાણાયામ કાંઇ કરતો નહોતો, પરંતુ તે વખતે ઈશચિંતનમાં હતો ત્યારે મનની બધી ક્રિયા બંધ થઇ તે નિશ્ચલ (સ્થીર) થઇ ગયું અને અહીંના તેમજ પરમેશ્વર તરફના બધા વિચાર બંધ થઇ, દેહભાન જતું રહ્યું. આ'વી આ સ્થિતિ કેટલો વખત રહી તે ખબર નથી. પરંતુ દેહભાન આવ્યું એટલે શ્વાસોચ્છ્વાસ ક્રિયા બંધ થઇ હતી તે તરફ લક્ષ જઇ, જીવ ગભરાયો અને ધ્રાસકો પડી જોર કરીને પણ પેટની મદદ વડે શ્વાસોચ્છ્વાસ લેવાનો પ્રયત્ન કરી રહ્યો.

આ'વી રીતે એકાએક ઉત્પન્ન થયેલા આ શારીરિક ત્રાસને લીધે, એઉના વિચારથી ૐકારેશ્વર છોડી મહારાજ નાગપુર આવ્યા, ત્યાં આવ્યા પછી કોઇ કોઇવાર કાંઇપણ ઉપાય કર્યા શિવાયજ પ્રકૃતિને એની મેળેજ ઠીક લાગતું અને કોઇ કોઇવાર પહેલાં પેઠે ત્રાસ થતો. ડૉકટર વૈદ્યના ઉપાય કર્યા છતાં પણ કાંઇ ફાયદો થયો નહીં. તેથી પ્રકૃતિની ચિંતા વધી પડી.

ત્યાંના ડૉકટર પરાંજપેને થોડું યોગશાસ્ત્રનું જ્ઞાન હતું તેથી મહારાજે તેમને પોતાની પ્રકૃતિ બતાવી. કાળજીથી તપાસી તેમણે કહ્યુ "ગભરાવ નહીં; ત્હમારી બધી સ્થિતિ ધ્યાનમાં લેતાં મ્હને લાગે છે કે, જોકે આપે આસન પ્રાણાયામ વગેરે ક્રિયાઓ ન કરી હોય તો પણ મ્હોટા મ્હોટા યોગાભ્યાસી લોકોને પણ જે—સમાધિ યોગ—સાધ્ય થયો નથી, તે ફક્ત ધ્યાન ધારણા વડે આપને સહજમાં સાધ્ય થયો છે. તમોને તેની અત્યારે ખબર નહીં પડે. હાલ ત્હમારા શ્વાસની ગતિ સુષુમ્ણાથી થાય છે. તેની પૂર્ણતા થઇ પહેલાં પેઠે થયાં પછી ત્હમને ત્રાસ ન થતાં સમાધિ અવસ્થાનો અનુભવ આવવા માંડશે, અને પછી થોડે દિવસે એની મેળેજ સારૂં થશે." વગેરે કેટલીક વાતોથી સમાધાન કરી ઔષધની યોજના ડૉકટર સાહેબે કરી આપી; આથી પ્રકૃતિને ધીમે ધીમે ઠીક થવા લાગ્યું, પરંતુ વચ્ચે વચ્ચે તે ફરી બગડી જતી અને

ત્રાસ થતોજ. આજ વખતે કેડગામના શ્રીનારાયણ મહારાજ નાગપુર સીતાબર્ડીમાં આવ્યાની ખબર પડી તેથી મહારાજ રાત્રે આઠ વાગે તેમને દર્શને ગયા. તે વખતે ત્યાં એક હરિદાસનું કીર્તન ચાલુ હતું. મહારાજ શ્રોતા વર્ગમાં જઇનેજ બેઠા. શ્રીનારાયણ મહારાજ પણ શ્રોતા લોકોમાંજ બેઠા હતા તેથી, મહારાજે (ઉપાસની મહારાજે) તેમને ઓળખ્યા નહીં. એટલામાં એક ગૃહસ્થે એક પુષ્પહાર શ્રીનારાયણ મહારાજના ગળામાં ઘાલ્યો અને પગ ઉપર માથું મૂકી દર્શન કરી તે ચાલતો થયો. આ જોઇ મહારાજે એમનેજ શ્રીનારાયણ મહારાજ તરીકે ઓળખ્યા. આપણે પણ તેમનું દર્શન લેવા ઉઠવું એવું તેમના મનમાં આવ્યું ન આવ્યું એટલે તુરતજ શ્રીનારાયણ મહારાજે તેમને હાથવડે નિશાની કરી બોલાવ્યા; અને પાસે બેસાડી પોતાના ગળામાંનો પુષ્પહાર મહારાજના ગળામાં ઘાલ્યો. મહારાજે શ્રીનારાયણ મહારાજના પગપર માથું મૂકી દર્શન લીધાં અને તે પોતાની જગ્યા ઉપર જઇ બેઠા. પછી પોતાની ઉપર શ્રીનારાયણ મહારાજનો કૃપાપ્રસાદ થયો એમ સમજી ધન્યતા અને સમાધાન માનતા મહારાજ ઘેર આવ્યા.

નાગપુરમાં ઠીક લાગશે એમ ધારી મહારાજ ત્યાં ઘણા દિવસ રહ્યા, પરંતુ પછી ઠીક ન લાગ્યું એટલુંજ નહીં પણ તેમની તબીયત વધારે બગડી. આ'વી સ્થિતિમાં નાગપુરમાં રહેવા કરતાં ઘરના માણસોમાં જઈ રહેવું સારૂં એમ મહારાજ તથા સૌ. દુર્ગાબાઇનો વિચાર ઠર્યો તે વખતે મહારાજના મ્હોટા ભાઇ બાળકૃષ્ણ શાસ્ત્રી, પુણેથી ધુળીઆ ટ્રેનિંગ કૉલેજમાં બદલી થઇ, ગયા હતા. તેથી મહારાજ પત્ની સહિત ધુળીએ આવ્યા. આ વખતે શાસ્ત્રીજી ધુળીઆમાં ત્રિવિક્રમ મંદિરના મેડા ઉપર રહેતા હતા. માતુશ્રી અને બીજાં સગાંઓનો મેળાપ થયાં પછી–આ વખતે મહારાજનો બધો વડીલ વર્ગ ધુળીઆમાં હતો–મહારાજ અને દુર્ગાબાઇને ઠીક ધીરજ આવી. અને તે બેઉનું હૃદય ભરાઇ આવ્યાથી રડવા લાગ્યાં. રડતાં શ્વાસોચ્છ્વાસનો બહુજ ત્રાસ થવા માંડયો. મહારાજની આ'વી વિલક્ષણ સ્થિતિ અને અત્યંત

કૃશ થઇ ગયેલું શરીર જોઇ, માતુશ્રી વગેરે બધાંના મનને એક પ્રકારનો આઘાત થયો, અને તેમના બધાંનાં પણ હૃદય ભરાઇ આવી તે પણ મહારાજ સાથે રડવા લાગ્યાં. બધાંએ બહુ પ્રકારે શાંતવન કર્યું ત્યારે ઘણે વખતે મહારાજ શાંત થયા.

પરંતુ શ્વાસોચ્છવાસ લેવામાં બહુજ ત્રાસ થવા લાગ્યો. ક્ષણેક્ષણે એટલેકે ખીસામાંના ઘડીઆળના ટકટક અવાજ જેટલા જલદ પ્રમાણમાં થાય છે તેટલાજ જલદ પ્રમાણમાં પ્રયત્ન કરી શ્વાસ લેવાની કામગિરી હવે મહારાજને કરવી પડતી હતી. ઉપરાંત ઉંઘ આવતી હતી પણ ઉંઘમાં ભાન જતું રહેતું એટલે શ્વાસ બંધ થઇ, શ્વાસ લેવાની જાણી જોઇ કરાતી ક્રિયા પણ બંધ પડતી તેથી ઉંઘમાં અડચણ પડતી. તેથી મહારાજ હવે ઉંઘ ન લેવાની સાવધગીરી રાખતા. તેવીજ રીતે શ્વાસોચ્છવાસના વેગ એક પછી એક આવ્યાજ કરતા તેથી ખાવાપીવામાં બહુજ અડચણ થતી. કોઇને દમ વા શ્વાસનો વ્યાધી હોય છે તેના જેવી જ મહારાજના શ્વાસની વ્યથા હતી એમ કોઇએ કલ્પના કરવી નહીં. મહારાજના આ શ્વાસના ત્રાસના સંબંધમાં મ્હોટા મ્હોટા સીવીલ સર્જનની પણ બુદ્ધિ ન ચાલી.

મહારાજે પોતાની રીત પ્રમાણે ડાકટરી અને વૈદ્યકી ઔષધો મંત્રો, તંત્રો, અનુષ્ઠાનો વગેરે સર્વ ઉપાયો કર્યા, પરંતુ કાંઇ ફાયદો પડતો નહીં. કૃત્રિમ શ્વાસોચ્છવાસ લેતાં તેમને જે દુઃખ અને વેદના થતાં, તેનું વર્ણન કરવું અશક્ય છે. તેમને શારીરિક વ્યાધિ, ઉધરસ, તાવ વગેરે કાંઇ નહોતું અથવા આંચકા વગેરે પણ નહોતા આવતા, શરીરને કે હાથપગને ત્રાસ નહોતો થતો. પ્રાણવાયુ બંધ પડી નાડી બંધ પડ્યા જેવું લાગતું અને આવે વખતે "થોડા વખતમાં મ્હારો પ્રાણ જશે", એમ તે બધાંને કહેતા હતા. તે વખતની સ્થિતિ કે'વી હતી અને વાયુનો ખેલ કે'વા પ્રકારનો હતો, એ એમણે પછી પ્રસંગાનુસાર પોતાનો અનુભવ કહેતી વખતે જેમ કહ્યું તેમજ તેમનાજ શબ્દોમાં કહીએ તે ઠીક; તે આ પ્રમાણે:–

પ્રાણવાયુ અને નાડીઓ બંધ પડી પ્રાણ જશે એમ લાગતું પણ મ્હને આ બધું સમજાતું. પછી પાછળના કણામાંથી વાયુ માથામાં જઇ ત્યાં સ્થિર થાય ન થાય એટલે વળી તે પાછો આવતો. શ્વાસોચ્છવાસ પ્રયત્ન કરી કરવો પડતો હતો. તેથી તેમાં બહુ મહેનત પડતી. હંમેશ હવા શ્વાસ સાથે ફેફસામાં જઇ ફરી બહાર નીકળે છે. તેમ મ્હને નહોતું થતું. ફેફસાંની ક્રિયા બંધ થઇ. તેમનાથી હવા લેવાતી નહોતી કે બહાર કહાડી પણ શકાતી નહીં. ફેફસાંનું કામ બંધ થયાંને લીધે, પેટમાં હવા લઇ તે બ્હાર કહાડવી પડતી. ફેફસાંને બદલે પેટ નીચું ઉંચું થતું હતું, તે વખતથી મ્હારૂં પેટ મ્હોટું થયેલું દેખાય છે. પહેલાં સપાટ હતું. તેવો ત્રાસ હજી પણ મ્હારે ભોગવવો પડે છે. હજી પણ ઉંઘમાં બે સાવધ થયો કે તે સ્થિતિ આવે છે અને શ્વાસો-ચ્છવાસ બંધ થવા જાય છે. તે બંધ થાય નહીં તેથી તેને ચાલુ રાખવાની ક્રિયા કરવી પડે છે. આ વ્યાધિ ચ્હોંટયો તેમાં શું ઇશ્વરી નિયમ હશે તે સમજાતું નથી પણ આ'વી સ્થિતિમાં અપાનવાયુનું સરવું, શૌચ થવો, ઓડકાર આવવો વગેરે શારીરિક વ્યવહાર બંધ થતાં એ તે વખતે લક્ષમાં આવ્યું નહીં પણ પછી કેટલેક દિવસે હું સમજી ગયો કે બે—પ્રાણ અપાન—વાયુનું ઐકય થાય એટલે સુષુમ્ણા શરૂ થાય એવું જે સાંભળીએ છીએ, તે પ્રમાણે બેઉ સુર બંધ થઇ (ફક્ત હું હું કરવામાં ક'ઇ નાડી ચાલુ હશે તે કોણ જાણે!) પછી સુષુમ્ણા ચાલુ થઇ. સુષુમ્ણા એકવાર શરૂ થઇ કે પછી તે તેમજ રહે છે. તે વખતે તે બનતી હતી (તેની શરૂઆત હતી). હઠયોગી તે પ્રયત્નથી બનાવે છે. પૂર્વ જન્મનો કાંઇ યોગ હશે, અથવા તે બધા સત્પુરૂષ મહાત્માને કૃપા કરવી હશે. બધા સત્પુરૂષોને અહીં વાસ કરવો હશે, તેથી તેમણે અંદરથી પ્રયત્ન કરી શરીર નાશ ન થવા દેતાં, તેવીજ સાધ્યતા કરી આપી. હવે આ શરીરમાં પેલો પહેલાંનો જીવ નથી. પેલા મહાત્માઓ વાસ કરી રહ્યા છે."*

---

*આ બધું સાકોરીમાં પ્રવચનો શરૂ થયાં પછી એટલે સને ૧૯૨૩ ડીસેંબર ના. ૩૦ પછી એક પ્રવચન વખતે કહ્યું હતું.

ઉપર પ્રમાણે ખુળીઆમાં રહી મહારાજને ત્રાસ સોસતાં એક વર્ષ નીકળી ગયું. હવે આ અવસ્થામાં આપણે મરશું એમ તેમને લાગવા માંડયું. મૃત્યુની ભાવના થતાંજ તેમને તેવો અનુભવ આવવા લાગતો. તે એકદમ નિઃશ્ચેષ્ટ પડતા અને હૃદયની ક્રિયા, નાડીની ગતિ અને શ્વાસોચ્છવાસ ક્રિયા બંધ પડતી. દેહથી પોતાનો જીવાત્મા જુદો પડી, મરણ પછી શું થાય છે, શું ભાંજગડ હોય છે, એ બધું તેમને દેખાવા લાગ્યું. ભક્ત જનોને બોધ કરતાં મહારાજે એક પ્રવચનમાં આનું સ્પષ્ટીકરણ કર્યું છે.

મહારાજના શરીરને જે દુઃખ થતું હતું તે જોઇ ઘરનાં સર્વે માણસોને બહુ દુઃખ થતું. બધા ઉપાય થાકયા. છેવટે ખુળીઆના પ્રસિદ્ધ બાળા જોશી નામના જ્યોતિષીએ "ઔદુંબર (ઉંબરા) ની પ્રદક્ષિણા ફરો" એમ સૌ. દુર્ગાબાઇને કહ્યું. "પતી વગર બીજું દૈવત નથી" પોતાના તે પરમ દેવતા માટે પોતાનો જીવ પણ ઓવારી નાંખવાની (આપી દેવાની) જે માતાની તૈયારી હતી, તે જ્યોતિષીએ કહેલું વ્રત ગમે તેટલું કષ્ટવાળું હોય તો પણ તે પાર પાડવામાં તે થોડાંજ પાછળ પડે? તુરતજ દુર્ગાબાઇએ એક ઉંબરાનો રોપો લાવી ત્રિવિક્રમ મંદિરના પાછળના ભાગમાં રોપ્યો અને તેની પુરતી સંભાળ લઈ પ્રદક્ષિણા ફરવાનો નિયમ શરૂ કર્યો. તે છોડ ચાર પાંચ આંગળ ઉંચો હતો. કર્મ ધર્મ સંયોગથી થોડા દિવસમાં તે છોડ તદ્દન સૂકાઇ ગયા જેવો થઇ ગયો. ફરી તેને અંકુર ફુટશે એવી કલ્પના પણ કરી શકાય એમ નહોતું. પાંદડાં સુકાઇ જઇ ડાંખળીઓ પણ ભાંગી ગઇ હતી. પણ બાઇ તો મહારાજને આવી રોજ આનો વૃત્તાંત કહેતાં અને પ્રદક્ષિણા ફરી રહ્યાં પછી તીર્થ (ચરણામૃત) મહારાજને પાતાં. સ્હવારથી ભૂખ્યાં રહી બાઇ પ્રદક્ષિણા ફરતાં. પ્રદક્ષિણા ફરતાં, પગ થાકી જશે, અપવાસથી ગ્લાનિ આવશે, વગેરે વિચારો તેમના મનને અડતા પણ નહીં. કડકડતી ઠંડી, તુર્તનીજ સંક્રાંતિ ગયેલી, એવા દિવસમાં મળસ્કામાં ઉઠી સ્નાન કરી, પોતાના શરીરની પર્વા ન કરતાં, બાઈએ આ વ્રત ચાલુ રાખ્યું હતું તે દરમ્યાન એક દિવસે તે રોપાને તદ્દન સૂકાઇ ગયેલો જોઇ 'આ ચિહ્ન સારૂં નથી એમ

સમજી તેઓ મહારાજ પાસે આવી રોજ રડતાં બેસતાં. મહારાજ રોજ તેમને સમજાવી કહેતા કે 'પ્રદક્ષિણા ફરવાનું શરૂ કર્યુંજ છે માટે ઝાડ સૂકાઇ ગયું તો પણ તે ઝાડની જગ્યા છે. તે સ્થળનું માહાત્મ્ય મનમાં રાખી, ત્યાં ઝાડ છે એમજ સમજી, ખંડ ન પડવા દેતાં તું તારી પ્રદક્ષિણા ચાલુ રાખ" તે પ્રમાણે તેમણે પોતાનો નિયમ ચાલુ રાખ્યો, છોડ્યો નહીં. કેટલાકોએ એમને કહ્યું સુદ્ધાં કે, "ત્યાં હવે ઝાડ તો નથી ત્યારે પ્રદક્ષિણા શું કામ ફરો છો? પરંતુ તે પતિવ્રતાએ પોતાના પતિના વચન પર પૂર્ણ શ્રદ્ધા રાખી બીજાના બોલવા તરફ લક્ષ ન આપતાં 'આ જગ્યા તે વૃક્ષની છે માટે આપણો નિયમ ચાલુ રાખવામાં કાંઈ હરકત નથી એમ મનમાં ઠેરવી પોતાનો નિયમ ચાલુ રાખ્યો. આ'વું કઠણ વ્રત ખુબ દિવસ ચાલ્યું પછી એવો કાંઇક દૈવી ચમત્કાર દેખાયો કે એક દિવસે પ્રદક્ષિણા ફરતાં ફરતાં, તે સૂકાઇ ગએલા ઝાડની જગ્યાએ જમીનમાંથી એક નવો અંકુર બહાર આવ્યાંનો ભાસ થયો. પછી ચાર પાંચ દિવસે તે ખાસ્સો (બરોબર) ઉપર આવ્યો અને તે ઉંબરાનોજ અંકુર છે એમ બાઇની ખાત્રી થવા લાગી. જેમ જેમ તે અંકુર ઉપર આવ્યો તેમ તેમ સ્પષ્ટ ઉંબરાનો આકાર દેખાવા લાગ્યો એટલે બાઇને એક પ્રકારનું સમાધાન થયું અને મહારાજને તે વૃત્તાંત કહ્યો. વધતાં વધતાં તે અંકુર મ્હોટો ઉંબરો (ઔદુંબર) બન્યો. આ નવીન અંકુરથી બાઇના મનમાં આશાનો અંકુર ઉત્પન્ન થઈ તે ઝાડનાં અંકુર સાથેજ વધતાં વધતાં, તે આશા વૃક્ષને સમાધાન રૂપી ફળ આવ્યું; અને ગયેલું પાછું હાથમાં આવ્યું એમ લાગવા માંડયું. ઉંબરો એટલે શ્રીદત્તનું વૃક્ષ. તે ગયેલું ફરી આવ્યું. એટલે પોતાના પતિનો વૃક્ષરૂપી દેહ ફરી આવ્યો. આ ઔદુંબર (ઉંબરા) નું ઝાડ જે ઉગ્યું તે આપણો પતિજ છે એવી બાઇની ભાવના થઈ. તેમણે મહારાજને કહ્યું "મરેલું ઝાડ ફરી ઉગ્યું, અને તમારૂં ગયેલું ફરી આવ્યું. ત્યારે તે ઉંબરામાં અને તમારામાં શું ફરક છે? તે ઉપરથી સહેજ મહારાજ પણ બોલ્યા, એમ, આપણે શું કામ કહેવું? ઇશ્વરની ઇચ્છા એવીજ હતી તેથી એમ થયું. હજીએ મ્હારો ક્યાં ભરોસો છે? ઇશ્વરની

ઇચ્છાથી તું કહે છે તે પ્રમાણે ઉંબરાનું વૃક્ષ ફરી આવ્યું, અને ગયેલો હું ફરી આવ્યો. વૃક્ષમાં અને મ્હારામાં ફરક નથી એવું જો હોય, અને તે વૃક્ષની યોગ્યતા જો અહીં આવી હોય તો તેનું કારણ તું અને ત્હારી નિષ્ઠાજ છે.

બાઇની પ્રદક્ષિણાનો ક્રમ પછી પણ ચાલુજ હતો. તે અન્ન ખાતાં નહોતાં; તેથી તેમનું શરીર સુકાઈ ગયું હતું. છતાં પ્રદક્ષિણા ચાલુજ હતી. પછી સવા લાખ પ્રદક્ષિણાનો નિયમ પૂરો થયો અને તેમની પાકી ખાત્રી થઈ કે હવે આપણું સૌભાગ્ય જતું નથી, તે કાયમનું બન્યું છે; અને એજ ભાવના દૃઢ રાખી તેઓ રહ્યાં. પરંતુ આ અનુષ્ઠાનનું પરિણામ એવું આવ્યું કે તેમનું વ્યવહાર તરફનું લક્ષ નાશ પામી ગયું. ખાવું, પીવું, ઇત્યાદિ શારીરિક વ્યવહાર અને લોક રીતિનું એમને વિસ્મરણ થવા લાગ્યું. તેનું તેમને ભાનજ નહોતું. ન છૂટકે જે વ્યવહાર કરવા પડતા તેટલાનુંજ તેમને ભાન રહેતું. તે શિવાય હંમેશ દિવસે કે રાત્રે તેમને એમ દેખાતું કે જાણે તે વૃક્ષ છે અને પોતે તેની પ્રદક્ષિણા ફરી રહ્યાં છે. આ ધ્યાન સદોદિત રહેતું અને કારણ પરત્વેજ બોલવા ચાલવા વગેરેના વ્યવહારો થતા. તેમની ગાંડા જેવી સ્થિતિ નહોતી. સાવધ અવસ્થામાં તેમને હંમેશાં દેખાતું કે, “ તે ઝાડ પોતાની પાસેજ હતું અને પોતે એક સરખી પ્રદક્ષિણા ફરી રહ્યાં છે. ” તે જાણે કે છુટતુંજ નહીં એમ લાગતું. કામ કરતાં પણ આજ દૃશ્ય તેમને દેખાતું. તો પણ જરૂર જેટલો વ્યવહાર કરવો પડતો, તેથી તે સ્થિતિમાંજ તેટલો વ્યવહાર તે વખત પુરતો તે કરતાં. તેમણે પોતાની આ સ્થિતિ મહારાજને કહી. ત્યારે મહારાજે એની અંદર રહેલું તત્વ સમજાવી કહ્યું કે, ‘ આ એકનિષ્ઠાનું પરિણામ છે. પ્રદક્ષિણા ફરતી વખતે તે વૃક્ષ અને પ્રદક્ષિણા શિવાય બીજી તરફ ત્હારૂં લક્ષ નહીં જતું હોય તેથી ત્હારૂં મન પ્રદક્ષિણા અને વૃક્ષ રૂપ બની ગયું. તેથીજ તે છુટતું નથી પરંતુ એ કાંઈ ખરાબ છે એમ ન સમજીશ. સ્થૂલ દેહ, નિશ્ચય અને નિશ્ચલ મન વડે તું ઝાડની પ્રદક્ષિણા ફરતી હતી, હવે તું સ્થૂલ દેહથી પ્રદક્ષિણા ફરતી નથી છતાં તને તેવીજ રીતનો રાત દિવસ પ્રદક્ષિણા ફરવાનો

અનુભવ આવે છે તેથી તેજ કામમાં તે મન લીન થઇ જઇ, સૂક્ષ્મ શરીરદ્વારા હવે પ્રદક્ષિણા ફરવા લાગ્યું છે. આવો પ્રકાર સાધારણ સ્ત્રીઓને થતો નથી. આ ઉપરથી ઇશ્વરી ઇચ્છાથી ત્હારો અધિકાર કાંઈ પણ મહત્વનો હોવો જોઇએ. ત્હારી આ એકનિષ્ઠા જોઇનેજ પરમેશ્વરે મ્હને જીવ–દાન આપ્યું હશે."

મહારાજના આ ભાષણથી બાઇને સમાધાન થયું. બેઉનાં અંતઃકરણો સદ્‌ગદિત થયાં, અને આંખોમાંથી આંસુ ધારા વ્હેવા લાગી. આવો પ્રકાર પ્હેલાં પ્હેલાં વારંવાર થતો, અને તેને લીધે એક પ્રકારની આશા ઉત્પન્ન થઈ મહારાજને સારૂં લાગતું. તોએ તેમનો વ્યાધિ કાંઇ ગયો નહોતો. ફરી ફરી તેનું જોર શરૂ થતું. તેથી ઉંઘ આવતી નહોતી. ઉંઘ લેવાની ઇચ્છા થતી અને તે આવતી પણ, પરંતુ ઉંઘમાં જે બેસાવધ અવસ્થા થાય છે તે થવા માંડે એટલે હંમેશ લાગતા (આવતા) આંચકા (ધક્કા) આવતા, અને તે ઉંઘ આવવા દેતા નહીં. કૃત્રિમ શ્વાસોચ્છવાસ લેવાનો ધંધો પાછળ પડયો હતો તેથી ખાવાપીવામાં, બોલવામાં અડચણ થઈ શરીર હાડપિંજર બની ગયું હતું. મગજ તદ્દન ખાલી પડી ગયું હતું. ડાકટર વૈદ્યનો કાંઈ ઉપાય ચાલતો નહોતો. તેથી તેમણે પોતેજ એરંડીઉં (દીવેલ) માથે લગાડી ઉપર એરંડાનું પાંદડું મૂકવાનો ઉપાય શરૂ કર્યો. તેને લીધે ગુણ પણ આવવા માંડ્યો. પરંતુ હંમેશ એરંડીઉં અને એરંડાનું પાંદડું હોયાં શિવાય ચ્હેનજ પડતું નહીં. રાત દિવસ તે મૂકીજ રાખવું પડતું. આવો ક્રમ ઘણા દિવસ ચાલુ હતો. પેટમાં પણ એરંડીઉં (દીવેલ) લીધાં શિવાય એમને શૌચ (ઝાડો) થતો નહીં. કેટલાક દિવસ થોડી વધુ બડબડ ચાલુજ રહેતી. સેકંડ દહોડ સેકંડે તે કૃત્રિમ શ્વાસોચ્છવાસાનું યંત્ર ચાલુજ રહેતું. હવે આ સ્થિતિ બંધ પડતી નથી. પોતાને અને બીજાને ત્રાસ થાય છે એ જોઈ, "હવે આવી સ્થિતિમાં કયાં સુધી જીવવું? જીવ પણ હજી કેમ જતો નથી? એમ એમને વારંવાર લાગવા માંડયું. "કોઇને જણાવ્યા શિવાય ગમે ત્યાં આ દેહ વિસર્જન કરવો. પહેલેથીજ આ દેહ ન જોઇએ, જીવ ન જોઇએ તે માટેની ખટપટ ચાલુજ હતી. હવે આ પ્રસંગ

સારો છે. હું આજારી છું એ બધાંને ખબર છેજ; તેથી કોઇને સંશય આવશે નહીં. ગમે ત્યાં જઈ દેહ વિસર્જન કરવો.” એવો નિશ્ચય કરી, ગમે તે બહાનું કહાડી આ લોકોમાંથી છટકવું, અને એકલા રહી શરીરનું જે થાય તે કરી નાંખવું, એવા વિચારથી તેમણે બંધુ અને ઘરના માણસો આગળ વાત કહાડી. ‘અનેક ઉપાયો કર્યા પણ ગુણ પડતો નથી. માટે સ્થાન ફેર કરી જોઉં, મુંજવાડ જઈ ત્યાં કેટલાક દિવસ રહી, હવાના ફેરથી કાંઇ ફેર પડે તો જોઉં” વગેરે; અને આ વિચાર અમલમાં લાવવાનો તેમણે પ્રયત્ન શરૂ કર્યો. પરંતુ મુંજવાડ જવાનું ફક્ત બહાનું હતું, તે ખરૂં નહોતુંજ. એક વાર ઘરના માણસોથી છટકી ગમે ત્યાં જવું, અને એક તો સારા થવાનો ઉપાય ક્યાંક થતો હોય તો તે જોવું, નહીં તો છેવટે દેહ ત્યાગ કરવાનું તો ઠર્યુંજ છે. હવે ઘરમાં રહી આપણે માટે કોઇને ત્રાસ આપવો નહીં એવો નિશ્ચય કર્યો અને એક દિવસ ઠેરવ્યો. તે દિવસ પણ ઘરનાં માણસોના અભિપ્રાયથી ઠેરવ્યો. ઘરનાં માણસોએ વિચાર કર્યો કે, “મુંજવાડ જાય છે તો જવાદો, તે કાંઇ પારકું ઘર નથી.” જવાનું ઠર્યું હતું પણ પ્રકૃતિ કાંઇ જવા જેવી નહોતી. શક્તિ બીલકુલ નહોતી. ઉઠવા બેસવાનું પણ મુશ્કેલીથીજ થતું. હું એકલોજ જઇશ, એવી એમણે ખૂબ હઠ પકડી પરંતુ એવી સ્થિતિમાં એકલા જવા દેવા એ બરોબર નહોતું તેથી શ્રી કૃષ્ણ ( ભાણેજ ) અને ગજાનન ( ન્હાનાભાઇના છોકરા ) ને તેમની સાથે મોકલ્યા. મહારાજને લાગ્યું કે આમને સાથે ન લઇ જવાની હઠ કરવી એ ઠીક દેખાશે નહીં. ઘરના માણસો કાંઇ એવી વાત સાંભળે નહીં; અને એકલા તો સટકી જવાની આશાજ નથી. તેથી તેમને સાથે લેવા. આ છોકરાજ છે. ગમે તે સ્ટેશન ઉપરથી તેમને હાંકી કહાડીશું, એમ વિચાર કરી જરૂર જેટલો સામાન સાથે લઈ તે ધુળીએથી ચાળીસગામ જવા નીકળ્યા.

---

# પ્રકરણ છઠ્ઠું.

---

## ગૃહ ત્યાગ અને શિરડી ગમન.

ચાળીસગામ જતાં રસ્તામાં મહારાજને બહુજ દુઃખ થયું. ચાળીસગામની આગળને સ્ટેશને તેઓ કાંઈક કારણસર ઉતર્યા. એક બે દિવસ ત્યાં રહી વિશ્રાંતિ લીધી; અને પછી ચાળીસગામ આવ્યા. તે દિવસ ચૈત્ર શુદ એકમ (ગુડી પડવા) નો હતો. ત્યાં આવ્યા પછી આગળનો પ્રવાસ સહન થઈ શકશે નહી એમ લાગ્યું તેથી ત્યાંજ સ્ટેશન ઉપર એક બાજુએ પડી રહ્યા. આ છોકરાઓને કેવી રીતે પાછા કહાડવા એનો વિચાર તે મન સાથે કરવા લાગ્યા એક બે દિવસ ત્યાં પડી રહી, બીજે કે ત્રીજે દિવસે તે છોકરાઓને પાછા જવા કહ્યું. તેઓ કહેવા લાગ્યા કે અમો તમોને એકલા છોડી કેવી રીતે જઈએ? મ્હોટા ભાઈ શું કહેશે! અમો તમોને ઠેકાણા પર મુંજવાડ પહોંચાડી પાછા જઇશું પરંતુ તેમનું ન માનતાં મહારાજે તેમને સ્પષ્ટ કહ્યું કે તમારે એ પંચાત કરવાની જરૂર નથી હું કહું છું તે પ્રમાણે ચાલો. એમ કહી તેમને જોર જુલમથી કહાડયા અને તેઓ ગયા.

ચાળીસ ગામના સ્ટેશનના એક સ્ટેશન માસ્તરની સલાહથી, પૈઠણ ગયાથી ફાયદો થશે એમ ધારી ત્યાં જવાનો નિશ્ચય કર્યો. સ્ટેશન માસ્તરે મનમાડની ટીકીટ કહાડી આપી, તે પ્રમાણે તેઓ મનમાડ આવ્યા. હવે તેઓ એકલાજ હતા. સાથે કોઈ નહોતું. તેથી તેમનેજ તેમની પ્રકૃતિની સંભાળ લેવી પડતી. વિશ્રાંતી માટે મનમાડ એક દિવસ રહી પૈઠણ જવા માટે રાત્રિની ગાડીની ઔરંગાબાદની ટીકીટ કહાડી, તે ગાડીમાં બેઠા. ગાડી ઉપડવાનો બરોબર વખત થયો ત્યારે એક ગૃહસ્થે તેમને આ’વી આજારી સ્થિતિ જોઈ કયાં જાવ છો વગેરે પૂછયું. તે સમજુ માણસ હતો; તેણે કહ્યું “ વચ્ચે કવોરંટાઇન છે, તમો માંદા છો. તમને આગળ જવા નહીં દે ઉતારી પાડશે અને વિનાકારણ તમને ત્રાસ થશે. ત્હમારી

આ સ્થિતિ જોઇ મ્હને દયા આવે છે તમો નગરથી પૈંઠણ ગયા હોત તો ઠીક થાત." એમ તે કહે છે ન કહે છે એટલામાં સીટી થઇ ગાડી ઉપડવાનો વખત થયો. તે ગૃહસ્થે ખબર આપી કે નગર ઉતરી પૈંઠણ જવા માટે પુષ્કળ ગાડીઓ મળે છે, ત્યાં કવૉરંટાઇન વગેરે કાંઈ નથી. તેથી સ્હેજમાં એમનો નગર જવાનો વિચાર નક્કી થયો, અને ગાડી ચાલે એટલામાં તેઓ નીચે ઉતર્યા. સ્ટેશનથી પ્લેટફોર્મ દૂર હતો, તોપણ સ્ટેશન માસ્તર પાસે જઇ આ ટીકીટ પાછી લો અને નગરની આપો એમ એમણે તેને કહ્યું; ના, હા કરતાં કરતાં છેવટે તે ટીકીટ લઇ નગરની ટીકીટ તેણે આપી. તે પ્રમાણે નગર ઉતરી ટાંગાવાળાને કહ્યું કે પૈંઠણ જનારી ગાડી જ્યાં મળતી હોય ત્યાં લઇ જા. તેણે તે ઠેકાણે પહોંચાડ્યા. ત્યાં કેટલીક પૈંઠણ જનારી ગાડીઓ હતી, તેમાંથી એક ગાડી એમણે ઠેરવી. બાકીની ગાડીઓ નીકળી ગઇ અને ઠરાવેલી ગાડી પાછળ રહી. તે કાંઇ આગળ જલદી ચાલેજ નહીં. થોડું કામ છે તેટલું કરી નીકળું છું, એમ કહી, ટાંગાવાળાએ ખૂબ વખત લગાડ્યો. બીજી ગાડીઓ નીકળી ગઇ હતી એટલે બીજી કાંઈ સવડજ નહોતી. મહારાજ સંધ્યાકાળ સુધી ત્યાં પડી રહ્યા, તોપણ તે ન નીકળ્યો. મને ફસાવ્યો. કહી મહારાજ એની ઉપર ખૂબ ગુસ્સે થયા, અને છેવટે તે ગાડીવાળાનો છંદ છોડયો.

આ ઠેકાણું ( સ્ટેન્ડ ) બહુ કઢંગી જગ્યાએ હતું. બેસવાની પણ ત્યાં જગ્યા નહોતી. ત્યાં કોઇનું ઓળખાણ નહીં, આપણી આ'વી સ્થિતિ, હવે શું કરવું કેમ કરવું એ વિચારમાં મહારાજ પડ્યા હતા એ'વામાં એક ગૃહસ્થ ત્યાં આવ્યા. તે ઘણું ખરૂં તેલંગી હશે; તેમને મરાઠી બોલતાં આવડતું હતું, તોપણ તેમની માતૃભાષા જુદી હતી. મહારાજની દુઃખી સ્થિતિ જોઈ તેમને દયા આવવાથી તેમણે લાગણીપૂર્વક કહ્યું "ત્હમો ચિંતા ન કરશો. હું તમને પૈંઠણ પહોંચાડીશ, હવે આ ગાડીવાળાનો છંદ છોડો; તમો થાકયા દેખાવ છો, અર્ધો દિવસ થોભો, વિશ્રાંતિ લો, હું તમને સવડ કરી આપીશ. તે ગૃહસ્થની પોતાની લોટની ઘંટી પાસેજ હતી. તેમણે મહારાજને ત્યાં લઇ જઇ, એક સારી સવડ પડતી જગ્યા

દેખાડી ત્હમે અહીં નિરાંતે રહો એમ એમણે કહ્યું. અને એટલું કહી તે બહુ કામગરા માણસ હતા તેથી તે પોતાને કામે નીકળી ગયા. જો કે તે જગ્યા મ્હોટી હતી છતાં ઘંટીના અવાજથી મહારાજનો જીવ કંટાળી ગયો, અને એ જગ્યા અકારી લાગવા માંડી. છેવટે તદ્દન કંટાળી, ધીમે ધીમે તે ગામમાં જવા નીકળ્યા. ગામમાં ગયા પછી એકમુખી દત્તનું દહેરૂં આવ્યું. અંદર જઈ જોતાં તે જગ્યા સવડભરી લાગી. મીલ (ઘંટી) ગામની બહાર હતી અને દહેરૂં ગામમાં હતું તેથી ત્યાંજ તેઓ રહ્યા. પહેલેથીજ પ્રકૃતિ અશક્ત તેમાં વળી પ્રવાસના શ્રમ, અને ખાવાપીવાની અવ્યવસ્થાને લીધે અહીં આવ્યા પછી પ્રકૃતિ વધારે બગડી હોય એમ લાગ્યું તેથી ગમે ત્યાં સ્વસ્થ પડી રહી બે ચાર દિવસ કહાડી નાંખવાનો ઠરાવ કર્યો અને પંઢરપુર જવાનો વિચાર એની મેળેજ બંધ પડ્યો. દત્તમંદિરમાં એક બાજુએ એઓ ફક્ત પડી રહેતા. ફરવા હરવાનું બંધજ હતું. તે ગમે તેવું પણ મંદિરજ હતું તેથી જનાર આવનાર ત્યાં હોયજ; છતાં તેમને બહુ ત્રાસ લાગ્યો નહીં. સ્વસ્થ પડી રહેવાથી થોડું ઠીક લાગ્યું. તે રામનવમીના નવરાત્રીના દિવસ હોવાથી કોઈક પુરાણી નવ દિવસથી રામાયણનું ત્યાં પારાયણ કરતા હતા. સ્હવારે સંહિતા વાંચી, બપોરે અર્થ કહેવાના વહિવટ પ્રમાણે તે ક્રમ નિત્ય ચાલતો. પડ્યા પડ્યા તેઓ આ બધું સાંભળતા આ શિવાય વેદાધ્યન કરનારા બે ચાર વિદ્યાર્થીઓ પણ ત્યાં અધ્યયન કરતા. આખો દિવસ તેમનું વેદપઠન ચાલુ રહેતું. આ એમને એક જાતની ગમ્મત લાગવાથી રામજન્મનો દિવસ આવ્યો ત્યાં સુધી તેઓ ત્યાંજ રહ્યા. આ દરમ્યાન તેમને ત્યાં રહેનારા લોકોનું ઓળખાણ થયું. તેમની પ્રકૃતિની સ્થિતિની તે લોકને ખબર પડતાં, સ્હેજ બોલતાં બોલતાં કોઈ બોલી ગયું કે, રાહુરીમાં એક કુળકર્ણી મહારાજ છે; તે યોગાભ્યાસ કરે છે, તેમની પાસે જવાથી કાંઈ ફાયદો થશે. આ સાંભળી મહારાજ રાહુરી ગયા.

ત્યાં ગામ બહાર મારવાડીનો એક બગીચો હતો. ત્યાં તે કુળકર્ણી મહારાજ રહેતા હતા. સ્હવારસાંજ તે ત્યાં જઈ પહોંચ્યા,

તે વખતે નિત્ય નિયમ પ્રમાણે, યોગાભ્યાસ કરવાની જે જગ્યા કરી મૂકી હતી ત્યાં, અંદરથી કોટડી બંધ કરી તે કુળકર્ણી મહારાજ યોગાભ્યાસની કાંઈ ક્રિયા કરતા હતા. તેમને રસોઇ કરી જમાડવા માટે એક બ્રાહ્મણ તેમની પાસે હતો. તેણે મહારાજને કહ્યું કે અગીઆર બાર વાગ્યા સુધી મુલાકાત થશે નહીં. આ સાંભળી મહારાજ ત્યાંજ નિરાંતે બેસી રહ્યા. બરોબર બાર વાગ્યાને સુમારે પોતાનો વખત થયો ત્યારેજ તે કુળકર્ણી મહારાજ બ્હાર આવ્યા. મહારાજને જોતાંજ કોણ છો, શા માટે આવ્યા છો વગેરે સંબંધી પૂછપરછ કરી. મહારાજે તે બધાંનો ટુંકામાં યોગ્ય ઉત્તર આપ્યો. તે ઉપરથી એમણે જવાબ આપ્યો કે:—"હું યોગનો અભ્યાસ કરૂં છું. પરંતુ ત્હમારી હકીકત સાંભળી અને સ્થિતિ જોઈ તમો તો મ્હારા કરતાં આગળ વધ્યા છો. હું અભ્યાસ કરૂં છું, અને તમારાં અભ્યાસ પૂરો થયાંના લક્ષણો દેખાય છે. આ અવસ્થા લાવવા માટે સેંકડો યોગી લોકો પ્રયત્ન કરે છે. અને તમને વગર ખટપટ કરે આ કેમ સાધ્ય થઈ એનુંજ આશ્ચર્ય લાગે છે. ત્હમોને કાંઇ વ્યાધિ થયો છે, એમ તમને લાગે છે, પરંતુ મારા મત પ્રમાણે તો આ કાંઇ વ્યાધિ નથી. ત્હમારી હાલની સ્થિતિ સારી કરવી એ મ્હારી શક્તિની બહારની વાત છે, આનું પરિણામ આગળ ઉપર બહુ સારૂં આવશે એમ મ્હને લાગે છે. ત્હમો કહોછો, "હું તમારા દર્શન માટે આવ્યો છું," પરંતુ મ્હનેજ તમારા દર્શનનો લાભ થયો અને તેને લીધે મ્હને સંતોષ થયો છે. હવે તમો આવ્યાજ છો તો એક બે દિવસ રહો." એવા શબ્દો બોલી તેમણે પોતાના બ્રાહ્મણને કહ્યું કે "આમને ન્હાવા માટે પાણી તપાવ." મ્હારાજે કહ્યું "અહીં ગમે ત્યાં પાણી હશે, આ બગીચામાં કૂવો છેજ; તેથી ત્યાંજ સ્નાન કરી આવું છું." તેમણે કહ્યું "ત્યાં કાંઇ ન કરતાં, અહીંજ સ્નાન કરો." તેમના આગ્રહથી મહારાજે ત કબૂલ કર્યું. એટલામાં પાણી ગરમ થયું અને તે બ્રાહ્મણે વાસણમાં કહાડી ઘરમાં જ્યાં ન્હાવાની જગ્યા હતી ત્યાં મૂકયું. મહારાજ જઇ ન્હાવા બેઠા એટલામાં કુલકર્ણી મહારાજ પાસે આવ્યા અને બોલ્યા, "જરા થોભો." એમ કહી તેમણે

બ્રાહ્મણને થોડું તેલ લાવવા કહ્યું. તે શું કરે છે તેની કલ્પના મહારાજને ન આવી. બ્રાહ્મણ તેલ લાવ્યો એટલે તેમણે કહ્યું "ત્હમારી પ્રકૃતિ અશક્ત દેખાય છે, માટે ત્હમારે શરીરે તેલ લગાડું છું." "ના, ના" કહેવા છતાં તેમણે મહારાજને શરીરે પોતાને હાથે તેલ લગાડયું અને પગે તેલ લગાડતાં તેમને શું થયું તે કોણ જાણે, તેમણે મહારાજને કહ્યું કે, "તમને નગ્ન કરી સ્નાન કરાવવાની મ્હારી ઇચ્છા છે." મહારાજે કહ્યું, "આ ઠીક દેખાતું નથી, એમ ના કરો." પરંતુ તેમણે કહ્યું, "તમને જોઇ મ્હને એમ કરવાનું મન થાય છે." તેમની આવી વર્તણુક તથા આવું ભાષણ સાંભળી મહારાજની આંખોમાં પાણી આવવા લાગ્યું અને 'અહીં ક્યાં આવ્યો' એમ એમને થયું. કુળકર્ણી મહારાજે જોરજુલમથી એમનું પહેરેલું કપડું કહાડયું અને તેલ ચોળી સ્નાન કરાવ્યું, અને પોતાની પાસેનું બીજું સારૂં વસ્ત્ર પહેરવા આપી, પાટલો માંડી તે પર તેમને બેસાડ્યા. મહારાજની પ્રકૃતિ બહુ અશક્ત હતી તેથી હંમેશ ટેકા માટે એમને હાથમાં લાકડી રાખવી પડતી; પરંતુ આ વખતે કુળકર્ણી મહારાજે પોતે એમનો હાથ પકડી સ્નાન કરવાની જગ્યામાંથી (ન્હાવાણીઆંમાંથી) બ્હાર આણી પાટલાપર બેસાડ્યા. બ્રાહ્મણે સંધ્યાની તૈયારી કરી ચંદન ઘસી રાખ્યું હતું. તે સંધ્યા કરતા હતા તે વખતે કુળકર્ણી મહારાજે તુળસી પત્ર, ચંદન ફુલ એમના પગપર ચ્હડાવી નમસ્કાર કર્યા અને ભાણું પીરસવા કહ્યું. વ્યાધિ લાગુ પડ્યો ત્યારથી મહારાજનું ખાવા જમવાનું ઘણુંખરૂં છુટી ગયું હતું એ પાછળ કહ્યુંજ છે. તો પણ તે વખતે જેટલું ખવાયું તેટલુ એમણે ખાધું. કુળકર્ણી મહારાજ તેમના અભ્યાસને અનુસરી ફક્ત દૂધ ભાત ખાતા તે પ્રમાણે તે ખાઈ અંદર એક કોટડી હતી ત્યાં જઇ પલંગપર પડયા. અને મહારાજ બહાર પડી રહ્યા. તે જગ્યા પણ અંધીઆરજ હતી. ચાર વાગે તેઓ બહાર નીકળ્યા. વિશેષ કાંઈ બોલવું થયું નહીં. તેમણે મહારાજને એટલુંજ પૂછયું કે તમો શિર્ડી ગયા હતા કે? એમના આ બોલવાથી મહારાજને શિર્ડીની ખબર પડી. આ પહેલાં તેઓ એ વાત જાણતા નહોતા

મહારાજે કહ્યું કે મ્હેં તે જગ્યા જોઇ નથી અને ત્યાં શા માટે જવું જોઇએ એ પણ હું જાણતો નથી. કુળકર્ણી મહારાજે કહ્યું કે, "ત્યાં સાંઇમહારાજ અવલિયા પુરૂષ છે. તેમની પાસે તમો જાવ તો બહુ ફાયદો થશે." એમ એમણે કહ્યું અને ત્યાં જાવજ એમ કહી જવા આગ્રહ કર્યો. પરંતુ સાંઇબાબા મુસલમાન છે એમ સમજી એમનો ત્યાં જવા વિચાર થયો નહીં.

બગીચા બહાર થોડું ફરવાના વિચારથી સંધ્યાકાળે લાકડીને ટેકે તેઓ બહાર નીકળ્યા. ગામના પાદર આગળ ઝાડો છે ત્યાંથી જતાં એક ડોસો દૃષ્ટિએ પડ્યો. તેણે મહારાજ તરફ જોયું અને મહારાજની સ્થિતિ જોઈ એમની પ્રકૃતિ સંબંધે પૂછપરછ કરી અને કહ્યું, તને કાંઇ નથી થયું, ફક્ત વાયુ છે. હું કહું છું તે ઉપાય કર એટલે બધું સારૂં થઇ જશે. ફક્ત ગરમ પાણી પીતો જા; ઠંડું પાણી ના પીશ. તરસ લાગે એટલે સોસાય તેટલું ગરમ પાણી પીવું. આ નિયમ રાખ: એટલે બધું સારૂં થઇ જશે." તે વખતે મહારાજે ફક્ત સાંભળી લીધું પણ એથી શું થવાનું છે એમ ધારી તે તરફ બીલકુલ લક્ષ આપ્યું નહીં. પરંતુ તે ડોસાના કહેવાનું મહત્વ કેટલું હતું તે આગળ ઉપર સમજાશે.

અહમદનગરના પ્રસિદ્ધ દેશપાંડે વકીલ અને કુળકર્ણી મહારાજ વચ્ચે સારો સંબંધ હતો. તેમને વેદાંત વિષયનો છંદ હોવાને લીધે કુળકર્ણી મહારાજ પાસે કાંઇક તે સંબંધે જાણવા માટે તેઓ ત્યાં આવતા. કુળકર્ણી મહારાજને સંસ્કૃત ઘણુંજ સરસ આવડતું હોઇ, વેદાંતના ગ્રંથો તેમણે ખૂબજ વાંચ્યા હતા તેમના આ રિવાજ પ્રમાણે મહારાજ જે દિવસે રાહુરી ગયા, તેજ દિવસે વા બીજે દિવસે તેઓ ત્યાં આવ્યા હતા. રાહુરી કોર્ટમાં તેમનો એક કેસ પણ હતો. એ બેઉ કામ માટે તે ત્યાં આવ્યા હતા. તે વખતે કુળકર્ણી મહારાજે મહારાજ સંબંધી કેટલીક હકીકત તેમને કહી. તે સાંભળી દેશપાંડે વકીલે પ્રેમ બુદ્ધિથી ટુંકામાં કહ્યું કે, તમને હાલ શારીરિક કષ્ટ થાય છે એ વાત ખરી; પરંતુ આનું પરિણામ આગળ ઉપર બહુ સારૂં આવશે. ફક્ત કોઇ સારો યોગી તમને મળવો જોઇએ, એટલે આ દુઃખ કમી થઇ તેમાંથી જે ખરો લાભ મળવો જોઇએ

તે મળશે. આ કાંઈ બીજું દર્દ નથી. એ દર્દ તેનુંજ છે કુળકર્ણી મહારાજનો પણ આજ મત થયો. પછી દેશપાંડેએ કહ્યું કે "તમો જો મોરગામ જાવ તો ત્યાં એક યોગાભ્યાસી છે; તેનું નામ વિનાયક મહારાજ ફાટક. તેમની પાસેથી તમોને કાંઇ ફાયદો થાય તો જુઓ." એમ કહી તેમણે ત્યાં જવાનો મહારાજને આગ્રહ કર્યો. પછી બે ત્રણ દિવસે મોરગામ જવાનો નિશ્ચય થયો. દેશપાંડેએ એક પત્ર પણ આપ્યો અને કહ્યું કે, "તમારે ત્યાં ઓળખાણ નથી, માટે પ્રથમ જેજુરી જાવ; ત્યાં મ્હારા મામા છે, તેમનું નામ ચિંતોપંત બેલસરે છે. તેમને આ પત્ર આપજો એટલે તે તમારી બધી વ્યવસ્થા કરશે." આ પત્ર લઇ મહારાજ જેજુરી જવા નીકળ્યા. જેજુરી જવા માટે પુણે જનારી રેલ્વેમાં, દેશપાંડે વકીલે મહારાજે ઘણી ના કહી છતાં ટીકીટ કહાડી આપી બેસાડયા. રેલ્વેમાં બેઠાં બેઠાં તેમના મનમાં વિચાર આવ્યો કે 'આ'વી સ્થિતિમાં કોઇને ઘેરપણ ન જવું ને કોઇ યોગાભ્યાસીના હાથમાં સપડાવુંએ નહીં. મોરગામમાં કે'વા યોગી છે, કોણ છે, કોણ જાણે ? આપણે ધુળીએથી નીકળ્યા તે આ ઉદ્દેશથી નીકળ્યા નથી. આપણા જીવનો, દેહનો, નિકાલ થાય તે માટે નિકળ્યા. માટે જેજુરી જઈ ત્યાંથી મોરગામ જવાની ભાંજગડમાં શા માટે પડવું ? " એવો વિચાર કરતા હતા એટલામાં પુણા સ્ટેશન ઉપર ગાડી આવી પહોંચી, અને તેઓ ત્યાં ઉતર્યા. ત્યાં ઉતર્યા પછી ફરી એક વિચાર તેમના મનમાં એવો આવ્યો કે, 'આ શહેર છે તેથી આપણો હેતુ અહીં પાર પડે એમ નથી. પહેલાં પણ હું અહીં હતોજ, માટે હવે અહીં તો નજ રહેવું. જેજુરીના ખંડોબાના ડુંગરની આસપાસ ખૂબ સરસ અને એકાંત જગ્યા આપણો ઉદ્દેશ સાધવા લાયક હશે, માટે ત્યાં જવું.' આ પ્રમાણે વિચાર કર્યો એટલે તેઓ પુણેથી નીકળી જેજુરી સ્ટેશન ઉપર આવ્યા. પ્રકૃતિ અશક્તજ હતી તેથી હાથમાં એક લાકડી રહેતીજ. હવે ક્યાં જવું એનો વિચાર કરતાં કરતાં ગામમાં ન જવું એમ ઠરાવી ગામમાં જવાનો રસ્તો છોડી દઇ, પાણીવાળી જગ્યાની શોધ કરતાં કોઇ બીજે ગામે જતી સડક ઉપર ચાલવા માંડયું ગામથી

ખૂબ દૂર સડક ઉપરજ એક કુવો હતો; ત્યાં ખૂબ ખડકો હતી અને આસપાસ નિવડુંગના કાંટાવાળા થુઅર ખૂબ ઉગ્યા હતા. ગમે ત્યાં એકાંત સ્થાન શોધી કહાડવાના હેતુથી ફરતા હતા એવામાં એક બહુજ મ્હોટો નિવડુંગનો બેટ દૃષ્ટીએ પડયો. તેની પડખે જગ્યા કરી બેસવાના હેતુથી તેની આજુબાજુએ ફરતા હતા તેવામાં તે નિવડુંગની જાળમાં એક ઠેકાણે અંદર ખુલ્લી જગ્યા દૃષ્ટીએ પડી. આ દિવસો ઉન્હાળાના હતા. વરસાદનો ભય નહોતો. એ ભાગમાં લોકોની અવરજવર પણ કમી હતી. તેથી જેટલા દિવસ ત્યાં બેસાય તેટલા દિવસ ત્યાં એકાંતમાં બેસી રહેવું અને જે થાય તે થવા દેવું. ગરીબ લોકો નિવડુંગનાં ડીંડવા (લાલ હોય છે તે) ખાઇ પેટ ભરે છે, અને તે ખાવામાં બહુ સારાં લાગે છે એમ તેમણે સાંભળ્યું હતું તેથી ક્ષુધા નિવારણ કરવામાં તેનો ઉપયોગ થશે અને જો આ પાછળ પડેલું દર્દ વાયુને લીધે હોય તો તેને માટે આ એક ઔષધરૂપજ નીવડશે, એમ વિચાર કરી તેઓ ત્યાં બેસી રહ્યા.

જે ઠેકાણું મહારાજે શોધી કહાડયું હતું ત્યાં મનુષ્યોની વસ્તી નહોતી એટલુંજ નહી પણ અવર જવર પણ નહોતી અને નિવડુંગ બહુ ખીચોખીચ આવેલા હોવાથી મ્હોટા મ્હોટા સાપ, વિંછિ વગેરે ઝેરી પ્રાણીઓનું તે નિવાસ સ્થાન હતું; છતાં "**कार्यं साधयामि वा देहं पातयामि**" (કાર્ય સાધીશ કે દેહ પાડીશ) એવા નિશ્ચયવાળા જીવ ઉપર ઉદાર થયેલા મનુષ્યને તે ઝેરી પ્રાણીઓથી શો ભય હોય? તેઓ દૃઢ નિશ્ચયથી કેટલાક દિવસ ત્યાં બેસી રહ્યા. તે ચૈત્ર મહિનાના દિવસ હતા. સુમારે સાત આઠ દિવસ આ'વી રીતે પડી રહ્યા એટલે દિવસ. રાત, દેહ જગત વગેરે બધી ચીજનું ભાન નાશ પામ્યું. આ'વી રીતનો અનુભવ લેતી વખતે શારીરિક કષ્ટ અથવા કોઇપણ જાતના સુખ દુઃખનો સ્વાભાવિક રીતેજ અનુભવ આવતો નહીં. દિવસ છે કે રાત્રિ તેનુંજ જો ભાન ન હોય તો સૂર્યપ્રકાશનો કે અંધારાંનો પણ અનુભવ નજ આવે. પરંતુ પોતે છે એવી (એટલે કે) ફક્ત પોતાના અસ્તિત્વની જાણ માત્ર

બરોબર રહેતી. તેટલા અનુભવમાં સૂક્ષ્મ વિચાર ઉત્પન્ન થત. અને ચાલ્યા જતા. દેહ પાડવાનો પોતાનો જે નિશ્ચય હતો તે હવે સફળ થયો છે એમ એમને લાગતું. દેહનો અનુભવ ન હોવાને લીધે અને પોતાનાજ અસ્તિત્વની ફક્ત જાણ હોવાથી આપણે પોતે નાશ પામ્યા છીએ એમ લાગી, મરણ પછી આ'વીજ સ્થિતિ હોય છે કે એવી રીતનો સૂક્ષ્મ વિચાર વચ્ચે વચ્ચે આવતો અને નાશ પામતો. આમ ઘણો વખત પસાર થઇ ગયો. ગમે ત્યારે જ્યારે દેહભાન આવતું ત્યારે ફક્ત જગત્ છે, આપણે છીએ, વગેરે સ્મૃતિ ફરી જાગૃત થતી, અને પહેલાં પેઠે કૃત્રિમ શ્વાસોચ્છવાસની ફરી જરૂર પડતી. આ સ્થિતિમાં દેહભાન જતું રહેતું. ત્યારની જે અવસ્થા હતી તેનું પણ જ્ઞાન થઇ, 'અરે આપણે આ'વી સ્થિતિમાં હતા, ફરી પાછા પહેલાંની સ્થિતિ ઉપર આવ્યા. કુળકર્ણી મહારાજ કહેતા હતા તેવોજ અનુભવ હવે આવે છે કે શું?' એવો વિચાર આવતો. અને વળી એમ પણ લાગતું કે 'ફરી તેજ સ્થિતિ આવે તો સારૂં, તે સ્થિતિમાં બીલકુલ ત્રાસ નહોતો.' કેટલેક વખતે પાછી પોતાની મેળેજ એવી સ્થિતિ થતી. તે'વી સ્થિતિ આવવા માટે, અથવા શુદ્ધિમાં આવવા માટે તમને કાંઇ પ્રયત્ન કરવો પડતો નહોતો, બેઉ સ્થિતિ એની મેળેજ થતી, અને તે ફાવે તેટલો વખત એની મેળેજ રહેતી. તે અવસ્થામાં શબ્દ, સ્પર્શ, વગેરે વિષયોનો અને જગતનો વ્યવહાર બંધ રહેતો; પરંતુ ઉપર કહ્યાં પ્રમાણે તેમને તેમના અસ્તિત્વનું ભાન ફક્ત પૂર્ણપણે રહેતું. જ્યારે શુદ્ધિમાં (દેહભાન પર) હોય ત્યારે ફાવે તો નિવડુંગના ડીંડવા ખાતા. તે ડીંડવા ખાધાથી ગરમી વધી જવાથી અથવા આગળના ભાવિને લીધે ઇશ્વરી સંકેતથી તેમને ખૂબ તૃષા લાગી, તે એટલી તો તીવ્ર હતી કે તેમની ધીરજ ન રહી અને તે ધીમે ધીમે બહાર આવ્યા. પાણીનો વહેળો ખબર હતોજ, ત્યાં ઘસડાતા લથડીઆં ખાતાં ખાતાં પણ જવાના ઇરાદાથી તે નીકળ્યા, અને ધીમે ધીમે તે વ્હેળા ઉપર આવી પહોંચ્યા. ત્યાં પાણી પીવાનો વિચાર કર્યો કે તરતજ રાહુરીના તે ડોસાએ ઉનું પાણી પીવાનું કહ્યું

હતું તેની યાદ આવી. અને તેની સાથેજ રાહુરીમાં જોયેલો બધો દેખાવ—તે ડોસો, તેનું ભાષણ વગેરે—સામે ખડો થયો હોય એવો ભાસ થયો. તે પેલા વ્હેળાનું પાણી પીવા જાય છે એટલામાં તે ડોસો ગુસ્સે થઇ તેમની તરફ જોઈ બોલતો હોય એમ દેખાયું, "અરે, તને કહ્યું હતું ને, કે તું ઠંડું પાણી પીતો નહીં, અને ઉન્હું પાણી પીવાનો નિયમ રાખજે." આવો ભાસ થતાંજ તેને વિચાર આવ્યો કે હવે ઠંડું પાણી પીવું કે ન પીવું ? છેવટે તેમણે પોતાના મનમાં નિશ્ચય કર્યો કે, નજ પીવું એ ઠીક. ધીમે ધીમે ગામમાં જવું. આપણી પાસે કાગળ છે તેનો ઉપયોગ કરવો. પછી હાથમાં લાકડી હતી તેની મદદથી બેસતા, ઉઠતા, વળી વિસામો લેતા લેતા, બપોરને વખતે દસ અગીઆર વાગ્યાને સુમારે, ગામમાં પેલી બેલસરેનું ઘર શોધતા ત્યાં ગયા અને ઘરમાં પેઠા ત્યાં તે દાદા ( ચિંતોપંત બેલસરે ) હતાજ. તેમનાં ઘર આગળ ખુલ્લો ચોક હોઈ અંદર ઓસરી હતી. તેઓ ઓસરીમાં હતા. મહારાજ તરફ, 'આ સુદામા જેવું કોણ છે,' એમ સાશંક દૃષ્ટિથી તેમણે જોયું કે તરતજ મહારાજે પેલો કાગળ તેમની સામે નાંખ્યો. એમનો હેતુ એ હતો કે વધારે બોલવાનું કામ પડે નહીં. એ પત્ર દેશપાંડે વકીલનો છે એ ઓળખી તે પૂરેપૂરો વાંચ્યાં વગરજ હીંચકો હતો તે પર બેસવાનું કહ્યું. ચાલવાથી પડેલા શ્રમથી તેઓ થાકી ગયા હોવાથી, 'બેસો' કહેવાની તે વાટજ જોતા હતા. તે પ્રમાણે તેમણે કહ્યું કે તરતજ. હિંચકા ઉપર કાંઇક અઢેલવાનું હતુંજ તે લઇ, તેઓ પડી રહ્યા. દેશપાંડે વકીલે પત્ર રીત પ્રમાણે અને મહારાજની સારી વ્યવસ્થા રાખવા માટે લખ્યો હતો. તેમણે પત્ર વાંચ્યો, સમાધાન થયું, અને મહારાજની સ્થિતિ જોઇ દીલગીર પણ થયા. તેમણે કહ્યું "તમારે જે જોઇએ તે તમો તમારા ઘર પેઠેજ કહેતા જજો. તમો કહેશો તે કરવા હું તૈયાર છું. તમારે મોરગામ જવું છે એ આ પત્ર પરથી સમજાય છે. પરંતુ તમારી તબીઅત સારી થઇ તમને હોંશીઆરી આવે ત્યાં સુધી અહીંજ રહો." મહારાજે કહ્યું, "હાલ બીજાં કશાંની ઇચ્છા નથી. ફક્ત પાણી પીવાની

ઇચ્છા છે. પરંતુ તે પાણી ઉન્હું એકદમ ઉકળતું જોઇએ." તેમણે પૂછ્યું, "ઉન્હું પાણી પીઓ છો કે ?" મહારાજે જવાબમાં "હા" જ કહી, પાછળની હકીકત કહી નહીં, તેમજ હમણાંજ શરૂ કરવું છે એ પણ કહ્યું નહીં. તરતજ તેમણે ખૂબ ઉકળતું પાણી કરી આણ્યું. મહારાજના મનમાં ફરી સંશય આવ્યો કે, 'ઉન્હું પાણી પીવું કે ઠંડું ?' મૂળમાંજ પ્રકૃતિ અશક્ત અને તેમાંએ નિવડુંગના ડીંડવા ખાઇ ગરમી થયેલી તે પર આ ઉન્હું પાણી પીવાથી કાંઇ બગડશે કે ? છેવટે તેમણે નિશ્ચય કર્યો કે "આપણે આમને કહ્યું, અને શ્રમ કરી તેમણે તે તૈયાર કરી આણ્યું છે. હવે 'ના' કહીએ તો 'આ ભ્રમિષ્ટ છે કે શું' એમ એમને લાગશે. બે ત્રણ દિવસ લઇ જોઇએ, ત્રાસ થવા માંડશે તો કાંઇ પણ કારણ બતાવી છોડી દઇશું." એવો નિશ્ચય કરી હિંચકા ઉપર પડ્યા હતા, તે ઉઠીને બેઠા અને ગરમ પાણીનું વાસણ મ્હોંએ માંડી તે પાણી પીવા લાગ્યા. ગરમ પાણીથી મ્હોંએ દઝાય અને તેનાથી ત્રાસ થાય તે ન થતાં ઉલટું તે પાણી મીઠું લાગવા માંડ્યું. વાટકી દહોડ વાટકી ઉન્હું પાણી એમણે પીધું. બે મિનીટો થઇ ન થઇ એટલામાં શરીરમાંથી ખૂબ પરસેવો થવા માંડયો. મહારાજે તે વૃદ્ધ ચિંતાપંત બેલસરેને કહ્યું કે, 'મ્હને ઘામ થાય છે, ગમે તે કાંઇ ઓઢવાનું આપો." તેમણે કાંઇ ગરમ શરીર પર નાંખ્યું. કલાક દોઢ કલાકે ઘામ કમી થયો, તોપણ હજી શ્વાસો-ચ્છવાસ ક્રિયા પહેલાં પ્રમાણેજ કરવી પડતી. શુદ્ધિમાં આવે એટલે ફરી તે ક્રમ તે પ્રમાણે ચાલુ રહેતો. કલાક દોઢ કલાકે ઘામ નીકળી રહ્યો એટલે ઉંઘ આવવા માંડી અને તે સૂતા પરંતુ ઉંઘ આવે કે, શ્વાસનો મ્હોટો આંચકો આવી જાગૃત થતા તે પ્રમાણે આ વખતે પણ થયુંજ. થોડીવારે ઉઠી બેઠાં પછી તે ડોસાએ પૂછ્યું, "કાંઇ ખાશો કે ? ચહા, કોફી કાંઇ લેશો કે ?" મહારાજે કહ્યું ચહા, કૉફી, કાંઈ નહીં જોઇએ પરંતુ ગમે તે કાંજી જેવું પાતળું અન્ન કરી આપો." તેઓ ચોખાની કાંજી કરી લાવ્યા, અને તે તેમણે પીધી. બે દિવસ કાંજીજ પીધી પછી થોડું થોડું અન્ન ખાવા લાગ્યા. પરંતુ ઉન્હું પાણી પીવાનું કાંઈ છોડયું નહીં. તરસ

લાગે કે ઉકળતું પાણી પીતા. હવે એની ટેવ પડી ગયા જેવું થયું એથી આરામ લાગવા માંડયો અને અન્ન ખવાવા માંડયું. શ્વાસોચ્છ્વાસ કૃત્રિમ રીતેજ કરવો પડતો તો પણ ઘડીઆળના અવાજ પ્રમાણે એક સરખો જે ઉપરાચાપરી કરવો પડતો તેમ ન કરતાં ધીમે ધીમે કરવાથી પણ હવે ચાલતું." ઉન્હું પાણી પીવાનો ક્રમ ચાલુ રાખ્યાથી ખૂબ ઘામ આવી જતો. રાત્રે આંખો ઉંઘથી ભારે થઇ જતી, પરંતુ ઉંઘ આવી બેભાન થાય કે તરતજ મ્હોટો આંચકો લાગતો. પરોઢે પરોઢે ફક્ત થોડી ઉંઘ આવતી. પ્રથમ અહીંજ ઉંઘ આવવાની ક્રિયા શરૂ થઈ. અહીં પંદર વીસ દિવસ મુકામ થયો. હવે થોડી હોંશીઆરી લાગવા માંડી, તેથી રાહુરીથી જે ઉદ્દેશથી તે નીકળ્યા હતા, તે ઉદ્દેશ પાર પાડવા માટે મોરગામ જવા તે નીકળ્યા. રા. બેલસરેએ બળદગાડી કરી આપી અને તે મોરગામ ગયા. ત્યાં શોધ કરતાં જણાયું કે, યોગાભ્યાસી ફાટક ત્યાં નહોતા અને બીજે ગામ ગયા હતા, બેચાર દિવસમાં આવશે, એમ કોઇએ કહ્યું, તે ઉપરથી ત્યાં એક ન્હાનું વિઠોબાનું દહેરૂં છે ત્યાં મુકામ કર્યો. મોરેશ્વરનું દર્શન લઈ પોતાનો નિત્ય નિયમ ચલાવી બેચાર દિવસ ત્યાં કહાડવાનો વિચાર કરી ત્યાં રહ્યા. બે ત્રણ દિવસે ત્યાંના કેટલાક લોકોને તેમના તરફ ભાવિક બુદ્ધિ ઉત્પન્ન થઈ. તે વખતે લોકોને આ'વો ભાવ થાય એ'વો કોઇપણ પ્રકારે એમનો વેષ નહોતો. મસ્તક ઉપર જટાભાર નહોતા, કે દાઢી અથવા એ'વો બીજો પોષાક વગેરે બાહ્યવેષ એમણે કદીપણ રાખ્યો નહોતો; કેટલાકોને હોંસ હોય છે અને તેથી દાઢી મૂછ વધારે છે; પરંતુ મહારાજનું કદીપણ આમ નહોતું આપો આપ જે થાય તે ખરૂં, જે વખતે તેમને દેહભાન નહોતું. તે વખતે કોઇ કોઇ વાર બે ત્રણ મહીના સુધી દાઢી નહીં થતી હોય. પરંતુ તે શુદ્ધિમાં આવે એટલે, રીત પ્રમાણે ગૃહસ્થાશ્રમમાં બ્રાહ્મણવર્ગ જેમ રહે છે, તે પ્રમાણે તે દાઢી કરાવતા, શિખા, જનોઈ વગેરે બધું તે વખતે હતુંજ. ગૃહસ્થાશ્રમ વિરૂદ્ધ જાણી જોઇ એમણે કાંઈજ કદીપણ કર્યું નથી. સાધારણ રીતે સામાન્ય લોકો પેઠેજ તેમનો વેષ હતો; છતાંએ લોકોને ભાવિક બુદ્ધિ ઉત્પન્ન થઇ. અપવાસથી એમનું

શરીર જોકે સૂકાઇ ગયું હતું છતાં તેમના ઉગ્ર તપને લીધે શરીર ઉપર આવેલા પ્રભાવ તથા આંખમાં વિલસતા અલૌકિક તેજને જોઈ, જોનારાના મનમાં પૂજ્યભાવ ઉત્પન્ન થતોજ હતો; તે પ્રમાણે દહેરામાં આવનાર દરેકની ભાવના થતી અને તેઓ સાષ્ટાંગ નમસ્કાર કરતા હતા. દરેકને મહારાજનો એજ ઉત્તર હતો કે “હું કોઇ સાધુ નથી, મ્હને એક શારીરિક વ્યાધિ છે. તેથી હું કાટક મહારાજને દર્શને આવ્યો છું. તેઓ કાંઇ ઉપાય કરી શકશે એમ મ્હેં સાંભળ્યું છે. મ્હારા દર્શનથી તમને કાંઇ લાભ થાય એવી કોઇપણ પ્રકારની મ્હારી સ્થિતિ નથી.” છતાંએ લોકોના મનનો પૂજ્યભાવ વધતો જઇ કાંઇપણ ઇશ્વરી શક્તિ એમનામાં છે એવો એમને ભાસ થયો અને તેમણે મહારાજની બરોબર વ્યવસ્થા રાખી. જેજુરીમાં હતા ત્યારે પણ બેલસરે અને ગામના કેટલાક લોકો મહારાજ પાસે આવી બેસતા, અને પરમાર્થની વાતો ચાલતી. એમનો પણ ભાવ મહારાજ ઉપર ચોંટયો હતો પણ એમના કરતાં એ અહીંના લોકોનાં શ્રદ્ધા ભાવ વધારે દેખાઇ આવ્યાં. સાત આઠ દિવસ કાટક મહારાજની વાટ જોતા તે ત્યાં રહ્યા; પરંતુ તે આવ્યા નહીં. અને ક્યારે આવશે એની નક્કી ખબર પણ ન પડી. એથી, ‘અહીં નિરર્થક વખત કહાડતા બેસવા કરતાં શ્રી નારાયણ મહારાજ કેડગાંમકરનું સ્થાન (બેટ) અહીંથી પાસેજ છે એમ ખબર પડયાથી, તેમને દર્શને જવું એ’વો વિચાર કરી, ત્યાં જવા માટે એક બળદગાડી કરી નીકળ્યા. જમીને અહીંથી નીકળ્યા. રસ્તામાં બે ત્રણ વાગ્યાને સુમારે સુપા ગામ આવ્યું. ત્યાં તેમને તરસ લાગી, તેથી ગમે ત્યાં ઉન્હા પાણીની વ્યવસ્થા કરવાનો વિચાર કરી, મારૂતી (હનુમાન) ના દહેરા સામે ગાડી ઉભી કરી, અને ગાડીવાળાને ગામમાંથી એકાદો ગરીબ બ્રાહ્મણ બોલાવી લાવવા કહે છે. એટલામાં એક બીજી ન્યાતના ગૃહસ્થ દૃષ્ટીએ પડયા. ગાડીવાળા કરતાં એ ગૃહસ્થની મારફતે જલદી કામ થશે એમ લાગ્યાથી તેને કહ્યું, “મ્હને તરસ બહુ લાગીછે, માટે કોઇ ગરીબ બ્રાહ્મણને બોલાવી લાવો તો ઠીક થાય. કોઈ સંભાવિત કે પ્રતિષ્ઠિત માણસને ત્રાસ ન આપતાં

એકાદો ગરીબ બ્રાહ્મણ આવે તો તેને કહી જોઉં.” તે ગૃહસ્થને આ (મહારાજ) કોઇપણ વિશેષ મહત્વના ગૃહસ્થ હશે એમ લાગ્યાથી તે દોડતાજ ગામમાં ગયા અને તેના હમેશના પરિચયના ‘ દેવ ’ ની અટક ધરાવતા ગૃહસ્થને લઈ આવ્યા. તે સંભાવિત શુચિર્ભૂત અને ગરીબ સ્વભાવનો બ્રાહ્મણ હતો. એટલામાં મહારાજ ગાડીમાંથી ઉતરી મારૂતીના દહેરામાં ટેકો દઈ અર્ધા સૂતા પેઠે પડી રહ્યા. કારણ એવી સ્થિતિમાં પડી રહ્યા શિવાય શ્વાસથી થતો ત્રાસ કમી થતો નહોતો. જેજુરી ગયાં પછીનો જો કે આ ત્રાસ કમી થતો જતો હતો, તોપણ અશક્તિને લીધે ટેકો લઇ જરા પડી રહેતા એટલે ત્રાસ કમી થતો. તે બ્રાહ્મણ આવ્યો એટલે એને પણ મહારાજને જોતાંજ પૂજ્ય ભાવ ઉત્પન્ન થયો અને તે બ્રાહ્મણ એમને પગે પડ્યો. તેમણે કહ્યું “ હું પગે પડવા લાયક નથી, હું તો એક માંદો માણસ છું. મ્હને તરસ લાગી છે અને મ્હારે ઉન્હાં ઉકળતાં પાણીની જરૂર છે. ” તે બ્રાહ્મણને પ્રેમ અને ભક્ત ઉત્પન્ન થયાંજ હતાં. મહારાજનું આ વચન સાંભળી તે ઉતાવળે ઘેર ગયો અને પાણી ઉન્હું કરી તે ઉકળતું પાણી સ્વચ્છ લોટામાં ભરી, પવાલાં સાથે લઇ, થોડા વખતમાંજ આવી પહોંચ્યો. દહેરાંથી પાસેજ એક મારવાડીનું ઘર હતું. તણે મહારાજને જોયા કે તરતજ પોતાના ઘરની સારી સારી કેરીઓ એક ટોપલીમાં ભરી, બહુ ભક્તિ ભાવથી દહેરાંમાં આવ્યો અને, “ ચાર કેરી ખાઓ, મહારાજ, ” કહી આગ્રહ કરવા લાગ્યો. તૃષા ખૂબ લાગી હોવાથી મહારાજનું તે તરફ લક્ષ ગયું નહીં. તે બ્રાહ્મણે આણેલું પાણીજ એમણે પીધું. પાણી પી પાંચ દસ મિનીટ થઇ ન થઈ એટલામાં, ગામમાં મારૂતીના દહેરામાં કોઈ દર્શન લાયક મહારાજ આવ્યા છે, એવો બુમાટો થઇ લોકો દર્શન માટે આવવા લાગ્યા અને અધા કલાકમાં ત્યાં ખૂબ લોકો ભેગા થયા, અને દર્શન લેવા લાગ્યા. એક જણે મહારાજને પડી રહેલા જોઇ તેમને અઢેલવાનું કાંઇક લાવી આપ્યું. આ બધું જોઇ ઓળખાણ પીછાન વગર આ લોકો આમ શા માટે કરે છે એ બાબતનો વિચાર કરતાં આપણી ઉપર કાંઇ સંકટ આવશે કે શું એમ મહારાજને થવા લાગ્યું; તેથી

એમણે તે લોકોને કહ્યું કે, "બાપુ, હું કાંઇ સાધુ નથી, સંત નથી, નારાયણ મહારાજને દર્શને હું જાઉં છું. ત્હમો મ્હારો વખત શું. કામ ગુમાવો છો? છતાંએ તેમનું તો દર્શન લેવાનું ચાલુજ રહ્યું. એક કલાક આમાંજ નીકળી ગયો. બધા લોકો એમને વીંટળાઇ બેઠા હતા. આ લોકોમાં ત્યાંના અપ્પાસાહેબ દેશપાંડે અને ગામના મ્હોટા લોકોમાંના ઘણાએ હતા, તેમણે વિનંતિ કરી કે આજે કાંઇ તમો નારાયણ મહારાજને ત્યાં ના જશો. એક બે દિવસ, કાંઇ નહીં તો આજનો દિવસ, તો અહીં રહોજ. અમે બહુ સારી રીતે તમોને નારાયણ મહારાજને ત્યાં પહોંચતા કરીશું" વગેરે વગેરે કહી તેમણે ખૂબ આગ્રહ કર્યો. અને છેવટે તેમણે મહારાજનું કહ્યું ન સાંભળતાં ગાડીવાળાને તેનું ભાડું આપી, ત્યાંથીજ મોરગામ પાછો રવાના કર્યો; અને અપ્પાસાહેબે પોતાને ઘેર આવવા માટે ઘણોજ આગ્રહ કર્યો. પણ મહારાજે તેમને કહ્યું કે હું અહીંજ ઠીક છું. આજની રાત તો હું અહીં ગમે તેમ કહાડું છું. કબુલ કર્યા પ્રમાણે મ્હને આવતી કાલે નારાયણ મહારાજને ત્યાં પહોંચાડી દો." તે આખી રાત દેહરાંમાંજ રહ્યા. રાત્રે લાંબા વખત સુધી લોકો તેમની પાસે હતાજ અને બીજે દિવસે પણ, સ્હવાર થઇ ન થઇ એટલે પાછા ત્યાં હાજર. ફરી રા. દેશપાંડેએ ઘેર લઇ જવા પ્રયત્ન કર્યો. ત્યાંના લોકોએ પોતાના મનનો વિચાર નિઃશંકપણે પ્રકટ કર્યો કે, 'તમો નારાયણ મહારાજને ત્યાં જવાનું બહાનું કહાડો છો. અમને તેમનામાં અને તમારામાં કાંઇજ ફેર દેખાતા નથી, ઘણા દિવસ થઇ ગયા નારાયણ મહારાજને અહીંથી ગયે, તેજ આજ ત્હમારે રૂપે અહીં આવ્યા છે એમ અમો સમજીએ છીએ. તમોને ઘેર લઇ ગયાં શિવાય અને નારાયણ મહારાજ અહીં હતા ત્યારે તેમની જેવી સેવા કરતા હતા તેવી એક અધો દિવસ પણ તમારી સેવા કર્યા શિવાય તમોને અહીંથી જવા દેવાની અમને ઇચ્છા થતી નથી.' એવી વિનંતિ કરી નારાયણ મહારાજની ઘણી વાતો તેઓ કહેવા લાગ્યા. પ્રસિદ્ધિમાં આવતા પહેલાં નારાયણ મહારાજ, રા. અપ્પાસાહેબ દેશપાંડેને ત્યાં ઘણાએ દિવસો રહ્યા હતા. તેમના ઘરમાં ઉપર એક ન્હાની કોટડી છે ત્યાં

તેઓ યોગાભ્યાસ કરતા બેસતા એમ તેમના અને બીજાનાં કહેવા ઉપરથી જણાયું. અપ્પાસાહેબ અને તેમના બંધુ નાના સાહેબ બેઉ ઉતરતી ઉમ્મરના અને અર્ધા વૃદ્ધાવસ્થામાં ગયેલા હતા; અતિશય આગ્રહ કરી છેવટે સ્નાન વગેરે કરવા માટે પોતાને ઘેર તેઓ લઇ ગયાજ. દિવસે અગીઆર બાર વાગ્યાને સુમારે મહારાજ તેમને ત્યાં ગયા. દેશપાંડેનો પરિવાર બહુ મ્હોટો હતો. તે પરિવાર સહિત તે બેઉએ પ્રત્યક્ષ નારાયણ મહારાજજ ત્યાં છે એમ સમજી આગળ પડી તેમની તજવીજ રાખી. મહારાજની મરજી વિરૂદ્ધ આ બધી વાતો થતી હતી. કોઇ પણ પ્રકારે લોકો તેમનું મહત્વ વધારે એ વાત એમને પસંદ નહોતી એટલે કે તેમના સંબંધમાં થતા આ પ્રકાર જોઈ તેમને ખુબ દુઃખ થતું અને વચ્ચે વચ્ચે રડવું પણ આવતું. કેટલાએ દિવસોથી તેઓ સંકટો સહેતા હતા; એવી સ્થિતિમાં લોકોનું આવું વર્તન જોઇ તેઓ તેમની આગળ આગળ દોડધામ કરી રહ્યા હતા તે જોઈ, તેમને બહુ દીલગીરી થવા લાગી. તેમણે અનેક પ્રકારે સમજાવીને કહ્યું કે "મ્હારામાં કાંઇ પણ ઇશ્વરી સંબંધ નથી. પૂજ્ય બુદ્ધિ રાખવા જેવું કાંઇ નથી. હું દુઃખી કષ્ટ ભોગવનાર માણસ છું. તમો લોકો જેવોજ હું હોઇ મ્હારો વેષ પહેરવેશ પણ તેવોજ છે. અયોગ્ય સ્થળે તમો માન આપી રહ્યા છો. પરંતુ તે શેના સાંભળે? તેમને મહારાજનું આ બોલવું ન ગમતું. ઉલટી તેમની પૂજ્ય બુદ્ધિ વધતીજ ગઇ. તે લોકો કહેતા, "નારાયણ મહારાજનો વેષ પણ વ્યવહારી લોકો જેવોજ છે, ત્હમારા જેવોજ તેમનો પણ વેષ છે" વગેરે. દેશપાંડેને ત્યાં મહારાજ આવ્યા છે એમ સાંભળી ગામના ન્હાના મ્હોટા, શ્રીમંત ગરીબ, ત્યાં ભેગા થવા લાગ્યા. જે આવે તે એમને પગે પડે અને અપ્પાસાહેબ, મહારાજ અને નારાયણ મહારાજની સરખામણી કરી મહારાજના ગુણાનુવાદ ગાય. આ પ્રકાર આખો દિવસ ચાલુ રહ્યો. ત્યારે મહારાજ કંટાળી ગયા અને કહ્યું 'મ્હને ત્યાં જલદી પહોંચાડો; તમો આ પ્રમાણે ચાલો છો, બોલો છો, તે બધું મ્હને કંઇ ઠીક લાગતું નથી. હું નારાયણ મહારાજને દર્શને જાઉં છું. માટે મ્હારો તે ઉદ્દેશ એકવાર પૂર્ણ થવા દો." મહારાજ

રોજ આ પ્રમાણે કહેતા છતાં વિનંતી અને આગ્રહ કરી લોકોએ તેમને સાત આઠ દિવસ રાખ્યા. નારાયણ મહારાજ જે કોટડીમાં યોગાભ્યાસ કરતા હતા તેજ જગ્યાએ મહારાજ સ્નાન સંધ્યા કરતા બેસતા. ગામમાંના લોકોનું ટોળું હંમેશ ભેગું થયેલુંજ રહેતું, તમને દૂર કરવા માટે ગમે ત્યાં ગામ બહાર જવાના હેતુથી મહારાજ ઘર બહાર નીકળે એટલે અપ્પાસાહેબ અને બીજા સંભાવિત ગૃહસ્થો તેમની પાછળ હોયજ. એકવાર એવીજ રીતે લોકોને છોડી મહારાજ ગામ બહાર નીકળ્યા અને ગામ બહાર જે દર્ગા હતી તે તરફ વળ્યા. ગામના લોકોનું ટોળું પાછળ હતુંજ. તે તે દર્ગાની કબર પાસે જઇ પહોંચ્યા, દર્ગાની બાંધણી સારી હોઇ ચારે બાજુએ છાયા આપનારાં ઝાડો હોવાથી તે જગ્યા રમણીય છે. મહારાજ તે પીરની કબર પાસે જઇ બેઠા અને બે ત્રણ મિનીટે સહજ તે લોકો તરફ જોઇ કહ્યું, આ કબર ઉપર ચ્હડાવવા ધુપ, કપૂર કાંઇ દેખાતાં નથી. તમારી પાસે કાંઇ છે કે? કોઇ કાંઇ લાવ્યું છે કે? તેના જવાબમાં કોઇએ કાંઈ આણ્યું નથી એમ તે લોકોએ કહ્યું. ત્યારે, "આ બધા ગોખલા છે તેમાં કાંઇ હોય તો જુઓ, એમ મહારાજ સહેજ બોલ્યા; તે સાંભળતાંજ કેટલાક ઉઠ્યા અને ગોખલામાં શોધવા માંડયું; બે–ચાર ગોખલા જોયા તો તેમાંના એકમાંથી જાણે તરતનાંજ આણી મૂકયાં હોય તેમ ધુપ, નાળીઅર, અગરબત્તી, ડમરો વગેરે મળી આવ્યાં. આ જોઇ લોકોને મ્હોટું આશ્ચર્ય લાગ્યું, અને તેમણે મહારાજને કહ્યું 'મહારાજ તમો કહો છો હું નારાયણ મહારાજ નથી. (પણ) તેમની આવીજ લીલા હોય છે. ન હોય તે વસ્તુ તેઓ લાવી આપે છે. તમારા આવ્યાં પછી એવાજ અનુભવ અમને આવ્યા. તો તમો, 'હું નારાયણ મહારાજ નથી' એમ, શા માટે કહો છો? વગેરે. તે સામાન કબર પર ચ્હડાવ્યા પછી ગામ લોકોએ તે પીરનું માહાત્મ્ય તેમને કહ્યું કે, 'અહીં એક અવલિયા હતા; એક બ્રાહ્મણ તેમની સેવા કરતો હતો; તેણેજ આ દર્ગા અને નગારખાનાં બાંધ્યા છે." ત્યાંની શોભા કેટલોક વખત જોઈ ત્યાંથી નીકળ્યા ત્યારે દેશપાંડે વગેરેએ કહ્યું. "પાસેજ એક પેશવાઇના

વખતનું જુનું શંકરનું દહેરૂં છે તે રસ્તે જઇએ." "ઠીક છે," કહી મહારાજ લાકડીને આધારે ધીમે ધીમે ચાલતા ચાલતા તેમની સાથે નીકળ્યા; તે સંધ્યાકાળનો વખત હતો. ચાર પાંચ વાગ્યાને સુમારે તે દહેરાં પાસે લોકો સહિત તે આવી પહોંચ્યા. દહેરૂં તદ્દન જુની ઢબનું પેશ્વાના વખતનું બાંધેલું હતું. અંદર પ્રવેશ કરતાંજ થોડો ચોક સભામંડપ જેવો આવે છે. દહેરૂં મ્હોટું છે. શંકરના પિંડી સુધી જવાને જુદી બખોલ હતી. જુની શાસ્ત્રીય રીત પ્રમાણે શિવલિંગ ઉંડાણમાં હોવું જોઇએ તે પ્રમાણે તે હતું. તે જગ્યા ભોંયરા જેવી હતી. અંદર ઉતરવાને પગથીઆં હતાં. અંદર તદ્દન અંધકાર, ભયંકર અંધકાર, દિવસે પણ દેખાવવાને કાંઇ રસ્તો નહોતો! મહારાજે આગળ જઇ, પગથીઆં ઉતરી અંદર ઉતરવા માંડ્યું. નીચે ઉતરવાને પાંચ સાત પગથીઆં હશે, તે ઉતરી મહારાજ નીચે ગયા. પરંતુ અંધારાંમાં આગળ જગ્યા કેટલી છે, લિંગ ક્યાં છે, એમને કાંઇજ દેખાયું નહીં. લિંગને પગ લાગશે કે શું એવી શંકા એમને આવવા લાગી. ગામના લોકો પાછળ પાછળ હતાજ, કેટલાક પગથીઆં ઉતરી તેમની સાથે આવ્યા, કેટલાક પગથીઆં ઉપર અને કેટલાક સભામંડપમાં હતા. અંદર ઘુસવાની તેમની હિંમત ચાલતી નહોતી અને બધા લોકો એકદમ સાથે જઇ શકે એમ નહોતું. મહારાજે કહ્યું, "આટલી અંધારી કોટડીમાં આપણે દર્શન માટે આવ્યા અને દેવ તો ક્યાંઈ દેખાતા નથી" લોકોએ કહ્યું, "દીવા લાવ્યાં શિવાય અહીં કાંઈ દેખાતું નથી." "ત્યારે શું કરવું? આપણું આવ્યું ફોગટ જશે? દેવ દેખાતા નથી, તો શા માટે અહીં લાવ્યા? અહીંઆ સુધી આવી દેવ દીઠાં શિવાય એમજ ફોગટ જવું કે?" એમ મહારાજ બોલ્યા ન બોલ્યા, એટલે તરતજ ત્યાં દીવા મૂકવાની જે જગ્યા હતી, ત્યાં દીવો એકદમ પ્રકટ્યો. આ જોઇ લોકોને આ એક અદ્દભુત ચમત્કાર લાગ્યો કે આ શું! કોઇએ કાંઇ પણ કૃતી કર્યા શિવાય એની મેળે દીવો કેવી રીતે પ્રકટ્યો? તે દીવાનો પ્રકાશ પણ ખૂબ હોઈ ભોંયરામાંનું બધુંજ સ્પષ્ટપણે દેખાયું. આશ્ચર્ય ચકિત થઈ તે અજવાળામાં પ્રત્યેક જણે શંકરની પિંડીનાં દર્શન લીધાં અને સાથે સાથેજ મહારાજનાં પણ

દર્શન લીધાં. મહારાજે કહ્યું, "અરે! આ તો તમારો પ્રભાવ હશે; અહીં પ્રત્યક્ષ શંકર હશે તેથી તેને લીધે આ દેખાય છે" લોકોએ કહ્યું "મહારાજ આ શું છે એ ઇશ્વરને અને તમને તમારી ખબર! અમો તો નજરો નજર આ અદ્ભુત પ્રકાર જોઇ રહ્યા છીએ. પાંચ સાત મિનીટો ત્યાં રહી બધાંનાં દર્શન થયાં પછી બધા બહાર નીકળ્યા કે તરતજ તે પ્રકાશ જતો રહ્યો અને ભોંયરૂં પહેલાંના અંધકારથી છવાઇ રહ્યું.

બહાર નીકળ્યાં પછી એક લિંબડાનું ઝાડ આવે છે. તે ઝાડ પુરાતન હોઇ તેની બાજુએ ઓટલો બાંધ્યો છે. તે ઉપર ચ્હડી પ્રદક્ષિણા ફરતાં ફરતાં ત્યાં પણ એવોજ કાંઇ ચમત્કાર લોકોની દૃષ્ટિએ પડયો હોવાથી લોકોની એમના ઉપર વિશેષ ભક્તિ ચ્હોંટી અને (તેથી) દર્શને આવનાર લોકોની ગર્દી વિશેષ થવા લાગી. આથી મહારાજ તદ્દન કંટાળી ગયા. રોજ તે, "મ્હને કેડગામ પહોંચતો કરો," એમ કહેતાજ હતા. સાત આઠ દિવસ ગમે તેમ કરી તેમના આગ્રહને લીધે ત્યાં કહાડયા પરંતુ હવે તેમણે નિશ્ચય પૂર્વક કહ્યું કે, આજે હું જઈશજ; ત્યારે લોકોએ લાચારીથી એક બળદગાડી તૈયાર કરી અને મહારાજની રવાનગી કરી. નાનાસાહેબ દેશપાંડે અને બીજા કેટલાક લોકો કેડગામ સુધી તેમની સાથે ગયા. કેડગામ (બેટ ઉપર) ગયા પછી ખબર પડી કે શ્રી નારાયણ મહારાજ બેટમાં નથી પણ તેમનાં પરમ ભક્ત અંજનીબાઇને મળવા મુંબાઇ ગયા છે; છતાંએ ત્યાંના લોકોએ મહારાજનું યોગ્ય આદરાતિથ્ય કર્યું. એક દિવસ કેડગામ રહી, બીજે દિવસે કેડગામ સ્ટેશન ઉપર આવ્યા અને નારાયણ મહારાજને મળવાનો કરેલો સંકલ્પ પૂરો કરવા, સુપાથી સાથે આવેલા લોકોને પાછા જવાનું કહી પુણેથી મુંબઇ જનારી ગાડીમાં બેઠા. અત્યાર સુધી મહારાજ ધુળીએથી નીકળ્યા પછી ચાળીસગામ સ્ટેશન ઉપરથી સાથે લીધેલા બે છોકરાને પાછા મોકલ્યાં પછી, ધુળીએ ભાઇને મહારાજે પોતાની ખબર કોઇ પણ પ્રકારે મોકલી નહોતી, અને મુંજવાડ તે ગયા નહીં એ પણ વાત એમના બંધુને ખબર પડી હતી તેથી ઘરનાં બધાં માણસો ચિંતામાં પડી એમની શોધ કરી

રહ્યાં હતાં. ઉપર પ્રમાણે મહારાજ ગાડીમાં બેઠા એટલે ઘણા દિવસોથી આપણે આપણી ખુશ ખબર ઘેર જણાવી નથી માટે ઘરનાં માણસો બહુ ચિંતા કરતાં હશે એમ મનમાં લાવી અનાયાસે એક ગૃહસ્થ પાસે એક કાર્ડ એક પેન્સીલ લઇ ગાડીમાંને ગાડીમાંજ પોતાની ખુશાલીનો એક કાર્ડ લખી આગળ જે સ્ટેશન આવ્યું તે સ્ટેશનની ટપાલ પેટીમાં નાંખી દીધો. નારાયણ મહારાજને મળવાની તેમને બહુ ઉત્સુકતા હતી તેથી મુંબાઇ પહોંચતાંજ પ્રથમ તે તેમને દર્શને ગયા. નારાયણ મહારાજનું ઉતરવાનું ઠેકાણું અંજની-બાઇને ત્યાંજ હતું. તે બાઇ વેશ્યા કુળનાં છે, છતાં પણ નારાયણ મહારાજની ભક્તિ કરવા લાગ્યાં ત્યારથી સત્સમાગમનું જેવું પરિણામ આવવું જોઇએ, તેવુંજ તે બાઇના મન ઉપર થયું હોઈ, પુરાણ પ્રસિદ્ધ પિંગલા પેઠે અથવા નાથ મહારાજના ચરિત્રમાંની એક વશ્યાની કથા પ્રમાણે તેણે બધું સદ્ગુરૂને અર્પણ કરી પોતાના રહેવાના ઘરને પણ “ શ્રી નારાયણાશ્રમ ” નામ આપ્યું છે. અહીંજ શ્રી નારાયણ મહારાજના દર્શન માટે સંધ્યાકાળને સમયે મહારાજ ગયા. તે વખતે તે એક કોચ ઉપર બેઠા હતા અને ખૂબ લોકો દર્શને આવતા હતા. દર્શન લઇ મહારાજ પણ દર્શન કરી લીધેલા ભક્તોમાં જઇ બેઠા. થોડો વખત ગયો ન ગયો એટલેજ તેમણે મહારાજને પોતાની પાસે બોલાવી પોતાની સામે એકદમ પાસે બેસાડયા અને કહ્યું “ જોયું મ્હને બોલવાને પણ વખત નથી. એક સરખી લોકોની અવર જવર ચાલુજ છે. ફુરસદનો વખતજ નથી. હશે.” એમ કહેતાં કહેતાં તેમણે પોતાની પાસેની ચાંદીની જાળીવાળી ડબ્બી ઉઘાડી અને એક પાનની પટ્ટી કહાડી મહારાજ સામે ધરી અને કહ્યું “ આટલી ખા. ” મહારાજે કહ્યું. મ્હને પાનની બહુ ટેવ નથી. “ ગમે તેમ હોય ખા—મ્હારી સામે હમણાંજ ખા.” એમ એમણે કહ્યું. તેમની આજ્ઞાનો ભંગ કેમ કરાય એમ સમજી મહારાજે તે પાન મ્હોંમાં મૂકયું અને ખાવા લાગ્યા, “ બરોબર ચાવીને ખા,” એમ તેમણે કહ્યું. તે પ્રમાણે પાન પટ્ટી ચાવી કેટલોક રસ પેટમાં ગયો હશે એટલામાં ફરી તેમણે કહ્યું, “ સારો રંગાયોને ? ” મહારાજે ઉત્તર આપ્યો, “ રંગાયો કે ન રંગાયો એ મ્હને કેમ દેખાય ?

તેમણે કહ્યું, "હજી સંશયજ છે કે ? અરે, તમારૂં અંદર બહાર પૂરેપુરૂં રંગાઇ ગયું. કાંઇ પણ બાકી રહ્યું નથી" મહારાજે કહ્યું, "તે જાણનાર અને કહેનાર આપ." તેમણે કહ્યું, "મ્હારા કહ્યા ઉપર વિશ્વાસ રાખી જુઓ, અંદર બહાર બધું પૂરેપુરૂં રંગાઈ ગયું છે. હવે તમને પણ કાંઇ બોલવાનું કારણ રહ્યું નથી અને મ્હારે પણ કાંઇ બોલવાનું કારણ નથી." આમ વાત થઇ, છતાં મહારાજના મનમાં તેમની સાથે કાંઈ વાત કરવાની ઇચ્છા હતી તેથી તેમણે તેમની તે ઇચ્છા જણાવી. તે ઉપરથી તેમણે કહ્યું, "આવતી કાલે બપોરે આવો." "ઠીક છે," કહી ત્યાંથી નીકળી બીજે દિવસે બરાબર બાર વાગે વરસાદ ખૂબ જોરમાં પડતો હતો છતાં ભર વરસાદમાંજ મહારાજ ત્યાં જઈ પહોંચ્યા. તે વખતે પણ ઘણા લોકો દર્શને આવ્યા હતા. બધાંના દર્શનો થઇ ગયાં અને નારાયણ મહારાજ કોચ ઉપરથી ઉઠયા. મહારાજને કાંઇ વિશેષ વાત કરવાની નહોતીજ. તેથી તેમના તરફ વધારે લક્ષ ન આપતાં નારાયણ મહારાજે ચાલવા માંડયું. પરંતુ મહારાજના મનમાં કાંઇ કહેવાનું હતું તેથી તેઓજ આગળ ગયા અને દર્શન લઈ ઉભા રહ્યા. તેમના તરફ જોઇ નારાયણ મહારાજે કહ્યું, "તમો હાલ ન આવ્યા હોત તોપણ ચાલત. તમારે હવે આવવાનું કાંઇ કારણ મ્હને દેખાતું નથી. તમારૂં કામ થઇ ગયું" તેમણે એમ કહ્યું તે ઉપરથી, હવે આ વધારે બોલવા દેતા નથી, એમ જોઇ મહારાજે પૂછયું, "મ્હને હવે જવાની રજા છે કે ?" નારાયણ મહારાજ:—"જા" મહારાજ:—"હવે ફરી દર્શનનો યોગ કયારે આવશે ?" નારાયણ મહારાજે કહ્યું, "એકદમ જલદીજ આવશે." આ વાતચીત થયા પછી મહારાજ ત્યાંથી મુકામપર આવ્યા અને "હવે અહીંથી કયાં જવું," એવો વિચાર ચાલતો હતો, એટલામાં બાળાસાહેબ દેશપાંડે નગરકરે એમની પહેલાંની મુલાકાત વખતે કહ્યું હતું કે, 'મોરગામથી પાછા ફરતી વખતે અહીં આવી મળી જજો,' તેનું સ્મરણ થયું અને હવે નગર જઇ, બાળાસાહેબ દેશપાંડેને મળવું અને પછી શું થાય છે તે જોઇશું," એવો વિચાર કરી મુંબાઇથી એકદમ (અહમદ) નગરની ટીકીટ લીધી અને નગર આવી દેશપાંડે વકીલને

ત્યાંજ ઉતર્યા. ત્યાં એક બે દિવસ મુકામ હતો. બાળાસાહેબ દેશપાંડેના પિતા બહુજ બુદ્ધિવાન હતા અને સંસ્કૃત શીખ્યા હતા; વેદાંત ગ્રંથનો પણ તેમને બહુ છંદ હતો અને પુષ્કળ ગ્રંથનું અવલોકન કર્યું હતું. વયોવૃદ્ધ અને સ્પષ્ટવક્તા હતા. તેમની સાથે બોલચાલમાં અને સહવાસમાં તેમજ ગોવિંદશાસ્ત્રી રાન્હેરકર નામના વિદ્વાન શાસ્ત્રી—જેમને બાળાસાહેબે વેદાંત ગ્રંથો સારી રીતે સમજી લેવાને પોતાની પાસે રાખ્યા હતા અને જેમની પાસે તે રોજ ઉપનિષદો વગેરે શીખતા હતા—ના સહવાસમાં એક બે દિવસો કહાડ્યા. આ વખતે જ્યેષ્ઠ વદ એકાદશી હતી. બાળાસાહેબને મહારાજે મોરગામ મોકલ્યા હતા તેથી ત્યાંની હકીકત તેમણે પૂછી, જે મહારાજે ટુંકામાં જરૂર જેટલી કહી. અહીં એક બે દિવસના મુકામમાં એક દિવસે સુમારે ત્રીજા પ્રહરે ત્યાં બાપૂશાહા નામના પ્રસિદ્ધ અવલિયા હતા તેમને દર્શને મહારાજ ગયા. બહાર દરવાજો, અંદર ચોક, અને તેમાં એક ઓસરીવાળું એક ઘર હતું તે ઓસરીમાં બાપૂશાહા અવલિયા તે વખતે સ્વસ્થ પડી રહ્યા હતા. તે ઓસરીમાં તેમના પગ પાસે જઇ, દર્શન લઇ, મહારાજ ઉભા રહ્યા. એક બે મિનીટો તેમણે, પડ્યાં પડ્યાંજ મહારાજ તરફ એક સરખું જોયાં કર્યું, અને કહ્યું, "જાવ." મહારાજે કહ્યું, "હું તો દર્શન માટે આવ્યો, હવે કયાં જાઉં ?" તેમણે કહ્યું:—"શું હજીસુધી દર્શન થયું નથી ?" તમારૂં "દર્શન" તો પૂરૂં થઇ ગયું. હવે શું કામ ઉભા છો ? જાવ. ગમે ત્યાં જાવ," એમ કહી દરેક દિશામાં આંગળી દેખાડી 'અહીં જાવ, અહીં જાવ, ગમે ત્યાં જાવ, બધી દિશા તમારે માટે ખુલ્લી છે, જાવ. હવે ઉભા ન રહો." એમ કહ્યાથી મહારાજ ત્યાંથી નીકળ્યા. લોકોએ મહારાજને પહેલેથી કહ્યું હતું કે આ અવલિયા સાહેબ કોઇ સાથે બોલતા નથી. પરંતુ મહારાજ સાથે તે બોલ્યા એમ લોકોને તથા બાળાસાહેબને ખબર પડી તે ઉપરથી તેમણે કહ્યું, "બહુ સારૂં થયું. તમારી સાથે તે બોલ્યા તે ઉપરથી તમારામાં કાંઈ ખાસ મહત્વ છે એમ સમજવું." આ પછી મહારાજે વિચાર કર્યો કે, "હવે એકવાર ફરી રાહુરી જઇ કુળકર્ણી મહારાજને

મળી પછી જ્યાં જવું હોય ત્યાં જવું." તે પ્રમાણે બાળાસાહેબ વગેરેની રજા લઇ તે રાહુરી આવ્યા. મોરગામની હકીકત અને પોતાની પ્રકૃતિના સંબંધમાં જેટલું જરૂરનું અને યોગ્ય લાગ્યું તે કુળકર્ણી મહારાજને કહ્યું. "હાલ, તમારી પ્રકૃતિમાં ઘણોજ ફેર પડયા જેવું દેખાય છે," એમ તેમણે કહ્યું. મહારાજ એક દિવસ ત્યાં રહ્યા, "હવે અહીંથી ક્યાં જવું," એ વિચાર તેમના મનમાં ઘોળાવા લાગ્યો. હવે તેમને થોડી હોંશીઆરી આવેલી લાગતી હતી. ઉન્હું પાણી પીવાનો ક્રમ ચાલુજ હતો. તેને લીધે કહો કે ગમે તેથી કહો પણ તેમની પ્રકૃતિ થોડી સુધરી હતી અને હોંશીઆરી પણ લાગતી હતી તેથી તેમણે વિચાર કર્યો કે, હવે આપણને ઠીક લાગે છે માટે એક વખત ધુળીએ જવું. ધુળીઆથી નીકળે અત્યાર સુધીમાં ત્રણ મહિના થયા હતા. ધુળીએથી નીકળ્યા તે વખતે તેમની પ્રકૃતિ કે'વી નાજુક સ્થિતિમાં હતી તેનું વર્ણન પાછળ કર્યુંજ છે, પત્ર વ્યવહાર પણ નહોતો, તેથી ઘરનાં માણસોને પોતાના સંબંધમાં કેટલી ચિંતા થતી હશે એની કલ્પના મહારાજના મનમાં આવતાં, 'હવે એમને મળવા ધુળીએજ જવું' એવો વિચાર મનમાં ઠેરવ્યો અને કુળકર્ણી મહારાજને પણ તેજ પ્રમાણે કહ્યું કે, 'ઘરના સંબંધીઓને છોડે બહુ દિવસ થઇ ગયા, તેથી હવે હું ધુળીએ જઇશ.' તે ઉપરથી તેમણે કહ્યું, "ઠીક, ધુળીએ જવું હોય તો જાવ, પરંતુ જતાં જતાં પણ શિર્ડી જજો." મહારાજે જવા સંબંધે જરા અનમન દેખાડયું છતાં તેમણે આગ્રહપૂર્વક કહ્યું, "સાંઇબાબા મુસલમાન હોવાથી તમને એ બાબતનો કંટાળો હશે, પણ તમારે મનમાડથીજ જવું છેને ? ચિતળી અથવા પુણતાંબા સ્ટેશન તે રસ્તા ઉપરજ છે. તે બે સ્ટેશનમાંથી ગમે ત્યાં ઉતરો અને ત્યાંથી શિર્ડી જવાને રસ્તો છે, માટે જતાં જતાં એકવાર ત્યાં જાવ તેમણે પહેલાં પણ આવોજ આગ્રહ કર્યો હતો અને હાલ પણ આ પ્રમાણે આગ્રહપૂર્વક કહ્યાથી મહારાજના મનની વૃત્તિ દ્વિધા બની. એકવાર મન, 'શિર્ડી જા,' કહે અને એકવાર એમ કહે કે 'જવાદે રે, આપણે તે સ્થાન જોયું નથી, કાંઇ નહીં, માટે

ત્યાં ન જવું.' છતાં ખુલ્લી રીતે તે પ્રમાણે ન જણાવતાં કુળ-કર્ણી મહારાજને, "ઠીક છે" કહી સહુરી સ્ટેશન ઉપર આવ્યા. સ્ટેશન ઉપર આવ્યાં પછી પણ પુણતાંબાની ટીકીટ લેવી કે ચિતળીની લેવી કે ધુળીઆની લેવી એમ મન ડોલાયમાન થવા લાગ્યું. છેવટે તેમણે ઠેરવ્યું કે, શિડીં રસ્તા ઉપરજ છે તો ત્યાં એકવાર જવું. તેથી ચિતળીની ટીકીટ લઇ ચિતળી સ્ટેશન ઉપર ઉતર્યા. તે વખતે શિડીં જવા માટે ગાડી બળદ વગેરે ત્યાં કાંઇ નહોતું તેથી પ્લેટફોર્મ ઉપર ભીંતે અઢેલી પોતાની રીત પ્રમાણે અર્ધા સુતા હોય તેવી સ્થિતિમાં ત્યાં બેસી રહ્યા. ખાવાપીવાની તેમજ બીજી પણ કાંઇ વિધિ કર્યા શિવાય, ગાડી કે બીજાં સાધનની વાટ જોતા તે ત્યાં બેસી રહ્યા. સ્ટેશનમાસ્તર, પોર્ટર, અથવા સીપાઈ કોઇ પણ તેમની સાથે એક અક્ષર પણ બોલ્યા નહીં. આ'વી રીતે બે ત્રણ દિવસ સ્ટેશન ઉપર પડી રહ્યા. એક સ્ટેશનમાસ્તર બ્રાહ્મણ જાતનો અને બીજો વણકર જાતીનો હતો. તે બેઉ મહારાજને ત્યાં બેઠેલા હંમેશ જોતા, પરંતુ એટલા દિવસમાં એમણે "તમો કોણ છો, શા માટે બેઠા છો, કયાં જવું છે? એ'વું કાંઈ પણ પૂછયું નહીં. ગાડીમાંથી ઉતરતી વખતેજ ત્યાં પોર્ટર વગેરેને ફક્ત પૂછયું હતું કે, "શિડીં જવા માટે ગાડી મળે છે કે?" "સ્વારીની ગાડી મળતી નથી. માલ ભરી કાંઇ ગાડાં આવે તો સગવડ મળે, અને તે પણ ચાર આઠ દિવસે ગમે ત્યારે આવે છે. જ્યારે આવે ત્યારે જજો." એમ પોર્ટરે કહ્યું હતું. છેવટે ત્રીજે દિવસે રાહતાના બે ત્રણ ગાડાં માલ લઇ આવ્યાં. સ્હવારનો આઠ નવ વાગ્યાનો વખત હતો. ગાડાં આવ્યાની ખબર પડી તેથી મહારાજે પોતે ઉઠી તપાસ કરી. ગાડાંવાળાએ રાહતા સુધી લઇ જવાનું કબુલ કર્યું. 'પછી ત્યાંથી બે ત્રણ ગાઉ શિડીં છે. પણ અમો કાંઈ રાહતાથી આગળ આવીશું નહીં.' એમ તેણે કહ્યું મહારાજે વિચાર કર્યો કે અહીં આમ પડી રહેવા કરતાં રાહતા સુધી જઈ પછી કાંઈ આગળ સાધન મળી આવશે તો ઠીક, નહીં તો ચાલતા જશું. "એ'વો વિચાર કરી તમણે ગાડીવાળાને 'ઠીક' કહી તેની સાથે કબુલ કર્યું અને નીકળવાની તૈયારી કરી;

છતાંએ બ્રાહ્મણ સ્ટેશન માસ્તર કાંઇ બોલ્યા નહીં. મહારાજ ત્રણ દિવસ ત્યાં અપવાસી બેઠા હતા તે તેને ખબર હતી. પણ બીજા સ્ટેશન માસ્તરની સ્રીને મહારાજની દયા આવી અને તેણે પોતાના પતિને કહી તેમના સંબંધમાં પૂછપરછ કરાવી; અને પોતાની રહેવાની જગ્યાના બારણા આગળ હાંક મારી બોલાવી, 'તમો બે ત્રણ દિવસ અહીં આમ બેઠા, પરંતુ અમોને કેમ ન કહ્યું? અમોએ સીધું પાણી આપ્યું હોત. હવે જો ગાડાં ઉભાં રહે તો હું ચોખા આપું છું તે રાંધો અને દુધભાત ખાઈ પછી જાવ. બે ત્રણ દિવસથી તમો અપવાસી છો તે અમો જોઇએ છીએ. આવી રીતે ભૂખ્યા અહીંથી જાવ એ અમોને શોભે નહીં.' એમ બહુ લાગણી પૂર્વક તે બાઈ બોલી. મહારાજે કહ્યું, 'મ્હને હવે જવાદો, હું કરતોએ નથી અને ખાતોએ નથી.' આગ્રહ કરવા છતાંએ તે ખાતા નથી એમ જ્યારે તે પતિ પત્નિએ જોયું ત્યારે બીજું કાંઈ ખાવાનું સાથે આપવાની ઇચ્છાથી તે આમતેમ જોવા લાગ્યાં પણ તેમની પાસે લાડુ વગેરે કાંઇ નહોતું. તે સ્ટેશન રાનમાં આવ્યું છે, ગામ પાસે નથી, તેથી તેમની પાસે ખાવાનો પદાર્થ કયાંથી હોય? ઘરમાં કેટલાક ભોંયશીંગના દાણા હતા, તે કાચા દાણા ખોબા બે ખોબા અને ગોળ, "ના, ના," કહેવા છતાં તે બાઇએ આપ્યા. તે લઈ ગાડી તૈયાર થતાંજ અગીઆર બાર વાગ્યાને સુમારે મહારાજ ત્યાંથી નીકળ્યા.

આવી પરિસ્થિતિને લીધે તેમને ત્રાસ થવા માંડ્યો કે કુળકર્ણી મહારાજે કહ્યું તે આપણે વળી શું કામ સાંભળ્યું? બે ત્રણ દિવસ ફોગટ ત્રાસ માત્ર થયો. અને શિર્ડી જઇને પણ ત્રાસજ થશે; કારણ ત્યાં પણ કોઈ ઓળખીતું નથી. આટલા વખતમાં તો આપણે ધુળીએ પહોંચી પણ ગયા હોત." એ'વા વિચાર કરતાં કરતાં સંધ્યાકાળે પાંચ વાગ્યાને સુમારે તે રાહતે આવી પહોંચ્યા. આ દિવસ જ્યેષ્ઠ વદ અમાસ અને સોમવારનો હતો. તે ગાડી વાળાને મહારાજે કહ્યું, " ભાઇ, મ્હારૂં અહીં ઓળખાણનું કોઈ નથી, આખી રાત અહીં રહેવું પડશે, માટે ત્રાસ ન થાય એવી સવડવાળી કોઈ જગ્યા દેખાડ અને કાલે સ્હવારે તુંજ

મ્હને ગાડીમાં શિર્ડી લઇ જજે અથવા તો બીજી ગાડી કરી આપજે. તેણે કહ્યું:–" અહીં મુરલીધરનું દેવળ છે, તે સવડ પડતું છે. બ્રાહ્મણના ઘરો પણ પાસે છે. પાણીની પણ સવડ મળશે." મહારાજે કહ્યું:–" મ્હને તો અહીંની કાંઇ ખબર નથી. ત્હારે ઘેર જો રાતની રાત રહેવા દે તો હું રહીશ અને સ્હવારે ચાલ્યો જઇશ." પરંતુ તે બોલ્યો, તેમ નહી હું તમને તે દહેરામાં પહોંચાડું છું. અને તે પ્રમાણે તેણે દહેરામાં પહોંચાડ્યા. ગમે તેમ કરી રાત કહાડવી અને પરોઢમાં ઉઠીને જવું એ ઇરાદાથી તે તે દહેરાંની એક બાજુએ પડી રહ્યા. ત્યાં રહેનારમાંના એક વૃદ્ધ બ્રાહ્મણે ત્યાં આવી એમની પૂછપરછ કરી. તે બ્રાહ્મણ પાસે ઉન્હું પાણી કરાવી લઇ,પાસે હતા તે શીંગના દાણા ખાઇ, ઉપર તે પાણી પી ત્યાં પડી રહ્યા. આ દિવસ જ્યેષ્ઠ વદ અમાસ, સોમવતી અમાસનો હતો. બીજે દિવસે સ્હવારે ઉઠી શિર્ડી જવા નીકળ્યા. તે ડોસાએ રસ્તાની સુચના આપી હતી કે, " અહીંથી સીધી સડકે જા પહેલું જે ગામ આવે તેજ શિર્ડી અહીંથી ત્રણ માઇલ છે." પરોઢે ઉઠી હાથમાં લાકડી લઇ, ધીરે ધીરે બેસતાં ઉઠતાં રસ્તો ચાલવા લાગ્યા. સ્હવારે નવ દસ વાગ્યાને સુમારે શિર્ડી આવી પહોંચ્યા. આ દિવસ અષાડ સુદ પ્રતિપદા ( એકમ ) શકે ૧૮૩૩નો હતો.

---

## પ્રકરણ સાતમું

---

### સદ્‍ગુરૂની પ્રાપ્તિ અને મહારાજશ્રીની ભવિતવ્યતાનું દિગ્દર્શન.

સ્હવારે નવ દસ વાગ્યાને સુમારે ધીમે ધીમે ચાલતા ચાલતા મહારાજ શિર્ડી આવી પહોંચ્યા. ગામ નજીક પ્રથમ દાસગણુ શૌચ વિધિ માટે જતા હતા તેમનો મેળાપ થયો. તેમણે કયાંથી આવ્યા વગેરે વાતો પૂછી કાકા સાહેબ દિક્ષીતનો વાડો દેખાડયો અને કહ્યું, એજ વાડામાં ઉતરો, એ કોઈ આવનાર જનારા માટેજ બાંધ્યો છે. તે પ્રમાણે તે વાડામાં જઇ, થોડીવાર બેસી, વિશ્રાંતિ



શ્રી સાઇબાબા, શિર્ડી.

લીધી અને પછી આગળના રવેશમાં આવી કઠેરા અંદર ઉભા ઉભા રસ્તા ઉપરનો દેખાવ જોતા સ્હેજ ઉભા રહ્યા. એટલામાં કાકાસાહેબ દિક્ષીત, સાઠેસાહેબ, બાળાસાહેબ ભાટે અને માધવરાવ દેશપાંડે વગેરે ચાર પાંચ જણા અંદરથી બહાર આવ્યા અને માધવરાવે અને કાકાસાહેબે મહારાજ તરફ જોઈ પૂછ્યું, "બાબાના દર્શન માટે આવ્યા કે ?" આ વખતે તે પણ બાબાના દર્શન માટે નીકળ્યા હતા તેથી વધારે પૂછપરછ કરવામાં વખત ન ગુમાવતાં મહારાજે 'હા' કહી ઉત્તર આપ્યો એટલે એમણે કહ્યું:–'ચાલો, અમારી સાથે. અમે પણ ત્યાંજ જઈએ છીએ.' પછી તે આગળ અને મહારાજ પાછળ એમ સાઠેસાહેબના વાડા (મકાન)માં પેસી તેના પાછળને બારણે તેઓ બહાર આવ્યા એટલે તરતજ શ્રીસાંઇબાબા પોતાના નિત્ય નિયમ પ્રમાણે મસીદમાંથી લેંડી* તરફ જવા નીકળ્યા હતા. ત્યાં જતાં, સાઠે સાહેબના વાડાના લિંબડાની પાછળના રસ્તા ઉપર થોડો વખત ઉભા રહેવાનો તેમનો રિવાજ હતો. તે પ્રમાણે તે ઉભા રહ્યા એટલે એક પછી એક એમના પગપર માથું મૂકવા લાગ્યા. મહારાજે પણ દર્શન કર્યાં. પછી બાબા આગળ ચાલતા થયા અને કાકાસાહેબ અને માધવરાવ દેશપાંડેની સાથે મહારાજ કાકાસાહેબના વાડામાં પાછા આવ્યા. વાડામાં પાછા આવ્યા પછી કાકાસાહેબના પૂછવાથી મહારાજે તેમને જરૂર જેટલી પોતાની હકીકત કહી. તે એઉએ કહ્યું "ત્હમો માંદા અને અશક્ત દેખાવ છો માટે ગરમ પાણીથી સ્નાન કરજો, અહીં બધી સવડ છે. આજનો દિવસ અહીંજ ભોજન વગેરે કરજો." તે પ્રમાણે મહારાજે ત્યાં સ્નાન કર્યું. મહારાજ નવા હતા તેથી, તેમણે એમને ત્યાંના કાર્યક્રમ વગેરેની ખબર આપી અને કહ્યું "હાલ પૂજા, આરતી માટે લોકો જાય છે; તમો પણ ચાલો." બપોરે બાર વાગ્યાને સુમારે બધા લોકો જેમ મસીદમાં ગયા તેમ એ પણ ગયા. ત્યાં ગયા પછી, પૂજા, આરતી થતાં હતાં ત્યારે મહારાજને નવા

*ગામ બ્હાર પશ્ચિમ દિશાએ આવેલું સ્થાન જ્યાં શ્રીસાઈબાબા સ્હવારમાં પાણીથી ભરેલાં ટમ્બ્લર સાથે શૌચ ક્રિયા (?) માટે જતા.

હોવાથી ત્યાંના રીત રિવાજની ખબર ન હોવાને લીધે, તેઓ બધું દૂરથીજ જોતા ઉભા રહ્યા. ત્યાંની રીત પ્રમાણે પૂજા અર્ચા વગેરે થયાં. લોકોએ બાબાના દર્શન લીધાં. બાબાએ લોકોને વિભૂતી ( ઉદી-ભસ્મ ) આપી. તે પ્રમાણે એમણે પણ દર્શન લીધાં એટલે એમને પણ ઉદી મળી. સાડા બારને સુમારે બધાની સાથે એઓ પણ મુકામ પર ગયા; ત્યાં જમવાનું તૈયાર હતુંજ. ભોજન થયું. માધવરાવે પીવા માટે ગરમ પાણીની વ્યવસ્થા કરી. આ પ્રમાણે ત્યાંનો કાર્યક્રમ પૂરો કર્યા પછી, " કુળકર્ણી મહારાજનો કહેવાથી આપણે અહીં આવ્યા, શ્રીસાંઇબાબાના દર્શન થયાં. હવે સંધ્યાકાળે અહીંથી નીકળવું અને ચિતળી સ્ટેશન ઉપર જઇ ત્યાંથી ધુળીએ જવું." આવી રીતનો વિચાર ઠેરવી, રજા લેવા માટે તે મસીદમાં ગયા. બાબા મસીદમાં ઉભા હતા. જવાનું મન સાથે નક્કી કર્યું હતું તેથી છેવટના દર્શન લેવાના હેતુથી પગપર માથું મૂકી નમસ્કાર કર્યા અને ઉભા રહ્યા. એટલે તરતજ બાબાએ કહ્યું, " કેમ, જવું છે કે? જવાનો વિચાર દેખાય છે." મહારાજે કહ્યું, " હા, આ નીકળ્યોજ. આપનું છેવટનું દર્શન લઇ નીકળવા માટે આવ્યો છું." બાબાએ કહ્યું, " શું કામ જાય છે? જઇને બેસ વાડામાં." આ સાંભળી મન ખાટું થયા જેવું લાગ્યું. બાબા થોભી જવા કહે છે એ કાંઇ ઠીક નથી. આપણી પ્રકૃતિ અશક્ત છે, આપણી કાંઇ અહીં સવડ નથી, એટલે એ કેમ બને? એમ વિચાર કરતાં નીચું મ્હોં ઘાલી સ્તબ્ધ થઇ ઉભા રહ્યા. તે જોઇ બાબાએ કહ્યું:-" કેમ, જવાનો વિચાર થાય છે કે?" મહારાજે કહ્યું, " હા, જવાનો વિચાર થાય છે; રજા આપો તો સારૂં થાય." બાબા:-" ઠીક, જતા હો તો જાવ, પરંતુ આઠ દિવસે પાછા આવજો." મહારાજ:-આપ આવવાનું કહોછો તો આવીશ. પરંતુ આઠ દિવસમાંજ આવું એ'વું કાંઇ જણાતું નથી. મ્હને અડચણ છે તેની વ્યવસ્થા કરી ખર્ચ વગેરે માટે તજવીજ કરી આવીશ, પરંતુ આઠ દિવસમાંજ આવીશ એ કાંઇ કહી શકતો નથી" બાબા:-" એમ છે કે, ત્યારે વાડામાં જઈ બેસ." આ સાંભળી મહારાજ પોતાના મનને કહે, ' આતો મ્હોટી

પશ્ચાત ઉભી થઇ . એક તો આઠ દિવસમાં આવવું, નહીં તો વાડામાં જઇ બેસવું, એવી આજ્ઞા છે. હવે શું કરવું? આ દિવસ બુધવાર કે ગુરૂવારનો હોવો જોઇએ. કારણ આ પહેલાની અમાવાસ્યા સોમવતી અમાવાસ્યા હતી તે ચિતળી સ્ટેશનપર થઇ. મંગળવારે શિર્ડી આવ્યા, એકાદો દિવસ ત્યાં મુકામ થયો હશે. એવી રીતે તેમને વિચારમાં પડી ગયેલા જોઇ તિરસ્કાર યુક્ત સ્વરે ફરી બાબાએ કહ્યું—"કેમ ત્હારૂં મન બહુ ગુંચવાડામાં પડ્યું છે? જવું હોય તો જા, મ્હારે જે કરવાનું હશે તે હું જોઇ લઇશ." "જવું હોય તો જા." એટલુંજ કહેતાં, 'પડ્યો બોલ ઝીલી લઇ તરતજ તે દર્શન લઇ નીકળ્યા અને રાહતે આવી મુરલીધરના મંદિરમાં મુકામ કર્યો; અને ત્યાં પાસેજ વામન માર્તંડ ગાંધી નામના ગૃહસ્થને ત્યાં બીજે દિવસે જમવાની ગોઠવણ કરવા માટે ગયા. તે વખતે તેમણે જમી લીધું હતું, છતાંએ તેમના કહેવાથી તેમની સ્ત્રીએ ખાસ મહારાજ માટે રાંધી એમને જમાડ્યા. તે દિવસે રાહતે મુકામ કરી બીજે દિવસે ચિતળી આવી પહોંચ્યા. ગાડીનો વખત નહોતો તેથી કે ગર્દી બહુ હતી તેથી, ગમે તે હો, તેમને ત્યાં એક દિવસ થોભવું પડ્યું. ત્યાં તેમને વિચાર આવ્યો કે, 'અહીંથી પુણતાંબા પાસેજ છે. તેને પૂણ્યભૂમિ માનવામાં આવે છે, વળી ગોદાવરી પણ ત્યાં છે; આપણે પહેલાં કદી ત્યાં ગયા નથી. પાસે આવ્યા છીએ તો જતાં જતાં ત્યાં જવું, તેથી પુણતાંબાની ટીકીટ લઇ ત્યાં ઉતર્યા. તે યાત્રાનું ધામ હોવાને લીધે ગાડીમાંથી ઉતરતાંજ ત્યાંના તીર્થોપાધ્યાય આગળ આવી ઉભા રહ્યા. "શું નામ મહારાજ? ક્યાંથી આવ્યા છો?" વગેરે ઠરેલા પ્રશ્નો પૂછાયાં બાદ, "ચાલો અમારે ત્યાં" કહ્યું. મહારાજે મનમાં વિચાર કર્યો કે, 'આપણે અહીં કોઇનું ઓળખાણ નથી, તેથી આ સવડ સારી છે. એમ લાગ્યાથી તે ક્ષેત્રોપાધ્યાયને ઘેર ગયા. ગોદાવરીનું સ્નાન વગેરે ત્યાંની રીત પ્રમાણે અને પોતાની સવડ પ્રમાણે કરી, બે ત્રણ દિવસ ત્યાં રહ્યા. પછી ત્યાંથી નીકળી કોપરગામમાં એક બ્રહ્મચારી બુઆ છે એમ ખબર

પડ્યાથી તેમના દર્શન લઇ પછી જવાનો વિચાર કરી, કોપરગામ આવી ત્યાં લક્ષ્મીનારાયણનું મ્હોટું મંદિર છે ત્યાં ઉતર્યા અને ગોદાવરીમાં સ્નાન કરી બ્રહ્મચારીબુઆને દર્શને ગયા. તે વખતે તે બહાર ખુલ્લી જગ્યામાં બેઠા હોઇ તેમની પાસે બીડીની એક પેટી હતી તેમાં ખૂબ બીડી હતી અને એક સળગાવેલી તેમના મ્હોંમાં હતી તે તે પીતા હતા. મહારાજે તેમનું દર્શન લીધું, અને તેમણે જે જે પૂછ્યું, તેના યોગ્ય ઉત્તરો ટુંકામાં આપી તે બેસી રહ્યા. બ્રહ્મચારીબુઆ પોતાની હકીકત કહેવા લાગ્યા. "મ્હેં ધર્મ-શાળા દત્ત મંદીર બાંધ્યું, મ્હારૂં આમ છે તેમ છે" વગેરે પહેલાંની અને હાલની સ્થિતિ, બીડી પીતાં પીતાં કહી. વાતમાં વાત તેમણે એમને પૂછ્યું 'તમો શિર્ડી ગયા હતા કે ?' મહારાજે કહ્યું, "હા હાલજ જઇ આવ્યો." તે બ્રહ્મચારીએ કહ્યું, "જઈ આવ્યા કહો છો પણ સાંઇબાબાના દર્શન થયાં કે ? "મહારાજે કહ્યું, 'હા. હું દર્શન માટેજ ગયો હતો." બ્રહ્મચારીએ કહ્યું, 'ત્હમો ગયા હતા, પણ ગયાનો કાંઈ ફાયદો થયો નથી, માટે ફરી જાવ." મહારાજે કહ્યું:–"હમણાંજ તો જઇ આવ્યો, હવે ફરી શું કામ જવું ? મ્હારે કાંઇ કામજ નહોતું તો પછી શું કામ થવાનું અને ફાયદો શું થવાનો હતો ? તે બ્રહ્મચારીએ કહ્યું. "તો પણ ત્હમો એકવાર ફરી જાવ, એ'વો મ્હારો મત છે." એ'વી રીતનો તેમણે જવા માટે થોડો આગ્રહ કર્યો. તેથી તેમને ખોટું ન લાગે એટલા પુરતું, 'ઠીક જોઇશ' કહી, વધારે વખત ત્યાં ન બેસતાં મહારાજ ઉઠયા અને જ્યાં દત્તની મૂર્તિ સ્થાપી હતી ત્યાં ગયા. તે મૂર્તિ ન્હાનીજ હતી પરંતુ મનને આનંદ આપે એવી હોવાથી તે જોઈ સમાધાન થયું. પછી ત્યાંથી નીકળી જે મંદિરમાં મુકામ કર્યો હતો, ત્યાં જઇ પડી રહ્યા. તે મંદિરમાં એક બે દિવસ મહારાજનો મુકામ થયો. તે દરમ્યાન કોઈ કોઇ વખતે તેઓ બ્રહ્મચારીબુઆ પાસે જતા. પરંતુ દત્તની મૂર્તિના દર્શન કરવા જવાનો એક નિયમ તેમણે રાખ્યો હતો. કોઇ કોઇ વાર ગામ બહાર પણ ફરવા જતા. એક વખતે આમ ફરતાં ફરતાં ગામમાંથી સ્ટેશન ઉપર જવાની જે સડક છે તે સડકે સ્ટેશન તરફ જતાં જમણી બાજુએ થોડા અંતર ઉપર એક ન્હાનું

દહેરૂં નજરે પડયું. અંદર જઈ જોયું તો ત્યાં બેસવાને જગ્યા, અને નાનાં બારણુંવાળી કોટડી સામે હતી અને તેમાં કેટલીક દેવની મૂર્તિઓ સ્થાપેલી જોઇ. બારણાને ફક્ત સાંકળજ વાસેલી હતી. તે ઉઘાડી અંદર ગયા. બારણામાંથી જે અજવાળું આવતું તેટલુંજ અજવાળું ત્યાં હતું. અજવાળું આવવા માટે બીજું કાંઇ સાધન નહોતું તેમ અંદર વધારે જગ્યા પણ ન્હોતી. આશરે સાત આઠ ફુટ જગ્યા હશે. સામે દેવ હતા અને બારણાંની આજુબાજુએ થોડી બેસવા લાયક જગ્યા હતી. અંદરની મૂર્તિ ખંડોબાની હતી. દહેરાં બહાર સામે એક નાની વાવ હોઈ તેમાં સુંદર પાણી અને પાસેજ એક લિંબડાનું ઝાડ પણ હતું. તે જગ્યાની આ'વી સ્થિતિ જોઇ તેમના મનને આનંદ થયો. આ જગ્યા ગામથી અલગ, બધી રીતે સવડ પડતી અને એકાંત છે. અહીં કોઈ આવતું પણ નહીં હોય. કોઇ દીવો સળગાવવા આવતું હોય તો સળગાવશે દીવો અને જશે! તે અહીં બેસવામાં શા માટે વાંધો લે? આપણે ગમે ત્યાં વખત કહાડવો છે, તો અહીં બેસીનેજ વખત ગાળ્યો તો શું? માટે અહીં બેસીનેજ જાય તેટલો વખત કહાડવો. જેટલા દિવસ રહેવાય તેટલા દિવસ રહેવું. ભૂખ લાગે અને બે ચાર દિવસે ખાવાની ઇચ્છા થાય તો બ્રાહ્મણની વસ્તી છે જ. એકાદે ઘેર ભિક્ષા માગી ખાવું. નહીં તો લીંબડાનું ઝાડ છે, તેના પાંદડાં ખાઈ રહેવું, આપણને તે ટેવ પણ છે. આ'વો વિચાર મનમાં આવ્યાથી, ત્યાં રહેવાની તેમની ઇચ્છા થઇ. તેથી તે ત્યાં બેઠા. ત્યાં ઘણા ખરા અડાણી લોકોજ દર્શન માટે આવતા. તે પ્રમાણે એક બે જણને પૂછતાં એ ખંડોબાનું દેવળ છે એમ સમજાયું; પરંતુ ખંડોબાનો ઘોડો અથવા તેનો કાંઇ પણ આકાર વગેરે ત્યાં ન હોઇ ફક્ત સીંદુર લગાડેલા વગર ઘડેલા પત્થર જેવું ત્યાં કાંઇ હતું. આ પ્રમાણે એમની ઇચ્છા પ્રમાણે એકાંત સ્થાન મળી ગયું એટલે તે ત્યાંજ થોભ્યા. ત્રણ ચાર દિવસ ફક્ત અપવાસ કરી ભૂખ્યા ભૂખ્યા કહાડ્યા, ખાવા પીવાનું કાંઈક કામ છે અને તે માટે ઉદ્યોગ કરવો એ વિચારજ તેમના મનમાં આવતો નહીં. કદાચ બે ચાર દિવસે ખાવાની જરૂર પડશે તો તે ગમે તેમ મળી રહેશે,

એટલોજ વિચાર તેમના મનમાં આવ્યો. હવે અહીંથી શિર્ડી કે બીજે ક્યાંઇ જવાનું છે એવો વિચારજ તેમના મનમાં નહોતો. ત્રણ ચાર દિવસે હવે થોડી ભિક્ષા કરીએ એવો એમને વિચાર આવ્યો. સ્હવારે સુમારે નવ દસ વાગે, સ્નાન કરવા અને બ્રાહ્મણને ઘેર ભિક્ષા લેવા માટે તે ગોદાવરી તરફ નીકળ્યા. સ્નાન કરી આન્હિક આટોપ્યું અને બપોરને સુમારે બ્રાહ્મણને ત્યાં ભિક્ષા માટે જતાં, રસ્તામાં દત્તાત્રયનું અને બ્રહ્મચારી બુવાનું સ્થાન છે તેમનાં દર્શન લઈ પછી આગળ જશું એવો વિચાર કરી પહેલાં દત્તાત્રયનું દર્શન લઇ પછી બ્રહ્મચારી બુઆનું દર્શન લીધું અને તેમના કહેવાથી બે ચાર મિનીટ ત્યાં બેઠા. બે ચાર દિવસમાં તેમની મુલાકાત થઇ નહોતી તેથી તેમણે "શિર્ડી જઈ આવ્યા કે કેમ," પૂછ્યું. મહારાજે કહ્યું, 'પહેલાં ગયો હતો તેજ, ફરી ગયો નથી, તેમણે કહ્યું "જવું જોયતું હતું. ત્હમો ત્યાં જાવ તો સારૂં."

આમ વાતચીત ચાલતી હતી એટલામાં બે ચાર ગૃહસ્થો, વિંચુરના રહીશો, બ્રહ્મચારી બુઆને દર્શને આવ્યા. તેમનો ટાંગો બહાર ઉભો હતો. બ્રહ્મચારી બુઆએ તેમને પૂછ્યું, "કેમ કયાં જાવ છો? તેમણે કહ્યું—"શિર્ડી" બ્રહ્મચારી:—'ત્યારે તો (મહારાજ તરફ આંગળી કરી) આમને લઈ જાવ. મહારાજે કહ્યું 'મ્હારે નથી જવું, હું જઈ આવ્યો. (તે નવા આવેલા ગૃહસ્થો તરફ જોઇ) ત્હમારે જવું હોય તો ત્હમો જાવ.' તેમણે કહ્યું:—બ્રહ્મચારી બુઆ કહે છે તો ચાલોને! ત્હમો જઇ આવ્યા છો, અમો નવા છીએ. અમને ત્યાંની ખબર પણ પડશે. આવી રીતે તે વિંચુરકર અને બ્રહ્મચારી બેઉ જણા જે રીત મહારાજ જવા તૈયાર થાય તેવી ભાષા બોલવા લાગ્યા. મ્હારી પાસે ટાંગાનું ભાડું આપવાને પૈસા નથી, મ્હારે બીજે ઠેકાણે જવું છે, વગેરે કારણો મહારાજ કહેવા લાગ્યા. પરંતુ વિંચુરકરે કહ્યું, "ભાડું અમે આપીએ છીએ, ત્હમો જઇ આવ્યા છો માટે ચાલોજ." મહારાજે કહ્યું, 'જઇ આવ્યો છું તોપણ મ્હને પણ કયાં ત્યાંની ખબર છે? એમ હા ના કરતાં જોર જુલમથી તે ટાંગામાં બેસવાનો પ્રસંગ મહારાજ ઉપર તેમણે

આણજો. શેની ભિક્ષા અને શેનું ભોજન!! તેમને તેમજ તેમણે પોતાની સાથે મહારાજને બેસાડ્યા અને ભર બપોરે ત્યાંથી ટાંગો નીકળ્યો. ત્રણેક વાગ્યાને સુમારે તે બધા શિર્ડી આવી પહોંચ્યા, અને કાકા સાહેબના વાડામાં ગયા; અને તેજ વખતે મહારાજ મસીદમાં બાબાને દર્શને ગયા. તે વખતે પણ બાબા મસીદમાં ઉભાજ હતા. પગ પર માથું મૂકી, મહારાજ ઉભા રહ્યા. બાબાએ તેમના તરફ જોઈ હસ્યાં જેવું કર્યું અને "આવ્યો કે," એમ પૂછ્યું. મહારાજે કહ્યું, 'હા, બાબા; આવ્યો ખરો." "બાબાએ કહ્યું તને અહીંથી ગયે આજે કેટલામો દિવસ છે.? એ સાંભળી એમના પહેલાંના વાક્યની (આઠ દિવસમાં આવજે) મહારાજને યાદ આવી અને જે દિવસે તે ત્યાંથી નીકળ્યા તે દિવસથી મહારાજે પોતાના મનમાં હિસાબ કરવા માંડ્યો; તે ઉપરથી જણાયું કે તે દિવસ બરોબર આઠમો હતો એટલુંજ નહી પણ જે વખતે તે ત્યાંથી જવાનું પૂછવા માટે મસીદમાં ગયા હતા તે વખત પણ તેજ, દિવસનો ત્રણ ચાર વાગ્યાનોજ હતો. બરોબર તેજ વખતે ફરી મહારાજ ત્યાં આવી પહોંચ્યા એ વાત એમના ધ્યાનમાં આવતાંજ તેમણે બાબાના પ્રશ્નનો ઉત્તર આપ્યો "હા, આજનો બરોબર આઠમો દિવસ છે. બાબા:–' મ્હેં ત્હને આઠ દિવસમાં આવવા કહ્યું હતું તે વખતે આવવાનું બનશે નહી એમ તું કહેતો હતોને? મહારાજે કહ્યું "બાબા, તમારી શી લીલા છે તે મ્હને સમજાતી નથી. બાબાએ કહ્યું, 'અરે હું ત્હારી પાછળ તો હતો. ઠીક; જા, હવે જઇને બેસ વાડામાં. તે પ્રમાણે એ કાકાસાહેબના વાડામાં જઈ બેઠા. અને વિચાર કરવા લાગ્યા કે આવો વિચિત્ર યોગાયોગ આવ્યો ખરો. હવે જે કાંઈ થાય તે થવા દો. જે થવાનું હોય તે અહીંજ થવા દેવું અને બાબા કહે તે પ્રમાણે ચાલવું એવો નિશ્ચય કરી ગમે ત્યાં કાયમ જમવાની સવડ થવી જોઇએ તે માટે શી યુક્તિ કરવી એના વિચારમાં તે પડ્યા; એટલામાં ત્યાં હરિભાઇ ચોબળ નામના ગૃહસ્થ હતા. તેમણે, "અહીં બાળાભાઉ નામના ગૃહસ્થની વીશી છે," એમ કહ્યું તે ઉપરથી તેમનીજ સાથે સંધ્યાકાળે તે વીશીમાં જમવા ગયા. બાબા કેટલા દિવસ રાખે છે એનો કાંઈ નિયમ નથી

એવો વિચાર મનમાં આવવાથી ફક્ત અપવાસ કરવાથી ચાલશે નહી. શરીરને થોડું પણ પોષણ આપ્યાં કરવું જોઇએ. ત્યારે વીશીવાળાને પૈસા ક્યાંથી આપવા? એવા વિચાર તેમના મનમાં આવવા માંડ્યા. છેવટે તેમણે ઠરાવ્યું કે ભાઇને પત્ર લખી તેમને અહીં હોયાંની બધી ખબર આપી, ખાવા જેટલા પૈસા તેમની પાસે મંગાવી લઇએ તો તે મોકલશે. તે વીશીમાંજ જવું અને એક વખતજ ખાઈ ચલાવવું. આપણા ખાવા પીવાનો ભાર બીજા ઉપર ન હોવા જોઇએ. તે પ્રમાણે તેમણે વીશીમાં જવાનો ક્રમ શરૂ કર્યો.

પહેલેથીજ કારણ વગર કોઇની સાથે બોલવાનો કંટાળો, લોકોમાં બેસી વખત કહાડવાનું પસંદ નહીં, તેથી કોઇની સાથે વધુ બોલવા ચાલવાનો વ્યવહાર ન રાખતાં, કાકાસાહેબના વાડાના આગળના મ્હોટા હોલમાં એક ખૂણામાં એઓ બેસી રહેતા હતા; અને તે પ્રસંગને અને ત્યાંની પરિસ્થિતિને અનુસરી મન સાથે વિચાર કરતા. બાબાની આરતી વખતે સ્હવાર સાંજ નિયમસર મસીદમાં જવું, અને ત્યાંના લોકોની સ્થિતિ કેવી છે, સહવાસમાં રહેલા ન્હાના મોટાં માણસો કેવી રીતે ચાલે છે, બાબાની લીલા કોની સાથે કે'વે પ્રકારે ચાલી રહી છે વગરે આપો આપ જે આંખ આગળ દેખાઈ આવે તેનોજ વિચાર ઘણો ખરો તે કરતા. ત્યાં રાધાકૃષ્ણ નામની એક સ્ત્રી હતી, તે શ્રી સાઇબાબાની પૂર્ણ ભક્ત હતી; અને ત્યાંનો કારભાર ઘણું ખરૂં તેનાજ તંત્ર પ્રમાણે ચાલતો. મહારાજ જંજુરીમાં હતા ત્યારે તેણીને વિષે ઘણી વાતો એમને રા. ચિંતોંપંત બેલસરેના તરફથી મળી હતી; કારણ તે બાઇ ચિંતોંપંત બેલસરેની ભાણેજની છોકરી, બાળા સાહેબ દેશપાંડે અહમદનગરના વકીલની ભાણેજ હતી. તેને વિરાગ ઉત્પન્ન થવાથી સાઇબાબાની પાસે આવી રહી હતી અને તેમની નિઃસ્સીમ સેવા કરતી હતી. એટલે તેનું પણ દર્શન લેવાની ઇચ્છા મહારાજને થઇ. ઘણાખરા લોકો તેને દર્શને જતાજ હતા; તે પ્રમાણે એ પણ ગયા. તે અપરિચિત મનુષ્યની સાથે બહુ બોલતી નહીં. હંમેશના પરિચયનાં સ્ત્રી પુરૂષો સાથે ફક્ત જરૂર જેટલું બોલતી. મહારાજ જે વખતે ત્યાં ગયા, તે વખત સંધ્યાકાળનો હતો. તે વખતે તે બાબા માટે

પાન પટ્ટી તૈયાર કરતી હતી. તેમણે તેને નમસ્કાર કર્યા અને હું પણ પાન પટ્ટીઓ કરવા લાગું કે એમ પૂછ્યું. તેણે ના કહી. નીચું મ્હોં રાખી બેઠી હતી, તે પ્રમાણે બેઠાં બેઠાંજ આ ઉત્તર આપ્યો અને કહ્યું "જા" તેણે માથું ઉંચુ કરી તેમના સામું જોયું નહીં અને સંધ્યાકાળ થઇ હતી તેથી તેમને પણ તેણીનો ચહેરો બરોબર દેખાયો નહીં. આપણે વધારે ઓળખાણ અને પરિચય નથી, શા માટે વધારે પંચાતમાં પડવું એમ ધારી, વધારે વખત ત્યાં ન થોભતાં મહારાજ પણ ત્યાંથી બહાર નીકળ્યા. તે જે ઘરમાં રહેતી, તે ઘર ન્હાનું હતું અને તેને શાળા (નિશાળ) કહેવાનો રિવાજ હતો; કારણ તે જગ્યામાં પહેલાં છોકરીઓને ભણવાની ગોઠવણ હતી. તેનો પહેરવેશ—સફેત લુગડું તે પણ મેલું. શરીર ઉપર કાંઇ વધારે ચીજો નહોતી; વાળ કોઇવાર છૂટા તો કોઇવાર બાંધેલા રાખતી. ઉમ્મર આશરે વીસ બાવીસ વર્ષની હતી. બેઉ હાથમાં અને ગળામાં તુળસીના ઝીણા મણકાની માળા રાખતી. નાક, આંખ સુંદર, અને શરીરનો બાંધો પ્રમાણસર હતો. તો પણ તે શરીર તરફ ઉદાસીન રહેતી. તેનો વર મરી ગયે ઘણા દિવસો થઈ ગયા હતા. મહારાજ શિરડી ગયા તે પહેલાં ત્રણ ચાર વર્ષથી તે ત્યાં આવી હતી. બાબાનો લેંડી ઉપર જવાનો જે રસ્તો હતો તે, તે પોતાને હાથે હંમેશ ઝાડતી. મસીદની આજુબાજુએ ગમે ત્યાં કચરો હોય તથા કોઇનો ઝાડાનું મેલું ગમે તેવું હોય તે પોતાને હાથે સાફ કરી જગ્યા સ્વચ્છ રાખતી. કોઇની સાથે બોલવા ચાલવાનો વધારે વ્યવહાર ન રાખતાં, ગમે તેનું કામ, પછી તે ગમે તેટલું કઠણ કે મહેનતનું હોય તોપણ, માનાપમાનનો વિચાર ન કરતાં, તે કરતી. તેના કપાળમાં મધ્વસંપ્રદાયમાં કાળી લીટી કરે છે તેવી લીટી કહાડતી હતી; અને એક જગ્યાએ ચાર છ આંગળ ઉચાઇની ધાતુની રાધાકૃષ્ણની મૂર્તિ હતી તે તે હંમેશ પાસે રાખતી તે ઉપરથી તેનું નામ રાધાકૃષ્ણ પડયું. આ'વા પ્રકારની તેની સ્થિતિ, વર્તણુક, અને બાબાની સેવા સંબંધે તત્પરતા જોઇ તેના તરફ મહારાજના મનમાં આદરબુદ્ધિ ઉત્પન્ન થઇ. ત્યાં ગયા ત્યારથી મહારાજ સાંઇ બાબાની સેવક આ બાઇની પહેલાંની હકીકત જેની પાસેથી મળે એમ

લાગતું તેને પૂછતા. બાબાએ એમને વાડામાં બેસાડ્યા પછી, ત્યાંના મ્હોટા લોકોને આ કોઇ બહુ મ્હોટો માણસ છે એમ લાગતું અને તેવી રીતનું તેમનું વર્તન દેખાઇ આવતું.

કાકાસાહેબ દિક્ષીત મહારાજને એક દિવસે પોતાની સાથે રાધાકૃષ્ણને ઘેર લઇ ગયા; તે બપોરનો વખત હતો. તે તેમની બીજી મુલાકાત. તે સારી રીતે થાય, અને પાંચ મિનીટ ત્યાં બેસી બધું જોઇ શકાય અને લક્ષમાં આવે તે માટે કાકાસાહેબ સાથે ત્યાં ગયા. કાકાસાહેબ ત્યાંના પરિચીતમાંના હતા. ત્યાં જવાનો વળી બીજો પણ હેતુ હતો. તે એકે, કાકાસાહેબ સાથે વાતચીત કરતાં કરતાં એક વાર મહારાજને એમ સમજાયું હતું કે, સાઇબાબાના ઘુંટણ ઉપર પગ મૂકી બેઠાંના ફોટા જે હંમેશ જોવામાં આવે છે, તે શિવાય બીજા બે પ્રકારના બાબાના ફોટા લીધા છે; એક તેઓ ઉભા હતા ત્યારે લીધેલો અને બીજો તે જમીન ઉપર બેઠા હતા તે સ્થિતિમાં લીધો હતો તે. એવા બેઉ ફોટા છે અને તે રાધાકૃષ્ણને ત્યાં છે. આ બેઉ ફોટા જોયા ન્હોતા, તેથી તે જોવા માટે કાકાસાહેબ સાથે મહારાજ ત્યાં ગયા. કાકાસાહેબ હંમેશના પરિચીત હોવાથી ઘરમાં પેસતાંજ તે રાધાકૃષ્ણ જ્યાં બેઠી હતી ત્યાં ઠેઠ ગયા, અને આ પણ પાછળ પાછળ ગયા. તે વખતે તે ઘરના અંદરના ભાગમાં એક ખૂણામાં ચારે બાજુથી બંધ એવી એક સ્વચ્છ મચ્છરદાનીમાં બેઠી હતી. મચ્છરદાનીમાંથી અંદર જવાના માર્ગથી કાકાસાહેબ અંદર પેઠા અને આમને પણ અંદર બોલાવ્યાથી તે (પણ) ગયા. અંદર એક ઉત્તમ બેસવાની ગાદી ઉપર સફેત ધોળો ગલેપ હતો અને તે ઉપર યોગ્ય ઠેકાણે સ્વચ્છ ગલેપવાળો તકીઓ હોઇ તેને ટેકીને સાઇબાબાનો ઉભી સ્થિતિનો ફોટો (૧૬"×૧૨") મૂકયો હતો અને તેને સુશોભિત ફુલનો હાર ઘાલ્યો હોઇ, પાસે અગરબત્તી બળતી હતી. પેલો બીજો ફોટો પણ તેની પાસેજ હતો તેની સામે રાધાકૃષ્ણ પલાંઠી વાળી બેઠી હતી, હાથમાં તંબુરો અને સામે "ગીત ગોવિંદ" નામનું સંસ્કૃત પુસ્તક રાખી અનેક રાગરાગણીમાં તે તેમાંના પદો ગાતી હતી. તેનો કંઠ સારો હોવાથી તે તે પદો સારી રીતે ગાતી હતી.

મહારાજ ત્યાં ગયા પછી તેણે તે બધું બંધ કર્યું. કાકાસાહેબે મહારાજને તે ફોટો દેખાડ્યો, કાકાસાહેબને તેણે આમને વિષેની હકીકત પૂછી અને પાંચ સાત મિનીટ એમની સાથે વાતચીત થઇ. પછી તે બેઉ ત્યાંથી નીકળી કાકાસાહેબના માળ ઉપર ગયા.

એકવાર બપોરે આરતીને વખતે બધા લોકો હાજર હતા અને કેટલાક લોકો બાબા પાસે પગ ચાંપતા હતા; મહારાજ પણ તેમને પગે હાથ લગાડી દબાવતા હતા. બાબાનું બોલવું હંમેશ સંદિગ્ધ હતું, પરંતુ સાંભળનારામાં જેમના મનમાં જે હોય તે ઓળખી જેની તેની સ્થિતિને અનુસરીને તેમનું તે બોલવાનું હતું. જેમના સંબંધમાં તે હોય તેમનાજ મનમાં તેનો અનુભવ આવતો. આ રીત પ્રમાણે તે દિવસે બાબાના બોલવામાં એ'વી ભાષા આવી ગઇ કે, "આસન પ્રાણાયામ કરનારા લોકો તેમાંજ ડુબે છે, મ્હારી પાસેની કળા કાંઇ ન્યારી (જુદી) જ છે.' એટલામાં વચ્ચેજ કોઇ બોલ્યા કે 'બાબા તમારી પાસેની તે ન્યારી કળા કોઇને ખબર પડશે કે," ત્યારે કહ્યું "અરે, મ્હારી કોઇને પણ ખબર પડવાની નથી." એ ઉપરથી બીજો એક બોલ્યો, 'બાબા, ત્યારે તમારી પાસેની તે કળા એમની એમજ રહેશે કે?" બાબાએ કહ્યું, "એમ નહી. જેને મળવાની છે તેને મળી જશે." આવી કાંઇ વાત અને બીજું કાંઈ બોલવાનું તે વખતે થયું હતું. પછી વાડામાં કાકાસાહેબના માળ ઉપર તે સંબંધમાં કેટલાક લોકો વિચાર કરવા લાગ્યા કે, "આજનું બાબાનું બોલવું કો'ના સંબંધમાં હશે, અને આનો અર્થ શું હશે?" સઉ પોતપોતાનો મત આપતા હતા. એટલામાં સાઠેસાહેબે મહારાજ તરફ હસતા હસતા જોઇ કહ્યું કે, 'આસન પ્રાણાયામ કરનારા તેમાંજ ડુબે છે,' એમ બાબા બોલ્યા તે આમના સંબંધમાંજ હશે. એ ઉપરથી મહારાજે કહ્યું, 'મ્હારા સંબંધમાંજ હતું એમ ફોગટ શા માટે વચ્ચે કહો છો અને આસન પ્રાણાયામનો મ્હારી સાથે શો સંબંધ? તે ઉપરથી તેમણે કહ્યું, "બાબાની વાત સંદિગ્ધ હોય છે, કોઇને અર્થ સમજાતો નથી પણ સામે જે લોકો હોય

તે લોકોમાંથીજ કોઇને વિષે હોય છે. આજ સુધી બાબાએ આસન પ્રાણાયામ વિષે વાત કહાડી નથી અને આજે તમારા તરફ બાબાની દૃષ્ટિ હોઇ આ વાત થઇ. આ ઉપરથી આ બોલવું તમારે વિષે હશે એમ મ્હને લાગે છે," આવી રીતે વાતચીત કરતા તે લોકો કેટલોક વખત ત્યાં બેઠા અને પછી ઉઠી પોતપોતાને ઘેર ગયા; અને મહારાજ નીચેના હૉલમાં એક ખુણામાં પોતાના વિચાર કરતા પડી રહ્યા.

એ પછી એક બે દિવસે બપોરની આરતીને વખતે બાબાએ મહારાજ પાસે દક્ષિણા માગી. તે તરતજ પોતાને મુકામે ગયા, અને પાસે જે કાંઇ થોડા રૂપીઆ હતા તેમાંથી જે સ્વચ્છ હતા તે રાખી એક તદ્દન કાળો કટ, ખૂબ કાટવાળો, લીલો થઇ ગયેલો જે રેલ્વે વગેરેમાં ઉપયોગી થઈ ન પડે એવો હતો તેજ સાઈ બાબાને આપવા માટે કહાડી લીધો. પછી તે કાળો રૂપીઓ લઈ, બાકીના રૂપીઆ એમજ રાખી, મસીદમાં આવી, હજી તો આરતી શરૂ ન થઇ હતી તેટલામાંજ બાબાના હાથમાં મૂક્યો. તે રૂપીઓ બાબાએ હાથમાં લઇ તરતજ તે હાથ આગળ કરી લોકોને દેખાડ્યો અને હસતા હસતા કહેવા લાગ્યા, 'જુઓ આણે આ રૂપીઓ મ્હને કેમ આણી આપ્યો છે તે. પાસે હતા તે રૂપીઆમાંથી જાણી જોઈ આ કાળો રૂપીઓ વીણી કહાડ્યો. કેટલા વર્ષનો, અને કેટલાએ જન્મનો આ કટાએલો કાળો પડી ગયો છે તેજ મ્હને આણી આપ્યો. જાણી જોઇનેજ આ રૂપીઓ લઇ આવ્યો છે." મહારાજના મનમાં જે વિચાર આવ્યો હતો તેનો ઉલ્લેખ કરી બતાવતાંજ તેમનું મન ખિન્ન થઈ તેમને માઠું લાગ્યું. આપણે આ કાંઈ ઠીક ન કર્યું એમ મનમાં આવી ફરી બાબા સામે જઇ કહ્યું કે "બાબા, મ્હારો કટાએલો રૂપીઓ મ્હને આપો, હું બીજો લાવી આપું છું." તે ઉપરથી બાબાએ કહ્યું, "જવા દે રે, હવે જે આવ્યો તે આવ્યો. તે પણ મ્હારે જોઇએજ છે" મહારાજ તે ખૂબ આગ્રહ પૂર્વક પાછો માગવા લાગ્યા, પરંતુ તેમણે તે કાંઇ પાછો આપ્યો નહીં; અને તેમની રૂપીઆ બાંધવાની એક ચીંદરડી હતી, તેમાં બાંધતા બાંધતા બોલ્યા, કટાએલોજ મ્હારે જોયતો હતો,

તે આપ્યો તો તે રહેવા દે. એજ મ્હારે જોઇએ છે." અને તે તેમણે પોતાની પાસે (તે ચીથરાંમાં) બાંધી મૂકયો. આરતી થયાં પછી બધા પોત પોતાને ઠેકાણે જમવા ખાવા ગયા, તેમની સાથે મહારાજ પણ બાળાભાઉની વીશીમાં જમવા ગયા. પરંતુ તેમના મનમાં તે એક સરખું ડંખ્યા કરતું હતું. આપણે ખરાબ રૂપીઓ આપ્યો, અને બાબા તે ઉપર જે બોલ્યા તે સંભારીને, 'આ ઠીક ન થયું" એમ લાગ્યાં કરવાથી જમવાનું પણ એમને ઠીક ન લાગ્યું. ગમે તેમ કરી બે કોળીઆ ખાધા, અને તરતજ મુકામપર આવી એમની પાસે જે થોડા રૂપીઆ હતા તે બધામાં જે સ્વચ્છ હતો તે વીણી કહાડ્યો અને મસીદમાં જઇ તે બાબાના હાથમાં મૂકયો. અને કહ્યું, "બાબા, પહેલાં કટાએલો રૂપીઓ આપ્યો એ મ્હોટી ચૂક થઇ, માટે બધામાં સ્વચ્છ છે તે રૂપીઓ હવે લો." તે પણ તેમણે લીધો અને કહ્યું, "ઠીક થયું." તે રૂપીઓ બાબા પોતાનાં ચીથરામાં બાંધી મૂકતા હતા એટલામાં હરીભાઈ ચોબળ ત્યાં આવ્યા અને તેમણે કેટલાક રૂપીઆ બાબાને આપ્યા. બાબા તેમની પાસે બીજા માગવા લાગ્યા. તે વખતે તેમની પાસે કાંઇ નહોતું. "મુકામ પર છે તે લઇ આવ. જે હોય તે બધા લઈ આવ." એમ બાબાએ તેમને કહ્યું. તે લેવા માટે મુકામ પર ગયા અને મસીદમાં બાબા અને મહારાજ એમ બેજ રહ્યા. મહારાજે કહ્યું, બાબા, મ્હારી પાસે પણ બીજા પૈસા છે. "તરતજ બાબાએ કહ્યું "જા, તું પણ લઈ આવ." મહારાજે પૂછ્યું, 'બધાજ લઇ આવું કે ખર્ચ માટે કાંઇ રાખું?" બધાજ લઇ આવ એમ બાબાએ કહ્યું તે ઉપરથી એ પણ રૂપીઆ લેવા ગયા. અને તેમની પાસે પાંચ સાત રૂપીઆ, કેટલુંક પરચુરણ પાવલી બે આની, જે હતું તે બધુંજ લીધું અને "જવા દો, હવે જે થાય તે થાય. આપણને જરૂર પડશે તો ભાઇ પાસેથી મંગાવી લેઇશું. બધુંજ તેમને આપી દઇએ અને શું થાય તે જોઇએ" એમ મન સાથે ઠેરવી તે મસીદમાં ગયા. એમનાથી બે ચાર મિનીટ પહેલાં હરિભાઇ ચોબળ મસીદમાં પહોંચ્યા હતા અને તેમની પાસે જેટલા રૂપીઆ હતા તે બધા બાબાના હાથમાં તેમણે નાંખ્યા અને કહ્યું "બાબા

હવે જવા માટે પણ મ્હારી પાસે કાંઈ રહ્યું નથી." બાબાએ કહ્યું. "કાંઇ હરકત નહીં. ત્હારે જોઇએ ત્યારે મ્હારી પાસે માંગી લેજે." મસ્જીદમાં પહોંચતાંજ બાબાના આ શબ્દો મહારાજના કાન પર પડ્યા અને તેમને હીંમત આવી કે 'આપણને પણ જરૂર પડશે તો એ આપશે. તેમની રીત એવી રીતે આપવાની હશે." તેથી જ૦ર પડે માગવાને હરકત નથી. અને તરતજ પોતાની પાસેના બધા રૂપીઆ તેમના હાથમાં આપી દીધા. તે વખતે બાબા પોતાની હંમેશની જગ્યાએ બેઠા નહોતા પણ કઠેરાની બહારના ઓટલા ઉપર તેમની હંમેશની મ્હોં ધોવાની જગ્યામાં બેઠા હતા. તે જગ્યા ઉપર આ પૈસા લીધા. એટલામાં હંમેશના આવનારામાંનાજ પાંચ છ માણસો દર્શને આવ્યા. તેમના આગળ હાથ કરી તેમણે તે રૂપીઆ દેખાડ્યા અને મહારાજ તરફ આંગળી કરી કહ્યું, "જુઓ આણે પોતાની પાસેનું બધું આપી દીધું. ન્હાનું મ્હોટું, ઝીણું જાડું પાવલી બે આની પરચુરણ જે કાંઈ હતું નહોતું તે બધું આપી દીધું." એમ કહી તે પણ પોતાની ચીંદરડીમાં બાંધી મૂક્યું. એ પછી મહારાજ થોડો વખત ત્યાં થોભી મુકામ પર ગયા.

ઘણું ખરૂં મહારાજ ગામ બહાર ફરવા જઇ, ગમે ત્યાં, વખત કહાડવા યોગ્ય જગ્યા છે કે કેમ તેની શોધ કરતા ફરતા હતા. પહેલાંથી તેમને એકાંતની ટેવ હોવાને લીધે તેમને એમ લાગે એ સ્વાભાવિકજ હતું. એકવાર ગામ બ્હાર એવી રીતે ફરતાં ફરતાં રાહતે જવાના રસ્તા ઉપર ખંડોબાનું દહેરૂં છે, તે દૃષ્ટિએ પડ્યું. તે શેનું દહેરૂં છે, ત્યાં શું શું છે, એ જોવાના ઉદ્દેશથી તે તે દહેરાં પાસે ગયા. દહેરાંના બારણાને ફક્ત કડી હતી, તે ઉઘાડી અંદર પેઠા, ત્યાંની જગ્યા લીંપેલી સ્વચ્છ હોઇ બહુ મ્હોટી નહોતી. અંદર બેસવા ઉઠવા જેટલીજ જગ્યા. ખંડોબા વગેરે મૂર્તીઓ એક ઉંચા ઓટલા ઉપર બેસાડી છે. ઓટલાથી દરવાજા સુધી પૂર્વપશ્ચિમ ત્રણ ચાર ફીટ અને દક્ષિણોત્તર પાંચ છ ફીટ તે જગ્યા હતી. આપણને કોઇ જોશે અને ગુસ્સે થશે એ ભયથી બારણું બંધ કરી અંદર જતાં ડાબે હાથે જે ખૂણો છે ત્યાં સંધ્યાકાળ થઈ અંધારૂં થયું ત્યાં સુધી બેસી રહ્યા. "આ જગ્યા

લીંપી ગુંપી રાખી છે માટે કોઇપણ પૂજારી વા દહેરાંનો માલીક હોવો જોઇએ. આ જગ્યા એકાંત, અને બેસવા માટે બહુ સવડભરી છે," એવા વિચાર તેમના મનમાં શરૂ થયા. પણ એનો જે કોઈ પૂજારી હશે તે બેસવા દેશે કે કેમ એ વિષે સંશય પણ તરતજ તેમના મનમાં આવ્યો. એટલામાં એક ગોખલામાં પત્થરના બે દિવાના કોડીઆં તેલથી ચીકટાયલાં એક ઉપર એક મૂકેલાં અને ગોખલો તથા નીચેની ભીત ચીકટાયલી, તેલના રેલા ભીત ઉપર ઉતરેલા વગેરે તમની નજરે પડ્યા. તે ઉપરથી તેમણે વિચાર કર્યો, "હવે આપણે હાલ બેઠા તો છીએજ. સંધ્યાકાળ થઇ છે, કોઈ આવે છે કે કેમ અને તે આપણને બેસવા દે છે કે કેમ તે જોઇએ." પરંતુ ફરી મનમાં શું આવ્યું તે કોણ જાણે; કોઇ પણ આવ્યું તે પહેલાંજ તે ગામમાં ગયા. અને બીજે દિવસે સ્હવારે સ્નાન વગેરે કરી બાબાની આરતીને ખૂબ વખત હતો ત્યારે કોઇ ન જુએ એવી રીતે નજર ચુકાવી તેઓ તે દહેરામાં ગયા અને અંદરથી દરવાજો બંધ કરી પહેલા દિવસ પ્રમાણે બેસી રહ્યા, અને બાબાની આરતી વખતે જઇશું એમ મન સાથે ઠેરવ્યું. આરતી પહેલાં થોડા વખત અગાઉ ખંડોબાનો પૂજારી પૂજા સાહિત્ય લઇ આવ્યો. બારણું ઉઘાડી અંદર પેસતાંજ આમને ખૂણામાં બેઠેલા એણે જોયા અને તેને જોઇ આ મ્હને બેસવા દેશે કે કેમ એવી શંકા ઉત્પન્ન થઇ. તે પૂજારી વૃદ્ધ હતો, તેણે તમો કોણ ક્યાંના વગેરે પ્રશ્નો પૂછ્યા. મહારાજે ટુંકામાં કહ્યું કે "સાઇબાબા પાસે આવ્યો છું, તો હું અહીં મ્હને ફાવે ત્યારે બેસતો જાઉં કે? એકાંતમાં બેસી ઇશ્વર સંબંધે વિચાર કરવા માટે આ જગ્યા સવડભરી દેખાય છે." એમ પૂછતાંજ તેણે તરતજ કહ્યું કે આ દહેરૂં બીજા કોઇનું નથી, તમારૂંજ છે. ખુશીથી અહીં બેસતા જાઓ. તેજ વખતે તેણે એ દહેરૂં કોણે બાંધ્યું, આરંભ કે'વી રીતે થયો, કેટલા દિવસ થયા, દેવની સ્થાપના કેમ થઇ વગેરે પાછળની હકીકત કહી. તે પૂજારીનું નામ મ્હાળસાપતિ હોઇ તે શિર્ડીનો સોની હતો અને દહેરાંની માલીકી તેનીજ હતી. તેણે તેના નિયમ પ્રમાણે પૂજા, અર્ચા, આરતી કરી અને તે

એક સાથે સાથેજ બહાર નીકળ્યા. તે ખંડોબાનો અને સાઈબાબાનો પૂરેપૂરો ભક્ત હતો. હજીરામાંથી નીકળી બાબાની આરતીનો વખત થયો હોવાથી મહારાજ મસીદમાં ગયા. આ ખંડોબાનું મંદિર ખંડિયેર સ્થિતિમાં હતું તેથી હાલ તેજ જગ્યાએ શકે ૧૮૫૦માં મહારાજે તેને ફરી નવું બંધાવ્યું છે.

આરતી પહેલાં કોઇને પણ ઉદ્દેશી સાઇબાબા બોલતા હતા. પરંતુ એઓ ખુલ્લે ખુલ્લું સ્પષ્ટ બોલતા નહીં. તેમની ભાષા સંદિગ્ધ અને વ્યાપક હતી. તેની અંદરનો ગૂઢાર્થ જેને સમજાય તેને સમજાય. આ'વી ઘણીએ વાતો તે કરતા. જેનો તે સાથે સંબંધ હોય તે પોતાની સાથે તેનો સંબંધ જોડી લેતો કે, "આ બોલવું આપણા સંબંધમાં હશે." તે પ્રમાણે મહારાજની પણ પહેલાંની ઘણીએ વાતો તેમના બોલવામાં નીકળતી. રોજ જે બાબા બોલતા, તેમાં એમની હકીકતનો કાંઇક સંબંધ તો હોયજ. મહારાજ ગરમ પાણી પીતા એ ઉપર કહ્યુંજ છે, તે સંબંધમાં જુદી ભાષામાં એક દિવસે મહારાજના સામું જોતા જોતા બીજી વાતોના પ્રવાહમાં બોલ્યા કે, "હું કાંઇ પ્રવાસમાં જતો હતો. જતાં જતાં મ્હને એક ગર્ભવતી બાઇ મળી. તેનું પેટ ખૂબ મ્હોટું હતું. હાથ પગ ઢીંગલાં જેવા (પાતળા) થઇ ગયા હતા. તે એકલીજ હતી, દુ:ખના ઉંહકારા કરતી તે ચાલતી હતી, તેનાથી ચલાતું નહોતું તેથી તે હાથમાં લાકડી લઇ એક એક પગલું ચાલતી. હું તેના તરફ જોઇ હસ્યો અને કહ્યું, 'અરે બાઇ, તમે તો ઓળખીતાં દેખાવ છો. ત્હેં મ્હને ઓળખ્યો કે? અરે તું તો મ્હને કેટલાએ દિવસની ગર્ભવતી દેખાય છે! કેટલાંએ વર્ષો ત્હને ગર્ભ રહ્યે થયાં છતાં હજી તું પ્રસૂત કેમ થતી નથી? પરંતુ તે શું બોલે? તે કાંઇ બોલી નહીં. પછી ફરી મ્હેંજ કહ્યું, 'ઠીક, થયું તે થયું. હવે ઉન્હું પાણી પીવાનો નિયમ રાખ, એટલે આ ગર્ભમાંથી ત્હારો છુટકો થશે." એટલું મ્હેં કહ્યું છતાં તેણે મ્હારૂં કહ્યું સાંભળ્યું નહીં અને ગઇજ એક વહેળા ઉપર પાણી પીવા. રખેને એમ ફોગટ મરી જાય, તો એના પેટમાં પુષ્કળ છોકરાં છે તે પણ મરે અને આ પણ મરે, તેથી ફરી તેની પાસે જઇ મ્હેં તેને કહ્યું, 'અરે બાઇ તને

ઠંડું પાણી પીતી નહીં એમ કહ્યું હતું ને ? તું આ વ્હેળા ઉપર શા માટે આવી છે ? ગામમાં કોઇને ત્યાં જા અને ગમે તેને ત્યાં જઈ ગરમ પાણી પી. એમ તેને કહી મ્હેં જાતે તેને ગામમાં કહાડી. તે ગામ પણ અમારૂંજ છે. ત્યારથી તે ઉન્હું પાણી પીવા લાગી. હવે ઠીક છે." આ કહેતાં વચ્ચે વચ્ચે મહારાજ તરફ જોતા તેમના તરફ હાથ પણ કરતા અને લોકો તરફ જોઇ વાત કરતા હતા. સાઇબાબાના આ ભાષણ ઉપરથી રાહુરી ગામ બહાર એક ડોસા તરફથી ઉન્હું પાણી પીવાનું કહેવામાં આવ્યું હતું તેની અને જેજુરીના વ્હેળા ઉપર પાણી પીતી વખતે ઠંડું પાણી ન પીવું એમ એક ડોસાએ કહ્યું હતું તેની યાદ આવી, એજ વાતનો સાઇબાબાએ મહારાજને દાખલો આપ્યો એ સંબંધે મહારાજને આશ્ચર્ય થયું. છેવટે સાઇબાબાએ કહ્યું, " આ વાયુનો ખેલ છે. પેટનાં આંતરડાં એક ઉપર એક ચ્હડી જાય એટલે આમ થાય છે." આ સાંભળી 'આ શું ? આ મારી વાતને બરોબર મળતું આવે છે' વગેરે વિચારો મહારાજના મનમાં શરૂ થયા. એ'વી અનેક પ્રકારની પાછળની હકીકતો દરરોજ તે કહેતા. તે બીજાના ધ્યાનમાં ક્યાંથી આવે ? મહારાજનો તે હકીકતો સાથે સંબંધ હોવાથી તેમનાજ ફક્ત ધ્યાનમાં આવવા માંડી અને ધીમે ધીમે એમની શ્રદ્ધા વધતી ગઇ.

મહારાજે પોતાની પાસેના બધા પૈસા બાબાને આપી દીધા એ ઉપર કહ્યુંજ છે. તેમની પાસે હવે એક પણ પૈસો નહોતો. તેથી તેમણે વીશીના માલીક બાળાભાઉને વિનંતી કરી કે " બાળાભાઉ, મ્હારા બે શબ્દો સાંભળી લો. મ્હારી પાસે જે પૈસા હતા તે બધા બાબાએ લીધા છે. હવે મ્હારી પાસે કાંઇ પણ પૈસા રહ્યા નથી. તમારે ત્યાં હું જમું છું, તેનું મ્હારે દેવું છે તો હવે પછી હું કહું છું તે પ્રમાણે મ્હારી વ્યવસ્થા કરો. તે એ કે રોજનું જે ત્હમારૂં ખાવાનું, દાળ ભાત, શાક, રોટલી, ઘી, દહીં, છાસ વગેરે બધા લોકો જમે છે અને મ્હને પણ પીરસવામાં આવે છે તે પદાર્થો મ્હને હવે નહી પીરસશો. હવે મ્હને રોજ ફક્ત રોટલો અને ચોખાની ચટણી સિવાય બીજું કાંઈ પીરસવું નહીં. ચોથીઉં અર્ધો રોટલો હું ખાઈશ

તે અને તેની સાથે મીઠું હશે તો પણ ચાલશે; આ વગર મ્હને બીજું કાંઈ પીરસશો નહીં. અને હું પણ બીજું કાંઇ લઇશ નહીં અને એટલાનોજ મહિનાનો જે ચાર્જ થાય તે કહો એટલે તેટલાની ગોઠવણ હું કરીશ. રોજના આઠ આના, દસ આનાનો જે તમારો દર છે તે કાંઇ હવે મ્હારાથી અપાય એમ નથી. “તેણે તે વાત કબૂલ રાખી. “હું તમને ફક્ત રોટલો ચટણીજ પીરસવાની વ્યવસ્થા કરૂં છું. તેનું તમને ફાવે તે મહિનાનું આપજો.” એમ કહી તેણે પોતાની સ્ત્રી શારદાબાઇને એ’વી રીતની વ્યવસ્થા કરવાનું કહ્યું અને પછી મહારાજ જમવા બેસે એટલે તેમના મ્હોં આગળ તેટલાજ પદાર્થ મૂકવામાં આવતા (બાજરીનો રોટલો, ચટણી નહીં તો મીઠું) ચોથીઉ અર્ધો જે કાંઈ પહેલેથી પીરસ્યો હોય તેટલા ઉપરજ તેઓ ચલાવી લેતા, પછી કાંઇ લેતા નહીં ઉન્હું પાણી પણ ત્યાંથીજ લેતા. વચ્ચે કોઈવાર તરસ લાગે તો ઉન્હું પાણી લેવા ત્યાંજ જતા. ત્યાં હંમેશ લોકો માટે ન્હાની જરૂર પડતી તેથી ઉકળતું પાણી તૈયાર રહેતું, તેથી ગમે ત્યારે તરસ લાગે ત્યારે પાણી મળવામાં અડચણ પડતી નહોતી. આ’વી રીતે ખાવા પીવાની વ્યવસ્થા થઇ, પરંતુ એવા ખોરાકથી કેટલેક દિવસે મહારાજને શૌચ (ઝાડા)માં ઘણુંજ લોહી પડવા માંડ્યું. તો પણ તે સહન કરીને તેજ ખાવાનું તેમણે ચાલુ રાખ્યું. હુંમેશની એમની બેઠક કાકાસાહેબના વાડામાં હતી. કોઇ કોઈવાર ખંડોબાના દહેરામાં જઇ બેસતા અને કોઈવાર બીલકુલ જતાજ નહોતા; વાડામાંજ બેસી રહેતા. પોતાના સ્વભાવને મળતું કોઈ હોય તો તેની સાથે બોલતા. તેમના બોલવાના વિષયો એટલે સાઈબાબા અથવા રાધાકૃષ્ણબાઇના સંબંધી કાંઇ ખબર મેળવવી એજ હતા. કાંઇક નવી ખબર મેળવવા માટે વિચાર કરતા બેસતા. મ્હોટા અને સંભાવિત કહેવડાવનારા લોકોમાં જવાનું તેમને પસંદ નહોતું. બાળારામ નામના બાબાના એક ભક્ત હતા. તેને કાંઇ પરમાર્થનો છંદ હતો. તેમની સાથે પરમાર્થની તે કોઇ કોઇવાર વાતો કરતા મહારાજ લોકોમાં વધારે જતા આવતા નથી. વધારે કોઈ સાથે બોલતા નથી, જરૂર જેટલુંજ

બોલે છે એ વાત લોકોની નજરમાં આવ્યાથી લોકો તેમને વિષે અનેક પ્રકારના વ્હેમ લેવા મંડ્યા અને પ્રથમ ‘આ કોઇ ગૃહસ્થ છે’ એમ સમજી મ્હોટા મ્હોટા લોકો આવો બેસો કરતા હતા પરંતુ હવે તેમની વર્તણુક તેથી ઉલટી દેખાવવા માંડી. તેજ અરસામાં કોઈ એક મ્હોટા સાહેબનું ખુન ગમે ત્યાં થયું હતું, તે કારણથી સરકારના માણસોની બીજા માણસો પર બહુ નજર હતી. તેથી મહારાજ વિષે પણ લોકો તર્કકુતર્ક કરવા માંડયા કે, આ કોઇ રાજદ્રોહી કે ડીટેકટીવ હશે કે શું ?’ એવી સંશયાત્મક બુદ્ધિથી ત્યાંના લોકો તેમની સાથે વ્યવહાર કરવા લાગ્યા અને બે ત્રણ દિવસમાં તે વાત કોપરગામની પોલીસના કાન ઉપર ગઇ. આ ઉપરથી કોપરગામની પોલીસ ત્યાં આવી, મહારાજ સંબંધે પૂછપરછ કરી અને તેમની સાથે પણ પૂછપરછ કરી. આ કોઇપણ ગુન્હેગાર હશે એ’વી બુદ્ધિથી પોલીસ લોકો એમને સવાલ પૂછવા લાગ્યા. તેમના પ્રશ્નોનો તેઓ જરૂર જેટલો જવાબ આપવા લાગ્યા, પરંતુ અંદરથી તે ગભરાઇ ગયા. અને તેમને લાગવા માંડયું કે, ‘આ શી પંચાત, આપણે ક્યાં આવ્યા અને રહ્યા.” તે દિવસ પહેલાં પુષ્કળ વખત માધવરાવ દેશપાંડે મારફતે બાબા પાસે જવા માટે રજા મેળવવાના પ્રયત્નો તે કરતા હતા, પરંતુ બાબા કાંઇ રજા આપતા નહીં. મહારાજ આ વખતે મ્હોટા સંકટમાં પડ્યા. બાબા જવાને રજા ન આપે અને પોલીસની આ રીતની ભાંજગડ. ત્યારે શું સંકટ આવશે અને શું ત્રાસ થશે તે કોણ જાણે. એ’વી રીતનો ભય તેમને ઉત્પન્ન થયો. સંધ્યાકાળે પાંચ છ વાગ્યાને સુમારે પોલીસ તેમની પાસે આવ્યા હતા. આ’વા મુશ્કેલીના પ્રસંગમાં પોતાનાં ગભરાઈ ગયેલાં મનને ધીરજ આપવાને, વા સંભાળ લેવાને કોઇજ નથી કે ? એમ ધારી પોલીસની પૂછપરછ થઇ રહ્યાં પછી મહારાજ બાબા પાસે એ બધું કહી, જવાની રજા માંગવાના ઉદ્દેશથી, તરતજ સંધ્યાકાળે મસીદમાં સાઇબાબા પાસે ગયા. તે વખતે મસીદની નીચે બાબા તુરતનાજ આવ્યા હતા. તેમની સંધ્યા સમયની ફેરીનો તે વખત હતો. દરવાજા પાસે છાતી જેટલી ઉંચી એક ભીત છે તેને છાતી ટેકી

બહારનો દેખાવ જોતા ઉભા હતા. દરવાજામાંથી અંદર જઇ દર્શન લઇ મહારાજ ઉભા રહ્યા એટલે બાબાએ પૂછ્યું કે, "કેમ, વાડામાં કોઇ પરોણા આવ્યા છે ?" મહારાજે કહ્યું, "કોઈ આવ્યું હોય તો તે તરફ મ્હારૂં લક્ષ નથી." (આ વખતે મહારાજ ગભરાયલા હોઇ મ્હોં ઉતરી ગયું હતું). બાબાએ કહ્યું "કોઇ પ્રરોણા આવ્યા હશે, ત્હારી સાથે કાંઇ વાત ચીત કરતા હશે, ત્હારા સંબંધમાં કાંઇ તપાસ પૂછપરછ કરતા હશે, તું ક્યાંનો, કોણ, ક્યાંથી આવ્યો વગેરે તને પૂછતા હશે." એવી ઓળખાણ તેમણે આપી. તે પછી મહારાજના ધ્યાનમાં આવ્યું કે પોલીસ સંબંધે બાબાનું આ બોલવું છે. પછી તેમણે કહ્યું, "હા બાબા પોલીસ આવ્યા છે અને મ્હારા સંબંધમાં પૂછપરછ શરૂ કરી છે," બાબાએ કહ્યું, "અરે હા એજ પરોણા સંબંધે હું પૂછું છું. પોલીસ તેજ પરોણા" મહારાજે કહ્યું, "બાબા મ્હને ત્રાસ થાય છે અને ભય લાગે છે કે શા ઉદ્દેશથી તેમણે આ પૂછપરછ કરી" બાબાએ કહ્યું "ઠીક કાંઈ ગભરાતો નહીં. હું ત્હારી પાસે છું છતાં શું કામ ગભરાય છે ? અને હવે જો ફરી તે પરોણા આવે અને તારી સાથે કાંઇ પૂછપરછ અથવા ચીબાવલાપણું કરવાનું શરૂ કરે, તો તેને સાફ જવાબ આપજે કે "તમારાથી મ્હને કાંઈ પણ ઈજા થઇ શકવાની નથી." એમ બાબાએ કહ્યું તે ઉપરથી મહારાજને ધૈર્ય આવ્યું, પછી બાબાએ કહ્યું. "જા, હવે વાડામાં જઇ બેસ."

એવી રીતે કેટલાક દિવસો ગયા. નિત્ય નિયમ પ્રમાણે રોજ આરતિ વખતે દર્શન માટે જવાનો મહારાજનો ક્રમ હતો. અને વારંવાર માધવરાવ દેશપાંડેને કહેતા કે બાબા પાસે મ્હને જવાની પરવાનગી મેળવી આપોને ! મહારાજ દર્શન માટે જાય તે વખતે રોજ બાબા જે કાંઈ બોલતા તેમાં મહારાજના પહેલાંના ઈતિહાસનો કાંઇ પણ સંબંધ આવતો તે તે પોતે મનમાં સમજી જતા; તેને લીધે બાબા માટે તેમના હૃદયમાં પ્રેમ વધતો ગયો. તે પ્રેમને લીધે અંદરથી ઉમળકો આવી મહારાજ હંમેશ રડતા બેસતા. એક વાર તે બાબા પાસે બેઠા હતા તેવામાં બાબાએ બોલતાં બોલતાં તેમને કહ્યું, 'અરે ત્હારા બાપદાદાઓનો અને અમારો સેંકડો વર્ષોનો

ઋણાનુબંધ છે. આથી ત્હારામાં અને અમારામાં કાંઇ ફરક દેખાતો નથી.” આ બનાવથી તો વધુજ પ્રેમ વધતો ગયો. મહારાજની પહેલાંની વાતો જેમ જેમ બાબાના મુખમાંથી નીકળતી તેમ તેમ તમને બધાંના દેખતાં મસીદમાંજ રડવું આવતું. આ શિવાય પણ ઘણીએવાર પ્રત્યક્ષ રીતે પણ બાબા પોતાનું લક્ષ એમની પર વિશેષ છે એમ દર્શાવતા. આથી બીજા લોકોને ઇર્ષ્યા ઉત્પન્ન થઇ તેઓ મહારાજ સાથે દ્વેષબુદ્ધિથી ચાલવા મંડયા. પરંતુ તેમને કોઇ સાથે કાંઇજ લેવાદેવા નહોતું તેથી કોઇ ગમે તેમ ચાલતું તનું તમને સારૂં માઠું લાગતું નહીં.

તરત આવેલી અષાડી પુનમને એટલે કે ગુરૂપુનમને દિવસે દૂરદૂરના લોકો દર્શને આવી બાબાની યથાવિધિ પૂજા કરતા તે દિવસે મહારાજે પણ બાબાની યથાવિધિ પૂજા કરી. પછી એક બે દિવસ જતા એટલે મહારાજના તરફથી માધવરાવ દેશપાંડે બાબાને કહેતા કે, ‘આ હંમેશ જવું છે, જવું છે, કહે છે, તો તેને રજા આપોને, શા માટે રાખ્યા છે એમને ? ખૂબ દિવસ થઈ ગયા.” બાબા જવાબમાં કહેતા, “તેની બાબતનો ત્હારે વિચાર કરી શું કામ છે ? નાના આવશે એટલે એનો હિસાબ કરીશ. પછી મ્હને જેમ દેખાય તેમ કરીશ.” દેશપાંડે હંમેશ પૂછતા, “બાબા તેમનો શો હિસાબ છે ?” “બાબા કહેતા, “મ્હારે બધાનો હિસાબ જોવો પડે છે તેમજ તેનો પણ નાના આવે એટલે જોઇશ,” આવીજ રીતે વચ્ચે વચ્ચે માધવરાવની પાછળ પડી મહારાજ તેની માર્ફતે બાબા પાસે જવાની રજા મેળવવા પ્રયત્ન કર્યા કરતા. અને દરેક વખતે બાબા કહેતા કે એનો હિસાબ થશે ત્યારે કાલે પરમદિવસે જોઇશું. બાબા કોને ઉદ્દેશી અને કો'ના સંબંધમાં નાના કહેતા એ તેમની તેમને ખબર. પરંતુ બીજા લોકો નાના એટલે નાનાસાહેબ ચાંદોરકર સમજતા. એક બે વાર માધવરાવે પૂછયું પણ કે “નાનાસાહેબ આવવાના છે કે ?” ત્યારે બાબાએ કહ્યું, ‘હા’ આવનાર છે બે ત્રણ દિવસમાં નાના આવે એટલે પછી એનો હિસાબ કરીશું.” આવી રીતે મહારાજ જવાની રજા માગતા પણ બાબા પાસેથી તે મળતી નહીં, લોકો દેષ

બુદ્ધિથી ચાલતાજ હતા. એ અરસામાં કોપરગામના મામલતદાર ત્યાં આવ્યા. ત્યારે દ્વેષ કરનારા જે લોકો હતા તેમણે મામલતદારના મનમાં મહારાજ ડીટેકટીવ હોયાંનો સંશય ઉત્પન્ન કરી દીધો. અને તેની અને પોલીસની માર્ફતે મહારાજને ત્રાસ આપવાનો ધંધો શરૂ કર્યો, કે જેથી મહારાજ ત્રાસી જઈ ત્યાંથી જતા રહે. મહારાજને પણ આ ત્રાસને લીધે ત્યાં રહેવાનો કંટાળો આવતોજ હતો. પરંતુ બાબા પહેલેથી છોડતાજ (રજા આપતાજ) નહીં તેથી નાઇલાજે ત્રાસ સહન કરતા કરતા તે દિવસો કહાડવા લાગ્યા. મામલતદારે પણ મહારાજની પૂછપરછ, તપાસ, ચલાવી. તે ત્યાંના અધિકારી અમલદારજ. તેમણે કડક ભાષા વાપરી અમલદારના ઠાઠથી આમની સાથે બોલવાનો આરંભ કર્યો. મામલતદારે કહ્યું, "આ ગામ મ્હારા તાબામાં છે. મ્હને કાંઇ સંશય આવે કે તેની તપાસ કરવી એ મ્હારૂં કામ છે. અમને એ વાત વિષે તમારી ઉપર સંશય આવે છે, એક તો તમો રાજદ્રોહી હશો અથવા તો ડીટેકટીવ. જો ડીટેકટીવ હો તો અમારી ખાત્રી કરી આપો. નહીં તો રાજદ્રોહી ધારી તમારી પર સખ્ત નજર રાખવી પડશે." સાઇબાબા સાથે મહારાજને જે પહેલાં વાતચીત થઇ હતી તેથી તેમને હવે ધીરજ (ધૈર્ય) હતીજ. તેથી તેમણે પૂછ્યું "શા ઉપરથી આ બે સંશયો મ્હારે માટે તમો લો છો?" મામલતદારે કહ્યું, "ત્હમો ઝીણવટથી બહુ બારીક રીતે, રાધાકૃષ્ણની અને સાઇબાબાની ચોકસી કરો છો. તે કયાંથી આવ્યા, શું થયું વગેરે. આ શિવાય પણ બીજા કોઇને કોઇ વિષે અંદર અંદર ત્હમારી તપાસ ચાલુજ હોય છે" મહારાજે કહ્યું, 'તે પરમેશ્વરજ બન્યા છે; જેને પરમેશ્વરરૂપ થવાની ઇચ્છા હોય તે એમ કરેજ. તેમણે કયા માર્ગનું અવલંબન કર્યું, કેવી રીતે ચાલી આ ઇશ્વરી અવસ્થા તેમને આવી વગેરે વગેરે. નહીં તો અહીં આવવાનું કારણ શું? શું ફક્ત રોટલા ખાવા અહીં આવવાનું છે કે? જેને જે માર્ગ સૂઝે, તે તે માર્ગે પરમેશ્વરની શોધ કરશે. જે પરમેશ્વર અવસ્થામાં ગયો છે, તેનું વર્તન કેવું છે, તે કયા રસ્તાપર જઈ રહ્યો છે? એ સૂક્ષ્મ

રીતે બહુ ઝીણુવટથી જોવું એ તેનું કામ છે. પરમેશ્વરી કોઇ પણ બાબતમાં ઝીણુવટથી શોધ કરવાને ભય છે કે? તે પ્રમાણે મ્હને જો તેજ ચીજની જરૂર હોય, તો જેમ મ્હને સવડપડતું દેખાય તેમ હું શોધ કરીશ. ત્હમારા કાયદા વિરૂદ્ધ અથવા લોકોને ઉપદ્રવ થવા જેવું કાંઈ દેખાય, તો ત્હમારા કાયદામાં જે યોગ્ય હોય તે કરો." "ઠીક ઠીક! અમારે તમારી ઉપર બરોબર નજર રાખવી જોઇએ." મામલતદારે કહ્યું. મહારાજે કહ્યું "ઠીક છે, રાખો." આ વાતને એક બે દિવસ થયા એટલે ફરી તેજ પોલીસ આવ્યા અને તેજ તપાસ શરૂ થઇ તેને મહારાજે સાફ જવાબ આપી દીધો કે, "જે માટે હું આવ્યોછું, તે માટે પૂછપરછ કરવાની જરૂર છે." પોલીસ કહેવા લાગ્યા કે, "ત્હમારે માટે સંશય છે, માટે ત્હમો અહીંથી ચાલ્યા જાવ" મહારાજે કહ્યું "ત્હમો જવાનું કહો છો, હું પણ જવાને તૈયારજ છું. પરંતુ (જવાની)રજા માગ્યા છતાં પણ બાબા આપતા નથી. એટલે કેમ જવાય? છતાં જો ત્હમને મ્હારે માટે સંશય આવ્યો હોય તો તે સંશયનો કાંઇ નિકાલ થયાં શિવાય ત્હમો પણ મ્હને જવાનું શા માટે કહો છો? ત્હમારી હદમાં છું તેટલામાં તે સંશયનો નિકાલ (નિવેડો) કરી લો. ત્હમો કહો છો હું ડીટેકટીવ છું. એ ખરૂં હોય તો ગુપ્ત તપાસ કરવી જરૂરનીજ છે. તેને ત્હમો શા માટે રોકો છો? પોલીસે કહ્યું અમો પણ સરકારી નોકર છીએ ને? તો અમને તે જાણુવામાં શી હરકત છે? મહારાજે કહ્યું "ત્હમને તે કેમ સમજાવાય? ત્હમોને તે સમજાવું (જણાવું) તો પછી ડીટેકટીવ પણું શું રહ્યું? ડીટેકટીવની બધીજ ગુપ્ત ભાંજગડ! જેણે મ્હને એ કામ સોંપ્યું હોય તેને એક તે ખબર કે મ્હને ખબર. તે કામ કરતાં કરતાં ત્હમો લોકો કેમ ચાલો છો એ પણ મ્હારે જોવું જોઇએ કે નહીં? ત્હમારા સંબંધમાં પણ ડીટેકટીવપણું ન કરવું એવું થોડુંજ છે? "ડીટેકકટીવ હોયાની તમારી નિશાની દેખાડો કહી તમો પણ મ્હને કોણ પૂછનાર? એમ કરવાને ત્હમોને પણ શો અધિકાર? ત્હમોએ મ્હને હવે શીખવ્યુંજ છે તો હવે હું સઘળા ઉપર ડીટેકટીવપણું

કરીશ. હું ની કહું છું છતાં પણ જો ત્હમો મામલતદારથી મ્હારી ઉપર તે આરોપ કરો છો તો હવે ગુપ્તરીતે હું બધુંજ જોઈશ. તે કામગીરી જો મ્હારી ઉપર હોય તો–પ્રત્યેકનું શું ગુપ્ત ચાલ્યું છે–તે શોધી કહાડવાનો અધિકાર જો મ્હને આપનારાએ આપ્યો તો પ્રત્યેકનું જે કાંઇ હશે, પરમેશ્વરી સંબંધમાં કોણ કેવી રીતે ચાલે છે, વ્યવહારમાં કોણ કેવી રીતે ચાલે છે, સરકારી રીત પ્રમાણે કોણ કેવી રીતે ચાલે છે, એ બધી બાબતની મ્હારે જે રીતે બારીકાઇથી તપાસ કરવાની હોય તે કરી જેને વહીં પહોંચાડવાની હશે ત્હેને પહોંચાડીશ. તેથી કાયદાની વિરૂદ્ધ જે હોય તેટલા ઉપર નજર રાખવાનું ત્હમારૂં કામ છે તે ત્હમો કરો. હવે ફરી આ વિષે કાંઇ પણ મ્હને પૂછપરછ કરશો તો હું કાંઈ પણ કહેવાનો નથી. પહેલીવાર ત્હમો આવ્યા ત્યારે મ્હારી પાસે કાંઈ ન હોવાથી મ્હને થોડો ભય ઉત્પન્ન થયો હતો. પરંતુ હવે તે કાંઈ રહ્યો નથી." મહારાજનો આ'વો નિર્ભય અને સ્પષ્ટ ઉત્તર સાંભળી, ત્યારથી તેમની ભાંજગડમાં ત્યાર પછી કોઇ પડયું નહીં.

માધવરાવ દેશપાંડેની મારફતે બાબા પાસે જવાની રજા મેળવવાનો મહારાજનો નિરામ ચાલુજ હતો. તે પ્રમાણે એક દિવસે આરતિ વખતે માધવરાવે ફરી બાબા પાસે વાત કહાડી કે, "બાબા આને હવે જવાદોને! શા માટે ફોગટ એને રોકી રાખ્યા છે." બાબાએ કહ્યું "તેની વતી બોલવાનું ત્હેં માથે લીધું છે કે?" માધવરાવે કહ્યું "પોલીસ મામલતદાર આવીને વિના કારણ એને ત્રાસ આપે છે." બાબાએ કહ્યું. "આપે છે તો આપવા દે. તેમનું કામ તે કરશે, આનું કામ એ કરશે," માધવરાવે કહ્યું. "હવે એમને રજા આપોજ. તે રજા માગવા માટે રોજ મ્હારી પાછળ પડે છે." આ વખતે મહારાજ બાબાના પગ પાસે બેઠા હતા, તેમના તરફ જોઈ બાબાએ કહ્યું, ત્રણ દિવસ અપવાસ કર; ચોથે દિવસે રોટલો ખા. પછી ત્હારો હિસાબ જોઇશું. પછી તને જે કહેવાનું હશે તે કહીશ." આ ઉપરથી તરતજ માધવરાવે કહ્યું, "આને અપવાસ કરવાનું કહો છો કે?" (માધવરાવ આવે તેટલા લાડથી બાબા પાસે બોલતા) બાબાએ કહ્યું, "હા મા...

વરાવે કહ્યું. "ત્યારે ત્રણ દિવસમાં તેણે કાંઈ ખાવું પીવું કે ભૂખ્યાજ રહેવું ? " બાબાએ કહ્યું શીંગના દાણા, ખજૂર વગેરે કાંઈ ખાઈ ત્રણ દિવસ કહાડવા. નહીં તો ચણા ખાવા. ગમે તે ખાવું." (આ છેવટના શબ્દ તે ગમ્મતમાં બોલ્યા) આ બધી વાત મહારાજ વિષે ચાલતી હતી છતાં માધવરાવ સાથે બોલવાનો જે પ્રસંગ હતો તેમાં અસ્પષ્ટ રીતે ( બહુ ધીમેથી ) બાબા બોલતા હતા. પછી ખુલ્લી રીતે મહારાજ તરફ જોઇ થોડાક ગુસ્સે થયાંનો દેખાવ કરી પોતાના માથાંના પાછળના ભાગ ઉપર બરોબર વચ્ચેથી હાથ કરી ખૂબ જોરથી બોલ્યા, ત્હારૂં, અર્ધું માથું હું લેઉં છું અને મ્હારૂં અર્ધું ત્હને આપું છું." તે વખતે બીજી પણ કેટલીક એવીજ રીતની વાત થઈ. અને લોકો સઉ સઉને ઠેકાણે ગયા. પછી મહારાજે ત્રણ દિવસ અપવાસ કરવાની યોજના મનમાં આણી. પહેલે દિવસે આખો દિવસ અને રાત કાંઇ ખાધું નહીં. મ્હોંમાં પાણી પણ ન નાંખ્યું. બીજે દિવસે બાળાભાઉને ત્યાં એક વાર ચ્હા કે કૉફી થોડી લીધી. એ પ્રમાણે બે દિવસ ગયા. ત્રીજો દિવસ ઉગ્યો. અને અપવાસ વિષે બાબાના મુખમાંથી નીકળેલા શબ્દોનો લાંબો વખત વિચાર કરી મહારાજે નિશ્ચય કર્યો કે, હવે બાબા મ્હોંમાંથી જે શબ્દો કહાડે, તેમાંને તેમાં આપણા સંબંધમાં કાંઈ હુકમ કર્યા જેવું દેખાય તો તેનો શું અર્થ છે, વગેરે તરફ ન જોતાં તે કહે તે પ્રમાણે બરોબર અક્ષરશ: ચાલવું, એ'વો પાક્કો નિશ્ચય કર્યો. વચ્ચે વચ્ચે તે ખંડોબાના દહેરામાં બેસતા એવો ઉલ્લેખ પહેલાં કર્યોજ છે. તે પ્રમાણે ત્યાં બેઠાં બેઠાં આ વિચાર એમણે મનમાં આણ્યો. આ વિચાર ચાલતો હતો એટલામાં ખંડોબાના પૂજારીએ કે કોઈ બીજા ગૃહસ્થે દેવ આગળ મૂકવા માટે કે બીજા કશા માટે મૂઠી ભરી શીંગના દાણા લાવી આપ્યા. આપોઆપજ તે દાણા સામે આવ્યા તે ઉપરથી વિચાર આવ્યો કે, 'બાબાએ અપવાસ કરવાનું કહ્યું તે વખતે શીંગના દાણા ખાવા એમ પણ કહ્યું હતું. અને તેમના કહેવા પ્રમાણે ચાલવાનો આપણે નિશ્ચય કર્યો છે, તો હવે તેમની ઇચ્છાથી આ જે દાણા મ્હોં આગળ આવ્યા છે તે ખાવા અને દિવસ કહા-

કહેવું; પછી બે દાણા ખાઇનેજ બે દિવસ કહાડ્યો. ચોથે દિવસે રોટલો ખાવાનું બાબાએ કહ્યું હતું. તેથી બાળાબાઇને ત્યાં તે જમવા જતાજ હતા તે પ્રમાણે આરતિ થયાં પછી તે ત્યાં ગયા. અને તે જે પીરસે તે ખાવું એવો વિચાર કર્યો. પહેલેથીજ તે ફક્ત રોટલોજ ખાતા હતા. એટલે આ દિવસે પણ તેમણે એમને રોટલોજ પીરસ્યો. અને ત્રણ દિવસના અપવાસનાં પારણાં બાબાના કહેવા પ્રમાણે રોટલા વડે કર્યાં. તે દિવસ અષાઢ વદ એકાદશીનો હતો. બાબાએ ત્રણ દિવસ અપવાસ કર્યા પછી રોટલો ખાવાનું કહ્યું. ચોથે દિવસે આ એકાદશી આવી. હંમેશ એકાદશી કરવાનો એમનો નિયમ હતો. તેમાં એ ચાતુર્માસની આ એકાદશી હોવાથી તે જરા ગુંચવાડામાં પડ્યા કે એકાદશી કરવી કે બાબાએ કહ્યા પ્રમાણે 'ખાવું ? આ વિચાર આવ્યો ન આવ્યો એટલામાંજ જરા વાર પહેલાંજ કરેલા નિશ્ચયનું સ્મરણ થવાથી તેમણે ઠરાવ્યું કે, આપણે તેમના તાબામાં છીએ માટે તેમનું કહેવું આપણે માન્ય. હવે બીજો કાંઈ વિચાર કરવાનોજ નહીં. બાબાએ રોટલો ખાવા કહ્યો છે તો તે ખુશીથી ખાવો. આ નિશ્ચય પ્રમાણે તેમણે ભાણામાં પીરસેલો રોટલો ખાધો. ઉન્હું પાણી પીવાનો નિયમ એક ચાલુજ હતો. તે બંધ પડ્યો નહોતો. એકદમ આધરણનું ઉકળતું પાણી નીચે ઉતરે કે મ્હોંએ માંડતા. એવું ઉકળતું પાણી તે પીતા, એવી પાણી પીવાની રીત જોઇ કેટલાકને એવો પણ સંશય આવતો કે 'આ કોઇ તપસ્વી છે કે શું ? સાધારણ ભોળા ભોળા લોકો તેમની સાથે ભાવિક બુદ્ધિથી અને પ્રેમથી વર્તતા અને પાસે આવી બેસતા. તેમાંનાજ એક બાળકરામ નામના એક મુંબાઇના પરભુ જાતીના ગૃહસ્થ હતા. તેમનો ભાવ જણાયાથી મહારાજ પણ તેમની સાથે પરમાર્થની વાતો કરતા એ વાતો સાંભળી બાળકરામને પ્રેમ ઉત્પન્ન થતો. એ'વી રીતે ભાવિક લોકોનો પ્રેમ દેખાઇ આવતો, ત્યારે બીજી બાજુએ ત્યાંના મ્હોટા મ્હોટા અભિમાની લોકો મહારાજનો દ્વેષ પણ કરતા આથી મહારાજે પણ વિચાર કર્યો કે અહીંના કેટલાક મ્હોટા મ્હોટા માણસોને આપણો ખૂબજ કંટાળો આવ્યો છે માટે હવે આ જગ્યા છોડી, કોઇ કોઇ વાર જઇને બેસીએ

શ્રીએ તે એકાંત ખંડોબાના દહેરાંની જગ્યામાંજ જઇ ત્યાં કાયમ રહેવું એ ઠીક. એવો વિચાર મનમાં લાવી તે દિવસ બાબાની ચાવડીનો હતો તેથી તેજ દિવસે રાત્રિને સમયે ત્યાંના લોકોના ત્રાસથી કંટાળી કાકાસાહેબનો વાડો છોડી દઇ ખંડોબાના દહેરામાં કાયમ જઇ રહેવાનો નિશ્ચય કર્યો. અનાયાસે તેજ દિવસ બાબાને ચાવડીમાં સૂવા જવાનો હોવાથી હંમેશ પેઠે બધા લોકો શેજ આરતિ માટે ગયા તે પ્રમાણે મહારાજ પણ ગયા; આરતિ પૂરી થઈ લોકો હજી પોતપોતાના મુકામ પર પાછા ફર્યા નહોતા એટલામાંજ બધા પહેલાં તે પાછા આવ્યા; અને કાકાસાહેબના વાડામાં જે પોતાનું સામાન હતું, તે ઉંચકી કોઇને પણ ખબર પડવા ન દેતાં, તે વાડામાંથી બહાર નીકળ્યા. ખંડોબાનું દહેરૂં તેમણે જોઇ મૂકયુંજ હતું, ત્યાં જવા માટે તેઓ નીકળ્યા. એક બે, દિવસ પછી અમાવાસ્યા હતી. રાત્રે અગીઆર વાગ્યાનો સુમાર હતો. તદ્દન ઘન અંધકાર હતો, ભયંકર અંધારૂં! ઝરમર ઝરમર વરસાદ પડતો હતો. બહાર કાંઇ દેખાતું નહોતું. ખંડોબાના દહેરાં તરફ વધારે અવરજવર ન હોવાથી, રસ્તાની માહિતી બરોબર પાકી થયેલી નહોતી અને કોઇ એમને જુએ નહીં એ હેતુથી ગભરાયલા ગભરાયલા જતાં જતાં ગમે તે બાજુએ વહી જઇ રસ્તો ભૂલ્યા, અને અર્ધો પોણો કલાક ખાડા ખૈચ્યામાં કાંટા કુટામાં, તે દહેરાંની આજુબાજુ ફર્યા કર્યું પણ દહેરૂં કાંઇ જડયું નહીં. આ'વી રીતે તે અંધારી રાત્રે ત્રાસ ભોગવતા ભોગવતા તે કંટાળી ગયા. છેવટે બાર વાગી ગયા પછી આખરે તે દહેરૂં જડયું અને હંમેશની રીત પ્રમાણે કડી કહાડી પોતાની હંમેશની જગ્યાએ ડાબી બાજુના ખુણામાં જઈ બેઠા. દહેરામાં નિત્ય દીવો સળગાવનાર માણસ ગરીબ હોવાથી પંદર વીસ મિનીટ બહુ તો અર્ધો કલાક બળે એટલુંજ તેલ પૂરતો. તેથી અંદર પણ અંધારૂંજ હતું. એવી સ્થિતિમાંજ આવી પડેલા પ્રસંગને અનુસરી વિચાર કરતા કરતા આખી રાત ત પડી રહ્યા.

બીજે દિવસે સવારે ગામમાં કે વાડામાં ન જતાં, સ્વતંત્ર રીતે સ્નાન સંધ્યા વગેરે જે કરવાનું તે કરી આરતિ વખતે

મસીદમાં ગયા. તે વખતે મહારાજની સૂચના પ્રમાણે માધવરાવે ફરી બાબાને પૂછયું કે "હે પ્રભુ, તેમના અપવાસ પણ ત્હમારા કહેવા પ્રમાણે થયા. હવે તેમને જવાની રજા આપો" બાબાએ કહ્યું:–"હવે એક બે દિવસમાં નાના આવવાના છે, ત્યારે એનો હિસાબ કરી જે કરવાનું છે તે કરીશું." એ પછી આશરે બે ત્રણ દિવસ ગયા હશે એટલે નાનાસાહેબ ચાંદોરકર ત્યાં આવ્યા. બપોરની આરતિની વખતે બાબાની અને તેમની કાંઇ વાતચીત ચાલી. આરતિ વખતે ખૂબ લોકો ભેગા થતા, તેમાં મહારાજ પણ હતા. બાબાની ભાષા હંમેશની રીત પ્રમાણેની, કોઇને સમજાય કોઇને ના સમજાય એવી રીતનીજ હતી. નાનાસાહેબ સાથે વાત કરતાં કરતાં પણ મહારાજ તરફ જોઇ બાબાએ કહ્યું, "ત્હારી હું વાટજ જોતો હતો. ઠીક થયું આવ્યો તો, મ્હારે હવે (મહારાજ તરફ આંગળી કરી) આનો હિસાબ કરવાનો છે. તે હિસાબમાં મ્હારા તરફ ઘણું ખરૂં આવી ગયું છે, કાંઇ બાકી રહ્યું નથી, છતાં બે ચાર ગાડી રહી છે. બે ચાર ગાડી બહુ થોડી છે. ઘણોખરો હિસાબ થઇ ગયા જેવોજ છે. આ'ના હિસાબનો નિકાલ કરવા માટે મ્હેં ત્હને બોલાવ્યો; તો, આવ્યો એ સારૂં થયું." એના જવાબમાં નાનાસાહેબ ફક્ત માથું ધુણાવી 'હા, બાબા; હા, બાબા' કહેતા હતા. ફરી બાબાનું બોલવાનું શરૂં થયું, "હવે હું જલદીજ નિકાલ કરૂં છું. તું હંમેશ મ્હારી પાસેજ છે. નિકાલ કરવામાં નાના વગર મ્હારે પણ મેળ બેસતો નથી. તું આવ્યો સારૂં થયું; હવે બે ત્રણ દિવસમાં નિકાલ કરી નાંખું છું."

નાનાસાહેબ ચાંદોરકર બહુ નહોતા રહેતા. તેમને ફાવે તેટલા દિવસ તે રહેતા અને જતા. બાબાની રજાની પણ તે અપેક્ષા નહોતા રાખતા. તે પ્રમાણે તેજ દિવસે અથવા બીજે દિવસે તે ગયા. મહારાજનો માધવરાવની પાછળ હંમેશનો તગાદો ચાલુજ હોય કે, 'અરે, મ્હને જવાની રજા અપાવો. મ્હને બહુ ત્રાસ થાય છે. નાનાસાહેબને આવવા દો, નાનાસાહેબને આવવા દો, એમ બાબા કહેતા હતા, તે પણ હવે આવી ગયા." એના જવાબમાં માધવરાવ

કહેતા, 'શું કરૂં, ત્હમને તે છોડતા નથી, ત્હમારો કાંઇ ધર્મ હશે. ત્હમારો હિસાબ થવાનો, હિસાબ થવાનો કહ્યાં કરે છે. ત્હમને જવા દેવાનો ઇરાદો જણાતો નથી. તો પછી વારંવાર શું કામ પૂછવું. છતાં ત્હમારે માટે ફરી એકવાર પૂછી જોઇશ. એક બે દિવસ જવા દો, પછી પૂછીશ." માધવરાવની મારફતે બાબાની રજા લેવાનું કારણ એ કે એમની સાથેજ હુંમેશ બાબા પ્રેમથી બોલતા અને તે પણ બાબા સાથે લાડથી બોલતા. એ પછી પણ બે ત્રણ દિવસ ગયા, શ્રાવણ મહિનો તુરતનોજ બેઠો હતો. એક દિવસે બપોરે આરતિ વખતે ઘણા ખરા લોકો હાજર હતા. મહારાજ બાબાનો ડાબો પગ ચાંપતા બેઠા હતા. તેમની ડાબી બાજુએ તેમની પાસેજ માધવરાવ બેઠા હોઇ બાબાનો જમણો પગ ચાંપતા હતા. તે શાંત સમય જોઇ મહારાજે માધવરાવને નિશાની કરી કે "હવે મ્હારા જવા વિષે પૂછી લો." માધવરાવે તરતજ બાબા આગળ વાત કહાડી, "દેવ હવે આમને જવાને રજા આપોને ? એને ખૂબ દિવસ થયા, રોજ રજાને માટે મ્હારી આગળ નોબત વગાડે છે. નાના આવવા દો, નાના આવવા દો એમ આપ કહેતા હતા. હવે નાનાસાહેબ પણ આવી ગયા. આ બિચારાને કાંઇ પોતાનો ધંધો કરવાનો હશે માટે હવે એને જવા દો." આવી રીતે વાત કહાડતાંજ બાબાએ બોલવાની શરૂઆત કરી. તેમની તે વખતની મુખમુદ્રા પ્રસન્ન અને શાંત હતી. માધવરાવને બાબા 'શામા' કહેતા. બાબા કહે, "અરે શામા જો હવે હું એના સંબંધમાં જે બોલું છું તે બરોબર ધ્યાન દઈ સાંભળ, એને દોઢ વર્ષ, ના, ના, ચાર વર્ષ અહીં રહેવાનું છે. ચાર વર્ષ થશે એટલે એને મ્હાળસાપતિ મળશે. એનો એકંદર બધો હિસાબ થઇ ગયો. માધવરાવે પૂછ્યું, 'પ્રભુ શું આને અહીં ચાર વર્ષ રાખશો ?" બાબાએ કહ્યું, "હા, હા, ચાર વર્ષ એણે અહીં મુંગા મુંગા વિઠોબાના દહેરામાં (ખંડોબાના દહેરાને બાબા વિઠોબાનું દહેરૂં કહેતા) બેસી રહેવું. કોઇની ભાંજગડમાં પડવું નહીં. એનું આગળ બહુ સારૂં થવાનું છે. એના જેવું કોઇનુંજ નથી એ'વી એની યોગ્યતા છે. બધી દુનિઆ એક બાજુ અને આ એક બાજુ.

દાદાને ત્યાં રોટલો પીઠલું ખાવું, અને વિઠોબાના દહેરામાં મુંગા મુંગા બેસી રહેવું. મ્હારે જે કરવાનું છે તે હું કરી લઈશ.”

“બાબાનું આ ભાષણ સાંભળી અને તેમાંનું, ‘ચાર વર્ષ અહીં રહેવું પડશે’ એ વાક્ય સાંભળી મહારાજના મનમાં બહુ ગભરાટ થઇ ગયો. મગજ વિચાર શૂન્ય થઇ ગયું અને માથું નીચે ઘાલી ખૂબ રડવા લાગ્યા. તેવી સ્થિતિમાંજ માધવરાવ તેમને કહે છે, “મહારાજ મળી ચૂકયો તમને તમારો ચુકાદો.”

સાંઈબાબાના આ ભાષણથી ત્યાંના લોકોના ધ્યાનમાં આ વાત સ્પષ્ટપણે આવી ગઇ કે ચાર વર્ષમાં બાબા પૂર્ણ કૃપા કરી મહારાજને વિશેષ પ્રકારની ભેટ આપશે. પહેલેથીજ ઘણાએ લોકો મહારાજનો દ્વેષ કરતા હતા, તેમાં બાબાના આ ભાષણથી અગ્નિમાં તેલ હોમાયા જેવું થઇ વધારેજ દ્વેષ ઇર્ષ્યા વધતાં ગયાં. જેમનાથી આ બીલકુલ સહન ન થયું, તેમાંના એક મુંબાઇના પરભુ જાતીના ગૃહસ્થ ત્યાં હતા તેમના મ્હોંમાંથી તરતજ આ શબ્દો બહાર પડ્યા. “બાબા, આ શું ? અમે તમારા પગ પાસે ખૂબ દિવસો કહાડ્યા, અમારે વિષે તમોએ કાંઇજ કહ્યું નહીં; અને આ હમણાં નવાજ આવેલા, તેની નથી કોઇને ઓળખાણ કે પિછાન, તેને તમો ચાર વર્ષમાં આપની પૂર્ણ કૃપાનું આશ્વાસન આપોછો અને આખી દુનિઆ એક બાજુએ અને એ બીજી બાજુએ એમ કહો છો. અમે શું આપના પગ પાસે દિવસો કહાડ્યા તે ફોગટ કે ? એમની ઉપર પૂર્ણ કૃપા કર્યાની વાત ત્રાંબાના પતરાં ઉપર લખી આપો છો કે ? એ’વા શબ્દો તે ગૃહસ્થના મ્હોંમાંથી બહાર પડતાંજ, બાબા ત્હેના સામું જોઈ મ્હોટેથી બોલ્યા, ‘અરે, હું બોલું છું તે ખોટું સમજે છે કે ? આ મસ્રીદ ખોટાંની છે કે ? અરે હું જે બોલ્યો તે બોલ્યો. મ્હારી પાસે અને મ્હારૂં જે કાંઇ હોય ન હોય તે બધું આને મ્હેં આપી દીધું છે. તામ્રપટ લખી આપો છો એમ તું પૂછે છે, પરંતુ મ્હેં તેને સોનાનાં પત્રાં ઉપર લખી આપ્યું છે, સમજ્યો ? હવે ત્હારે કહેવું હોય તે કહે.” આ પછી બાબાએ મહારાજ તરફ વળ્યાં જેવું કરી એટલોજ સવાલ કર્યો કે, “કેમ રે, તાંબાનું

પત્રું સારૂં કે સોનાનું ?" તે વખતે મહારાજની સ્થિતિ તદ્દન મૂઢ થઇ ગયા જેવી થઇ ગઇ હતી. કોઇ પણ પ્રકારનો વિચાર કરવાની શક્તિ તેમનામાં મહોતીજ, આંખમાંથી એક સરખી અશ્રુધારા ચાલતી હતી. એટલે એ શું ઉત્તર આપે ? પરંતુ બાબા ઉત્તરની અપેક્ષા રાખતા હતા તેથી, "મ્હને એમાં કાંઇ સમજાતું નથી" એટલાજ શબ્દ બહુ મુશ્કેલીથી તેમના મ્હોંમાંથી નીકળ્યા. ફરી બાબાએ કહ્યું, "અરે, ત્રાંબાનું પત્રું ઘસાઇ જાય છે, તે ઉપર કાટ ચ્હડે છે; અને સોનાનું પત્રું તો જેવું હોય તેવુંજ રહે છે. તેને ગમે તે કરવામાં આવે તો પણ તે સોનું એમનું એમ રહે છે. જેવું શુદ્ધ સોનું તેવો તું. જ્યાં બેઠા ત્યાં સાંઇમૌલા. હવે ત્હારા હાથમાં સોનાનું પત્રું આપ્યું છે, એ બરોબર ધ્યાન રાખ. અને હવે મ્હારી પાસે બહુ નહીં આવે તો પણ ચાલશે. ગમે ત્યારે એકવાર આવતો જા. પણ તું મ્હારી સાથે બોલતો નહીં અને હું પણ ત્હારી સાથે બોલીશ નહીં. ચાર વર્ષે મ્હાળસાપતિ ત્હને મળશે, અને જે થવાનું છે તે ત્હને એની મેળે સમજાશે, ત્હારા બાપદાદાનો અને અમારો સેંકડો વર્ષથી ઋણાનુબંધ છે." એ ઉપરથી મહારાજે કહ્યું, 'બાબા મ્હારો કોઇ પણ પ્રકારનો એ'વો અધિકાર ન હોવા છતાં આપ કહો છો તેવું મહત્વ, મ્હોટાપણું, મ્હને શું કામ ? મ્હારે તેવી રીતની કે કોઇ પણ જાતની ઇચ્છાજ નથી, મ્હને ઘેર જવાદો. મ્હને જવાની રજા આપો." બાબાએ કહ્યું, "અરે, હવે તું કોઇપણ વાતનો વિચાર કરતો નહીં. ત્હારો અધિકાર શું છે તે મ્હેં પૂરેપૂરો જાણી લીધો છે. ઘણાં વર્ષોથી હું ત્હારી પાછળ છું. આજ સુધી સારા માઠા જે જે વ્યવહારો ત્હારા તરફથી થયા, તે બધા મ્હેંજ કર્યા. ત્હેં મ્હને ઓળખ્યો નથી પણ મ્હેં ત્હને પૂરેપૂરો ઓળખ્યો છે. ઘણા વર્ષોથી મ્હારા હૃદયમાં હું ત્હારો ધ્યાસ કરૂં છું. હવે ક્યાં જવાનું અને ક્યાં આવવાનું !!! અને એટલું છતાંએ ત્હારાથી ન બને તો ન કરીશ. (પોતાની છાતી ઉપર હાથ લગાડી અને તે ઠોકી) હું પોતે સાથે આવી ત્હને ટીકીટ કહાડી આપીશ. મ્હારે હાથે હું ત્હને ગાડીમાં બેસાડીશ અને કોઇપણ

જગ્યાએ તે ગાડીને ઉભી ન રહેવા દેતાં એકદમ ઠેઠ ઠેકાણા ઉપર મ્હારે જ્યાં પહોંચાડવાનો છે ત્યાં પહોંચાડી દઇશ." આ'વી રીતે બાબાનું ભાષણ થયું. મહારાજ ગુપચુપ નીચું માથું રાખી બેઠા હતા. તેમનાથી કાંઇ બોલાયુંજ નહીં. સર્વત્ર લોકો શાંતપણે સાંભળતા હતા. કોઇ કાંઇ બોલ્યું નહીં. તે મુંબાઇવાળો ફક્ત ફરી બોલ્યો કે, "બાબા, આ શું? ત્હમે તો આમને બધું આપી દીધું!" બાબાએ કહ્યું, "હા, હા, બધું આપી દીધું. તે ગમે તેવો હોય તો પણ તે મ્હારો છે. તેનામાં મારામાં કાંઇ ફરક નથી. તેની બધી જોખમદારી મ્હારી ઉપર છે." વગેરે વગેરે મહારાજ વિષે બોલવું થયાં પછી હુંમેશ પેઠે આરતિ થઇ.

---

## પ્રકરણ આઠમું.

---

### તપશ્ચર્યાના પહેલાં ચાર વર્ષો.

છેલ્લાં પ્રકરણમાં વર્ણન કર્યાં પ્રમાણે શ્રી સાઇબાબાએ મહારાજને પોતાના કૃપાછત્ર નીચે લીધા તે વખતથી મહારાજે પોતાના પહેલાંના બધા વિચારો બદલ્યા. ઘેર જવાના બધા વિચારો બંધ થયા. હવે આપણે અહીં ચાર વર્ષો કહાડવાનાજ છે, માટે વીશીમાં કે બીજા કોઇને ઘેર ખાતા બેસવા કરતાં આપણી સ્ત્રીને બોલાવી લેવી એ ઠીક. અહીં ત્યાં આપણે રહીએ તે કરતાં એક જગ્યાએજ રહીએ તો ખાવાપીવાની સવડ થશે અને તેને પણ સેવાનો લાભ મળશે. બેઉને સવડ પડતું થશે. એ'વા વિચાર મનમાં આવ્યો પરંતુ એ વાત પણ બાબાને પૂછીને કરવી એવો નિશ્ચય કરી ચાર પાંચ દિવસ ગયા પછી એક દિવસે ત્રીજે પહોરે બાબાને એ બાબત પૂછવા માટે તે મસીદમાં ખાસ ગયા. તે વખતે બાબા એકલાજ બેઠા હોઇ પોતાની ફાટેલી કફની શીવતા હતા. મહારાજ પાયરી ચ્હડી ઉપર જતાંજ તેની પર ગુસ્સે થઇ કહ્યું, "શા માટે આવ્યો. ચાલ નીકળ." એટલેકે મહારાજ ઉપર જઇ શકયા નહીં. પાયરીની નીચેજ ઉભા રહી કહ્યું, "બાબા,

મ્હારે કાંઈ પૂછવાનું હતું, તેથી ખાસ આવ્યો." નીચું માથું રાખી બાબા શીવતા હતા, તેમણે માથું ઉંચું કરી તેમને પૂછ્યું 'શું પૂછવું છે? પૂછવું હોય તે પૂછ." મહારાજે કહ્યું, 'બાબા ચાર વર્ષ અહીં રહેવાનું ત્હમે કહ્યું, હું એકલો અહીં રહું, અને સ્ત્રી એકલી ત્યાં રહે, તે કરતાં ત્હેને અહીં બોલાવી લઉં કે? એટલે તેને પણ આપની કાંઇક સેવાનો લાભ મળે." તરતજ બાબાએ ઉત્તર આપ્યો, મ્હને કાંઈ ના પૂછ. પેલી ખાપર્ડેની સ્ત્રી છે, તેને પૂછ. તેને કહે, મ્હારી સ્ત્રીને બોલાવી લે, તે તને આણી આપશે. "આ વખતે દાદાસાહેબ ખાપર્ડે (ઉમરાવતી) પોતાનાં પત્ની સહિત તુરતનાજ ત્યાં આવ્યા હતા. પરંતુ તેમના પત્નીને મહારાજે કાંઈ પૂછ્યું નહીં. એમણે બાબાના કહેવાનો અર્થ એવો કહાડ્યો કે બાબાના મનમાં હાલ આપણે આપણી સ્ત્રીને બોલાવવી એમ નથી, તેથી તેમણે તેમના ભાઇને ધુળીએ પત્ર લખ્યો કે, "હું અહીં છું, અહીંથી મ્હારૂં આવવાનું થવાનું નથી, માટે ત્હમો એકવાર આવી જાવ." વાડામાંથી મુકામ ઉઠાવ્યાં પછી ત્યાં જવા આવવાનું બંધ કર્યું હોઇ, કારણ વગર કોઇ સાથે બોલવા ચાલવાનું કરતા નહીં. ફક્ત આરતિની વખતે મસીદમાં જવું અને બાબાનાં ઓઢવાનાં પાથરવાનાં મૂકવાનો જે સામાન છે તે થાંભલા પાસે ધુણી પાસે ઉભા રહેવાનો તેમનો હંમેશનો વહિવટ હતો. આરતિ થઈ રહે કે ફરી ખંડોબાના દહેરામાં આવી બેસતા. એ પ્રમાણે કેટલાક દિવસ ગયા. એક દિવસે એ ખંડોબાના દહેરાંમાં હતા ત્યારે બાબાની પૂજા આરતિ કરનાર મેઘા નામનો બ્રાહ્મણ બાબાની આરતિ પહેલાં નિત્યનિયમ પ્રમાણે ખંડોબાની પૂજા કરવા આવ્યો. મેઘો ગુજરાતી કે મારવાડી જાતિનો બ્રાહ્મણ હોઈ સાઠે સાહેબનો આશ્રિત હતો; અને બાબાની પૂજા આરતિ તેજ કરતો. આરતિ પહેલાં ગામમાંના બધાં દહેરાંમાં પૂજા કરી આવ્યા પછી સાઈબાબાની પૂજા માટે તે જતો. શિર્ડીમાં બીલ્લીનું ઝાડ ન હોવાથી ગાઉ બે ગાઉ પરથી બીલ્લી લાવી બાબાને ચ્હડાવ્યાં શિવાય અન્ન ગ્રહણ ન કરવું એવો નિયમ એણે એના મરણ સુધી પાળ્યો. તે શિવાય બીજા પણ તેના પુષ્કળ નિયમ ધર્મ

હતા. તે પોતાનો બધો વખત પરમેશ્વરની અને બાબાની ભક્તિ કરવામાં ગાળતો. તેનું વર્તન આવી રીતે બહુ સુંદર હોઈ, આબાલ વૃદ્ધ સર્વને અનુકરણીય હતું. ખંડોબાના દહેરાંમાં તે દિવસે પૂજા કરવાને આવ્યા, પછી તેને શું લાગ્યું તે કોણ જાણે, પણ તેજ એની મેળે મહારાજ સાથે વાત કરવા લાગ્યો. તેને મરાઠી બરોબર આવડતું નહોતું થોડું મરાઠી, થોડું હિંદી, થોડું તેની પોતાની ભાષામાં એવું મિશ્ર ભાષામાં તે બોલતો હતો. તેણે પૂછયું, ' ત્હમો કયાં જમો છો ?"

મહારાજ:—" બાળાભાઉને ત્યાં. "

તે—" વીશીમાં કે" ?

મહારાજ—" હા. "

તે—" ત્યાં શું કામ જાવ છો: અમારે ત્યાં આવતા જાઓ. "

મહારાજ—" ત્હમારે ત્યાં એટલે કયાં ? "

તે—" અમારે ત્યાં એટલે દાદા કેળકરને ત્યાં. "

મહારાજ—" દાદાના કહ્યા શિવાય હું ત્યાં કે'વી રીતે આવું. "

તે—" હું દાદા કેળકરને ત્યાંજ જમું છું "

મહારાજ—" ત્હમો જમો છો એ ખરૂં પરંતુ તેમના કહ્યા શિવાય હું કેવી રીત જાઉં. "

તે—" દાદા કેળકરનું ત્યાં શું છે એ બધું સાઇબાબાનું છે. બાબાએ બધું આપ્યું છે. તેમાં દાદાનું શું છે ? તે શું ખવરાવે ? બાબા ખવરાવે છે. "

મહારાજ—" ગમે તેનું ભલે ને હોય. દાદા કેળકર કરે છે માટે તેના બોલાવ્યા વિના હું કેમ આવું ? "

તે—" તેને બોલાવવાની શી ગરજ ? હું તમને બોલાવું છું. "

મહારાજ—" ઠીક જોઇશું. "

તેણે વિચાર કર્યો કે " એમના મનમાં આવવાનું નથી તો આપણે શું કામ આગ્રહ કરવો. " તેથી તે કાંઇ વધારે બોલ્યો નહીં. એ પછી બે ત્રણ દિવસે, આરતિ પહેલાં મહારાજ મસીદમાં ગયા. તે વખતે બહુ લોકો ભેગા થયા નહોતા. માધવરાવ વગેરે

ત્રણ ચાર જણાજ હતા. મહારાજને પાસે જોઇ બાબાએ પૂછયું, "ખાય જમે છે ક્યાં? મહારાજે કહ્યું. "બાળાભાઉને ત્યાં," બાબાએ પૂછયું, 'બાળાભાઉ ચાંદોરકરને ત્યાં?'" મહારાજે કહ્યું "હા, તેને ત્યાંજ ખાઉં છું: (એવો ઉત્તર આપી થોડો વખત થોભી પૂછયું) ત્યારે ત્યાંજ ખાતો જાઉંને?" બાબાએ કહ્યું, "હા ત્યાં પણ ખાવું, અને કોઇ બોલાવે તો ત્યાં પણ જવું." મહારાજે કહ્યું, "એ ત્રણ દિવસ પહેલાં પેલો મેથો કહેતો હતો કે અમારે ત્યાં જમવા આવ્યાં કરો." બાબાએ કહ્યું "ત્યારે તે ઉત્તમ છે. મેથો બોલાવે તો ત્યાં જવું. આપણે આપણી મેળે દાદાભટને ત્યાં રોટલો પીઠલું ખાવું અને વિઠોબાના દહેરામાં મુંગા ચુગા બેસવું." (ખંડોબાના દહેરાંને બાબા વિઠોબાનું દહેરૂં કહેતા હતા) માધવરાવ પાસે હતાજ. તેમણે કહ્યું, એ તો બાબાએ પહેલેથીજ તમને કહ્યું હતું કે દાદા કેળકરને ત્યાં જમવું અને વિઠોબાના દહેરામાં બેસી રહેવું. ત્યારે બાળાભાઉને ત્યાં શું કામ જાવ છો? હવે તમારે કોઇ પણ વાતનો વિચાર કરવાની જરૂર નથી. બાબાએ તમને બરોબર ગોંધી રાખ્યા છે. હવે તમારે અમારૂં કે કોઈ બીજાનું સાંભળવાની જરૂર નથી, તેમજ તમારાં મન પ્રમાણે ચાલવાનું નથી." મહારાજે કહ્યું, 'અરે માધવરાવ, દાદાને ત્યાં જમવા જવાનું હોય તો, તો તેણે મ્હને "આવો" તો કહેવું જોઇએ કે હુંજ મ્હારી મેળે ત્યાં જઇ ઉભો રહું? "માધવરાવે કહ્યું, "ઠીક હું કહી દઇશ" એટલામાં આરતિનો વખત થયો અને લોકો ભેગા થવા લાગ્યા. દાદા કેળકર પણ આવ્યા. તરતજ માધવરાવે તેમને કહ્યું, "આને બાબાએ તમારે ત્યાં પીઠલું રોટલો ખાઈ ખંડોબાના દહેરામાં મુંગા ચુગા બેસવાની આજ્ઞા કરી છે. અને તમને તેને જમાડવાની આજ્ઞા થઈ છે." દાદાએ કહ્યું, "ઠીક, અતિ ઉત્તમ." અને તેમણે તરતજ ત્યાંને ત્યાંજ મહારાજને કહ્યું કે આજથી અમારે ત્યાં આવતા જજો. કોઇ નવું આવ્યું ગયું હોય અને તેની ખાવાપીવાની સવડ ન હોય તો તેની સવડ કરવા માટે દાદા કેળકરને બાબાએ એક ખેતર લઇ આપ્યું હતું. આ પ્રથમ મહારાજને ખબર નહોતી તેથી તેમણે તેમને

ત્યાં જમવા જવા માટે પહેલું અનમન કર્યું. પરંતુ તેમને એ વાતની ખબર પડી અને બાબાએ પણ ત્યાં જવા કહ્યું, એટલે ત્યાંજ તેમનું ખાવા પીવાનું ત્યારથીજ શરૂ થયું.

પરંતુ તેમને હંમેશ ગરમ પાણીની જરૂર પડતી તેથી ફક્ત તે માટે બાળાભાઉ ચાંદોરકરને ત્યાં તે જતા. કારણ ત્યાં ન્હા માટે હંમેશ પાણી ઉકળતુંજ હતું. શ્રાવણ મહિનામાં કેળકરને ત્યાં જમવાની શરૂઆત થઇ અને રહેવા બેસવાનું ખંડોબાના દહેરાંમાં. એ દહેરાંની દક્ષિણ બાજુએ કેટલેક દૂર એક ખેતરમાં એક ખંડીએર કુવો, અને લીંબડાનું ઝાડ છે. ત્યાં સ્નાન સંધ્યા માટે તે જતા અને કાંઇ જોઇતું કરતું હોય તો માધવરાવ દેશપાંડે પાસેથી લેતા. તે પ્રમાણે એક ડોલ અને દોરડું માંગી લીધાં હતાં. માધવરાવ શિવાય, ગોવિંદ કમળાકર દિક્ષીત, મુંબાઇના બાળકરામ, અને ભાઈ નામના એક ગૃહસ્થ, વાસુકાકા વગેરે પાંચ સાત જણા મહારાજની થોડી ઘણી સવડો પૂરી પાડવામાં મદદરૂપ થતા, પણ મ્હોટા મ્હોટા લોકો તો તેમની વિરૂદ્ધજ હતા. ઉપર કહેલા માણસો મહારાજની સંભાળ રાખતા તોપણ મહારાજ પોતાના સ્વભાવ પ્રમાણે પોતાનું કામ બીજાને કદી પણ કહેતા નહીં. જ્યારે કાંઈ અટકી પડે ત્યારે તેટલા વખત માટેજ કરાવી લેવું જોઇએ તેથી કરાવી લેતા. તેજ પ્રમાણે કારણ વગર કોઈ ત્યાં આવે તો તે તેમને પસંદ પડતું નહોતું. તેથી કારણ વગર બહુ લોકો ત્યાં આવતા નહીં. કુવા ઉપર સ્નાન સંધ્યા કરી રાત દિવસ દહેરાંનું બારણું બંધ કરી ( તેને અંદરથી કડી નહોતીજ ) એમના ઠેકાણા ઉપર—ખૂણામાં—બેસી પ્હેલેથીજ ધ્યાન ધારણા વગેરેની રીત તેમને સાધ્ય થઈ હતી તે પદ્ધતિથી ઇશ્વરારાધન કરતા. આરતિ વખતેજ ફક્ત જતા અને આરતિ થયે પાછાં આવતાં કેળકરને ત્યાં જમીનેજ તેઓ ખંડોબાના દહેરામાં જતા. એ શિવાય ગામમાં કે મસીદમાં જતા નહીં.

ગોવિંદ કમળાકર દિક્ષીત મહારાજ શિર્ડી આવ્યાં પછી સાત આઠ દિવસે ત્યાં આવ્યા હતા. અને તેમને પણ બાબાએ કેળકરનેજ

ત્યાં જમવાનું કહ્યું હતું. તે પ્રમાણે મહારાજ અને તે એક ઠેકાણે જમતા હતા. એકવાર એ દિક્ષીત, બાળકરામ, મહારાજ અને એ ઉપરાંત થોડાક લોકો મસીદમાં હતા ત્યારે મહારાજ તરફ આંગળી કરી અને તે બેઉ તરફ જોઇ બાબાએ કહ્યું, "તમો બેઉ આને છોડશો નહીં એ તમારા ગુરૂ છે." બાબાનું આ વાકય તમણે લક્ષમાં રાખ્યું અને હવે આપણે એમને ન છોડવા, અને એમનું જે કામ આપણાથી થાય તે કર્યા કરવું, એવો વિચાર કરી તે બેઉ ખંડોબાના દહેરાંમાં આવી બેસતા. મહારાજ કોઇ કોઇવાર તેમને પરમાર્થની વાતો કહેતા. પછી તેમને શું લાગ્યું તે કોણ જાણે, તેમણે તે બોલવાનું બંધ કર્યું. બાળકરામને તેવી વાતનો પ્રેમ હોવાથી બાળકરામે બાબાને કહ્યું, 'તમો તો આમને ગુરૂ માનો એમ કહ્યું પરંતુ અમો તેમ ચાલીએ છીએ છતાં હમણાં હમણાં તે અમોને કાંઇ કહેતા નથી. બાબાએ કહ્યું, "નહીં કહે તો નહીં, ત્હારે હવે પાંડિત્ય કરવા કયાં જવાનું છે!"

સુમારે એક મહિનો કેળકરને ત્યાં મહારાજે ભોજન કર્યું. પછી પોતાને માટે તેમને ત્રાસ થાય છે એમ દેખાઈ આવ્યું તેથી પોતાનો ભાર બીજા ઉપર પડવા ન દેવો જોઇએ પણ બાબા તો અહીં જમવાનું કહે છે. મ્હારૂં મન તો દાદાને ત્યાં જવાનું નથી. હું હવે ત્યાં જવાનું છોડી દઉં છું એમ તેમણે ગો. ક. દિક્ષીતને કહ્યું, "દિક્ષીતને પણ તેજ અનુભવ આવ્યો. તે ઉપરથી તેણે કહ્યું, "હું પણ ત્યાં જવાનું બંધ કરૂં છું." મહારાજે કહ્યું, "તમો હમણાંજ શું કામ છોડો છો? જેટલા દિવસ નભે તેટલા દિવસ નભાવો." પરંતુ તે તેમને રૂચ્યું નહીં અને તે ભિક્ષા માગી ખાવા લાગ્યા, મહારાજે ન જવાનો નિશ્ચય કર્યો; અને તેજ દિવસે મસીદમાંથી આરતિ કરી રીત પ્રમાણે દાદાને ત્યાં જમવા ન જતાં બારોબાર ખંડોબાના દહેરામાંજ ગયા. તે અનંત ચતુર્દશીનો દિવસ હતો. દાદા અનંતનું વ્રત કરતા તેમની પૂજા વગેરે થયા પછી મહારાજ જમવા આવ્યા નહીં એમ જોઇ તેમને બોલાવવા માટે તે તે દહેરામાં આવ્યા. તેમને મહારાજે કહ્યું, 'દાદા આજથી તમને ત્રાસ ન આપવો એમ

મ્હેં નિશ્ચય કર્યો છે. ત્હમારાં માણસો (કુટુંબ પરિવાર) પણ ઘેર નથી; ઘરમાં રાંધવાની અડચણ માટે હવે આ આગ્રહ ન કરો. હવે હું આવવાનોજ નથી" તેમણે ખુબ આગ્રહ કર્યો. કંઇ નહીં તો આજે તો, અનંત ચતુર્દશી છે માટે ચાલો. "મહારાજે કહ્યું, મ્હને શરમ આવે છે, માટે હવે નહીંજ." આખર તે નજ ગયા. દાદા પાછા ગયા. મહારાજે ખાવા પીવાનું હવે શું થશે તેનો કાંઈજ વિચાર કર્યો નહીં. નિત્ય નિયમ પ્રમાણે સ્નાન સંધ્યા કરી ઇશચિંતનમાં આનંદે તે દહેરામાં બેસી રહી કાળ ગાળવા મંડ્યા. આરતિએ જવાનો નિયમ કાંઈ તેમણે છોડ્યો નહીં. એવી રીતે બે ત્રણ દિવસ નિકળી ગયા. દાદા કેળકરનો આગ્રહ ચાલુજ હતો. તેઓ કહેતા કે બાબાએ અમારે ત્યાં રોટલો પીઠલું ખાવાની આજ્ઞા કરી છે, છતાં તમોએ કેમ તે છોડ્યું ? મહારાજે તે તરફ કાંઇ ધ્યાન ન આપ્યું. બાબાની આજ્ઞા માન્ય કરવા માટે તેમણે કેળકરને કહ્યું કે, "બાબાની આજ્ઞા પ્રમાણે તમારે જો રોટલો પીઠલું ખવડાવવું હોય તો એટલું કરો કે લોટ મીઠું મ્હને આપતા જાઓ, હું મ્હારી મેળે કરી ખાઈશ. કેળકરે તે વાત કબુલ કરી અને તે દિવસથી ચોખા, દાળ, મીઠું, મરચાં વગેરે જે કાંઈ સાહિત્યની જરૂર પડે તે બધું આપતા. કેળકરને ત્યાંથી સીધું આવ્યું તે પહેલાં એક દિવસ ગામના બ્રાહ્મણોનીને મહારાજ બે ત્રણ દિવસના અપવાસી છે એમ ખબર પડી હોવાથી તે ત્યાં આવ્યા અને બહુ વિનયથી કહ્યું, "મ્હારી એક ઇચ્છા છે તે પૂરી કરો તો સારૂં તમો અમારા ખંડોબાના દહેરામાં બેઠા અને બે ચાર દિવસથી તમો ભૂખ્યા છો, એમ ખબર પડી છે, તેથી હું દરરોજ અહીં સીધું મોકલતો જઇશ, તમો તમારે હાથે કરી ખાજો. નહીં તો ગામમાં બ્રાહ્મણનાં ઘરો છે, તેમાંથી તમો કહો ત્યાં સીધું મોકલતો જાઉં અને તમો ત્યાં જઇ જમજો. પરંતુ મ્હારો આ નિયમ ચાલે એવું કરો. હું અહીં છું ત્યાં સુધી મ્હારી સેવા સ્વીકારો એટલી તો અનુકુળતા મ્હને પરમેશ્વરે આપી છે." હા, ના કરતાં કરતાં છેવટે મહારાજે કહ્યું, "ઠીક ભાઇ ત્હમારી ઇચ્છા છે તો હું મ્હારે હાથે રાંધી ખાઇશ.

સીધું મોકલી આપજો. તે પ્રમાણે તેને ત્યાંથી સીધું આવવા લાગ્યું. અને બીજે દિવસે દાદાએ સીધું આપવાનું ઠેરવી તે પણ મહારાજને સીધું મોકલાવી આપવા લાગ્યા. એવી રીતે બે ઠેકાણેથી સીધાં આવવા માંડ્યાં એટલે મહારાજે દિક્ષીતને કહ્યું, "હવે શું કામ ભિક્ષા માંગો છો તમો અને હું મળીને રાંધી ખાઇશું." બેઉનો તે વિચાર ઠર્યો. દિક્ષીતે દહેરાંના ઉત્તર ભાગમાં એક સાધારણ બાંધેલી ખુલ્લી એવી એક ખંડીએર પરસાળ હતી. ત્યાં પત્થર વગેરે મૂકી બધી વ્યવસ્થા કરી. પહેલે દિવસે બધું ભેગું કરતાં મોડું થયું. ત્રણ ચાર વાગી ગયા. આરતિ પણ થઇ ગઇ હતી. "આજે પહેલો દિવસ છે, બાબાને માટે નૈવેદ્ય લઇ જવો એમ કહી મહારાજે પોતાને હાથે બાજરીનો રોટલો અને શાક અથવા પીઠલું કર્યો. બેઉ મળીને રસોઈ કરતા હતા ત્યાં પાસેજ પરસાળના અંદરના ભાગમાં એક કાળો કુત્રો ઘણો વખત બેસી રહ્યો હતો. તેમની રસોઈ થઇ ત્યાં સુધી તે બેઠો હતો. રસોઇ થઇ રહ્યાં પછી, દિક્ષીતે કહ્યું, હું નૈવેદ્ય લઇ જાઉં છું," તે ઉપરથી તેને, "આજે પહેલો દિવસ છે હુંજ લઇજાઉં છું, પછી કાલથી જોઇશું" કહી, મહારાજ પોતે નૈવેદ્ય લઈ નીકળ્યા. તે વરસાદના દિવસ હતા છતાં તે દિવસે તાપ સખત હતો, પગ શેકાઈ જતા હતા. છતાં અબોટીઆ સાથે નૈવેદ્ય લઈ મસીદમાં ગયા. નીકળતી વખતે તે કુત્રાએ તેમની તરફ અને તેમણે તે કુત્રા તરફ જોયું અને બહાર નીકળ્યા ત્યાં સુધી તે કુત્રો તેમની પાછળ ગયો. મહારાજે દિક્ષીતને કહ્યું, "બાબા પાસે જઇ આવીને આને પણ ખાવાનું નાંખશું અને પછી જમીશું." પરંતુ બહાર આવ્યા પછી કુત્રાને પાછળ આવતો જોઇ, તેમણે વિચાર કર્યો કે, "આને ખવડાવવાનો આપણો વિચાર છે પણ પાછો આવું ત્યાં સુધીમાં એ ચાલ્યો જશે કે? માટે એને હમણાંજ ખવડાવવાને દિક્ષીતને કહેવું એવો વિચાર કરી પાછળ જુએ છે તો તે અદ્રશ્ય થઇ ગયો. એ અંદર હોય તો દિક્ષીતને એક ટુકડો નાંખવાનું કહેવાના ઉદ્દેશથી દિક્ષીતને "કુત્રો ત્યાં છે કે, હોય તો તેને ટુકડો નાંખજો" એમ મહારાજે કહ્યું. તેણે કહ્યું, "તે અંદર નથી તે તમારી સાથેજ

નીકળ્યો” તે કુત્રાની ખૂબ શોધ કરી પરંતુ તે મળ્યો નહીં તેથી ફરી દિક્ષીતને, “ તે કુત્રો આવે તો તેને ખવડાવજો, ” એમ કહી મહારાજ નૈવેદ્ય લઈ મસીદમાં ગયા. ત્યાં સાઇબાબા બેઠા હતા. મહારાજના હાથમાં કાંઈ છે એમ જોઇ બાબાએ પૂછયું, ‘ કેમરે, શું લાવ્યો છે ? ” મહારાજે કહ્યું “ આજથી દહેરામાં રસોઇ કરી ખાવાનો વિચાર કર્યો છે. આજે પહેલો દિવસ તેથી નૈવેદ્ય લાવ્યો ” બાબાએ કહ્યું “ ઠીક, ઠીક રસોઇ કરવાનો નિશ્ચય કર્યો એ સારૂં થયું. પરંતુ આટલે દૂર તડકામાં નૈવેદ્ય શું કામ લઇ આવ્યો ? હું તો ત્યાંજ બેઠો હતો. ” મહારાજે પૂછયું, “ બાબા તમો કયાં હતા. ” બાબાએ કહ્યું, “ હું તો તારી રસોઇ થઇ ત્યાં સુધી તારી તરફ જોતોજ બેઠો હતો. ” મહારાજે કહ્યું:—“ બાબા ત્યાં તો કોઈ નહોતું, એક કુત્રું ફક્ત બેઠું હતું. ” બાબાએ કહ્યું, “ હા, હા, તે હુંજ તો હતો. ” ઠીક, ઠીક એ નૈવેદ્ય પેલાં માટીનાં વાસણમાં મૂક અને જા મુકામે. ” તે પ્રમાણે મહારાજે નૈવેદ્ય મૂકયો પરંતુ તેમના મનમાં બહુ દીલગીરી અને પશ્ચાત્તાપ થયો, આપણે બહુ મૂર્ખાઈ કરી, આપણને કાંઈ સમજાતું નથી એમ સમજી આંખમાંથી દુ:ખનાં અશ્રુ સારતા તેઓ દહેરામાં આવી પહોંચ્યા. ફરી તે કુત્રો કાંઇ દેખાયો નહીં. આ વખતે મહારાજને સાઇબાબા એકવાર પહેલાં બોલ્યા હતા તે યાદ આવ્યું. એકવાર મહારાજ બાબા પાસે બેઠા હતા ત્યારે બાબાએ ચલમ પી, પાસે જે હોય તેને આપવાના તેમના નિયમ પ્રમાણે મહારાજને ચલમ આપી અને કહ્યું, “ લે ” મહારાજે કહ્યું, “ ના, બાબા મ્હને ટેવ નથી. બાબાએ કહ્યું, “ ટેવ ન હોય તો શું થયું, લે ” તેમની તે આજ્ઞાજ સમજી તેમણે તે લીધી અને મ્હોં લગાડયાં જેવું કરી પાછી આપી, બાબાએ કહ્યું, “ ઠીક પીને ” એટલે તેમણે થોડી પીધાં જેવું કરી પાછી આપી. બાબાએ કહ્યું “ હંમેશ વિઠોબાનાં દહેરાંમાંજ રહે છે કે. ? ” મહારાજે કહ્યું “ વિઠોબાનું નહીં, ખંડોબાના દહેરામાં રહું છું. ” બાબાએ કહ્યું, “ હા હા, તેજ તે. ખંડોબા શું ને વિઠોબા શું ? ” મહારાજ “ હા, ત્યાંજ રહુંછું. ” બાબાએ કહ્યું, “ અને બીજું કોઇ આવે જાય છે કે ? ” નવો

નવો હતો તેથી ત્યાં કોઇ આવતું ન હોવાથી મહારાજે કહ્યું, “બહુ કોઇ આવતું નથી, બાબા,” બાબાએ કહ્યું, “ઠીક નહીં તો નહીં. હું મ્હારી મેળે આવ્યાં કરીશ. પરંતુ હું આવું તો મને ઓળખશો અને ચલમ પાશો કે?” મહારાજે કહ્યું, ‘એ મને કેવી રીતે સમજાય? ચલમ હું ક્યાંથી પાઉં.” બાબાએ કહ્યું, “ઠીક, ઠીક.” તે વખતે થયેલાં આ ભાષણની યાદ આવી (મહારાજને લાગ્યું), “અરેરે! બાબા કહેતા હતા કે હું આવ્યાં કરીશ’ અને આજ કુત્રાને રૂપે બાબાજ આવ્યા હતા એ નક્કી. નામદેવની વિઠોબા એવીજ પરિક્ષા કરતા. નામદેવની કથામાંના કુત્રાની વાતના જેવોજ આમણે પણ પ્રસંગ આણ્યો. તેજ વખતે તેને રોટલો ખવડાવવાનો હતો. આપણે હાથે મ્હોટી ભૂલ થઈ. ઠીક, હવે પછી સાવધ રહેવું, આ’વી રીતે એમણે પોતાના મનનું સમાધાન કરી લીધું.

બીજે દિવસે રસોઇ માટે ખૂબ વખત હતો તેથી દિક્ષીતે આજે જલદી અને સારો નૈવેદ્ય કરી લઈ જવાનો વિચાર કરી, દાળ ભાત વગેરે કર્યા હતાં. તે દિવસે કુત્રો વગેરે કાંઇ દેખાયો નહીં. પરંતુ પડસાળ સામે જે આડી ભીત હતી તેને અઢેલી એક ગરીબ ભિખારી ઉભો રહી અંદર ડોકીઆં કરી રહ્યો છે એવું નૈવેદ્ય લઈ જતાં મહારાજની નજરે પડયું. રસોઇ થતી હતી ત્યારે આણે ઉભા રહી જોયાં કર્યું એ મહારાજને પસંદ ન પડયું તેથી તેમણે, અરે, અહીં શું કામ આવ્યો? એમ પૂછયું. તેણે કહ્યું “અમસ્તોજ ઉભો છું.” મહારાજે કહ્યું, “અમારો ખાવાપીવાનો વખત છે. ઉભો ન રહે. જા.” “ઠીક, ભાઈ જાઉં છું” એમ કહી તે ગયો. તે બાબતનો પછી કાંઇ પણ વિચાર મનમાં ન લાવતાં મહારાજ નૈવેદ્ય લઇ નીકળ્યા. મસીદમાં ગયા તો બાબાનું ભોજન વગેરે થઈ ગયું હતું. તેમણે કહ્યું, ‘અરે આ વખતે ક્યાં આવ્યો? તને ના કહી હતી ને? કાલે પણ અમને ન આપ્યું અને આજે પણ ઉભો ન રહે કહી હાંકી કહાડયો. હવે નૈવેદ્ય ના લાવતો.” મ્હારાજે પૂછયું, “બાબા તમે ત્યાં ક્યાં આવ્યા હતા. બાબાએ કહ્યું ભીંતે અઢેલીને તો ઉભો હતો; ત્હેં કહ્યું,”

ઉભો ન રહે. "મહારાજે પૂછયું તે તમે હતા કે ? બાબાએ કહ્યું, "હું તો સર્વત્ર વ્યાપીને ઉભો છું. તું જ્યાં જોશે ત્યાં હુંજ તો છું ? આ સાંભળી મહારાજને ખૂબ માઠું લાગ્યું. તે દિવસથી તેમનું બધું ચક્ર બદલાતું ચાલ્યું. આખું જગત, સાઇબાબા અને મહારાજ એ ત્રણેનું તાદાત્મ્ય કે'વું હતું–તે ત્રણે એકજ છે—એનો અનુભવ પુષ્કળ રીતે મહારાજને આવવા માંડયો. પ્રસંગ પ્રમાણે તે અનુભવોની વાત કહેવામાં આવશે.

આ પછી દાદા કેળકરને ત્યાંનું અને બાળાસોનીને ત્યાંનું રોજ સીધું આવવા લાગ્યું. દિક્ષીત રોજ રસોઇ કરતા. તે ત્યાંજ જમતા. મહારાજથી જેટલું ખવાતું તેટલું ખાતાં બાકી રહેલું અન્ન બાબાને ત્યાં આવનાર જનારમાં કોઇ ભૂખો તરસ્યો હોય તો તેને ખવાડતા. એવો ક્રમ ચાલુ થયો. ખંડોબાના દહેરાંમાં ખાવાનું મળે છે એવી સાધારણ રીતે ખબર પડયાથી કોઇ પણ પ્રવાસી ભૂખ્યો હોય તો તે ત્યાં આવતોજ અને તેને જે હોય તે મળતુંજ. કોઈ કોઇ વાર એવો વખત આવતો કે, દિક્ષીતને ગામના લોકો જમવાનું આમંત્રણ આપતા, તે વખતે દિક્ષીતે ફક્ત મહારાજના જેટલુંજ રાંધ્યું હોય અને તે અન્ન લઇ ખાવાની શરૂઆત કરે ન કરે, એટલામાં બાબાને દર્શને આવનારા લોકોમાંથી કોઇપણ હું "ભૂખ્યો છું" એમ કહી ખડો થઈ જતો. એકલાં માટે રાંધેલું અન્ન બે જણને કેવી રીતે પહોંચે ? આવેલા અતિથીને વિન્મુખ મોકલવાનું (પાછો કરવાનું) તેમને ગમતું નહીં તેથી તૈયાર કરેલું બધું ભોજન તે તેને ખવડાવી દેતા અને પોતે આખો દિવસ અપવાસી રહેતા. આ'વા પ્રસંગો ઉપરા ઉપરી આવતા. આથી મહારાજને ઘણીવાર અપવાસી રહેવાના પ્રસંગ આવતા. આવી રીતે દિન ચર્યા ચાલતી હતી એટલામાં પોતાના બંધુને મહારાજે પત્ર લખ્યાનું અગાઉ કહ્યુંજ છે, તે પ્રમાણે એક દિવસે તેમના બંધુ બાળકૃષ્ણ શાસ્ત્રી ત્યાં આવી પહોંચ્યા. મહારાજ ખંડોબાના દહેરાંમાંજ હતા. તે જે આવ્યા તે ગયા પરભાર્યાં મસીદમાં. સાઇબાબાએ તેમની સાથે લાંબા વખત સુધી કલાક બે કલાક વાત કર્યાંજ કરી. તે દિવસે બાબાને લેંડી જવાનું પણ મોડું થયું, બધું બોલવાનું થઈ રહ્યા પછી સાઇબાબાએ કહ્યું,

"જા, હવે વિઠોબાના દહેરામાં," એ કે મહારાજનું નામ કે કોઈ પણ પ્રકારનો સંબંધજ તે બોલવામાં આવ્યો નહોતો. પછી તે ખંડોબાના દહેરામાં ગયા અને મસીદમાં બનેલી હકીકત તેમણે ત્રુટક ત્રુટક મહારાજને કહી. તે મહારાજને કહેવા લાગ્યા, "બાબાએ કહ્યું, ત્હમારા બાપદાદાનો અને અમારો સેંકડો વર્ષનો ઋણાનુબંધ છે. એમ કહી બાબાએ એક વાત કહી:—એક કુવો હતો. તે કુવાના કાંઠા ઉપર એક ઝાડ મ્હોટું થયું હતું. તે ઉપર પુષ્કળ પક્ષીઓ બેઠાં હતાં, તે પક્ષીઓમાંથી એક નીચે પાણીમાં પડયું. તેને પાણીમાં ડુબતું જોઇ ઉપરના પક્ષીઓમાંથી તેને માટે જે લાગણી ધરાવનાર એક હતું તે તેને કહાડવા માટે નીચે ઉતર્યું. પહેલું ડુબતું હતું તે ઉપર નીકળી આવ્યું અને ઉપરનું જે તેને કહાડવા માટે ગયું હતું તે તેમને તેમજ રહ્યું. એવી વાત બાબા મ્હને કહેતા હતા. બીજુંએ ઘણું કહેતા હતા." એમ એમના ભાઇએ તેમને કહ્યું. આ ઉપરાંત એમના ભાઇએ એમ પણ કહ્યું કે, "કેટલાક વર્ષો પહેલાં હું એકલોજ સાઈબાબાને દર્શને આવ્યો હતો. તે વખતે તેમની પાસે કોઇ બ્રાહ્મણ નહોતા. બાબાની આરતિ પૂજા વગેરે કાંઇ થતાં નહોતાં. તે વખતે પણ બાબાએ મ્હને બેસાડી ખૂબ વાતો કરી મ્હારી પાસે દક્ષિણા માગી હતી. પરંતુ તે વખતે મ્હારી પાસે કાંઇપણ પૈસા નહોતા. કારણ હું આવ્યો હતો તે રેલ્વે માર્ગે આવ્યો નહોતો કાંઇક કારણસર પાસેજ યેવલે આવ્યો હતો, શિર્ડી પાસેજ છે, તો જઈ દર્શન લઇ આવું એવી વાત મ્હેં, યેવલામાં જેને ત્યાં ઉતર્યો હતો તેના આગળ કહાડી. તે યેવલાના શ્રીમંત ગૃહસ્થ હતા. મ્હારો અને તેનો બહુ સારો સંબંધ અને ઘરોબો હોવાથી તેમણે પોતાનો ઘરનો ટાંગો આપ્યો અને કહ્યું, "ત્હમો સ્હવારે નીકળો તો સંધ્યાકાળે પાછા આવી શકો છો." એવું તેમણે કહ્યું હોવાથી, સંધ્યાકાળે પાછા જવાના હેતુથી સામાન કે પૈસા વગેરે કાંઈપણ લીધા શિવાય છુટોજ આવ્યો હતો. તેથી માંગેલી દક્ષિણા તે વખતે તેમને આપવાને કાંઇ પાસે નહોતું. તેથી મ્હારે બાબાને કહેવું પડયું કે મ્હારી પાસે પૈસા વગેરે કાંઈ નથી.

પરંતુ મ્હારા ખીસામાં ઘડીઆળ હતું તેની સાંકળી તેમને બહાર દેખાતી હતી. તે ઘડીઆળ તરફ જોઇ તેમણે કહ્યું, 'નહીં તો નહીં પણ ખીસામાં ઘડીઆળ તો છે ને ? તેજ આપ' એમ તેમણે કહ્યું તે ઉપરથી તરતજ ખીસામાંનું ઘડીઆળ કહાડયું અને તેમના હાથમાં મૂકયું, તેમણે તે હાથમાં લઈ તરતજ પાસે કોઇ હતો તેને તે આપી દીધું, અને મ્હને કહ્યું "આ ઘડીઆળ હલકું છે તેથી મ્હેં લીધું, તને અસ્સલ સોનાનું મળશે." તેમના તે બોલ્યાં પ્રમાણે ખરેખરજ ચમત્કાર બન્યો. પાછો પુણે ગયો પછી સરદાર બાળાસાહેબના પૌત્રનો અને મ્હારો પ્હેલેથીજ ખૂબ પરિચય હતો. હંમેશ મ્હારી બેઠક ત્યાંજ રહેતી. શિર્ડીથી ગયાં પછી હું તેમની સાથે (એક વખત) વાત કરતો બેઠો હતો. તે વખતે તેમણે સ્હેજ કહ્યું "શાસ્ત્રી મહારાજ, ખૂબ મોડું થયું છે. કેટલા વાગ્યા છે તે જુઓ તો ઘડીઆળમાં. મ્હારી પાસે હંમેશ ઘડીઆળ રહેતું તે તેમને ખબર હતી. મ્હેં કહ્યું, હાલ મ્હારી પાસે ઘડીઆળ નથી. એક જણને તેની જરૂર હતી તેથી મ્હેં તેને આપી દીધું. આ સાંભળી તેઓ પોતાનું ઘડીઆળ અંદર હતું તેમાં જોવા ગયા. પાછા આવ્યા ત્યારે તેમનું તે ખીસા-માંનું ઘડીઆળ લઈ આવ્યા અને મ્હને કહ્યું, "શાસ્ત્રી મહારાજ ખૂબ વાગ્યા છે હં, આ જુઓ." એમ કહી તેમણે ઘડીઆળ મ્હારા હાથમાં આપ્યું. તે જોઇ મ્હેં પાછું આપવા માંડયું એટલે એમણે કહ્યું, "હવે રહેવા દો તમારી પાસે, તમારી પાસે ઘડીઆળ નથી માટે આ તમારી પાસે રહેવા દો." તે ઘડીઆળ સોનાનું અને બહુ કીંમતનું હતું. તેથી મ્હેં તેમને કહ્યું, "આટલી ભારે કીંમતનું ઘડીઆળ મ્હારી પાસે શું કામ, આપની પાસેજ રહેવા દો." ત્યારે તેમણે કહ્યું, 'તમારી પાસે હોય તો શું અને મ્હારી પાસે હોય તો શું ? બધું એકજ, રહેવા દો તમારી પાસે મ્હેં ના ના કહ્યાં કરી છતાં જ્યારે તે પાછું લીધુંજ નહીં અને મ્હને આપ્યું, ત્યારે મ્હેં તેમને આટલી ભારી કીંમતનું ઘડીઆળ આપવાની બુદ્ધિ તમને કેવી રીતે થઇ, અને મ્હારી પાસે તે કે'વી રીતે આવ્યું, તે વિષેની હકીકત કહું છું એમ કહી તેમને

શિર્ડીમાં બનેલી હકીકત કહી." આ પ્રમાણે સાઇબાબાની અને શાસ્ત્રી મહારાજની વચ્ચે થયેલી આ વાત તથા બીજી વાતો તેમણે મહારાજને કહી અને બીજી ઘરગુતી વાતો પણ કરી. એક કે અર્ધો દિવસ ત્યાં રહી મ્હોટાભાઇ પાછા ગયા. તેમણે મહારાજને કહ્યું કે, "સાઇબાબાએ ચાર વર્ષ રહેવાને કહ્યું છે, તો રહો (અને) તેમની આજ્ઞા પ્રમાણે ચાલો. ખર્ચ માટે જે જોઇશે તે દરમહિને હું મોકલીશ."

કેળકરને ત્યાંથી અને બાળાસોનીને ત્યાંથી સીધું આવતુંજ હતું. એ ત્રણ મહિના એ પ્રમાણે ક્રમ ચાલ્યો, પછી કાકાસાહેબ દિક્ષીતના કહેવાથી માધવરાવ દેશપાંડે મહારાજ તથા. ગો. ક. દિક્ષીત એમના વાડામાંજ જમે તે માટે લાગલાગટ બે ત્રણ દિવસ સુધી પાછળ પડ્યા. પરંતુ મહારાજે અનેક કારણો કહી તે વાતની ના પાડી. છેવટે મહારાજ મસીદમાં હતા તે વખતે માધવરાવે એ વાત બાબા પાસે કહાડી. ત્યારે બાબાએ મહારાજને કહ્યું કે "તે બોલાવે છે તો ત્યાં જવું." બાબાએ એ પ્રમાણે કહ્યું એટલે ના કહેવાઇ નહીં; અને બેઉએ કાકાસાહેબને ત્યાં જમવા જવાની શરૂઆત કરી. પરંતુ મહારાજને તે બીલકુલ પસંદ નહોતું. એ કાંઇ હંમેશ ચાલુ રહેશે નહીં એમ એમને લાગતું હતું. પરંતુ ચાલો, જેટલા દિવસ બાબાની ઇચ્છા હોય તેટલા દિવસ બાબાની ઇચ્છા પ્રમાણે થવા દેવું, એ'વો વિચાર કરી તેઓ વાડામાં જમવા જવા લાગ્યા.

આ પહેલાં કહ્યુંજ છે કે દાદાસાહેબ ખાપર્ડે (ઉમરાવતી) સહ કુટુંબ ત્યાં આવ્યા હતા. તેમનું અને મહારાજનું, મહારાજ ઉમરાવતી હતા ત્યારનું સારૂં ઓળખાણ હતું. તેથી પ્રસંગોપાત તેઓ મહારાજને બોલાવી લેતા અને પરમાર્થ વિષે વાતો ચાલતી. તેમને પણ વેદાંતનો ખૂબ છંદ હતો તેથી તે વિષયપર વાત કરવાને તેમને કોઇને કોઈ જોઇતું તેથી તે મહારાજને બોલાવી લેતા. તેઓ પહેલેથી મહારાજને શાસ્ત્રી બુઆ કહી બોલાવતા. આ વખતે પણ શાસ્ત્રી બુઆને (મહારાજને) બોલાવી પાસે

બેસાડી વેદાંત વિષયનો વિચાર કરતા બેસતા. કોઈ માન કે મ્હોટાઇ આપતું તો મહારાજને અતિશય દુઃખ થતું, એ પહેલાં કહ્યુંજ છે. તે પ્રમાણે આ પ્રસંગમાં પણ દાદા સાહેબ પોતાને જે માન આપતા તે સંબંધે મહારાજ પોતાને કહેતા, "દાદાસાહેબની યોગ્યતા અને વિદ્વત્તાના પ્રમાણમાં મ્હારો કોઇ પણ પ્રકારે તેમની સામે બેસવાનો અધિકાર નથી. તેમના વિષયોમાંની એક પણ વિદ્યા મ્હારી પાસે નથી. હું સર્વ પ્રકારે મૂર્ખ છું. છતાં આવા મ્હોટા ગૃહસ્થ મ્હને શાસ્ત્રી બુઆ કહી પાસે બેસાડી વેદાંત જેવા મહાન્ વિષયો પર વાતો કરે છે." એવા વિચાર જ્યારે જ્યારે તેમના મનમાં આવતો, ત્યારે દુઃખી થઇ તેમની આંખમાં પાણી આવતું. પરંતુ દાદાસાહેબ જે કહેતા તે તેઓ સાંભળી લેતા. તેથી પોતે કહે છે તે પ્રમાણે ચાલે છે અને પ્રેમથી બેસીને સાંભળે છે તો આ વિષયનું એમને જો કે જ્ઞાન નથી છતાં કહ્યાં પ્રમાણે ચાલવાની તેમની સ્વભાવ સ્થિતિ છે એમ ધારી વેદાંત વિષયનો એકાદો ગ્રંથ નિયમિતપણે એમને શીખવવો, એમ એમના મનમાં આવ્યું. મહારાજ એમને વારંવાર કહેતા કે, "દાદાસાહેબ, મ્હને આમાંનું કાંઇ આવડતું નથી. હું આ વિષયમાં કાંઇજ શીખ્યો નથી, આપ ખૂબ કાળજી પૂર્વક સમજાવો છો પરંતુ તેનો ઉપયોગ મ્હને કેટલો થતો હશે તે મ્હારૂં મ્હને સમજાતું નથી." તે છતાં પણ દાદાસાહેબ આનંદથી અને ઉલ્હાસ વૃત્તિથી કહેતા કે, હવે હું એક ગ્રંથ શરૂઆતથીજ તમને શીખવવાનો આરંભ કરૂં છું. તે તમોને ન સમજાય છતાંએ સાંભળી રાખો, તે ફોગટ નહીં જાય. કારણ હાલ તમો સાઇ મહારાજના દરબારમાં છો અને તેમની કૃપા તમારી ઉપર પૂરેપૂરી થઇ છે, એમ એમનાજ ભાષણ ઉપરથી અમારા ધ્યાનમાં આવી ચૂકર્યું છે. આ સાંભળી મહારાજ બોલ્યા કે, "દાદાસાહેબ, બાબાની યોગ્યતા શી? તેઓ તો કેવળ પરબ્રહ્મ છે. આમ છે ત્યારે હું તો એક યઃકશ્ચિત (ગમે તેવો) મનુષ્ય, મ્હને કાંઈ જ્ઞાન નથી, મ્હારાં મૂર્ખપણાનું ભાન મ્હને પૂરેપૂરૂં છે. આ'વી સ્થિતિમાં સાઈબાબા જેવાની કૃપા થવી અશક્ય છે, અને છતાંએ એમ હોય તો પણ તે પરમેશ્વરી કૃપા અથવા

તો તે જે અવસ્થા હોય તે મ્હારે જોઈતી નથી. દાદાસાહેબે ખૂબ આનંદથી અને ઉત્સુકતાથી હસતાં હસતાં કહ્યું, "સાઈ મહારાજની યોગ્યતા બહુ મ્હોટી છે અને તેથીજ તેમના મ્હોંમાંથી નીકળેલા શબ્દ કોઈ પણ કાળે ખોટા થવાના નથી. તેઓ તમારા સંબંધમાં જે જે બોલ્યા છે તે બધું બનશેજ. તમો રહેતા નહોતા છતાં તેમણે તમને ચાર વર્ષ ખાસ રાખી લીધા છે તો તે ચાર વર્ષની મુદ્દતમાં પૂર્ણ કૃપાની અવસ્થા તમારામાં આવશેજ. આજે જો કે તમોને તેની કલ્પના આવતી નથી છતાં તે તેટલી મુદ્દતમાં થશેજ. તમો પણ પૂર્ણ પરબ્રહ્મરૂપ થશોજ એ અમો બરોબર સમજી ગયા છીએ;" મહારાજે કહ્યું, "એમ હોય તો પણ તે અવસ્થા મ્હારે જોઇતીજ નથી." દાદાસાહેબે કહ્યું "તમો ગમે તેટલી ના કહો તો પણ હવે બળ જબરીથી તમારી પાછળ બ્રહ્મ પડયું છે. સેંકડો યોગી લોકો, મ્હોટા મ્હોટા તપસ્વીઓ જે અવસ્થા માટે પ્રયત્ન કરે છે, તેજ અવસ્થા સાઇ મહારાજની કૃપાથી તમારી થશે તો હવે તમો ના કહો તે કેમ ચાલે? અને તમારે નહીં જોઇતી હોય તો પણ તમારી મારફતે સેંકડો હજારો લોકોને ફાયદો થવાનો હશે તેથી સાઇ મહારાજે તે યોજના કરી હશે એમ અમારા લક્ષમાં આવે છે. એ ઠીક. તેમની ઇચ્છાથી જ્યારે થવાનું હોય ત્યારે થાવ, પરંતુ જ્યાં સુધી બાબા મ્હને જવાની પરવાનગી આપતા નથી ત્યાં સુધી આપણે બેઠા બેઠા કાંઇ ગમ્મત તો કરીએ," મહારાજે કહ્યું, "ઠીક દાદાસાહેબ, તમો કહો તે પ્રમાણે." પછી તેમણે મુકુંદરાજ કૃત પરમામૃત નામનો નાનો ઓવીબદ્ધ (પદ્ય) ગ્રંથ વાંચી સમજાવવાની શરૂઆત કરી. આ સંબંધે મહારાજે પછી બોલતાં બોલતાં એકવાર કહ્યું હતું કે "દાદાસાહેબ બોલતા અને હું સાંભળતો. હા ના જવાબમાં હા અને ના માટે ના કહેતો પરંતુ તેમાંનું કાંઇ પણ મ્હને સમજાતું નહોતું. તેઓ મ્હને સમજાય તે માટે અનેક રીતે કહેતા પણ તે બધું ઉંધી ગાગર પર પાણી નાંખ્યાં જેવુંજ થતું." આ પ્રમાણે કેટલાક દિવસ તે ગ્રંથનું વાંચન ચાલતું હતું એવામાં બાપૂસાહેબ જોગને પણ ઇચ્છા થવાથી પોતાની પાસેનું પુસ્તક

લાવી તે પણ તે સાંભળવા માટે આવી બેસવા લાગ્યા. બાપૂસાહેબ જોગ એ ઇંજીનિયરના મ્હોટા ઓદ્ધા ઉપર હોઇ એક મ્હોટા સદ્‌ગૃહસ્થ હતા. તે પણ સાઇબાબાની આજ્ઞાથી મહારાજના આવતાં પહેલાં ચાર વર્ષથી પૅન્શન લઇ આવી રહ્યા હતા. ઠરેલે વખતે આ નિત્યક્રમ રોજ ચાલુ થયો. તે વખતે મહારાજ ખંડોબાના દેવળમાંથી કાકાસાહેબના વાડામાં જ્યાં દાદાસાહેબ ઉતર્યા હતા ત્યાં જતા અને કલાક દોઢ કલાક, કોઇ કોઇવાર તો બે કલાક પુસ્તક વાંચવાનો ક્રમ ચાલતો. આ પ્રમાણે સુમારે પંદરેક દિવસ પરમામૃતનું વાંચન થયાં પછી જેટલાં પ્રકરણો વંચાયાં હતાં, તેમાંથી કેટલાંકનો અર્થ મહારાજ પાસેથી સાંભળી, તેમને તે ગ્રંથ કેટલો સમજાયો છે, તે જાણવાની ઇચ્છા દાદાસાહેબને થઇ. મહારાજ પોતાને અજ્ઞાની કહેવડાવતા તેથી દાદાસાહેબ જેવા મ્હોટા અને વિદ્વાન ગૃહસ્થની સામે મ્હોંમાંથી શબ્દ કહાડતાં (બોલતાં) લાજ અને સંકોચ લાગવા માંડ્યાં તો પણ તેમના આગ્રહને વશ થઇ મહારાજે પુસ્તક લઇ એક બે પદ્ય લીટીઓ વાંચી અને બ્હીતાં બ્હીતાં તેના અર્થનું સ્પષ્ટીકરણ કરવા પ્રયત્ન કર્યો. ખરી રીતે તે વિષય તેમને સમજાયોજ નહોતો. એટલે સ્વભાવિક રીતેજ તેઓ તે સારી રીતે સમજાવી શક્યા નહીં. છેવટે દાદાસાહેબે કહ્યું, ‘અરે, હજી કાંઇ એનો ઘાટ બેઠો નથી, સમજાયું નથી, ઠીક, કાંઇ હરકત નહીં.” આ થયેલા પ્રકારથી મહારાજને ખૂબ ખિન્નતા થઇ, અને ફરી એમને મ્હોં ન દેખાડવું એમ લાગવા માંડ્યું. પરંતુ દાદાસાહેબે ધીરજ આપી તેથી એમણે પોતાનો આવવાનો ક્રમ ચાલુ રાખ્યો. પછી એક બે દિવસે પરમેશ્વરની ઇચ્છાથી—શ્રી સાઇબાબાની પ્રેરણાથી દાદાસાહેબના મનમાં આવ્યું કે મહારાજને પંચદશી ગ્રંથ સમજાવી દેવો. તેથી પોતાની સાથે આણેલો તે ગ્રંથ કહાડી મહારાજને હાંક મારી (બોલાવ્યા) અને કહ્યું, “હવે, આપણે પંચદશીની શરૂઆત કરીએ.” મહારાજે કહ્યું, “દાદાસાહેબ પરમામૃત ગ્રંથ સ્હેલો અને મરાઠી ભાષામાં હોવા છતાં મ્હને સમજાયો નહીં. તો સંસ્કૃત ભાષાનો વેદાંતથી પૂર્ણ ભરેલો ગ્રંથ મ્હને કેમ સમ-

જાશે ?" તેમણે કહ્યું "સાઇ મહારાજની કૃપાથી સમજાતાં સમજાતાં બધું સમજાશે. તમો વાંચવાની શરૂઆત કરી તે ચાલુ રાખો. નહીં સમજાય તો હરકત નથી. આગળ ઉપર એની મેળે સમજાશે." છેવટે તેમના આગ્રહથી મહારાજે તે કબૂલ કર્યું. અને તેમણે આપેલું પુસ્તક લઇ વાંચવાનો આરંભ કર્યો, દાદાસાહેબે કાળજીપૂર્વક સહેલી ભાષામાં એમને સમજાય એવી રીતે અનેક પ્રકારે અર્થ સમજાવવાનો પ્રયત્ન શરૂ કર્યો. પરંતુ મહારાજને કાંઈ સમજાતું નહીં. એમનાજ શબ્દમાં કહીએ તો પત્થરમાં બી રોપ્યાં જેવી તે સ્થિતિ થતી. છતાંએ દાદાસાહેબે ખંતથી તે પ્રયત્ન ચાલુ રાખ્યો. સાઇબાબાની પ્રેરણાથીજ આ યોગ આવ્યો હતો, દાદાસાહેબને ત્યાં રાખવામાં અને તેમની મારફતે વેદાંત વિષયની ચર્ચા ચાલુ રાખવામાં બાબાની ઇચ્છાજ એવી દેખાઈ આવી કે મહારાજની તે વિષયમાં તૈયારી થાય અને તે પ્રમાણે તેનું પરિણામ પણ થયુંજ, અને તેની પૂર્ણતા બાબાએ કરી આપી એ આગળની હકીકત ઉપરથી સમજાશે.

ચાર આઠ દિવસે, દાદાસાહેબ અને મહારાજ પંચદશી વાંચે છે એવી બધાંને ખબર પડવાથી જેમને જેમને તે વિષયનો રસ હતો એવા થોડાક ગૃહસ્થો ત્યાં આવી બેસવા લાગ્યા. તેમાં બાપૂસાહેબ જોગ, બાળકરામ, અને માશીબા (નગરના બાબાસાહેબ દેશપાંડેની બહેન) એ નિયમસર દરરોજ આવતાં. તે દરેક પાસે પોતાનું ઇલાહીદું પુસ્તક હતું તે લઇ તેઓ બેસતાં. દાદાસાહેબ અંતઃકરણપૂર્વક કાળજીથી અર્થ કહેતા. પરંતુ મહારાજને કાંઇ સમજાતું નહોતું. અને આપણને કાંઈ સમજાતું નથી, વિના કારણ આ મ્હોટા માણસને સમજાવવાનો બહુ ત્રાસ થાય છે અને તેથી આપણને કાંઇ ફાયદો થતો નથી એમ વારંવાર તેમના મનમાં આવતું. પણ દાદાસાહેબનો ઉત્સાહ કાંઇ કમી થયો નહીં, તે તો નિયમ પ્રમાણે સમજાવતાજ. એમ થતાં થતાં અર્ધી પંચદશી વંચાઇ ગઇ. આખરે મહારાજથી રહેવાયું નહીં, એક દિવસે ખેદ ખિન્ન ચહેરાથી, અશ્રુપૂર્ણ આંખવાળી સ્થિતિમાં તે દાદાસાહેબ પાસે ગયા અને તેમને પોતાના હૃદયની વાત કહી

દીધી, મહારાજે કહ્યું, "દાદાસહિબ, મ્હારે માટે આ વિષય સમજાવવામાં આપને ઘણોજ શ્રમ થાય છે તેથી મ્હને બહુ ખરાબ લાગે છે. મ્હને અંદરનો એક અંશ પણ સમજાતો નથી. હું તો હાની હા અને નાની ના કહું છું એ હું આપની આગળ તદ્દન ખરેખરૂં કહું છું." દાદાસાહેબે કહ્યું "એમ છે કે? ઠીક, ચાલવા દો. આપણે આરંભજ કર્યો છે અને સાઇબાબા મ્હને જવા માટે રજા આપતા નથી માટે જ્યાં સુધી હું અહીં છું ત્યાં સુધીમાં જેટલાં પ્રકરણો પૂરાં થાય તેટલાં પૂરાં કરી નાંખીએ અને આખી પંચદશી પૂરી થાય તો તો ઠીકજ થાય. તમો તમારે નિયમસર આવી સાંભળતા જાવ એટલે થયું. આ સાંભળેલું કદીજ ફોગટ જતું નથી. ભવિષ્યમાં ગમે ત્યારે એનું પરિણામ જણાશે."

દાદાસાહેબ પોતાની મેળે સાઈબાબા પાસે જવાની રજા માગતા નહીં. તેમનો નિશ્ચય એવો હતો કે બાબા પોતે જવાનું કહે ત્યારે જવું, ત્યાં સુધી નહીં. ત્યાં એમને પુષ્કળ કામો હતાં. કારણ તે હાઈકોર્ટ વકીલ, સેંકડો કામ તેમની પાસે, તેથી જલદી ઘેર આવવા માટે તાર, પત્રો વગેરે હંમેશ આવતા. વચ્ચે વચ્ચે તેમને લઈ જવા માટે ઉમરાવતીથી લોકો પણ આવતા. પણ એમનો તો એ એકજ નિશ્ચય. મ્હારૂં ભલે ગમે તે નુકસાન થાવ. સાઈ મહારાજ જ્યારે પોતાની મેળે "જા" કહેશે ત્યારેજ અહીંથી હાલીશ. તેમને લેવાને જે કોઈ આવતા તેઓ સાઈબાબાને કહેતા, "બાબા, દાદાસાહેબને જવાની રજા આપો, તેમની ગેર-હાજરીને લીધે ત્યાં ખૂબ કામો અટકી પડયાં છે." બાબા તેમને ઉત્તર આપતા. "તમો એમને લઇ જવા આવ્યા છો કે? ઠીક, ઠીક તમો જાવ તે પાછળથી આવશે." એવાજ પ્રકારના ગમે તે ઉત્તરો આપતા. આખર તે આવેલા લોકો પાછા જતા. પરંતુ સાઇબાબાએ એમને જવા માટે રજા આપી નહીં. તેમનું પંચ-દશીનું વાંચન ચાલુજ હતું. પંચદશી ચાલુ હતી તેવામાંજ માહા માસના શુકલ પક્ષમાં મહારાજનાં ધર્મપત્ની મહાસતી સૌભાગ્ય-વતી દુર્ગાબાઇનાં માંદાં હોયાંનો પત્ર આવ્યો તે વખતે મહારાજે તે ખબર બાબાને જણાવરાવી પોતાની હાજરીમાં હંમે-

શની રીત પ્રમાણે માધવરાવ મારફતે જવાની રજા માંગી. બાબાએ તરતજ ઉત્તર આપ્યો, "તું જઈને શું કરીશ? તારાથી એક લોટો તો ઉંચકી શકાતો નથી. 'મુંગો મુંગો બેસી રહે એટલે થયું." મહારાજના મનને ખૂબ ખોટું લાગ્યું. "અરેરે! આ'વી વખતે પણ મ્હારૂં જવાનું થઇ શકતું નથી ને?!! આટલા દિવસના સહવાસથી જો કે તેઓ બાબાની યોગ્યતા પૂર્ણપણે જાણતા હતા, છતાં પ્રિય પત્ની આજારી હોયાંની ખબર સાંભળી, કિંકર્તવ્ય મૂઢતા તેમનામાં આવી, શું કરવું તે સૂઝયું નહીં અને ફરી તેમણે બાબાને પૂછયું. "બાબા, ખરેખરૂં કહો, જાઉં કે રહું?" બાબાએ કહ્યું, "ખરેખર, જાવ." મહારાજે કહ્યું, "પહેલાં કહ્યું જતો નહીં, મુંગો મુંગો બેસ અને હવે, "ખરેખર જા," એમ કહો છો તો મ્હારે ખરૂં કયું સમજવું? બાબાએ કહ્યું, "ઠીક, ત્યારે ના જશો." એટલામાં માધવરાવ બોલ્યા, "બાબાએ જે કહ્યું તેજ ખરૂં. ફરી ફરી તમો એમને "ખરૂં કહો" ખરૂં કહો એમ શું કહ્યાં કરો છો? બાબા કાંઈ ખોટું બોલે છે કે?" થયું. જવા વિષે મહારાજની પૂર્ણ નિરાશા થઇ. હવે આગળ બોલવામાં કાંઈ ફાયદો નથી એમ સમજી મહારાજ ત્યાંથી ઉઠી ગયા. પછી થોડાજ દિવસમાં તેમના ધર્મપત્ની આ લોક છોડી ગયાંનો પત્ર આવ્યો (મહારાજના ધર્મપત્નીનાં (મૃત્યુનો) અંતકાળનો દિવસ માહા સુદ એકાદશી શકે ૧૮૩૩ ઇ. સ. ૧૯૧૨ ને મંગળવાર હતો). આ પત્ર જોઇ મહારાજના મનમાં થોડી ખિન્નતા થઈ. રીત પ્રમાણે માધવરાવ વગેરે બધા લોકો દિલાસો આપવા લાગ્યા. "આપને દુઃખ થયું ખરૂં. પરંતુ સાઇબાબા પાસે છે તો આપ હવે શું કામ શોક કરો છો?" મહારાજે કહ્યું, "માધવરાવ, સાઇબાબાએ ચાર વર્ષે તને ખંડોબા મળશે વગેરે કહ્યું છે, પરંતુ હવે હું એકલો રહ્યો, હવે મ્હારે દેવ મેળવીને પણ શું કામ છે? મને રજા અપાવોને?"

આ પછી બીજે ત્રીજે દિવસે મસીદમાં મહારાજ સમક્ષ માધવરાવે બાબાને કહ્યું, "પ્રભુ, આનું કેટલું બધું નુકસાન થયું. બિચારાની સ્ત્રી ગઇ! તે કહે છે મ્હારે હવે ખંડોબા મેળવીને શું કરવું છે? ઉદાસીનતાની વાતો કરે છે અને જવાની રજા માગે છે?

તે ઉપરથી બાબાએ કહ્યું, " અરે તે જન્હારની હતી. તે મ્હારી પાસેજ તો આવી છે. તેનું મ્હેં શું બગાડયું ? "

પછી એક બે દિવસે, મહારાજે, પત્નીની સદ્ગતિ પ્રીત્યર્થે માધવરાવ પાસે રાખેલા દસ રૂપીઆ લઇ, આરતિ વખતે માધવરાવ વગેરે લોકો હતા ત્યારે બાબા પાસે બેસી તેમના હાથમાં તે રૂપીઆ મૂકી, પગ પર માથું મૂકયું. હાથમાં રૂપીઆ મૂકતાંજ તે તરફ જોઈ રડતા રડતા બાબાએ કહ્યું કે, " ઘણે દિવસે આ મ્હારો પરશુરામ મ્હને મળ્યો. " વારંવાર એમ કહેતા અને તે રૂપીઆ તરફ જોઇ રહેતા. પછી રડવાનો દેખાવ બંધ કરી, તેજ રૂપીઆ મહારાજના હાથમાં આપવા લાગ્યા. મહારાજે કહ્યું, " બાબા, મ્હારે હવે શું કામ છે આ પૈસા બૈસાનું, મ્હારી પાસે જે હતું તે બધું આપના ચરણમાં અર્પણ કર્યું હવે મ્હને કશાની ઇચ્છા નથી. બીજું કાંઇ જોઇતું નથી, આપના ચરણ આગળ આવ્યો છું તો આ દેહનું સાર્થક થાય એટલીજ માંગણી છે. " બાબાએ કહ્યું " દેહનું શું સાર્થક થવાનું, તે તો માટીમાં જવાનો છે. જેનું સાર્થક થવાનું તે તો થઈ રહ્યું છે ! " મહારાજે કહ્યું, " બાબા હવે મારે કાંઇ જોઇતું નથી. ફક્ત તમારી કૃપા જોઇએ છે બીજું કાંઇ જોઇતું નથી. " બાબાએ કહ્યું, અરે, કૃપા કૃપા શું ? તું તો ઉપર ઉપર બોલતો હોઇશ પણ હું તો ડુંટીના મૂળમાંથી બોલી રહ્યો છું કે તારી ઉપર પૂર્ણ કૃપા થઈ છે, પણ જો જે હં ! હું તો ગાંડોઘેલો છું. જ્યાં બેસે ત્યાં સાઇમૌલા. " ! ! !

આ પ્રમાણે બોલવું થયું: અને ફરી પેલા રૂપીઆ મહારાજના હાથમાં આપવાનો આગ્રહ કરવા માંડ્યો. મહારાજે " ના, ના " કહ્યાંજ કરી. બાબાએ કહ્યું, ' અરે, રહેવા દે લેજ, હું આપું છું તો ના ન કહે. તમો પારકા પરદેશમાં છો, તમને કોઈપણ વખતે કામ લાગશે. " ઇત્યાદિ કહી પુષ્કળ પ્રકારે આગ્રહ કર્યાજ કર્યો. અને મહારાજે પણ અંત:કરણ પૂર્વક " ના, ના, મ્હને કાંઇ એનો ઉપયોગ દેખાતો નથી " એમ કહ્યાંજ કર્યું, આ'વી રીતે મહારાજ વારંવાર ના કહેતા હતા છતાં બાબાનો તે લેવા માટે આગ્રહ

ચાલુજ રહ્યો. એટલામાં માધવરાવે પણ ઇસારો (નીશાની) કર્યો કે, હ્યોજ ના ના કહેશો. એમાં એમનું કાંઇ ધોરણ હશે. છેવટે મહારાજને તે લેવાજ પડ્યા. રૂપીઆ હાથમાં આપીને બાબાએ કહ્યું, "કોઇને આપતો નહીં, સંભાળી રાખ." મહારાજે પોતાના મનમાં કહ્યું "બાબાનું આમાં કાંઇ ખાસ ધોરણ છે, તો આપણે તે સંભાળી રાખવા, પછી જે થવાનું હશે તે થશે." પછી સ્પષ્ટ રીતે બોલ્યા, "મ્હારે જે નહોતું જોઇતું તે મ્હારી આગળ આવ્યું અને મ્હને ફોગટ ફીકરમાં નાંખ્યો." બાબાએ કહ્યું, "અરે, ત્હારે જે જોઇતું નથી તે બધું તો હું હરી રહ્યો છું અને ત્હારે અને મ્હારે જે જોઇએ છે તેજ આપી રહ્યો છું. ત્હારી જવાબદારી સર્વ પ્રકારે મ્હારી ઉપર છે. તું તારી મેળે વિઠોબાના દહેરામાં મુંગો મુંગો બેસ. પહેલાં કહ્યાં પ્રમાણે બરોબર રહેતો જા. પછી તને શામો હાથ ઝાલી બહાર કહાડશે. અને હું તને ચકલાપર લાવી બેસાડીશ. તું કોઇપણ જાતનો વિચાર ના કરીશ. (પોતાની છાતીએ હાથ લગાડી ફરી કહ્યું) બધી દુનિયા એક બાજુએ અને તું એક બાજુ એ'વી ત્હારી યોગ્યતા છે."

આ પછી કેટલાક દિવસ ગયા પછી એક દિવસે સાઇબાબાની બપોરની આરતિ થયાં પછી મહારાજ કાકાસાહેબને ત્યાં જમતા હતા તેવામાં સાઇબાબા મસીદમાંથી નીકળી મહારાજવાળાં ખંડોબાના દહેરામાં આવ્યા. આ વાતની માધવરાવ દેશપાંડેને ખબર પડી એટલે તરતજ માધવરાવ કાકાસાહેબને ત્યાં આવ્યા અને મહારાજ જમતા હતા તે વખતે મહારાજને તે વાતની ખબર કહી અને બોલ્યા, "હાલ જમવાનું રહેવા દો અને એમજ ઉઠો; સાઇ બાબા ખંડોબાના દહેરાંમાં છે એટલામાંજ તમો ત્યાં જઇ પહોંચો" મહારાજ એકદમ ઉઠયા અને ગમે તેમ હાથ ધોઇ દોડતા ખંડોબાના દહેરાંમાં ગયા. અને સાઇબાબા પણ દહેરાં તરફથી પાછા ફરતા સડક ઉપર મળ્યા. સાઇબાબાએ મહારાજને કહ્યું, "આટલો દોડતો શું કામ આવ્યો? મ્હારે તારે ત્યાં કાંઇ કામ હતું તેથી આવ્યો. મ્હારે જે કરવાનું હતું તે કરી નાંખ્યું. ચાલ હવે મ્હારી સાથે મસીદમાં." એમ કહી કાંઇ બોલતા બોલતા મસીદમાં ગયા.

બાબા પોતાના સ્થાન ઉપર ચલમ ભરતા બેઠા હતા અને મહારાજ તેમની સામે કઠેરાના થાંભલા પાસે ઉભા હતા. અને સાઇબાબાએ મહારાજ તરફ જોઇ, તમારે ખૂબ કામ કરવાનાં છે, ખૂબ ઝાડો રોપવાનાં છે, એમ કહ્યું, એટલે મહારાજે કહ્યું, "દેવળની સામે જગ્યા ખાલી પડી છે ત્યાં થોડાં તુળસી રોપું કે?" સાઈબાબાએ તિરસ્કાર કર્યા જેવું મ્હોં કરી કહ્યું, "શું તુળસીના ઝાડ રોપે છે? અરે! તુળસીના ઝાડની શું વિસાત? તે તો આજે છે અને કાલે નથી અરે! એવાં ઝાડો રોપવાં કે સેંકડો વર્ષો ટકે અને બીજાને પણ તેમનો ફાયદો થાય. તારે હાથે ચૌદ પિપળાના ઝાડ રોપાવવાનાં છે. માટે તે પીપળાના ઝાડ તું રોપ." મહારાજે એટલુંજ કહ્યું "બાબા, એ કાંઈ મ્હને સમજાતું નથી." તે ઉપરથી બાબા બોલ્યા, 'આગળ, એની મેળે સમજાશે." પછી તેમણે ચલમ સળગાવી અને મહારાજને આપવા માંડી. મહારાજ કોઈ વાર લેતા નહોતા. બળ જબરીથી એમણે આપી તેથી લીધી. "હું કોઇ કોઇ વાર ત્હારે ત્યાં આવું તો તંબાકુ ચિલમ કાંઈ પણ આપતો રહેજે. તંબાકુ બાળ્યાં કરવી; તે પ્રમાણમાં લોકોના પાપ બળી જાય છે." વગેરે એવુંજ કાંઇ બાબાએ મહારાજને કહ્યું અને પછી બોલ્યા, "જા હવે ત્હારે ઠેકાણે જઇ બેસ, અલ્લા માલીક છે." એમ કહ્યાથી મહારાજ પોતાને ઠેકાણે ખંડોબાના દહેરાંમાં ગયા.

ખાપર્ડે સાહેબ સાથે પંચદશીનું વાચન ચાલુજ હતું. એજ અરસામાં એક દિવસે સ્હવારેજ તે દિવસનું પંચદશીનું વાંચન થઇ રહ્યાં બાદ સુમારે દસ વાગે મહારાજ પાછા ખંડોબાના દહેરાં તરફ હાથમાં પંચદશીના પુસ્તક સાથે મનમાંજ કાંઇ વિચાર કરતા ચાલ્યા જતા હતા. એટલામાં સાઇબાબા લેંડી તરફથી પાછા મસીદ તરફ જતાં વચ્ચે ભીમાબાઇના ઘર આગળ થોડો વખત તેમનો ઉભા રહેવાનો વહિવટ હતો, તે પ્રમાણે ઉભા હતા. મહારાજે એમને જોયા, પરંતુ પાસે જઇ દર્શન ન લેતાં, મનોમય દર્શન લઈ, કાંઇ પણ બોલ્યાં વગર થોડે દૂરથી પોતાને રસ્તે જવા લાગ્યા. એટલામાંજ બાબા, મહારાજના હાથમાંનું પંચદશીનું પુસ્તક જોઇ

ઘાંટો પાડી બોલ્યા, 'કેમ, ક્યાં જાય છે ? હાથમાં શેનું પંચાંગ છે ?" એમ બોલતાં બોલતાં હાથ વડે પાસે આવવાનો ઇસારો કર્યો. તે પ્રમાણે મહારાજ તેમની પાસે જતા હતા એટલે, "ત્હારા હાથમાં શેનું પંચાંગ છે જોઉં." એમ કહી એમણે હાથ લંબાવ્યો મહારાજે તરતજ પોતાના હાથમાંનું પુસ્તક આપ્યું અને કહ્યું, "બાબા, આ પંચાંગ નથી, પંચદશી નામનો ગ્રન્થ છે." બાબાએ ખૂબ વિનોદમાં હસતાં હસતાં કહ્યું, "અરે ! હા. હા મ્હને ખબર છે. તું તો હમણાંજ જુએ છે, હું તો પહેલેથીજ જોઉં છું, પંચદશી શું અને પંચાંગ શું બેઉ એકજ" એમ કહી એમણે તે પુસ્તક ઉંધું પકડયું અને તેનાં પાનાં આમ તેમ ફેરવ્યાં. પાનાં ફેરવતાં ફેરવતાં કહ્યું, અરે! આપણે જે જોઈએ તે બધું આમાંજ છે હં !

મહારાજ:—બાબા મ્હને એમાંનું કાંઈ સમજાતું નથી. ફક્ત પુસ્તક પાસે રાખ્યું છે.

બાબા—વાડામાં કોણુ કોણુ બેસે છે ?

મહારાજ—દાદાસાહેબ ખાપર્ડે, હું, બાપૂસાહેબ જોગ વગેરે બે ચાર જણા અમો ભેગા થઈ વાંચીએ છીએ. દાદાસાહેબ બહુ લાગણીથી મ્હને સમજાવે છે, પણ મ્હને કાંઇ સમજાતું નથી.

બાબા:—દાદાસાહેબ પણ ભલાજ છે, તે પણ આપણાજ છે. ત્હને હવે સમજાતાં સમજાતાં સમજાશે. હવે ત્હને બધું સમજાશે. અરે સમજવાનું શું ? આપણે સમજી લેવાનું આટલું ફોતરૂં હોય છે. બધુંજ કાંઇ ઉપયોગી નથી હોતું. આપણા ઉપયોગનું આટલું અમસ્તું છે—એમ કરી આંગળીનો એક વેઢો અંગુઠા ઉપર મૂકી દેખાડ્યો. "હવે પછીથી બધું સમજાશે," એમ કહી તે પુસ્તક મહારાજના હાથમાં પાછું આપ્યું. મહારાજે બાબાના પગપર માથું મૂક્યું અને એમણે પણ એમનો હાથ એમના માથાંપર મૂકયો અને બાબા મસીદ તરફ અને મહારાજ ખંડોબાના દેવળ તરફ ગયા

બનેલી હકીકત મહારાજે ખાપર્ડેને કહી. તેમને પણ ખૂબ

આનંદ થયો. તેમણે કહ્યું "બાબાના કહેવા પ્રમાણે હવે પુસ્તક તમારી પાસે હોય કે ન હોય તો પણ બધુંજ સમજાશે."

આ પછી એકવાર કૃષ્ણપક્ષમાં રાત્ર બરોબર અંધારી હતી. ખંડોબાના દહેરાંમાં દીવો નહોતો. દહેરાંનું બારણું બંધ હતું. રાત્રે અગીઆર બાર વાગ્યાને સુમારે બાબાને ત્યાં શેજારતિ કરી આવ્યાં પછી, દહેરાંમાં દેવ ( મૂર્તિ ) સામે જે દક્ષિણોત્તર લાંબી જગ્યા છે, તે જગ્યામાં દક્ષિણ તરફ માથું કરી મહારાજ પૂર્વાભિમુખ દક્ષિણોત્તર જમણી કેડે સુતા હતા. તે ઠંડીના દિવસો હતા તેથી ખૂબ ઓઢવાનાં સાથે લઇ માથે મ્હોંએ ઓઢયાં હતાં. ઘણા દિવસના છાતીના મંદવાડને લીધે જલદી ઉંઘ આવતી નહોતી. ફક્ત પડી રહ્યા હતા. એમ પડયે આશરે પાંચ મિનીટો થઈ હશે, એટલામાંજ દહેરાંમાં અનહદ અંધકાર હતો અને મહારાજ ઓઢવાનામાં આંખો બંધ કરી પડયા હતા, છતાં એક વિચિત્ર દૃશ્ય તેમને દેખાવવા માંડયું. આ સ્વપ્ન નહોતું અથવા મહારાજ નિદ્રાવસ્થામાં પણ નહોતા. જાગૃત અવસ્થામાં પ્રત્યક્ષ તે દેખાવ દેખાવવા માંડયો. આ દૃશ્ય બે આંખોવડે નહોતું દેખાતું પણ તેમના માથા ઉપર એક નવી આંખ ઉઘડી; અને ત્યાંથી તે ઉપરની બાજુથી સામે ત્રાંસું દેખાવવા લાગ્યું. આકાશ જેટલું ઉંચાઇ ઉપર હોય છે તેના કરતાં ઘણુંજ પાસે દેખાયું જાણે કે દહેરૂં કે મ્હોં પર ઓઢવાનું હોયજ નહીં અને બહાર ખુલ્લી જગ્યામાં પોતે હોય તે પ્રમાણે તે પોતાને જોતા હોય તેમ તે દૃશ્ય પ્રત્યક્ષ ખડું થઈ ગયું. તે આ પ્રમાણે.

કોઇ પણ પ્રાણીનું ગુદદ્વાર મેલું બહાર પડે ત્યારે ધીમે ધીમે પહોળું થાય છે અને મેલું બહાર પડી જતાંજ તે ફરી જેમ ધીમે ધીમે બંધ થાય છે, તેમ આકાશને એક સ્વાભાવિક દ્વાર હતું તે ઉઘડી ગયું, પહોળું થયું, અને તેમાંથી એક નિષ્કલંક ચંદ્રમા દૃષ્ટિએ પડ્યો. લાંબા વખત સુધી મહારાજ તેના તરફ જોઇ રહ્યા. ચંદ્રગ્રહણ વખતે જેમ ચંદ્રમા ઉપર ધીમે ધીમે ગડદો આવી જાય છે અને ફરી તે પડદો ધીમે ધીમે જતો રહે છે તેવો તે

ચંદ્રમા દેખાયો અને ફરી ધીમે ધીમે તે આકાશનાં દ્વાર બંધ થતાં થતાં તે આકાશમાં તે ગુપ્ત થયો. તે દ્વાર એક મ્હોટી ગાગર જેટલું મ્હોટું બનેલું દેખાયું.

આગળ આ'વા પ્રકારના દેખાવો અનુભવ્યાનાં વર્ણન આવનારજ છે તેનો આ આરંભ. આ પહેલો દેખાવ. બીજે દિવસે મહારાજે દાદાસાહેબ ખાપર્ડેને આ બધું કહ્યું. તેમણે કહ્યું, "તમોએ જે જોયું તેજ તે. સાઇબાબાની કૃપાથી ભવિષ્યમાં તમોને એવા ખૂબ દેખાવો દષ્ટિએ પડશે."

પછી ચૈત્ર સુદમાં રામનવમીના નવરાત્રમાં તે પંચદશીનું વાંચન પૂર્ણપણે પૂરૂં થયું. તે પૂરૂં થતાંજ બાબાએ પોતાની મેળેજ ખાપર્ડેને જવાની રજા આપી. દાદાસાહેબ આ પહેલાં કોઇ કોઇવાર કહેતા કે, "પંચદશી પૂરી થાય ત્યાં સુધી કાંઇ બાબા મ્હને જવાની રજા આપવાના નથી અને તે પૂરી થાય પછી રાખવાના નથી, એમ મ્હારા ધ્યાનમાં આવે છે. તેમનો એવો ઉદ્દેશ જણાય છે કે, તમોને મારી મારફતે એક વખત તો પંચદશીનું સર્વે શિક્ષણ મળે," અને છેવટ તેમજ બન્યું. પંચદશી પૂરી થયાં પછી રામનવમી થઇ ગઇ એટલે બાબાએ તેમને પોતાની મેળે રજા આપી અને તે સહકુટુંબ ગયા. જતાં એટલું કહી ગયા કે મ્હારા સમક્ષ પંચદશી વંચાઇ પૂરી થઈ, હવે મ્હારા ગયા પછી તમને તે એની મેળે સમજાશે. તે પ્રમાણે, તમો, બાપૂસાહેબ જોગ બાળકરામ, મારશીઆ જેઓ રોજ સાંભળવા માટે આવી બેસતાં હતાં, તેમને સમજાવજો. બાપૂસાહેબ જોગ વગેરેને આ કહેવાનું તાત્પર્ય સમજાયું હતું તેથી તેમણે એમની પાછળ પડી આ સમજી લેવાનો ક્રમ ચાલુ રાખ્યો. બાપૂસાહેબ અને બાળકરામ પાસે મરાઠી ભાષાંતર અને ટીકાવાળાં પુસ્તક હતાં તે મરાઠી વાંચી તેઓ પ્રથમથી વિચાર કરી રાખતા. મહારાજ પાસે ટીકા કે ભાષાંતર કાંઇજ નહોતાં દાદાસાહેબનું જે સંસ્કૃત પુસ્તક હતું તેજ તેમણે રાખ્યું હતું. તે ઉપરથી તેઓ પણ પહેલેથી વિચાર કરી મૂકી તેમને સમજાવતા. મહારાજ પોતે

એ વિષયનો વિચાર કરવા લાગ્યા; તેમને તે બધું સમજાવા લાગ્યું અને હવે તેમને તે બહુજ સરસ રીતે સમજાવતાં આવડવા માંડ્યું. મરાઠી ભાષાંતર ઉપરથી વિચાર કરી રાખનારને તે ગળે ઉતરવા લાગ્યું, ખરૂં લાગવા માંડ્યું. કેટલાક દિવસ બાપૂસાહેબ જોગના મુકામ ઉપર સાઠેસાહેબના વાડામાં બેસી વાચન કરતા અને કોઇ કોઇ વખત બાપૂસાહેબ વગેરે લોકો ખંડોબાના દેવળમાંજ આવી, કોઇ વખત બહાર તો કોઇ વખત અંદર બેસી વાંચતા.

આ પ્રમાણે મહિના બે મહિના ગયા હશે. પહેલાં કહ્યાં પ્રમાણે આજ સુધી મહારાજ અને ગો. ક. દિક્ષીતનું ભોજન કાકાસાહેબને ત્યાં ચાલુજ હતું. કાકાસાહેબ ત્યાં નહોતા. માધવરાવ દેશપાંડે બધી વ્યવસ્થા રાખતા. એક દિવસ નિત્ય નિયમ પ્રમાણે ત્યાં જમવા ગયા. ભાણું પીરસાયાં અને જમવા બેસવાની તૈયારી હતી. એટલામાં માધવરાવ દેશપાંડેએ કાકાસાહેબ તરફથી આવેલો કાર્ડ વાંચી સંભળાવ્યો. તેમાં લખ્યું હતું કે મહારાજ અને દિક્ષીતને હવે વાડામાં જમવા આવવા ના કહેવી. આ સાંભળી મહારાજના મનને ખૂબ માઠું લાગ્યું. આ બેઉએ ભવિષ્યમાં જમવા ન આવવું એવો કાકાસાહેબ અને માધવરાવનો વિચાર પહેલેથીજ ઠર્યો હશે એમ એમને જણાઈ આવ્યાથી, કેળકરને અને સોનીને ત્યાંના સીધાં અમારે ત્યાં આવતાં હતાં, અમારૂં ઠીક ચાલતું હતું તે છોડી કાકાસાહેબને કહી માધવરાવેજ અમારૂં અહીં જમવાનું ઠેરવ્યું. હવે આ બે છૂટયું અને સીધાં પણ બંધ થયાં, તેથી ખેદ ઉત્પન્ન થયો. તેથી માધવરાવની અને એમની સાધારણ બોલાચાલી થઇ. ભાણું તરછોડી જમ્યા વગરજ તે ઉઠ્યા અને માધવરાવને કહ્યું, "પછી બંધ કરવાનું છે તો હમણાં પણ શું કામ જમવું?" એમ કહી તરતજ ખંડોબાના દહેરાંમાં જઈ બેઠા. તે વખતે તેમના મનમાં એટલો કંટાળો આવ્યો કે, "હવે ખાવું નહીં પીવું નહીં કોઇને ઘેર જવું નહીં અને કોઇ લાવે તો પણ ખાવું નહીં, અન્નનો સંબંધ ન જોઇએ. તેને લીધે પરસ્વાધીનતા આવે છે. દેહ જાય તો ભલે



**શ્રી ઉપાસની મહારાજ**

શ્રી ક્ષેત્ર શિર્ડીમાં અન્નત્યાગ કર્યા પછી થોડા
દિવસમાં લીધેલો ફોટો ૧૯૧૩.

પણ હવે આવુંજ નહીં” એવો પાકો નિશ્ચય કરી ખંડોબાના દહેરામાં બારણાં બંધ કરી બેસી રહ્યા. ગામમાં જવાનુંજ છોડ્યું. દિવસ પછી દિવસ નીકળી ગયા. એવી રીતે અન્ન પાણી શિવાય પાંચ સાત દિવસ ગયા. પરંતુ કોઇએ પણ તેમના તરફ ડુંકી જોયું નહીં. પહેલે કે બીજે દિવસે ફક્ત તેઓ હંમેશ પ્રમાણે બાપૂસાહેબ જોગને ત્યાં પંચદશી સમજાવવા ગયા નહીં અને તેમને પણ માધવરાવની અને મહારાજની બોલાચાલી થઈ મહારાજે ભોજન બંધ કર્યાં તથા તેઓ અપવાસીજ હોયાંની ખબર પડી તેથી સંધ્યા સમયે બાપૂસાહેબ બાળકરામ સાથે ખંડોબાના દહેરામાં ગયા અને મહારાજને કહ્યું, “ બાપૂસાહેબ જમવાની બાબત હવે કોઇએ છેડવી નહિ ” બાપૂસાહેબે પુષ્કળ પ્રકારે આગ્રહ કર્યો પરંતુ મહારાજે તેજ જવાબ આપ્યો પછી એમણે પણ એ છંદ છોડ્યો, અને જવા આવવાનું પણ છોડ્યું. અને પછી તો કોઇજ નહોતું આવતું.

---

## પ્રકરણ નવમું.

---

### ભાવી વાસનાને અનુસરી, ખંડોબાના દેવળમાંનો અને ગામ લોકોનો વ્યવહાર.

ગયા પ્રકરણમાં કહ્યાં પ્રમાણે જમવાનો અને ગામનો પણ સંબંધ છોડી મહારાજ દેહરાંમાં જઇ બેઠા પછી પાંચ સાત દિવસે ત્યાં મસીદમાં બાબા લોકોને કહેતા કે, ‘ ઘણા દિવસનો હું ભૂખ્યો છું. મ્હારા તરફ કોઇ જોતું નથી. ’ આમ તે રોજ કહેતા. પણ આનો ભાવાર્થ કોઇના લક્ષમાં આવતો નહીં. પરંતુ ભાઈ નામના મરાઠા જાતના મુંબાઇના એક ગૃહસ્થ ત્યાં હતા, તેમના લક્ષમાં આ ભાષણનો અર્થ આવ્યો હોય એમ લાગ્યું. કારણ સાત આઠ દિવસ તદ્દન ખાધા પીધાં શિવાય મહારાજ પડી રહ્યા હતા એ જોઇ, આ ભાઇને દૂધની કોફી તૈયાર કરી લાવવાની બુદ્ધિ થઇ તે પ્રમાણે તે લાવ્યા અને મહારાજ પાસે બોલ્યા કે ‘ બાબા મસીદમાં કહ્યાં કરે છે કે, હું ભૂખ્યો છું મ્હારા તરફ

પાછું ફરી કોઇ જોતા નથી.' તે ભાષણનો અર્થ આપ અપવાસી છો તેથી બાબા નૈવેદ્ય તથા ભોજન ચાલુ હોવા છતાં એમ કહે છે એમ મ્હને લાગવાથી અને તેમની પ્રેરણાથી હું પાણી નાંખ્યા શિવાય ફક્ત દૂધનીજ આ કૉફી તૈયાર કરી લાવ્યો છું, માટે ગમે તેમ કરી આ લ્યોજ."

મહારાજ:—મ્હારે હવે કાંઇ લેવું નથી. તમો જેમ લાવ્યા તેમજ આ કૉફી લઇ જાવ અને ત્યાં તેનો ઉપયોગ કરો. વળી, ફરી અહીં લાવ્યાં ન કરશો."

એવી રીતે પુષ્કળ રીતે મહારાજે કહ્યું. પણ તેણે કાંઇ તે સાંભળ્યું નહીં. આ કૉફી લેતા નથી એ જોઇ એને ખરાબ લાગ્યું અને તે રડવા લાગ્યા અને કહ્યું, "હું હવે આ લઇ જતો નથી. અહીંજ મૂકી જાઉં છું. તમોને ફાવે તે તેનું કરો." એમ કહી ગળાજળરીથી કૉફીનું તે વાસણ ત્યાં મૂકી ત્યાંથી ચાલતા થયા. બીજે દિવસે પહેલાં પેઠે ફરી બીજા વાસણમાં દૂધની કૉફી કરી તે લઇ આવ્યા અને જુએ છે તો આગળના દિવસનું કૉફીનું વાસણ એમને એમજ ભર્યું પડ્યું હતું. ફરી તેમણે મહારાજને કહ્યું, "હું પ્રેમથી લાવું છું, છતાં તમો આમ કેમ કરો છો? પરંતુ મહારાજે તેના બોલવા તરફ લક્ષ આપ્યું નહીં, છતાં તેમણે પોતાનો નિયમ છોડ્યો નહીં. રોજ તે કૉફી લાવતા અને નવું આણેલું વાસણ મૂકી જઇ પહેલાંનું લઇ જતા અને કુત્રાં બિલાડાં તે પી જતાં હતાં.

એક વાર વાસુકાકા સાઠે અને બીજા કેટલાક લોકો મહારાજ પાસે આવ્યા. અને તેમણે પણ આગ્રહ કર્યો કે તમો આમ અપવાસી રહો તે અમોને ઠીક દેખાતું નથી. તમો ખાવ નહીં તો અમો ખાઇશું નહીં. વાસુકાકાએ કહ્યું, 'હું રોજ તમારી આગળ અન્ન લાવી મૂકવાનો નિયમ લેઉં છું'

મહારાજ:—"વાસુકાકા તમારી પાસે પણ ક્યાંથી આવશે? આપણે બધા બાબાની સેવામાં હાજર રહ્યા છીએ માટે તમો આ ભાંજગડમાં ન પડો,"

વાસુકાકાઃ—મ્હારી પાસે કાંઇ નહીં હોય તો તમારે માટે ઝોળી લઈ ભિક્ષા માંગીશ, પરંતુ તમારી સામે અન્ન લાવી મૂક્યાં શિવાય હું ખાઇશ નહીં એવો નિયમજ હું ધરૂં છું. એમ કહી તેમણે તે નિયમ પકડ્યો. ભાઇનો કૉફી લાવવાનો નિયમ અને આમનો નૈવેદ્ય લાવવાનો, એવા બે નિયમો શરૂ થયા. તેઓએ એમની મેળે પોતપોતાના જુદા જુદા વખતે કૉફીનું વાસણ અને નૈવેદ્યનો ખુમચો લાવી મૂકવાં અને બીજે દિવસે બીજું કૉફીનું વાસણ અને બીજો ખુમચો લાવવાં. પહેલા દિવસનું પાછું ઉંચકી જવું. તે જેમનાં તેમજ ભરેલાં રહેતાં કારણ મહારાજ અન્નને પણ અડકતા નહોતા અને કૉફીને પણ અડકતા નહીં, આ ગરીઓએ ફક્ત પોતાનો નિયમ પાળ્યો. પરંતુ જે મ્હોટા મ્હોટા માણસો હતા તેમણે એમના સામું ઢુંકીને પણ કદી જોયું નહીં. તેમના મનમાં પહેલેથી મત્સર હતો. આવી રીતે કેટલાક દિવસ ગયા પછી, કંઇક પ્રસંગ પરથી મસીદમાં બાબા આગળ મહારાજ સંબંધે વાત નીકળી. તે વખતે ભાઈ અને વાસુકાકાએ કહ્યું કે, “અમો કૉફી અને અન્ન દરરોજ લઇ જઇએ છીએ, પરંતુ તે ખાતાજ નથી. બીજે દિવસે તે બધું કુત્રાને નાંખી દેવું પડે છે. કેટલાએ દિવસથી તે ભૂખ્યાજ છે.

બાબાઃ—ઠીક છે, અપવાસી હોય તો. પણ તેને કહે કે થોડું થોડું ખા, કોઇ કોઈ વખત કુત્રાંને પણ નાંખવું. કુત્રાને નાંખ્યું તેની કાંઈ હરકત નથી.

આ ખબર મહારાજને પડી તેથી તે દિવસથી સ્હવારે આણેલા નૈવેદ્યનો ખુમચો અને કૉફી ત્યાં મૂકી રાખ્યાંજ હોય, તેમાંથી બાબાનો હુકમ થવાથી સંધ્યાકાળે, સૂર્યાસ્ત પહેલાં કોઇ કોઈ વખત થોડી કૉફી લેતા અથવા તો પેલાં અન્નમાંથી થોડું ખાધાં જેવું કરતા અને બાકીનું કુત્રાંને નાંખતા. આખો દિવસ કાંઇજ ખાતા નહોતા. બાબાની આજ્ઞા થઇ ત્યારથી ઉપર કહ્યાં પ્રમાણે કદી કદી થોડું ખાવા લાગ્યા.

આ પછી કેટલેક દિવસે મહારાજની તબીઅત ખૂબ

બગડી. તે માંદા પડ્યા, તે શેની માંદગી ? સાઈબાબા તેમને હવે પ્રગતિ પંથે લઈ જતા હતા. તે માર્ગમાં થતી, બાહ્ય જગત્‌ની વિસ્મૃતિ થવી વિગેરે અવસ્થાઓમાંની તે એક અવસ્થા હતી. તેમની હવે એક પ્રકારે ભ્રમિષ્ઠ જેવી દશા થવા માંડી. પોતે શું કરે છે, ક્યાં છે વગેરે વાતની તેમની કલ્પના નાશ પામી. સામે આવેલા પદાર્થની જે વસ્તુસ્થિતિ હોય તે વિરૂદ્ધ તેમને દેખાવા લાગ્યું. તેઓ કોઈને વધારે દેવળમાં આવવા દેતા નહોતા. એ. ક. દિક્ષીત ત્યાં ભાત તૈયાર કરી, અથવા બીજે ક્યાંકથી લાવી તેમને ખવરાવવાનો પ્રયત્ન કરતા, તે વખતે અન્ન એમના મ્હોં આગળ લઇ જવામાં આવે કે તે થોડું હોય છતાં પુષ્કળ દેખાય. મ્હોંમાં કોળીઓ મૂકવાનો, તે ચાવી ગળી પણ લીધો હોય, છતાં તે મ્હોંમાં એમજ છે એમ એમને લાગતું. તેમને અન્નનો કંટાળો આવતો. અન્નની કુંપારી છુટતી અને દુર્ગંધ આવવા માંડી. મ્હોંમાં કોળીયો ન મૂક્યો હોય છતાં મ્હોંમાં હોયાં જેવોજ લાગે. તેમણે અન્ન ખાવાનું મૂક્યું હોય એમ લાગતું, જોર જુલમથી જો તે તેમની સામે લઇ જવામાં આવે તો તેમને તે અન્નને બદલે દુર્ગંધમયી ચીજો દેખાતી તેથી તે લાવનારા ઉપર ગુસ્સે થતા કે તમો આવું ગમે તે મારી સામે શું કામ લાવો છો ? એમ કહી તે અન્ન તેઓ ફેંકી દેતા અથવા મ્હોં આગળ આવવા દેતા ન્હોતા. તેમના શરીરમાં કાંઇ જ્વર અથવા તાવ હતો અને તેથી એમને અન્નની કુંપારી છુટતી અને કંટાળો આવતો એમ નહોતું. શારીરિક દર્દ કાંઇ પણ નહોતું. પરંતુ પ્રત્યેક વસ્તુ છે તે સ્થિતિથી ઉલટી દેખાવા માંડવાથી ભ્રમિષ્ટ જેવી અવસ્થા થઈ. કોઈક વખત તે ભ્રમિષ્ટપણું થોડું કમી થતું હતું. જે વખતે કમી હોય તે વખતે થોડું અન્ન અથવા ફ્રૂટ લેતા. કોઇ વખત કાંઇ વિચિત્ર ચીજજ ખાવાનું મન થાય. તે વસ્તુ માંગે પણ તે કોઈ આપતું નહોતું. વાસુકાકા રોજ નૈવેદ્ય લાવતા. પરંતુ તેમની ઉલટી વાનીઓ. તેનો તેમને કંટાળો આવતો. છેવટે તેમણે એક દિવસ વાસુકાકાને કહ્યું "તમો ગળ્યા ગળ્યા પદાર્થો લાવો છો તે મ્હારે નથી જોઈતા. ઘણા દિવસથી ખાટો શાક મેં દીઠા નથી તે એક વખત કરો. વાસુ-

કાકા કહે "તમને હવે દેવપણું આવવા માંડયું છે, હવે અમો તમને ભાખરી કેમ ખવડાવીએ.?" ટુંકામાં તેમની જે ખાવાની ઇચ્છા થતી તે કોઇ આપતું નહીં અને મ્હોં આગળ જે આવતું અને કોઇ લાવતું તે ખાવાની ઇચ્છાજ થતી નહીં. તે ચીજો વાસ મારતી હોય એમ લાગી તેનો કંટાળો આવતો, આવી રીતે ખાવું પીવું વર્જ્ય બન્યું, છુટી ગયું.

અષાડી (ગુરૂ) પુર્ણિમા નિમિત્તે સાઇબાબાના ભક્તો દૂર દૂરના પ્રાંતમાંથી શ્રીક્ષેત્ર શિર્ડી આવ્યા હતા. મસીદમાં પૂજા, અર્ચા, આરતિ, નૈવેદ્યની ગર્દી ચાલુ હતી. ચંદ્રાબાઇ નામની બાબાની ભક્તબાઇ બહુ વિચારશીલ અને હુશીઆર સ્વભાવની હતી. તે પૂજા સાહિત્ય લઇ શ્રી સાઈબાબા આગળ બેઠી હતી તેને બાબાએ કહ્યું, "ત્યાં, વિઠોબાના દહેરાંમાં જા."

ચંદ્રાબાઈ:—ખંડોબાના દેવળમાં ઉપાસની મહારાજ કોઇને પેસવા દેતા નથી. પેસે તો ગુસ્સે થાય છે. તેની પાસેના પૂજાના સામાન તરફ આંગળી કરી, "બળજબરીથી ત્યાં જા," એવા અર્થનો બાબાએ હાથવડે ઇશારો કર્યો. તે સમજી કે ખંડોબાના દેવળમાં જઈ મહારાજની પૂજા કરવાનું બાબા કહે છે, છતાં તેણીએ સ્પષ્ટ પૂછયું, "આ પૂજાનો સામાન લઈ જઈ તેમની પૂજા કરૂં કે?" બાબાએ કહ્યું, "હા." આ પ્રમાણે બાબાની આજ્ઞા થઇ એટલે તે પૂજાનું સાહિત્ય દૂધ અને કેટલાક સારા સારા ખાવાના પદાર્થ નૈવેદ્ય માટે લઈ ખંડોબાના દેવળમાં આવી. એક દોઢ વાગ્યાનો સુમાર હતો. તે વખતે ત્યાં કોઈ નહોતું. દહેરાંનો દરવાજો બંધ કરી મહારાજ એકલાજ અંદર બેઠા હતા. તે બારણું ઉઘાડી અંદર ઘુસી. દહેરાંમાં સર્વત્ર દુર્ગંધ હતી. કારણ કાકાસાહેબને ત્યાંનું જમવાનું છુટયાં બાદ મહારાજ દેવળમાં કાયમના આવી રહ્યા પછી એકલાજ દિવસમાં તેમની ઉપર કહ્યાં પ્રમાણે એક પ્રકારની ભ્રમિષ્ટ જેવી અવસ્થા થઇ હતી. ખાવા પીવા તરફ દુર્લક્ષ, સ્નાન વગેરે કાંઇ નહીં, શરીરપર મેલનાં પડ બંધાયાં હતાં. દેવળમાં સાફસૂફ કરવા પૂજારી વગેરે કોઈ આવે

તો તેને તેમ કરવા ન દેતા. આથી ઠેરઠેર ખૂબ કચરો ભેગો થયો હતો. પહેલાંનું બધું બદલાઇ ગયું હતું. તે બાઇ સીધી અંદર આવી. તેણી બહુ જબરા સ્વભાવની સ્ત્રી હતી. દરેક કામ હિંમતથી કરનારી, ઐં ઐં કરી બેસી રહે એવી નહોતી. તેથીજ બાબાએ તેની યોજના કરી. ઘણા દિવસથી બાબા પાસે આવતી હતી તેથી મહારાજ પણ તેને સાધારણ રીતે ઓળખતા હતા. દહેરાંમાં પેસતાંજ ખૂણામાં એક બાજુએ મહારાજ બેઠા હતા ત્યાં, એકદમ એમની પાસે જઇ એમના પગ ચાંપતી બેઠી. આ જોઇ મહારાજ આશ્ચર્યચકિત થયા, અને તેમણે મીઠા શબ્દોમાં તેણીને કહ્યું, બાઈ, મ્હારે પગે હાથ ના લગાડો, અહીં આવતાં નહીં, કૃપા કરી અહીંથી જાવ. પરંતુ તે શેની સાંભળે ? મહારાજ તેને જા, જા કહેતા હતા છતાં તેણે તેનો ક્રમ ચાલુજ રાખ્યો. એટલામાં બીજા એક બે ગૃહસ્થ ત્યાં આવ્યા. તેમને જોઇ તેણીને વધુ જોર આવ્યું અને બોલી, "હું કાંઈ જેમ તેમ આવી નથી. બાબાના હુકમથી આવી છું અને તેમના હુકમ પ્રમાણે કર્યા શિવાય જવાની નથી."

મહારાજ:...."તેમનો હુકમ વળી શો છે ?"

તેણી:—"શો હુકમ ? તમારી પૂજા કરવાનો હુકમ, તેથી તો આ પૂજા સાહિત્ય લઇ આવી; અને ઘણા દિવસથી તમોએ ખાધું નથી તેથી આ નૈવેદ્ય લાવી છું. આજે ગુરૂપુર્ણિમા છે. મ્હારી પાસે પૂજા કરાવવીજ પડશે." એમ કહી એકદમ તેણીએ હાથવડે એમના પગ પકડ્યા.

મહારાજ:—"મ્હારા પગને હાથ ન લગાડો. હું તમારૂં કહ્યું સાંભળવાનો નથી. હું તમને કાંઇપણ કરવા દેવાનો નથી. આવ્યાં તેવાં ચાલ્યા જાવ."

તેણી:—તમો મારશો એટલુંજ કે :નહીં ? તમો મારો કે કાંઇ પણ કરો. મને બાબાનો હુકમ થયો છે તે પ્રમાણે કર્યા શિવાય હું રહીશ નહીં." એમ કહી મહારાજ કાળો કામળો ઓઢી બેઠા હતા, તેમના પગ પૂજા માટે ખેંચીને બહાર કહાડવા લાગી.

મહારાજ ગુસ્સે થઈ તેણી પર ધસ્યા અને પોતાના પગ ઉંચા લઇ (પલાંઠીવાળી) બેઠા. છતાં તેણીએ બળ જબરીએ પગ ખેંચી કહાડ્યા અને ખૂબ મ્હોટેથી બોલી કે "આ પગ હવે ત્હમારા રહ્યા છે કે? તમારા પગ રહ્યા નથી. તમારૂં શરીર રહ્યું નથી, તો શા માટે આ શરીર પર તમારો હક્ક કરો છો? તમારા પગ, શરીર ઇત્યાદિ સર્વ અમારાં અને આખાં જગતનાં થયાં. હવે તમો ગમે તે કરો પણ અમો સાંભળવાનાં નથી." એમ કહેતાં કહેતાં તે પેલા આવેલા ગૃહસ્થોને કહેવા લાગી, "પકડો રે, આને" પરંતુ મહારાજ મારશે એ ધાસ્તીથી બીજા કોઈ પાસે આવ્યા નહીં. તોએ તે પોતે સશક્ત હતી તેથી તેને બીજા કોઇની મદદની જરૂર નહોતી. જોર જુલમથી પગ બહાર ખેંચી કહાડી એક હાથ વડે તેને દાબીને પકડી રાખ્યો અને બીજે હાથે પૂજા કરી. પગની પૂજા થયાં પછી એક હાથે માથું પકડી રાખ્યું અને કપાળમાં આડું ચંદન કર્યું. અને મસ્તક ઉપર ફૂલ વગેરે ચ્હડાવી પૂજા કર્યા પછી નૈવેદ્યમાંથી દૂધનું વાસણ લઇ બળજબરીથી તે પાવાનો પ્રયત્ન કર્યો. ગમે તેમ તે મહારાજને મ્હોંએ લગાડ્યાં જેવું કરી, તેણીએ પોતાની હઠ પૂરી કરી. મહારાજ ગુસ્સે થયા, તપ્યા, પરંતુ તેણી બીલકુલ ગભરાઈ નહીં. છેવટે મહારાજ થાક્યા અને કહ્યું, "ચંદ્રાબાઇ, આ તમને શોભ્યું કે? શા માટે મ્હને ત્રાસ આપવા અહીં આવ્યાં" તે પણ પછી મ્હોટેથી બોલવા લાગી, "હવે તમારે બોલવાનું કાંઈ કારણ નથી. અમો જેમ કરીએ તેમ કરવા દેવું જોઇએ. તમો ગમે એટલી ના કહો તો પણ ભવિષ્યમાં આ આવુંજ થવાનું. આજ ગુરૂ પૂર્ણિમાના દિવસથી બાબાએ મ્હારી પાસે મૂહુર્ત કરાવી લીધું. હવે ના કહ્યે કાંઇ તે ટળે કે?" તેણી આ પ્રમાણે બોલવા લાગી એટલે મહારાજે કંટાળી કહ્યું, હવે અહીં બહુ ઘોળ ના ઘાલ, જા" પછી થોડે વખતે બધાં ગયાં. ત્યારથી બાબાના ભક્તોમાંથી ઘણા લોકો મહારાજને દર્શને આવવા લાગ્યા. નાનાસાહેબ ચાંદોરકર પણ તે વખતે બાબા પાસે આવ્યા હતા. એક દિવસ સંધ્યાકાળને સુમારે તે મહારાજ પાસે આવ્યા અને દહેરાં બહાર દરવાજા પાસે બેસી ખૂબ પ્રેમથી બોલવા લાગ્યા.

તેમણે કહ્યું, "બાબાએ તમને બધા યોગીઓથી શ્રેષ્ઠ યોગી બનાવ્યા છે."

મહારાજ:—આ શું બોલો છો ? આનો કાંઇ આધાર છે ?

નાનાસાહેબ—"બાબાએ મ્હારી પર કૃપા કરી છે અને તે ગુપ્ત રીતે શું કરે છે, તે જણાવવાની વિદ્યા એમણે મ્હને આપી છે. તેથી મ્હને બરોબર સમજાયું છે કે તમો પૂર્ણ યોગી પુરૂષ થશો, અને સેંકડો જણાનું કલ્યાણ તમારે હાથે થશે. તમો ગમે તેટલી ના હવે કહો તોપણ તેમાંથી હવે છૂટાય એમ નથી." એમ કહી મહારાજને કહ્યું કે, "તમને કોઇ પણ પ્રકારનો ત્રાસ અડચણ હોય તો મ્હને કહો. તમારે માટે હું ફાવે તે કરવા તૈયાર છું. ખાવા પીવા માટે કાંઇ જોઇતું હોય તો તે પણ કહો"

મહારાજ:—નાનાસાહેબ મ્હને કશાની ઇચ્છા નથી. બધાંમાંથી મન ઉઠી ગયું છે. પરંતુ ઘણા દિવસથી મ્હને રોટલો ખાવાની ઇચ્છા થઇ છે. છતાં તે કોઇ આપતું નથી. બીજા બીજા પદાર્થો લાવે છે. તેથી પેટમાં અન્ન જતું નથી. તમો તદ્દન ઘરના જેવા છો તેથી કહું છું. આ શિવાય હાલ મ્હને કાંઇ પણ અડચણ નથી.

નાનાસાહેબ:—ઠીક, આ વાત કાલથી બાળાભાઉને કહી હું તે પ્રમાણે તજવીજ કરૂં છું. રોટલોજ શું, તમારે ફાવે તે તેની પાસે માગીને લેજો. તેની વ્યવસ્થા સંબંધી હું જોઇ લઇશ.

મહારાજ:—મ્હારે કાંઇ હંમેશ નહીં જોઇએ. કોઇ કોઇવાર એવા રોટલો ખાવાની લ્હેર આવશે.

નાનાસાહેબ:—તમારૂં તે ગમે તેમ હો. હું હંમેશનાજ નૈવેદ્યની યોજના કરૂં છું. રોજ નૈવેદ્ય આવ્યાં કરશે. તમોને ફાવે તે માંગી લેજો." એમ કહી તે ગયા અને બોલ્યાં પ્રમાણે બાળાભાઉને ત્યાં યોજના કરી દીધી. બીજા દિવસથી રોજ બાળાભાઉને ત્યાંથી રોટલો વગેરે સહિત રીત પ્રમાણે નૈવેદ્ય આવવા લાગ્યો. વાસુકાકાનો નૈવેદ્ય પ્હેલેથીજ આવતો હતો. ઉપરાંત બાઇ નિયમ પ્રમાણે ઢૉરી લાવતાજ હતા. પરંતુ તે બધું કુત્રાંને જતું. કોઇ કોઇ વખત ફક્ત તેમાંથી થોડો રોટલો મહારાજ ખાતા. આ

પ્રમાણે સુમારે ચાર પાંચ મહિના થયા. મહારાજ તેમાંથી થોડો રોટલો ખાતા, નહીં તો તે બધું એમજ રહેતું.

આ છેલ્લા ત્રણ ચાર મહિનામાં પુષ્કળ વખત ભયંકર એટલે જેને લીધે મહારાજને ભય અને ધાસ્તી ઉત્પન્ન થાય એ'વા પ્રસંગો આવવા લાગ્યા. જેમકે ખંડોબાના દેવળમાં, દિવસે કે રાત્રે મહારાજ બેઠા સૂતા હોય, એટલે રાત્રીને વખતે તે દેવળમાં જમીનમાંથી વા દેવળમાંથી ભયંકર ખડખડ ખડખડ કંઇક કીકીઆરી નાંખ્યાં જેવા ભયાનક અવાજો થતા હતા અને કોઇ વખતે વિક્રાળ દેખાવો દેખાતા. એવી સ્થિતિમાં મહારાજ વિચાર કરવા લાગ્યા કે ખંડોબાના દહેરાં સામે અને દહેરાંની પાછળ સોની લોકોની અને માળી લોકોની સ્મશાન ભૂમિ છે તેને લીધે પિશાચોની આ ભૂલ ચેષ્ટા તો નહીં હોય? એવીજ કેટલીક ખૂબ ત્રાસદાયક સ્થિતિ અનુભવમાં આવવા લાગી. જો કે મહારાજ ખંડોબાના દેવળમાં કાયમના આવી બેઠા હતા તો પણ બાબાના દર્શનનો નિયમ ચૂકાય નહીં તે માટે બાબા રોજ લેંડી પર જતા તે વખતે વામન ગોંદકરના ખેતર સામે સડક ઉપર મહારાજ રોજ દર્શન માટે જતાજ હતા. તે નિયમઅનુસાર એક દિવસે સાઇબાબા લેંડી પર જતા હતા ત્યારે, રસ્તા પર પગે પડવા મહારાજ ત્યાં ગયા, એટલે સાઇબાબાએ પોતાની મેળેજ પૂછ્યું. "તું દેવળમાં એકલોજ હોય છે કે કોઇની સોબત છે?" તે ઉપરથી મહારાજે કહ્યું, "મ્હારા શિવાય કોઈ પણ નથી હોતું. સાઇ બાબા:—કોઈ ન હોય તો ભલે ગભરાતો નહીં. હું હંમેશ ત્યાં તારી સાથે છુંજ." તે જગ્યામાં રાતને વખતે કોઇ પણ જતું નહોતું. કારણ તે જગ્યા ઉજ્જડ અને સ્મશાનભૂમિ હતી, તેથી મહારાજ એકલાજ, આખી રાત ત્યાંની ભયંકર સ્થિતિનો ત્રાસ સોસી, અંધારામાં રાખી દીવા શિવાય કહાડતા. પુષ્કળ વખત તે દેવળમાં રાત્રિને વખતે મોટા મોટા જંગલી વીંછી પણ આવી રહેતા. પરંતુ ત્યાં દીવો કે દીવા-સળીની પેટી નહોતી તેથી ત્યાં અજવાળું કરી, વીંછી શોધી તેને કહાડવાનું બનતું નહીં, અને દેવળના જે ભાગમાં મહારાજ બેસતા હતા તેજ ભાગની ભીંતને ચૂનો સીમેંટ ન હોવાથી ઇંટો વચ્ચે ક્યાંક

ક્યાંક વીંછી બેઠેલા મહારાજને દેખાઇ આવતા. સંધ્યાકાળે અને ધોળે દિવસે પણ કદી કદી ન્હાના મ્હોટા સર્પો પણ દેવળની અંદર તથા બહાર દેખાતા. એકવાર મહારાજને સ્હવારમાં ઉઠવાની વખતે પગ આગળ કાંઈ સુંવાળું સુંવાળું લાગ્યાંનો ભાસ થયાથી, પગ આગળ કાંઇ પણ છે એમ સમજી પગ હલાવ્યાં શિવાય મહારાજ ધીમે રહી ઉઠી બેઠા. બારણું ઉઘાડયું, સ્હવારનો વખત હોવાથી અંદર અજવાળું પડયું અને તેજ વખતે બાળા સોની હાથમાં લોટો લઇ દેવળ આગળથી ખેતરમાં શૌચ ક્રિયા માટે જતો હતો તેને મહારાજે હાંક મારી બોલાવ્યો અને તરતજ કહ્યું કે મ્હારા પગ આગળ કાંઇ પણ જનાવર હોવું જોઇએ એમ ભાસ થાય છે." એમ કહેતાંજ બાળા સોની બારણું વટાવી અંદર આવ્યો અને મહારાજનું ઓઢવાનું ધીમે રહી ખસેડી જુએ છે તો મહારાજના પગે અર્ધો ગુંડાળાયા જેવો અને જમીન પર મ્હોં રાખી સુસ્ત પડી રહેલો, એક બહુ ન્હાનો નહીં એવો મધ્યમ લાંબી વાંસની સોટી જેવો સુમારે બે હાથ લંબાઇવાળો સર્પ દેખાયો. એટલામાં તેજ રસ્તે જનાર બીજા લોકોને બાળા સોનીએ બોલાવ્યા અને તેમની પાસે યુક્તિથી લાકડાના ટુકડા (ઢીમચાં—વગર ઘડેલા ટુકડા) વડે તે સર્પનું મ્હોં દબાવરાવ્યું. મ્હોં દબાવ્યું કે તરતજ મહારાજના પગની આંટી તેણે છોડી અને મહારાજે પગ દૂર કર્યા અને તે સર્પને તે લોકો બહાર લઇ ગયા. તેવીજ રીતે એકવાર સંધ્યાકાળે સાપના ચાર પાંચ બચ્ચાં, મહારાજ જે જગ્યામાં બેસતા તેનીજ પાછળ કામળામાં ઘુસી ગયેલાં જણાયાં. તે વખતે મ્હાળ સાપતિ દીવો કરી ખંડોબાની આરતિ માટે આવ્યા હતા, તેમણે આ જોઇ કહ્યું કે, અહીં જંગલ છે અને ઉજ્જડ છે તેથી સર્પ વગેરે અહીં આવે છે. તેવીજ રીતે મહારાજ બેસતા તેની દક્ષિણ દિશાની ભીંતમાં એક જાળી હતી, તેમાંથી એક સર્પ ઉપરથી નીચે આવ્યો. મહારાજ ત વખત શરીર પર ઓઢવાનું લઇ બપોરની વખત પડી રહ્યા હતા અને તે સર્પ નીચે ઉતરી તેમના કામળા ઉપર માથાંની બાજુએ ફૂણા કરી લાંબો વખત બેઠો હતો. માથા ઉપર ઓઢવાનું હોવાને લીધે નૈવેદ્ય લઇ આવનારા અને બીજા બે જણાએ અંદર

આવી જોયું તો તેમને મહારાજના ઉશીકાં તરફ ફણા ઉંચી કરી બેઠેલો સર્પ દેખાયો. મહારાજને તે લોકોએ હાંક મારી એટલે તે ઉઠ્યા અને તે સર્પ બહાર નીકળી ચાલતો થયો. તેને માર્યો નહીં. આમ પુષ્કળ વખત સર્પોના પ્રસંગો પણ આવી ગયા હતા. ગમે તેવો પ્રસંગ આવે તો પણ સાઇબાબાની આજ્ઞા પ્રમાણે ખંડોબાના દેવળમાંજ રહેવું, તે જગ્યા છોડવી નહીં એવો મહારાજનો નિશ્ચય હતો.

ખંડોબાના દેવળ પાસે બેઉ આંખે આંધળી, શરીરે સૂકાઇ ગયેલી, હાડકાં બહાર નીકળી આવી ચાલવાને પણ અશક્ત એવી ભગવા રંગની કુત્રી પહેલવહેલીજ દેખાઇ, આ પહેલાં તે કદીજ ક્યાંઇ દેખાઇ નહોતી. ક્યાંથી આવી, શામાટે આવી, વગેરે ખબર નહોતી. પરંતુ હાલ થોડા દિવસથી તે ખંડોબાના દેવળની સામે બારણા બહાર વચ્ચોવચ્ચ બેસતી હતી. તેને હાંકી મૂકવાનો ખૂબ પ્રયત્ન કર્યો પણ તે જતી નહોતી. કોઈ બહુજ પાછળ પડે તો પાસેજ ક્યાંક ગયા જેવું કરતી. બે ત્રણ દિવસ પ્રયત્ન કરી જતીજ નથી એમ જ્યારે જોયું ત્યારે મહારાજના ન્હાનપણમાં એમને એક સદ્‌ગૃહસ્થે એક વાક્ય કહ્યું હતું તે તેમને યાદ આવ્યું. તેનો સાર એટલોજ હતો કે આપણે બારણે કોઇપણ પ્રસંગે કુત્રાં આવે તેને હાંકી મૂકવાં નહીં. કાંઇપણ ખવરાવી પછી હાંકી મૂકવાં. કોઈક કુત્રા કુત્રીને ખાવાનું આપ્યાં શિવાય હાંકી મૂકવામાં આવે છે તો તેને કાંઇ ન મળ્યું હોવાથી તે ફરી આવતાં પણ નથી. અને જો કદાચ ફરી આવે અને તે વખતે પણ કાંઇપણ નાંખ્યા શિવાય હાંકી મૂક્યું હોય છતાં તે ફરી ફરી આવ્યાંજ કરે, તો આપણે એમ સમજવું કે, તે કુત્રું પૂર્વજન્મનું આપણા કોઇપણ બાપદાદામાંનું કોઇ સંબંધી છે. અથવા તો ઇશ્વરી પ્રેરણાથી તે જીવ આવ્યો છે. મહારાજને તે ગૃહસ્થના તે શબ્દો યાદ આવ્યા. ત્યારે તે સમજ્યા કે હાંકી મૂકવા છતાં જ્યારે તે કુત્રી જતી નથી, ત્યારે ઇશ્વરી ઇચ્છાથી તેવો કાંઇ સંબંધ હશે. ગમે તે હો તેને થોડું થોડું ખવરાવવું. આ ઉપરાંત બાબાએ પણ એમને એક બે વખત દર્શાવ્યું હતું કે, હું ત્યાં આવું છું પણ તું મ્હારા તરફ જોતો નથી. તેનું પણ તેમને

સ્મરણ થયું, અને પહેલાં બાબા પાસે નૈવેદ્ય લઇ જતાં જતાં કુત્રાંની જે હકીકત બની હતી, તેની પણ તેમને યાદ આવી, અને તેમણે વિચાર કર્યો કે હવે આ આંધળી કુત્રીને કાંઇ ખવરાવવું. ત્યારથી તેને તેની શક્તિ પ્રમાણે થોડું અન્ન અને કોફી તે આપવા લાગ્યા. કેટલેક દિવસે દૂધ અને અન્ન ખાઇ તે ખૂબ જાડી લઠ્ઠ બની. ન્હાનપણમાં સાંભળેલી વાતના રહસ્યનો તેમને પછી અનુભવ આવ્યો, કે તે કુત્રી બીજી સામાન્ય કુત્રી જેવી નહોતી. હાલ મહારાજ કોઇ કોઇ વખત કહે છે કે, તે કુત્રી પાસેથી મ્હને પુષ્કળ જ્ઞાન થયું. તેણે મ્હને ખૂબ વાતો શીખવી પણ તે કહેવાય એવી નથી. તે અનુભવ મ્હારો મ્હનેજ ખબર. બીજાને કહેવાથી ફાયદો નથી. પરમાર્થમાં શીખવાની ચીજો ઘણી છે અને શીખવનારા પણ ખૂબ છે. જગતની જેટલી વસ્તુ છે, તે દ્વારા કાંઇક પણ શીખાય છે તો કુત્રી પાસેથી શીખ્યો એમાં શી નવાઇ? તે બધા ગુરૂજ હોય છે. કોઇવાર ગધેડાં પાસેથી, કોઇવાર મરઘી પાસેથી, તો કોઇવાર ભંગી વગેરે પાસેથી મ્હને પુષ્કળ જ્ઞાન મળ્યું છે. જેટલાં હીન જાતીનાં પ્રાણી પશુપક્ષીમાં હોય અથવા મનુષ્યમાં હોય અથવા ગમે તે હીન વસ્તુ હોય, તે દરેક પાસેથી ઇશ્વરઇચ્છાથી ખૂબ અદૃષ્ટ જ્ઞાન થવા લાગે છે.” આ ઉપરાંત તે આંધળી કુત્રી વિષે એવી પણ હકીકત કહી કે, વ-હાડ પ્રાંતમાં શેગામમાં ગજાનન મહારાજ નામના મ્હોટા સાધુ થઇ ગયા. સંન્યાસાશ્રમી હતા. તે કુત્રીને રૂપે તે પોતે છે, એમ પ્રત્યક્ષ રીતે દેખાડયું. કોઇ કોઇ વખત તે કુત્રી મહારાજનાં સાસુને રૂપે (છેવટનાં પત્નીનાં માતોશ્રી) દેખાતી. આ શિવાય પણ બીજા ખૂબ પ્રાણીઓ તે કુત્રી મારફતે પ્રત્યક્ષ દેખાતાં અને જ્ઞાનપણ શીખવતાં. જે જે રૂપમાં તે દેખાઇ આવતાં તે રૂપે તે તેમને બોધ કરતાં, અને ગજાનન મહારાજ, તે સાસુબાઇ અને આ કુત્રી એ બધાં અમો એકજ છીએ એવું જ્ઞાન તે કુત્રીએ પ્રત્યક્ષ દેખાવવડે મ્હને આપ્યું એમ મહારાજ પ્રસંગ-પશ્ચાત્ કહેતા. તે કુત્રી બહુ શાંત હતી. ખાઇ તે ખાઇપી જાડી બની હતી. ગમે તેટલો તેને ત્રાસ થાય તોપણ તે શાંતજ રહેતી

અને પોતાનું ઠેકાણું છોડતી નહીં. જ્યારે તે બાઇને લઇ બની ત્યારે તેણે અન્નપાણી છોડ્યાં. ગમે તેટલું ખાવાનું તેના મ્હોં આગળ મૂકવામાં આવતું તોપણ તે ખાતી નહીં. છતાં તે સૂકાઇ નહીં. કૉફી અથવા અન્ન એની સામે મૂકવામાં આવતાં, તેમાંથી તેના મનમાં આવે તો આઠે પંદરે દિવસે થોડું ખાતી. પહેલાં કહ્યાં પ્રમાણે બે ચાર ઠેકાણેથી નૈવેદ્ય આવતા પણ મહારાજ ખાતા નહીં અને કુત્રી પણ ખાતી લગભગ બંધ થઇ તેથી તે અન્ન વડ નીચે મૂકવામાં આવતું અને કાગડા, કુક્કર તે ખાતાં. જે વખતે તે કુત્રી ખાતી હતી તે વખતે મહારાજ પોતાને હાથે તેને ખવરાવતા અને તેને ખાતાં રહેલું કાગડા કુક્કરને નાંખતા. તે કુત્રી પછી ખૂબ વર્ષો રહી; સાઇબાબાની આજ્ઞા પ્રમાણે મહારાજના ખંડોબાના દેવળનાં ચાર વર્ષો પૂરાં પણ થઇ ગયાં, તે ખડ્ગપુર ગયા અને પાછા પણ આવ્યા, તોપણ તે કુત્રી ત્યાંજ હતી અને તેણે તેની કાયમની જગ્યા છોડી નહોતી. પછી ખબર પડી કે મહારાજ સાકોરીમાં આવ્યા બાદ કોઇએ બાણી જોઇ પત્થર મારી તેને મારી નાંખી.

દુર્ગાબાઇ કરમરકર નામનાં એક ગરીબ સ્રી પોતાના છોકરા સાથે સાઇબાબાની સેવામાં હતાં. મહારાજની ખાવાપીવા વિષેની ઉદાસીન વૃત્તિ જોઇ, આ બાઇને તેમની સેવામાં રહી તેમની વ્યવસ્થા સંભાળવા સાઈબાબાએ ઇશારો કર્યો. જે વખતે બાબાની આ આજ્ઞા થઇ, તે પ્રસંગનું વર્ણન કરતાં પહેલાં તે સ્રીની ત્યાંની વર્તણુક કેવી હતી, અને તેનું યોગ ક્ષેમ કેમ ચાલતું હતું તેનું થોડું દિગ્દર્શન અહીં કરીએ.

આ બાઇનો નિયમ એવો હતો કે, રોજ પ્રાતઃકાળે સાઇ-બાબાની સેવા કરવી, રોજ તેમને નૈવેદ્ય લઇ જવો અને જે લીંબડા નીચે પહેલાં સાઇબાબા બેસતા હતા, તે ઝાડની એક બાજુ કે બે બાજુ જેટલી પ્રદક્ષિણા કરવી. તેનો દેવધર્મ પૂરો હતો. તે પૂરો ન થાય ત્યાં સુધી કાંઈ ખવાય પીવાય નહીં. સંધ્યાકાળે એકવાર ખાવું. દુર્ગાબાઇને નિર્વાહનું કાંઈ સાધન

ન્હોતું. તેથી દાદાસાહેબ ખાપર્ડે જે વખતે કેટલાક મહિના બાબાની આજ્ઞાથી શિર્ડી સહકુટુંબ આવી રહ્યા, તે વખતે તે મ્હોટાલોક, તેમને ત્યાં કામકાજ માટે એક બાઈની જરૂર હતી. ત્યારે વાતમાં અને વાતમાં સહેજ બાબાએ દુર્ગાબાઇને કહ્યું કે પેલાં દાદીમા (દાદાસાહેબ ખાપર્ડેનાં પત્ની) તરફ કાંઈ જોતી જા. આ ઉપરથી દાદાસાહેબનાં સ્ત્રીએ તેમને બોલાવ્યાં અને તેણે ત્યાં કામ કરવા માંડયું. દુર્ગાબાઇ કારણ વિના કોઇ સાથે બોલતાં ચાલતાં નહીં. હંમેશ મૌન ધારણ કર્યા પેઠે કોઇની સાથે ન બોલતાં આખો દિવસ બાબાનાં સેવાનાં જે કામો હોય તે નિયમિત વખત કરી, અહીં દાદાસાહેબ ખાપર્ડેની વ્યવસ્થા પણ તે બરોબર કરતાં અને પોતાનો નિત્ય નિયમ લીંબડાની પ્રદક્ષિણા અને દેવધર્મ પૂરો થયાં પછી ચાર પાંચ વાગે તે ખાતાં પીતાં. દાદાસાહેબ જેટલા દિવસ હતા તેટલા દિવસ આ ક્રમ ચાલુ હતો. દાદાસાહેબે જતી વખત તેને બાબાની પ્રેરણાથી દરમહિને પંદર રૂપીઆ બાંધી આપ્યા અને કહ્યું દર મહિને આ રૂપીઆ અમારા તરફથી આવ્યા જશે. તેમાંથી ત્હારા છોકરાનો અને બાબાના નૈવેદ્યનો ખર્ચ કરવો. દુર્ગાબાઈ એટલે પૂર્ણ વિશ્વાસ પાત્ર સ્ત્રી, તેની બાબા પર નિઃસ્સીમ ભક્તિ અને બાબાની તેની ઉપર પૂર્ણ કૃપા, અને દાદાસાહેબ જેવા મ્હોટા ગૃહસ્થ તેમને ચહાય છે છતાં પણ તેને અભિમાન નથી. નિરાભિમાન સ્થિતિમાં કોઇનું પણ અડયું પડયું કામ કરવું અને કોઇ પ્રકારની આશા રાખવી નહીં. આવી રીતની તેની એકંદર સ્થિતિ જોઇ કોઇ તેનું સારૂં બોલતા તો કોઇ તેનો મત્સર પણ કરતા. મત્સર કરનારા તેનાથી ન સ્હેવાય એવો ત્રાસ આપે એટલે તે દુઃખિત અંતઃકરણથી મસ્જીદમાં જઇ સાઇબાબા પાસે બેસતી. તેનું રડુંરડું મ્હોં જોઇ બાબા એટલુંજ કહેતા કે, "દુર્ગે, ત્હારે લોક સાથે શું કામ? ગમે તેમ ચાલે, આપણે શું કામ ત્યાં લક્ષ આપવું? ત્હારે હું છુંને? ત્હારે આગળ ખૂબ કામો કરવાનાં છે.' એમ કહી બાબા તેની પીઠપર હાથ ફેરવતા અને સમજાવતા. સર્વ પ્રકારે હું ત્હારે માટે છું. એમ સ્પષ્ટ રીતે પુષ્કળ વખત બાબાએ તેને કહ્યું.

તેટલાંથી સમજી જઈ તે પોતાના નિયમ પ્રમાણે ચાલતી. વખતો વખત પ્રસંગે પ્રસંગે તેનું સમાધાન કરી અને કોઇ સારૂં કહે તો તે પણ લક્ષમાં ન લેવું અને કોઈ માઠું કહે તે પણ લક્ષમાં ન લેવું એવી રીતની તેને જેવી જરૂર હતી તેવી તેના મનની તૈયારી કરી લીધી. એ પ્રમાણે કેટલાક દિવસ ગયા પછી દસરા દિવાળીના અરસામાં, એક દિવસ દુર્ગાબાઈ સાઇબાબાની પાછળ બેસી નિત્ય નિયમ પ્રમાણે તેમની પીઠ દાબી સેવા કરતી બેઠી હતી, અને બાબા ઉપદેશની પુષ્કળ વાતો ખૂબ પ્રેમથી તેને કહેતા હતા અને વચ્ચે વચ્ચેથી તેના વાંસા પર હાથ ફેરવતા હતા. તે પ્રેમ અને ઉપદેશની વાતો સાંભળતાં સાંભળતાં તેની આંખમાંથી પ્રેમાશ્રુધારા વહેતી હતી. તે વખતે બાબાએ કહ્યું, "તું આજ સુધી મ્હારી ખૂબ સેવા કરી રહી છે, હવે તું વિઠોબાના દેવળમાં જવા માંડ અને ત્યાં સેવા કરતી જા. તેનું કાંઇ સારૂં માઠું જોતી જા. હવે મ્હારે ત્યાંજ જવાનું છે. હંમેશ મ્હારી સેવા થાય એવી જો તારી ઇચ્છા હોય તો અત્યારથી ત્યાં જઈ સેવા કરતી જા.

દુર્ગાબાઈ:—"તે (મહારાજ) કાંઈ કોઇને ત્યાં પેસવા દેતા નથી. ગુસ્સે થાય છે.

બાબા:—બળજબરીથી જવું; ગુસ્સે થાય તો હરકત નહીં. હવેથી તું તેનું સંભાળતી જા, એટલે હું ત્યાંજ છું."

પહેલેથી દુર્ગાબાઇના મનમાં મહારાજ પાસે જવાની ઇચ્છા હતી. મહારાજ માટે કોઇ કૉફી લઇ જાય છે, કોઇ જમવાનું લઈ જાય છે તો આપણે પણ કાંઇ લઇ જયાં કરવું, મ્હારૂં એમનું પહેલાંનું ઓળખાણ છેજ તો ત્યાં જવાનો વહિવટ રાખવો એમ તે બાઇના મનમાં વારંવાર આવતું હતું, એટલામાં બાબાની આવી આજ્ઞા થયેલી જોઇ તેમના મનનો નિશ્ચય થયો કે, હવે ગમે તે થાય આપણે ત્યાં જવુંજ. પહેલાં કહ્યા પ્રમાણે ગુરૂપૂર્ણિમા પછી કેટલાક લોકોનો પૂજ્ય બુદ્ધિથી મહારાજ પાસે આવવાનો વહિવટ શરૂ થયો હતો. તે પ્રમાણે દુર્ગાબાઇ પણ મહારાજને ગમે એવા

પદાર્થ હાથમાં લઈ ત્યાં આવી. કારણ બાળાભાઉને ત્યાં મહારાજ જમવા જતા હતા ત્યારે દુર્ગાબાઇ બાળાભાઉને ત્યાંજ કામ કરતી હતી તેથી મહારાજને ભાવતી ચીજની તેને ખબર હતી. તેને ખંડોબાના દહેરાંમાં આવેલી જોઇ, "તમો એક પછી એક આવવાની નવી શરૂઆત શા માટે કરો છો?" વગેરે વગેરે ગુસ્સાથી બોલી તેને કહાડી મૂકવા માટે મહારાજે તેની ઉપર ખૂબ ગુસ્સો દેખાડ્યો. તેણે એકજ ઉત્તર આપ્યો, "બાબાએ મ્હને અહીં આવવા કહ્યું." બાબાએ કહ્યું, એમ કોઇ કહે કે મહારાજ, થોડા શાંત થતા. તે પ્રમાણે શાંત થઈ તેમણે પૂછ્યું, "બાબાએ શું કહ્યું?"

દુર્ગાબાઈ:—બે ત્રણ દિવસ ઉપર બાબાએ મ્હને પાસે બેસાડી ઉપદેશની પુષ્કળ વાતો કહી, અને તમારી પાસે આવી સેવા કરવાની એમની આજ્ઞા થઇ. તેથી હું આ લાવી છું, માટે થોડું ખાવ."

દુર્ગાબાઈને ખબર હતી કે લોટમાં તેલ અથવા ઘી અને ગોળ નાંખી દૂધ અથવા પાણીમાં તેને ભીંજવી વણી પૂરીના આકારના વા ચોરસ ટુકડા પાડી તેને ઘીમાં તળી તૈયાર કરેલો પદાર્થ, સક્કરપારા મહારાજને ખૂબ ભાવે છે. તેથી તેજ પદાર્થ તૈયાર કરી તે લાવ્યાં હતાં. સંધ્યાકાળનો ચાર વાગ્યાનો વખત હતો. મહારાજને થોડી ખાવાની ઇચ્છા થઈ તેથી તેમણે બે સક્કરપારા ખાધા અને બાકીના પાછા આપ્યા. તેજ વખતે મહારાજે કહ્યું કે રોજ આ'વું લાવતાં નહીં. કોઇ દિવસ એકાદી વખત લાવવું. પહેલાં પહેલાં દુર્ગાબાઇ મહારાજ પાસે દરરોજ આવતાં નહોતાં, સાત આઠ દિવસે ફાવે ત્યારે આવતાં.

મહારાજે ગામમાં જવાનું છોડયુંજ હતું. સ્નાન સંધ્યાદિક આન્હિક આટોપી પોતાની જગ્યા ઉપરજ બેસી પંચદશીનું મનન કરતા. તે ઉપરાંત મુંબાઇના એક ગૃહસ્થ દર્શન માટે આવ્યા. તેમણે જતાં અષ્ટાવક્ર ગીતાનું પુસ્તક લાવી મહારાજને આપ્યું અને કહ્યું, "આ જૂનું પુસ્તક મ્હારે ઘેર ઘણા દિવસથી પડી રહ્યું હતું. આપ પંચદશી વાંચો છો એમ મ્હે સાંભળ્યું. તેથી આ પુસ્તક તમને

ઉપયોગી થઈ પડશે એમ મ્હને લાગ્યાથી હું તે તમારે માટે લાવ્યો છું.” એમ કહી બહુ પ્રેમથી તે પુસ્તક તેણે મહારાજના હાથમાં આપ્યું, “આપણે આ પુસ્તક કદી જોયું નથી. બાબાના મનમાં હશે કે મ્હારે આ પુસ્તક વાંચવું તેથી આમને એ'વી બુદ્ધિ થઇ એમણે એ પુસ્તક આપ્યું.” એ'વો વિચાર તેમના મનમાં આવ્યાથી તેમણે પણ બહુ આદર પૂર્વક તેનો સ્વીકાર કર્યો. તેની અંદરના વિષયો જોઇ વાંચતાં તેમને બહુ સમાધાન થતું. તે એક તેમના પ્રેમનો વિષય થઈ પડ્યો. ઘણા દિવસથી આખી ભગવદ્ગીતા, રામગીતા, વિષ્ણુસહસ્ત્રનામ નિત્ય નિયમ તરીકે બોલવાનો તેમનો વહિવટ હતો તેથી તે ત્રણે મ્હોંએ થઇ ગયાં હતાં. તે નિત્યક્રમ ચાલુ રાખી તે ઉપરાંત પંચદશી, અષ્ટાવક્રગીતા, અધ્યાત્મરામાયણ વગેરે તે સારી સ્થિતિમાં હતા ત્યારે વાંચતા.

કેટલાક દિવસ એમ વીત્યા બાદ, દીવાળીને સુમારે (દીવાળી થતાં પહેલાં, અથવા પછી થોડે દિવસે) એક વૃદ્ધ શુચિર્ભૂત, પાતળા બાંધાના એક બ્રાહ્મણ ગૃહસ્થ, ગૌરવર્ણના, સ્વચ્છ સફેદ વસ્ત્રમાં આભૂષિત થયેલ, વૃદ્ધાવસ્થાને શોભે એવી હાથમાં એક લાકડી તથા બગલમાં ચોપડીઓનું એક મ્હોટું પોટલું લઈ, સંધ્યાકાળે ચાર વાગ્યાને સુમારે મહારાજ એકલાજ બેઠા હતા તે વખતે દેવળનું બારણું ઉઘાડી અંદર આવ્યા. દેવળમાં આવી પોતાને કોઇ કાંઇ ત્રાસ આપે નહીં તેથી કોઇપણ અંદર જાય એટલે મહારાજ તેના પર ગુસ્સે થઇ તેને બ્હીવરાવતા. પરંતુ આ બ્રાહ્મણની મુખમુદ્રા જોતાંજ કોઇને પણ આદર ઉત્પન્ન થતું; અને એ શુચિર્ભૂત ધાર્મિક ગૃહસ્થ છે એમ જોનારાને લાગતું. તે પ્રમાણે મહારાજને પણ, એને જોતાંજ, તેની ઉપર ગુસ્સે થઇ કહાડી મૂકવાનું મનમાં ન આવ્યું. તેમણે સૌમ્ય શબ્દોમાં પૂછયું. કેમ આજોબા (દાદાજી) ક્યાં આવ્યા છો? તે અંદર આવી બેઠા અને હસતા હસતા કહેવા લાગ્યા. “સાઇબાબાને દર્શને આવ્યો હતો. આપના પર સાઇબાબાની કૃપા છે એમ સાંભળ્યું તેથી આપને દર્શને પણ આવ્યો.”

મહારાજઃ—“તમો ઉમરે વૃદ્ધ છો. છતાં તમો મ્હારે

દર્શને આવ્યા છો એમ કેમ કહોછો ?" એ તથા એવુંજ બીજું કાંઇ પ્રસંગોપાત બોલવું થયાં પછી મહારાજે તેનાં પોટલાં તરફ જોઇ પૂછ્યું, "દાદાજી, આ ગ્રંથ શેનો છે ?" તેણે તે પોટલું છોડી તરતજ મહારાજને દેખાડયું. તેમાં છાપેલાં પુસ્તકો વગેરે કાંઈ નહોતું. એક નોટ જેવી ચોપડી અને બીજાં ભેગાં કરેલાં ટાંચણો વગેરે, અને જુદાં જુદાં ઠેકાણાં તથા ગામના તથા મનુષ્યોનાં નામોનું એ એક મ્હોટું પુરાણુજ હતું. મહારાજે થોડું ઉથલાવી જોયું અને કહ્યું, "આ શું છે તે મ્હને સમજાતું નથી." તેણે કહ્યું, "ઇશ્વરકૃપાથી આ સામુદ્રિક વિદ્યા મ્હારી પાસે છે. ઘણા દિવસથી હું આજ ઉદ્યોગ કરૂં છું. જેમનાં સામુદ્રિક જોયાં, તેમના નામ તથા ભવિષ્યનું આ ટિપણ છે." તેમાં ન્હાના મ્હોટા રાજા રજવાડાનાં પણ ટિપણ હતાં. તેણે કહ્યું, મ્હને ઘણા દિવસથી આ છંદ લાગ્યો છે કે બીજા વ્યવહારી લોકોનાં સામુદ્રિક તો ખૂબ જોયાં, હવે સત્પુરૂષ મહાત્મા અવતારી પુરૂષોનાં ચિન્હો જોવા મળે ! મ્હારા પૂર્વાપાર ધંધાને લીધે સત્પુરૂષનાં ચિન્હો કેવાં હોય છે તે મ્હને ખબર છે. તે પ્રત્યક્ષ જોઇ લેવા માટે અથવા મેળવી લેવા માટે જ્યાં જ્યાં સત્પુરૂષ હોવાનું સાંભળું છું ત્યાં જાઉં છું. એ'વી પુષ્કળ જગ્યાએ ભટક્યો, કોઇએ મ્હને જોવાં દીધાં અને કોઇએ ન જોવા દીધાં. જેટલાના જોયાં તેમાં જે પૂર્ણ અવસ્થા છે તેનાં ચિન્હો જેવાં હોવાં જોઇએ તેવાં મ્હને હજી ક્યાંએ જોવામાં આવ્યાં નથી. સાઈબાબાની ખ્યાતિ સાંભળી તે ચિન્હો જોવા મળશે ધારી અહીં આવ્યો. પરંતુ ત્યાંથી મ્હને કાંઈ જોવા મળે એમ તેમના સ્વભાવ ઉપરથી લાગતું નથી. હું ત્યાં જઇ બેઠો અને સ્હેજ તેમનો પગ આગળ હતો, તેની રેખા ઉપર નજર નાંખું ન નાંખું એટલામાં મ્હને ગભરાવી નાંખ્યો અને મ્હને અનુલક્ષી એક જણને કહ્યું, "આ ડોસો મ્હારા ઘરના વાંસડા ગણવા આવ્યો છે એને મ્હારો શું થાગ લાગે ? એવું તેમનું ભાષણ સાંભળી આપણું કાંઇ અહીં વળે એમ નથી એમ મ્હને લાગ્યું. કાલે કોઇ અંદર અંદર વાત કરતા હતા. તે ઉપરથી આપના સંબંધે કેટલીક હકીકત કાનપર

આવી તેથી આપને મળવા માટે આવ્યો. સાઈબાબાના શરીરપરનાં ચિન્હો મ્હને પૂર્ણપણે જોવા મળ્યાં નહીં તોપણ તેમના ચ્હેરાપરનાં બીજાં ચિન્હો ઉપરથી તેમની પૂર્ણ અવસ્થા છે એ હું સમજી ગયો. હવે સામે બેઠી આપની તરફ જોતાં, મ્હને લાગે છે કે ત્યાં જેમ લોકો કહે છે તેમ બાબાની કૃપા માટે આપ યોગ્ય અને પાત્ર છો. પછી તેણે પોતાના હાથ જોડયા અને ખૂબ નમ્રતાથી કહ્યું, "હવે મ્હારી એવી વિનંતી છે કે, બાહ્ય ચિન્હ ઉપરથી જે આ પ્રમાણે દેખાય છે તે અમારી શાસ્ત્રીય રીતે બધાં ચિન્હો જોઈ મેળવી લેવાની મ્હને આજ્ઞા આપો." મહારાજે તેની ના કહી. તેમણે કહ્યું, "દાદાજી, મ્હારૂં શું સામુદ્રિક જુઓ છો?" હવે મ્હારૂં શું થવાનું છે? મ્હારે શું દિગ્વિજય કરવાનો છે? મ્હારૂં સામુદ્રિક તમો કહો તેથી મ્હને તેનો શો ફાયદો? મ્હારૂં સામુદ્રિક મ્હારા ધ્યાનમાં આવી ચૂકયું છે. આજ સુધી હું દુઃખ કષ્ટ ભોગવતો આવ્યો છું. આગળ પણ તેજ દેખાય છે. અરે! દાદાજી તમારા જોતાં પહેલાંજ મારી સ્થિતિ હું કહી દેઉંછું, અરે મ્હારૂં ઘર ગયું, બાર ગયું, મ્હારે ઘરબાર, સ્ત્રી, પૈસાટકા કાંઈજ નથી. ખાવાની પંચાત આવી પડી છે. શરીરની આવી દુર્દશા થઇ, એવાં અનેક સંકટોમાં હું સપડાઇ દુઃખો ભોગવતાં ભોગવતાં હાલ મ્હારી શી સ્થિતિ છે તે જણાયજ છે. ગાંડ ઢાંકવાને ન પૂરાં કપડાં. કામળનાં ચીંથરાં લઈ બેસવા વખત આવ્યો. આજ મ્હારૂં સામુદ્રિક તે ત્હમો જોશો એટલે મ્હને કયું મ્હોટું સુખ મળી જવાનું હતું? માટે મ્હને જોવાનો તમો વિચાર ના કરો. આપ વૃદ્ધ યોગ્ય મનુષ્ય દેખાવ છો, નરસોબાની વાડીના રહેનાર છો અને ત્યાંથી આવ્યા છો તો હું કહું છું ત્યાંના સાક્ષાત દત્તાત્રયેજ મ્હને તમારે રૂપે દર્શન આપ્યાં. હવે સામુદ્રિક વગેરેની ભાંજગડમાં ન પડો. હવે સંધ્યાકાળ થઇ છે માટે અહીં પણ ના થોભો, જાવ." એમ મહારાજે ચોખ્ખી ઘસીને ના કહી તેથી તે હા હા કરતા જતા રહ્યા. પરંતુ મહારાજનું સામુદ્રિક જોવુંજ એવો તેમનો નિશ્ચય હતો તેથી ફરી બીજે દિવસે દસ અગીઆર વાગ્યાને સુમારે બાબા લેંડી તરફ ગયા અને

તે મહારાજ પાસે આવ્યા. તે વખતે પુષ્કળ આજીજી કરી તેણે કહ્યું, "હું હવે વૃદ્ધ થયો છું, એક વખત સત્પુરૂષનાં ચિન્હો દેખાય કે મ્હારે તે ધંધો છોડવો છે. મ્હારી આ આશા પૂર્ણ કરો; મ્હને દાદાજી કહો છો તો એક વાર લાજ રાખો અને એક વખત જોવા દો." એ પ્રમાણે બહુજ દીનતાથી આજીજી કરવા લાગ્યા તેથી મહારાજને હા કહેવી પડી. છતાં એક વખત ટાળવાના હેતુથી તેમણે કહ્યું, "હાલ તો બપોરની આરતિનો વખત થયો, માટે હવે જાવ. પછી જોઇશું કાલ બાલ." તેણે, "આવતી કાલે આજ વખતે હાજર થઇશ," એમ કહ્યું. મહારાજે તેને કાલની વાત કાલે કહી કહાડ્યા; છતાં તે નિશ્ચયી માણુસ બીજે દિવસે તેજ વખતે ફરી હાજર થયા. ફરી હા ના કરતાં છેવટે તેના આગ્રહ પ્રમાણે મહારાજને કબુલ કરવું પડ્યું અને તેણે જોવાની શરૂઆત કરી,

તેની પાસે એક રેશમની દોરી, કાંઇક યંત્ર સૂક્ષ્મદર્શક ( magnifying lense ) અને એક માપની લાકડી ( ફુટ પટ્ટી ) હતી. પહેલો તેણે રેશમની દોરીનો ઉપયોગ કર્યો. પગથી માથા સુધીની ઉંચાઇ માપી. માથાંનો આકાર માપી લીધો. પગના આખાં તળીઆંનું માપ અંગુઠાથી એડી સુધી લીધું. તેની પાસે એક છુટી નોટ બુક હતી તેમાં તે જે જે ચિન્હો જોતા વા માપ લેતા તે લખી લેતા. પછી હાથ, પગ, માથું, કપાળ અને શરીરના બીજા ભાગ ઉપરની રેષા અને ચિન્હો બધાં જોયાં. માથાંના અને છાતીના વાળ બરાબર તપાસ્યા. કોઈ ઠેકાણે તે યંત્ર લઈ જોતા અને જે કાંઇ તેના ધ્યાનમાં આવતું તે લખી લેતા. એમ જોતાં જોતાં અને નોંધતાં નોંધતાં તેના મનમાં શું આવતું તે કોણ જાણે, કોઇ કોઈ વખત તેના મ્હોં ઉપર એક પ્રકારની પ્રફુલ્લતા દેખાઇ આવતી અને કોઈ વખત અશ્રુજળનો દેખાવ દેખાતો, આવી રીતે ઘણા ચિન્હો તેણે જોયાં. છેવટે તેમણે ગુહ્યેંદ્રિય જોવાની ઇચ્છા દર્શાવી. તેણે કહ્યું, "હવે તેટલું એક સ્થાન જોવાની મ્હને મના ના કરશો." તે વખતે મહારાજના શરીર ઉપર બહુ કપડાં નહોતાં ફાટેલું ધોતીઉં, અને તેવીજ કામળથી અર્ધો પર્ધો દેહ ઢાંક્યો

હતો. છતા પણ મહારાજે તેને કહ્યું, જેટલું જોયું તેટલું જોયું, હવે બહુ ભાંજગડમાં ના પાડો અને ત્રાસ ના આપો. અત્યાર સુધી થયું એટલું બસ છે. તેના જવાબમાં તે કહેતા, "મહારાજ, તમોએ કૃપા કરીજ છે તો બધું જોવા દો. એટલીજ મ્હારી વિનંતી છે."

મહારાજ:—"મ્હારૂં સામુદ્રિક જોઇ તમો નોંધી લેવ છો ત્યારે વચ્ચે વચ્ચે તમારી આંખમાં પાણી આવે છે, તો .આ શી ભાંજગડ છે તે મ્હને સમજાવો. ભવિષ્યમાં મ્હારી કાંઇ ખરાબ ભાંજગડ છે કે ? આટલી ઝીણવટથી તમોએ આ બધું જોયું તો તમને આ વિદ્યા પૂર્ણપણે આવડતી હશે અને તમને મ્હારૂં બધું બરોબર સમજાયું હશે. આજ સુધી હું દુ:ખજ ભોગવતો આવ્યો, આગળ પણ દુ:ખનાજ ડુંગર છે કે શું અને તેથી તમારી આંખમાં પાણી આવ્યાં ? અને તમે આટલા ઉંડા ઉતરી આ તપાસ્યું છે તો મ્હને તે શું છે તે સમજાવો." તે ઉપરથી તેણે કહ્યું, "ઘણું ઉત્તમ છે. બધું સારૂં છે. પરંતુ મ્હને એકવાર બધું જોઇ લેવા દો એટલે તમને બધું સમજાવી દઇશ કે ક'યું ચિન્હ કયાં છે અને તેનું ફળ શું છે." ઇત્યાદિ.

એક દિવસમાં તેનું જોવાનું પૂરૂં થયું નહીં. બે ત્રણ દિવસ રોજ બબ્બે ત્રણ ત્રણ કલાક તે તપાસતા. તેની સવડ પ્રમાણે તે આવતા અને મહારાજની ઇચ્છા થાય ત્યારે તેને દેખાડતા. એક બે દિવસ એવા પણ ગયા કે તે પોતાની વખતે આવ્યા પરંતુ મહારાજની ઇચ્છા ન હોવાથી તેમણે તેને કાંઇ જોવા દીધું નહીં. આંખ, જીભ, કાન, કાનની અંદરનો ભાગ, ગરદનની આગળનો અને પાછળનો ભાગ, હાથ પગની રેષા, પગની ઉપરનો ભાગ બધું તેણે જોયું હતું. છેવટે તેણે ગુહ્યેંદ્રિય જોવા માટે મીઠા શબ્દમાં વિનંતી કરી અને કહ્યું, "મ્હેં જે કાંઇ અત્યાર સુધી જોયું છે. તે ઉપરથી એટલું તો મ્હારા લક્ષમાં આવ્યું છે કે, "હાલ જો કે તમો તે (ગુહ્યેંદ્રિય) નહીં દેખાડો તો પણ તે જગતની દૃષ્ટિએ પડશેજ. ત્યારે મ્હને જોવા દેઇ મ્હારા જીવનું સમાધાન શા માટે થવા દેતા નથી ? તેણે એક સરખો પીછોજ પકડ્યો. ત્યારે મહા-

રાજે કંટાળીને કહ્યું, "કરો, તમારે એકવાર જે કરવું હોય તે." પછી તેણે ગુદદ્વારનો બધો ભાગ લિંગ વગેરે તેની રીત પ્રમાણે જોઈ લીધાં. બધું થયા પછી તે બોલ્યા "મ્હારૂં જોવાનું બધું પૂરૂં થયું. ઢાંકી દો હવે, તે પ્રમાણે મહારાજ ઢાંકતા હતા હજી પૂર્ણ પણે તે ઢાંકી પણ નહોતું લીધું, એટલામાં તેણે લાંબા છટ થઈ સાષ્ટાંગ નમસ્કાર કર્યા. પ્રેમાશ્રુથી તેની આંખો ભરાઇ આવી. મહારાજે કહ્યું, (દાદાજી) આ શું? તમારી યોગ્યતા મોટી હોવા છતાં ત્હમો મને આમ નમસ્કાર શા માટે કરો છો? આમ કેમ કરો છો? મને આ કાંઈ ઠીક દેખાતું નથી.

સામુદ્રિકઃ—ઠીક હોય કે ખોટું હોય. મ્હને જે દેખાય છે તે ઉપરથી હું કહું છું કે હાલ મ્હેં નમસ્કાર કર્યા છે, ભવિષ્યમાં સેંકડો હજારો લોકો સાષ્ટાંગ નમસ્કાર કરશે, એવી સ્થિતિ તમારા ચિન્હો ઉપરથી મ્હને દેખાઈ આવી. જે માટે મ્હેં પુષ્કળ વર્ષથી આ ધંધો સ્વીકાર્યો તે મ્હારૂં કાર્ય થયું. આજથી હવે આ ધંધો કરવો નથી. અનેક લોકો પરમેશ્વર પ્રાપ્તી માટે અનેક ઉદ્યોગો કરે છે. ઇશ્વરી સંકેતથી મ્હારો જે આ સામુદ્રિક જોવાનો ધંધો છે, તે વડેજ મ્હને પરમેશ્વરની પ્રાપ્તિ થઇ. આજ વ્યવસાય વડે સાક્ષાત્ પરમેશ્વરે મ્હને દર્શન આપ્યાં.

મહારાજઃ—આ શું કહો છો? હું શું તે અવસ્થામાં છું કે તમો મ્હને પરમેશ્વર સમજી મ્હારૂં દર્શન લો છો?

સામુદ્રિકઃ—"મ્હને બધાં લક્ષણો વડે પ્રત્યક્ષ દેખાઇ રહ્યું છે. પૂર્ણ સત્પુરૂષ, પૂર્ણ પહોંચેલા મહાત્મા, પૂર્ણ પરબ્રહ્મ સચ્ચિદાનંદ અવસ્થા જે પુરૂષોમાં આવે છે તેમના જે ઠરાવીક ચિન્હો છે તે મ્હને ગમે ત્યાં દેખાય અને તે રૂપે પરમેશ્વરનાં દર્શન લઈ હું કૃતાર્થ થાઉં, એ માટે હું આજસુધી પ્રયત્ન કરતો હતો. હજારો ઠેકાણે હજારો જણાનાં ચિન્હો જોતાં જોતાં મ્હારૂં આયુષ્ય પુરૂં થવા આવ્યું. હું હવે તદ્દન ઘરડો થઈ ગયો. પરંતુ આ ચિન્હો મ્હને આજસુધી ક્યાંઇ દેખાયાં નહોતાં. કોઇ સત્પુરૂષ પૂર્ણ થાય, તેની જગતમાં પ્રસિદ્ધિ થાય, એટલે અમો ત્યાં જોવા

જોઇએ, તો તે દાદ ન આપે. સાઇબાબાએ પણ મ્હને ધમકાવી હાંકી મૂકયો. "મ્હારા ઘરના વાંસ ગણે છે કે?" કહી હાંકી મૂકયો. પરંતુ આપ હજી જગત્‌માં પ્રસિદ્ધિમાં આવ્યા નથી તેથી પૂર્ણ સચ્ચિદાનંદપણાની આપને ખબર નથી. જો તે અવસ્થામાં આપ એકવાર ગયા હોત તો આપે પણ મ્હને દેખાડયું નહોત. પરંતુ ઇશ્વરને મ્હારી ઇચ્છા પૂર્ણ કરવી હતી તેથી આ સુયોગ આવ્યો. પૂર્ણસત્પુરૂષ, પૂર્ણ સચ્ચિદાનંદ અવસ્થાના જે લક્ષણો છે તે આજે મ્હને આપનામાં પૂર્ણ પણે દેખાયાં. હવે મ્હને કોઇપણ રીતની શંકા રહી નહીં. મ્હારૂં કામ પૂરૂં થયું." એમ કહી વારંવાર તે સાષ્ટાંગ નમસ્કાર કરવા લાગ્યા અને એકદમ મહારાજને ભેટી પડ્યા. તેની તે સ્થિતિ જોઇ મહારાજનું હૈયું પણ ભરાઇ આવ્યું. એઉના મનની બહુ વિચિત્ર સ્થિતિ થઇ-તેનું વર્ણન થઇ શકે એમ નથી. થોડે વખતે અંત:કરણ શાંત થયાં પછી તે ગૃહસ્થે કહ્યું, "ખૂબ દિવસોથી આપની ઉપર સત્પુરૂષોના પ્રયોગ થાય છે અને પૂર્ણતા થવાનો વખત હવે પાસે આવ્યો છે. તે સાઈબાબાનીજ મારફતે થશે."

મહારાજ:—અરે, તે ગમે તે હો, પણ હું આજસુધી ખૂબ દુ:ખજ ભોગવતો આવ્યો છું. હવે ભવિષ્યમાં સુખ, વિશ્રાંતિ છે કે દુ:ખજ છે?"

સામુદ્રિક:—ત્યાં સુખ છે કે દુ:ખ છે તે હું શું કહું? મ્હને વળી ત્યાંનો અનુભવ શું છે? અનુભવ આપને આવશે અને આપને તે આવશે એ વાત નક્કી. ત્હમો ખરા સચ્ચિદાનંદરૂપ છો, અને તેનો અનુભવ ખરેખર તમો લેશો એ ચિન્હો ઉપરથી, મ્હને સમજાય છે. એમાં કાંઈ ફેર નહીં પડે.

મહારાજ:—જવા દો, દાદાજી, તે વાતો, પરંતુ તે ચિન્હો ક'યાં તેનું મ્હને થોડું ઘણું જ્ઞાન આપશો કે?" તે ઉપરથી કેટલાંક કેટલાંક ચિન્હો તેમણે મહારાજને સમજાવી દીધાં. હાથ ઉપર, પગ ઉપર, માથાંઉપરનાં ચિન્હો દેખાડતાં તેણે કહ્યું, સત્પુરૂષના એક ચિન્હમાં સેંકડો ચિન્હો દેખાય છે. એકજ ચિન્હ

અમુક એક કહીએ તો તે પણ ત્યાં દેખાય છે અને બીજું કાંઇ કહીએ તો તે પણ ત્યાં દેખાય છે, એ ઉપરાંત વળી બીજો કાંઈ વિચાર કરીએ તો તે પણ ત્યાં દેખાય છે. જેમ સત્પુરૂષની ભાષાનો એકજ શબ્દ પણ બહુ વ્યાપક હોય છે, જેમ જેમ વિચાર કરીએ તેમ તેમ પુષ્કળ અર્થ નીકળે છે; તેમજ તેમના શરીર ઉપર જે ચિન્હો હોય છે ત પણ વ્યાપકજ હોય છે. તે કોઇ પણ એક ચિન્હ ઉપરથી પુષ્કળ પ્રકારના આકારો દેખાય છે. જેને ખબર હોય, જે વાકેફ હોય, જેની અક્કલ તે વિષયમાં બરોબર નિષ્ણાત હોય, તે એકજ ચિન્હમાં ફાવે તે આકાર જોઇ શકે છે. કમળનાજ આકારની જેને ખબર હોય, તે એક કમળજ ત્યાં જોશે. શેષ ઇત્યાદિ પુષ્કળ ચિન્હો ત્યાં દેખાય છે, પણ એટલી અક્કલ તેની પહોંચતી નથી. (એમ કહી તેણે શેષ હતો ત્યાં, ઉપરની કેટલીક રેષા પર નિશાની કરી) હવે ત્હમને સુંદર ધ્વજ દેખાડું છું." અને તે પ્રમાણે તેણે તે દેખાડયો. તે ધ્વજ સ્પષ્ટ દેખાતો જોઇ મહારાજને આશ્ચર્ય થયું કે હમણાં તો કમળ દેખાતું હતું, તેનોજ શેષ દેખાયો, અને તે જઇ હવે ધ્વજ કેમ દેખાવવા માંડયો? (પેન્સીલથી એક ચિન્હ ચિતરી દેખાડયાં પછી તે ભુસી નાંખી, બીજી રેષાઓ ઉપર નિશાની કરી તે બીજાં ચિન્હો દેખાડતા હતા. તે પ્રમાણે ધ્વજા દેખાડ્યા પછી ત લૂંછી) તેણે કહ્યું, "હવે જુઓ બીજું દેખાડું છું." (તેણે નવી ચીતરેલી રેષાનું એક સુંદર માછલું દેખાવા લાગ્યું.) આ ચિન્હ દેખાડી તેણે કહ્યું, "બધાંમાં શ્રેષ્ઠ ચિન્હ એજ છે." મકરધ્વજનું ચિન્હ પરમેશ્વરી અવતાર હોયાં શિવાય આવતુંજ નથી. એ'વાં ચિન્હો ક્યાંઇ જોવામાં નથી. અર્જુનના રથ ઉપરના વાવટા ઉપર આજ ચિન્હ હતું. એવી રીતે પુષ્કળ રીતે ઘણી વાતો સમજાવી અને કહ્યું, "એવાં પુષ્કળ છે. તેમાંના મુખ્ય મુખ્ય એટલે હાથ ઉપર અગ્નિકુંડ છે." તે તેણે દેખાડ્યો. તેજ પ્રમાણે મનુષ્યનો આકાર અને પશુનો આકાર એક થયાંનું ચિન્હ હાથ ઉપર હોયાંનું દેખાડી, એને અમારી પરિભાષામાં અમુક કહે છે એવું કાંઈ કહ્યું. "અદ્વૈત અવસ્થા તમારામાં આવનાર છે

તેથી આ ચિન્હ છે. નરસિંહ અવતારનું જેમ મિશ્ર સ્વરૂપ (નર–સિંહ) તેવું આ ચિન્હ છે. જમણા હાથ ઉપર એકની ઉપર એક એમ દસના બે આંકડા છે. તે દેખાડી તે બોલ્યા દસે અવતાર તમારામાં હોઇ તેમની ઉપર જે કાંઇ છે તે બધું તમારામાં છે. જમણા હાથમાં અંગુઠા પાસે શેષ છે તે પ્રદક્ષ-ણીય છે. અંગુઠાની પાછળથી આવી તેની પુંછડી મ્હોંમાં ગઇ છે. તેજ પ્રમાણે તેનીજ પાસે બીજી એક સર્પાકૃતિ પહેલી આકૃતિથી ઉલટી રીતની છે એટલે પહેલી આકૃતિમાંના સર્પનું મ્હોં જે બાજુએ છે તે બાજુએ બીજા સર્પની પુંછડી છે. આ શિવાય, મચ્છ, કચ્છ, ઇત્યાદિ દસે અવતારના ચિન્હો અને પશુ તથા મનુષ્ય ઈત્યાદિ ચિન્હો તે હાથ ઉપર છે. ડાબા હાથ ઉપર પણ એક પંચમુખી શેષ છે.

તે વખતે મહારાજ અતિશય સૂકાઈ ગયા હતા તેથી શરીરની શિરા (નસો) સ્પષ્ટ દેખાતી હતી. "લિંગ ઉપર બ્રહ્મા વિષ્ણુ મહેશ એમનાં ચિન્હો એકજ ઠેકાણે છે. તે પૂજનીય દેવતા ત્યાં છે તેથી જગત્ તેની પૂજા કરશે. જે સેંકડો સત્પુરૂષ મહાત્માઓ થઇ ગયા, તેમને રહેવાની મઠીજ આ તમારૂં શરીર છે એમ જાણો. એટલે જેમ કોઇ ધર્મશાળા, અથવા ડાકબંગલો હોય અને તે જગ્યાઓએ તે તે યોગ્યતાના લોકો ફાવે તે વખતે જઇ રહે છે અને ફાવે તે કારભાર કરે છે, તેમ સત્પુરૂષ મહાત્માઓ શ્રી તુકારામ, રામદાસ ઈત્યાદિ અથવા મુક્તાબાઈ, મીરાંબાઈ ઇત્યાદિ સતી સાધ્વી સ્ત્રીઓ જે ગુપ્ત હોય છે તેમને વારંવાર જગતના કલ્યાણ માટે કોઈના પણ સ્થુલ શરીરની માર-ફતે આવજાવ કરવી પડે છે. તે માટે આપનું શરીર તેમની મઠી છે (પહેલાં એક વખત શ્રી સાઇબાબાએ પણ એમને મઠપતિ છો એમ કહ્યું હતું). તો આપનું દર્શન કેમ ન લઉં? એમ કહી તેણે સાષ્ટાંગ નમસ્કાર કર્યા. મહારાજે કહ્યું, "એક ચિન્હમાં પુષ્કળ ચિન્હો તમે બતાવો છો અને આ દેહમાં સત્પુરૂષ અવ-સ્થા માનો છો, તેથી મ્હને તમારામાંજ સત્પુરૂષ અવસ્થા દેખાય છે. તો તમારૂં દર્શન શા માટે ન લેવું? એમ કહી મહારાજે

તેને સાષ્ટાંગ નમસ્કાર કર્યા, "હવે હું હંમેશ તમારી પાસે છું અને તમો મ્હારી પાસે છો" એમ કહી તે વૃદ્ધ મહારાજ નરસોબાની વાડીએ પાછો જાઉં છું કહી ચાલતા થયા, તે કાંઇ ફરી દૃષ્ટિએ ન પડ્યા.

દિવાળીથી મહારાજની સ્થિતિ બદલાતી ચાલી અને થોડી થોડી, (અર્ધી પર્ધી,) બ્રમિષ્ટ અવસ્થા આવવા લાગી. કોઇવાર ખાય, કોઇવાર ન ખાય. એમ કેમ થતું હતું તે તેમનું તેમને પણ સમજાતું નહીં. તેથી મ્હોં ઉપર ઓઢવાનું લઇ તે પડી રહેતા. એવી રીતે થોડો વખત પડે ન પડે એટલે જાણે કોઇ તેમને ઉંચકી લઇ જતું હોય એવું તેમને લાગતું. તેથી મ્હોં ઉઘાડી જુએ તો ઉંચકી લઇ જતાં જતાં એકદમ છોડી દીધાથી પડી ગયા હોય એમ લાગતું. આમ વારંવાર થવા માંડ્યું. તેનો જોકે ભય લાગતો નહીં તોપણ તે સ્થિતિનો તેમને કંટાળો આવવા માંડયો; અને પડી રહેવું ઠીક નહીં એમ એમને લાગવા માંડ્યું. તેથી બેઠાં બેઠાં કાંઇ પણ ઉદ્યોગ કરવો, એ હેતુથી બાબાની ભક્તબાઇ ભીમાબાઇ કોઇ કોઇ વખત મહારાજની ખબર લેવા આવતી; તેને એમણે કહ્યું, "ભીમાબાઈ મ્હને ગમતું નથી, કાંઇપણ ગમ્મત જોઇએ; માટે એક ઘંટી લાવી આપો કે હું દળતો બેસું. તે અનમન કરવા લાગી. પરંતુ મહારાજે આગ્રહથી તેનો પીછોજ પકડ્યો તેથી તેણે એક ઘંટી લાવી આપી. તેમણે તે બેસવાની જગ્યાએ માંડી અને કોઇનું પણ દળાણુ લાવી આપતાં જાવ, હું દળી આપીશ એમ તે બાઇને કહ્યું. તમને દળવાનું કામ કેમ સોંપાય, કહી તે બાઇએ આડી અવળી વાત કરી, પરંતુ મહારાજે તેને કહ્યું ઘં લાવી આપી તો દળણુ લાવી આપવાને શા માટે અનમન કરો છો? પછી એક દિવસ ચણાની દાળ દળવા લાવી આપી. મહારાજે તે દળી આપી અને તે તે લોટ લઇ ગઇ. મહારાજ દળી આપે છે એવી ખબર ગામની સ્ત્રીઓને પડી એટલે ગામની મરાઠા વગેરે લોકોની સ્ત્રીઓ તેમને દળવાનું લાવી આપતી અને મહારાજ તે દળી આપતા. આ'વો પણ ક્રમ ઘણાક દિવસ ચાલ્યો. પછી તો એમના અન્ન પાણી છૂટી ગયાં પછી તે સ્ત્રીઓના

મનમાંજ વિચાર આવ્યો કે આ ખાતા નથી, દેવના છંદમાં પડ્યા છે, એમની પાસે આપણાથી કેમ કામ લેવાય? તેથી તેઓએ હળાણુ લાવી આપવાનું બંધ કર્યું. લગભગ વર્ષ સુધી, ગામમાં જઇ કાકાસાહેબના વાડામાં કેળકરને ત્યાં કેટલાક દિવસ સુધી અને કેટલાક દિવસ દેવળમાં જમવા ખાવાનું થતું. કાકાસાહેબનો વાડો અને ત્યાં જમવાનું છૂટયાં પછી નાનાસાહેબ ચાંદોરકરે વ્યવસ્થા કરેલ, અને વાસુકાકા અને દુર્ગાબાઇ લાવતાં તે નૈવેદ્ય મહારાજ કોઇ કોઈ વખત સંધ્યાકાળે ખાતા. કોઈ વખત ફક્ત કૉફીજ લેતા. તો કોઇક કોઇક વખત સાત આઠ દિવસ કાંઇ ખાતાજ નહીં. પાંચ સાત મહિના આમ ગમે તેમ ગયા; પરંતુ સંક્રાંતિથી બધું તદ્દન બંધ થયું. વૃત્તિમાં પણ વિચિત્ર ફેરફાર થઈ ગયો. પૂર્વાવસ્થા જાણે પૂરીજ થઇ. વાસુકાકા એની મેળે, અને સારજાબાઇ ચાંદોરકર નૈવેદ્ય રોજ પાંચ છ મહિનાથી લાવતાં, પરંતુ તેમને પણ હવે અંદર આવવા દેતા નહીં. કોઇનેજ આવવા દેતા નહીં, અન્ન લાવવા દેતા નહીં. બહુ બળજબરીથી કોઇ નૈવેદ્ય લાવતું તો તે ઉંચકી ફેંકી દેતા અને હવે લાવશો તો આમજ ફેંકી દેતો જઇશ,' કહી તેને તિરસ્કારથી અને ગુસ્સાથી સંબોધતા—આ'વું વર્તન ચાલુ થયું. તે કહેતા, તમો ફેંકી દો કે કાંઇ પણ કરો અમો અમારા નિયમ પ્રમાણે લાવ્યાં કરીશું. એ'વી રીતે તે રોજ લાવતા અને સામે આવે કે તે અન્ન સહિત ખુમચો, કૉફી લાવ્યા હોય તો કૉફી સહિત તે વાસણ અથવા બીજું કાંઇપણ લાવે તો તે ફેંકી દઇ લાવનારને ગાળો દેવાનો સપાટો શરૂ થતો. તોપણ કેટલાક લોકોનો નિયમ એક સરખો ચાલુ રહ્યો. મહારાજે તેમને કહ્યું, "હું તમને દેવળમાં આવવા દઇશ નહીં. તમારે જોઇએ તો વડના ઝાડ નીચે તે અન્ન કુત્રાં કાગડાને નાંખ્યાં કરો. હું દેવળમાં બારણું બંધ કરી બેઠો હોઉં છું. અંદર કોઇએ આવવું નહીં. જો કોઈ બારણું ઉઘાડી અંદર આવ્યું તો તેને ગાળો ખાવી પડશે અને અન્ન તો ફેંકી દેવામાં આવશેજ." આ'વી રીતની ધમકી આપી કહ્યાં છતાંએ એકવાર નાનાસાહેબનો નૈવેદ્ય લઇ સારજા-બાઈ બળજબરીથી અંદર ઘુસી. તેને ગાળબોળ માર પીટ કરી તેના

હાથમાંનો ખુમચો ફેંકી દીધો અને ફરી આવી તો આથી પણ વધુ માર મારીશ એવો ધાક દેખાડ્યો. તે રડતી રડતી ગામમાં ગઇ. અને ત્યારથી તેનું આવવાનું તથા અન્ન લાવવાનું બંધ થયું. તેના પતિ બાળાભાઉને આ વાતની ખબર પડી એટલે તે નૈવેદ્ય શા માટે બંધ કર્યો? આપણો નિયમ ચાલુ રહેવો જોઈએ વિગેરે કહી ગુસ્સે થયા. તેણીએ કહ્યું હું તેની ગાળબોળ અને તેનો માર ખાવા જવાની નથી. બાળાભાઉએ પણ પુષ્કળ ગુસ્સો કરી જોયો પણ તેણીએ જવાની નાજ પાડ્યાથી બાળાભાઉજ પોતે નૈવેદ્ય લઇ આવ્યા પરંતુ કર્મધર્મ સંયોગથી તે વખતે મહારાજ દેવળમાં નહોતા. આજુબાજુ ગમે ત્યાં ફરતા હતા. બાળાભાઉએ તે ખુમચો દેવળમાં મૂકયો અને ચાલતા થયા. બાળાભાઉને સત્તર કામ. તેથી રોજ નૈવેદ્ય લઇ આવવાની તેમને સવડ થોડી હતી તેથી બીજે દિવસે સમજાવી તથા ગુસ્સે થઇ પોતાની પત્નીને નૈવેદ્ય લઈ મોકલી. તેના મનમાં મારની બ્હીક હતી તેથી એકલાં આવવાની તેની હિમ્મત થઇ નહીં. માટે તે વાસુકાકા સાથેજ આવી.

વાસુકાકાનો નૈવેદ્ય લાવવાનો નિયમ પહેલાં પ્રમાણે ચાલુજ હતો. પરંતુ તે મહારાજની આજ્ઞા પ્રમાણે અંદર ન જતાં વડના ઝાડ નીચે કુત્રાં કાગડાને ખવડાવતા અને જતા. તે દિવસે વાસુકાકા અને સારજાબાઇ બેઉને ભેગાં થઈ સાથે આવેલાં જોઇ મહારાજ ખૂબજ ચ્હીડાયા. બેઉના ખૂમચા ફેંકી દીધા અને ગાળો દઇ તેમને કહાડી મૂકયાં. ત્યારથી સારજાબાઇએ આવવાનુંજ છોડયું. પરંતુ વાસુકાકાએ પોતાનો નિયમ છોડયો નહીં તેમજ બાળાશેઠસોની જે પહેલાં સીધું આપતા હતા, અને જેમણે મહારાજ કાકાસાહેબને ત્યાં જમવા જવા લાગ્યા ત્યારથી તે બંધ કરી રોટલા કરી લાવવાનો નિયમ ચાલુ રાખ્યો હતો, તે પણ હવે વાસુકાકાની સાથે પોતાનો નૈવેદ્ય લાવવા લાગ્યા અને વાસુકાકા પેઠેજ તે પણ તેમનો નૈવેદ્ય વડના ઝાડ નીચે કાગડા કુત્રાંને નાંખી ચાલ્યા જતા.

---

## પ્રકરણ દશમું.

### ઈશ સૃષ્ટીમાંના ગૂઢ અનુભવો.

પાછળના ભાગમાં કહ્યાં પ્રમાણે અર્ધી ભ્રમિષ્ટ અવસ્થામાં કદી ખાતા, કદી ભૂખ્યા રહેતા, એવી રીતે કાળક્રમણ થતાં વચ્ચે વચ્ચે જ્યારે તે અવસ્થા નાશ પામી જે વખતે મહારાજ બરોબર શુદ્ધીમાં આવતા ત્યારે તેમના આન્હિક ઇત્યાદિ નિત્ય નૈમિત્તિક કર્મો તથા ગ્રંથાવલોકન વગેરે પહેલાં પ્રમાણે અસ્ખલિત ચાલતાં. હવે તેમના માનવસૃષ્ટિમાંના બધા વ્યવહાર પૂરા થયા. સદ્ગુરૂના પ્રયોગો તેમની ઉપર શરૂ થઇ બધું ગાડુંજ ઉલટયું હતું. એટલે કે હવે પછી મહારાજને જે વાતોનો અનુભવ આવ્યો તે બધી વાતો માનવ સૃષ્ટિની ન હોઇ, ઇશ સૃષ્ટિનો અનુભવ તેમને આવવા લાગ્યો. સદ્ગુરૂ સાધકને જ્યારે પૂર્ણ અવસ્થામાં લઈ જાય છે ત્યારે દૃશ્ય જગત્‌ની પેલી બાજુના ઈશ સૃષ્ટીના અનુભવો દેખાડતા દેખાડતા તેની પણ આગળની અવસ્થામાં લઇ જાય છે. સાધકને જે ઇશ સૃષ્ટિના અનુભવો આવે છે તે કહેવાઇ શકે એવા નથી હોતા, કારણ તે અનુભવ જન્યજ છે અને જો કોઇ પ્રયત્ન કરે તો અનુભવ શિવાય તે સમજવું પણ કઠણ છે. ગુરૂ વાકય ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખવામાં આવે તોજ સાધકથી આગળના માર્ગનું આક્રમણ થઇ શકે છે.

એક દિવસ સંધ્યાકાળે મહારાજ ખંડોબાના દહેરાંના ઓટલાને અઢેલી દરવાજા તરફ મ્હોં કરી સાયંસંધ્યા કરતા દહેરાંમાં બેઠા હતા. અર્ધીથી સ્હેજ વધુ સંધ્યા થઈ હશે, એટલામાં તેમના બ્રહ્મીભૂત પૂજ્ય દાદાજી (આજોબા) તે દહેરાંના બારણાં સામે જે પગથીઆં છે, તે પગથીઆં ઉપર આવી પ્રત્યક્ષ ઉભા રહ્યા, અને પોતાનો હાથ દેવળમાં ધર્યો. જાણે કે તે જે કાંઈ બોલવાના હતા તે તરફ મહારાજનું લક્ષ જાય તેથી તે ઈશારોજ કર્યો હતો. તે હાથ એમ રાખીનેજ તેમના બ્રહ્મીભૂત દાદાજીએ, મહારાજે ત્યાં જોયું કે તરતજ એકદમ “અહંમદનગર” એવો શબ્દ દરેક અક્ષર ધીમે ધીમે બોલી ઉચ્ચાર્યો. દાદાજીના દેહાવસાન થયે ઘણાં

વર્ષો વીતી ગયાં પછી આજે દાદાજીને પ્રત્યક્ષ સામા આવી ઉભેલા જોઈ મહારાજની કે'વી વિચિત્ર સ્થિતિ થઇ હશે તેની કલ્પનાજ કરવી યોગ્ય છે. મહારાજ એ'વી વિચિત્ર સ્થિતિમાં હતા ત્યારેજ ઉપરના શબ્દો તેમને કાને પડ્યા. તે શો શબ્દ છે અને ક'યા હેતુથી તે બોલે છે અને તે ફક્ત '**અહંમદનગર**' એ શબ્દનો અર્થ શો સમજવો એ વિચાર તેમના મનમાં આવે ન આવે એટલેજ ફરી દાદાજીએ તેજ શબ્દ ( **અહંમદનગર** ) એક એક શબ્દ ( **અહં–મદન–ગર** ) છુટા કરી કરી ઉચ્ચાર્યો. તો પણ મહારાજના લક્ષમાં તેમનો હેતુ સમજાયો નથી એ વાત જાણી આગળ કરેલો હાથ જોરથી હલાવી, "અરે, **અહમ્, મદન, ગર**" એમ જોરથી બોલી એકદમ મ્હોં ફેરવી અદૃશ્ય થયા. આ એકદમ બનેલા બનાવથી મહારાજની સંધ્યા તો બંધ થઇજ, પણ આ શો પ્રકાર છે, આજોબા સામા શું આવ્યા, **અહંમદનગર** શું બોલી ગયા, એ વિષે તેઓ વિચાર કરતા બેઠા. એક મિનીટ ભરજ આ વિચાર તેમના મગજમાં રહ્યો હશે, એટલામાં તેનો વર્મ તેમના ધ્યાનમાં આવ્યો. તે ઉપરથી મહારાજનું હૃદય ભરાઈ આવ્યું, આંખદ્વારા અશ્રુધારા શરૂ થઇ અને ઉપરતી, પશ્ચાત્તાપ તથા અત્યંત વિરક્તતાની અવસ્થા એકદમ તેમનામાં પ્રકટ થઇ. દાદાજીએ ત્રણવાર ઉચ્ચારેલો તે શબ્દ, અને જોયેલો તે દેખાવ હંમેશ તેમના મનમાં ઘોળાયાં કરતો, અને તેના અર્થની છાપ તેમના અંતઃકરણપર બહુ ઉંડી પડી. તે કંઇ રીતે અને કે'વો ઉપદેશ કરી ગયા, તે સ્થિતિ ધ્યાનમાં આવે કે મહારાજ પોતાની સ્થિતિમાં રહી શકતા નહીં. હજી પણ જે વખતે તેમને આ વાતની યાદ આવે છે ત્યારે અંતઃકરણ ભરાઇ આવી કેટલાક વખત સુધી દેહભાન વિસરી જાય છે.

જે વખતે આ અનુભવ મહારાજે પ્રસંગોપાત ભક્તોને કહ્યો, તે વખતે પણ એકસરખી અશ્રુધારા ચાલુ હતી, અને મ્હોં વાટે શબ્દ મહામુશ્કેલીથી નીકળતો. મહારાજે આ દૃષ્ટાંતનું સ્પષ્ટીકરણ એવી રીતે કર્યું છે કે સદ્‌ગુરૂ હોય છે તે જે રીતે

સાધકનો વિશ્વાસ પડે તે રીતે અને તેનું રૂપ લઇ ઉપદેશ કરે છે. આ દૃષ્ટાંતમાં પ્રત્યક્ષ દાદાજી આવ્યા, અથવા તેમને રૂપે સાઇબાબા આવ્યા. તેમનામાં અને એમનામાં કાંઇ ફરક નથી, બેઉ હવે એકરૂપ થયા, એમ શ્રીસાઇબાબાએ દેખાડયું. આ દૃષ્ટાંતનો વધારે વિચાર કરતાં સાઇબાબા અહંમદનગર જીલ્લામાં રહ્યા, તેનો ઉદ્દેશ એજ કે તેમની પાસે જે કોઇ હોય, અથવા જે કોઇને તેઓને ઉપદેશ કરવો હોય, તેમને માટે આ ત્રણ શબ્દનો (અહમ્–મદન–ગર) બીજમંત્રજ હતો. ઉપનિષદોના સારભૂત આ મંત્ર છે. પરમેશ્વર અવસ્થા આવવા માટે જો કાંઇ બીજ હોય તો આ બીજમંત્રજ છે. આથી શ્રેષ્ઠ એવો બીજો ક્યો ઉપદેશ છે? પરમેશ્વરી સુખપ્રાપ્તિ માટે અખંડ આનંદમાં જવા માટે આ ત્રણ શબ્દી મંત્રનો પૂર્ણ બોધ થયા પછી વળી બીજા ગ્રંથ અને મંત્ર શા માટે જોઇએ? જે ચીજની કલ્પના પણ કદી ન આવે, એવો હંમેશના વ્યવહારનો શબ્દ (અહંમદ-નગર) પરંતુ તેમાં કે'વો ઉંડો મર્મ છે? અહં એટલે સર્વ પ્રકારનો અહંકાર, હું પણું, માપેલી અવસ્થા. મદન એટલે સર્વ પ્રકારની વાસના, કામના. ગર એટલે વીષ. અહંકાર અભિમાન બધા પ્રકારની વાસના, એ વીષ છે; એવી રીતનો દાદાજીના ઉપદેશનો અર્થ સમજાતાંજ મહારાજની શી સ્થિતિ થઈ હશે, એની કલ્પના ફક્ત તેમના જેવીજ જેમની સ્થિતિ થઇ હોય તેનેજ આવે. બીજાને તે આવવી શકય નથી. આ બનાવ બન્યા પછી મહારાજ હંમેશ મ્હોંવડે અહંમદનગર, અહંમદનગર એ મંત્રનો જપ કરતા અને એકસરખા રડ્યાં કરતા. જગતની દૃષ્ટિએ ગાંડા જેવી આ સ્થિતિ જોઇ કોઇ કોઈ તેમને કહેતા કે બેઠાં બેઠાં દેવનું નામસ્મરણ કરવાનું છોડી ગાંડા પેઠે અહંમદનગર અહંમદ-નગર શું બોલ્યાં કરો છો? જગતના ડાહ્યાઓને ('જગાંત પિશાચ અંતરી શાહણા') આ કે જેઓ જગતની દૃષ્ટિએ પિશાચ્ચ દેખાવા છતાં અંતરમાં ડાહ્યા હતા તે તેમને શો ઉત્તર આપે અને શું સમાધાન કરે? મહારાજ તેમને કહેતા "મ્હને આજ શબ્દો સારા લાગે છે, તેથી હું આ શબ્દ બબડું છું.

માર્ગશીર્ષમાં ખંડોબાનાં નવરાત્ર હોય છે. તે વખતે મહારાજે પાંચ છ દિવસ કાંઈ ખાધું નહોતું. દરવર્ષ પ્રમાણે મ્હાળસાપતિ નામના ખંડોબાના પૂજારીએ મહારાજને કહ્યું, 'દરવર્ષ પ્રમાણે ચંપાછઠને નિમિત્તે અહીં આખી રાત ઘોંઘાટ તોફાન જાગરણ વગેરે કરવાનું હોય છે, તે કરવા દો તો સારૂં. અમો તમોને કાંઇ ત્રાસ નહીં આપીએ. તમો તમારે ખુણામાં બેસી રહેજો.' મહારાજે કહ્યું, 'તમારે કરવું હોય તે કરો.' તે પ્રમાણે તેમને જે કરવાનું હતું તેમણે ચાલુ કર્યું. આખો દિવસ તો કાંઇ વિશેષ નહોતું થયું. પરંતુ રાત્રે ખૂબ લોકો ભેગા થયા, તે અંદર આવવા લાગ્યા અને ગર્દી થવા માંડી. આખી રાત તેમનું 'ઢભ ઢભ' વગાડવાનું વગેરે શરૂ થયું. મહારાજને થોડો ત્રાસ થવા લાગ્યો. તેથી તે પોતાની જગ્યા ઉપરથી ઉઠયા અને સામે વડનું ઝાડ છે તેના આગળ પોતાના શરીર પર જે ફાટેલી કામળ હતી તે શરીરે ગુંડાળી પડી રહ્યા. ઝરમર ઝરમર વરસાદ તે રાત્રે પડતો હતો. તેથી બધી કામળ ભીંજાઇ ગઈ અને તેવી ભીની કામળમાં તે આખી રાત પડી રહ્યા. સ્હવાર સુધી તેમનું તે તોફાન એક સરખું ચાલુજ હતું. સ્હવારે જ્યારે તે પૂરૂં કરી પોતપોતાને ઘેર ગયા ત્યારે મહારાજ દહેરાંમાં આવ્યા.

આ પછી પોષસુદમાં મકરસંક્રાંત આવી. અત્યાર સુધીમાં મહારાજને શિર્ડી આવે દોઢ વર્ષના સમયમાં મહારાજ ઉપર કેટલાક ખુલ્લા, કેટલાક ગુપ્ત, કેટલાક લક્ષમાં આવે એવા, કેટલાક લક્ષમાં ન આવે એ'વા, ન્હાના મ્હોટા ગુરૂકૃપાના પ્રયોગો થતા હતા. તે સંબંધે ખાસ ખુલાસો કરવા જેવું કાંઈ નથી. વળી મકરસંક્રાંત વખત કાંઈ દશમ અગીઆરસ કે બારસ આવ્યાં હતાં તેને બીજે દિવસે સાઇબાબા તરફથી મહારાજ ઉપર પૂર્ણ ગુરૂકૃપાનો છેવટનો પ્રયોગ થયો. એ પ્રયોગ કે'વા હોય છે શા હોય છે વિગેરે જેની તેનેજ ખબર. એમાં સર્વ યોગી લોકોના ગુપ્ત ખેલ હોય છે. એ બધું અનિર્વાચ્ય છે. ન કહેવાય ન બોલાય; એમાં બધી અદષ્ટ ગુપ્ત વાતો હોવાથી સ્થૂલ જોનારને તે ગુપ્ત ખુલ્લું કરી કહેવાથી તેનો ખોટો અર્થ

મનમાં લઇ વિપરીત પરિણામ થવાનો સંભવ છે તેથી અધિકાર પ્રાપ્ત થયાં શિવાય આ વાત ન કહેવી એ ઉત્તમ એમ મહારાજે આ વાત કહેતી વખતે કહ્યું હતું. આ સદ્‌ગુરૂકૃપાના પ્રયોગથી મહારાજને દૃષ્ટ તથા અદૃષ્ટ સારા તથા માઠા ચમત્કારો અનુભવમાં આવતા હતા. તેમાં મુખ્ય તો મહારાજને પોતાના પુરૂષપણાંનું ભાન પૂર્ણપણે નષ્ટ થયું અને પોતે સ્ત્રીરૂપ છે એવું ભાન થઇ પોતે પોતાને સ્ત્રી પેઠે જોવા લાગ્યા.

તે વખતથી મહારાજને સ્ત્રીત્વનો અનુભવ પૂર્ણ પણે આવવા લાગ્યો. પુરૂષપણું તદ્દન વીસરી ગયા. બધા ચાળા સ્ત્રી જેવા કરવા લાગ્યા. તેમને પોતે સ્ત્રી છે એમ ખાત્રીથી લાગતું તેથી ભીમાબાઇ અથવા બીજી કોઇ એકાદી સ્ત્રી આવે તો તેને મ્હને કંકુ લાવી આપો બંગડી પહેરાવો, મ્હારૂં છોકરૂં ક્યાં ગયું વગેરે વગેરે પ્રકારે મહારાજ કહેતા તે સાંભળી લોકોને લાગવા માંડ્યું કે આ ગાંડા થઇ ગયા છે.

ખંડોબાના દેવળની દક્ષિણ દિશા તરફ એક મ્હોટું ખેતર છે, તે ખેતરના દક્ષિણ ભાગમાં એક ખંડીયેર વાવ છે તે વપરાશમાં નથી પરંતુ તેમાં પાણી ખૂબ છે. અને વાવના દક્ષિણ ભાગમાં એક લીંબડાનું ઝાડ છે. પહેલાં મહારાજ તેજ વાવ ઉપર સ્નાન સંધ્યા માટે જતા એમ પાછળ કહ્યું છેજ. શિર્ડીના મુસલમાનો તાબુતના દિવસોમાં એજ વાવમાં તાબુત ડુબાડવા આવતા. તે લીંબડાના ઝાડનીચે પહેલેથીજ શૌચ ક્રિયા માટે બેસવાની મહારાજની રીત હતી. હવે જોકે મહારાજ અન્ન પાણી બીલકુલ લેતા નહોતા તેથી શૌચ માટે જવાની પણ જરૂર નહોતી છતાં ટેવને લીધે એક દિવસે આજ અરસામાં તે ઝાડ નીચે મહારાજ ઉત્તરાભિમુખ તે વાવ તરફ મ્હોં કરી બેઠા હતા. બેઠે પાંચ દસ મિનીટો થઇ હશે. તે બપોરનો વખત હતો. પવન બીલકુલ નહોતો. શાંત તથા નિશ્ચલ વાતાવરણ હતું. એટલામાં આકાશ, પૃથ્વી, સૂર્યનારાયણ, બધું જગત્ અને આજુબાજુએ જેટલી દૂર દૃષ્ટિ જાય તેટલી દૂરની સર્વે વસ્તુઓ

એકદમ ગરગર ફરવા લાગી, પરંતુ મહારાજ તે ચક્રની બહાર હોઇ, તે ચક્ર ફરતું ફરતું મહારાજ પાસે આંટા લેતું લેતું ન્હાનું થતું થતું તદ્દન સંકુચિત (ન્હાનું) બની એક જગ્યાએ આમળો ખાઇ નાશ પામ્યું. જેમ કોઇ વંટોળીઓ હોય અને તે ફરતાં ફરતાં એક જગ્યાએ સંકોચ પામી જતો રહે છે તેવો આ પ્રકાર દેખાઇ આવ્યો. પરંતુ વંટોળીઓ પવનના યોગથી થાય છે. અહીં પવન નહોતો. કાંઇપણ ચંચલપણું નહોતું. પરંતુ કેટલાયે કોસોનું અંતર હશે, આમ વધુ ને વધુ દૂરદૂર અંતર દેખાતું, અને સૂર્ય, પૃથ્વી, સર્વ જગત્, લોકો જેમ પ્રદિક્ષણા ફરે છે તેની ઉલટી દિશાથી, (જમણીથી ડાબી તરફ) ફર્યા કર્યા. અને ફરતાં ફરતાં ઉપર પ્રમાણે લોપ થયાં. તે વખતે પોતે કયાં અને શેને આધારે હતા, તે કાંઇ તેમને સમજાયું નહીં. પૃથ્વી, સૂર્ય, બધાંજ ફરતાં હતાં તેથી પોતાને શેનો આધાર છે એ એમને સમજાયું નહીં. આ’વી અવસ્થા પંદર વીસ મિનીટ અથવા અર્ધો કલાક રહી હતી. ચક્રાકારની ગતિ બહુ જલદ નહોતી. ધીમે ધીમે તે ફરતું હતું. આ દૃશ્યનો ભાવાર્થ શો? એ પ્રશ્નનો મહારાજે પોતાના પ્રવચનમાં ખુલાસો કર્યો તે આ પ્રમાણે, “ ‘ **भ्रममूलमिदं जगत्** ’ એમ જે કહ્યું છે તે ભ્રમમૂલ અવસ્થા જ્યાં સુધી વ્યક્તિમાં છે, ત્યાં સુધી જગતની રીત પ્રમાણેનાં સુખદુઃખ બધાં ચાલુ રહે છે. ભ્રમ એટલે જમ અને જગ એટલે ભ્રમ ભ્રમ એટલેજ એક પરિભ્રમણ. એટલે કે જગતની બહાર પડવાનો જે અધિકારી થયો હોય અથવા જગતરૂપ ભ્રમની બહાર પડવાની જેની યોગ્યતા થઈ હોય તેને તે યોગ્યતા વા અધિકાર, તે સંબંધે તેવા પ્રકારની કાંઇ ક્રિયાઓ જન્મોજન્મ થઇ હોય તો તે વખતેજ આવે છે. અથવા તો સદ્ગુરૂકૃપાથી જેને તે અધિકાર પ્રાપ્ત થયો હોય તેનેજ તે ભ્રમ વા જગથી અથવા તો જગતરૂપ ભ્રમથી અલગ કરવામાં આવે છે. પછી તે સદ્ગુરૂ–કૃપાથી કરણીથી કહો, અથવા પૂર્વસંસ્કારને લીધે કહો, જેને તેવો યોગ આવ્યો હોય તે ભ્રમથી બહાર, જગતની બહાર, પોતે છે એમ જુએ છે. પોતે ભ્રમની બહાર અને પોતામાંથી બહાર ભ્રમરૂપ જગત

અને જગરૂપભ્રમ પોતાની સામેજ (પણ) પોતાને છોડીને રહ્યું છે એ'વા દેખાવનો અનુભવ તે લેછે. એટલે કે સેંકડો જન્મોથી જે એક ભ્રમ મગજમાં ઘુસી ગયો છે તે ભ્રમજ છે એ'વા દેખાવથી બધું જગત પોતાનાથી અલગ પડે છે અને પોતે તે જગતની બહાર સ્થિર બની પોતાના શરીરનો અનુભવ પોતે ન લેતાં, ફક્ત નિશ્ચલ વૃત્તિથી તે જગતરૂપ ભ્રમનો તેના ગુણધર્મ સહિત અલગ રીતે અનુભવ લેછે." આ સ્પષ્ટી કરણ કરી મહારાજે કહ્યું, આ સમજ તે દેખાવ જતો રહ્યા પછી કેટલેક વખતે આવી, અને તેજ વખત જ્ઞાનોદયની શરૂઆત થઇ.

આ સ્થિતિ થયાં પછી મહારાજના મનની સ્થિતિ તદ્દનજ બદલાઇ ગઇ. પહેલાં દુનિઆની રીત પ્રમાણેનો જગભ્રમ હતો અને તે પ્રમાણે તેમનું જે વર્તન હતું તે બધું બંધ થયું. પરંતુ તે ભ્રમ ગયો અને બ્રાહ્મિષ્ટ અવસ્થા જેવી અવસ્થા તેમનામાં ઉત્પન્ન થઈ. તે વખતે તદ્દન પાસેનાં ઝાડ પશુ પક્ષી મનુષ્ય પ્રાણી ચીજો વિગેરે બધાં ખૂબ દૂર દેખાતાં, કેટલાક કોસના અંતર ઉપર કહીએ તો ચાલે. છતાં પણ તે વસ્તુ સ્પષ્ટ દેખાતી અને સેંકડો કોસ ઉપર દૂર આવેલી ન દેખાનારી ચીજો તે તદ્દન પાસે દેખાતી. બધુંજ ઉલટું સુલટું દેખાવા લાગ્યું કોઇ વસ્તુનો આકાર દેખાતાં દેખાતાં એકદમ બંધ થઇ જતો અને તેને બદલે બીજાજ પ્રકારનો આકાર દેખાતો; અને જે ઠેકાણે પહેલેથી ખુલ્લી જગ્યામાં કાંઇ આકાર ન હોય ત્યાં ગમે તેવો એકાદો આકાર થઈ થોડો વખત તે દેખાવ દેખાતો અને ફરી તે દેખાતો બંધ થઈ જઇ ત્યાં કાંઇ નથી એમ થતું.

આજ સુમારમાં શિર્ડીમાં ન્હેરનું પાણી આવ્યું હતું તેથી મહારાજ સ્નાન માટે તે (ન્હેર ઉપર) જતા હતા. તે પ્રમાણે તે ન્હાવા ગયા. બપોરનો વખત, બાર વાગ્યાનો સુમાર હતો. જ્યાં ત્યાં તિવ્ર હોય કડક તાપ પડ્યો હતો. તેમણે સ્નાન કર્યું, તેમનો નિયમ ભીનું વસ્ત્ર પહેરીનેજ સંધ્યા, જપ, કરવાનો હતો. ભીનાં વસ્ત્ર સાથેજ સંધ્યા વગેરે આટોપી ને પોતાના મુકામ પર આવતા.

તે પ્રમાણે સ્નાન સંધ્યા કરતાં કરતાં, અર્ધ્ય આપતી વખતે પાણીમાં ઉભા રહી, અંજળીમાં પાણી લીધું અને તેમાં સૂર્યનું પ્રતિબિંબ જોઇ અર્ધ્ય આપતાં થોડો વખત તે પ્રતિબિંબ દેખાયું અને પછી જે પ્રમાણે તે દેખાતું હતું એટલે કે તેના કિરણો આંખોમાં જતાં હતાં તેથી તેના તરફ જોવાતું નહોતું એવી સ્થિતિ બંધ પડી અને હાથમાંના અર્ધ્યના પાણીમાંના સૂર્યનારાયણનો ગોલાકાર તથા તેના આંખમાં જતાં કિરણો બંધ થયાં અને એકદમ તે સૂર્ય ગોલક કાળોશાર ( મીંડું ) દેખાયો. કાળો કૃષ્ણવર્ણ અને તેની આજુબાજુએ ચારે બાજુએ ફીક્કો અંધકાર અને આ બાજુનાં ફીક્કાં કાળાપણાંને લીધે તે ગોળો ( સૂર્યનો ) વધુજ કાળો દેખાયો. આ જોઈ વિચાર આવ્યો કે શું સૂર્યનારાયણ કાળો થયો છે કે શું ? તેથી તેમણે તરતજ ઉપર જોયું તો ઉપરનો સૂર્યગોલ પણ કાળો દેખાવા લાગ્યો. એટલે તેનું પ્રતિબિંબ પણ તેવુંજ દેખાય. એકદમ આશ્ચર્યચકિત થઈ સૂર્ય તરફ જોતા જોતા હાથમાંના પાણી તરફ જોતા રહ્યા, તો બેઉ બાજુએ કાળુંજ, મિનીટ બે મિનીટ સ્તબ્ધ રહી ફરી તેમણે વિચાર કર્યો, આપણે અર્ધ્ય આપીએ છીએ તે કામ તો પૂરૂં કરીએ. તેથી એક મંત્ર બોલી એક અર્ધ્ય આપી તે કામ પૂરૂં કર્યું. ભર બપોરે આમ કેમ ? આ'વી શંકા મનમાં આવવાથી બધુંજ વિપરીત દેખાવવા લાગ્યાથી થોડી ગભરાયા જેવી એમની સ્થિતિ થઇ. સંધ્યાવિધિ કરવા તરફ લક્ષ લાગતું નહોતું. એટલામાં વિચાર આવ્યો કે, શું આ સાઇબાબાની લીલા છે ? આપણી પાછળ આ શી ભાંજગડ ઉપસ્થિત થઈ તે સમજાતું નથી. છેવટે તેવીજ સ્થિતિમાં આપણે આપણા મુક્કામ ઉપર દેવળમાં જવું એવો વિચાર કરી ત્યાંથી ધીમે ધીમે દેવળ તરફ ચાલ્યા. દેવળથી ન્હેરનું અંતર કાંઈ બહુ નથી. જતાં જતાં વચ્ચે વચ્ચે સૂર્ય તરફ જોતા જોતા ચાલવા લાગ્યા. તો સૂર્યનારાયણનો ગોલક પ્રથમ જે પ્રમાણમાં કાળો દેખાતો હતો, તે પ્રમાણ વધતું અને વધતું ગયું અને તેની આજુબાજુનો ફીક્કો અંધકાર દૂર દૂર હઠતો ગયો. દેવળ સુધી જતાંમાં તેનું પ્રમાણ એટલું તો વધ્યું કે તે ફીક્કો અંધકાર ક'ઇ બાજુએ કેટલો દૂર ગયો એની કલ્પના પણ આવી શકતી નહીં.

તે મ્હોટો થતો થતો ગોળ તેની આજુબાજુ ચારે તરફ ફીક્કો કાળો રંગ અને તેમાં મહારાજ હોય તે પ્રમાણે તે સ્થિતિ થઈ; અને દેવળમાં પેસતી વખતે તે ગોળ અતિ મ્હોટો બની ઉપર નીચે ચારે બાજુએ કાળો થતાં થતાં એકદમ તેનું મ્હોં બંધ થયાં જેવું બની મહારાજ તેમાં પકડાયા, અને ચારે બાજુએ એકદમ કાળું મેસ જેવું દેખાવા લાગ્યું. કાળા શિવાય બીજું કાંઈ દેખાતુંજ નહોતું. બીજી વસ્તુ તો શું પણ પોતાનું શરીર પણ દેખાતું નહીં, એટલે સૂર્યનારાયણનો ગોલક જેવો કાળો, તેવીજ સ્થિતિ સર્વત્ર દેખાઇ મહારાજ અને તે કાળો ગોલક એકરૂપ થયા હોય એમ દેખાવા લાગ્યું. બધુંજ આમ કાળું દેખાતું છતાં તેઓ પોતાની જગ્યા ઉપર એમને એમજ જઈ બેઠા. તેમના શબ્દ સ્પર્શ વગેરે વ્યવહારો બરોબર થતા હતા. બધા પ્રકારનું ભાન હતું. પરંતુ સર્વત્ર અંધકાર શિવાય તેમને કાંઈ દેખાતું નહોતું. આ સ્થિતિમાં થોડો વખત ગયો. એટલામાં બાળાશેઠ સોનીનો છોકરો ત્રિંબક નિત્ય નિયમ પ્રમાણે રોટલા લઇ આવ્યો હતો. અને મ્હાળસાપતિ પૂજા માટે આવ્યા હતા, એમ તેણે કહ્યું તે ઉપરથી મહારાજે કહ્યું, અરે, ચારે બાજુએ અંધારૂં દેખાય છે. ફાનસ લઈ આવ. બત્તી સળગાવ." ત્યારે તેણે કહ્યું, "મહારાજ, એમ કેમ? દિવસનો વખત છે. સર્વત્ર પ્રકાશ છે. આ વખતે કોઈ બત્તી લાવે છે કે? તમને દેખાતું નથી એ કે'વું?" મહારાજે કહ્યું, "તારે તેની શી પંચાત? તું દીવો, ફાનસ કાંઇ પણ લઈ આવ, તમો કહો છો દિવસ, પણ મ્હને બધે અંધારૂં દેખાય છે. દીવો તો લઇ આવ. આ શું છે તે તો જોઇએ. તું આટલું મ્હારૂં સાંભળ, હું કહું છું તે પ્રમાણે કર."

તે છોકરો મહારાજનું કહ્યું સાંભળતો, તે તરતજ ઘેર ગયો અને ફાનસ લઇ આવ્યો. દેવળમાં આવી દીવાસળી ઘસી ફાનસ સળગાવ્યું. તેણે દીવાસળી ઘસી તેનો અવાજ મહારાજના સાંભળવામાં આવ્યો. પરંતુ તેમને અજવાળું કાંઇ દેખાતું નહીં. તે છોકરાએ કહ્યું, "ફાનસ સળગાવ્યું, મહારાજ" મહારાજે કહ્યું, "મ્હને તો દેખાતું નથી, તું ખોટું બોલે છે." તે બોલ્યો "મ્હેં

ત્હમારી સામે દીવાસળી ઘસી સળગાવીને ? આ ફાનસ સામે છે અને તમો ના કેમ કહો છો ? ” થોડો વખત તે ઉભો અને છેવટે “ તમોને કાંઈ પણ થયું છે. કોઇને પણ બોલાવી લાવું છું. ” એમ કહી તે ચાલ્યો ગયો તે ફરી આવ્યો નહીં. જેમ એકાદું ગ્રહણ થાય છે તેવી સ્થિતિ થઇ, આ અંધારૂં કેટલો વખત રહે છે, શું કરવું ? આ તો મ્હોટી ભાંજગડ ઉભી થઇ. આ’વી ચિંતાક્રાંત સ્થિતિમાં થોડો વખત ગયા પછી ધીમે ધીમે ફીક્કા અંધારા પ્રમાણે પ્રકાશ દેખાવા લાગ્યો અને જેમ જેમ ફીકાપણું આવતું ગયું તેમ તેમ સ્હેજ સ્હાજ દેખાવા લાગ્યું. તેથી મહારાજ બહાર આવ્યા અને સૂર્ય મંડલ તરફ જુએ છે તો સૂર્ય કાંઇ દેખાયો નહીં. સંધ્યાકાળે સૂર્યઅસ્ત વખતે અસ્તકાળની સ્થિતિ ( અવસ્થા )વાળું સૂર્યબિંબ ફક્ત દૃષ્ટીએ પડયું. સંધ્યાકાળ સુધી સૂર્યનારાયણનું દર્શન થયું નહીં, અને સૂર્યાસ્ત વખતે ફક્ત ભાસ થયો કે હવે અસ્તમાન થયો. તે વખતથી મહારાજની ઉદાસ વૃત્તિ થઈ, શારીરિક સ્થિતિ તો જેવી હતી તેવીજ; પરંતુ માનસિક સ્થિતિમાં ફક્ત ફરક પડયો. ગમે તેમ પડી રહી રાત્ર કહાડવી એ હેતુથી તેઓ અંદર જઇ સૂઇ રહ્યા. પરંતુ ઉંઘ આવે નહીં. “ આ શું થયું, સૂર્યનારાયણ કયાં ગયા, આ એકદમ કાળું અંધારૂં કેમ થયું. ” એમ એક સરખો વિચાર આવવા લાગ્યો. કાંઇ ઠીક લાગે નહી. એવી રીતે રાત્રિના લગભગ બે પહોર વીત્યા. તેવામાં બપોરે અર્ઘ્ય આપતી વખતે જેમ કિરણો આંખમાં જતાં હતાં તેવીજ રીતે કિરણો આંખ સામે આવવા જવા માંડયાં. આ પ્રમાણે તેની ખબર જ્વર શરૂ થઇ. આ જોઇ મહારાજને મનમાં ને મનમાં થયું કે, “ આપણું બધું તદ્દન બગડી ગયું છે. હવે મૃત્યુ આવે છે કે શું ? મરણ વખતે જે ખરાબ ચિન્હો થાય છે, તેવાંજ થઈ રહ્યાં છે. આપણે અંજળીમાં પાણી લઇ તેમાં સૂર્યબિંબ જોતા હતા એ સારૂં કરતા નહોતા. હવે આપણે ગમે તો એક આંધળા થઇ જઇશું કે આપણા મૃત્યુનો વખત આવશે. ” તેમની આંખ સામે જે કિરણોની પ્રકાશરેખાઓ પડતી તે ક્યાંથી આવતાં હતાં તે સમજાયું નહીં.

સૂર્ય કાંઈ નહોતો પણ ઝગઝગીત પ્રકાશરેખા આવ્યા જતી. આ'વો ક્રમ ચાલુ થયો અને વળી વધારે ત્રાસ વધ્યો. આ વિવંચના, વિમાસણમાં મધ્ય રાત્ર વીતી જઈ એક વાગી ગયો હશે, દેવળમાં કે આસપાસ કોઇ રહેતુંજ નહીં, એકલા મહારાજજ હતા. ગભરાઈ જઇ, ઘડીમાં એક, ઘડીમાં બીજો, એમ વિચારો તેમના મગજમાં આવવા લાગ્યા. કોઇ વખત એમ પણ લાગતું કે, "આ સ્મશાનભૂમિ છે તો આ ભૂત ચેષ્ટા તો ન હોય?" એ વિચારમાં થોડો વખત ગયો કે તરતજ પુષ્કળ કિરણ પ્રકાશ રેખાનો સમૂહ, વર્ષાઋતુમાં વરસાદની ધારા પ્રમાણે એકદમ જલદ જલદ આવ જા કરતાં; એકદમ ઉતાવળે આ ક્રિયા થવા માંડી અને તેમ થતાં થતાં આ બધાં કિરણો એકદમ આંખમાં ઘુસી ગયાં હોય એમ લાગી, કિરણોનો તે ખેલ બંધ થઇ ગયો. તે બંધ થયો એટલે આંખ ઉપર એકદમ ઢાંકણું પડી ગયું હોય તેમ થઇ બપોરે જેમ દેખાતું નહોતું તેમ થયું. અંધારી રાત હોય છે તોપણ તે સ્થિતિમાં પણ કાંઇ કાંઇ દેખાય છે. પરંતુ તેવું દેખાતું પણ બંધ થયું. ફરી તે ગભરાઇ ગયા. માથું ભણભણવા, ભમવા લાગ્યું. અંદરથી પોતે સાવધ હતા. પરંતુ આ વિપરીત અને વિચિત્ર સ્થિતિને લીધે મનને ગભરાટ છુટયો. ખૂબજ દુઃખ થવા માંડયું. એ'વો ત્રાસ થવા લાગ્યો કે કાંઈ સૂઝે નહીં. એકલા બેસવાની હિમ્મત ન થાય. આ શું વાત વિકાર થયો કે શું? આ વખતે કોઇની પણ મદદ જોઇએ એમ તેમને લાગવા માંડયું. પરંતુ આટલી રાતે કોણ આવે? દરમ્યાન શું થશે એ ચિંતા ઉત્પન્ન થઈ. આ'વો વિચાર કરતાં કરતાં મનની અસ્વસ્થતા વધારેજ વધતી ગઇ. આ વખતે કોઇ અહીં આવશે નહીં, માટે આપણેજ ગામમાં જઇ કોઇને ઉઠાડવા. હવે આ ઘડીએ આપણો નાશ થાય કે શું એ'વી બીની લાગવા માંડી. તે પ્રસંગ કે'વો હતો, અને કેટલો અસહ્ય ત્રાસ તેમને થતો હતો તેની કલ્પના જેને એવા પ્રકારનો અનુભવ હોય તેનેજ થાય, બીજાને તેનો ખ્યાલ આવવો મુશ્કેલ છે, તેમને એકદમ ભ્રમ ઉત્પન્ન થયો હોય એમ લાગ્યું. પરંતુ અંદર ભાન

આવતું ત્યારે લાગવા માંડતું કે હવે ગામમાં જઈને દિક્ષીત (ગો. ક) અથવા ભાઈ, જે આપણે ત્યાં આવનારા છે, તેમને ત્યાં જવું અને તેમને ઉઠાડવા. પહેલેથી અશક્તિ હતીજ, તેમાં આ ગાંડપણ (ભ્રમ) આ સ્થિતિમાં કયાંઈ પડી જવાશે એ ભયથી તેમણે તેમની હાથમાં ઝાલવાની લાકડી હતી તે લીધી, કામળ ઓઢી લીધી અને ગામમાં જવા નીકળ્યા. ચાલતાં ચાલતાં ભ્રમિષ્ટ પેઠે મનમાં વિચાર શરૂ થયા, તે એવા કે, આ લાકડી હાથમાં છે તેથી તો આમ થતું નથી ને ? ત્યારે લાકડીજ ફેંકી દેવી. હા, હા, આ લાકડીમાંજ કાંઇ છે. જેજુરીમાં હતા ત્યારે ખંડોબાના દીવાની ખોળી એની ઉપર મઢાવી હતી તેનોજ આ ગુણ હશે. માટે એ હાથમાં પણ નહીં, આપણી પાસે ઘરમાં પણ નહીં અથવા દેવળમાં પણ નહીં જોઇએ. તેથી તે વડના ઝાડ અને સડકની વચ્ચે જે એક મ્હોટો ખાડો હતો તેમાં ફેંકી દીધી. આ લાકડી ધુળીએથી નીકળ્યા ત્યારથી મહારાજ પાસે હતી. તેમનો તેની ઉપર પ્રેમ હતો. તે નેતરની હોઇ સરસ લીસી બનાવેલી હતી. તે એક જાડી નેતરની હતી અને તે ઉપર એક મૂઠ હતી. આ લાકડીને પહેલાં લોખંડની ખોળી બેસાડી હતી, તે પડી ગઇ તેથી કોડીઆં બનાવનારની દુકાને જઇ આને ખોળી બેસાડી આપ એમ કહ્યું એટલે તેણે એક કોડીઆંની ઉપરનું પિત્તળનું મ્હોં બરોબર કરી તે લાકડીને ખોળી બેસાડી આપી હતી. તે વખતે મહારાજને લાગ્યું હતું કે, ઠીક થયું, આ એક ખંડોબાનો પ્રસાદ અનાયાસે આપણી પાસે રહેશે.

આ પ્રકારે ગાંડા જેવા વિચારોથી તે વિચારાનુસાર વર્તવા લાગ્યા. રસ્તો દેખાતો નહોતો. કાંઈ ઝાંખુ દેખાતું, પાછું દેખાતું બંધ થતું, એવી સ્થિતિમાંજ આગળ ચાલ્યા. ચાર પાંચ પગલાંજ આગળ ગયા હશે એટલે ફરી વિચાર આવ્યો, "આપણે પણ લાકડી શા માટે ફેંકી દીધી ? આપણને તો તેજ સહાય કરતી હતી. એમ લાગ્યાથી થોડા પાછા હઠયા. ફરી બીજો વિચાર આવ્યો કે એનાથી ત્રાસ થયો તો તે શા માટે લેવી ? એમ વિચાર આવતાં આગળ જતા, ફરી લાકડી લેવાની ઇચ્છા

થતી. એમ આગળ ચાલતાં, પાછા જતાં, લાકડી લેવી કે નહીં, એ વિચારમાં બે ચાર ધક્કા થયાં પછી આખરે લાકડી લેવી એમ ઠેરવ્યું અને તે લેવા માટે ખાડામાં પેઠા. પરંતુ અંધારાંમાં તે કાંઈ દેખાતી નહોતી, હાથ ફેરવી જોતાં જોતાં તે આખર જડી, તે લઇ ગામમાં જવા માંડયું. ચાલતાં ચાલતાં મનમાં વિચાર કરવા લાગ્યા, આપણુને ભ્રમ ઉત્પન્ન થયો છે અને તે પ્રમાણે ચેષ્ટા થાય છે, એ કાંઇ સારૂં ચિન્હ નથી. હવે આ ભ્રમિષ્ટ અવસ્થા કોઇને કહેવી નહીં, નહીં તો લોકો ગાંડા ઠેરવશે. બપોરના ફાનસના પ્રકારથી પહેલેથીજ લોકોએ ગાંડા ઠરાવ્યા છે તેમાં વળી આ લાકડીની હકીકત કહું એટલે તો વધારે ગાંડા કહેશે. માટે આપણુને ખૂબજ દુઃખ થાય ત્યારેજ તે દુઃખનાં નિવારણુ માટે લોકોને કહેવું. ભ્રમિષ્ટ જેવું જે થાય છે તે વાત કાંઇ કહેવી નહીં. એમ ઠેરવી, મ્હને અમુક થાય છે તે સંબંધે કાંઇ વ્યવસ્થા કરો એટલુંજ કહી બીજી વાતો કહેવાની બંધ કરી નાંખી. એવો ઠરાવ કર્યો છતાં તે ભ્રમજ હતો, તેથી તે અવસ્થામાં જે ચેષ્ટાઓ પોતાની મેળે થયાં કરતી, તે લોકોને દેખાતીજ હતી. જે વખતે શુદ્ધિમાં હોય ત્યારે તે વાતો કહેવી નહીં એમ વિચાર કરી કહેતા નહોતા, પરંતુ ભ્રમમાં જે કાંઇ કરતા વા બોલતા તે લોકોને દેખાતું, સમજાતું; આ’વી તેમની સ્થિતિ હતી. પછી, ઉપર કહ્યાં પ્રમાણે, હાથમાં લાકડી લઇ દિક્ષીતને (ગો. ક.) અને ભાઇને ઘેર ગયા, તેમને ઉઠાડ્યા. તેમણે બારણાં ઉઘાડ્યાં, દીવો સળગાવ્યો જે તેમનેજ દેખાયો, પરંતુ ભ્રમ બહુ, તેથી તેમને ગભરાયાં જેવું થયું હતું. મહારાજે કહ્યું, “ઓ દિક્ષીત, ઓ ભાઇ, મ્હારૂં કાંઈ જુઓને મ્હારી તબીઅત બહુ બગડી ગઇ છે. ઉઠો, જરા શેક બેક કરો.” તેઓએ કહ્યું, ત્હમારા પેટમાં અન્ન નથી, તેથી આમ થતું હશે માટે કાંઇ કરી આપીએ તે ખાવ.” એમ કહી તેમણે શેક કર્યો અને ચોખાની કાંજી જેવું પાતળું કાંઇ કરી આપ્યું. મહારાજે કહ્યું, “તમોએ આ કર્યું તે ખરૂં, પણ મ્હારે ગળે ઉતરશે એમ મ્હને લાગતું નથી.” છતાં તેમના કહ્યા પ્રમાણે મહારાજે તે બળજબરીથી

મ્હોંમાં નાંખી ગળવાનો પ્રયત્ન કર્યો; પણ તે ગળાં નીચે ઉતર્યું નહીં તેથી તે પાછું મૂકી દીધું મ્હારા મનને કોઇ પણ પ્રકારની સ્વસ્થતા નથી. મ્હને શું થાય છે તે ભાઇઓ કહી શકાતું નથી, શું થાય છે તે કહું તો પણ પંચાત, અને ન કહું તો પણ પંચાત." એમ મહારાજ કહેવા લાગ્યા. ભાઇએ કહ્યું, "અમોને કહીને, અમે પણ શું કરી શકીશું? આ કાંઈ પણ સાઈબાબાના ખેલ છે તેમનો તમારી ઉપર પ્રયોગ થઈ રહ્યો છે." મહારાજે કહ્યું "જે હોય તે ખરૂં. (પણ) હાલ મ્હારી સાથે દેવળમાં ચાલો મ્હારા એકલાનું ત્યાં રહેવાનું ધીરજ નથી." તે વખતે રાતના બે ત્રણ વાગ્યાનો સુમાર હશે. દિક્ષીત સાથે આવવા નીકળ્યા તેની સાથે તેમના મુકામ ઉપર દેવળમાં આવ્યા. મહારાજના કહ્યાંથી દિક્ષીતે સગડી સળગાવી જરા હુંફ રહે એમ કર્યું અને થોડો વખત બેઠા. એટલામાં મહારાજેજ તેને કહ્યું, "તમો કાંઇ જાગશો નહીં, પરંતુ અહીંથી જશો નહીં. અહીંજ સૂઇ રહો, મ્હારે જરૂર પડશે તો ઉઠાડીશ." એમ કહ્યું તેથી દિક્ષીત થોડા વખતમાં ત્યાંજ ઉંઘી ગયા. મહારાજ અર્ધા પડ્યા જેવા બેસતા, થોડો વખત આંખો બંધ કરી લેતા અને થોડા વખત પછી તે ફરી ઉઘાડતા. ગમે તે કર્યા છતાં ઉંઘ આવી નહીં. એમ આંખો ઉઘાડ ઢાંક કરતા તે બેઠા હતા તેવામાં તદ્દન સૂક્ષ્મ, કોઇની આંખે દેખાય નહીં એવાં બારીક, અંધારાંમાં કિંચિત, સ્હેજ, દેખાય એટલા પૂરતાંજ પ્રકાશિત, સૂક્ષ્મ પરમાણુજ પરમાણુ દેખાવા લાગ્યા. તે એટલાં સૂક્ષ્મ હતાં કે દિવસે પણ કોઇને દેખાય નહીં. એવાં તે દૃષ્ટીની શક્તિ બહારના હોવા છતાં દેખાવા લાગ્યાં. એવાં ખૂબ ન્હાનાં ન્હાનાં પરમાણુઓ દેખાતાં દેખાતાં તેજ પરમાણુઓ ધીમે ધીમે થોડાં થોડાં પરંતુ ખૂબ ત્વરાથી વધતાં વધતાં એકેકથી અલગ રહી, ભેગાં થઇ ગયાં શિવાયજ બિંબાની, પાવલી, અર્ધો, રૂપીઓ, પાપડ ઇત્યાદિ ક્રમ પ્રમાણે મંડલાકૃતિ વધવા લાગી. પ્રથમ દેખાતાં (પરમાણુઓ) જેમ વધતાં જતાં, તેમ ફરી સૂક્ષ્મ નવાં ઉત્પન્ન થતાં. તે સર્વે વર્તુળાકાર દેખાતાં. પ્રકાશમય નહીં અંધકારમય પણ-

ચકીત પણ નહીં. તેનું વર્ણન કેમ કરવું અને તેને શી ઉપમા આપવી એ સમજાતું નથી. છતાં સાધારણ કલ્પના આવ તે માટે અભ્રક વા અબરખ અથવા કાચના ટુકડા જેવાં પરંતુ પારદર્શક નહોતાં. ફક્ત ગોલાકૃતી અને તેને કિનાર હતી એ દેખાય એટલાંજ તે સ્વચ્છ હતાં. આમ થોડો વખત થયો. એમ ન્હાનાં મ્હોટાં ફરતાં સર્કલો, દેખાતાં દેખાતાં, એકજ બહુ મ્હોટું, જેની કલ્પના થઇ શકે નહીં એ'વું અતિશય મ્હોટું ચક્ર, તે ન્હાનાં ન્હાનાં ચક્રના આકાર અને રંગનું, એકદમ દેખાવા લાગ્યું. તે ન્હાનાં મ્હોટાં ચક્રો હતાંજ. તે એક સરખાં ઉલટાં સુલટાં ફરતાંજ હતાં. આમ દેખાતાં દેખાતાં તે મ્હોટું ચક્ર એકદમ ન્હાનું થયાં જેવું બની તે મહારાજના મસ્તકમાં પેઠુ, અને ત્યાં (માથામાં) સૂર્યનારાયણનો પ્રકાશ દેખાવા લાગ્યો. એકદમ આશ્ચર્ય પામી, "અરે માથામાં સૂર્ય કે'વી રીતે આવ્યો," એમ કહી મહારાજ જોવા લાગ્યા તો તેજ પ્રકાશ વધતો ને વધતો ગયો અને તે સાથે તેમનું માથું તથા શરીર પણ વધતાં ગયાં. અરે, આ શું? સૂર્ય અહીં અંદર કે'વી રીતે આવ્યો? અને તે અને હું કે'વી રીતે વધતા ગયા?" એમ વિચાર કરતા કરતા મહારાજ આકાશ તરફ જુએ છે તો તેમાંનો સૂર્ય એકદમ આકાશમાં દેખાવા લાગ્યો અને બપોરે જ્યારે પ્રથમ સૂર્ય કાળા મીંડાં જેવા દેખાયા હતા તે પહેલાં જે સ્થિતિમાં સૂર્યનારાયણ હતા, તેવાજ બરાબર દેખાવા લાગ્યા. એટલે બપોરનો વખત અને તે પ્રમાણેનો સૂર્યનો સખ્ત તાપ વગેરે બધો બપોરના પ્રકારનો અનુભવ આવવા લાગ્યો. આ અવસ્થા લગભગ અર્ધો પોણો કલાક રહી હશે.

કોઇ કોઇ વખત મહારાજ ભક્તોને કહેછે કે, "હજી પણ મ્હને એમ થાય છે. પરંતુ હવે તે હાથની વાત બની છે. તે પહેલોજ પ્રસંગ હોવાથી ભમી ગયાં જેવું થયું હતું. અર્ધો પોણો કલાક પછી ફરી તેમને રાતનો અનુભવ આવ્યો અને ત્યારથી ન્હાનાં મ્હોટાં વર્તુલો સદોદિત રાત દહાડો દેખાતાં. તેમનો રંગ, આકાર વિગેરે કાંઇજ કહી શકાય એવાં નથી. પ્રકાશમય કહીએ તો તે નહીં, અંધકારમય વા ચકચકીત અથવા

પારદર્શક પણ નહોતાં. પરંતુ પ્રથમ પ્રથમ મંડલાકાર આકૃતિઓ દેખાતી હતી અને વચ્ચે વચ્ચેથી એક ઉપર એક ત્રણ ફરતાં ચક્રો દેખાતાં અને તે છાતીને સ્પર્શી કરી ફરતાં અને કેટલીક વખત (તે પ્રમાણે) રહી નાશ પામતાં. જગતમાંથી તેની બહાર –જગરહિત અવસ્થામાં–જગતમાંથી બહાર જતાં ત બહારની અવસ્થાની અને જગતની અવસ્થાની વચ્ચેનો (મધ્યનો) આ ખેલ છે. તે કોઇને કાંઈ કહેવા જેવો નથી, તો શા માટે કહેવો? અને તે કહેવાથી ફાયદો પણ શો થશે? માટે સ્વસ્થ રહેવું." એમ એમણે એમના મન સાથે ઠેરવ્યું. સ્હવાર સુધી ઉપર કહ્યા તેવા દેખાવો દેખાયાં કર્યા તેથી તેમને ઉંઘ બીલકુલજ આવી નહીં, અને ત્યાર પછી તેમની ઉંઘ ગઇજ. સ્હવાર થઇ એટલે દિક્ષીત ઉઠીને ચાલતા થયા.

આ પ્રમાણે ખૂબ ત્રાસમાં તે દુ:ખમય રાત્રિ વીતાવ્યાં બાદ પ્રાત:કાલ થયો. દિવસે દસ અગીઆર વાગ્યાને સુમારે બાબા લેંડી ઉપર જતા હતા તે વખતે સડક ઉપર દર્શન લેવાનો મહારાજનો નિયમ હતો તે પ્રમાણે તે દિવસે પણ મહારાજે ત્યાં જઇ દર્શન લીધાં અને મહારાજે તેમને કહ્યું, "મ્હને ખૂબ ત્રાસ થઇ રહ્યો છે, મ્હારાથી બીલકુલ સહેવાતું નથી." ત્યારે બાબાએ હસીને કહ્યું, "અરે થવા દે ત્રાસ થાય તો ગભરા નહીં. તને સંભાળવા માટે હું પાસે છુંજ. હજી તને રાત દહાડો ખૂબ ત્રાસ થશે, અને જેટલાં દુ:ખ અને ત્રાસ તું સોસશે, તેટલું ભવિષ્યમાં સુખ મળશે. ગભરાતો નહીં, હું પાસે છુંજ. એક બાજુએ દુનિઆ અને એક બાજુએ તું એવું સુખ તું ભોગવશે." એ પ્રમાણે તેમણે તેમને ધીરજ આપી, અને એ શિવાય ખૂબ પ્રેમ અને આનંદથી મહારાજ તરફ જોઇ, સાઠેસાહેબના વાડામાં સ્થાપન કરેલી પાદુકાની જગ્યા ઉપરની પતાકા તરફ આંગળી કરી બાબાએ કહ્યું, "આ જો તારા નામની આ ધજા કેવી ફરકે છે (પવનમાં ફફડેછે). તારા નામની ધજા ઉડી રહી છે. હઝારો લોકો ત્હારા દર્શન માટે આવી રહ્યા છે અને તારી ગાંડપર તો વેંતભર પણ ચીંથરૂં નહીં. ઠીક જા હવે જઇને બેસ મુકામ ઉપર." સાઠે-

સાહેબના વાડામાં લીંબડાના ઝાડ હેઠળ પહેલાં સાઇબાબા બેસતા હતા. મહારાજને શિર્ડી ગયે એક વર્ષ થયાં પછી શ્રાવણ સુદ પુર્ણિમા ૧૮૩૪ ને દિવસે મહારાજની સલાહથી ભક્તમંડળીએ ત્યાં પાદુકા ( પાવડીઓ ) સ્થાપી અને તે જગ્યા ઉપર સરસ મખમલની ધજા રોપી. તે ધજા સડક ઉપરથી બાબાની ઉપરની વાત વખત દેખાતી હતી.

આ વખતે મહારાજના શરીર ઉપરનું પહેરવાનું ધોતીઉં તદ્દન ફાટી ગયું હતું. બધું શરીર બહાર દેખાતું હતું. શરીર ઉપર કામળ શિવાય બીજું કાંઇજ નહોતું. મહારાજના ભાઇને ( બાળ-કૃષ્ણ શાસ્ત્રીને ) આ વાતની ખબર પડી હતી અને એમણે થોડાં કપડાં પણ મોકલ્યાં હતાં. તે દેવળમાં મૂકયાં હતાં. ત્યાંથી કોઇ ચોરી ગયું. તેમની પાસે કાંઇ પણ શિલ્લક રહે નહીં એવી સાઇબાબાની ઇચ્છા દેખાઇ આવે છે. શરૂઆતમાં મહારાજના ભાઈ આવી ગયા અને તેમણે કેટલાક રૂપીઆ મોકલ્યા. જે દિવસે તે આવ્યા, તે દીવસે જેટલા રૂપીઆ આવ્યા હતા તેટલા રૂપીઆજ બરોબર દક્ષિણા આપ કહી માંગી લીધા. આ ઉપરથી મહારાજે પોતાનાં કપડાં અથવા કાંઇ વસ્તુ ઉપયોગમાં ન લેવી, એવી બાબાની ઇચ્છા હતી અને પછી થોડે દિવસે " ગાંડ ઉપર ચીથરૂં પણ નહીં રહે, " એ ભવિષ્ય એમણે બોલી દેખાડયું.

એ પછી એક બે દિવસે મહારાજ દેવળમાંથી નીકળી દક્ષિણ તરફ વાવ ઉપર જતા હતા. દેવળમાંથી બહાર નીકળી, તે ખેતરમાં દસ બાર પગલાં ગયા ન ગયા એટલામાં સીટી વગેરે વગાડતાં અંદરથી જેમ હવા બહાર નીકળે છે, તેમ અથવા યંત્રમાંથી જેમ વરાળ જોરથી બહાર આવે છે તેમ, પરંતુ હવા નહીં કે વરાળ નહીં, કોઇપણ પ્રકારના શબ્દ ધ્વનિ શિવાય, માથાંની વચ્ચેથી પીચકારીમાંથી નીકળે તે પ્રમાણે કાંઇ બહાર આવ્યું અને ખૂબ ખૂબ ઉંચે ગયું. તે જે મસ્તકમાંથી નીકળ્યું તે શું હશે અને તેને શું કહેવું ? તે આ આંખો વડે દેખાય એ'વું કાંઇ નહોતું. તે તત્વ ઉંચે ઉંચે જતાં જતાં બ્રહ્માંડની જે એક આપણું મસ્તક

(માથાં) જેવી જગ્યા છે,–પણ આપણા મસ્તકના તાળવાં ઉપરની જગ્યા બંધ છે તેવી તે બંધ ન હોઈ ખુલ્લી છે–તેમાંથી (પસાર થઈ) તે તત્વ બ્રહ્માંડ બહારના તત્વમાં મળી ગયું. ત્યારપછી મનુષ્ય અવસ્થામાં મહારાજ નથી. જગત્‌ની બહાર ગયો એવું તેમને જ્ઞાન થયું. બધે એકજ દેખાવવા લાગ્યું. દ્વૈતભાવ તદ્દન નાશ પામ્યો. વેદાંતના મહાવાકયોનો અનુભવ આવવા લાગ્યો અને પ્રત્યેક અનુભવની ઉત્પત્તિ સાથે જે ગ્રંથમાં એવો અનુભવ લખ્યો છે, તેમાંનાં વાકયો યાદ આવવા માંડયાં અને ખાત્રી થતી ગઇ કે પોતાને પણ અનુભવ અવસ્થા આવતી જાય છે. આથી જે પ્રકારો થાય છે તેથી બ્હીવાનું કાંઇ કારણ નથી. જેમ થાય તેમ થવા દેવું. આગળ શું થાય છે તે જોવું. લોકોમાં ભ્રમિષ્ટ જેવું દેખાય તો દેખાવા દેવું. દુનિઆ વિરૂદ્ધના બધા પ્રકારો હવે અનુભવમાં આવશે અને દુનિઆની સ્થિતિથી તે ઉલટા હોવાના, તેથી જગત ગાંડા કહેશેજ. માટે ગાંડા કહેવડાવી લેવું; અને કોઇને કહીને પણ તે સમજાય એવી સ્થિતિ નથી. તેથી સ્વસ્થ ચિત્તે મુંગા રહી જે થાય તે ચુપચૂપ સહન કરવું એવો નિશ્ચય કર્યો.

આ હકીકત મહારાજે પ્રસંગવશાત્ પોતે કહી. પણ કલ્પના અને સંશયે બહુજ ધાંધલ મચાવી મૂકી. જોકે બધું એકજ લાગવા માંડયું છતાં વચ્ચે વચ્ચેથી તેમને ત્રાસ થતોજ હતો. ઘડીમાં લાગતું કે આપણે પેલી વાવ પાસે હંમેશ જંગલે બેસીએ છીએ, અને મુસલમાન લોકોના તાબુત ત્યાં દરસાલ નાખવામાં આવે છે. એજ વાવ ઉપર આપણે સ્નાન કરતા હતા અને એનું પાણી પણ ખૂબ પીધું; મુસલમાન તાબુતો અંહીં બુડાવે છે. ત્યારે તેમના પીર, અલ્લા દેવ અહીંજ વાવમાં છે. તે તો શરીરમાં નહીં ઘુસ્યા હોય? અને તેને લીધે તો આ ભૂત પિશાચ્ચ જેવી ચેષ્ટાઓ નહીં થતી હોય? બધી મુસલમાની અવસ્થા અને ખરાબ ખરાબ પ્રકારો આપણને થાય છે તો તે પિશાચ્ચની કાંઇ ભાંજગડ હશે. વગેરે વગેરે સંશય, કલ્પના તેમના મનમાં આવવા લાગ્યાં.

આ પછી ઉપર કહ્યાં પ્રમાણે (ચક્કારે) ફરતા દેખાવો મહારાજને હંમેશ દેખાતા. તે ચક્કરો આવી તેમની છાતીએ

સ્પર્શ કરી, દૂર જઈ ગુપ્ત થઈ જતા. તે પ્રમાણે એક દિવસે રાત્રે, એવાજ પ્રકારના દેખાવોને લીધે તેમને ઉંઘ ન આવી, ખૂબ ત્રાસ થયો. એવી સ્થિતિમાં સ્હવારે તે દેવળની અંદર ભીંતને અઢેલી ઉત્તરાભિમુખે બેઠા હતા. સૂર્યોદય થયો હતો. સાત વાગવાનો સુમાર હશે, તે વખતે દાદાજી સાક્ષાત્ પ્રકટ થયા. તેમના શરીર ઉપર સંન્યાસાશ્રમ લેતી પહેલાંનો જે પોષાક હતો તે હોઈ એક અર્ધવર્તુલ દેખાઈ આવ્યું, અને તરતજ અર્ધચંદ્રાકાર ગતીથી મહારાજની છાતીએ સ્પર્શ કરી આગળ ગયું, અને આશરે ત્રણ હાથ આગળ જઈ અર્ધવર્તુળ સાથે ગુપ્ત થયું. તે ચક્ર આખું બન્યું નહીં, આ કંઈ ભાસ નહોતો પણ પ્રત્યક્ષ દર્શન થયું અને સ્પર્શ પણ થયો.

આ પ્રમાણે મહારાજના બધા પૂર્વજો અને તેમના કુટુંબના બધાં સ્ત્રી પુરૂષો જુદી જુદી વખતે ચક્રાકાર ગતીથી પ્રત્યક્ષ આવી છાતીએ સ્પર્શ કરી જતાં હતાં. પરંતુ જે સ્ત્રીપુરૂષોને મહારાજે જોયાં નહોતાં, એઓ જ્યારે તે વર્તુળ સાથે આવતાં, ત્યારે તેમનું ઓળખાણ મહારાજને તે વખતે પડતું નહીં, પણ પછી જ્યારે જ્ઞાનોદય થયો ત્યારે તેમને સમજાવા લાગ્યું કે પોતાના કુટુંબમાંનાંજ તેઓ અમુક અમુક હતાં.

મહારાજને તેમના દાદાજીનાં દર્શન તેમની આ અવસ્થામાં બધાં થઈ ચાર વખત થયાં. અહંમમત્વપરનો ઉપદેશ કર્યાનો પહેલો પ્રસંગ. હમણાંજ કહ્યો તે બીજો, ત્રીજો પ્રસંગ એવો હતો કે એક વખત સાઈબાબા આકાશમાં અધાંતરી ઉત્તરાભિમુખ દેખાતા હોઈ, દાદાજી સંન્યાસ વેશમાં દક્ષિણાભિમુખે સાઈબાબાની સામેથી આવ્યા, અને જાણે પુષ્કળ વર્ષે અત્યંત પ્રેમી અથવા સ્નેહી મનુષ્યની ભેટ થાય છે, તેમ તે બેઉ સામ સામેથી આવ્યા એટલે બેઉએ હસ્તધારણ કર્યું અને બેઉની આંખમાં આનંદાશ્રુ વહેવા લાગ્યાં. અત્યંત પ્રેમની જે અવસ્થા હોય છે, તે અવસ્થામાં એકબીજાને આલિંગન આપ્યું. આલિંગન કરતાં કરતાંજ (ભેટતાં ભેટતાંજ) દાદાજી સાઈબાબામાં લીન થયા. અને સાઈબાબાજ

એકલા રહ્યા. આ બધા દેખાવો ઉપર વર્ણન કર્યા પ્રમાણે સર્કલમાંજ દેખાતા, અને સર્કલનો ઘેર (પરીઘ) બહુ મ્હોટો રહેતો.

ચોથી વખતે આજોબાનાં જે દર્શન થયાં, તે આ'વી રીતે. દિવસનો વખત, દસ અગીઆર વાગ્યાનો, બહુ તો બાર વાગ્યાનો સુમાર હશે; મહારાજ ખંડોબાના દેવળ બહાર એક વિઠોબાની મૂર્તિ છે, ત્યાં કુત્રાને રોટલા નાંખવા માટે, અથવા બીજા કોઇ કામ માટે ગયા, અને તે કામ માટે નીચે બેઠાં જેવું કરે ન કરે એટલામાં એવું દેખાવવા લાગ્યું કે, "દિવસનો સમય છે. તે કાળ પણ ઉપર પ્રમાણે (દસ, અગીઆર વા બાર વાગ્યાનો) હોઇ મહારાજ અને સાઇબાબા સટાણામાં હોઈ સટાણાનું તેમના ઘરનું બારણું જે પૂર્વાભિમુખ છે અને જ્યાંથી ઘરની ડાબી બાજુએ કાંઇક અંતર ઉપર એક રસ્તો પૂર્વ પશ્ચિમ જાય છે અને પછી નદીને મળે છે, અને ઘરને ઉત્તર ભાગે તે રસ્તાને જઈ મળનારો એક રસ્તો છે, તે બેઉ રસ્તા જે જગ્યાએ મળે છે, તે જગ્યાની બરોબર મધ્યમાં (વચમાં) સાઇબાબા બેઠા એટલે કે મહારાજના ઘરમાં જવાના રસ્તા તરફ મ્હોં કરી સાઇબાબા બેઠા હોઇ, બપોરનો વખત હોવાથી નીચેની જમીન તપી ગઇ હતી અને ઉપરથી તડકો લાગતો હતો તેથી મહારાજ તેમની પાછળજ છત્રી ધરી ઉભા હતા. આ'વી સ્થિતિમાં સાઇબાબાના આવવાની ખબર સાંભળી તેમને મળવા દાદાજી ઘરમાંથી નીકળ્યા. પરંતુ તે વખતે તેમના શરીર ઉપર તેઓ ગૃહસ્થાશ્રમી હતા ત્યારે જે પહેરવેશ પહેરતા તે પણ નહોતો; તેમજ ચતુર્થાશ્રમનો સંન્યાસ વેષ પણ નહોતો. સાઇબાબાનો જે વેષ તેજ તેમનો. શરીરે બાબાના જેવી કફની પહેરેલી, અને બાબા જેમ માથે કટકો બાંધતા તેવોજ કટકો તેમણે બાંધ્યો હોઇ તે સામેથી આવતા હતા. સાઇબાબા પલાંઠી વાળી બેઠા હતા અને મહારાજ છત્રી લઇ ઉભા હતા. એ'વો અનુભવ મહારાજ લે છે. અનુભવ લેનાર પણ તે એક જુદાજ—એવી અવસ્થામાં બેઉ રસ્તા જ્યાં મળે છે ત્યાં બેઉ રસ્તા થોડા થોડા ઢળતા હતા. દાદાજી ઘર તરફથી આવી તે ઢોળાવ ઉતરતા હતા એવામાં સાઇબાબા ઉઠયા. એટલે મહારાજ જે છત્રી

લઇ ઉભા હતા તે છત્રી ઉંચે ગઇ અને તે છત્રી જેમ જેમ ઉપર જવા લાગી તેમ તેમ તે છત્રીએ ઉંચકી લીધા હોય તેમ મહારાજ ઉપર ઉંચકાઇ ગયા. ત્યાંથી દાદાજી ઢોળાવ ઉતરી આવ્યા અને અહીંથી સાઇબાબા થોડા આગળ વધ્યા. બરોબર રસ્તાઓના સાંધા ઉપર (જ્યાં રસ્તાઓ મળતા હતા ત્યાં) બેઉનો મેળાપ થયો. બેઉ એકમેકને આલિંગન આપે છે અને મેળાપ થાય છે એટલામાં તે છત્રીએ મહારાજને બે ચાર હાથ ઉપર (ખેંચી) લીધા. છત્રી સાથે તે ખૂબજ દૂર જાય છે, એમ જોઈ તે બેઉ ઉપર ગયા. તેમણે મહારાજને પકડયા અને ભેટે છે એટલામાંજ તે ગુપ્ત થયા. મહારાજ એકલાજ રહ્યા અને તે છત્રી તેમને નીચે ચક્રાકારમાં ફરતી ફરતી લઇ ચાલી. "હવે એ આપણને કયાં લઇ જશે અને પેલા બેઉ કયાં ગુપ્ત થયા." એમ વિચાર મહારાજ કરે છે એટલામાં તે છત્રીએ તેમને ખંડોબાના દહેરાંની સામે આણી મૂકયા અને તેમના પગો જમીનને લાગ્યા કે તરતજ છત્રી જતી રહી. આ બધો દેખાવ અદૃશ્ય થઇ જઈ મહારાજે પોતાને જેમના તેમ વિઠોબાની મૂર્તિ પાસે ઉકડા બેઠેલા પહેલાં જેમ હતા તેમ દીઠા. બે ચાર મિનીટમાંજ આ બધું થઇ ગયું. અને પૂર્વસ્થિતિ ઉપર આવ્યાં પછી, "અરે આ હું શું કરૂં છું, મ્હેં શું જોયું, હું કયાં છું, ?" એમ તેમને ભમી ગયેલા માણસ પેઠે લાગ્યું.

એવી સ્થિતિમાં કેટલાક દિવસ ગયા. આ વખતે અન્ન પાણી તદ્દન બંધ થઇ ગયાં હતાં. તેમની તે સ્થિતિનો વિચાર કરતા, અને તે સ્થિતિનો અનુભવ લેતા અને થતો ત્રાસ સહન કરતા પડી રહ્યા હતા. આજ વખત બાબાના રામનવમીના ઉત્સવના દિવસોનો હતો. આ વખતે બાબાના પુષ્કળ ભક્તો ભેગાં થતાં. તેમાં નાગપૂરના ડૉકટર પિલ્લે પણ આવ્યા હતા. તેમને પહેલેથી સત્પુરૂષના સહવાસનો પ્રેમ હતો તેથી તે સાઇબાબાના પૂરેપૂરા ભક્ત હતાજ. સાઇબાબાનાં દર્શન પહેલાં એમના ગુરૂ મદ્રાસના સ્વામીજી કરીને હતા તે પણ સારી યોગ્યતાવાળા હતા. તેમનો તેમને લગભગ દસ બાર વર્ષનો સહવાસ હતો. તે સહવાસથી

અને યોગી લોકોની રીત શું અને કેવી હોય છે અને તેમની ગુપ્ત ભાંજગડો કેવી હોય છે એની તેમને ઘણી માહિતી થઇ ગઇ હતી. તે સાઇબાબાને દર્શને આવ્યા ત્યારે તેમને મહારાજ સબંધી ખબર પડી, તેઓ ખંડોબાના દહેરાંમાં ખાધા પીધાં શિવાય હોઇ માંદા છે એમ વાસુકાકા, દિક્ષીત, દુર્ગાબાઇ વગેરે મહારાજ ઉપર પ્રેમ રાખનારા લોકો પાસેથી તેમણે જાણ્યું. કારણ આ લોકો મહારાજ પાસે ખાવા પીવાનું લઇ આવે એટલે, " હું માંદો છું, મ્હારાથી અન્ન ખવાતું નથી માટે લાવશો નહીં. મ્હને ત્રાસ ના આપશો, " એમ મહારાજ કહેતા. તે ઉપરથી તેમણે મહારાજને માંદા સમજી ડૅા. પિલ્લેને તે પ્રમાણે કહ્યું અને એક દિવસ સંધ્યાકાળે તેમને લઇ આ લોકો દેવળમાં આવ્યા. તે વખતે મહારાજ બારણું બંધ કરી, પોતાની દરરોજની જગ્યાએ ડાબી બાજુએ ખૂણામાં કામળ પાથરી પડયા હતા. જમણા ભાગમાં મહારાજ દળતા તે ઘંટી હતી. અને ઘંટીની અને ભીંત વચ્ચે મહારાજ પડયા હતા. દેવળ બધું વાસ મારતું હતું. એવી સ્થિતિમાં બધા ડૅાકટર સાથે અંદર પેઠા. અંદર જગ્યા થોડીજ હતી તેથી, કોઇ કયાં, કોઇ કયાં એમ બેઠા. ડૅાકટર મહારાજના પગ પાસે બેઠા. તે પછી વાસુકાકાએ મહારાજને કહ્યું, " તમારા જીવને હાલમાં સારૂં નથી એમ કહોછો તેથી આ ડૅાકટર આણ્યા છે. એ બાબાના મ્હોટા ભક્ત છે અને તમારે માટે ખાસ આવ્યા છે. " ડૅા. પિલ્લે બહુ હોશીઆર હતા, બધી બાબતમાં તે દક્ષ ( સાવધ ) હતા. તેમના ગુરૂ સ્વામીજીના સહવાસમાં ખૂબ દિવસ રહ્યા હતા તેથી સત્પુરૂષ સાથે કેમ ચાલવું, તેમને મર્મ કેમ જાણી લેવો વિગેરે બાબતોનાં રહસ્યની તેમને ઘણી ઘણી ખબર હતી. કોઇને પણ કંટાળો આવે એવી એમની વર્તણુક નહોતી. તે બહુ પ્રેમથી હસીને મહારાજ સાથે બોલવા લાગ્યા. તેમણે દર્દના સંબંધમાં સાધારણ પૂછપરછ કરી અને પછી કહ્યું, " આ દર્દ ( માંદગી ) નથી. આ સાઇબાબાની, સદ્દગુરૂની કૃપા છે. અમો તમારી પ્રકૃતિ શી જોઇએ ? અને શું ઔષધ આપીએ ? તમેજ આખા જગત્‌ના ડૅાકટર થયા છો. " વિગેરે પ્રેમની ભાષા તેમણે શરૂ કરી. તેથી

મહારાજનો ગુસ્સો જઇ, તેઓ પણ તેમની સાથે થોડા પ્રેમથી બોલ્યા. પછી ડૉક્ટરે કહ્યું, "હવે હું રોજ આવી તમારી તબીયત જોઇ વ્યવસ્થા રાખીશ," એમ કહી તે ગયા અને તે દિવસ પછી રોજ આવવાનો તેમણે વહિવટ રાખ્યો. તેમનું આવવાનું કદી ટળ્યું નહીં. બાબા લેંડીપર જતા કે તેઓ આવતા અને ફરી ત્રણ ચાર વાગે આવતા. તેમને સત્પુરૂષોનો સહવાસ હતો, તેથી તેમની રીતભાતને અનુસરીનેજ તે વાતો કરતા. તેથી મહારાજને પણ કંટાળો નહોતો આવતો, અને કદી આવતોજ તો તે જાણી જઇ તે વખતે તે દર્શન લઇ તરતજ ચાલતા થતા. આ'વી રીતે દિન પ્રતિદિન વધતા જતા પ્રેમથી સહવાસ કરવા લાગ્યા તેથી મહારાજને પણ આ નવી પ્રાપ્ત થયેલી સ્થિતિ હોવાથી ગભરાયા જેવી નિરાધાર સ્થિતિમાં ડૉક્ટરનો એક આધાર લાગવા માંડ્યો અને તેમને કાંઈ જોઇતું તો તે તેમને કહેવા લાગ્યા. ડૉક્ટર ખૂબ દિવસ ત્યાં રહ્યા. તે સાઇબાબાનીજ યોજના હોવી જોઇએ. વચ્ચે વચ્ચેથી બાબા પણ તેમને મહારાજને ત્યાં જવા સૂચના કરતા. તે આવે એટલે મહારાજ સાથે ખૂબ વાતો કરતા. મહારાજ કોઈનેજ બહુ પત ન કરતા અને કોઇને આવવા દેતા નહોતા. પરંતુ ડૉ. પિલ્લેની સાથે કોઈ આવે તો તેમને મના કરતા નહીં. તેથી તેમના વગવશીલાથી કોઈ કોઈ આવવા લાગ્યા. જે વખતે મહારાજને દિવસે અંધારૂં દેખાવા લાગ્યું હતું, તે વખતની સ્થિતિ એકવાર મહારાજે ડૉ. પિલ્લેને કહી. તે ઉપરથી તેમણે કહ્યું, "આ અંધકાર નથી. સાઇબાબાની તમારા ઉપર કૃપા થવા માંડી છે, તેનાં આ ચિન્હો છે. આ રીતે હજી બીજા બહુએ દેખાવો દેખાવા માંડે તોપણ તમો કાંઇ ગભરાતા નહીં. આ સંબંધમાં એક વાક્ય યાદ આવે છે તે આ.

**बिना गुरु और अंधारा । न मनुका तब दरसाई ॥**

આ ઉપર ગીતામાં પણ વાક્ય છે, તે આ પ્રમાણેઃ—

**सर्वस्य धातारमचिन्त्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ।**

( ભગવદ્ગીતા, અધ્યાય ૮ શ્લોક ૯ )

એકંદર મહારાજને ડૉ. પિલ્લે એક મ્હોટા મદદરૂપ આધાર લાગતા અને તે પણ મહારાજની અસ્વસ્થ સ્થિતિમાં તેમને ધીરજ આપતા.

એક વખત, ત્રીજે પહોરે, બે ત્રણ વાગ્યાને સુમારે, મહારાજ દેવળમાં બેઠા હતા. તે વખતે બે લઠ્ઠ માણસો, શરીરે મજબુત પરંતુ અમંગળ પહેરવેશ, ફાટેલા જોડા, મેલાં કપડાં, દાઢી મૂછ અને માથાંના વાળ વધેલા, રંગે બેઉ કાળા કઠ્ઠ, શરીર મ્હોંપર પરસેવો આવેલો, દેખાવમાં ભયંકર એવા તે બેઉ જણા એકદમ દેવળમાં પેઠા. બેઉ પાસે બે પોટલાં હતાં. તે અંદર અંદર કાંઇક વાતો કરતા હતા, પરંતુ તેમની ભાષા જુદી હોવાને લીધે મહારાજને તે કાંઇ સમજાઇ નહીં, અને તેમના ભયંકર અને ક્રૂર દેખાવને લીધે તે કોણ હતા, શું કામ આવ્યા હતા, વિગેરે પૂછવાની મહારાજની હીંમત ચાલી નહીં. તે બારણાં ઉઘાડી અંદર આવી બેઠા. આ જોઇ મહારાજને થોડો ભય ઉત્પન્ન થયો કે અહીં બીજું કોઇ નથી, આ કોણ છે, શા માટે આવ્યા છે અને શું કરશે તે કોણ જાણે? એ'વા એમના વિચાર ચાલતા હતા એટલામાં તેમણે અંદર અંદર વાતચીત કરતાં કરતાં પોતાની ગાંસડી છોડી, મહારાજ સાથે તે કાંઇજ બોલ્યા નહીં. તેમની ગાંસડીમાંની એકમાં ખૂબ રોટલા હતા. એક એક રોટલો હથેલી જેટલો જાડો હતો. તે રોટલાના ચાર ચોડા અને બીજાં પોટકાંમાંથી એક પાતેલું, કથરોટ, થાળી એક બે વાટકા અને એક છરો કહાડ્યા. આ બધો સામાન કહાડી તેમણે પોતાની સામે મૂક્યો. અને શેર બશેર ગોળનો ગઠ્ઠો પણ કહાડી મૂક્યો. એટલી તૈયારી થઇ એટલે એકજણે તે છરો હાથમાં પકડ્યો અને મહારાજનું માથું પકડી, ગળાના ઉપરના ભાગથી તે કાપવા લાગ્યા. "અરે આ શું કરો છો, તમો કોણ છો? મ્હારૂં માથું શા સારૂં કાપો છો? મ્હેં શું અપરાધ કર્યો? તમારે પગે પડું છું મ્હને કાંઇ કરશો નહીં." એમ કહી મહારાજે ખૂબ મ્હોટે સાદે રડવાની શરૂઆત કરી, અને ગભરાઇ જઇ તેમના પગપર માથું મૂક્યું. તેમના પગ ઉપર માથું મૂકે ન મૂકે એટલામાં એક-

દમ ખટાક કરતું, તેમણે માથું કાપ્યું અને હાથમાં લીધું. (આ બધું મ્હારાજને સમજાતું હતું) માથાંની ઉપરનો ભાગ નીચો કરી, તેણે દાબા હાથમાં લીધેલો કાપેલો ભાગ, રક્ત માંસથી ભરેલો ભાગ, ઉંચો રાખ્યો હતો. આ બધું મહારાજ જોતા હતા અને મ્હોટે મ્હોટે રડતા હતા, "અરે, તમોએ મ્હારૂં માથું શું કામ કાપ્યું, અને શા માટે લીધું? મ્હારૂં માથું મ્હને પાછું આપો. તે તેની જગ્યાએ ચ્હોડી દો, તમારે પગે પડું છું વિગેરે "પરંતુ તેઓ મહારાજ સાથે બોલ્યા નહીં. મ્હોં વાટે અક્ષરે તેમણે કહાડ્યો નહીં. તેમનું તે આબેહુબ માથું તેમના હાથમાં મહારાજ જોઇ રહ્યા. તે બેઉએ તે પાતેલાં ઉપર તે માથું ધર્યું. તેમાંથી રક્ત ગળતું હતું, અંદરનાં આંતરડાં લટકતાં હતાં. તેમણે છરાવડે તેનું (માથાનું) મ્હોં ખુલ્લું કર્યું. અંદરથી બધું ગળતું હતું. તેમની પાસે એક પત્રાંની વાટકી હતી તે હાથમાં લઇ તે વડે અંદરથી ઓખવી ઓખવી લીધું. અંદર કાંઈ રહ્યું નહીં. ફક્ત ઉપરનું કાચલું રહ્યું. બધું નીકળી આવ્યું છે જોઇ, નાળીએરમાંથી કોપરૂં કહાડી લઇ જેમ કાચલી ફેંકી દે છે તેમ તે ઉપરનું માથાનું કાચલું દેવળની અંદરના ભાગમાં બારણાની બાજુમાં ફેંકી દીધું, અને તે પાતેલાંમાં તે ગોળનો ગાંગડો નાંખી, તે બેઉ મળી તે માથામાંથી નીકળેલું બધું ગોળ સાથે મેળવવા મંડ્યા વચ્ચે વચ્ચે તે પોતાની ભાષામાં વાતો ધુસપુસ કરતા હતા, હસતા, આનંદ માનતા હતા. એટલામાં બધું તૈયાર થયું એટલે તેમણે રોટલા કહાડ્યા, ઘુંટણ જેટલી ઉંચી રોટલાની ઉતરેડ (ઢગલી) હશે. એક એક રોટલો હથેલી જેવો જાડો, અને કથરોટ જેવો મ્હોટો હતો. તેમણે તૈયાર કરેલા તે રગડા સાથે તે રોટલા ખાવાનો આરંભ કર્યો અને નિરાંતે તાલ લેતા બેઠા. ખાતાં ખાતાં મ્હોંનો (બટબટ) અવાજ કરતા અને કાંઇ બોલતા હતા. "શું ઉત્તમ છે! કેવી સરસ લ્હેજત પડે છે!" એમ તેઓ કહેતા હશે એમ તેમના ચહેરા ઉપરના હાવભાવ ઉપરથી દેખાતું હતું. તેમનું ખાવાનું ચાલુ હતું અને મહારાજનું રડવાનું ચાલુ હતું કે, 'અરે, માથું તમોએ લીધું! અરે આ શું કરો છો? મ્હારૂં માથું મ્હને

ન્હેર પર મહારાજ ન્હાવા ગયા. ન્હાતાં ન્હાતાં તેમને એ'વો દેખાવ દેખાઇ આવ્યો કે પોતે ન્હેરના પાણીમાં એક ઠેકાણે બેઠા છે, અને પોતાની સામે પોતાનું પેટ વહી જાય છે અને ભ્રમિષ્ટ ગાંડા પેઠેજ "મ્હારૂં પેટ વહી ચાલ્યું, મ્હારૂં પેટ વહી ચાલ્યું." એમ મહારાજ બોલતા રહ્યા; તે'વાજ ગભરાયલા ગભરાયલા તે નુ ન્હેરપરથી દેવળમાં આવ્યા અને થોડા વખત બેસાવધ થયા જેવી સ્થિતિમાં રહ્યાં પછી કેટલીક વારે શુદ્ધીમાં આવ્યા એટલે "બાળાસોની મરી ગયો, તેની પાસે આપણે તાપતા બેઠા, તેથી તો આપણું પેટ ન્હેરમાં વહી ગયાનો દેખાવ, જીવનું ગભરાવું વગેરે ગાંડા જેવું નહીં થયું હોય કે? એમ મહારાજને થયું. (ખંડોબાના દેવળના દક્ષિણ ભાગના ખેતરમાં જ્યાં બાળાસોનીને બાળ્યો હતો તે જગ્યાએ હાલ ઇરિગેશન ઑફીસનો બંગલો બાંધવામાં આવ્યો છે.)

બીજે એક દિવસે આ'વું એક સર્કલ આવ્યું. સંધ્યાકાળને સુમારે મહારાજ દેવળ બહાર બારણા પાસે બેસી નિત્ય નિયમ પ્રમાણે વિષ્ણુસહસ્રનામ અને ગીતા તેમને મ્હોડે હોવાથી ચોપડી શિવાય બોલતા હતા. આંખમાંથી અશ્રુધારા ચાલી રહી હતી. રડતા રડતા તે બોલે છે એટલામાં એક મ્હોટું સર્કલ એટલે ચક્ર એ'વું આવ્યું કે તેમાં દિવસ રાત્રીની કોઇ પણ પ્રકારની અવસ્થા ન હોઈ, અનિર્વાચ્ય પ્રકાશમાં એક વડનું ઝાડ દેખાયું. ને તેવુંજ કોઇ તેની આજુબાજુએ એક બહુ મ્હોટો વિસ્તીર્ણ ચોક દેખાયો. ને ચોકમાં સેંકડો સત્પુરૂષોની સભા ભરાઇ. તેમાં કેટલાક સંન્યાસી, કેટલાક વૈરાગી, કેટલાક ગોસાંઇ, કેટલાક લિંગાયત, કેટલાક બ્રહ્મચારી, કેટલાક સાંઇફકીર, તેવીજ રીતે અનેક જુદી જુદી જાતના પૂર્ણતાએ પહોંચેલા પહેલાં થઈ ગએલા સત્પુરૂષ, સંત, મહાત્મા તેમજ કેટલીક સાધ્વી, સતી, યોગિની વગેરે બ્રાહ્મણથી માંડી અનેક જાતીના મહાત્માની સભા ભરાયલી દેખાઇ. આ સભા જગતને લગતા વિશેષ મહત્વની બાબતનો નિર્ણય કરવા ભરાઇ હતી, એમ જોવાઈ આવ્યું. ચર્ચા તથા કંઇ ખાનગી મસલત શરૂ થઇ હતી અને કેટલીક બાબતોનો ફેંસલો

નિર્ણય તે લોકોથી થઈ શકયો નહીં. આખરે તે અંદર અંદર કહેવા લાગ્યા કે સાઇબાબા હજી આવતા નથી. તેમના આવ્યાં શિવાય આ બાબતનો નિર્ણય થવાનો નથી. તેથી તેઓ વાટ જોઈ રહ્યા. એટલામાં થોડા વખતમાંજ સાઈબાબા આવ્યા. તેમની સાથે એક વિશેષ મહત્વના મહાત્મા હતા, તે બીજા કોણ હશે તે પહેલાં ધ્યાનમાં ન આવ્યું. પછી તેમની વાતોચીતો વગેરે શરૂ થયાં પછી તે સાઈબાબાની સાથે આવેલા મહાત્મા ખ્રિસ્તી ધર્મના સઉથી મ્હોટા કોઇ પેગંબર હશે એમ સમજાયું અને બધી બાબતની વાટાઘાટ થતાં થતાં આખરે સાઇબાબાએ જે નિર્ણય કહ્યો તેજ બધાને પસંદ પડ્યો. તેમાં જે સતી સાધ્વીઓ હતી તેમના મતને અનુસરીનેજ આ નિર્ણય હતો. એટલામાં બધા ઉઠ્યા અને તે સર્કલ પૂરૂં થયું.

એક દિવસે સ્હવારે નવ દસ વાગ્યાને સુમારે મહારાજ રાહતા તરફ ફરવા ગયા હતા. ગોંદકરના ખેતર સુધી જઇ પાછા આવ્યા. તે વખત સાઈબાબાને લેંડી ઉપર જવાનો હતો. મહારાજ પાછા ફરતા ફરતા ન્હેરની પેલી બાજુએ હતા એટલામાં ખંડો-બાના દેવળની સામેના મેદાનમાં વડની નીચે સેંકડો ગામ પરગામ વગેરે ઠેકઠેકાણેના લોકો ભેગા થયેલા તથા વચ્ચે એક મ્હોટું વજન કરવાનું ત્રાજવું દેખાયાં. એક ત્રાજવાના એક પલ્લાંમાં સાઇબાબા બેઠા હતા અને બીજા પલ્લાંમાં એક પછી એક મનુ-ષ્યને બેસાડી તેને બહાર કહાડતા જતા અને ફરી બીજાને બેસાડતા, અને તે સાઇબાબાની બરોબર વજનમાં ઉતરે છે કે કેમ એ જોવાનું કામ ચાલુ હતું. આવી રીતે તોળનાર એક વૃદ્ધ પણ અતિ મજબૂત સ્ત્રી હતી તે કાંટાને હાથ લગાડી ઉભી હતી. તેની પાસે આશરે સોળ સત્તર વર્ષની એક છોકરી હતી. એકેક મનુષ્યને બેસાડવા ઉતારવાનું કામ તે કરતી હતી. સાઇબાબા ત્રાજવામાં બેઠા હતા તે ગમ્મત જોઇ તે જોવા જેવું મ્હોં કરી વચ્ચે વચ્ચે હસતી હતી. ન્હેરપરથી આવતાં આવતાં સડક ઉપર ઉભા રહી, ગમ્મત લાગવાથી મહારાજ આવી રીતનો એ દેખાવ જોતા હતા. તે વખતે મહારાજે શરીર પર સાધારણ

ચીથરૂં ઢાંકયું હોઇ, શરીર ઉપર બીજું કાંઇ વસ્ત્ર નહોતું; તે ઉઘાડા હતા. સાઇબાબા સાથે ઘણાએ માણસોને જોખી જોવાની કામગિરી ચાલુ હતી. પણ કોઇ બરોબર તોળાઇ શકાયું નહીં, એટલામાં સાઇબાબાની નજર મહારાજ સડક ઉપર ઉભા હતા ત્યાં ગઈ છે એમ તે પાસે ઉભેલી છોકરીએ જોયું; એટલે તરતજ તે છોકરી મહારાજને પકડી લાવવા સડક ઉપર એકદમ દોડી ગઇ. આ શો પ્રકાર છે ? સાઈબાબા સાથે માણસોને શું કામ તોળે છે તેનું કારણ ન સમજાયાથી અને તે છોકરી પોતાના તરફ દોડતી આવે છે એ જોઇ મહારાજે પાછળ દોડવા માંડયું, આગળ મહારાજ અને પાછળ તે છોકરી; એમ દોડતાં દોડતાં મહારાજ ન્હેરની પેલી બાજુએ જાય ન જાય એટલે તો તે પાછળ દોડતી છોકરીએ મહારાજનો પગ પાછળથી પકડયો અને પગ પકડયો કે તરતજ મહારાજ નીચે ચત્તાપાટ ઉંધા પડયા. પડતાંજ તેમનું માથું ટીચાયું અને પછી તે છોકરીએ મહારાજને હાથ પકડી એમને એમજ ઉઠાડ્યા. થોડાક ગુસ્સે થયા હોય એમ તે છોકરીને મહારાજે દેખાડી મ્હોટેથી રડવાનો આરંભ કર્યો. તે છોકરીએ રડવા તરફ લક્ષ ન આપતાં તરતજ તેમને હાથ ઝાલી બળજબરીથી લઈ જવા લાગી. લાચારીથી મહારાજ રડતા હતા તોપણ તે છોકરીએ તેમને કાંટા આગળ લઇ જઇ ત્રાજવામાં બેસાડયા. ત્રાજવામાં બેસાડયા એટલે, "મ્હને આ શું કરો છો ? આ શું કરો છો ?" કહી મહારાજ ઘાંટા પાડતા અને રડતા રહ્યા અને ત્રાજવામાં પગ મૂકતાંજ જે ત્રાજવામાં સાઈબાબા બેઠા હતા તે ત્રાજવાથી ઉપર પણ ત્રાજવામાંને ત્રાજવામાંજ સાઈબાબા સુમારે વેંતભર અદ્ધર ઉંચકાયા; એટલે મહારાજ બેઠા હતા તે ત્રાજવું મહારાજ સાથે નીચે બેઠું. સાઈબાબાનું ત્રાજવું પણ જમીન ઉપરજ ટેકી બેઠું હતું. પણ ફક્ત સાઇબાબા ત્રાજવામાં અદ્ધર હતા. પછી થોડો વખત ગયો, એટલામાં સાઇબાબા ફરી ત્રાજવામાં પહેલાં પ્રમાણેજ બેઠેલા દેખાયા અને તેટલામાં મહારાજ પોતે ત્રાજવામાંને ત્રાજવામાંજ સાઇબાબા પ્રમાણે વ્હેંતભર અદ્ધર ઉંચકાઇ ગયા. થોડો વખત ગયા પછી મહારાજ પણ ફરી ત્રાજવામાં નીચે બેઠા

એટલે સાઇબાબા એમના ત્રાજવામાંજ અદ્ધર ઉંચકાયા. આ'વી રીતે તે સાઈબાબા ત્રાજવામાં ને ત્રાજવામાં અદ્ધર ઉંચકાઈ જતા એટલે મહારાજ ત્રાજવામાં નીચે બેઠેલા દેખાય અને સાઈબાબા નીચે બેઠા હોય એટલે મહારાજ ત્રાજવામાં અદ્ધર દેખાતા. એમ બેઉ બાજુએ થોડો વખત થતાં થતાં સાઈબાબા અને મહારાજ સમાન ઉંચાઇ ઉપર ત્રાજવામાંને ત્રાજવામાંજ એકદમ ઉંચકાયેલા દેખાયા. આમ થયું એટલે પેલી તોળવાવાળી સ્ત્રી મહારાજના ત્રાજવામાં પેઠી અને પેલી છોકરી સાઇબાબાના ત્રાજવામાં ઘુસી, પછી થોડે વખતે તે બેઉ ત્રાજવા આપોઆપ ખેંચી લેવામાં આવ્યાં હોય તેમ બધો દેખાવ બંધ થયો અને મહારાજ પહેલાં પેઠે નહેરથી સડક ઉપર આવતાજ હતા અને સાઇબાબા લેંડીથી મસીદમાં જઇ રહ્યા હતા.

એક દિવસ સંધ્યાકાળે દેવળ બહાર મહારાજ વિઠોબાની મૂર્તિ પાસે બેઠા હતા. સૂર્યાસ્તના સુમારમાં એક મ્હોટો પરંતુ જુનો વાડો ( મ્હોટું મકાન ) દષ્ટિએ પડયો. વાડા બહાર રસ્તો હોઇ તે વાડો રસ્તાથી ખૂબ ઉંચો હતો. દરવાજામાંથી નીચે ઉતરવાને પગથીઆં નહોતાં. તે પડી ગયાં હશે. તેનો પત્થર માટીનો બનેલો ઢોળાવ નીચે ઉતરવા માટે વપરાતો હતો. તે રસ્તો પણ કાંઇ મ્હોટો રાજમાર્ગ અથવા લોકોની મ્હોટી રાહદારીનો હતો એમ નહોતું. તે રસ્તાથી થોડે દૂર, થોડું થોડું પાણી વહેતી એવી નદી કે થોડાં વહેતાં પાણીવાળો વ્હેળો હતો. વાડાની બહારની બાજુએ ખૂબ કચરો પડ્યો હતો. તે ભાગમાં બીલકુલ સ્વચ્છતા નહોતી. દરવાજો ભવ્ય અને મ્હોટો હતો. બહારનો દેખાવ આ પ્રમાણે હોઈ, અંદર ગયા પછી દરવાજા સામે જુની રીતનો રવેશ હતો. તેની ચારે બાજુએ કઠેરો હતો અને વચ્ચે ચોક હતો. દરવાજાનું મ્હોં કઇ દિશા તરફ હતું તે લક્ષમાં નથી. અંદર પેસતાં ડાબી બાજુએ ધર્મશાળા જેવી એક પરસાળ બાંધેલી હતી અને તેનો ચોક તરફનો ભાગ ખુલ્લો હતો. તે ત્રીસ બત્રીસ હાથ લાંબી હશે. ચોક સામે પણ એક પરસાળ ( ઓસરી ) હતી તે દરવાજા પાસેની

પહેલી પરસાળ. તે લગભગ જમણી હશે. અંદર પેસતાં જમણી બાજુએ પરસાળ (ઓસરી) કે ઓટલો કાંઇ નહોતાં, ચોપર બાંધેલી ત્રણ ઓરડીઓજ ફક્ત હતી, તે (પણ) જુની રીતની હોઇ તેને ન્હાનાં ન્હાનાં ચોકઠાં અને બારણાં હતાં અને તે બંધ હતાં, ત્રણે બાજુએ જે પરસાળો હતી તેની લગોલગજ ઓટલો હતો. અંદરનો ચોક પ્રશસ્ત અને મ્હોટો હોઈ ખુલ્લો હતો. તડકો, હવા, ઉજાસ (અજવાળું) બધું અંદર સારી રીતે આવે તેવો હતો. દરવાજામાં પેસતાંજ જે પરસાળ અને ઓટલો આવતાં ત્યાં કાંઈ પણ નહોતું, સામેની જે પરસાળ અને ઓટલો હતાં તેમાં એ કાંઈ ખાસ નહોતું પરંતુ ભાંગ્યાં તુટચાં લાકડાં અને છાણાં (અડાયાં)ના ઢગલા ખૂબ હતા. હવે રહી ડાબી બાજુની પરસાળ. તે દરવાજામાં પેસતાંજ તે પરસાળનો છેવટનો ખુણો હતો તે ખુણાના ઘણા મ્હોટા ભાગમાં એક મ્હોટી બેઠક (ગાદી તકીઆવાળી) કરી હતી. દરવાજા તરફ પીઠ અને દરવાજામાં ગયા પછી જે બાજુનું મ્હોં થાય તે બાજુએ મ્હોં કરી તે બેઠક ઉપર ઘુંટણ જેટલી ઉંચી ગાદી અને તે ઉપર સ્વચ્છ સફેદ ગલેપ નાખ્યો હતો. તેજ પ્રમાણે પાછળ એક લાંબો તકીઓ હોઈ તે ઉપર પણ સફેદ ગલેપ હતો, તેમે અઢેલી એક મ્હોટા વયોવૃદ્ધ ગૃહસ્થ બેઠા હતા. તે હિંદુ જાતીના, શરીરે પાતળા; કદમાં ઉંચા; તથા ગૌરવર્ણના હતા; તેમના દાઢી મૂછના વાળ તદ્દન સફેદ થઇ ગયેલા હતા અને તેમણે શરીર પર પણ સફેદ સ્વચ્છ અંગરખો (મોગલાઇમાં જામો પહેરે છે તેવો) પહેરેલો હતો તથા માથે પણ સફેત પાઘડી કે કોણ જાણે શું બાંધ્યું હતું, જો દરવાજો પૂર્વાભિમુખે હતો એમ ધારીએ તો તે ગૃહસ્થ પશ્ચિમ તરફ મ્હોં કરી બેઠા હતા. એ'વી સ્થિતિમાં દરવાજામાં પેસી ચોકમાં આવી, ડાબી બાજુએ જે મ્હોટી પરસાળ હતી; તેના છેવટના ભાગમે લાકડાનો કઠેરો હોઈ તેની આગળ બે ફુટ પહોળો ઓટલો અને તેની આગળ ચોક હતો. પરસાળની તેમજ ઓટલાની ઉંચાઈ ચોકની જમીન કરતાં કમરથીએ વધારે હતી. ઓટલા ઉપરથી ઉતરતાં નીચેની જમીનમેં એકદમ પગ પહોંચતો નહોતો. ચોકમાં

બધે પત્થર જડ્યા હતા. અંદરનું બધું કામ જુની રીત પ્રમાણે પત્થરનુંજ કર્યું હતું. સંધ્યાકાળનો ચાર પાંચ વાગ્યાનો વખત હશે. તાપ સખત નહોતો. વાદળાં હોય ત્યારે જેવો પ્રકાશ હોય છે તેવું અજવાળું હતું. ચોકમાં ડાબી બાજુએ જે ઓટલો હતો તે ઉપર કઠેરાને લાગીને પરસાળ બહાર, પશ્ચિમ તરફના ભાગમાં જે ઓટલો હતો તે ઓટલા ઉપર સાઇબાબા બેઠા હતા. (દરવાજાની સામેની પરસાળના ઓટલાથી ચાર પાંચ હાથ દૂર ડાબી બાજુની પરસાળ સામેના છેવટના ભાગના કઠેરાને અઢેલી તે બેઠા હતા.) તે વૃદ્ધ ગૃહસ્થથી ખૂબ દૂર, પરંતુ તેજ પરસાળની બહાર ઉપર પ્રમાણે બાબા બેઠા હોઇ, મહારાજ જાણે પાસેજ હતા. તેને બાબાએ હાંક મારી અને પોતાની જમણી બાજુએ તે ઓટલા ઉપર બેસવા કહ્યું. તે પ્રમાણે મહારાજ બેઠા. પરંતુ થોડે દૂર બેઠા હતા તેથી બાબાએ કહ્યું, "એમ નહીં, તદ્દન પાસે બેસ." મહારાજ પાસે જઇ બેઠા પછી તે વૃદ્ધ ગૃહસ્થ તરફ આંગળી દેખાડી બાબાએ કહ્યું, "આ જોયું કે? તે પછી મહારાજે તે ગૃહસ્થને જોયા. પહેલેથી તે દેખાયા નહીં. બાબાએ કહ્યું, "આ બધાથી મ્હોટા મહંત છે. એ મ્હારા ગુરૂ છે. એમનાથી મ્હોટું હવે કોઇ નથી. એમને બરોબર જોઈ રાખ. બરોબર ધ્યાનમાં રાખ." બાબાના કહેવા પ્રમાણે મહારાજે તે મહંતને બરોબર જોઈ લીધા. પછી બાબા મહારાજના કાનમાં કાંઇક ગુપ્ત કહે છે—તેમના કાન આગળ મ્હોં લાવી કાંઇ કહે છે એમ દેખાડ્યું. તેથી મહારાજે પોતાનો ડાબો કાન તેમના તરફ ધર્યો. મ્હોં આગળ મહારાજનું માથું અને કાન છે એવી સ્થિતિમાં મહારાજની જમણી બાજુએ કોઈ પણ બેઠું હોઈ તેણે તેમના જમણા હાથને પોતાને હાથે પોતાના તરફ જોવા માટે ઇસારો કર્યો: જાણે કે બાબાના કહેવા તરફ લક્ષ ના આપ," હું શું કહું છું તે જો એમ તેનું કહેવું હતું. આ ઇસારો થતાંજ તે કોણ છે તે જોવા મહારાજનું મ્હોં તે તરફ ફર્યું. તે આકૃતિને તેમણે જોઈ તો બરોબર મહારાજનો જે આકાર તેવોજ આબેહુબ તે આકાર હતો. કાંઈ પણ ફરક નહોતો. મહારાજને પાસે ખેંચી તે આકૃતિએ કહ્યું, "હું શું

કહું છું તે સાંભળ; ત્યાંનું ના સાંળળ," આ'વી રીતે આ અહીં ચાલુ છે એટલામાંજ સાઈબાબાએ મહારાજના ડાબા હાથને ઇસારો કર્યો અને કહ્યું ત્યાં લક્ષ ના આપ. હું જે કહું છું તે સાંભળ," એટલે સ્વાભાવિક રીતેજ મહારાજ બાબા તરફ ડાબી બાજાએ વળ્યા અને તે શું કહે છે તે સાંભળવા માટે ફરી તેમના મ્હોં આગળ કાન ધર્યો. તે કાંઈ બોલે ન બોલે એટલે તરતજ પેલી આકૃતિએ ફરી પહેલાં પ્રમાણે ઈસારો કર્યો અને મહારાજને બોલાવ્યા તેથી તેમણે ફરી તેના તરફ મ્હોં કર્યું, એટલામાં ફરી બાબાએ ઈસારો કરી પોતાના તરફ એમનું મ્હોં ફેરવાવ્યું અને કહ્યું, 'અરે, તેના તરફ લક્ષ ના આપ. તે ત્હારામાંથીજ નીકળેલો પાપ પુરૂષ છે." બાબાનું આ બોલવું મહારાજ સાંભળેજ છે એટલામાં તો અહીંનો ઇસારો ચાલુજ હોઇ, "તેનું સાંભળતો નહીં, મ્હારૂં સાંભળ" એ પ્રમાણે બોલવાનું ચાલુજ છે, તે (પાપ પુરૂષ) મહારાજને બાબાનું બોલવું સાંભળવા દેતો નહીં. તેના તરફથી આ ત્રાસ થાય છે એ જોઇ બાબાએ કહ્યું, "તે જો કે એમ કરે છે, તો પણ તું ગભરાઇશ નહીં." બાબા એમ કહે છે, અને આ બાજુએ તેનું ત્રાસ દેવાનું એક સરખું ચાલુજ હતું. તે બંધ પડેજ નહીં. છેવટે બાબા એકદમ તે ઓટલાની નીચે ઉતર્યા અને તેની સામે જઈ તેનો હાથ પકડી ઘસડીને તેને ઓટલા નીચે પાડ્યો અને ચોકમાં ખુલ્લી જગ્યામાં તેને જોરથી પકડ્યો. તે ભયાનક સ્થિતિ-બાબાને ગુસ્સે થયેલા જોઇ મહારાજ પણ પોતાની જગ્યા છોડી નીચે ઉભા રહ્યા. અને બાબા પાસે જાય છે એટલે બાબાએ કહ્યું, "તું અહીં ના આવ ત્યાંજ રહે. ગભરા નહીં." એમ મહારાજને કહી બાબાએ તે પાપ પુરૂષની શિખા અને માથું પકડ્યાં અને તેને નીચે પાડ્યો. તેના ઘુંટણે વાગ્યું હોય એમ થઇ નીચે મ્હોં રાખી અર્ધો પડ્યો-સાઇબાબાના હાથમાં હંમેશ દંડુકો હોયજ તે દંડુકાથી તેના હાથ ઉપર, કુહુલાં ઉપર, માથા ઉપર ખૂબ માર માર્યો. તેનું માથું પકડી પાછળથી ધક્કા મારી મારી તેને દરવાજા બહાર કહાડ્યો. મહારાજ બાબાની પાછળ પાછળ

થોડે દૂર ચાલતા હતા. દરવાજાની બહારનો ઢેળાવ રસ્તો ઓળંગી આગળ, ગંધાતું પાણી જેમાં વ્હેતું હતું એવી નદી કે વહેળો જે હતું તે ઓળંગી તેને બાબા લઈ ગયા. તે પ્રવાહની પેલી બાજુએ ગયા એટલે ત્યાં સામેજ એક પ્રેત બળી રહ્યું હતું પણ ચિતા બળતી હતી તેમાં તેને નાંખી દીધું. "હવે પડ અંદર" એમ કહી તેને અગ્નિમાં મેળવી દીધો. મહારાજ એકલા નદીની પેલે પાર ગયા નહોતા. આ બાજુએ રહીનેજ આ પ્રકાર જોતા હતા. તે પાપ પુરૂષની વ્યવસ્થા કરી તે પાણી ઓળંગી બાબા ફરી અહીં આવ્યા અને સૌમ્યભાષામાં, "તું અહીં શું કામ આવ્યો ?" એમ કહી મહારાજનો હાથ પકડ્યો અને કહ્યું, "હવે પેલા મહંતને દર્શને જઈએ." મહારાજે કહ્યું, "બાબા આ શું ? તે હુંજ તો હતો. મ્હને આમ શા માટે છળ્યો ?" બાબાએ કહ્યું," ના ક્યાં કહું છું ? તે તુંજ હતો. પરંતુ પાપ રૂપે તું હતો તેથી તેને કહાડી તેમેં નાશ કરી નાંખ્યો હવે ત્હારામાં બીલકુલ પાપ રહ્યું નહીં. ત્હારા મ્હારા સંગથી પુષ્કળ કામો થવાનાં છે, તો પાપ પાસે હોય તે કેમ ચાલે ? (આ વાત ચાલતાં ચાલતાં થઇ ) મહારાજે પૂછ્યું, "બાબા તમો કાનમાં શું કહેતા હતા ?" બાબાએ કહ્યું, "હવે કાંઇ કહેવા બોલવાનું કામ નથી. તને સમજવામાં જેની અડચણ હતી તે પાપ પુરૂષ ગયો, હવે તને આપો આપ સમજાશે. કહેવાનું કાંઇ કારણ હવે રહ્યું નથી. ચાલો હવે મહંતને દર્શને જઇએ." એમ કહી બેઉ વાડામાં આવ્યા અને સામેની પરસાળને પગથીઆં હતાં તે ચ્હડી ઉપર ગયા. ત્યાં પુષ્કળ છાણાં (અડાયાં) ના ઢગલા પડ્યા હતા. તેમાંથી બે ચાર છાણાં બાબાએ કહાડ્યાં અને મહારાજના પદરમાં નાંખ્યાં મહારાજે તે કપડામાં લીધાં. પહેલાં બેઉ હાથે અને પછી એક હાથે બાબાએ ત તેમના વસ્ત્રમાં નાંખ્યાં. પછી બાબાએ હાથ પકડ્યા અને તે પરસાળમાંથી તે મહંતની ગાદી પાસે બેઉ ગયા. તેમને જોઇ મહારાજનું હૃદય એટલું તો પ્રેમથી ભરાઇ આવ્યું કે થોડા વખત તેમનું દેહભાન જતું રહ્યું. તેમના પગ આગળ નહોતા તેથી ગાદી ઉપર માથું મૂકી મહારાજે સાષ્ટાંગ નમસ્કાર કર્યા.

આપણું હૃદય ભરાઇ આવ્યાથી થઈ ગયેલાં આવાં રડુ રડુ મ્હોંથી સાઇબાબાને શું લાગશે એમ મહારાજને લાગ્યાથી તે એકદમ ઉઠયા અને જુએ છે તો ત્યાં સાઇબાબા નહોતા. આ જોઇ હૃદયનો આવેલો ઉભરો શાંત થઇ ગયો; અને બાબા કયાં ગયા એ વિચારથી તેમને આશ્ચર્ય થયું અને અહીંતહીં જોવા લાગ્યા. મહારાજ તેમની સામે હાથ જોડી ઉભા હતા એટલામાં મહંતે બેઠાં બેઠાંજ વાંકા વળી મહારાજના પગ ઉપર માથું મૂકયું. તે પગે પડે છે એ જોઇ, આ ઠીક નહીં એમ લાગ્યાથી મહારાજે તરતજ થોડું બેઠાં જેવું કર્યું. તે બેસે ન બેસે, એટલે બધું ખલાસ થયું અને મહારાજ ખંડોબાના દેવળ આગળ જેમના તેમ પહેલાં પેઠેજ પોતાને જોવા લાગ્યા.

ઉપરનો દેખાવ જોતી વખતે મહારાજની બે આકૃતિ હોયાંનું ઉપર કહ્યુંજ છે. આ ઉપરાંત આ બધો દેખાવ જોનારી એક મહારાજની આકૃતિ એક વર્તુળમાં હતી જે સર્વ દેખાવ જોતી હતી વારંવાર આમ થયાં કર્યાથી મહારાજનું ભ્રમિષ્ટપણું વધતું ગયું.

એક વખત મહારાજ દેવળમાં હતા ત્યારે હંમેશ પ્રમાણે એક સર્કલ આવ્યું. તેમાં મ્હોટું જંગલ હતું. બહુ ઝાડ નહોતાં. પરંતુ ઘરબાર ગામ વગેરે કાંઇ નહોતું. મનુષ્યોની અવર જવર નહોતી. એવું રાન હતું. ત્યાં મ્હોટો ચોક હતો અને ત્યાં એક મ્હોટી ઇમારત બાંધી હતી. કોઈ ઑફીસ જેવો દેખાવ હતો. તે ઇમારત મ્હોટી હોઈ માળવાળી હતી. નીચે જમીનના ભાગમાં જે ઇમારત હતી તેને પુષ્કળ બારણાં વગેરે હતાં. અંદર ઑફીસર લોકો જેમ કામ કરે છે તેમ હોઇ ત્યાં ખૂબ ચોપડા વગેરે હતા અને ત્યાં કામ કરનારાં પણ પુષ્કળ માણસો હતાં. . તે બધાં પોતપોતાનાં કામમાં ગર્ક હતાં અને તેઓ ચોપડા ઉથલાવ્યાં કરતાં હતાં. મહારાજે દરવાજામાંથીજ ડોકાવીને આ બધું જોયું, અંદર બહુ પ્રવેશ કર્યો નહીં. તે બંગલાને છેડે એક મ્હોટો પહોળો દાદર હતો. સાંકડો નહોતો. ઉપર ચ્હડી જવું અને ત્યાં શું છે તે પણ જોવું એવા હેતુથી મહારાજ દાદર ચ્હડી ઉપર

જવા લાગ્યા. કેટલાક લોકો ઉપરથી પણ નીચે ઉતરતા હતા. તે ડાબી બાજુએથી ચ્હડતા હતા અને ઉતરનારા તેમની જમણી બાજુએથી ઉતરતા હતા. ઉપર ચ્હડી જઇ, જમણી બાજુએ વળી, ફરી ઉપર ચ્હડ્યા. એટલે ઉપરનો દેખાવ દેખાવા લાગે ત્યાં સુધી જઇ પછી આગળ કેમ જવું, શી ભાંજગડ છે, કો'ને ખબર તેથી જમણી બાજુએ કઠેરો હતો તેને અઢેલી મહારાજ ઉભા રહ્યા. ઉભા રહ્યા તે જગ્યાએ તે કઠેરાના થોડાક ભાગમાં નીચે અતિશય ઉંડાણુમાં એક સ્થાન હતું જેમાં ભયંકર અંધકાર હતો. મહારાજ થોડો વખતજ ત્યાં ઉભા રહ્યા હતા પરંતુ તેમનાથી અંધકાર તરફ જોવાતું નહોતું. પોતે અંદર આગળ કેમ જવું તેનો વિચાર કરતા તે ઉભા હતા. એટલામાં તે અંધારામાંથી કોઈ કઠેરામાં હાથ ઘાલી તેમનો પગ પકડી નીચે અંધારાંમાં ખેંચતું હોય એમ દેખાયું. "અરે, આમ કોણ ખેંચે છે?" એમ કહી તે પોતાના પગ તરફ જોવા લાગ્યા, તે ભયંકર અંધારાંમાં તે વ્યકિત તો દેખાઇ નહીંજ, પરંતુ તેનો હાથ ફક્ત દેખાયો. તે કાળો મેશ જેવો અને કઠ્ઠણ હતો. મહારાજનો જમણો પગ મજબૂત રીતે પકડ્યો હોઇ તે તેને અંદર ખેંચતો હતો. આથી ભય લાગવો, કે જીવ ગભરાવો જોઇએ પરંતુ એવું કાંઇ એમને થયું નહીં. તે સ્વાભાવિક સ્થિતિમાં હતા. ત્રીજા પહોરના ચારેક વાગ્યાનો સુમાર હોય એ'વો તે દેખાવ હતો. "આ શી ભાંજગડ છે, આ અંધારૂં ક્યાંથી? આ કાળો હાથ કો'નો અને કોણ ખેંચે છે? હું શા માટે અહીં આવ્યો? વિગેરેનો શાંત મનથી તે વિચાર કરતા હતા. કોઈપણ પ્રકારનો ત્રાસ વગેરે તેમને લાગ્યો નહીં. ઉલટા તે પગ પકડનારને ધમકાવી પૂછ્યું, "કોણ છે રે તું? શા માટે મ્હારો પગ પકડી ખેંચે છે? છોડ નહીં તો હું સાઇબાબાને કહી દઇશ. સાઇબાબાનું નામ લેતાંજ તે કાળા હાથે તેમને છોડી દીધા. એટલામાં સામે જે જગ્યા હતી ત્યાંથી એક ગૃહસ્થ મહારાજ સામે આવ્યા અને કહ્યું, "અરે તમો અહીં ક્યાં? શા માટે આવ્યા છો? આ તમારે આવવાની જગ્યા નથી અને શા માટે ઉભા રહ્યા? તે તો નર્કની જગ્યા છે. તમો જ્યાં ઉભા

છો તેની પાસેજ નર્ક છે. તેમાં મહાપાપી લોકો પડે છે, આ ઑફીસ બધા પાપી લોકોના ઈન્સાફની જગ્યા છે અને અહીંથી જે ચ્હડનારા હોય તે ચ્હડે છે, ઉતરનારા ઉતરે છે અને આ કાળા અંધારાંમાં પડનારા પડે છે. તમો અહીં કયાં આવ્યા છો? મહારાજે કહ્યું, મ્હને સાઇબાબા અહીં લાવ્યા, તે અને હું સાથેસાથેજ અહીં આવ્યા. તેમણેજ મ્હને આ દરવાજો અને દાદર દેખાડ્યો અને કહ્યું, તું જા હું આવું છું." તે ગૃહસ્થે કહ્યું, સાઇબાબાનીજ તો આ ઑફીસ છે. તેમણેજ આ ઑફીસ નાંખી હોઇ તે હંમેશ અહીંજ હોય છે. ફાવે ત્યારે આવે છે અને ફાવે ત્યારે જાય છે. તમો હવે અહીં ઉભા ના રહો. આ બાજુએ આવો. મહારાજે પૂછ્યું, "નીચે શું છે, અને મ્હને કોણ ખેંચતું હતું?"

તે ગૃહસ્થે કહ્યું, "અંદર બધું નર્કજ છે અને તે નર્કજ ખેંચતું હતુ. પછી મહારાજ ત્યાંથી ખસ્યા અને આગળ ગયા. એટલામાં સ્હોળું પહેરેલ એક પવિત્ર બ્રાહ્મણ હાથમાં પૂજા-સાહિત્ય લઇ, મ્હોંએ પરમેશ્વરના સ્તોત્રોના પાઠ કરતા, જે હૉલમાં મહારાજ હતા, તે હૉલમાં પાછળને બારણેથી આવ્યા. તે અહીંથી તે હૉલમાં જતા હતા. દરવાજામાંજ તેમનો અને મહારાજનો મેળાપ થયો. તરતજ તેમણે મહારાજની પૂજા કરી. મહારાજે પૂછ્યું, "શા માટે તમો મ્હારી પૂજા કરો છો?" તે ગૃહસ્થે કહ્યું, "સાઇબાબાની આજ્ઞા. સાઇબાબા જ્યારે અહીં આવે છે. ત્યારે તેમની અમારે પૂજા કરવી પડે છે; એ'વો અહીંનો કાયદોજ છે." મહારાજે કહ્યું, "આ શું છે, કો'ને ખબર. ઠીક, જે હોય તે ખરૂં." તે બ્રાહ્મણ પૂજા કરી ચાલતો થયો અને મહારાજ દરવાજો વટાવી પેલી બાજુના ખંડમાં ગયા. ત્યાં એક સ્ત્રી હતી. નીચે મૂકાય એ'વો દીવો હાથમાં લઈ તે ઉભી હતી. મહારાજ ત્યાં ગયા એટલે તે તેમના હાથમાં તે દીવો આપવા લાગી. મહારાજે પૂછ્યું, "આ શું છે?" તેણીએ કહ્યું તમારે અંદર જવું હશેને?" મહારાજે કહ્યું "હા." તેણે કહ્યું, "ત્યારે આ દીવો લો." મહારાજે કહ્યું, "જવા માટે દીવાનું શું કામ? શું અંધારૂં

થયું છે? સંધ્યાકાળ થઇ કે? આ દીવાનું શું કામ?" તે કહે, "દિવસ હોય કે રાત હોય, આ દીવો હંમેશ તમારી પાસે હોવો જોઇએ. મહારાજે કહ્યું "મ્હારે નહીં જોઇએ આ દીવાની ખટખટ હું કયાં તેને સંભાળતો બેસું? તમારી પાસેજ રહેવા દો." તે કહે, "એમ નહીં, અમારે અહીંના કાયદા પ્રમાણે કરવું પડે છે." મહારાજે પૂછયું, "અહીંનો શો કાયદો છે? જે કોઈ આવે તેના હાથમાં આ'વો દીવો આપવો પડે છે કે?" તેણે કહ્યું, "જે કોઇ આવે તેના હાથમાં દીવો આપવાનો કાયદો નથી. પરંતુ સાઇબાબા કહે તે પ્રમાણે ચાલવું, એજ કાયદો. બીજો કાયદોજ અહીં નથી. તેમણે કહ્યું, આ દીવો એમના હાથમાં આપ; તેથી હું લઈ આવી; સાઇબાબાના જે કોઇ હોય, તેજ અહીં આવે છે અને તેમનેજ ઉપર નીચે ફરવાની છૂટ હોય છે. બીજાને અહીં પ્રવેશ નથી અને કોઈ આવતુંજ નથી." મહારાજે કહ્યું, એમ છે કે? તો તો મ્હને ઉપર નીચે શું છે તે જોઈ લેવા દો." તે દીવો લઈ ત્યાંજ ઉભી રહી અને મહારાજ આગળ ચાલ્યા. એક દરવાજો વટાવી આગળ ગયા તો ત્યાં સુંદર અગાશી હતી. તે અગાશીમાં ઉભા રહી, બહારની શોભા જોતા રહ્યા. તે અર્ધો સંધ્યાકાળનો વખત હતો. સૂર્યબિંબ અને ચંદ્રબિંબ બેઉ પાસે આવેલાં અને એક જગ્યાએ ભેગાં થઇ ગયેલાં તેમને દેખાયાં. તે મનમાં વિચાર કરવા લાગ્યા કે, "સૂર્યચંદ્ર એક જગ્યાએ ભેગા થયેલા આપણે કદીજ જોયા નથી. આ દેખાવ કે'વો સુંદર છે! સૂર્યચંદ્ર એક થયા છે, કેવી ગમ્મત છે! ફરી તેમના મનમાં વિચાર આવ્યો કે દર મહિને ચંદ્ર સૂર્ય અમાવાસ્યાએ એક જગ્યાએ ભેગા થાય છે, પરંતુ દેખાતા નથી. આજે આપણને કે'વા સુંદર દેખાય છે! આજ અમાવાસ્યાજ હશે. આવી રીતે તે એકત્ર થયેલા સૂર્ય ચંદ્ર જુએ છે. એ'વામાં સાઈબાબા અગાશીમાં આવ્યા અને એમણે મહારાજ તરફ જોયું મહારાજે કહ્યું, "બાબા તમો મ્હને ઉપર ચ્હડાવી કયાં ગયા હતા" બાબાએ કહ્યું, "ઠીક, તેમાં શું થયું? શું જુએ છે?" મહારાજે કહ્યું; "પેલા ચંદ્ર સૂર્ય એક ઠેકાણે એકત્ર થયેલા જોઉં છું. આજે અમાવાસ્યા હશે તેથી બેઉ એક જગ્યાએ દેખાય છે."

બાબાએ કહ્યું, "તેમના એકત્ર થવા માટે અમાવાસ્યાજ શા માટે જોઇએ? ફાવે ત્યારે થાય છે." મહારાજે કહ્યું "એ એમ કેમ દેખાય છે? અમાવાસ્યાને દિવસે એક ઠેકાણે હોય છે, છતાં ચંદ્ર દેખાતો નથી. સૂર્યનો પ્રકાશ વધારે, ચંદ્રનો કમી, તેથી ચંદ્ર દેખાવો ન જોઇએ. છતાં બેઉ સ્પષ્ટ કેમ દેખાય છે?" બાબાએ કહ્યું. "જેને દેખાય તેને દેખાય, બધાને કાંઈ એમ દેખાય કે? તને દીવો મળ્યો છે તેના પ્રકાશ વડે ચંદ્ર સૂર્યનો મેળાપ થયેલો તને દેખાય છે." મહારાજે પૂછ્યું, "શું, મ્હને દીવો મળ્યો? બાબાએ કહ્યું, હા! તને એ'વો દીવો મળ્યો કે જે દીવાનો પ્રકાશ ચંદ્ર સૂર્યના પ્રકાશ કરતાં વધુ છે. સૂર્ય ચંદ્ર વગેરે પ્રકાશનારી વસ્તુઓ આ દીવાના પ્રકાશથી દેખાશે," મહારાજે કહ્યું અંદર એક સ્ત્રી છે, તેણે કહ્યું, આ દીવો લે, મ્હને સાઇબાબાએ તે તને આપવા કહ્યું છે." બાબાએ પૂછ્યું, "ત્યારે ત્હેં શા માટે ન લીધો?" મહારાજે કહ્યું, "મ્હેં તેને કહ્યું કે થોડા વખત પછી લઉં છું. અહીંનું જોઈ આવી લઉં છું." બાબાએ કહ્યું, "ત્યારે લે. તે આપણીજ છે, તે દીવો આપે છે તો આપણે લેવો. સૂર્ય ચંદ્રનો આ મેળાપ તે દીવાનાજ પ્રકાશથી દેખાઇ રહ્યો છે હવે તે દીવો લે અને ફાવે ત્યાં જા. જ્યાં જઇશ ત્યાં અજવાળુંજ અજવાળું. આપણુને ચંદ્ર સૂર્યનાં અજવાળાંનું કામ નથી." મહારાજે કહ્યું, તે હાથમાં પકડવાનો દીવો છે, તેને હું કેટલો વખત હાથમાં પકડી રાખું. હું સંભાળવાની ભાંજગડમાં નથી પડતો." બાબા કહે, અરે, સંભાળવાનું કામ નથી. ફક્ત લે એટલે બસ. કોઇ આપે તો આપણે લેવો, તેને સંભાળવાનું કામ નથી. તેજ પોતાને સંભાળશે. જે સંભાળનાર હોય તેને સંભાળવાને બીજો શા માટે? તું તારે લે એટલે થયું." મહારાજે કહ્યું, "ઠીક." બાબાએ કહ્યું, તે પ્રકાશથી તું ક્યાંઇ અટકી નહીંજ પડે એટલુંજ નહી, પરંતુ સેંકડો લોકોને પ્રકાશ દેખાડીશ."

આટલી વાતચીત પછી તે બેઉ પાછા ફર્યા અને પહેલાંની જગ્યાએ આવ્યા. તે બાઇ ત્યાં દીવો લઇને ઉભીજ હતી, મહારાજને આપવા માટે તે આગળ ધરવા લાગી. બાબા પણ

ત્યાં હતાજ. તેમણે તે દીવો તેના હાથમાંથી લીધો અને મહારાજને આપ્યો, અને તે બાઇને કહ્યું "આ'ને રસ્તે લગાડી દે," એમ કહી મહારાજ જે રસ્તેથી આવ્યા હતા તે રસ્તાથી સાઇબાબા ચાલ્યા ગયા. તે ક્યાં ગયા તે ખબર નથી. મહારાજને તે બાઇને સ્વાધીન કર્યા. તેમના હાથમાં તે દીવો હતો. "મ્હને હવે નીચે જવા દો," એમ કહી મહારાજ જ્યાંથી ઉપર આવ્યા હતા, ત્યાંથી નીચે જવા માટે ઉતરવા લાગ્યા. તે બાઇએ કહ્યું, "હવે ત્યાં ના જાવ. હું લઇ જાઉં ત્યાં ચાલો." મહારાજે કહ્યું, "મ્હારે હવે નીચે જવું છે અને નીચે ઉતરવાનો દાદર ત્યાંજ તો છે. મ્હને ત્યાં જવા દે. "તેણે કહ્યું, "જે દાદરે તમો ઉપર આવ્યા તે દાદરેથી ઉતરવાનો હવે તમારો રસ્તો નથી. હવે તમારે ઉતરવા માટે બીજો રસ્તો. તે તમને દેખાડું છું ચાલો." મહારાજે વિચાર કર્યો, "સાઇબાબાએ મ્હને આ'ને સ્વાધીન કર્યો છે માટે એની મરજી પ્રમાણે ચાલવું જોઇએ. હું જ્યાંથી ઉપર આવ્યો ત્યાં પણ જવા દેતી નથી. ઠીક. તેના કહેવા પ્રમાણે ભલેને થાય," પછી પ્રકાશમાં તે બાઇને કહ્યું, "ઠીક બાઇ, ચાલ. જ્યાંથી લઇ જવો હોય ત્યાંથી લઇ જા. મ્હને એકવાર નીચે પહોંચાડી દે એટલે થયું."

તેની સાથે મહારાજ ચાલવા લાગ્યા. જે ખંડમાં ઉભા રહી દીવો આપ્યો તેજ ખંડમાં ડાબી બાજુએ જે દરવાજો હતો ત્યાંથી તે ચાલ્યા. છાબંધી કામ હોઇ થોડો થોડો પ્રકાશ હતો, પરંતુ તે ભાગ વધુ વપરાશમાં કે ઉપયોગમાં હોય એમ દેખાયું નહીં. ખૂબ દીવસથી પડી રહેલી તે જગ્યા હોઇ ખૂબ વાસ મારતી હતી અને ભીત તથા ઇમારતને જાળાં વગેરે વળગેલાં હતાં. સાફસુફ બીલકુલ કરીજ નહોતી. આ'વી રીતની બ્હીક લાગે એવી ગંદી એક બાજુએ પડી રહેલી તે જગ્યા હતી. જેમ કોઇ ઉજ્જડ ભયાનક જગ્યા હોય અને ત્યાં કોઇ રહેતું ન હોવાથી ભૂત પિશાચનું તે રહેઠાણ બને છે તે'વી તે જગ્યા તેમને દેખાઈ. આ જોઇ મહારાજે કહ્યું, "બાઇ, અહીં ક્યાં લાવ્યાં. મ્હને તો કોણ જાણે કેવુંજ લાગે છે. એવી વિકટ

જગ્યામાં લાવ્યાં છો કે મ્હને અહીં બધું વિચિત્રજ દેખાય છે. અહીં ઉતરવાનો રસ્તો ક'ઇ બાજુએ છે?" તે બાઇએ કહ્યું, "હવે પાસેનો દાદર છે, તે આવે કે ઉતરી જજે." મહારાજના મનમાં થોડો ભય ઉત્પન્ન થયો. કે "આ વળી શી ભાંજગડ છે? પરંતુ સાઇબાબાએ કહ્યું છે એટલે કાંઇ ખરાબ નહીં હોય, સારૂં જ હશે." એમ વિચાર કરતા કરતા ચાલવા લાગ્યા એટલામાં એક દાદર આવ્યો અને તે બાઇએ તેમને કહ્યું, "જા આ દાદરથી" તે દાદર આજુબાજુથી બાંધી લીધેલો હોઇ તેને એક મ્હોટું ચોકઠું હતું. દરવાજો નહોતો. ત્યાં જાળાં વગેરે એટલાં વધી ગયાં હતાં કે જતાં શરીરે પણ લાગતાં. ઉતરીને નીચે ગયા પછી (પાછો) નીચેનો દરવાજો બંધ હતો. દાદરમાં અજવાળું વગેરે કાંઇ નહોતું. આ'વી સ્થિતિમાં બરોબર સંધ્યાકાળને વખતે તે બાઇએ તમને આ દાદરમાં મૂકી દીધા અને કહ્યું જા, હવે "મહારાજે કહ્યું," આ અંધારી કોટડીમાં હું કે'વી રીતે જાઉં? તેણે કહ્યું "હવે ત્હમારે શી બ્હીક છે? સાઇબાબાએ તમને દીવો આપ્યો છે, હવે મ્હારી શી જરૂર?" એમ કહેતી કહેતી કાંઇ પણ ન સાંભળતાં તે ચાલી ગઇ. મહારાજ બબડતાજ રહ્યા અને વિચાર કરવા લાગ્યા કે, "હવે શું કરવું? તેની પાછળ જવા કરતાં દીવો તો આપણી પાસે છેજ માટે આપણે આજ દાદરેથી નીચે ઉતરવું. જે કાંઈ પાંચ દસ પગથીઆં હોય તે ઉતરી જવાં એટલે થયું. એમ વિચાર કરી તે દીવાના પ્રકાશવડે ઉતરવા લાગ્યા. એક પગથીઆં ઉપર કે બીજાં પગથીઆં ઉપર પગ મૂકયો હશે, એટલામાંજ દીવો પણ હાથમાં નહીં અને દાદર વગેરે પણ કાંઇ ન રહ્યું. પહેલાં જેમ તે બંગલાની પાસે મેદાનમાં હતા તેમજ તે ત્યાં આવ્યા અને નદી જેવી એક પાણીની જગ્યા હતી ત્યાં બાબા આવ્યા. તેમણે મહારાજને ન્હવરાવ્યા અને સર્કલ પૂરૂં થયું.

એક વખત સર્કલ એ'વું આવ્યું કે તેમાં સાઈબાબાએ ખંડોબાના દહેરાંમાં આવી મહારાજનો હાથ પકડી કહ્યું કે 'ચાલ તને હું ગમ્મત દેખાડું છું." એમ કહી મહારાજને થોડા વખ-

તમાં કેટલાક કોસ દૂર લઇ ગયા ત્યાં પાસેજ એક ન્હાનું ગામ આવ્યું. તે ગામની ચારે બાજુએ તટબંદી દિવાલ-કોટ-હોઇ ગામમાં જવા માટે પૂર્વાભિમુખે કોટનો મ્હોટો દરવાજો હતો. તે દરવાજાવાળા કોટની દિવાલની પહોળાઈ મ્હોટી હતી. દરવાજો ખુલ્લોજ હતો. પછી સાઇબાબા અને મહારાજ દરવાજામાં પેઠા. દરવાજાની ડાબી બાજુએ મ્હોટું લાકડું દરવાજો બંધ કરતી વખતે જેમ ખેંચી લેવું પડે છે તેમ તે આ બાજુએ અર્ધું ખેંચી લઇ તેના પાછળના ભાગમાં બેઉ જણા ગયા. દરવાજાની અંદર જે ભીંતનો ભાગ હતો તે ભીંતને પણ એક ન્હાનો અમસ્તો દરવાજો હોઇ તે ઘણા વર્ષોથી બંધ હોવો જોઇએ. તેને બરોબર સાંકળ દઇ એક તાવી જેવું સાત આઠ શેર વજનનું એક તાળું મજબૂત લગાડ્યું હતું અને તે ઘણા વર્ષોથી બંધ હોયાથી કટાયા જેવું દેખાતું હતું. સાઇબાબાએ તરતજ તે તાળાંની ચાવી પોતાના ખીસામાંથી કહાડી અને તે વડે તાળું ઉઘાડ્યું. ઘણા દિવસનું તે બંધ હોયાથી બારણું સખત ચોંટી ગયું હતું તેને સાઇબાબાએ જોરથી ધક્કો મારી ઉઘાડ્યું અને મહારાજને, “ ગભરાઈશ નહીં, ” એમ કહી હાથ પકડી સાઈબાબા અંદર લઇ ચાલ્યા. અંદર બધું અંધારૂં હતું. અંધારામાંથી લઈ જતાં જતાં થોડે વખતે બીજો દરવાજો આવ્યો. તે પણ સાઇબાબાએ ઉઘાડ્યો. જાણે કે તે ઠેકાણું સાઇબાબાના દરરોજના પરિચયનુંજ હોયને. દરવાજો ઉઘાડી અંદર પેઠા કે જેમ જુની પદ્ધતીના ઘરોને ચોક હોયછે તેવોજ ત્યાં ચોક હોઇ થોડું અજવાળું આવ્યું. તે ચોકમાં ગયાં પછી જમણી બાજુએ ફરી એક દરવાજો આવ્યો તે પણ ઉઘાડ્યો અને તે દરવાજામાં પેસતાં ત્યાં પણ ચોક પ્રમાણે અજવાળું હતું. સાઇબાબા અને મહારાજ દક્ષિણાભિમુખે ઉભા હોઇ તેમણે મહારાજને મ્હોં આગળનો દેખાવ દેખાડ્યો. તે એ’વો ( હતો ) કે સુમારે સો દોઢસો હાથ લાંબો, આસરે પોણોસો એંશી હાથ પહોળો અને છાતી જેટલો ઉંચો પુષ્કળ રૂપીઆનો ઢગલો સડક ઉપર પત્થરના બરાસ મારેલા ઢગલા હોયછે તેવોજ પણ પ્રમાણમાં બહુ મ્હોટો એ’વો તે

લાખ્ખો રૂપીઆનો બરાસ મારેલો ઢગજ હતો. એ'વા તે રૂપીઆના ઓટલા જેવા ઢગલા ઉપર ઉત્તમ પ્રકારની, જરીની ઘણી મ્હોટી કીંમતની એક ન્હાની બેઠક બનાવી હતી અને તે બેઠક ઉપર સુશોભીત ઘણી કીંમતી જરીની બનાવેલી એક ગાદી હતી. તેવીજ રીતે કલાયુક્ત રીતે કોર બનાવેલો એવો એક મખમલનો તકીઓ હતો. એવી તે સુશોભિત જગ્યામાં શરીર ઉપર જરીનાં કપડાં તથા ગળામાં કાંઈ કાંઇ હીરા મોતીનાં દાગીનાં પહેરી, માથા ઉપર ભારે કીંમતનું મંડીલ બાંધી, પાછળના તકીઆ ઉપર જમણા હાથની કોણી ટેકી તે તકીઆને અઢેલી બેઠેલી મહારાજની આબેહુબ મૂર્તિ દેખાવા લાગી. એટલે મહારાજજ બેઠેલા હતા એમ સાઇબાબાએ મહારાજને દેખાડયું. મહારાજે સાઇબાબાને પૂછયું, "આ કોણ ?" ત્યારે સાઇબાબાએ કહ્યું, "ઓળખ્યો નહીં કે ? તુંજ તે છે. ત્હારામાંનોજ પાપ પુરૂષ મ્હેં બાળી નાંખ્યો. હવે ત્હારી અંદરનાજ પુણ્ય પુરૂષરૂપે તુંજ છે." મહારાજના બેઠેલા પુણ્ય પુરૂષના આકારમાં અને તેમનામાં કાંઇ ફરક નહોતો. તેથી મહારાજે પૂછયું, "પેલો થયો પાપપુરૂષ, આ છે પુણ્ય પુરૂષ, ત્યારે હું કોણ ?" તે ઉપરથી સાઇબાબાએ કહ્યું, "તું એની પેલેપારનો છે અને જે હું છું તેજ તું અને આ બધા રૂપીઆ આપણાજ છે. એમ કહી તે રૂપીઆના ઢગલાની ડાબી બાજુએ થઇ તે આગળ ચાલ્યા. પછી એક દરવાજો આવ્યો. તે દરવાજાને સાંકળ તાળું કાંઈ નહોતાં. પણ ફક્ત ખાલી વાસી રાખ્યો હતો અને ફાટેલા કોથળામાંથી વેરાઈ ઢગલો થાય તે પ્રમાણે તે દરવાજાની ફાટમાંથી ખુબ રૂપીઆ બહાર આવેલા દેખાતા હતા. બાજુમાં એક જાળી હતી. તે સાઇબાબાએ ઉઘાડી અને તેમાંથી મહારાજને અંદર શું હતું તે દેખાડયું. તો તે એક મ્હોટું ઘર હોઇ તે બધું આખું ઘર જમીનથી તે ઉપરના મોભ (ઉપરની વળીઓ) ને લાગે ત્યાં સુધી બધું રૂપીઆથીજ ભર્યું હતું. જેમ કોઈ કોઠાર ધાન્યથી પૂરો ભર્યો હોય તેવોજ આ રૂપીઆથી ભરેલો મ્હોટો કોઠારજ હતો. આ'વી રીતનો દેખાવ દેખાડી સાઇબાબાએ કહ્યું, "અરે આવી રીતે રૂપીઆથી ભરેલા

મ્હોટાં મ્હોટાં સેંકડો હજારો ઘરો અને કોઠારો છે તે બધા આપણાજ છે. તે બધાંની તને આપો આપ ખબર પડશે. એમ કહી મહારાજ અને બાબા બહાર આવ્યા અને તે સર્કલ પૂરૂં થયું.

એક દિવસ એવું સર્કલ આવ્યું કે, દહાડે સુમારે ત્રણ ચાર વાગે એક તદ્દન જખખડ ડોસી, હાથમાંની લાકડી વડે ટેકતી ટેકતી દેવળમાં આવી અને બોલી, "હું સાઇબાબાની બહુ જુની ભક્ત છું. ચાલો મ્હારી સાથે, તમોએ કદી નહીં જોઇ હોય એવી ગમ્મત દેખાડું છું." એમ કહી તે જોરજૂલમથી મહારાજને હાથ ઝાલી દેવળની બહાર લઇ ચાલી. તે એ'વું વિચિત્ર સર્કલ હતું કે તે વખતે કોઇપણ પ્રકારનું વરસાદનું ચિન્હ નહોતું છતાં ચારે બાજુએથી વાદળાં ઘેરાઈ આવ્યાં હોવાથી સંધ્યાકાળ થયા જેવો આભાસ થતો હતો. તેથી મહારાજે કહ્યું, "દાદીમા આ સંધ્યા-કાળનો વખત થયો છે, ચારે બાજુથી વરસાદ ઘેરાઇ આવ્યો દેખાય છે, એ'વે વખતે મ્હને કયાં લઇ જાવ છો ? મ્હારે તમારી તે ગમ્મતની નથી જરૂર. મ્હને મ્હારાં ઠેકાણાં પરજ સ્વસ્થ બેસી રહેવા દો." ડોસીએ કહ્યું, "અરે, આપણે કાંઈ બહુ દૂર જવાનું નથી. પાસેજ જવાનું છે." એમ કહી, મહારાજનો હાથ પકડી તે તેમને લઇજ જતી હતી. તે વખતે દેવળના બહારના ભાગમાંથી કાંઈપણ દેખાતું ન હોઇ એક ઉજ્જડ પડી ગયેલું ગામ દેખાયું. ઘણા વર્ષોથી તે ગામ ખાલી થઈ ગયું હતું. બધાં ઘરબાર પડી ગયાં હતાં. કેટલેક ઠેકાણે પડી ગયલી જુની ભીતા ફક્ત દેખાતી હતી. ત્યાં એક પડું પડું થઈ ગયેલો જુનો વાડો હતો. તે વાડાના દરવાજામાંથી તે ડોસી મહારાજને અંદર લઇ ગઇ. અંદર ગયા એટલે જુનુંજ પડું પડું થઇ રહેલ પરંતુ જમીન સાથે પક્કું કરી લીધેલું એવું એક મ્હોટું ખૂબ મ્હોટા લોખંડના સળીઆનું પાંજરૂં હતું. તે પાંજરામાં તે તેમને લઈ ગઇ. તે પાંજરામાં ઠેઠ અંદર એક બાજુએ ભોંયરા જેવું હતું. તેને જમીનની સપાટી સાથે એક બારણું હતું. તે તે ડોસીએ ઉઘાડયું અને અંદર જવાને પગથીઆં હતાં તે પગથીઆં ઉતારી મહારાજને તે લઇ ચાલી. મહારાજે કહ્યું, "દાદીમા નીચે બધું અંધારૂં

દેખાય છે. અહીં મ્હને ક્યાં લઈ જાવ છો ?” ડોસીએ કહ્યું, “અરે, હવે બહુ દૂર નથી જવાનું. આ થોડું અંધારૂં છે તે પૂરૂં થાય કે અજવાળુંજ.” એમ કહી પગથીઆં ઉતરી ખૂબ ચાલ્યાં પછી તે ભોંયરામાં બીજી એક ભોંયરાં જેવી કોટડી આવી તે કોટડીમાં દાખલ થતાંજ સામે હવા અજવાળું આવે એ’વી એક બારી હતી. તે અજવાળામાં મહારાજે કોટડીમાં જોયું તો જ્યાં ત્યાં કચરો અને ધુળ ભેગાં થયેલાં; જ્યાં ત્યાં જાળાં વગેરે બાઝયાં છે એમ તેમને દેખાયું. એવી તે કોટડીમાં બારી પાસે મહારાજને બેસાડી તે ડોસીએ કહ્યું, “બેસ અહીં. મ્હારે તને ગમ્મત દેખાડવી છે. પણ તે ત્હારી હાલની આંખ છે તે આંખે દેખાશે નહીં માટે તે આંખો હું કહાડી લઉં છું.” એમ કહેતાં કહેતાં તેણે પોતાની કેડમાંથી એક ન્હાના ચાકુ જેવું હથીઆર કહાડયું. તે હથીઆર જોતાંજ મહારાજે ગભરાઈ કહ્યું, “દાદીમા હું તમારે પગે પડુંછું. મ્હારી આંખો કહાડશો મા. આવી ભયંકર જગ્યામાં ત્હમે મ્હને લાવ્યાં છો ત્યાંથી હું પાછો કેમ જઇશ ? તેમાંએ વળી આ આંખો કહાડી લીધાં પછી તો મ્હને કાંઈજ દેખાશે નહીં એમ કહી મ્હોટે મ્હોટે રડી મહારાજ તે ડોસીના પગપર માથું મૂકવા લાગ્યા. પરંતુ તે જોકે ઉમ્મરે ઘરડી હતી, છતાં તે ઘણી જોરાવર હતી. તેણે મહારાજના હાથ પગ, પોતાના જમણા પગવડે, મહારાજને આડા પાડી, દાબી રાખ્યા અને મહારાજનું માથું તેણે પોતાના ડાબા ખોળા ઉપર લીધું. પછી તેણે તે શસ્ત્ર ( હથીઆર ) થી મહારાજની બેએ આંખો સ્હેજમાં કહાડી લીધી. મહારાજ ખૂબ રડ્યા પણ તે ફોગટ ગયું. ડોસીએ કહ્યું “કેટલાએ વર્ષોથી હું આંધળી હતી. હવે તારી આંખો હું વાપરીશ.” મહારાજે કહ્યું, “અરે દાદીમા, મારી આંખો કહાડી લીધી, હવે મ્હને દેખાતું નથી. ડોસી બોલી, એવી આંખોને શું કરે છે ? ત્હને ન દેખાય તેજ સારૂં. કેટલેક વખતે તને ખૂબ અને બધુંજ દેખાશે. ગભરાઇશ નહીં. એમ કહી તે ડોસી તેમને ત્યાં રડતા હતા તેમ મૂકી ચાલતી થઇ. મહારાજ, “દાદીમા દાદીમા,” કરતા ત્યાંજ દહાડો રાત ગાળતા રહ્યા. દાદીમા કે કોઇજ ત્યાં નથી એમ ખબર પડી એટલે મહારાજ એકલાજ ત્યાંથી

ઉઠી, આંખે દેખાતું નહોતું છતાં હાથ ફેરવી ફેરવી, આવ્યા હતા તે રસ્તાની યાદ કરી બહાર નીકળવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પછી ભોંયરા બહાર ગમે તેમ નીકળ્યા અને આંખે દેખાતું નહોતું તેથી ભીતનો ધક્કો લાગ્યાથી પડી ગયા. સર્કલ પૂરૂં થયું અને મહારાજ ફરી દેવળમાં જેમ હતા તેમને તેમજ.

એક વખત મહારાજ સૂતા હતા ત્યારે તેમને સ્વપ્ન આવ્યું. તે સર્કલની રીતનું ન હોઈ સ્વપ્ન જેવું હતું. (ગો. ક.) દિક્ષીત અને વાસુકાકા બેઉ જણા આવ્યા અને એક બાજુએ એક અને બીજી બાજુએ બીજા એમ બેઉ ઉભા રહી, બેઉએ મળી, પોતાનો એકેક હાથ મહારાજની કમ્મર નીચે ઘાલ્યો, પછી એક જણે તેનો બીજો હાથ મહારાજના પગ નીચે ઘાલ્યો અને બીજાએ એનો બીજો હાથ મહારાજના માથાં નીચે ઘાલ્યો અને મહારાજને અદ્ધર ઉંચકી દેવળની બહાર લાવી દક્ષિણ દિશાના ખેતરમાં લઇ જઈ મૂકયા. પછી એક મ્હોટો છરો અને તલવાર કહાડી મહારાજનું પેટ તથા તેમના હાથ પગ બેઉ મળી કાપતા રહ્યા. આખું શરીર છિન્ન વિચ્છિન્ન (છુટું છુટું) કરી નાંખી તે ચાલ્યા ગયા અને મહારાજ જાગ્યા.

ફરી એક દિવસ એક સર્કલ એ'વું આવ્યું કે મહારાજ દિવસે ચાર વાગ્યાને સુમારે રાહતાને રસ્તે ચાલતાં ચાલતાં અર્ધોક માઇલ ગયા હશે, એટલામાંજ સ્હામેથી બે સોળ સત્તર વર્ષની છોકરીઓ આવી અને તેમણે એકદમ મહારાજનો એકેક હાથ બેઉ બાજુથી જોરથી પકડી સડકની જમણી બાજુએ સડક છોડી મહારાજને લઈ જવા લાગ્યા. મહારાજે પૂછ્યું, "અરે, ત્હમો કોણ? મ્હારા હાથ શા માટે પકડયા? મ્હને કયાં લઇ જાવ છો? છોડો મ્હારા હાથ." ધમકીથી અને ગુસ્સાથી એમ બોલી મહારાજ પોતાના હાથ તેમના હાથમાંથી આંચકો મારી છોડાવવા લાગ્યા પરંતુ તેઓ જોકે છોકરીઓ હતી, છતાં તેમની શક્તિ વિશેષ હતી. ગમે તે કર્યા છતાં મહારાજથી પોતાનો હાથ તેમના હાથમાંથી છોડવી શકાયો નહીં. ખૂબ ગુસ્સાથી બોલવા છતાં તે છોકરીઓ એક અક્ષર પણ મ્હોં વાટે બોલ્યાં શિવાય મહારાજને લઇ ચાલી. એટલામાં

એક મ્હોટો વિસ્તીર્ણ ચોક આવ્યો. તે ચોકમાં એક થાંભલો રોપ્યો હતો. તે થાંભલો પત્થરનો વા લાકડાનો નહોતો વા તે શેનો હતો તે સમજાયું નહીં. મ્હોટા મનુષ્યની પણ બે હાથની બાથમાં પણ માય નહીં એટલો તે જાડો હતો. તેનું ઉંચાઇનું અનુમાન થઈ શકતું નહોતું, ગમે તેટલું ઉંચે જોઇએ તોપણ તે દેખાતોજ હતો અને નીચે કેટલો છે તેનો પણ ખ્યાલ આવતો નહીં. એ'વા તે સ્તમ્ભ આગળ લઈ જઇ તે છોકરીઓએ મહારાજને તે સાથે એક જાડાં દોરડા વડે બાંધી મૂકયા. આ બધું થયું ત્યાં સુધી ગુસ્સે થયાથી પણ જ્યારે તે છોકરીઓ સાંભળતી નથી, એમ મહારાજે જોયું ત્યારે, મીઠું બોલી, તેમને પગે પડી, અને તદ્દન દયામણે મ્હોંએ, મહારાજે તે છોકરીઓને કહ્યું, "અરે, મ્હને શા માટે બાંધો છો? મ્હેં શો ગુન્હો કર્યો? મ્હને ના બાંધો" વગેરે કહી ખૂબ કાલાવાલા કર્યા તોપણ તે છોકરીઓ એક અક્ષર પણ ન બોલતાં મુંગે મ્હોંએ ચાલી ગઇ. મહારાજ મહા સંકટમાં આવી પડયા હતા તેથી શોક કરતા કરતા રડતા હતા. પછી થોડો વખત ગયા પછી તે સ્તમ્ભથી સુમારે ચારસો પાંચસો હાથના અંતર ઉપર સામેના મેદાનમાં ખૂબ છોકરીઓ ભેગી થઇ. બાર વર્ષની ઉમ્મરથી માંડી વીસ વર્ષ સુધીની જુદી જુદી જાતની અને તેથીજ જુદા જુદા પહેરવેશવાળી સેંકડો છોકરીઓ ભેગી થઈ અનેક પ્રકારની રમતો રમતી હતી એમ મહારાજને દેખાયું. તે રમત અને તે બધો દેખાવ મહારાજ દૂરથી જોતાજ હતા. આ જોઇ મહારાજને આશ્ચર્ય અને વિસ્મય લાગ્યાં અને તે પોતાના મનમાં અનેક તરેહના વિચારો કરતા રહ્યા. રોજ તે છોકરીઓ રમત રમવાને તે ઠેકાણે આવતી. આ'વી રીતે બે ચાર દિવસો ગયા પછી તે છોકરીઓના મેળામાં પહેલાં નહોતી એવી બીજી બે છોકરીઓ મહારાજની તદ્દન પાસે પાસે દેખાવા લાગી. તે છોક-રીઓમે પણ મહારાજે દયામણે મ્હોંએ કહ્યું, "તમો કોણ છો? આ શો પ્રકાર છે? આટલો મ્હોટો છોકરીઓનો મેળો ક્યાંથી આવ્યો? મ્હને શા માટે બાંધી મૂકયો? મ્હને છોડો, હું તમારે પગે પડુછું. બે ચાર દિવસથી મ્હારા પેટમાં કાંઇ અન્ન નથી."

આ'વી રીતે પુષ્કળ પ્રકારે મહારાજે પોતાને છોડાવવા વિનંતી કરી. પરંતુ તેઓ કાંઇ પણ ન બોલતાં, થોડી ઠઠ્ઠા કર્યા જેવું હસી ચાલતી થઈ. આમ ફરી બે ત્રણ દિવસો ગયા પછી ફરી બે નવી છોકરીઓ આવી. મહારાજે ફરી તેમને વિનંતી કરી, પણ તેમણે એમને છોડયા નહીં. આમ બે ચાર વખત જુદી જુદી છોકરીઓ આવી મહારાજને જોઇ જતી. છેવટે એક વખત ફરી જુદીજ છોકરીઓ આવી; તેમણે મહારાજને છોડયા અને છોકરીનું જુથ જ્યાં રમતું હતું, તે મેળામાં મહારાજને તે લઇ ગઇ. એમાંની મુખ્ય ( પ્રમુખ ) બે ચાર છોકરીઓ મહારાજ આગળ આવી અને તેમણે તેમનો હાથ પકડી અતિશય પ્રેમથી તેમને છોકરીઓના મેળાની વચ્ચોવચ બેસાડયા અને કહ્યું, " તમારો છુટકો અહીંથી થવાનો નથી. અમારા કહ્યા પ્રમાણે કરશો તોજ છુટશો. " મહારાજે કહ્યું, " મ્હારાથી થાય એવું હશે તો સાંભળીશ. " તેમણે કહ્યું, " થાય એવુંજ છે, જો તેવું નહીં હોય તો અમો આમ બેસાડી રાખશું. " મહારાજે કહ્યું, " શું તે કહો. " તે છોકરીઓએ કહ્યું, " અમારી પેઠે તમો સ્ત્રી જાતિ બની જાવ. " મહારાજે કહ્યું, " આમ કેમ થઈ શકે ? એવું તે કાંઇ થઇ શકે ? આ શો પ્રકાર છે તે મ્હને કહો. " મહારાજે એમ કહ્યું એટલે છોકરીઓ બોલી, " ત્હમો સ્ત્રીજાત થવાનું કબુલ કરો એટલે અમો તમને બધું કહીએ અને તમને સ્ત્રી જાત બનાવી લઈએ. તે શિવાય તમારો છૂટકો થશે નહીં. તમો કબુલ થાવ ત્યાંસુધી અમો તમને પેલા થાંભલા સાથે ફરી બાંધી રાખીશું. " આ'વી ધમકી આપ્યાથી, હા ના કરતાં મહારાજે ઘણી મુશ્કેલીથી સ્ત્રી જાત થવાનું કબુલ કર્યું. એટલામાં કેટલીક છોકરીઓ બંગડીઓ લાવી અને તેમાંની એક બે છોકરીઓએ મહારાજ સામે તે નંબર પ્રમાણે મૂકી અને પ્રમુખ છોકરીએ, ક'ઇ બંગડી તમો પહેરો છો " એમ મહારાજને પૂછયું. નંબર પ્રમાણે મૂકેલી બંગડીઓને ક્રમે ક્રમે ( એક પછી એક ) આંગળી લગાડી તે છોકરી કહેવા લાગી કે, " આ બંગડી પહેરશો તો તે એક દિવસમાં ફુટી જશે, પેલી બીજી પહેરશો તો ચારજ દિવસ ટકશે, આ પહેરશો તો આઠ દિવસ ટકશે, આ

પંદર દિવસે કુટશે, આ મહિને કુટશે, આ વર્ષે કુટશે, આ દસ વર્ષે કુટશે એમ કહેતાં કહેતાં, "આ સો વર્ષ ટકશે અને આ છેવટના નંબરની પહેરશો તો આ હુંમેશની અખંડ, કદી ન કુટનારી એવી પક્કી બંગડીઓ છે. ત્યારે કંઈ પહેરો છો?" એમ પૂછયાથી મહારાજે કહ્યું. "તમો હવે મ્હને સ્ત્રી થયાં શિવાય છોડવાનાજ નથી. તો પહેરાવો એક દિવસે કુટે એવી બંગડી. મ્હારે શું કામ છે આ સ્ત્રી પણું વધારે વખત રાખી? પરંતુ મહારાજનું કાંઇ પણ બોલેલું ન સાંભળતાં તેમણે કહ્યું કે આ છેવટની કદી ન કુટનારી જે પક્કી બંગડી છે તેજ તમારે પહેરવી પડશે. અને તેજ અમો તમને પહેરાવશું. ખૂબ પ્રકારે 'હા' 'ના' કરતાં કરતાં મહારાજે વિચાર કર્યો કે, 'આ છોકરીના તડાકામાં સપડાયો છું માટે તે જેમ કહે તેમ વા કરે તેમ કરાવી લેવાનીજ જરૂર છે. નહીં તો આપણે છૂટીશું નહીં" આ'વો વિચાર કરી મહારાજે મહા મુશ્કેલીથી પોતાના બેઉ હાથ તે છોકરીઓ સામે ધર્યા અને કહ્યું, "લેવ બાઇઓ આ મ્હારા બે હાથ અને કરો તમારે જે કરવું હોય તે." તરતજ તે છોકરીઓએ, એકે મહારાજના એક હાથમાં બીજીએ બીજા હાથમાં, બંગડીઓ ઘાલી. તે બંગડી પહેરાવતાંજ મહારાજમાં એકદમ પૂર્ણપણે સ્ત્રીતા આવી પંદર વીસ વર્ષની છોકરી જેવા બન્યા. પરંતુ મહારાજને પોતાની પહેલાંની પુરૂષ અવસ્થાની ખબર હતીજ. પછી આગળ બીજો શો પ્રકાર હતો, તે તે છોકરીઓએ કહ્યો નહીં છતાં મહારાજ પોતાની મેળેજ સમજ્યા. પછી તેમાંની મુખ્ય (પ્રમુખ) છોકરીએ મહારાજને એક ચામડાંની કોથળી આપી અને એકેક છોકરી એકેક વાર્તા કહેવા લાગી. તે વાર્તા અપૂર્વ કદી કોઇએ ન સાંભળેલી, અતિ મહત્વની હોઇ, તે પ્રમાણે પ્રત્યક્ષ દેખાવોનો અનુભવ આપે એવી હતી. તે વાત મહારાજને કહી મહારાજ પાસે આપેલી ચામડાની કોથળીમાં તેમને ભરવા કહ્યું. તે બધી હઝારો વાતો તે ચામડાંની કોથળીમાં ભરાઇ રહી એટલે—તે કોથળી જો કે બહુ ન્હાની હતી છતાં તેમણે કહેલી બધી વાતો તે કોથળીમાં માઇ રહી—તેના મ્હોંને સીલ કરી તે કોથળી

મહારાજને આપી. આ બધું બન્યું ત્યાં સુધી, દિવસ રાતનો બેકે અનુભવ નહોતો છતાં ત્યાં ઘણા વખત સુધી તે સર્કલમાં પોતે હતા એમ મહારાજને લાગતું હતું આટલું જોયું એટલે સર્કલ બંધ થયું તેથી મહારાજ કોઇ કોઈ વખત કહે છે કે, "પેલી સીલબંધ ચામડાંની કોથળી હજી પણ મ્હારી પાસે છેજ. તેમાંની મહત્વની વાતો સાંભળવાના અધિકારી હજી કોઇ ઉત્પન્ન થયા નથી. તે વાતો સાંભળવા લાયક કોઇ પણ ઉત્પન્ન થાય એની હું વાટ જોઉં છું." અને તે હંમેશા એમ પણ કહે છે કે, "મ્હારા હાથમાં પાકી બંગડી છે. હું અખંડ સૌભાગ્યવતી છું. મ્હારો પતિ નિરંતરનો અજરામર છે" વગેરે વગેરે.

આ પ્રમાણે મહારાજ શિર્ડી આવ્યા પછી એક વર્ષે કદી દિવસે તો કદી રાત્રે અનેક પ્રકારના સર્કલો હંમેશ આવતાંજ હતાં. એમ બે વર્ષ સુધી જગતની અંદરના જગતની બહારના મૃતાવસ્થા પછીના અદૃષ્ટ દેખાવોનાં અનેક સર્કલો એટલે ચક્રો મહારાજની સામે આવતાં. તે સર્વ અનેક સર્કલોનું અહીં વર્ણન કરીએ તો બહુ વિસ્તાર વધી જાય. પ્રસંગોપાત મહારાજે પોતાના પ્રવચનોમાં, પોતાની હકીકત કહેતાં કહેતાં કેટલાક સર્કલોના દેખાવો પણ કહ્યા છે. મહારાજના સ્ત્રી પુરૂષ વગેરેના પહેલાંના જન્મો કેટલા કયાં કયાં થયા, અને શા શા વ્યવહાર થયા વગેરે અનેક જન્મોના પ્રત્યક્ષ કાળ અને તે અવસ્થાઓ એમના અનુભવમાં આવવા માંડ્યા. તેમજ જગતની પત્થર વગેરેની જડ (અને મનુષ્ય વિગેરે પ્રાણીઓના) ચૈતન્ય વસ્તુમાં મહારાજનો પ્રવેશ થઇ તે જ્ઞાન કાયમ બની બધી વસ્તુમાં પોતે છે એવો પણ અનુભવ મહારાજ લેતા રહ્યા; અને સર્વ જગતની બહારની અવસ્થામાં પોતેજ છે એવો પણ અનુભવ લેતા રહ્યા. એકંદર ચાર વર્ષમાં જગત અને જગતની બહાર જે કાંઇ હોય ન ન હોય તે બધાંનો અંદર તેમજ બહારથી પૂર્ણ અનુભવ લેતા હોવા છતાં મહારાજ પોતે બધાંની બહાર છે તે છે એવી પૂર્ણ બનેલી મહારાજની અવસ્થા તેમના પ્રવચનો સાંભળતાં કે વાંચતાં સાંભળનાર વા વાંચનારાના પૂર્ણ લક્ષમાં આવે છે.



શ્રી ઉપાસની મહારાજ, સાકોરી.

# પ્રકરણ અગીઆરમું

## ઉન્મત્ત અવસ્થા

મહારાજને શિર્ડી આવે એક વર્ષ થયાં બાદ તેમનાં અન્નપાણી તદ્દન બંધ થયાં હતાં, એ ઉલ્લેખ પહેલાં કર્યોજ છે. અન્નપાણી બંધ થયાં પછી મહારાજનું શરીર તદ્દન કૃશ થવા માંડયું હતું અને ડૅાકટર પિલ્લે પણ પોતાના નિયમ પ્રમાણે રોજ સ્હવાર સાંજ બે વખત મહારાજની પ્રકૃતિ જોવા આવતા હતા. મહારાજ હંમેશ માંદો છું માંદો છું એમ લોકમાં કહેતા અને તે પ્રમાણેનો દેખાવ પણ દેખાડતા. ખરૂં ખોટું તેમનું તેમને ખબર. અન્નપાણી બંધ થયાથી કૃશપણું (પાતળા પડી જવું તે) આવ્યું હતું, તેથી તો વધારેજ માંદગી દેખાડતા હતા. પરંતુ બારીકાઇથી જોનારને તેમના શરીરમાં માંદગી છે એમ દેખાતું નહોતું, કારણ તેમનો ચહેરો વગેરે સતેજ હોઇ, શરીર અતિશય કૃશ થયું હતું છતાંએ મ્હોટાં મ્હોટાં અઘટિત જોરનાં કામો પણ તે પુષ્કળ કરતા. ડૅા પિલ્લે કેટલાક લોકો સાથે મહારાજનાં દર્શન માટે આવ્યા. અન્નપાણી છોડ્યાં પછી મહારાજ કોઇને પણ પોતાની પાસે આવવા દેતા નહોતા. સ્ત્રી પુરૂષોમાંથી કોઇપણ બળ જબરીથી આવવા માંડે તો તેને ગાળબેળ મારફાડ કરી હાંકી મૂકતા હતા, એવી ડૅા. પિલ્લેને ખબર હોવા છતાં તે આવ્યા. તેમને આ લોકોનાં ચિન્હ, ચેષ્ટાની ખબર હોવાથી, ગભરાયા શિવાય ધોરણ જોઈ, તે ખંડોબાના દેવળમાં આવ્યા અને તેમની તે સ્થિતિ ધ્યાનમાં આવ્યાથી મહારાજે પણ તેમને બેસાડ્યા. ડૅા. પિલ્લેએ, 'આપની પ્રકૃતિ ઠીક નથી, હું પ્રકૃતિ જોવા આવ્યોછું,' વગેરે વગેરે મીઠા શબ્દમાં કહી મહારાજ તરફ પ્રેમથી અને આનંદમય મુદ્રાથી જોઇ બોલ્યા, "આપ શેના માંદા? આપની આ માંદગી લોકોના જેવી નથી. આખા જગતનો ભાર ઉપાડવાનું મહાસામર્થ્ય, જે યોગી પુરૂષોની અવસ્થા છે, તે આપનામાં પ્રકટ થઇ હોય એમ દેખાય છે,' એમ કહી, મહારાજ સામણી જોઈ પ્રસન્ન હતા, અને તેમનો હાથ

કામળ બહાર હતો તે ખૂબ પ્રેમથી ડૉ. પિલ્લેએ પોતાના હાથમાં પકડી, મહારાજની નાડી જોયાં જેવું કર્યું. કોઇ પણ પ્રકારે મહારાજ કાંઈજ ખાવાનું લેતા ન હોવાથી, તેમની નાડીની ગતિ ઘણી મંદ પડી ગઈ હતી. ડૉ. પિલ્લેએ પોતાના ખિસામાંથી ઘડીઆળ કહાડી એક મિનીટમાં મહારાજની નાડીના ધબકારા કેટલા થાય છે તે ગણ્યા. તે વખતે સુમારે ચાળીસની અંદર થયા. ડૉ. પિલ્લેએ કહ્યું, મહારાજ આપની પ્રકૃતિ ઘણી અશક્ત થતી જાય છે માટે કાંઈ પણ ઓછું વધારે પેટમાં લેતા જાવ." તે ઉપરથી મહારાજે કહ્યું, "ડૉક્ટર સાહેબ, ખાવાની બાબતમાં તમો હવે એક વખત બોલ્યા તે બોલ્યા પરંતુ ફરી કદી પણ મ્હને ખાવા સંબંધી કાંઇ કહેવું નહીં. નહીં તો ફરી તમારો અહીં આવવાનો મેળ નહીં બેસે. અરે ! અન્ન ન ખાવાથી આખરે શું થશે ? મરણ આવશે, એટલુંજ ને ? આવવા દો આવે તો. તેનીજ તો હું વાટ જોઉં છું. અરે, સેંકડો લોકો સેંકડો દિવસ સુધી માંદા પડે છે અને તે માંદગીમાં તેમનાથી અન્ન પાણી લેવાતાં નથી, અને જે માંદગી હોય છે તે માંદગીનું દુઃખ પણ ચાર ચાર છ છ મહિના એક સરખું ભોગવવું પડે છે. દમેલ જેવો, કે ક્ષય જેવો રોગી કાંઇક વર્ષોનાં વર્ષો સુધી પણ દુઃખ દર્દ ભોગવ્યાં કરે છે અને આખરે તેને મરવુંજ પડે છે. ત્યારે તે કરતાં અન્ન પાણી ન ખાતાં કૃશ થઇ થઇ મરી જવું એ શું ખોટું ? અને તમારા ડૉક્ટરી શાસ્ત્રમાં અન્ન પાણી વગર બહુ તો મહિનો મનુષ્ય રહી શકે એમ કહ્યું છે. તે પ્રમાણેજ મ્હારો અંત આવે તો શી હરકત છે ?"

ડૉક્ટર—મહારાજ આપનો અંત આવે એ તો બને એમજ નથી. આપનો અધિકાર બહુ મ્હોટો છે. સાઈબાબાની આપની ઉપર પૂર્ણ કૃપા થઈજ છે. મ્હારા અહીં આવ્યાં પછી, આપના સંબંધમાં, આપ અહીં આવ્યા પછી જે જે મને ખબર પડી અને પ્રત્યક્ષ હું આપને જોઉં પણ છું તે ઉપરથી, સાઇબાબા આપની પાસે જગતના ઉદ્ધારની વિશેષ મહત્વની કામગિરી કરાવી લેનાર છે, એ મ્હને સ્પષ્ટ દેખાય છે. મ્હને આપની કૃપાથી અને મ્હારા

સ્વામીજી નામના જે ગુરૂ હતા તેમનો મારે બાર વર્ષનો સહવાસ થયાથી, તેમની કૃપાથી, સત્પુરૂષ, યોગી પુરૂષ, એ પૂર્ણ બની ગયા પછી, અને તેવી રીતે તે બનતા હોય ત્યારે તેમની સ્થિતિ કે'વી કે'વી હોય છે તેનાં લક્ષણો મને બરોબર સમજાય છે. તેથી આપને જોતાંજ મારી પૂર્ણ ખાત્રી થઇ ગઈ કે, સાઇબાબા પૂર્ણ પરબ્રહ્મ અને તે પોતે અને તેમનું જે કાંઈ છે તે સર્વે હવે આપનામાં આવવાનું છે; તેમજ સાઇબાબા આપના વિષે જે જે બોલ્યા તે કદી ખોટું પડશે નહીં; તેથીજ ધીમે ધીમે અમને આપની પ્રચીતી આવી રહીજ છે. આ કેટલી મ્હોટી પ્રચીતી દેખાઇ રહી છે કે અન્નપાણી શિવાય કે કાંઇજ ખાધાં શિવાય આટલા દિવસ કોણ રહી શકે ? આપની નાડીના ધબકારા ચાળીસ થયા. એટલા ધબકારાથી કોઇ મનુષ્ય જીવી શકતું નથી. આપ કહોછો આખો મહિનો અપવાસી રહી મરી જવું. પરંતુ આપને તો અન્ન પાણી શિવાય મહિનાથી કેટલાએ વધારે દિવસો થયા છે? સંક્રાંતિથી તમારાં અન્ન પાણી તદ્દન બંધ થયાં તેને ત્રણ મહિના થવા આવ્યા (ડૉ. પિલ્લે રામનવમીના ઉત્સવ માટે ચૈત્ર મહિનાના સુમારમાં આવ્યા હતા.) અને હજી તો આપ ખાવાનું નામ પણ ન લેવું એમ કહો છો. સાઇબાબાએ તમને ચાર વર્ષની મુદ્દત માટે અહીં રાખ્યા છે. હજી તો તમારે પુષ્કળ દિવસ કહાડવાના છે."

મહારાજ—"અરે કહાડવાના હોય તો શું થયું? સાઇબાબાનું બોલેલું જો ખરૂં થવાનુંજ હોય તો ખાધાં શિવાય પણ હું જીવતો રહીશ. નહીં તો વચ્ચેજ મ્હારૂં મોત થશે; અથવા કાંઇ પણ થાય તો શી હરકત છે? હું અન્ન બળજબરીથી ખાતો નથી એમ કાંઇ થોડુંજ છે? તે અન્ન મ્હને વિપરીત દેખાય છે, અમંગલ પદાર્થ છે એમ લાગે છે. વળી, ભૂખ લાગવાની જે સ્થિતિ તે મ્હારામાં ઉત્પન્ન થતી નથી. ઠીક; ભાઇ શરીરજ કૃશ થયું છે. પરંતુ શક્તિ કાંઇ ઓછી થયેલી લાગતી નથી. ઉલટું, વધુ મહેનતનાં કામ કરવાનું મન થાય છે અને પ્રસંગ આવે તે કરવામાં પણ આવે છે.

ડૉકટરઃ—મહારાજ, આપનું હવે બધુંજ ઉલટું વિપરીત થવાનું. અન્ન અમંગલ વસ્તુ તરીકે દેખાય અને અમંગલ જુગુપ્સા જેવી વસ્તુ ઉપર પ્રીતી ઉત્પન્ન થશે. શરીર કૃશ થયાં છતાં પણ શક્તિ વધશે! મનુષ્યથી બધીજ ઉલટી સ્થિતિ થતી જશે! પૂર્ણ અવસ્થા આવવાનાં આ પૂર્વ ચિન્હજ છે! ફકીરની રીત ઉલટી! નાથના ઘરની ઉલટીજ ખૂણુ (=રીત, ચિન્હ). પાણીને લાગે તૃષા. **(नाथांचा घरचीं उलटी खुण, पाण्यास लागली तहान!)** વગેરે વગેરે જગતની રીતથી ઉલટા ઉલટા, પુષ્કળ યોગી લોકોની રીત પ્રમાણેના અનુભવ આવ્યાં કરશે અને ઘણીએ વાતોનો આ'વો ઉલટી રીતનો આપને અનુભવ આવ્યો હશે.

મહારાજ—શું કરવું ડૉકટર સાહેબ, તમો કહોછો તેવી ઉલટી સ્થિતિનોજ તો કેટલાએ દિવસથી હું ત્રાસ ભોગવી રહ્યો છું! શું થાય છે કેમ થાય છે એ કેવી રીતે કહું! અરે એ ન કહેવાય, ન બોલાય, મ્હોંએ ડુચા અને મુઠીનો માર ખાવા જેવી આ સ્થિતિ છે, અંદરને અંદરજ આ ચુરમુરા (ચણા મમરા) ખાઇ પડી રહેવું પડે છે.”

ડૉકટર—(હસતા હસતા બોલ્યા), “મહારાજ એ હવે આપને હું શું કહું? આપ બધું જાણોજ છો. સાઇબાબા, જ્યારે આખા જગતનું સૂત્રજ જો આપના હાથમાં આપી રહ્યા છે, તો આપને શું ન સમજાય? હજારો લોકોનું આપને હાથે કલ્યાણ થનાર છે. ધીમે ધીમે બધુંજ આપને સમજાશે” વગેરે વગેરે.

મહારાજ અને ડૉકટર સાહેબની વાતચીત થતાં થતાં સંધ્યાકાળ થઇ, તેથી મહારાજ—ડૉકટર સાહેબ, હવે બહુ થયું, હવે જાવ. મ્હને સ્વસ્થ પડી રહેવા દો. ચાર વાગ્યાના તમો આવ્યા છો; હવે બહુ થયું, જાવ.”

એમ કહ્યાથી ડૉકટર સાહેબે મહારાજને નમસ્કાર કરી જવા માંડયું એટલે મહારાજે કહ્યું, રોજરોજ તમને આવવામાં ત્રાસ આવતો હોય તો ધોરણ (રીત) સર આવતા જાવ. કોઇકવાર મ્હારી વૃત્તિ (લ્હેર) કે'વી અને કોઇકવાર કે'વી હોય છે.

ડૉક્ટર—" મહારાજ, ત્રાસ નથી થતો. આપ મ્હને કોઇ પણ પ્રકારે ત્રાસ આપો. માર મારો તો પણ માર ખાવાની મ્હારી તૈયારી છે. આપનો માર મળે એટલે મ્હારૂં કલ્યાણજ છે. આપના માર માટે નશીબ જોઇએ ! એમ કહી ડૉક્ટર ગામમાં પોતાને મુકામે ગયા.

બીજે દિવસે નિત્ય નિયમ પ્રમાણે ડૉક્ટર સાહેબ સ્હવારે નવ દસ વાગે સાઇબાબા લેંડી ઉપર ગયા એટલે મહારાજ પાસે આવ્યા. ઉપરાંત ઘણુંખરા સાંજે ચાર પાંચ વાગે પણ આવતાજ અને ડૉક્ટર સાહેબને યોગી, સત્પુરૂષનાં લક્ષણો ખબર હોઈ યોગશાસ્ત્રના ગ્રંથો પણ તેમણે જોયા હતા તેથી મહારાજના સ્વભાવને અનુસરી તે યોગસંબંધી વાતો કરતા. મહારાજે તે સંબંધમાં કોઈપણ પ્રકારના ગ્રંથનું અવલોકન કર્યું નહોતું. પરંતુ પોતેજ તે અવસ્થામાં ગયા હતા તેથી અદૃષ્ટ સંબંધે જે જે વાતો તે બોલતા હતા તે વિષે, " તેમના ( ડૉક્ટર સાહેબના ) ગુરૂ સ્વામીજીના વિચાર પણ એમના જેવાજ હતા અને આપ જે કહો છો તે ફલાણા ગ્રંથમાં છે " વગેરે વગેરે, એ'વી એમની વાતો ચાલતી. સાઇબાબા પણ ડૉક્ટર સાહેબને મહારાજ પાસે જવાનો ઇસારો કર્યાજ કરતા. ડૉક્ટર સાહેબ, મસીદમાંથી મહારાજ પાસે આવે એટલે મસીદમાં શું ચાલતું હતું, સાઇબાબા કો'ની સાથે શું બોલ્યા વગેરે મસીદની હકીકતો મહારાજ ડૉક્ટર સાહેબને કહેતા. તે સાંભળી ડૉક્ટર સાહેબને આશ્ચર્ય થતું કે 'મસીદમાંની હકીકતો પ્રત્યક્ષ જોયાં શિવાય પ્રત્યક્ષ જોઇ હોય એમજ બધી કહે છે ! મસીદ ગામમાં અને મહારાજ તો ગામ બહાર હતા ! મહારાજ ખંડોબાના દેવળમાં હોઇ એટલે દૂરની તેમને ખબર પડતી હતી, એ જાણી ડૉક્ટર સાહેબે મહારાજને કહ્યું, " આપને ફક્ત મસીદનુંજ તો શું પરંતુ આખા ત્રિભુવનનું જ્ઞાન પૂર્ણપણે થતું હોવું જોઇએ એ'વી મ્હારી પક્કી ખાત્રી થઇ ગઇ છે. "

એક વખતે ડૉક્ટર સાહેબ સાઈબાબાના દર્શને આવનારા કેટલાક લોકોને સાથે લઈ મહારાજ પાસે દેવળમાં દર્શને આવ્યા.

તે વખતે કાંઈક વિષય ઉપર બોલતાં બોલતાં મહારાજે કહ્યું ડૉકટર સાહેબ, લક્ષમાં રાખો કે મ્હારા જીવને એમ દેખાય છે કે સુમારે એક વર્ષ પછી જંગી લ્હડાઈ થશે અને તે જલદી પૂરી થશે નહીં: કેટલાંક વર્ષો ચાલશે વગેરે વગેરે. આવો સંભવ હોયાં શિવાય મહારાજ લ્હડાઇ થશે એમ કહેતા હતા તેથી એ વાત કોઇને ખરી લાગતી અને કોઇને ખોટી લાગતી. કારણ, મહારાજની વૃત્તિ ભ્રમિષ્ટ જેવી હતી, તેથી કોઇ કોઇ, મહારાજ ગાંડા પેઠે બોલે છે એમ પણ કહેતા. પરંતુ પછી વર્ષ વીત્યાં બાદ મહારાજના બોલવાનું સત્ય ભાસ્યું અને ત્રણ ચાર વર્ષો "મહાયુધ્ધ" ચાલુ રહ્યું એ બધાંને ખબરજ છે. એવીજ રીતે દૂર દૂરના પ્રદેશની ભૂત, ભવિષ્ય, વર્તમાનમાં થતી ચીજો પ્રસંગ વશાત્ કોઇ કોઇ વખત લહેરમાં આવે ત્યારે મહારાજ કહેતા. કેટલાક લોકો બેઠા હોય તે વખતે તેમના મનમાં જે વિચાર ચાલતા હોય તે કદી પણ ખુલ્લી રીતે પ્રત્યક્ષ કહેતા નહોતા. પરંતુ પ્રત્યેકના મનમાં જે જે વિચારો ચાલતા હોય તે ઓળખી તે ધોરણસર મહારાજ બોધમરીતે એટલે સર્વ સાધારણ રીતે કોઇક વિષય પર બોલતા. પરંતુ તે મહારાજના બોલવામાંજ જેમના તેમના મનમાંના વિચારોનો ઉલ્લેખ બહાર પડતો. તે ઉપરથી જે તે મનમાંને મનમાં સમજી જતા કે મહારાજ એમના ( સાંભળનારના ) મનની તથા ઘરબારની સ્થિતિ ઓળખીનેજ એમનાજ સંબંધમાં આ વાત બોલી રહ્યા છે એમ દરેકને લાગતું. આવા લોકોને હંમેશ અનુભવ આવતો.

શિર્ડીમાં સાઇબાબા નિમિત્તે રામનવમીનો ઉત્સવ થતો હતો, અને મેળો જાત્રા પણ ભરાતાં, તે વખતે મહારાજને તાજીજ બ્રહ્મ અવસ્થા પ્રાપ્ત થઇ હતી તેથી તેમની ભ્રમિષ્ટ જેવી સારી માઠી અનેક ચેષ્ટાઓ ચાલુજ હતી. એ'વે એક પ્રસંગે મેળા માટે સેંકડો લોકો ભેગા થયા હતા. તેમાં એક મહારોગી હતો. તેના બધાં આંગળાં, અર્ધી હથેલી, પગનાં બધાં આંગળાં તથા અર્ધો પગ–એ બધાં ખરી પડ્યાં હતાં. હાથપગના બધા ભાગોમાંથી લોહી, પરૂ ગળતાં હતાં અને ચહેરા ઉપર શરીર ઉપર હથેલી અને પગમાં મ્હોટા મ્હોટા ચીરા પડી તેમાંથી રક્ત પરૂ ગળતાં

હતાં તેથી આખા શરીર ઉપર બણુબણુતી માખીઓ ઉડતી હતી. એ મહારોગી પાસે એક સૂકલકડી ઘોડો હતો. તે ઘોડા ઉપર તેનાં મેલાં ઘેલાં ફાટી તૂટી ગયેલાં ચીથરાં અને કેટલાંક પહેરવાનાં ફાટયાં તુટ્યાં કપડાં હતાં, તેવીજ રીતે તે રોગને લીધે ખૂબ મેલાં થયેલાં તેનાં તે કપડાંને ઘણા દિવસથી પાણી લાગ્યું નહોતું. એ'વાં તે મેલાં કપડાંમાં ઝોળીઆ જેવી બે બાજુએ બે ગાંસડી ઘોડા પર નાંખી, તે મહારોગી તે ઘોડા ઉપર બેસી, શિર્ડી ગામમાંથી નીકળી, ન્હેરે ન્હેરે દક્ષિણ ભાગમાં ખૂબ દૂર જઈ ન્હેરપાસે ઉતર્યો. આજ વખતે જ્યાં તે ઉતર્યો ત્યાંથી ચારીની પેલી બાજુએ પશ્ચિમ ભાગમાં ખેતરમાં—પહેલાં કહ્યાં પ્રમાણે ખંડોબાના દહેરાંની દક્ષિણમાં આવેલાં ખેતરમાં જે લીંબડાનું ઝાડ હતું અને જે ઠેકાણે મહારાજ દિશાએ જતા હતા, ત્યાંજ મહારાજ સહેજ બેઠા હતા. આ ઝાડ નીચે મહારાજ કોઈ કોઈ વખત ફોગટજ (કારણ શિવાય) બેસતા. તે મહારોગી ન્હેરપર આવ્યો. ઘોડા પરથી ઉતર્યો. તેણે પોતાના ઠુંઠા હાથવડે તે ઝોળીઆ જેવો ગાંસડો ઘોડાપરથી છોડી નીચે નાંખ્યો. દૂરથી આ જોતા જોતા મહારાજ ઝાડ નીચેથી ઉઠયા અને તે મહારોગી જ્યાં હતો ત્યાં આવ્યા અને ન્હેરની આ બાજુએ એક જગ્યાએ બેસી એમણે તે મહારોગી તરફ જોયું. તે મહારોગી જોકે આટલો બધો ગંદો હતો છતાં મહારાજને તેનો કંટાળો ન આવ્યો. તે મહારોગીનો ચહેરો પણ તેમને આનંદિત અને પ્રસન્ન મુદ્રાવાળો લાગ્યો તેના તરફ જોઈ (ઉલટો) મહારાજને એક પ્રકારનો આનંદનો ઉમળકો આવવા લાગ્યો, તે મહારોગી મહારાજ તરફ જોતો અને મહારાજ તેના તરફ જોતા. એમ પરસ્પર એકેક સાથે કાંઈપણ બોલ્યા શિવાય વચ્ચે વચ્ચેથી એકેક તરફ જોતા. આમ થોડો વખત ચાલ્યું. મહારોગીએ પોતાનો ગાંસડો છોડ્યો, તેમાંના બધાં ગંધાતાં કપડાં ફાટયાં તુટયાં ગંદા ચીથરાં વગેરે બધાં કહાડી નહેરના પાણીમાં ભીજવી ત્યાં ધોવા લાયક એક ન્હાનો પત્થર હતો તે પત્થર ઉપર પોતાના તે ઠુંઠીયા હાથેજ ધોઇ રહ્યો. તે કપડાં ઘણા દિવસનાં મેલાં હતાં તેથી તે પત્થર

પરથી ગંધાતો મેલ નીચે વ્હેતો હતો. તે વખતે મહારાજના મનની શી સ્થિતિ હશે તે કોણ જાણે, પણ મહારાજ એકદમ તેની પાસે ગયા અને તે ગંધાતા મેલને રગડી પત્થર પરથી નીચે આવતાંજ પોતાના હાથની અંજળી તે પત્થરને લગાડી તેમાં પડતો તે પ્રવાહી મળ મહારાજ પીતા રહ્યા. જેટલો વખત આ પ્રમાણે તે લૂગડાં ધોતો હતો અને તેમાંથી ખરાબ ખરાબ જેટલો મેલ નીકળ્યો તે મહારાજે પીયાંજ કર્યો અને તે કપડાં મહારાજ ધોવા લાગ્યા. તેના લુગડાં ઘણાં હતાં. તે બધાં ધોવાઈ રહ્યાં એટલે તે મહારોગી તે ન્હેરના પાણીમાં ન્હાવા તે પત્થર પર બેઠો અને પોતાના બેઉ ઠુંઠા હાથે ટીનપાટ લઇ તે ટીનપાટ વડે પોતાના શરીર પર પાણી રેડવા લાગ્યો. મહારાજે પણ તેના ટીનપાટથી તેના શરીર પર પાણી રેડી, તેના લોહી પરૂ વહેતા હાથ પગો પોતાને હાથે ચોળી ચોળી, તેના શરીરમાંથી નીકળતું લોહી પરૂ મિશ્રિત શારીરિક મળયુક્ત પાણી તેની સામેજ પીધું. તે બાજુએ જનાર આવનાર ખેડુતો, આ જોઈ, ખડખડ દાંત કહાડી (હસી) મહારાજને દોષ દેવા લાગ્યા કે, આ ગૃહસ્થ બ્રાહ્મણ હોવા છતાં તે મહારોગીના પગનું લોહી પરૂવાળું પાણી પીતો બેઠો! આ બરોબર બ્રમિષ્ટ (ગાંડો) થઇ ગયો છે વગેરે, તે તે દેખાવ જોતા અને વાતો કરતા ઉભા રહ્યા. મહારાજે તેના તે ગંદા પાણીમાં સ્નાન પણ કર્યું. એમ એકેકનું આટોપાયું એટલે પેલો રોગી ન્હેર ઉપર આવી બેઠો અને મહારાજે પણ ન્હેર ઉપર આવી તે મહારોગીને સાષ્ટાંગ નમસ્કાર કર્યા; આ જોઇ તે મહારોગીએ પણ મહારાજને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. એમ બેઉએ એકેકને બે ત્રણ વખત નમસ્કાર કર્યા; પછી મહારાજ એકદમ ત્યાંથી નીકળી ખંડોબાના દેવળમાં આવ્યા. આ બધો પ્રકાર પૂરો થયો ત્યાં સુધી તે મહારોગી તથા મહારાજ એકપણ અક્ષર બોલ્યા નહીં. ફકત વચ્ચે વચ્ચેથી તેઓ એકેક તરફ તાકી તાકી થોડો થોડો વખત જોતા હતા. ઉભા રહેલા લોકો, આ ગમ્મત જોઇ, ચાલતા થયા.

મેળાને નિમિત્તે સાઇબાબાના દર્શન માટે ઘણાએ મુસલમાન લોકો આવ્યા હતા. તેમાં કેટલાક લોકો તેમના શાસ્ત્ર

બ્રાહ્મણ ધર્મથી ચાલનારા હતા અને કુરાન વગેરેનો પાઠ કરનારા હોઈ તેમના ધર્મના તત્વો પણ કેટલાક જાણતા હતા. મેળાના ચાર પાંચ દિવસ દરમ્યાન તે લોકો સ્હવારે, બપોરે અને સંધ્યાકાળે, મહારાજ સામે એટલે ખંડોબાના બારણા સામે નિમાજ પઢવા આવતા. આ જોઈ, મહારાજે થોડો ગુસ્સો કર્યા જેવું દેખાડી કહ્યું, "અરે હજરત સાહેબ, તમો લોકો અહીં નિમાજ પઢવા આવો છો તે આ શું મસીદ છે? અરે આ તો હિન્દુલોકોનાં ખંડોબાનાં અને વિઠોબાનાં દેવળો છે. અમે અમારે એકાંતમાં અમારા ભગવાનનું ધ્યાન કરી બેસી રહીએ છીએ અને તમો લોકો અમને સતાવવા માટે હરવખત અહીં શું કામ આવો છો? અલ્લા ગામમાં, મસીદમાં બેઠા છે. હજારો લોકો અલ્લારૂપ સાઈબાબાના દર્શન માટે આવે છે તો તમો શા માટે અહીં આવી નિમાજ પઢો છો? નિમાજ માટે મસીદમાં જાવ, નહીં તો બીજે કયાંઇ જાવ, પણ અહીં મ્હારી સામે નિમાજ ન પઢો." વગેરે મહારાજ બોલ્યા એટલે એમાં કેટલાક પ્રમુખ (મુખ્ય) મુસલમાનો હતા તે મહારાજને વિવેક તથા નમ્રતાથી કહેવા લાગ્યા કે, "અમે અમારા અલ્લા, અમારી મસીદ આપનામાંજ જોઇએ છીએ. આપજ ખરા અલ્લા અને મસીદ છો એમ ધારીએ છીએ. ગામમાં મસીદમાં સાઇબાબા હિન્દુ લોકોના ભગવાનરૂપ બની ગયા છે અને ત્યાંના ખરા સાઇમૌલા આપનામાં આવી ગયા છે એ વાત અમારા હૃદયમાં બરોબર ઉતરી ગઇ (સમજાઇ ગઈ) છે. અમારા શાસ્ત્ર પુરાણમાં પણ એવું છે કે જે પૂરેપૂરા સાઇમૌલા અલ્લારૂપ બન્યા હોય અને જે પૂરેપૂરા ભગવાનરૂપ બ્રાહ્મણ બની ગયા હોય તે બેઉની અંદર અંદર ફેરબદલી (બદલા બદલ) થાય છે. બ્રાહ્મણનું ભગવાનરૂપ સાઇમાં આવે છે અને સાઈનો નિરાકાર અલ્લા બ્રાહ્મણમાં આવે છે; અને જ્યારે એ બ્રાહ્મણમાં આવ છે ત્યારે, તે બ્રાહ્મણની હાલત આખી દુનિયાથી અલગ (જુદી) થઈ જાય છે, દુનિઆની અવસ્થાને ભૂલી જાય છે અને દુનિઆમાં દિવાનાની પેઠે એની હાલત દેખાય છે. આ'વી દિવાના જેવી હાલત થોડા દિવસ રહે છે, એ હાલતને અમો થોડી થોડી પીછાનીએ છીએ, એવી અલ્લાની હાલત

આપનામાં પૂરેપૂરી દેખાઈ આવે છે. આપનું નગ્ન સ્વરૂપ અમારા અલ્લાનું ચિન્હ બતાવી (દેખાડી) રહ્યું છે. એટલા માટે અહીં તહીંની બીજી જગ્યાઓ છોડી આપને ત્યાંજ નમાજ પઢી રહ્યા છીએ; અને અમને રોકશો નહીં એવી આપને અરજ છે.” તેમનું આ’વું બોલવું સાંભળી મહારાજનું હૃદય ખૂબ ભરાઈ આવ્યું, તે મ્હોટે મ્હોટેથી રડવા લાગ્યા. આ લોકો નિમાજ પઢ્યા વગર જતા નથી, જોઇ દેવળનાં બારણાં બંધ કરી મહારાજ અંદર રડતા બેઠા અને આ લોકો પણ દેવળના બારણાના બહારના ભાગમાં નિમાજ પઢતા રહ્યા.

અન્ન પાણી વા કાંઇ પણ ખાવાનું તદ્દન બંધ થયાં પછી કેટલેક મહિને તેમના શરીરમાં રક્ત માંસનો લેશ પણ ન રહ્યો અને શરીર ફક્ત હાડકાં ચામડીનો માળો બની ગયું; છતાં પણ તેમના શરીર ઉપર એક પ્રકારનું તેજ દેખાતું હતું. વચ્ચે વચ્ચે ત્રિમિષ્ટ જેવું તો તેમને હંમેશ થતુંજ. એક વાર રડવા બેસે કે આખો દિવસ રડયાંજ કરે; તો કોઇ કોઈ વખત મ્હોટેથી હસતાજ બેસતા. આવી રીતે ગમે તેટલી રાત્રિએ દેવળ બહાર આવી કોઇની ઉપર ગુસ્સો કરતા હોય તેમ ફાવે તેવી ગાળબોળ કરી મ્હોટે મ્હોટેથી બુમ પાડતા. કોઈ કોઈ વખત દિવસે કોઈક લાકડાને કોઇ ઝાડને વા કોઇપણ ગમે તેવી વસ્તુને મહારાજ લાંબા વખત સુધી ભેટી, બાથમાં લઇ, બેસી રહેતા. શિર્ડીના એક લુહારનો એક બહુ મ્હોટો ઘોડો હતો. તે મરી ગયો તેથી તે મરી ગયેલાં જનાવરને મહારાજના દેવળની સામેની સડકની સામેની બાજુએ આવેલાં ખેતરમાં નાંખ્યો હતો. મહારાજ તે મરી ગયેલા ઘોડાનેજ ભેટી તેના શરીર ઉપર પડી રહેતા. કોઇ કોઇ વખત તેને અઢેલી બેસતા. કાગડા, ગીધ તે મરેલા ઘોડાને ચાંચ મારી મારી ખાતા હતા છતાંએ મહારાજ તો તેને ચોંટી બેસીજ રહેતા. મહારાજ બેઠા હોય તો પણ કાગડા ગીધો મહારાજથી બ્હીતા નહીં. ચાંચ મારી મારી ખાવું, તેના પેટનાં આંતરડાં બહાર ખેંચી કહાડવાં વગેરે તે પક્ષીઓ ચાલુજ રાખતાં. મહારાજ પણ તે પક્ષીઓને કોઇ પણ પ્રકારે રોકતા નહીં. એવી

રીતે સાત આઠ દિવસમાં તે પક્ષીઓએ તે ઘોડાનું અંદરનું બહારનું બધું ખાઈ નાંખ્યું અને ફક્ત હાડકાંનો છિન્ન ભિન્ન થયેલો માળો શિલ્લક રહ્યો. છતાંએ મહારાજ તે હાડકાંનેજ બાથ મારી કોઇ કોઇ વખત બેસતા. તેમાં તેમનો જે ઉદ્દેશ હોય તે ખરો. લોકોએ તો તેમને પાગલ ઠેરવ્યાજ હતા. એઓ કોઇ કોઈ વખત દેવળમાં બેસી રહેતા, તો કોઈ કોઈ વખત સૂઇ રહેતા, તો કોઇ કોઈ વખત રાહતાને રસ્તે રાહતા સુધી સુદ્ધાં સડકે ચાલતા જતા, તો કોઈ કોઈ વખત કોઇના પણ ખેતરમાં જઈ રડતા બેસતા. હવે તેમના શરીરપર કપડાં વગેરે કાંઇ નહોતાં. કોઇ કોઈ વખત તેમના શરીર ઉપર ફાટેલી કામળ, તો કોઇ કોઈ વખત ફાટયાં તુટયાં કપડાંના ડુચા લઈ ચાલતા. કોઇને પાસે આવવા દેતા નહોતા અને કોઈ સાથે બોલતા પણ નહીં. કોઇ ત્રાસ આપવા આવે તો તેટલો વખત ગાળબોળ દઈ હાંકી મૂકતા અને કોઈ વખત લહેર આવે તો કોઇને પાસે બેસાડી તેની સાથે વાતો પણ કરતા.

મહારાજ જે વખતે ખંડોબાના દહેરાંમાં એક સરખા પડીજ રહેતા, તે વખતે તેમની પડી રહેવાની જગ્યા, દેવળમાં પેસતાંજ ડાબી બાજુએ સુમારે દોઢ બે ફુટનો ખુણો હતો. તે જગ્યાએ બારણાની બાજુમાં ઘંટી રાખી હતી. એક બાજુએ ઘંટી અને બીજી બાજુએ ભીત અને વચ્ચે સરાસરી સવા ફુટના ખુણાની જગ્યામાં મહારાજ પડી રહેતા. અપવાસથી તેમના હાડકાં નીકળ્યાં હોવાથી જમીન ખુંચતી તેથી કે શું તેમણે તે જગ્યા ઉપર ખેતરની ઝીણી કોરી ભુસાં જેવી માટી ચાર આંગળ ઉંચાઈ સુધી નાંખી હતી અને તે ઉપર કયાંકથી મળી આવેલો કંતાણનો ટુકડો પાથરી કામળ ઓઢી પડી રહેતા; તે જગ્યાપરથી કારણવગર ન ઉઠતાં દિવસોના દિવસો પડીજ રહેતા. તેથી પછી કેટલેક દિવસે નીચે પાથરેલા કંતાણને ઉધઇ લાગી. ઉધઈ એટલે એક જાતની કીડી. તે ઉધઇએ કંતાણ કરડી મહારાજ તે પર સૂતા હતા તેથી તેમની પીઠની ચામડી પણ કેટલીક કેટલીક જગ્યાએ

કોરી નાંખી હતી. શરીર ઉપરની કામળીમાં કાળી તથા ધોળી ખૂબ જૂ થઇ હતી. ઘંટીના ભાગમાં અને ભીંતમાં પણ ખૂબ માંકડો ભેગા થયા હતા. તે બધા હંમેશ મહારાજના શરીરને કરડતાજ હતા. પરંતુ મહારાજે તેમના શરીરપર ચોંટેલાં ઉધઇ તથા માંકડનો નાશ કરવા માટે અથવા તેમને કહાડી નાંખવા માટે કાંઇ પણ કર્યું નહીં. મહારાજના શરીરમાં લોહી નહોતું તેથી તેમને તે ઉધઇ વગેરેનો ત્રાસ નહીં થતો હોય તેથી, અથવા તેનો ત્રાસ સહન થતો હશે તેથી કે શું તે ઉધઇ અને જૂનો ત્રાસ તે તેમજ સહેતા રહ્યા. તેમાં વચ્ચે વચ્ચે વીંછી પણ ખૂબ વખત કરડતા ( ડંખ મારતા ): આ’વી આ સ્થિતિમાં દેવળમાં કચરા કસ્તર પણ ખૂબ ભેગાં થયાં હતાં. મહારાજ ભ્રમિષ્ટ પેઠે કરવા લાગ્યા ત્યારથી દેવળની અંદરનાં તેમજ બહારનાં ઝાડ ઝુડ, લીંપવું વગેરે જે દેવળનો પૂજારી કરતો હતો તે પણ બંધ થયાં, અને તે મ્હાળસાપતિ નામના પૂજારીએ ખંડોબાની મૂર્તિની પૂજા કરવાનું પણ પુષ્કળ દિવસથી છોડી દીધું હતું, તેથી તે દેવળની જગ્યામાં ધુંટણ જેટલો કચરો ભેગો થયો હતો. દીવાબત્તિ પણ ત્યાં થતાં નહીં. તે દેવળમાં મહારાજ, મહારાજના શરીર ઉપરની ફાટેલી કામળ અને તેમના ઓશીકાંની જગ્યાએ ફાટયા તુટ્યાં કેટલાંક ચીથરાં હતાં. આ’વી આ સ્થિતિમાંજ સ્હવારે નવ દસ વાગ્યાને સુમારે સાઇબાબાના ભક્ત ધનજીશા નામના એક પારસી ગૃહસ્થ મહારાજના દર્શન માટે દેવળમાં આવ્યા. તે પારસી સાહેબ સ્વભાવે સાત્વિક હોઇ બહુ પ્રેમાળ હતા. મહારાજની તે સ્થિતિ જોઇ તેમનું હૃદય ભરાઇ આવ્યું, તે રડવા લાગ્યા અને બોલ્યા, “મહારાજ આપની આ દશા જોઇ અમો લોકોને બહુ દુઃખ થાય છે. આપના જેવી ભયંકર વેદના તથા દુઃખવાળી તપશ્ચર્યા કરનાર મ્હેં જોયા નથી. કેટલાએ મહિના થઇ ગયા આપે અન્ન પાણી છોડે, લગભગ વર્ષ થવા આવ્યું, શરીરમાં કાંઇ શક્તિ રહી નહીં. તેમાં વળી તમારા શરીરને ઉધઇ લાગી પીઠના તથા હાથના પાછળના ભાગમાં ચામડી ઠેક ઠેકાણે છુટી ગઇ હોય એમ બની તેમાં મ્હોટાં

ન્હાનાં કાણાં પડેલાં દેખાય છે. (આ વખત મહારાજ ઉઘાડા બેઠા હતા). એમ કહી, તે સાહેબ આંખમાં ખૂબ પાણી આણી રડવા લાગ્યા. મહારાજે કહ્યું, સાહેબજી તમો શા માટે દુઃખી થાવ છો? મ્હારા નશીબનો ખેલ ખેલાઈ રહ્યો છે. તે હું ભોગવતો પડ્યો છું. તે સાહેબજીએ કહ્યું, "મહારાજ, હું મુંબાઈથી આપને બેસવા ઉઠવા માટે એક ન્હાની નરમ ગાદી મોકલી આપું છું." મહારાજે કહ્યું, "મ્હારી આ અવસ્થાને ગાદી વગેરેની જરૂર નથી અને તમો મોકલશો તોએ હું તે લેનાર નથી" તે ઉપરથી એમણે કહ્યું, "ઠીક ત્યારે આપને યોગ્ય એ'વું મૃગચર્મ એટલે હરણનું ચામડું નરમ જોઇ મોકલી આપીશ." તેની પણ મહારાજે 'મોકલશો નહીં' કહી ના કહી, અને "હું લેવાનો નથી" એમ સાફ કહ્યું. તે સાહેબજીએ જવાબમાં કહ્યું, "આપ કાંઈ ખાતા નથી અને ખાવાનું બધું વર્જ્ય કર્યું છે તો મ્હારી એવી ઈચ્છા છે કે હું ઉત્તમ મહાબળેશ્વરી મધના મ્હોટા બાટલા મોકલું અને આપ તેમાંથી બે ચમચા મધ ગાયના દૂધમાં નાંખી થોડું થોડું લયાં કરો." મહારાજે કહ્યું, "મધ વગેરે કાંઇ મોકલતા નહીં, મોકલશો તો તેનો ઉપયોગ કરવાનો નથી." વગેરે વગેરે કેટલીક એકમેકની વાતો થયાં પછી તે પારસી સાહેબ ગયા અને થોડે દિવસે હરણનું ચામડું અને મધની બે બાટલીઓ તેમને ના કહી હતી છતાં મહારાજને મોકલી આપી. પરંતુ મહારાજે તેને કોઇ પણ પ્રકારે હાથ ન લગાડ્યો પણ સાઇબાબાના ભક્તોમાં એક ગૃહસ્થ હતા તેમને તે આપી દીધાં.

પછી કેટલેક દિવસે એક વખત સાઇબાબાના દર્શન માટે પુણેથી લશ્કરમાં રહેનાર શેઠ નવરોજી અને શેઠ હોરમસજી પોતાનાં સ્ત્રી છોકરાં સહિત શિર્ડી આવ્યા. સાઇબાબાનાં દર્શન લઇ તે મહારાજ પાસે દેવળમાં સહકુટુંબ દર્શન માટે આવ્યા. મહારાજે થોડો વખત બેસવા દીધા અને સંધ્યાકાળનો વખત હતો તેથી કહ્યું 'જાવ' જેથી તેઓ ચાલ્યાં ગયાં. પરંતુ તેમની વર્તણુક ઉપરથી તેમની બધાંની મહારાજ ઉપર ખૂબ ભક્તિ ચ્હોંટી હોય

એમ દેખાઇ આવ્યું, બીજે દિવસે સ્હવારે ફરી સાત આઠ વાગે તે પારસીઓ પોતાના પરિવાર સહિત મહારાજ પાસે આવ્યા. તેમાં એક સત્તર અઢાર વર્ષની છોકરી હતી. મહારાજ કાંઈ ખાતા પીતા નહોતા તેથી તે છોકરીના હાથમાં મહારાજ માટે તૈયાર કરેલી ગરમ ચ્હા હતી. તે તેણે મહારાજ સામે ધરી. તે વખતે મહારાજ ઉત્તરાભિમુખે દેવળની બહાર ખુલ્લી જગ્યામાં ઉભા હતા. તે છોકરીએ ચ્હા આગળ ધરી કે તરતજ તેની સામે જોઇ એકદમ ગુસ્સાથી બોલી, તેણીએ હાથમાં ઝાલી આગળ ધરેલાં વાસણને એક થપ્પડ મારી, એટલે તે ચ્હાનું વાસણ તેના હાથમાંથી દૂર જઇ પડયું અને બધી ચ્હા ઢોળાઇ ગઇ. ઉપરાંત ખૂબજ ગુસ્સે થઇ તે છોકરીને, તેના માબાપને બે ત્રણ જણને મહારાજે માર્યા અને ગાળબોળ દઇ કહાડી મૂકયાં. ફરી બીજે દિવસે તે પારસી લોકોમાંથી હોરમસજી નામના શેઠ સ્હવારમાંજ નવદશ વાગ્યાને સુમારે, કોઇને સાથે ન લાવતાં મહારાજ પાસે એકલાજ આવ્યા. તે વખતે મહારાજ શાંતપણે બેઠા હતા. હોરમસજી શેઠ દર્શન કરી દેવળમાં કચરામાંજ બેઠા. તેમને જોઈ મહારાજે કહ્યું:—"ઠીક, વળી તમો પણ આવ્યા! તમો ભલા લોક છો, આવી ગંધાતી જગ્યામાં તમને બેસવાની ટેવ કે જરૂર નથી છતાં તમારે બેસવું પડયું છે, માટે હવે વધારે બેસશો નહીં, જાવ. તે શેઠે કહ્યું, મહારાજ આપ જ્યાં બેઠા હો, તે જગ્યા ગમે તેવી હોય તોપણ તે અમને ઘણી સરસ વૈકુંઠ જેવી લાગે છે અને આપને જોઇ ઘણો ઘણો આનંદ થાય છે. આપના પગની સેવા કરવાની ઘણી ઇચ્છા થાય છે." એમ કહી, તે શેઠે પ્રેમથી મહારાજના પગ પકડવા માંડ્યા. મહારાજે કહ્યું, "તમો મ્હોટા લોક છો. હું ઘણી ખરાબ સ્થિતિમાં છું, માટે મ્હારે પગે તમો લોકો હાથ ન લગાડો. હોરમસજી શેઠ—અમો શેના મ્હોટા માણસ! આપનાથી દુનિયામાં કોઇપણ મ્હોટો અમને દેખાતો નથી. આવી રીતે મહારાજની સ્તુતિ કરી બોલવા માંડ્યાથી મહારાજે ગુસ્સે થયા જેવું કરી પણ મીઠાશથીજ તે સાહેબને જવા કહ્યું; પણ સાહેબ જરા અડગ તથા આગ્રહી સ્વભાવના હતા. તેથી તેમણે

પ્રેમથી કહ્યું, "મહારાજ આપના પગની થોડી પણ સેવા કર્યા શિવાય જવા મન થતું નથી." મહારાજે જુદી જુદી રીતે તેને જવા માટે પુષ્કળ કહ્યું, પરંતુ તે સાહેબ આગ્રહી સ્વભાવના હતા. તેથી જતા નહીં અને મહારાજ તેમના પગને હાથ લગાડવા દે નહીં. છેવટ તેમના તે સ્વભાવથી કંટાળી મહારાજ દેવળમાંથી ઉઠી બહાર આવ્યા અને રહાતે જતી સડકે જવા લાગ્યા. કેટલેક દૂર ગયા પછી મહારાજ પાછું ફરી જુએ છે તો તે શેઠજી પોતાની પાછળ પાછળ આવેજ છે એમ જોઇ મહારાજ વધારે જલદ (ઝડપવાળી) ગતિથી એકદમ ચાલવા લાગ્યા; એટલે તે શેઠ પણ પાછળ દોડવા મંડ્યા. મહારાજ (રહાતાના) મ્હોટા બાબાના એટલે જ્યાં પીરનું સ્થાન છે તેની જરા આ બાજુએ સડકે સડકે જઇ પહોંચ્યા. છતાં તે શેઠ પાછળ હતાજ. પછી તે અડચણ ટળે તે માટે સડક છોડી જમણી બાજુએ આડે રસ્તે કાંટામાંથી મહારાજ જવા લાગ્યા. મહારાજના પગમાં જોડા વગેરે કાંઇ નહોતું (પહેલાં સુદ્ધાં કોઇ દિવસ જોડા નહોતાજ). તે શેઠ પણ મહારાજની પાછળ પાછળ તે બાજુને રસ્તે જવા લાગ્યા. થોડો વખત તે રસ્તે ચાલ્યા પછી ફરી મહારાજે પાછળ જોયું તો તે કાંટા કુટાંમાંથી પણ પાછળ પાછળ આવેજ છે એમ દેખાયું. મહારાજે વિચાર કર્યો કે એના પગમાં બૂટ, સ્લીપર છે. તેને આધારે આ ફાવે ત્યાં આપણી પાછળ આવે છે; તેથી મહારાજે આ યુક્તિ યોજી. મહારાજ પાછા વળ્યા, તેમની પાસે આવ્યા અને મધુર શબ્દમાં બોલ્યા, "મ્હારા પગમાં કાંટા ભોંકાય છે. માટે તમારા પગમાંની સ્લીપર મ્હને પહેરવા આપો." એમ કહ્યું એટલે શેઠજીએ તરતજ પગમાંની સ્લીપર કહાડી મહારાજ આગળ મૂકી. તે સ્લીપર પોતાના હાથમાં ઉંચકી લઇ મહારાજ તે ખેતરમાંથી એકદમ આગળ ચાલવા લાગ્યા. થોડે અંતરે ગયા એટલે એક વાવ આવી, તે વાવમાં તે સ્લીપર ફેંકી દીધી. પગમાં સ્લીપર ન હોવાથી ધીમે ધીમે મહારાજની પાછળ આવતા શેઠજી આ પ્રકાર જોતા હતા. મહારાજ તે વાવની પેલે પાર જોરથી દૂર નીકળી ગયા. પરંતુ શેઠજીને, પગમાં કાંઇ નહોતું

તેથી, તેવી તે કાંટાવાળી જમીનમાં ખુલ્લે પગે ચાલવાનું બહુજ મુશ્કેલી ભર્યું લાગ્યું. ગમે તેમ કરી ધીમે ધીમે તે વાવ સુધી શેઠજી આવી પહોંચ્યા અને વાવમાં જુએ છે તો સ્લીપર પાણીમાં તરતી દેખાતી હતી. ત્યાં કેટલાક ખેડુત તથા ભરવાડ લોકો હતા, તેમણે આ બધું જોયુંજ હતું. તે લોકોને સ્લીપર કહાડી આપવા માટે શેઠજીએ કહ્યું પરંતુ તે વાવમાં પગથીઆં નહોતાં તેથી લાચારીથી શેઠજી શિર્ડી ગામ પાછા જવા નીકળ્યા (લાગ્યા). પરંતુ આ જગ્યાથી સડક બહુ દૂર રહી હતી તેથી આવ્યા હવા તે સડકે પાછા જવાનું, પગમાં કાંઈ નહોતું, તેથી અશકય થયું. તેથી તે ખેડુતોએ કહ્યું, "શેઠજી, તમારાથી જોડા શિવાય ચલાતું નથી અને સડક તો દૂર રહી! તેથી અહીંથી થોડે દૂર ધીમે ધીમે જાવ એટલે ન્હેર આવશે. પછી ન્હેર પરથી રસ્તો છે ત્યાંથી જજો એટલે પાસે પડશે. તે પ્રમાણે શેઠજી ન્હેરને રસ્તે ધીમે ધીમે જવા લાગ્યા. મહારાજ તો ખૂબ દૂર જઇ તે શેઠજીને દેખાતા બંધ થયા અને એક બાવળનું રાન હતું તેમાં પેસી એક બાવળના ઝાડ ઉપર ચ્હડી બેઠા. શેઠજી ગામ તરફ પાછા જાય છે એ બધું મહારાજને દૂરથી દેખાતું હતું. પછી શેઠજી ધીમે ધીમે તે ન્હેરને રસ્તે ગામ સુધી જઇ પહોંચ્યા (ગયા). એટલે સુમારે સાડાબાર થઇ ગયા હતા અને સાઈબાબાની આરતિનો ઘંટ થયો. પછી મહારાજે વિચાર કર્યો કે શેઠજી તો પાછા ગયા ગમે તેમ તેનું વિઘ્ન ટળ્યું છે તેથી મહારાજ પણ ઝાડ ઉપરથી ઉતરી ખંડોબાના દેવળમાં પાછા ગયા. એટલે તો તે શેઠજી થાકી પાકી અને તાપથી ખૂબ ત્રાસી જઇ ખંડોબાના દેવળ સામે વડ નીચે બેસી રહ્યા છે એમ મહારાજને જણાયું. મહારાજે તેની પાસે જઇ, તેની તે સ્થિતિને અનુસરી, મીઠા શબ્દોમાં ચાર ઉપદેશની વાતો કહી તેમને ગામમાં સાઇબાબાની આરતિમાં જવા કહ્યું અને મહારાજની આજ્ઞા પ્રમાણે તે ગયા.

રોજના નિયમ પ્રમાણે ડૉક્ટર પિલ્લે સાહેબ મહારાજ પાસે આવતાજ હતા અને પ્રસંગ પ્રમાણે મહારાજ તેમની સાથે

બોલતા પણ હતા. સાઈબાબા પાસે આવનાર ભક્ત લોકોને પણ મહારાજની આ સ્થિતિની ખબર પડયાથી સેંકડો સ્ત્રી પુરૂષો મહારાજ પાસે દેવળમાં આવવા લાગ્યાં. મહારાજને તે પસંદ ન હોવાથી તેમને કોઇ વખત મધુર શબ્દોથી, તો કોઈ વખત ગુસ્સાથી અને તે ન સાંભળે તો કોઈ વખતે ગાળ દેઇ માર મારીને પણ તેમને કહાડી મૂકતા. આ'વી રીતે રોજરોજ કહાડી મૂકવાનો પણ મહારાજને બહુ ત્રાસ થવા લાગ્યો. તેથી મહારાજ બહુ દેવળમાં બેસતા નહીં, પરંતુ ફાવે ત્યાં રાનમાં, ખેતરોમાં ફરતા રહેતા. ખેતરમાં, વનમાં ખેડુત લોકોનાં કામો ચાલુ હોય તો તેમને મહારાજ પણ તે કામ કરવામાં પોતાની મેળેજ મદદ કરતા. ખેતરમાં કોઇનું હળ ચાલુ હોય તો તેની એક બાજુનો બળદ છોડી નાંખી તે બાજુના હળની ધુંસરીનો ભાગ, એટલે બળદની ગરદન ઉપર લાકડાંનો જે ભાગ મૂકયો હોય છે તે, મહારાજ પોતાનાં ગળાંની નીચેની બાજુએ બેઉ હાથમાં પકડી, બીજી બાજુએ જોડેલા બળદની હારમાં ( બળદ પેઠે ) તે હળ ખેંચતા. ખેડૂતો એમ ન કરવા મહારાજને હાથ જોડી પુષ્કળ કહેતા, પણ મહારાજ કોઇની સાથે પણ એ'વે પ્રસંગે એક પણ અક્ષર બોલ્યાં શિવાય, તેમજ કોઇનું બોલ્યું સાંભળ્યાં શિવાય, તેમનું હળ ખેંચવાનું કામ બળદને બદલે કરતાજ રહેતા. તેવીજ રીતે ખેતરમાં કોઇનો કોસ ચાલતો હોય તો તે ખેંચવા લાગતા. કોઇ વખત બેઉ બાજુના બળદ ન છોડતાં, તે ખેતરવાળાનું એકાદું દોરડું લઇ બળદને જોડવાના આગળના ભાગમાં વચ્ચોવચ્ચ જે ભાગ હોય તેને તે દોરડું બાંધી તે દોરડાંને આગળના ભાગમાં લાકડાંનો એક દંડુકો બાંધી, તેને બેઉ હાથે છાતી આગળ પકડી, તે બળદ સાથે ( તેટલાજ વેગથી ) હળ કોશ વગેરે ખેંચતા. એમ એક બે દિવસજ નહીં પણ રોજ કાંઇને કાંઇ મહેનતનું કામ આખો દિવસ કર્યાંજ કરતા. શેરડીની રોપણી માટે, આવેલા પુણાવાળા લોકોના ખેતરમાં ખાતરના ટોપલા માથા ઉપર લઈ આખો દિવસ ખાતર વહેતા. કોઇ કોઇ વખત શેરડીમાં નાંખવા માટે ખોળના ટુકડા કરતા. કોઇ કોઇ વખત ખેતરમાંથી લીલાં સૂકાં ઘાસના ભારા

લાકડાંના બોજા માથાં ઉપર લઈ તે ગામમાં આવતા અને જેના તે હોય તેને ઘેર લઇ જઇ નાંખતા. ખેતરમાં નિંદવાનું, ખુરપવાનું, કામ ચાલુ હોય તો તે કરવા પણ મહારાજ જતા હતા. ગોળ પકાવવાનું શરૂ થાય એટલે કોઈ કોઇને ત્યાં પેસી બળદ સાથે તેઓ પણ કોલ ખેંચતા. કોઇ કોઈ વખત ચરખામાં શેરડી નાંખતા અને ગોળ થતો હોય ત્યારે ચૂલામાં છોડાં (શેરડીનાં સૂકાયલાં) નાંખતા. કોઇ વખત આ ગોળ બનતાં ખેતરમાં તો કોઈ વખત બીજા એવા ખેતરમાં કોલ (ચરખો) વગેરે ખેંચવાનું કામ કરતા. આવી રીતનાં અનેક પ્રકારના મહેનતનાં કામ કરતા. મહારાજ કદી પણ કોઈ સાથે એક શબ્દ પણ બોલતા નહીં. કોઇ કાંઇ બોલવા માંડે તો તેને કાંઈજ ઉત્તર ન આપતાં મૌન ધારણ કર્યા પેઠે ચાલી, કોઇનું ગમે તે ગમે તેવી મહેનતનું કામ હોય તે ખૂબ કાળજીથી ચિંતા રાખી, ખંતથી પૂરૂં કર્યા શિવાય રહેતા નહીં.

કેટલાક દિવસો, રાહતાની સડકે મહારાજ ફરતા. તે વખતે કેટલાક દિવસ સુધી, સડક ખોદી મુરૂમ નાંખવાનું કામ ચાલુ હતું. મુરૂમ ખોદી કહાડવાના કામમાં મહાર લોકોજ બહુ હતા. તેમાંજ મહારાજ પણ, તે મહારોની પાસેના કોદાળી પાવડા લઇ મુરૂમ ખોદતા અને મુરૂમના ટોપલા ભરી માથાં ઉપર લઇ સડક ઉપર લાવી નાંખતા. તે લોકોની સાથે તેમના જેટલું, કોઇ કોઇ વખત તો તેમના કરતાં પણ વધારે પ્રમાણમાં એક સરખું કામ કર્યા કરતા. ન્હેરનું કામ ચાલુ હતું ત્યારે માટી ખોદવાના પત્થર ચુનો વહેવાના વગેરે મહેનતનાં કામો મહારાજ હંમેશ કરતા હતા.

સાઇબાબાએ કહેલી ચાર વર્ષની મુદ્દતનું પહેલું વર્ષ, કોઈ વખત અન્ન ખાઈ, કોઈ વખત ન ખાઇ, પસાર થયું. પછી આવતી સંક્રાંતિથી અન્ન પાણી વગેરે સર્વ ખાવા પીવાનું તદ્દન બંધ થઇ સુમારે અઢી વર્ષ ગયાં. આ અઢી વર્ષમાં મહારાજનું શરીર તદ્દન અસ્થિચર્મ (થઇ) રહ્યું હતું. એમ છતાં એ તે બે ત્રણ વર્ષોમાં મહારાજ ફાવે તેવાં મહેનતનાં કામો કરતા. તેમની તે ભ્રમિષ્ટ

જેવી સ્થિતિ લોકોને હંમેશ દેખાતી હતી. વચ્ચે વચ્ચે રડવું હસવું હંમેશ ચાલુજ હતું, પરંતુ કોઇ કોઇ વખત ડૉ. પિલ્લે અથવા તેમના જેવા સદ્‌ગૃહસ્થ આવે તો તેને પાસે બેસાડી જ્ઞાનની વાત પણ કરતા. મહારાજની આ'વી સ્થિતિ કેટલાક વિચારવાન્ લોકો લક્ષમાં લઈ, 'મહારાજ પર સાઈબાબાની પૂર્ણ કૃપા થઇ મહારાજ પૂર્ણ પરબ્રહ્મ અવસ્થામાં ગયા છે,' એમ સમજવા લાગ્યા અને સેંકડો લોકો પૂજ્ય ભાવથી તેમને દર્શને આવવા લાગ્યા. પણ મહારાજ તેમાંથી કોઇને પણ પાસે સુદ્ધાં ઉભા કરતા નહોતા. કોઈ કોઈ વખત મહારાજ મનુષ્ય પ્રમાણે સારી સ્થિતિમાં ભાનમાં રહેતા અને તે વખતે સ્નાન સંધ્યા વગેરે પણ કરતા હતા અને નિત્ય નિયમ પ્રમાણે ગીતા તથા વિષ્ણુસહસ્રનામ એમને મ્હોંએ આવડતાં હતાં તેનો પણ પાઠ કરતા. ગમે ત્યાં બેસી આવી રીતે ગીતા પાઠ વગેરે કરતાં કરતાં, પ્રત્યક્ષ રીતે જો કે કોઈ પાસે દેખાતું નહોતું છતાં પોતાની ડાબી બાજુએ પોતાની સાથેજ કોઈ ગીતાપાઠ વગેરે કરી રહ્યો છે એવો એમને અનુભવ આવતો. મહારાજ પાઠ કરતા બંધ પડે કે (આ'વી રીતનો) સાથે પાઠ કરનાર પણ બંધ પડતો. મહારાજ ફરી શરૂ કરે કે અદૃષ્ટ રીતે બોલવાનું શરૂ થતું. આમ હંમેશ બનતું. તે બે ત્રણ વર્ષમાં મહારાજ સંબંધે ઉપર લખેલી અને બીજી જે જે અનેક વાતો (ચીજો) દેખાઈ આવતી તે બધીનુંજ શબ્દોમાં વર્ણન કરવાનું મનુષ્યને અશક્યજ છે.

કેટલાક મુસલમાનનાં તથા બીજી જાતનાં છોકરાં મહારાજ ગાંડા છે એમ સમજી તેમની ફાવે તેવી મશ્કરી કરતા. કોઈ કોઈ વખત મ્હોટા માણસો પણ તેમને ગાંડા સમજી તેમની ઠઠ્ઠા મશ્કરી (ચાળા ચ્હેનકાં) વગેરે કરી ત્રાસ આપતા છતાં પણ મહારાજ હંમેશ તે સહનજ કરતા. બારણા પર પત્થર મારવા મહારાજના શરીર પર છાણ, માટી, ગુ વગેરે ફેંકી મારવા, દેવળમાં કાંઇક ગંધાતી ચીજો આણીને નાંખવી–વિગેરે રીતે લોક તેમની મશ્કરી કરતા. છતાં મહારાજ કોઈ કોઇ વાર તે ઠઠ્ઠા કરનાર છોકરાંઓને પાસે બેસાડી, છોકરાંની રીત પ્રમાણે છોકરાંનો

સ્વભાવ ધારણ કરી તેમને ગમ્મત આપે એવી વાતો તેમને કહેતા. તેથી કોઇ કોઈ વખત છોકરાં તેમની પાસે એમની મોજે આવીને પણ બેસતાં અને બેઠાં બેઠાં મહારાજને બનાવતાં પણ ખરા. એક વખત સંધ્યાકાળે મહારાજ વડના ઝાડ નીચે રડતા બેઠા હતા, તે વખતે મહારાજની થોડી મશ્કરી બનાવવાના હેતુથી કેટલાંક મુસલમાનનાં છોકરાંએ એક હાણુકામાં (માટીનું થાળીના આકારનું વાસણ) કેટલાંક કુત્રાની કેટલાંક માણસોની વિષ્ટા—પાંચ સાત અર્ધાં સુકાયેલાં લીંડા—લઇ આવ્યાં. અને મહારાજ પાસે હસતા હસતા ગમ્મત માટે આવી બેઠાં. મહારાજ તરફ જોઇ તેમાંનાં એક બે છોકરાંઓ બોલ્યા, "અરે બાઇ, આજે રડવા જેવું શું થયું ? આ જુઓ બાબા તમારે માટે ખાવાનું !" (શિર્ડીના લોકો મહારાજને બાબાજ કહેતા) એમ કહી વિષ્ટાનાં લીંડાવાળું હાણુકું એમણે મહારાજ સામે મૂકયું. મહારાજ કાંઇ બોલ્યા નહીં. તેથી તેમનામાંના એક છોકરાએ કહ્યું, "અરે બાઈ આજ તમો બોલતાં કેમ નથી ?" બીજો છોકરો કહે, "એને માટે ખાવાનું આણ્યું છે તે નાંખો એમના મ્હોંમાં એટલે બોલશે. એમ કહી મોજમાં અને મોજમાં છોકરાંઓએ, તે (મ્હોં) રડતાં રડતાં થોડી વારે ઉઘાડયું છે, એમ જોઇ એક ન્હાનું કુત્રાંનું લીંડું મહારાજના મ્હોંમાં નાંખ્યું. મહારાજે તે ન થુંકી નાંખ્યું કે ન ગળી ગયા. મ્હોંમાં અને મ્હોંમાં તે એમનું એમ છે એમ જોઇ તે છોકરાએ બીજું એક માણસનું લીંડું મહારાજના મ્હોંમાં બળજબરીથી ખોસ્યું. તે પણ મ્હોંમાં એમનું એમજ રહ્યું. મહારાજ પોતે કાંઇ પણ ન બોલતાં રડતાજ બેસી રહ્યા. ઘણા લાંબા વખત સુધી તે છોકરાંઓએ કાંઇને કાંઇ ચેષ્ટા (મશ્કરી) કર્યા કરી અને બડબડતા રહ્યાં. મહારાજ કાંઇજ બોલતા નથી એ જોઈ બધાં છોકરાં "હુર્યો" કરી ચાલી ગયાં. મહારાજ કોઇનું પણ કામ કરતા, ગમે ત્યાં ફરતા અને કોઈ ગમે તે રીતે ત્રાસ આપે તો પણ તે બીજાને કોઈ પણ પ્રકારે ઉપદ્રવ વા ત્રાસ જાણી જોઈ આપતા નહીં; પરંતુ તેને બદલે બેઉને પણ ઉપયોગી થઈ પડે તેવી રીતે પોતાનું શરીર સાચવતા (સંભાળતા). તેવીજ રીતે સરકારી કાયદા વિરુદ્ધ પણ તેમનું

વર્તન નહોતું. એક વખતે તેમને લોકો તરફથી બહુ ત્રાસ થવા માંડ્યો ત્યારે કોઇની સાથે કાંઇ પણ બોલ્યા શિવાય દેવળની દક્ષિણ બાજુના ખેતરોમાંથી, અહીં તહીંથી કાંટાનાં ન્હાનાં મ્હોટાં ઝીટાં ભેગાં કરી લાવ્યા અને ન્હેરની એક બાજુએ માટી ઉકેરી ઉકેરી એક ખૂબ મ્હોટો ઘુંટણ સુધીનો ખાડો બનાવી, તે બધાં કાંટાંનાં ઝીટાં તે ખાડા પાસે લઇ જઈ, પોતે તે ખાડામાં નીચે પડ્યા (સૂતા) અને પોતાનેજ હાથે પાસે રાખેલાં કાંટાનાં ઝીટાંને ઝીટાં પોતાના શરીર ઉપર નાંખી લીધાં અને તે કાંટામાં સૂઈ રહ્યા. આ વખત સંધ્યા-કાળનો ચાર વાગ્યાનો હતો. આ હકીકતની ગામમાં ખબર પડ-તાંજ રાહતાના દૌલુશેઠ તે વખતે સાઇબાબાને દર્શને આવ્યા હતા તે અને બીજા લોકો મહારાજે જે જગ્યામાં કાંટામાં પોતાને પૂરી દીધા હતા ત્યાં આવ્યા અને દૌલુશેઠ વગેરે લોકોએ મહારાજને બહાર આવવા ખૂબ પ્રકારે વીનવ્યા. પરંતુ કાંઇ પણ બોલ્યાં શિવાય મહારાજ મુંગા મુંગા પડી રહ્યા હતા, તે કાંટામાંથી મહારાજ તેમને દેખાતા હતા. છેવટે સંધ્યાકાળનું અંધારૂં થવા લાગ્યું એટલે લોકો કંટાળી ચાલતા થયા. મહારાજ આખી રાત એજ સ્થિતિમાં પડી રહ્યા. બીજે દિવસે સ્હવારેજ ગામના લોકો તે બાજુએ શૌચવિધી માટે આવ્યા હતા. તેમાં કેટલાંક છોકરાં હતાં. 'બાબા ગુસ્સે થાય, મારે તો ભલે મારે કાંઈ હરકત નહીં' એ'વો વિચાર કરી તેમણે મહારાજના શરીર ઉપરના કાંટા કહાડી નાંખ્યા અને તે છોકરાંઓએ મહારાજનો હાથ પકડી તેમને બહાર કહાડ્યા. પછી મહારાજ ત્યાંથી જે ઉઠ્યા તે સડક પર આવી રાહતાની સડકે ચાલતા થયા.

મહારાજ શિર્ડી આવ્યા ત્યારથી ગામમાંના ઘણાખરા લોકો તથા સાઇબાબાના ભક્તોમાંના કેટલાક લોકો પહેલેથીજ મહા-રાજનું સારૂં ખમી શકતા નહીં. તેથી મહારાજ પોતાના જીવને વા શરીરને જે જે ત્રાસ કરી લેતા તે ત્રાસ માટે કોઇને દયા કે માયા આવતાં નહીં. રાહતાના દૌલુશેઠને કોઇ કોઇ વખતે મહારાજની દયા આવતી અને તે કોઇ કોઇ વખત મહારાજ પાસે પ્રેમથી આવીને બેસતા. દૌલુશેઠે મહારાજને ગુરૂ પેઠે

માન્યા હતા. પરંતુ મહારાજ કહેતા કે, “મ્હને ગુરૂ પેઠે માનશો નહીં, હું કોઇનો ગુરૂ નથી અને થઇ (પણ) શકતો નથી.” મહારાજે દૌલુશેઠને પૂછ્યું, “ત્હમો એ મ્હને ગુરૂ માન્યા તેની શી નિશાની?” દૌલુશેઠ બોલ્યા, “ત્હમો આજ્ઞા કરો તે પ્રમાણે ચાલીશ, એજ નિશાની,” મહારાજે કહ્યું, “ત્હમો મ્હોટા લોક, અમારા જેવા મૂર્ખની આજ્ઞા શું પાળશો?” દૌલુશેઠે કહ્યું, “તમો કહેશો તે પ્રમાણે ચાલીશ.” મહારાજે કહ્યું, “તમો ચાલતા નથી અને હું કહેતો નથી.” દૌલુશેઠ મ્હોટા શ્રીમંત વ્યાપારી હોઇ બહુ અભિમાની હતા. હંમેશ મહારાજ પાસે આવી તે ઘડીભર બેસતા. મહારાજ કહેતા, “રોજ રોજ ના આવ્યાં કરો.” છતાં તે સાંભળતા નહીં. એક દિવસે મહારાજ પોતાની લ્હેરમાં હોઇ થોડા ગુસ્સામાં હોયા જેવા હોઇ વચ્ચે વચ્ચે રડતા પણ હતા. એ'વામાં દૌલુશેઠ આવ્યા અને મહારાજના પગ ઉપર માથું મૂકી તેમણે નમસ્કાર કર્યા. મહારાજે તરતજ તેમના માથા ઉપર એક બે લાત મારી ગાળો દઇ તેમને બહાર કહાડી મૂકયા. તે હાથ જોડી વડના ઝાડ નીચે ઉભા રહ્યા હતા. તેમની સાથે હંમેશ પ્રમાણે દસ પાંચ લોકો હતા તે પણ બધા હાથ જોડી, દૂર ઉભા રહ્યા. મહારાજ ગાળ દેતા દેતા, “જા, જા. અહીંથી ચાલી જા.” એમ કહેતાજ હતા. છતાં પણ તે દૌલુશેઠ પાછા હઠી ચાલ્યા જતા નહીં. દૌલુશેઠે મહારાજને પગે પડતી વખતે પોતાના જોડા બહાર કહાડી મૂકયા હતા. ગુસ્સામાંને ગુસ્સામાં તેમના તે જોડા હાથમાં લઇ તેમની સામેજ મહારાજ ગુસ્સાથી બોલ્યા, “જાય છે કે નહીં? નહીં તો ત્હારા આ જોડા હું મારા માથામાં મારી લઇશ.” એમ મહારાજે કહ્યું કે તરતજ દૌલુશેઠે દૂરથીજ સાષ્ટાંગ નમસ્કાર કર્યા, અને કહ્યું, “બાબા, એમ ના કરશો.” મહારાજ વધારેજ ગુસ્સે થઇ બોલ્યા, “શું પગે પડે છે માથું? નીકળ અહીંથી.” એમ કહી તેમના તે જોડા લઇ મહારાજે તે બેઉ હાથે પોતાના માથામાં મારવા માંડયા. તેમની તે અવસ્થા જોઇ દૌલુશેઠ વગેરે કોઇની પણ મહારાજ સામે જવાની હિમ્મત ચાલી નહીં. મહારાજે ગુસ્સામાં કહ્યું, “હું હવે

ત્હારે નામે સો વખત મ્હારા માથામા આ તારા જોડા મારી લઈશ." એમ કહી મહારાજ એક, બે ગણવા લાગ્યા. ભડાભડ માથામાં મારતા અને આંક ગણુતા જતા. આ જોઇ દોલુશેઠ ગભરાઇ ગયા અને સડક ઉપર જઇ ઉભા રહ્યા. સો ગણાઇ રહ્યા એટલે તરતજ મહારાજે તે જોડા તેના શરીર ઉપર સડક ઉપર ફેંકી દીધા અને દેવળમાં જઈ પડી રહ્યા. દોલુશેઠ પણ પગમાં ન પહેરતાં તે જોડા હાથમાં ઉંચકી ઘેર લઇ ગયા અને ઘેર જઇ તે જોડા "મહારાજના માથા ઉપરના" તેથી તેને ઉત્તમ પ્રકારનું મખમલ મ્હડાવી સુંદર જગ્યામાં, તેને માટે સુશોભિત ગાદી વગેરે કરી તેની ઉપર મૂકી તે જોડાની પૂજા કરતા, એમ પછી ખબર પડી.

મહારાજ પાસે ડૉ. પિલ્લે સાહેબ નિત્ય પ્રમાણે રોજ આવતાજ હતા અને થોડો વખત બેસી, મહારાજની લહેર હોય તો, પ્રસંગ પ્રમાણે કાંઇ બોલવાની જરૂર હોય તો બોલી ચાલ્યા જતા. કોઈ કોઇ વખત મહારાજના હાથની નાડી જોતા. એક મિનીટમાં કેટલા ધબકારા થાય છે તે પણ કોઇ કોઈ વખત તપાસતા. મહારાજને અન્ન પાણી છોડે સુમારે દોઢ વર્ષ થવા આવ્યું હતું. તેથી મહારાજના હાથની નાડીના ધબકારા ડૉકટર સાહેબ ગણવા લાગ્યા તો તે વીસની અંદર, બહાર, સુમારે અઢાર સુધી થયા. ડૉકટર સાહેબ બહુજ વિસ્મીત થયા. અને મહારાજના જેવી સ્થિતિ આજ સુધી કયાંઇ જોઈ નથી, એમ ફાવે તેને કહેતા. મસીદમાં પણ ડૉકટર સાહેબ સાઇબાબાને કહેવા લાગ્યા કે, "બાબા ખંડોબાના દેવળમાં મહારાજનું શરીર અન્ન પાણી વગર બહુજ પાતળું પડી ગયું છે અને નાડી બહુ શિથીલ (ધીમી) સૂક્ષ્મ થઇ ગઈ છે. દોઢ વર્ષ થયાં તેમના પેટમાં પાણીનું પણ ટીપું નથી. તેમને કાંઇ કહો." તે ઉપરથી વધારે ન બોલતાં સાઈબાબાએ કહ્યું, "અરે, ભાઈ (ડૉકટરને તે (ભાઉ) ભાઇ કહેતા) તેના હાથ, પગ, આખું શરીર બરૂ જેવું થઇ જશે. તેના અલ્લા માલિક છે." એટલાજ શબ્દો સાઇબાબાએ ઉચ્ચાર્યા.

પછી કેટલેક દિવસે ડૉકટર સાહેબ મસીદમાં સાઈબાબા પાસે

બેઠા હતા, સુમારે આઠ નવ વાગ્યાનો સમય હતો ત્યારે કોઈ ગૃહસ્થે સાઇબાબા પાસે બે કેરી આણી મૂકી. તે બેઉ કેરી હાથમાં લઇ સાઇબાબાએ તેનો વાસ લીધો અને બેઉ કેરીનું ચુંબન લીધાં જેવું કરી, ફરી ફરી વાસ લઇ તેમાંથી એક કેરી પોતાના ખોળામાં મૂકી અને બીજી સાઇબાબાએ પોતે ખાધી. ખોળામાં રાખેલી કેરી ડૉકટર સાહેબને આપી, ખંડોબાના દેવળમાં મહારાજ પાસે તે લઇ જવા ડૉકટર સાહેબને ઇસારો કર્યો. ડૉકટર સાહેબે તે કેરી હાથમાં લઈ "ખંડોબાના દેવળમાં મહારાજને આપું કે?" એમ સ્પષ્ટ પૂછયું તે ઉપરથી સાઇબાબાએ મ્હોટેથી કહ્યું, "અરે, હા." અને બોલ્યા, "અહીં તહીં ન જતાં હમણાજ જા." સાઇબાબાની આવી આજ્ઞા થતાંજ ડૉકટર સાહેબ તે કેરી લઇ મહારાજ પાસે આવ્યા. મહારાજ દેવળના ખુણામાં અર્ધા પડયા જેવા બેઠા હતા. ડૉકટર સાહેબે ખૂબ પ્રેમથી થોડું હસ્યા જેવું કરી તે કેરી મહારાજ આગળ મૂકી. મહારાજે કહ્યું, "કેમ, ડૉકટર સાહેબ, આજે મસીદમાં શું ચાલ્યું હતું. આજે કેરીના સંબંધમાં સાઇબાબાએ કાંઈ ગમ્મત કરી કે? આ કેરી મસીદમાંની હોય એમ મને લાગે છે. એવું મહારાજનું બોલવું—અંતર્જ્ઞાનથી જાણે બધું ખબરજ હોય એ પ્રમાણેનું સાંભળી ડૉકટર સાહેબે ખુશ થઇ બેઉ કેરીની મસીદમાં બનેલી હકીકત મહારાજને કહી અને કહ્યું, "સાઇબાબાએ એક કેરી ખાઇ બીજી ખાસ આપને માટેજ મારી સાથે મોકલી છે. એ ઉપરથી સાઈબાબાનો ઉદ્દેશ એજ કે આ કેરી આપેજ ખાવી એમ દેખાય છે. સાઇબાબાની આજ્ઞાનો ભંગ આપનાથી થઇ શકે નહીં માટે મહારાજ આપે આ કેરી ખાવીજ જોઇએ. અને સાઈ-બાબાનો બીજો પણ એવો ઉદ્દેશ જણાય છે કે આ કેરીથી હવે આપે અન્ન ખાવાની શરૂઆત કરવી. આજ સુધી અન્ન પાણી વગરની આપની કડક મ્હોટી તપશ્ચર્યા થઇ છે. ઉપરાંત ફાવે તેવાં મહેનતનાં કામો કરી આપે દેહને કષ્ટ આપ્યું છે તેથી સાઈબા-બાના મનમાં હવે આપનું આ તપ પૂરૂં કરવાનું ( કરાવવાનું ) હશે તેથી ખાવાપીવાની આજથી શરૂઆત કરવા માટે સાઇબાબાએ પોતાના હાથની કેરી પ્રથમ આપને આપી છે. આ ફળ સાઇબાબાએ પૂર્ણ

પ્રસાદ તરીકેજ આપ્યું છે માટે એનો સ્વીકાર કરી આપે તે મ્હારા દેખતાંજ ખાવું પડશે કે જેથી તે પ્રમાણે સાઇબાબાને કહેવાનું મ્હને સુગમ પડશે, આ'વી રીતે ખૂબ આગ્રહ પૂર્વક વિનંતી કરી તેથી, મહારાજે અનેક પ્રકારે "ના, ના" કહેતાં કહેતાં છેવટે "સાઇબાબાની જે લીલા હોય તે ખરી" એમ કહી, મહારાજે તે કેરી હાથમાં લઇ તેની વાસ લીધી, પોતાના હોઠને લગાડી, અને ફરી નીચે મૂકી કહ્યું, કે મ્હેં વાસ લીધી અને મ્હોંએ પણ લગાડી, તમો આટલું બોલ્યા તેથી તમારૂં માન રાખ્યું. હવે એનો ઉપયોગ તમો કરો." મહારાજે એમ કહ્યું એટલે ડૉકટર સાહેબે અતિશય લાડ અને પ્રેમથી વાત કરતાં કરતાં ખીસામાંથી ચાકુ કહાડયો અને, "મહારાજ, હું હવે એની ચીરીઓ કરી આપને આપું છું ત હયોજ" એમ કહી ડૉકટર સાહેબે તરતજ એ કેરીની એક ચીરી કહાડી અને બહુ પ્રેમથી તે તેમની સામે ધરી, 'હું લેવાનો નથી, મ્હારે નહીં જોઇએ' વગેરે ખૂબ પ્રકારે મહારાજ બોલ્યા છતાં તેમના મનમાં શું આવ્યું તે કોણ જાણે, તેમણે ડૉકટર સાહેબના હાથમાંથી તે ચીરી લીધી અને તેમના આગ્રહને લીધે તે ફક્ત જીભે લગાડી અને ખાધાં શિવાય એમની એમજ ડૉકટર સાહેબને પાછી આપી દીધી. ડૉકટર સાહેબે કહ્યું, "એટલી ચીરી તો ખાવી હતી! એ સાઈબાબાનો પૂર્ણ પ્રસાદ છે." મહારાજે કહ્યું, "પ્રસાદ નહીં હોય (મળે) તો એ મ્હને ચાલશે. પરંતુ હવે (અન્ન પાણી ન લેતાં) આખરે શું થાય છે તે મ્હારે જોવું છે!" ડૉકટર સાહેબે કહ્યું, "શું થવાનું? આપનું જે થવાનું તે થઇ ગયું. સાઇબાબા અને આપનામાં મ્હને ફરક દેખાતોજ નથી," પછી મહારાજે તે આખી કેરી ડૉકટર સાહેબને ખાવા કહ્યું તેથી ડૉકટર સાહેબે મહારાજે આપેલી તે ચીરી અને બાકીની બધી કેરી ખાધી. મહારાજે તેમાંથી જીભે લગાડતાં જે અંશ પેટમાં ગયો તેના કરતાં વધારે અંશ પેટમાં જવા દીધો નહીં. ડૉકટર સાહેબે કહ્યું, "મહારાજ, આપના હાથની નાડીના ધબકારા હવે બહુજ કમી થતા જાય છે. એક મિનીટમાં પંદર સોળ સુધી આવી ચૂકયા છતાં આપની વૃત્તિમાં આપના ચહેરા ઉપર, વા શરીર ઉપર કોઈપણ પ્રકારે વિપરીત

ચિન્હો દેખાતાં નથી પણ આપની મૂર્તિ તેજોમય દેખાય છે તે ઉપરથી મ્હોટી અઘટિત ઈશ્વરી શક્તિ આપનામાં આવી છે એમ દેખાઇ આવે છે. પરંતુ લોકો કેવા આંધળા છે ?" એ ઉપરથી મહારાજે કહ્યું, "અરે હાલ પંદર સોળ સુધી આવ્યા. એમ થતાં થતાં એક ઉપર આવે એટલે થયું ( પૂરૂં ) !" ડૅાકટર સાહેબે કહ્યું, "આપનું પૂરૂં કદી થઈ જશેજ નહીં. આપને હાથે જગતનાં ખૂબ મ્હોટાં મ્હોટાં કામો થવાનાં છે એવી મ્હારી પાકી ખાત્રી થઇ છે."

પછી કેટલેક દિવસે કાર્તિક મહિનાની અગીઆરસ આવી. તે દિવસે ઘણું ખરૂં બધાંને અપવાસજ હોય છે. બીજે દિવસે બારસે સાઇબાબાની પૂજા અને આરતિ કરનારા રા. સખારામ હરી ઉર્ફે બાપૂસાહેબ જોગને શી બુદ્ધિ થઈ તે કોણ જાણે પણ બપોરની આરતિ થયાં પછી બાપૂસાહેબે પૂછ્યું, "બાબા, ખંડોબાના દેવળમાં ઉપાસની મહારાજ, ખૂબ દિવસથી અન્ન પાણી શિવાય અપવાસી છે; માટે તેમને ખાવા માટે નૈવેદ્ય પીરસી લઈ જાઉં કે ?" સાઈબાબાએ થોડો વિચાર કર્યો જેવું કરી કહ્યું, "શું તું એને માટે જમવાનું લઇ જાય છે." "ઠીક, તારા મનમાં એમજ હોય તો લઈ જા." સાઇબાબાએ એમ કહ્યું તે ઉપરથી બાપૂસાહેબે ઘેર આવી એક ખુમચો પીરસ્યો અને આગળના દિવસના અપવાસવાળા ભૂખ્યા બાપૂસાહેબ, પોતેજ સ્હોળાં સાથે હાથમાં નૈવેદ્યનો ખુમચો લઇ ખંડોબાના દેવળમાં ગયા. દેવળનું બારણું અંદરથી બંધ કરેલું હોઇ મહારાજ ખૂણામાં પડ્યા હતા. બાપૂસાહેબ નૈવેદ્ય લઇ દેવળના બારણા આગળ આવ્યા કે તેમના સ્વભાવ પ્રમાણે બીધાં કે ગભરાયાં શિવાય ઘાંટો પાડી, "હું બારણું ઉઘાડો." એમ એમણે કહ્યું તે ઉપરથી મહારાજે પૂછ્યું, "કોણ છે ?" બાપૂસાહેબે કહ્યું, "હું, સખારામ, બાબાના કહેવાથી તમારે ખાવા માટે નૈવેદ્ય પીરસી લાવ્યો છું." એ સાંભળતાંજ મહારાજ એકદમ ગુસ્સે થઈ વ્હીડાઇ બાપૂસાહેબને ગાળ દેતાં દેતાં, "ચાલી જા" એમ બારણું ઉઘાડ્યાં શિવાય અંદરને અંદરજ બૂમ પાડતા રહ્યા. એટલામાં સાઇબાબાની ભક્તબાઇ ભીમાબાઇ ઉતાવળે ત્યાં આવી અને બારણા બહારથીજ,

બાબા, બાબા ( એ મહારાજને બાબા કહેતી ) તમારે માટે બાપૂસાહેબે નૈવેદ્ય આણ્યો છે. ઉઠો હવે એ કોળીઆ ખાઈ લો." એમ કહેતાં કહેતાં ભીમાબાઇએ એકદમ દેવળનું બારણું ઉઘાડયું. એટલે મહારાજ એકદમ ચ્હીડાઇ તેના શરીર ઉપર ધસ્યા અને દેવળની બહાર આવી તેને એક બે થપ્પડ મારી, 'તું શિષ્ટાઈ કરવા આવી છે કે ?" વગેરે તેને પણ ગાળબેળ કરવા માંડી. બાપૂસાહેબ, મહારાજ બહાર આવ્યા કે તરતજ પાછા હટી વડના ઝાડ નીચે નૈવેદ્યનો ખુમચો લઈ ઉભા હતા. બાપૂસાહેબ પણ સ્વભાવે સ્પષ્ટવક્તા હોવાથી તેમણે પણ મહારાજ સાથે ગુસ્સે થયા જેવું કરી અદ્ધાતદ્ધા ( મ્હોંમાં આવે તે ) બોલ્યાં કર્યું. "મ્હેં તમારે માટે નૈવેદ્ય આણ્યો અને સાઇબાબાએ કહ્યું તેથી આણ્યો. તો એનું શું કરવું ? તમારે ખાવો જોઇએ." મહારાજે કહ્યું, "જેમ બીજા નૈવેદ્ય લાવનારા અહીં નૈવેદ્ય લાવી બહારને બહાર કાગડા કુત્રાંને નાંખે છે તે પ્રમાણે ત્હમો અહીં કાગડા કુત્રાંને ખવરાવી ( ચાલ્યા ) જાવ." બાપૂસાહેબે કહ્યું, "મ્હેં તમારે માટે આણ્યો છે, કાગડા માટે નહીં." મહારાજે કહ્યું, "હું કાગડો કુત્રોજ તો છું. કાગડા કુત્રાને આપો એટલે મ્હનેજ આપ્યા જેવું થાય છે." બાપૂસાહેબે કહ્યું, "હું તે જાણુતો નથી. તમો ખાતા હો તો મૂકું નહીં તો લઈ જાઉંછું." મહારાજે ગુસ્સામાંજ કહ્યું, "કુત્રા કાગડાને નહીં નાંખે તો જા ચાલી અહીંથી." બાપૂસાહેબ પણ ભૂખ્યા હતા. હતા, બે વાગ્યાનો વખત, ઉપરથી તાપ અને નીચે પગ દાઝે એવી પરિસ્થિતિમાં તે પણ ગભરાઈ ગયા હતા તેથી એમણે ઘાંટો પાડી મહારાજને કહ્યું, "ત્યારે શા માટે અમને અહીં લાવવાની ફરજ પાડી ?" બાપૂસાહેબે આમ અદ્ધાતદ્ધા બોલ્યાં કર્યું; જલદી જતા પણ રહ્યા નહીં, તેથી મહારાજે એક ન્હાનો સાધારણ મ્હોટાં સોપારી જેવડો એક કાંકરો લઇ, તે જતા રહે તે માટે તેમના શરીર ઉપર માર્યો, અને તે તેમના ડાબા હાથ ઉપર લાગી થોડું લોહી નીકળ્યા જેવું થયું. પછી તો બાપૂસાહેબ ખૂબજ ગુસ્સે થઇ ફાવે તેમ બોલવા લાગ્યા. "મ્હને શા માટે પત્થર મારે છે ?" મહારાજે કહ્યું, "મ્હેં માર્યો તો તમે પણ

મારો." બાપૂસાહેબે કહ્યું, "હું શા માટે મારૂં. તમોજ મ્હને ફરીથી મારો એટલે તમને દેખાડું છું શું છે તે." મહારાજે કહ્યું, "અરે, એક મારીનેજ જો તમારા સંબંધનું કામ પૂરૂં થયું તો હવે ફરી શા માટે મારવા?" વગેરે વાદાવાદી કરતા બેઉ જણા સડક સુધી આવ્યા. એટલામાં ગામના કેટલાક લોકો ત્યાં ભેગા થયા. તે વખતે મહારાજના શરીર ઉપર કાંઇજ નહોતું. બાપૂસાહેબે ગામમાંના લોકોને કહ્યું, "પકડોરે આ'ને અને લઈ ચાલો સાઇબાબા પાસે. પેટમાં અન્ન નથી, પાણી નથી, બધાં હાડકાં પણ બહાર નીકળ્યાં છે છતાં એને મસ્તી કેટલી છે!" તે લોકો બાપૂસાહેબના ઓળખાણના હોઇ મહારાજને ગાંડા, પાગલ સમજી તેમના સારામાં રાજી ન હોનારામાંના હતા. પછી તેમનામાંથી બે ત્રણ જણા મહારાજને બેઉ બાજુએ હાથથી પકડી બાપૂસાહેબના વાડામાં (મકાનમાં) લઈ ગયા, ત્યાંની અંદરની ઓસરીમાં થાંભલા સાથે દોરડાંથી બાંધી મૂકયા, અને તે લોકો આમતેમ ચાલ્યા ગયા. બાપુસાહેબ પણ અંદર ઘરમાં જમવા (પારણા કરવા) ગયા. થોડી વારે બાપૂસાહેબ જમી રહ્યા એટલે એમણે મહારાજને છોડ્યા અને મસીદમાં લઇ ગયા. તે વખતે ખૂબ લોકો મહારાજની ગમ્મત જોવા ભેગા થયા. સાઇબાબાની સામે મહારાજને લઇ જઇ ઉભા કર્યા. મહારાજ, નીચું ડોકું ઘાલી, કાંઇ પણ બોલ્યા શિવાય ઉભા હતા. બાપૂસાહેબ વગેરે લોકોએ મહારાજ સંબંધી સાઇબાબા પાસે તકરાર ઉઠાવી. જવાબ આપવા ખાતર સાઇબાબા એટલુંજ બોલ્યા, "તે મ્હોટા અલ્લાનો છે. એને રસ્તે કોઇએ જવું નહીં." અને મહારાજ તરફ જોઇ કહ્યું, "અરે મુંગા ચુગા બેસી રહેવું." એવી રીતે થોડો વખત મહારાજ ત્યાં રહ્યા, પછી લોકોએ તેમને છોડી મૂકયા અને મહારાજ પોતાના મુકામ ઉપર દેવળમાં પાછા આવ્યા.

ગમે ત્યાં પણ સત્પુરૂષ, અવતારી વિભૂતિ પ્રકટ થાય અને જગતમાં તેનો પ્રભાવ ફેલાતો જાય એટલે તે સત્પુરૂષદ્વારા કોઇની કોઇ રીતની તો કોઇની કોઇ રીતની એવી જુદી જુદી વાસનાઓનો લોકોને લાભ થાય તે માટે સેંકડો ઠેકાણાંના સારા

માઠા સ્વભાવવાળા સ્ત્રી પુરૂષોનો મેળો ભેગો થાયજ છે. તે પ્રમાણે સાઇબાબા પાસે આવનારા લોકોમાં ગાંડો ન હોઇ, બળ-જબરીથી ઘેલછા ધારણ કરેલ, શરીરે સશક્ત એવો નાનાવલી નામનો ચાંદવડથી એક ગૃહસ્થ આવ્યો. તે કર્‌હાડો બ્રાહ્મણ હતો તે શિર્ડીમાં આવ્યો ત્યારથી ખોટીજ ગાંડાઇ ( ખોટુંજ ગાંડપણ ) ધારણ કરી ફાવે તે લોકોને ફાવે તે પ્રમાણે ત્રાસ આપતો. દેવળમાં આવી મહારાજને પણ તે અનેક રીતે ત્રાસ આપવા લાગ્યો. ગમે ત્યાંની ગમે તેવી દુર્ગંધ લાવી તે મહારાજના માથા ઉપર કે શરીર ઉપર નાંખતો, અને મહારાજની ગેરહાજરીમાં દેવળમાં હગી પણ ભરતો. કોઇની હજામતના વાળ, છાણ, કચરો ગુ વગેરે ભીનું ભીનું લાવી મહારાજના શરીર ઉપર નાંખતો, ગાંડા ઘેલા ચાળા કરતો. મહારાજની સામે ફાવે તેમ બોલવું, ગમે તે હાવભાવ કરવા, હાથ પકડી મહારાજને ગમે ત્યાં ચલાવવા ( ફેરવવા ) રાત્રે અપરાત્રે ( ગમે તેટલી રાત્ર વીતી હોય તો એ ) આવી મહારાજના દેવળનું બારણું હચમચાવી અંદર ઘુસી ત્રાસ આપવો, એવું એવું એનું ચાલતું. કોઈ કોઇ વખતે દોરડાં સાથે બાંધીજ મૂકતો. આ'વી રીતે એણે મહા-રાજનો અનેક રીતે છળ કરવા માંડ્યો. એક દિવસ મહારાજને, બળજબરીથી ખેંચી, મસીદમાં સાઇબાબા પાસે લઇ ગયો. મહા-રાજના શરીર ઉપર ફાટ્યા તુટ્યા લત્તા હતા તે શરીર ઉપરથી કહાડી લઈ લોકો વચ્ચે તેણે મહારાજને નાગા ઉઘાડા કર્યા અને તેમનો હાથ પકડી સાઇબાબાની સામે બધા લોકોમાં બેસાડતો જાય અને ઉઠાડતો જાય. આવી રીતે ખૂબ ઉઠ બેસ કરાવી અને તેમના નાગાં ઉઘાડાં શરીર આગળ પોતે વાંકુ ચુકુ મ્હોં કરી, કાંઈ બબડતાં બબડતાં મહારાજની આગળ પાછળ ફાવે તેવા ચાળા લાંબા વખત સુધી તે કરતો રહ્યો. પછી મહારાજના શરીર ઉપરનાં ફાટ્યાં તુટ્યાં પોતે પહેરી પોતે પહેરેલું ધોતીઉં તેણે મહારાજને પોતાને હાથે પહેરાવ્યું. આ આ પ્રકારે હવે તે રીતે મહારા-જનો તે વખતે છળ કર્યો; છતાં મહારાજે, વીસું બાહું કરી એક અક્ષર પણ ન બોલતાં તેને જેમ કરે તેમ કરવાજ દીધું.

સહનશક્તિની બહાર ગયું તે વખતે મહારાજ રડવા લાગ્યા; પરંતુ નાનાવલીને અથવા બીજા કોઇને પણ મહારાજની દયા આવી નહીં. છેવટે તેજ કંટાળ્યો; તે વખતે તેણે પોતાની મેળેજ મહારાજને કહ્યું, "જા." મહારાજ ત્યાંથી રડતા રડતા નીકળ્યા. જતાં જતાં વચ્ચેજ રસ્તા ઉપર ધોતીઉં કહાડી ફેંકી દીધું અને નાગા ઉઘાડાજ મહારાજ પોતાના મુકામ ઉપર દેવળમાં ગયા.

મહારાજને શિર્ડી આવે લગભગ સાડાત્રણ વર્ષ થવા આવ્યાં તેમાંથી પહેલું વર્ષ કોઈ વખત અન્ન પાણી ખાવું, કોઈ વખત ન ખાવું, એમ ગયું. પછી વર્ષ વીત્યાં પછીની સંક્રાંતિથી ખાવા પીવાનું તદ્દન બંધ થઈ ગયું અને લગભગ અઢી વર્ષો ઉપર વર્ણન કર્યા પ્રમાણે ગયાં. પછી એક દિવસે સાઇબાબાના નૈવેદ્ય-માંથી થોડુંક દુધ સાઈબાબાએ ડૉકટર પિલ્લેને આપી તેમને મહારાજ પાસે જવા કહ્યું અને 'તેને કહે એ લે તો જા." એમ ડૉકટર સાહેબને જતાં જતાં કહ્યું. તે દિવસ પણ સંક્રાંતિ ગયાં પછી સાત આઠ દિવસની અંદરનોજ દિવસ હતો. ડૉ. પિલ્લેએ તે દુધ મહારાજ પાસે લઈ જઈ સાઇબાબાએ કહ્યા પ્રમાણે મહારાજને કહ્યું. "સાઇબાબાની આજ્ઞા પ્રમાણે આપે આ દુધ લેવુંજ જોઇએ. એવી રીતે ખૂબ પ્રકારે ડૉકટર સાહેબે આગ્રહ કર્યો તેથી મહારાજના મનમાં આવ્યું કે, "સાઇબાબાના મનમાં હવેથી કાંઈ પણ લયાં કરવું એમ દેખાય છે." મન સાથે નિશ્ચય કરી તે દુધનો એકજ ઘોટ મહારાજે લીધો. ડૉકટર સાહેબે એમણે આણેલું બધુંજ દુધ લેવા માટે મહારાજને આગ્રહ કર્યો પરંતુ, "હાલ હું વધારે લેતો નથી. તે ઠંડું છે. આજ સુધી મેં કાંઈ પણ ખાધું નહીં અને મ્હારા શરીરને કોઇપણ પ્રકારે ત્રાસ વગેરે થયાં નહીં. હવે જો મ્હારે થોડું દુધ વગેરે લેવાં પડે તો શરીર પ્રકૃતિ કેમ રહેશે કોણ જાણે ? એમ મહારાજે કહ્યું. ડૉકટરે કહ્યું "આપ કાંઈ ચિંતા ન કરો, આપ શિર્ડીમાં રહેવા ઇચ્છતા નહોતા છતાં સાઇબાબાએજ ચાર વર્ષ રાખી લીધા છે તો આપની બધી જવાબદારી સાઇબાબા ઉપરજ છે. આપ પણ આજ સુધી તેમની આજ્ઞા પ્રમાણે ચાર વર્ષો કહાડતા આવ્યા છો માટે રહેલ

વખત દરમ્યાન સાઇબાબા બધું નિભાવી લેશેજ. આપની પાસે જગત્‌ના કલ્યાણની જે જે ચીજો એમને કરાવી લેવી હશે તે તે બધી તે કરાવી લેશેજ એમાં કાંઈ સંશય નથી. માટે કાંઇ પણ વિચાર કર્યા શિવાય આપ એટલું દુધ લઇ લો." મહારાજે કહ્યું,–"હવે આ વખતે તો કાંઇ લેતો નથી. પહેલેથી દુધ લેવાની મ્હને ટેવ નથી અને તે સદતું પણ નથી. એવો પહેલાંનો અનુભવ છે થોડીક કૉફી વગેરે લેવાનો પહેલાં કોઇ કોઇ વખત વહિવટ હતો" ડૉકટર સાહેબે કહ્યું, "ઠીક ત્યારે, આજે રાત્રે કૉફીજ કરી લઇ આવીશ," વગેરે વગેરે બોલવું થયાં પછી ડૉકટર સાહેબ ગયા. સંધ્યાકાળે ડૉકટર સાહેબ મસીદમાં ગયા ત્યારે (એટલે) એમણે સાઇબાબને પૂછ્યું, "મહારાજને એકદમ દુધ સદશે નહીં માટે એમાં થોડી કૉફી નાંખવી કે?" સાઈબાબાએ કહ્યું, "અરે, હા હા કાંઇ પણ આપવું અને કાંઇ પણ ખાવું, તેને કહેવું કે તું ગમે ત્યાં હોય પણ તારી પાસે હું છુંજ. ગભરાઈશ નહીં એમ કહે." બાબાના આ શબ્દ સાંભળી ડૉકટર પિલ્લેને બહુ આનંદ થયો. ડૉ. પિલ્લેને બીજાં કરતાં મહારાજનો સહુ-વાસ પુષ્કળ થયો હતો તેથી તેમનો મહારાજપર ખૂબ પ્રેમ બંધાયો હતો. તેથી ખૂબ આનંદથી (પ્રેમથી) દુર્ગાબાઈ કરમરકર પાસે આવી તેમને કહ્યું કે "સાઇબાબાની આજ્ઞા પ્રમાણે આજે મહારાજ માટે કૉફી કરી લઈ જવાની છે અને મહારાજે પણ તે લેવાનું કબૂલ કર્યું છે." દુર્ગાબાઈ આ પહેલાંજ પ્રસંગોપાત મહારાજ પાસે હંમેશ આવતાં હતાંજ અને મહારાજને માટે કાંઈ પણ કરવાની જરૂર હોય તે બધું દુર્ગાબાઇ કરતાં. મહારાજનું જે કાંઇ કામ હોય તે બધું દુર્ગાબાઇને કરવાની સાઇબાબા તરફથી પહેલાંજ આજ્ઞા થઇ હતી. તેથી તે પ્રમાણે રાત્રે નવ વાગે દુર્ગાબાઇએ પાણી નાંખ્યા શિવાય ગાયના દુધમાં પ્રમાણસર કૉફી અને ખાંડ નાંખી ઉકાળી દુધની કૉફી બહુ કાળજીથી તૈયાર કરી, ડૉકટર સાહેબને સાથે લઇ હાથમાં ફાનસ લઇ તે બેઉ જણાં દેવળમાં આવ્યાં. પછી મહારાજ સાહેબની કેટલીક વાતોચીતો થઇ રહ્યાં પછી દસ વાગ્યા બાદ

દુર્ગાબાઇએ આણેલી કૉફી, ગરમ ગરમ સુમારે અર્ધો કપ મહારાજે લીધી. ત્યારથી મહારાજ રોજ આખો દિવસ કાંઇ પણ ખાતા નહીં. ફક્ત રાત્રે અગીઆર વાગે એકજ વખત અર્ધો પોણો કપ કૉફી લેતા. પછી કેટલેક દિવસે થોડી થોડી વધારતા જઈ દોઢ બે કપ સુધી કૉફીજ તે લેતા.

આજ સુધી મહારાજ જો કે અન્ન પાણી શિવાય ઘણાએ દિવસો સુધી રહ્યા હતા છતાં તે દેવળમાં સ્વસ્થ પડી રહેતા નહોતા. ઘણું ખરૂં બહારજ મહેનતનાં કામો કર્યા કરતા. તેમાંએ જો કાંઇ કામ નજ જડે તો અહીં તહીંથી ખૂબ છાણ ભેગું કરી લઇ આવતા અને દેવળની સામેના ચોગાનમાં તેના છાણાં થાપી મૂકતા. છાણાં થાપતા થાપતા કોઇને અક્ષરે સ્પષ્ટ સમજાય નહીં એવી રીતના શબ્દોમાં પોતાના મન સાથેજ કાંઇ ગણગણતા જતા અને એક (બીજી) બાજુથી છાણાં થાપતા જતા. આમ ઘણા દિવસો સુધી છાણાં બનાવતા હતા. તેથી તે છાણાં બહુ ભેગાં થયાં હતાં. દેવળની અંદર જે ભાગમાં તે બેસતા હતા તેની ઉલટી (પીઠ પાછળ) બાજુના દરવાજાની પાછળ તે બધાં છાણાંનો ઢગલો રચી મૂકયો હતો. પછી જ્યારે મહારાજને દેવળ છોડવાનો વખત આવ્યો ત્યારે બધાં છાણાં મહારાજે દુર્ગાબાઈને સ્વાધીન કર્યા. ઉપરાંત કોઇનાં પણ મેલાં કપડાં, ન્હાનાં છોકરાંનાં ગુથી ભરેલાં કપડાં, તથા ગામમાંનાં કોઇનાં પણ કપડાં વિગેરે ધોવાનું કામ તે કરતા. તેવીજ રીતે ગમે તેનાં વાસણ કુસણ પણ ઘસી આપતા.

મહારાજ રાત્રે એક વખત કેમ ન હોય પણ કૉફી લે છે એ વાતની કોઇક કોઇકને ખબર પડ્યાથી ખૂબ જણાં મહારાજ માટે કૉફી લઇ આવતા. મહારાજ બધાંને કહેતા, કોઇએ લાવ્યાં ન કરવી, હું એટલી (બધી) કાંઈ લેતો નથી, છતાં લાવનારા લાવતાજ હતા. પરંતુ મહારાજે વધારેમાં વધારે ન્હાના બે કપથી વધુ લીધી નહીં. લીધાં પછી બાકી રહેલી કૉફી ડૉ. ચિટણીસ વગેરે કોઇ પાસે હાજર હોય તેને મહારાજ આપતા. ઉપરાંત ત્યાં કુત્રાં હતાં તેને પાતા હતા. કોઈ કોઇ વખત મહારાજની લહેર ન હોય તો તે લેતા પણ નહીં. કૉફી લેવાને સમયે જો મહારાજ ગુસ્સામાં

હોય તો તે કૉફી લાવનારને પાસે પણ આવવા ન દેતા, ગાળો દઇ કહાડી મૂકતા. એક વખત ડૉક્ટર પિલ્લે, ભાઇ, દુર્ગાબાઇ એવા ચાર પાંચ જણા હાથમાં ફાનસ તથા કૉફીનું વાસણ લઇ આવ્યા. મહારાજ તે વખતે ગુસ્સામાં હતા તેથી કોઇને અંદર આવવા દેતા નહોતા. પરંતુ મહારાજ મારે તો હરકત નહીં, પણ તેમને કૉફી પીવડાવીનેજ જવું એ વિચારથી દુર્ગાબાઇ, ડૉક્ટર પિલ્લે વગેરે બે ત્રણ જણા બળજબરીથી અંદર ઘુસવા માંડ્યા. આ જોઈ મહારાજે બધાંનાં કૉફીનાં વાસણો ઝુંટાવી લઈ ફેંકી દીધાં અને ફાનસ નીચે મૂક્યું હતું તે પણ ઉંચકી મહારાજે એક પત્થર ઉપર જોરથી દૂર ફેંક્યું. મહારાજની આવી સ્થિતિ જોઇ બધાં પાછા જવા નીકળ્યાં. મહારાજે જોરથી પત્થર પર ફાનસ નાંખ્યું (પછાડ્યું) હોવા છતાં તે ફુટ્યું નહીં, દીવો રજવાયો નહીં અને બત્તીનો ભડકો પણ ન થયો. ફાનસને એમને એમ જોઇ બધાંને આશ્ચર્ય થયું અને તે ફાનસ લઇ બધાં પાછાં ગયાં. પછી ગામમાં પેસતાં એક એવું આશ્ચર્ય થયું કે તે લોકોના હાથમાં બળતું પ્રકાશવાળું ફાનસ હોવા છતાં કૉફી લઇ આવેલાં બધાં લોકો આખા ગામમાં ફરી બહાર નીકળતાં, વળી ગામમાં જતા વળી બહાર નીકળતાં, એમ આખી રાત કરતાજ રહ્યા, પણ તેમને પોતાનાં ઘર જડ્યાં નહીં. આ લોકો કાંઇ નવા નહોતા. ઘણા દિવસથી શિર્ડીમાં રહેતા હોઇ તે બધાંને હંમેશનો અવર જવરનો રસ્તો ખબર હતો અને ગામ ન્હાનુંજ હતું. એમ હોવા છતાં તે બધા સમજણવાળા લોકોને કેટલાએ વખત સુધી ગામમાં પેઠાં પછી પોતાનાં ઠેકાણાં જડ્યાં નહીં એવા કાંઇ પણ ભુલાવામાં પડી ગયા. આનું બધાંને આશ્ચર્ય થયું અને એ સાઈબાબાની કહો અથવા મહારાજની કહો કાંઇ પણ લીલા હશે એમ તેમને લાગવા માંડયું. પછી સાઈબાબાની કાકડ આરતિનો ઘંટ થયો ત્યારે કેટલાક ગામના લોકોએ તેમને તેમનાં ઘરો દેખાડ્યાં.

એક વખત સાઇબાબા પાસે બ્રાહ્મણ જ્ઞાતિનો, બેઉ આંખે આંધળો એક ગૃહસ્થ શિર્ડી સહકુટુંબ આવ્યો. સાઇબાબાની કૃપાથી પોતાની આંખો સાજી થાય અને દેખાવા માંડે એ હેતુથી

સાઇબાબા પાસે તે હંમેશ જતો. પરંતુ સાઇબાબા તે આંધળા ગૃહસ્થને કદી સરળ ઉત્તર આપતા નહીં. પછી કેટલાક લોકોના કહેવાથી બે ત્રણ ગૃહસ્થોને સાથે લઈ તે આંધળો ગૃહસ્થ દેવળમાં મહારાજ પાસે આવ્યો. મહારાજ પોતાની જગ્યા ઉપર અર્ધા પડ્યા હતા. તે આંધળો ગૃહસ્થ નમસ્કાર કરી મહારાજ પાસે બેઠો અને પોતાની આંખો સારી થાય તે માટે મહારાજને વિનંતી કરવા લાગ્યો. મહારાજે તેના તરફ થોડો વખત જોયાં કર્યું અને પછી મ્હોટે મ્હોટેથી રાગ કહાડી રડવા લાગ્યા. લાંબો વખત સુધી રડતાં રડતાં છેવટે કહ્યું, "ભલા માણસ, આ'વા સાઇબાબા જેવા સમર્થ પાસે આવી પાપ વધારનારી આ'વી ચામડાની આંખો શા માટે માંગે છે ? તે સમર્થજ છે. આ ચામડાની આંખો આપવાનું એમને અશક્ય નથી, પરંતુ ચામડાની આંખો મેળવી હવે તારે શું કરવું છે ? ત્હારી આયુષ્ય મર્યાદાજ વધુ ન હોય તો આંખો મેળવે તને શો ફાયદો ? માટે સાઇબાબા પાસે આ બાહ્ય આંખો ન માંગતાં જ્ઞાન ચક્ષુ માંગી લે, અને તે જ્ઞાન ચક્ષુ મેળવવાનો તમારો અધિકાર છે !" એવુંજ બીજું કાંઇ ઉપદેશદાયક મહારાજ રડતા રડતા બોલતા હતા એવામાંજ તે ગૃહસ્થના હૃદયમાં એકદમ જ્ઞાન પ્રકાશ પ્રકટ થઈ તે ગૃહસ્થનું પણ હૃદય ભરાઇ આવી તે રડવા લાગ્યો અને કહેવા લાગ્યો. "આપની આજ્ઞા પ્રમાણે સાઇબાબા પાસે આ આંખો માગીશ નહીં. મ્હનેજ હવે મ્હારા હૃદયમાં પ્રકાશ પડી નિશ્ચય થયો છે કે, સાઇબાબા પાસે હવે જ્ઞાન ચક્ષુજ માંગીશ," વગેરે વગેરે સંભાષણ થયાં પછી તે આંધળો ગૃહસ્થ બધાં સાથે પાછો ગયો. આ ઉપરથી ધ્યાનમાં આવશે કે મહારાજને તે આંધળાની આયુષ્ય મર્યાદા સમજાઇ હોવી જોઇએ અને તેથીજ જ્ઞાન ચક્ષુ માંગી લેવા માટે એમણે એને ઉપદેશ કર્યો. તે પ્રમાણે સાઇબાબા પાસે તેણે પણ તેજ માંગણી કરી અને પછી એક મહિના પછી થોડા દિવસમાંજ બે ત્રણ દિવસ માંદગી ભોગવી ત્યાં ( શિર્ડીમાંજ ) તે ગુજરી ગયો. તેના મરણ પહેલાં તેને જ્ઞાન દૃષ્ટિ આવી તે પુષ્કળ લોકોને જ્ઞાનની વાતો કહેતો, અને આખરે આનંદમાં તેણે પોતાનો અંત આણ્યો. સાઇબાબાએ પણ તેને વિષે

ઉદ્‍ગાર કહાડ્યા કે, તે મર્યો નથી, તે તો અમર થઈ આનંદમાં ગયો. પણ તેની સ્ત્રી ફક્ત મરી ગઈ. એ'નો અર્થ તેની શરીર પ્રકૃતિ વા માયા મરી ગઈ. આ ઉપરથી તેનું ભવિષ્ય મહારાજને પહેલેથીજ સમજાયું હતું એમ સિદ્ધ થાય છે.

તેવીજ રીતે એક વખત જવ્હાર સંસ્થાનના અધિપતિ સહ-કુટુંબ સહ પરિવાર સાઇબાબાના દર્શને આવ્યા હતા. તે રાજાને મહારાજની ખબર પડી તેથી એક મ્હોટા ચાંદીના ખુમચામાં પુષ્કળ ફળો, મેવા તથા કેટલાક રૂપીઆ વગેરે ભરી ઉપર જરીથી ભરેલો રૂમાલ ઢાંકી તેમના એક કારકુન સાથે તે ખુમચો એમણે મહારાજને મોકલ્યો. તે કારકુનને જોતાંજ મ્હોટે મ્હોટેથી રાગ કહાડી રડતાં રડતાં તથા કેટલીક ગાળો પણ દેતાં દેતાં મહારાજે તેના હાથમાંનો તે ખુમચો લઈ દેવળની બહારને બહારજ વડના ઝાડ નીચે સડક પાસે ખાડામાં તે બધો ખુમચોને ખુમચો ફેંકી દીધો અને રડતાં રડતાં કહ્યું, ' જા હવે તારી ઉપર સાઇબાબાની કૃપા છે; સાઈબાબા એમના પગ પાસે તને કાયમ માટે રાખી લેશે અને તારૂં કલ્યાણજ છે." એમ બોલી મહારાજ દેવળમાં જવા લાગ્યા અને તે કારકુન દૂરથીજ સાષ્ટાંગનમસ્કાર કરી પાછો ગયો. આ બોલવાનો હેતુ શું હતો તેની કલ્પના પહેલાં કોઇને આવી નહીં. પરંતુ પછી ચાર પાંચ દિવસે તે કારકુનને એક રાત્રિએ કૉલેરા થયો અને બીજે દિવસે સ્હવારે શિર્ડીમાંજ સાઈ-બાબાના ચરણ ઉપર તેણે પોતાનો દેહ છોડ્યો ત્યારે, ' સાઈબાબા તને કાયમ માટે રાખી લેશે,' એ મહારાજના બોલોનો ઉદ્દેશ બધાના ધ્યાનમાં આવ્યો. જવ્હારના મહારાજા ઘણા દિવસો શિર્ડી રહ્યા અને તે દરમ્યાન રોજ એમનાં સ્ત્રી સાથે મહારાજ પાસે આવતા. મહારાજે પહેલાંજ કહ્યું, 'તમો સરકાર લોકો છો. તમારે યોગ્ય આ દેવળમાં જગ્યા નથી," પહેલાં કહ્યુંજ છે કે દેવળમાં ઘુંટણ જેટલો કચરો ભેગો થયો હતો. તે દેવળમાંની ગંદી જગ્યા જોઇને પણ કોઈપણ પ્રકારે કંટાળો ન કરતાં બહુ નમ્રતાથી તે રાજા બોલવા લાગ્યા, " મહારાજ હું આપની આગળ કોઇપણ પ્રકારે મ્હોટો નથી. હું આપની પાસે આવ્યો તે સર-કાર વા રાજા વગેરેનું મ્હોટાપણું વિસરી જઇ આવ્યો છું. માટે

આપની જગ્યા ગમે તેટલી ગંદી હોય તો પણ આપની પાસે બેસવામાં મ્હને આનંદજ લાગે છે. એમ સાંભળી મહારાજે તે રાજા અને રાણીને અંદર આવી બેસવા ઇસારો કર્યો અને તે બેઉ જણા કચરા કસ્તરમાં દેવળમાં બેઠાં. તે બેઉની સ્થિતિને અનુસરી મહારાજે કેટલોક ઉપદેશ કર્યો. તે સાંભળી, તેમને પ્રેમનો ઉભરો આવી, આંખદ્વારા અશ્રુ સારતા, હાથ જોડી, નીચું માથું કરી, તે બધો ઉપદેશ તે બેઉ (રાજા અને રાણી) સાંભળતાં બેઠાં હતાં. થોડે વખતે, "જા, હવે, સંધ્યાકાળ થઇ." એમ કહી તેમને જવા માટે મહારાજે પરવાનગી આપી. આ પ્રમાણે તે રોજ આવતા અને રોજ મહારાજની ઉપદેશપ્રદ વાત સાંભળતા.

હવે મહારાજના ચાર વર્ષો પૂરાં થવા આવ્યાં. આખર આખર તો મહારાજ પણ ત્યાંના લોકોના ત્રાસથી તદ્દન કંટાળી ગયા હતા. હવે ચાર વર્ષ બાબાની આજ્ઞા પ્રમાણે પૂરાં થયાં પછી આગળ જે થવાનું હોય તે થશે. પરંતુ આપણે હવે અહીંથી ગમે ત્યાં કેટલાક દિવસ તો જવું એમ મહારાજના મનમાં આવવા લાગ્યું. પછી થોડાજ દિવસમાં ડૉકટર પિલ્લેના સ્નેહી ડૉકટર ગણપતરાવ પંડિત નામના સરકારી નોકર હતા, અને જેમની નાગપુરની પાસે શિંદી ગામના દવાખાનામાં બદલી થઇ હતી તે, કામ ઉપર હાજર થતા પહેલાં સાઇબાબાને દર્શને આવ્યા. તેમને પણ યોગી સત્પુરૂષ જેવા મહાત્માઓના સહવાસનો છંદ હતો. ડૉકટર પિલ્લે ગણપતરાવ ડૉકટરને મહારાજ પાસે લઇ ગયા અને ગણપતરાવ ડૉકટરને પણ મહારાજ તરફ જોઇ એવી અપૂર્વ મહત્ વિભૂતીનું આજ પોતાને દર્શન થયું તેથી તે પોતાને ધન્ય ગણવા લાગ્યા. ખૂબ પ્રેમ તથા આદરથી તેમણે મહારાજને નમસ્કાર કર્યા કર્યા. તેજ વખતે મહારાજ એમને ત્યાં રહે અને એમની થોડી સેવાનો સ્વીકાર કરે એવી ઇચ્છા એમણે ડૉ. પિલ્લે મારફતે દર્શાવી. "શિંદી મ્હારી બદલી થઇ છે. હું પોતે ડૉકટર હોવાથી આપને શારીરિક તકલીફ કોઇ પણ પ્રકારે ન થવા દેતાં આપનું શરીર તદ્દન અસ્થિચર્મ થઇ

ગયું છે તેથી તેને ફુલ પેઠે હું લઇ જઇશ. શિર્ડીમાં આપને ફાવે તેટલા દિવસ અને ફાવે તેવી નિવાંત (એકાંત) જગ્યામાં કોઇનો પણ ત્રાસ થાય નહીં એવી રીતે હું આપને રાખીશ એમ એમણે સૂચવ્યું તે બધું સાંભળી લઇ મહારાજે ડૉ. પિલ્લેને કહ્યું કે, આ તમારા સ્નેહી ગણપતરાવને આજ પર્યંતની મ્હારી સ્થિતિ ખબર નથી અને મ્હને સાથે લઇ જવાની એ ઇચ્છા કરે છે! માટે તમારા સ્નેહીને કહો કે મ્હારી ભાંજગડમાં ના પડે. હાલ તમો બેઉ જાવ, ફરી પૂરતો વિચાર કરો. પછી મ્હને જે સૂઝશે તે કહીશ." મહારાજે એમ કહ્યાથી તે બેઉ ઉઠી ગયા. ગણપતરાવ ડૉકટરથી જેટલા દિવસ રહેવાય એમ હતું તેટલા દિવસ રહી તે દરમ્યાન અને પછી રજા પૂરી થવા આવી ત્યારે પણ, વચ્ચે વચ્ચેથી મહારાજને લઇ જવા માટે તે હંમેશ વિનંતી કરતાજ હતા. છેવટે ડૉ. પિલ્લેને મહારાજે કહ્યું, "આ તમારા ગણપતરાવ મ્હને લઈ જવા માટે એક સરખો આગ્રહ કરી રહ્યા છે અને અહીંથી કંટાળ્યાંથી થોડા દિવસ ગમે ત્યાં જઇ આવવું એમ મ્હારા પણ મનમાં વિચાર આવ્યો છે." ડૉ. પિલ્લેએ મહારાજને સલાહ આપી કે, "ગણપતરાવ ડૉકટર એ ભલા માણસ છે અને પોતે હોંશીઆર ડૉકટર છે. આપના શરીરની પરિસ્થિતિમાં કોઇ પણ સમજુ મનુષ્ય સાથે હોયાં શિવાય ક્યાંઇ પણ જવું ઠીક નથી તેથી જો આપને ક્યાંઇ જવાનું મનમાં હોય તો ગણપતરાવ ડૉકટર સાથેજ જવું સવડભર્યું થઇ પડશે અને એમ બને તો હું પણ આપની સાથે આવું અને આપને મ્હારે ત્યાં નાગપુર રાખીશ." ડૉકટર પિલ્લેની આવી સંમતિ મળી એટલે મહારાજે કહ્યું, "ગમે તેમ હોય પણ હું અહીંથી ક્યારે ગયો, ક્યાં ગયો વગેરેની કોઇને પણ ખબર ન પડવી જોઇએ, એવી રીતે ગુપ્તપણે (છાનામાના) મ્હને જો લઇ જાવ અને રાખો તો હું તમારી કે ડૉકટર ગણપતરાવ સાથે આવવાનો વિચાર કરીશ." મહારાજનું આ'વું બોલવું સાંભળી ડૉકટર પિલ્લેએ કહ્યું, "આપના જવાની વાત ગુપ્ત રહે એમ જો (ઇચ્છા) હોય તો આપ નીકળો તે દિવસે હું આપની સાથે ન

આવતાં, પ્રથમ ગણુપતરાવ ડૉકટરની સાથેજ આપની ગુપ્ત રીતે જવાની વ્યવસ્થા કરીશ અને હું ચાર આઠ દિવસ પછી પાછળથી આવીશ." (મહારાજને શિર્ડીમાં રહેવાનાં ચાર વર્ષો હવે પૂરાં થઈ ગયાં હતાં. મહારાજ પ્રથમ શિર્ડીમાં આષાડમાં આવ્યા અને હાલ ચાર વર્ષ પછીનો આષાડ થોડાજ વખતથી પૂરો થયો હતો.) આ પ્રમાણે ડૉ. પિલ્લે અને ડૉ. ગણુપતરાવ એ બેઉ વચ્ચે મહારાજનો જવાનો સંકેત તથા ગુપ્ત રીતે નીકળવાનો દિવસ પણ ઠર્યો. ગુપ્ત રીતે મહારાજ જઇ શકે તેવી સગવડવાળી એક બળદગાડી કરી, મહારાજનું કૉફી વિગેરે પીવાનું થઇ ગયાં બાદ, રાત્રે સુમારે બાર વાગ્યા પછી, બળદગાડીમાં ખૂબ નરમ નરમ ગાદી જેવું નાંખી, ડૉ. પિલ્લે અને ગણુપતરાવે મહારાજને ગાડીમાં બેસાડ્યા. આ વખતે પહોંચાડવા જવામાં ફક્ત ડૉ. પિલ્લેજ હતા. તેમની રજા લઇ અને સાઈબાબાનું સ્મરણ કરી મહારાજ ગણુપતરાવ ડૉકટર સાથે શ્રાવણ સુદ પાંચમે રાત્રે બાર વાગે શિર્ડી છોડી શિંદી જવા માટે, ચિતળી સ્ટેશને જવા નીકળ્યા. ડૉ. પિલ્લેને મહારાજનો ખૂબ સહવાસ હતો તેથી બહુજ દુઃખ થયું. તે રડતા રડતા પોતાને શિર્ડી મુકામે પાછા આવ્યા અને મહારાજના ગયાંની વાત ગુપ્ત રાખવાની એમણે ખબરદારી રાખી.

## પ્રકરણ બારમું

### નાગપુર અને શિંદીનો વસવાટ.

મહારાજ, ગણુપતરાવ ડૉકટર સાથે ચિતળી સ્ટેશન ઉપર આવી સ્હવારની દસની ગાડીએ મન્માડ જઇ બીજે દિવસે સ્હવારેજ શિંદી જઇ પહોંચ્યા. ડૉકટર ગણુપતરાવે ત્યાંના દવાખાનાનો ચાર્જ લીધો અને પહેલાંના ત્યાંના મુસલમાન ડૉકટર ત્યાંથી ગયા. એક બે દિવસમાં ગણુપતરાવની સ્ત્રી, મા વગેરે ત્યાં આવ્યાં. મહારાજ શિર્ડીથી નીકળ્યા ત્યારે તેમની પાસે પોતાનું એવું એક કાળી કામળ શિવાય કાંઇ નહોતું. તે કામળમાં પણ

હજારો જૂ પડી હતી એ પહેલાં કહ્યુંજ છે. કેટલાંએ વર્ષોથી મહારાજે સ્નાન નહોતું કર્યું. હાથ પગ શરીરને પાણી લગાડ્યું નહોતું તેથી શરીરપર ઠેર ઠેર અને હાથ પગ ઉપર મળના થેપ ચોંટ્યા હતા અને પડી પડીને બરડા ઉપર તથા કુલાં (ઢગરાં) ઉપર ક્યાંક ક્યાંક ઘારાં (ચાંદા જેવાં) પડ્યાં હતાં. મહારાજની આ'વી સ્થિતિ જોઇ, બે ત્રણ દિવસ થયાં પછી ગણુપતરાવે મહારાજની પ્રસન્નતા જોઈ, તેમને (મહારાજને) સ્નાન કરાવવા વિષે વાત કહાડી અને મહારાજે તેમને તેમ કરવા સંમતિ આપી. પછી પ્રથમ મહારાજની સંમતિથી એક ચતુર હજામ પાસે એમની હજામત કરાવી અને બે ચાર હાંડા પાણી તપાવી, મહારાજના શરીરને જ્યાં જ્યાં ઘારાં પડ્યાં હતાં ત્યાં ત્યાં અને આખે શરીરે તેલ વગેરે ચોળી અને પોતાની સ્ત્રીને પણ મદદમાં લઈ તે ઘારાંને ઔષધ સાબુ વગેરે લગાડી બધો મેલ કહાડી નાંખી સ્વચ્છ (પાણીથી) સ્નાન કરાવ્યું. સ્નાન વખતે મહારાજ તદ્દન નગ્નજ હતા. મહારાજનાં બધાં કપડાં શિર્ડીમાં જતાં રહ્યાં ત્યારથીજ તે નાગા ઉઘાડાજ રહેતા. કોઈ કોઈ વખત કામળ અથવા ફાટેલા લોચા શરીરપર લેતા. મહારાજની કામળે કદી પાણી જોયું નહોતું તેથી તેમાં ખૂબ જૂઓ પડી હતી. તેથી મહારાજ ન્હાવા બેઠા એટલે તેમને ન પૂછતાં, ખબર પડવા દીધાં શિવાય, તે કામળ ધોબીને ધોવા આપી અને મહારાજ સ્નાન કરી ઘરમાં જાય એટલે તેમને પડી રહેવા માટે નરમ ગાદી અને શરીર ઉપર લેવા માટે એક દુશાલો અને એક ધોતીઉં એ'વી વ્યવસ્થા કરી મૂકી હતી. આ જોઈ મહારાજે, "આ શું કરી મૂક્યું? મ્હારી કામળ ક્યાં છે?" ગણુપતરાવનાં સ્ત્રીએ કહ્યું, "આ ગાદી ઉપર તમો બેસો. પડવું હોય તો પડી રહો. આ તમારે માટેજ (તૈયાર) કરી રાખી છે; અને કામળમાં ખૂબ જૂઓ થઈ હતી તેથી તે ધોબીને ત્યાં ધોવા આપી છે," આ સાંભળી એકદમ ગુસ્સે થઈ મહારાજે તે બેઉ પતિ પત્નીને એક સરખી ગાળો દીધી, "મ્હારી કામળ મ્હને પૂછ્યાં શિવાય શા માટે આપી? તે મ્હારી કામળ મ્હને લાવી આપ

નહીં તો હું તારા ઘરમાં નથી રહેતો," ગુસ્સાથી આમ બોલી (ડૉકટરે) પાથરેલી ગાદી વગેરે બધું બહાર ફેંકી દીધું, મહારાજ એક ખૂણામાં નાગા ઉઘાડા પડી રહ્યા અને પડ્યા પડ્યા તેમને ગાળ દેતા દેતા "મ્હારી કામળ" કહી કહી રડતા પણ હતા. ડૉકટર સાહેબ તે ગામમાં નવાજ હતા તેથી તે ધોબીનું ઘર કે નામ તેમને ખબર નહોતાં તેથી તે ધોબીજ તેની રીત પ્રમાણે આઠ દસ દિવસે જ્યારે લાવી આપે ત્યારે આપે એ સ્થિતિ મહારાજે લક્ષમાં લઇ સંધ્યાકાળે એક જુનો કોથળો પડયો હતો તે એમણે પોતાની મેળે ઉંકલી નાંખી તે લાંબા કોથળાનું અર્ધું કંતાણ શરીર નીચે અને અર્ધું શરીર ઉપર લઈ તે રાત એવી રીતે કહાડી. તે વરસાદના દહાડા હતા, ઠંડી પવન ખૂબજ હતાં, છતાં તે એક કોથળાના ટુકડા શિવાય મહારાજ બીજું કાંઈ લેતા નહીં. ત્યારથી મહારાજની કામળ છૂટી અને (કોથળાનો) કંતાણનો ટુકડો આવ્યો, હાલ તો તેને પુષ્કળ વર્ષો થયાં છતાં હજીએ એક જુના કંતાણના ટુકડા શિવાય બીજું કાંઈ મહારાજ શરીરપર લેતા નથી. હંમેશ નાગા ઉઘાડા હોઈ લોકોની સમજુતી માટે તે ફાટ્યા તુટ્યા કંતાણનો ટુકડો શરીર ઉપર લીધાં જેવું કરે છે.

મહારાજ શિર્ડી છોડી ગયા ત્યારથી, પહેલાંના નિત્ય નિયમ પ્રમાણે વાસુકાકા, ભાઈ, સોની વગેરે લોકોનો મહારાજના દેવળમાં નૈવેદ્ય લઇ જઇ બહારને બહાર કુત્રાં કાગડાને ખવરાવવાનો નિયમ ચાલુજ હતો. મહારાજ દેવળમાં કે ગામ બહાર કયાંઇ કોઇને દેખાઇ આવતા નથી તેથી મહારાજ કયાં ગયા, કયાં ગયા એવી બૂમ બે ત્રણ દિવસ પછી શરૂ થઈ. ચાર પાંચ દિવસે ડૉ. પિલ્લે વગેરે ભકતો મસીદમાં સાઇબાબા પાસે બેઠા હતા એવામાં મહારાજ સંબંધે વાત કરતાં કોઈકે સહેજ કહ્યું, "ચાર પાંચ દિવસથી ઉપાસની મહારાજ ખંડોબાના દેવળમાં કે બીજે કયાંઈ દેખાતા નથી; તે કોઇને પૂછીને પણ ગયા નથી અને કોઇને તેમની ખબર નથી. ત્યારે તે કયાં હશે, કયાં ગયા ?" સાઈબાબાને તેમણે આમ પૂછ્યું તે ઉપરથી વધારે કાંઇ ન બોલતાં સાઇબાબાએ એટલુંજ

(ડૉ. પિલ્લે તરફ હાથ કરી) કહ્યું, આ ભાઇએ એમને સંતાડી રાખ્યા છે; એને બધી ખબર છે પણ તે કોઇને કહેતો નથી. "બાબા, તમોને પૂછ્યા શિવાય એણે કે'વી રીતે સંતાડી મૂકયા" સાઇબાબા "અરે તે શું પૂછે અને શું કહે, તે મ્હારીજ કળા છે. હવે મ્હારે એને જ્યારે લાવવો હશે ત્યારે લાવીશ." વળી કોઇએ કહ્યું, "બાબા, તેણે તમારી આજ્ઞા પ્રમાણે ચાર વર્ષો બહુ દુઃખમાં કહાડ્યાં, તેણે હાડકાંની સળીઓ કરી નાંખી, રક્ત માંસ તો તેમના શરીરમાં રહ્યાંજ નહોતાં, રાનો રાન ફરાવે તેવાં કષ્ટ કરતા ભટકતા હતા. પરંતુ, બાબા તમારા કહેવા પ્રમાણે તેને મ્હાળસાપતિ મળ્યા કે નહીં? સાઇબાબાઃ-"તેણે બહુ તપ કર્યું. આ'નાથીએ કઠણ બાર વર્ષે તપ તેણે કર્યું હતું અને ચાર વર્ષે બાકી રહ્યાં હતાં તે મ્હેં એના પૂરાં કરાવી લીધાં. તેના જેવું છે કોઇનું? મ્હાળસાપતિજ શું, બધુંજ તેને મળ્યું. તમો ફક્ત રોટલા ખાઇ ગુના પોદળા કહાડ્યા જાવ"

ડૉ. પિલ્લેને પણ કોઈ કોઇ મહારાજ વિષે પૂછવા લાગ્યા પરંતુ તેમણે કોઇને કાંઈ પણ પત્તો લાગવા દીધો નહીં. મહારાજ હવે અજ્ઞાત વાસમાંજ હતા એમ કોઈ કહેવા લાગ્યું. પછી ચાર આઠ દિવસે ડૉ. પિલ્લેએ મુંબાઇ જવા માટે રજા માંગી અને સાઇબાબાએ પણ તે આપી. અને 'મુંબાઈ મ્હારે કાંઇ કામ છે તે માટે મુંબાઈ જાઉં છું એમ લોકોને કહી ડૉ. પિલ્લે પ્રથમ મુંબાઈ ગયા અને ત્યાંથી પરભાર્યા એકદમ શિર્ડી આવ્યા. ત્યાં મહારાજ અને ગણપતરાવની મુલાકાત વગેરે લઈ એક બે દિવસ પિલ્લે શિર્ડી રહ્યા અને ગણપતરાવ અને મહારાજની સલાહથી ડૉ, પિલ્લે મહારાજને નાગપુર લઇ ગયા. નાગપુર સિતાબર્ડીમાં ડૉ. પિલ્લેએ એક મ્હોટું નવું ઘર બાંધ્યું હતું. ત્યાં માળ ઉપર એક ખોલીમાં મહારાજની ઇચ્છાથી તેમને રાખ્યા. ડૉ. પિલ્લેને મહારાજે તાકીદ કરી હતી કે એ બાબત સંબંધે કોઈ પણ જાતનો ઘોંઘાટ ન થવા દેતાં તેમને એકાંતમાં રહેવા દેવા. તે પ્રમાણે ડૉ. પિલ્લેએ પણ વધુ બૂમાટો કર્યો નહીં. ડૉ. પિલ્લેના બ્રાહ્મણ જાતના મરાઠે અટક વાળા એક ભક્તિ પ્રિય ગૃહસ્થ હતા. તેજ પ્રમાણે વૈદ્ય અટકવાળા એક

વકીલ હતા. એવા એ ચાર સ્નેહીઓ હોઇ તેમને સાધુ સંતો વિષે ખૂબ પ્રેમ હતો. તેથી ફક્ત એ'વા ગૃહસ્થોને આવવા માટે મહારાજ પાસે પિલ્લેએ રજા માંગી લીધી હતી. તેથી મરાઠે અને વૈદ્ય હંમેશ આવતા. ડૉ. પિલ્લેની સ્ત્રી પણ શિર્ડીમાં ડૉ. પિલ્લે સાથે હતીજ. તે વખતે મહારાજનાં અને તેનાં ઓળખાણ પરિચય થયાં હતાંજ તેથી તેણીએ પણ, મહારાજ પોતાને ઘેર આવ્યા તેથી પોતાની ધન્યતા માની (પોતાનાં ધન્ય ભાગ્ય સમજી) મહારાજની સવડ પ્રમાણે ચાલવામાં તે તત્પર રહેતી. ધન્ય તે ડૉ. પિલ્લેને અને એની સ્ત્રીને કે તેમને ઘેર આ'વા તપસ્વી યોગી પુરૂષને રહેવાનો યોગ આવ્યો.

મહારાજ રોજ સ્નાન કરતા નહોતા. કોઈ કોઈ વખત કોઈની ન્હવરાવવાની ખરી હોંસ દેખાઇ આવે તો તે ન્હાઇ લેતા. તે પ્રમાણે ડૉ. પિલ્લેની સ્ત્રીની મહારાજ ઉપર ખરી ભક્તિ હતી તેથી તેણીના આગ્રહને લીધે તે (ન્હાવાનું) કબુલ કરતા. મહારાજની પૂર્ણતાએ પહોંચેલી બ્રહ્મ અવસ્થા જોઇ, ઉપર કહેલા મરાઠે તથા વૈદ્યની બેઉ સ્ત્રીઓ, અને ડૉ. પિલ્લેની સ્ત્રી મળી ત્રણે સ્ત્રીઓ ભેગી થઇ ભક્તિથી મહારાજને તેલ વગેરે ચોળી ન્હવરાવતાં. ગમે ત્યારે ન્હાવા વખતે મહારાજ નગ્નજ રહેતા. કોઈ કોઇ વખત આ ત્રણે અને એ ત્રણેના વરો બધાં મળી મહારાજને નગ્ન પણેજ ન્હવરાવતા. મહારાજને સ્ત્રી, પુરૂષ સારૂં, માઠું, બ્રાહ્મણ શૂદ્ર, શ્રીમંત, ગરીબ, સુખ, દુ:ખ વગેરે વગેરેના સંબંધ કોઇ પણ પ્રકારે લેશ માત્ર પણ રહ્યો નહોતો અને પૂર્ણ નિર્વિકલ્પ અવસ્થા પ્રકાશિત થયાને લીધે તેમનો સહવાસ કરનારાને પણ કલ્પના રહિત અવસ્થા આવે એ સાહજીકજ છે. નાગપુર આવે મહારાજને પંદર દિવસ થયા કે તરતજ ગણપતરાવ ડૉકટર શિર્ડીથી નાગપુર આવ્યા અને ડૉ. પિલ્લેને કહ્યું, "ગણેશ ચતુર્થી આવી છે. તે દિવસ માટે મહારાજને મ્હારે ત્યાં શિર્ડી મોકલો. હું તેમને લઇ જવા આવ્યો છું. મહારાજને પણ ગણપતરાવ ડૉકટરે વિનંતી કરી કે, "ગણેશ ચતુર્થીને દિવસે મ્હારો જન્મ દિવસ છે. તે દિવસે આપ મ્હારી પાસે રહો એવી મ્હારી તથા મ્હારી માની બહુ

ઇચ્છા છે. આ માટે આપ ગમે તેમ કરી ચાલો." હા ના કરતાં કરતાં એમના ખૂબજ આગ્રહને લીધે ડૉ. પિલ્લેએ પણ અનુમોદન આપ્યું અને મહારાજ ફરી શિર્ડી ગયા. ગણેશ ચતુર્થીને દિવસે ગણપતરાવ ડૉકટરે લોકોની રીત પ્રમાણે માટીના ગણપતીની પૂજા વગેરે કરી મહારાજને પણ સાક્ષાત્ સિદ્ધિ વિનાયક ગણપતીજ પોતાને ઘેર આવ્યા છે એમ સમજી મહારાજ ના, ના કહેતા હતા છતાં તેમણે મહારાજની પૂજા કરી. આજ સુધી હંમેશ પ્રમાણે મહારાજ રાત્રે એકજ વખત કૉફી લઇનેજ રહેતા હતા. ગણપતરાવનો ગણેશ ચતુર્થીને દિને જન્મ દિવસ હતો તેથી અને ગણેશ ચતુર્થીના પણ નિમિત્તે તેમનાં માતુશ્રીએ પુરણ તૈયાર કરી પુરણના મોદક પણ તૈયાર કર્યા હતા; અને તે નૈવેદ્યનો ખુમચો ગણપતરાવ અને તેમનાં માતુશ્રીએ ભેગાં થઈ, મહારાજ આગળ આણી મૂકયો; અને તેમાંનો થોડો ભાગ મહારાજને લેવા માટે બધાં આગ્રહ કરવા લાગ્યાં. એટલે મહારાજ ગુસ્સે થયા. "મ્હેં આજ સુધી અન્ન ગ્રહણ કર્યું નથી તો તમો શા માટે આગ્રહ કરો છો? હું અન્નને સ્પર્શ કરવાનો નથી. મ્હારૂં કૉફી લેવાનું જે ચાલુ છે તેજ ઠીક છે." એમ ગુસ્સે થઈ, "આ ખુમચો ઉંચકો અહીંથી. આ'વો ખેલ કરવાને શિર્ડીથી અહીં આણ્યો કે?" વગરે પુષ્કળ પ્રકારના શબ્દો વડે મહારાજે તેમની માને અને તેમને, મધુર શબ્દોથી, ગુસ્સે થઈ તેમજ અનેક પ્રકારે સમજાવી તે ખુમચો તેમની પાસે ઉંચકાવ્યો. ગણપતરાવ, તેમનાં માતુશ્રી, તથા તેમની સ્ત્રી બધાંએ મહારાજને કહ્યું "બાબા (આ લોકો મહારાજને, બાબા કહેતા હતા) તમો થોડુંએ ખાતા નથી અને અમારી તો ખૂબ ઇચ્છા છે કે આપે થોડું ઘણું ખાવું. આપે આજથી ખાવાની શરૂઆત કર્યા શિવાય અમો પણ કોઈ અન્ન ગ્રહણ કરીશું નહીં. સાઈબાબાની એવીજ ઇચ્છા હોવી જોઈએ કે આજ સુધીના આપના અપવાસનાં પારણાં અમારે ત્યાંજ આજે થાય અને સાઈબાબાનો તેવો સંકેત હોવો જોઈએ તેથીજ આજે આપના અહીં આવ્યાંનો સુયોગ આવ્યો અને અમને પણ દૃઢ ઇચ્છા થઈ કે આપને આજથી રોજ થોડું થોડું અન્ન ખવરાવવું અને તે પ્રમાણે તમો

અમોને મારો કે કાંઈ પણ કરો તોએ અમો આજથી ખવરાવશુંજ નહીં તો અમો બધાં આજથી ન ખાતાં અપવાસ કરીજ મરશું." આ ઉપરથી મહારાજ દાંત કચકચાવી બોલ્યા, "જાવ તમો નીકળો અહીંથી. ત્યાં અપવાસ કરો કે ફાવે તે કરો. હું તમારૂં (કાંઇ) સાંભળતો નથી." એમ કહી પોતાના કંતાણનો ટુકડો મ્હોંપર લઇ (માથાપર ઢાંકી) તે સ્વસ્થ પડી રહ્યા. અને તે બધાં પણ નિરાશ થઈ સંધ્યાકાળ સુધી ભૂખ્યાં બેસી રહ્યાં. વચ્ચે વચ્ચે મહારાજને ખાવા માટે વિનંતી કરતાંજ હતાં. મહારાજ પણ તેમને ગાળો દઇ કહાડી મૂકતાજ હતા અને વચ્ચે વચ્ચે રડતાજ હતા. એમ થતાં થતાં રાતે દસ અગીઆર વાગ્યા. મહારાજનો રોજના નિયમ પ્રમાણે કૉફી લેવાનો વખત થયો ત્યારે મહારાજે કહ્યું, "હું આજે કૉફી કે કાંઇ પણ લેવાનો નથી." છતાં તેમની સ્ત્રી કૉફી કરી મહારાજ આગળ લાવ્યાં, સાથે એમણે કરેલી રસોઇમાંથી બે ચાર કોળીઆ પુરણપોળી ઘીમાં મેળવી અને બે ચાર કોળીઆ જેટલાં દાળભાત જેમ ન્હાનાં છોકરાંને માટે લાવે તેમ તેટલુંજ લઇ આવ્યાં. આ જોઇ મહારાજને ફરી રડવું આવ્યું અને રડતાં રડતાં કહ્યું, આજે તમે બધું મ્હારા મનવિરૂદ્ધ કરી રહ્યાં છો. તમારા જેવાં હઠીલાં માણસો મ્હને ત્રાસ આપી રહ્યાં છે. મ્હને તમો પરમેશ્વર સમજો છો અને મ્હારી વિરૂદ્ધ તમો ચાલો છો તે માટે તમને કાંઈ લાગતું નથી ને ?" છેવટે ના ઈલાજે તે બધાં અપવાસીજ છે, અને તેમની તે ભક્તિ જોઈ મહારાજને પણ તેમની દયા આવી, આગ્રહ છોડવો પડયો. છેવટે બે કોળીઆ ભાતના લઇ તે ઉપર કૉફી પીધી અને કહ્યું, "મ્હારૂં કાંઇ બગડે તો મ્હારે ભોગવવું પડશે ને ?"

ડૉક્ટર—"મહારાજ કાંઇ નહીં બગડે કાંઈ ચિંતા ના કરો." એમ કહી તે પોતે જમવા ગયા અને મહારાજ પડયા પડયા સાઇબાબાની લીલાનો વિચાર કરતા રહ્યા કે, "આપણી અન્ન ખાવાની શરૂઆત આ ડૉક્ટર મારફતે થઇ એ સાઈબાબાની ઈચ્છા, હવે જેમ થવાનું હોય તેમ થાય, થોડું થોડું હવેથી ખાતા જવું." ત્યારથી મહારાજ કૉફી લેવાની વખતે ફક્ત રાત્રે એકજ વખત થોડો સાત્વિક

અને મૃદુ આહાર લેવા લાગ્યા. પરંતુ તેનું પરિણામ એમને આગળ બહુ ત્રાસદાયક રીતે ભોગવવું પડયું. અન્ન પાણી લેતા નહોતા, થોડી અમસ્તી કૉફી ઉપર રહેતા હતા ત્યાં સુધી કાંઈ વિકાર નહોતો. હવે અન્ન ખાવા માંડયાને ચાર પાંચ દિવસે તેમના પેટમાં મળ ભેગો થઇ તે દુખવા માંડયું અને ઝાડો ન થાય એવું થયું. ઝાડાની હાજત થાય પણ બહાર પડે નહીં એવી સ્થિતિ થાય એટલે મહારાજ તે ડૉકટરને રોજ ગાળ દેતા. છેવટે તે ડૉકટરે મહારાજને એનીમા આપી મળ બહાર કહાડયો.

ડૉકટર:—"ઘણા વર્ષોથી આપના પેટમાં અન્ન પાણી નથી તેથી હાલ અન્ન ખાધાં પછી પ્રથમ ઝાડો બહાર નીકળતાં થોડો ત્રાસ થશે. પરંતુ પછી રીત પ્રમાણે થયાં કરશે."

મહારાજ:—(ગુસ્સે થઈ) "શું માથું રીત પ્રમાણે થયાં કરશે. તું મ્હને મારવા બેઠો છે. મ્હને આમ રમાડવાનો છે એ મ્હને ખબર નહોતી, નહીં તો હું તારી સાથે આવ્યોજ ન હોત. મ્હને મ્હારે નાગપુર જવા દે, ડૉ. પિલ્લે બિચારા, મ્હારી વિરૂદ્ધ તે કદી વર્ત્યા નથી અને વર્તતા નથી. તું જાતનો બ્રાહ્મણ હોઈ મ્હારી સાથે ખાટકી પેઠે ચાલી રહ્યો છે આ તારી સ્ત્રી પણ વેશ્યા જેવી કાળી મેશ, મ્હને ત્રાસ આપવાના ત્હારાં કામમાં મદદ કરે છે. તમો બેઉએ બેઉ જણા મહામૂર્ખ રામોશી જેવાં છો. ઉપરથી માત્ર, બાબા, બાબા કરોછો; મ્હારાં પેટનાં આંતરડાં સરસ સુરક્ષિત હતાં, પણ બધું પેટ બગાડી નાંખવાનો તમોએ ધંધો માંડ્યો છે. હું નથી અહીં રહેવાનો, મ્હને નાગપુર પહોંચાડી દો. ગાય જેમ કસાઈના હાથમાં પડે તેમ હું મ્હારે ગરીબ નબળો પડી ગયેલો તારા હાથમાં આવ્યો તેથી શું મ્હારી સાથે કસાઈ જેવો ધંધો કરવો?" વગેરે વગેરે. એવી રીતે બીજી કાંઈ પણ વાત ન કરતાં પતિ પત્નીને અનેક પ્રકારે ગાળો દેતા. "હવે ફરી હું ખાવાનુંજ મૂકી દેઉંછું," એમ મહારાજે કહ્યું એટલે ડૉકટર નમ્રપણે કહેવા લાગ્યા કે, "હાલ ચાર પાંચ દિવસથીજ અન્ન શરૂ થયું છે. માટે હાલ તે બંધ કરવું એ બરોબર નથી. થોડું થોડું ખાતાં ખાતાં પેટનાં આંતરડાંને શક્તિ આવે એટલે

આપો આપ ઝાડો સાફ થઈ ત્રાસ નહીં થાય. માટે ખાવાનું છોડવું નહીં. મહારાજે પણ અન્ન શરૂ કર્યુંજ હતું તેથી રોજ થોડું થોડું ખાવાનો ક્રમ ચાલુજ રાખ્યો. પછી ફરી ચાર પાંચ દિવસે ઝાડાની હાજત થઈ આવે પણ ઝાડો ન થાય તેથી લાંબા વખત સૂધી મહારાજને કરાંજતાં બેસી રહેવું પડતું હતું. કરાંજતાં કરાંજતાં તદ્દન થોડો ઝાડો બહાર પડતો. પછી આ ત્રાસથી મહારાજને સુકા ખીલવાળો ( મસા ) હરસનો રોગ ઉત્પન્ન થયો. રોજ થોડો ઝાડો થતો અને તે માટે ખૂબ કરાંજવું પડતું. તેથી થોડા દિવસમાંજ હરસનો મસો ખૂબજ વધી ગયો અને લીંબુ જેવડી ગાંઠની ગાંઠ ઝાડા વખતે બહાર આવતી તેથી તેમને બહુજ ત્રાસ થયો. છેવટ પંદર દિવસમાં તે મૂળવ્યાધિના હરસની ગાંઠ વધતીજ જવાથી તેનું મહારાજને બહુજ દુઃખ થવા લાગ્યું. ડૉકટરે તે માટે મલમ વગેરે ખૂબ ઉપાયો કરી જોયા પરંતુ તેથી કાંઈપણ ફાયદો થયો નહીં. છેવટે મહારાજે તે ડૉકટર ઉપર ખૂબજ ગુસ્સે થઈ ગાળ દેતાં દેતાં કહ્યું, તું ડૉકટર શેનો છે ? તું હજામ છે હજામ. હવે એક હજામનો અસ્રો મ્હને લાવી આપ એટલે ઝાડે ફરતી વખતે જે ગઠ્ઠો બહાર આવે છે તે હું મ્હારે હાથે કાપી નાંખું.” ડૉકટરઃ—તમો તમારે હાથે ન કાપતા. અમારા શાસ્ત્ર પ્રમાણે રીતસર ઓપરેશન કરી નાંખીશ.

મહારાજ—“ તારા માથાનું શાસ્ત્ર. તું કાંઇ કરીશ તો વળી વધારે બગાડી મૂકીશ. હું તારે હાથે કપાવવાનો નથી અને તારૂં હથીઆર પણ મ્હારે નહીં જોઈએ. મ્હને એક હજામનો અસ્રો લાવી આપ એટલે હું મ્હારી મેળે કાપી નાંખીશ.

ડૉકટર—“ તે અસ્રાથી આપનાથી નહીં બને તેથી આપ તે કામ ના કરતા. આપની ઇચ્છા નથી તો હું પણ નથી કરતો. કારણ આપની તે હરસની ગાંઠ બહુ મ્હોટા પ્રમાણમાં વધી ગઇ-છે. તેથી હું સિવિલ સર્જનને અહીં લાવવાની વ્યવસ્થા કરૂં છું. તે મ્હારા ઉપરી અધિકારીજ છે. સ્વભાવે તે બહુ સારા અને દયાળુ છે. તેને હું અહીંજ લાવવાની વ્યવસ્થા કરૂં છું. તે જાતે પારસી હોઇ પાસેજ વર્ધામાં રહે છે. શિંદી એ ગામ વર્ધા જીલ્લાનું છે તેથી

વર્ધાના સિવિલ સર્જનનાજ તાબામાં આ શિદીનું દવાખાનું છે. આવા મ્હોટા મહત્વના કામમાં તેમને અહીં આવવામાં કાંઇ હરકત નથી," વગેરે વગેરે કહી તે ગણુપતરાવ ડૅાક્ટરે સિવિલ સર્જનને તેમની રીત પ્રમાણે એક કાગળ લખી મોકલ્યો. તે પત્ર પહોંચતાંજ બીજે કે ત્રીજે દિવસે તે સિવિલ સર્જન એકદમ શિદી આવ્યા. તેમણે મહારાજને જોયા. થોડું કરાંજતાંજ બહાર આવેલી તે હરસની ગાંઠ પણ જોઈ અને ગણુપતરાવ ડૅાકટરને તે હરસના ઑપરેશન માટે બે ત્રણ દિવસની અંદરનો એક દિવસ ઠેરવી, "હું અમુક દિવસે ઑપરેશન કરવા અમુક ગાડીએ આવું છું તે દિવસે ઑપરેશનની બધી તૈયારી કરી મૂકજો, અને જુલાબ વગેરે આપી સ્વચ્છ કરી મૂકજો." એમ કહી તે સિવિલ સર્જન તરતજ પાછા ગયા.

પછી સિવિલ સર્જને કહેલા દિવસે એટલે બે દિવસમાંજ ગણુપતરાવે મહારાજના ઑપરેશન માટે જે હથીઆરોની જરૂર હતી તે બધાં તૈયાર કરી મૂકયાં અને મહારાજને પણ જુલાબ વગેરે આપી સ્વચ્છ કરી મૂકયા. ગાડીનો વખત થતાંજ ગણુપતરાવ ડૅાકટર શિદી સ્ટેશન ઉપર હાજર થયા અને સિવિલ સર્જન સાહેબને સ્ટેશન પરથી દવાખાનામાં લઈ આવ્યા. દવાખાનામાં આવતાંજ સિવિલ સર્જન પ્રથમ મહારાજને મળ્યા અને પૂછયું, ઑપરેશન કરીએને ?

મહારાજ– મ્હને કલૅારોફૅાર્મ આપ્યાં શિવાય કરતા હોય તો કરો. સર્જન સાહેબ—તમારા ઑપરેશનનું કામ બહુ મ્હોટું છે અને અતિનાજુક જગ્યાનું છે તેથી પુષ્કળ વખત લાગશે. તેમાંએ તમારી પ્રકૃતિ અશકત થઇ ગઈ છે. હથીઆર વગેરે અંદર ઘાલી અમારે તે ગાંઠ બહાર કહાડવી પડશે. કલૅારોફૅાર્મ આપ્યાં શિવાય એ કામ કરવું બહુ જોખમ ભર્યું નીવડશે અને તેથી આપને પણ બહુ દુઃખ થશે. આ'વાં કામો મ્હેં કલૅારોફૅાર્મ આપ્યાં શિવાય હજી સુધી કર્યાં નથી. માટે કલૅારો-
ફૅાર્મ [illegible]

મહારાજઃ-કલૉરોફૉર્મ આપી નિશ્ચલ રહેવું પડે છે એટલુંજ ને ?” તે કલૉરોફૉર્મ આપ્યાં શિવાયજ હું નિશ્ચલ રહું છું એટલે થયું. હું કોઈ પણ પ્રકારે તમારૂં કામ થાય ત્યાં સુધી હાથ પગ થોડા સુદ્ધાં હલાવીશ નહીં પછી તો થયું ને ? તમો તમારે મ્હને કલૉરોફૉર્મ આપ્યુંજ છે એમ સમજી જેટલો વખત જરૂર હોય તેટલો વખત તમો તમારી મેળે ઑપરેશનનું કામ રીત પ્રમાણે કર્યા કરો. એમ જો તમારાથી ન બને તો હું ઑપરેશન કરાવવાનો નથી. હું મ્હારી મેળે હજામનો અસ્ત્રો લઈ કાપી નાંખીશ.” એમ કહ્યું તે ઉપરથી સાહેબ હસવા જેવું કરી વિચાર કરવા લાગ્યા. એટલામાં ગણુપતરાવ ડૉક્ટર તેમની સાથે અંગ્રેજીમાં કાંઈ બોલતા બોલતા ચાલ્યા ગયા અને પોતાની બેસવાની જગ્યામાં તેમને લઈ જઈ ચ્હા પીવાડતા બેઠા. ચ્હા પાતાં પાતાં ગણુપતરાવ ડૉક્ટરે મહારાજ સંબંધી બધી હકીકત થોડામાં સિવિલ સર્જનને સમજાવી અને કલૉરોફૉર્મ શિવાય ઑપરેશન પૂરૂં થાય ત્યાં સુધી તેનું દુઃખ અતિશય છે છતાં તે મહારાજ સહન કરી શકશે, એટલુંજ નહીં પણ તે દુઃખ તેમને બીલકુલ જણાશે પણ નહીં એવું મહારાજમાં યોગ સામર્થ્ય છે એમ ગણુપતરાવ ડૉક્ટરે સિવિલ સર્જનને દ્દઢતાથી કહ્યું. તે પરથી સાહેબે પણ “એમ છે તો કલૉરોફૉર્મ શિવાય જ ઑપરેશન કરૂં છું.” એમ કબુલ કર્યું. દિવસે બે વાગ્યાને સુમારે કલૉરોફૉર્મ આપ્યાં વગરજ ઑપરેશન કરવાનું ઠેરવી મહારાજને ઑપરેશન રૂમમાં લઈ ગયા. ત્યાં ટેબલ ઉપર એક મીણુ કાપડ પાથર્યું હોઈ એક ઓશીકું ઓશીકાંની જગ્યાએ હતું તેની ઉપર મહારાજને સુવરાવ્યા. મહારાજે કહ્યું, “તમને જે પ્રમાણે સવડ પડે તે પ્રમાણે મ્હારા હાથ પગ મૂકી લો, હું કોઈ પણ પ્રકારે હાલચાલ કરીશ એવી શંકા રાખશો મા. હું મ્હારે નિશ્ચલ પડી રહું છું. તમો ફાવે તે કરો.” એમ કહી તેમને સવડ પડતું પડે એવી રીતે સ્વસ્થ પડી રહ્યા. ગણુપતરાવ ડૉક્ટર ટેબલ પાસે મહારાજની છાતી ઉપર જમણો હાથ રાખી ઉભા હતા અને પગ આગળ એક મુસલમાન કમ્પાઉંડર ઉભો હતો. ગણુપતરાવ, ત કમ્પાઉંડર અને સિવિલ સર્જન

સાહેબ એ ત્રણ શિવાય ત્યાં બીજું કોઈ નહોતું. સાહેબે છેવટે પૂછયું, 'કરૂં શરૂ?' મહારાજે કહ્યું, "કરો." સાહેબે મહારાજને કહ્યું. "ગભરાશો નહીં." મહારાજે પણ સાહેબને કહ્યું, "આપ પણ ના ગભરાશો. આપની રીત પ્રમાણે બધું કરજો. ભગવાન્ આપને જશ આપશે." એમ કહી મહારાજ સ્વસ્થ રહ્યા. સાહેબે ગુદદ્વારમાં હથીઆર વગેરે ઘાલ્યાં. ડૉકટરની રીત પ્રમાણે ઑપરેશનનું કારખાનું (કામ) શરૂ થયું. હરસની ગાંઠ હથીઆર વડે બહાર કહાડી કાપી નાંખી અને કેટલીક લાલ પટ્ટીઓ તપાવી તે કાપેલી જગ્યા ઉપર ડામ દેઈ તે જગ્યા બાળી મૂકી, ત્યાર પછી ટાંકા મારી સીવવાનું કામ વગેરે વગેરે બધું થઈ ઑપરેશન પૂરૂં થવા માટે તેમની રીત પ્રમાણે જેટલો વખત લાગે તેટલો લાગ્યો. ત્યાં સુધી કોઈ પણ પ્રકારે હાલ્યાં ચાલ્યાં શિવાય મહારાજ સ્વસ્થજ હતા. વચ્ચે વચ્ચે "ગભરાવ નહીં. તમારી રીત પ્રમાણે બરોબર થવા દો," એમ કહેતા હતા. એ પ્રમાણે ઑપરેશનનું કામ પૂરૂં થયાં પછી મહારાજને એક સ્વતંત્ર (અલાહદી) ઓરડીમાં દવાખાનાની રીત પ્રમાણે એક લોખંડના ખાટલા ઉપર બિછાનું પાથર્યું હતું તે ઉપર લાવી સુવરાવ્યા. સાહેબે મહારાજના પગ ઉપર માથું મૂકી નમસ્કાર કર્યા અને મહારાજનાં બહુ વખાણ તથા સ્તુતિ કર્યાં. આવું મહારાજનું યોગબલ જોઈ તેમને બહુ આશ્ચર્ય થયું અને તેમણે ગણપતરાવ ડૉકટરને કહ્યું કે, "ફરી જરૂર પડે તો મ્હને તાર કરી બોલાવશો એટલે હું તાબડતોબ (તરતજ) આવીશ." પછી ચ્હા પાણી લઈ સિવિલ સર્જન સાહેબ વર્ધા ચાલ્યા ગયા.

પછી ગુદદ્વારનો ઘા (જખમ) સારો થાય તે માટે ગણપતરાવ ડૉકટર કંઈક ઔષધ ત્રણ ચાર દિવસ સુધી ગુદદ્વાર ઉપર લગાડતા હતા. પરંતુ તે ઘા કાંઈ તરત સારો થયો નહીં અને વેદના વગેરે શરૂ થઈ. મહારાજ હંમેશ ગણપતરાવ ડૉકટરને ગાળો દેતા, "મ્હારી ગાંડનો ખીમો ચૂંથો કરી નાખ્યો. મ્હારૂં ઘર બગાડી નાંખ્યું. હું આનંદ સુખમાં હતો. મ્હારી સુખની આંખ દુઃખમાં નાંખી, વગેરે વગેરે બોલી

તેમની પર મહારાજ ખૂબ ગુસ્સે થતા. એક દિવસ આખો દિવસજ સણકો માર્યા કર્યો (વેદના થયાં કરી). મહારાજે ડૉક્ટર લગાડતા હતા તે ઔષધ બંધ કરી નાંખ્યું અને સંધ્યાકાળે સાત આઠ વાગે ગણુપતરાવની સ્ત્રીને બોલાવી કહ્યું, “બે ચાર ભિલામાં એક ડુંગળી, હળધર, એક ન્હાની વાટકી, ઘી અને સ્ટોવ્હ એટલું જલદી લઈ આવ.” પછી તે પોતાના પતિને પૂછીને લાવે એટલામાં ગણુપતરાવ ડૉક્ટર મહારાજ પાસે આવી બોલ્યા, “બાબા ઑપરેશન કર્યું છે તે ઉપર અમારાજ ઈલાજે ઠીક. તમો ઘી ભિલામાં વગેરે ન લગાડો. તેથી વધુ બગડશે. ઘીનો અંશ લાગે તો કીડા પડે છે.” મહારાજ ખૂબજ ગુસ્સે થઇ ગયા અને દાંત કચકચાવી ફરી તેને ઉતારી પાડી ગાળો દઈ, “નીકળ અહીંથી. તારૂં ડહાપણ મ્હને ના કહે. તારૂં પેશંટ હોય ત્યાં ત્હારી અક્કલ ચલાવ. મ્હારી ગાંડમાં કીડા પડશે કહે છે તો પડવા દે. તારી ગાંડ ફાવે તેવી દુષ્કૃતિથી ભરી છે; તારી ગાંડ પ્રથમ તો તારાથી સુધરતી નથી! મ્હારી ગાંડની તને શી અક્કલ છે!” એમ કહી તેમને કહાડી મૂક્યા તેમની સ્ત્રી પાસેજ હતી તેને કહ્યું, “મ્હેં કહેલું બધું આણ્યું કે? લઈ આવ બધું. તારા વરનું ન સાંભળતી.” એમ કહ્યાથી તે બધી જણસો લઈ આવી. તેમ કરવા ડૉક્ટર ના કહેતા હતા છતાં તેમનું ન સાંભળતાં તેમની (ડૉક્ટરની) સ્ત્રી પાસે પોતાની નજર સામે સ્ટોવ્હ ઉપર કાંદા (ડુંગળી) ભિલામાનું પોટીસ તૈયાર કરાવી તેની પોટલી પોતાના હાથમાં લઈ પોતેજ ગુદદ્વાર શેકતા બેઠા. ગણુપતરાવનાં સ્ત્રીએ કહ્યું, “બાબા હું શેકું છું.” મહારાજે “ના ના” કહ્યું છતાં બળજબરીથી મહારાજના હાથમાંથી તે પોટલી લઈ તેણીએ શેક કર્યા કર્યો. મહારાજ પોતે, ઓ મા, ઓ બા ઓ બા, કહેતા કહેતા એક સરખા હુંકારા મારતા પડી રહ્યા હતા. એક કલાક આવી રીતે શેક કરાવી પછી તે પોટીસ મહારાજે ગુદદ્વાર ઉપર બાંધી લીધું. આજ ઉપાય બે ત્રણ દિવસ કર્યા કરવાથી ત્યાં આવતો સણકો (થતી વેદના) વગેરે બંધ થઈ ગયા ઘણુ સારો જણાતો આવ્યો, પરંતુ જેવો જોઈએ તેવો ઝાડો સાફ થતો નહીં. આખી

ચાર પાંચ દિવસમાં ઘા તો સારો થઈ ગયો. પરંતુ ઝાડાનો વધુજ ત્રાસ થવા લાગ્યો. ઘણા વખત સુધી કરાંજતાં બેસવું પડતું. એક દિવસ, દહાડે દસ અગીઆર વાગે મહારાજ ઝાડે બેઠા હતા, ઝાડો કાંઈ થતો નહોતો, વા પણ છૂટે નહીં અને કરાંજવાનો ફક્ત ત્રાસ થતો હતો. એટલામાં ગણુપતરાવ ડૉક્ટર પોતાના દવાખાનાનું કામ આટોપી મહારાજ પાસે આવ્યા. મહારાજે તેમને અંદર બોલાવી લીધા અને પાસે ખુરસી હતી તે ઉપર બેસવા કહ્યું. મહારાજ કરાંજતાં બેઠા હતા અને કરાંજતાં કરાંજતાં બહુ પ્રેમથી ડૉકટરને ઉપદેશપ્રદ વાતો કહેતા હતા. (કોઈ કોઈ વખત મહારાજ ગણુપતરાવને પાસે લઈ પ્રેમથી વાતો કરતા). બોલતાં બોલતાં ઉપરાચાપરી (વારંવાર) કરાંજવાનો પ્રસંગ આવતો. તે વખતે મહારાજ કહેવા લાગ્યા, "જુઓ આ કરાંજવાનો કે'વો વેગ આવે છે? ઝાડો બહાર આવતો નથી અને વા પણ છૂટતો નથી. તમારો કાંઇ દોષ નથી. હજી મ્હારે મ્હારૂં પુષ્કળ ભોગવવાનું હશે તેથી આ ભોગ ઉત્પન્ન થયો. છો ન સારૂં થાય તો. હવે જેમ હોય તેમ હુંજ મ્હારે સહન કરીશ, એટલે થયું." એટલામાં ગણુપતરાવ ડૉકટર બોલ્યા, "હું એક સાદો ઉપાય કહું છું. આપ કબૂલ કરો તો હાલ ને હાલજ વા પણ છૂટશે અને થોડો ઝાડો પણ થઈ જશે."

મહારાજ:—ઠીક જે ઉપાય કરવો હોય તે કરો પરંતુ ત્રાસ ન થાય તો ઠીક.

ડૉકટર—"ના, ના, બાબા, હું જે ઉપાય કહું છું તેનો ત્રાસ નથીજ. બહુ કાંઈજ કરવાનું નથી." એમ કહી તેમણે પોતાના ખીસામાંથી એક સીગારેટની પેટી કહાડી—અને તેમાંથી એક સિગારેટ કહાડી દીવાસળી ઘસી સળગાવી અને મહારાજના હાથમાં આપવા લાગ્યા.

મહારાજ:—આ શું? [illegible] પેઠે એ પીવા કહો છો. અને મ્હારી પણ [illegible] કરો છો? હું તો કદી પીતો નથી.

ડૉકટર:—[illegible] મ્હેં આપને [illegible]

આનો પડે છે તેવી—આણી છે તેથી આપ એકવાર પી જુઓ. એટલે હમણા વા પણ છૂટશે અને ઝાડો પણ થશે." તેમના કહ્યાથી, મહારાજને જો કે ઇષ્ટ (લાગતું) નહોતું, છતાં મહારાજે તે થોડીક મ્હોંએ લગાડી. બે ચાર દમ લીધા એટલે તરતજ દમ જેવા મ્હોટા અવાજથી પવન છૂટયો. તે વખતે મહારાજ એકદમ હસ્યા અને ગણુપતરાવ પણ હસ્યા અને બોલ્યા, "જુઓ, અમારો ઉપાય લાગુ પડયો કે નહીં? હજી બે ત્રણ દમ લેશો કે ઝાડો પણ થશે. મહારાજે ફરી તે સીગારેટ પીવા માંડી. ફરી થોડીજ વારમાં ફૂર ફૂર અવાજથી વા છૂટયો અને તે સાથેજ થોડો ઝાડો પણ બહાર પડયો. તેને લીધે (કરાંજ્યાંનો) આવતો વેગ કમી થયો અને મહારાજ શૌચ વિધિ આટોપી ઉઠયા. ગણુપતરાવ બેઠાજ હતા. તરતજ તે તેમને થયેલો ઝાડો પોતે ઉંચકી લઇ ગયા.

મહારાજને હરસનું ઑપરેશન કર્યું હતું છતાં ખૂબ વખત કરાંજ્યાં શિવાય એમને ઝાડો થતો નહીં આ'વી રીતે રોજ ઝાડા સંબંધે મહારાજને ત્રાસ થતોજ. એમ થતાં થતાં મહારાજને શિર્ડી આવે બે ત્રણ અઠવાડીઆં થયાં. ડૉ. પિલ્લેને મહારાજના ઑપરેશનની ખબર પડતાંજ તે આવ્યા અને એક દિવસ રહી મહારાજની ઇચ્છા પ્રમાણે મહારાજને લઇ ગયા. ત્યાર પછી મહારાજની યોગ્ય શુશ્રુષા ડૉ. પિલ્લે અને તેની સ્ત્રી કરતાં. મહારાજ વિષે થોડી ખબર ગામમાં પ્રસર્યાથી કોઈ કોઈ મહારાજ પાસે આવવા લાગ્યા તે મહારાજને ન ખપ્યું તેથી ડૉ. પિલ્લેને મહારાજ પૂછવા લાગ્યાં, "ડૉકટર સાહેબ, લોકોને કોણે ખબર આપી!"

ડૉ. પિલ્લે—"અમો કોઈ લોકોમાં બોલ્યાં નથી. લોકો આવવા લાગ્યા તેને શું કરવું?" બુટીસાહેબના ચિરંજીવ કેશવરાવ શિર્ડીમાં હતા ત્યારે તેમનું અને મહારાજનું ખૂબ ઓળખાણ હતું. તેથી કેશવરાવ બુટીએ મહારાજને પોતાને ઘેર લઇ જવા માટે ખૂબ આગ્રહ કર્યો. મહારાજને કોઇને ત્યાં જવું નહોતુંજ. બહુ આગ્રહ કર્યો ત્યારે મહારાજે કહ્યું, "શિર્ડીમાં હું હતો ત્યારે તમોએ જોયુંજ છે કે હું ગામમાં બહાર, ઉકરડા, ઝાડી, ગંદી

જગ્યામાં પડી રહેતો અને દેવળમાં પણ કેટલીએ દુર્ગંધ તથા કચરો ભેગો થયો હતો. આ બધું તમને ખબરજ છે, આ'વી રીતે મ્હારા જેવા હરપ્રકારે દુર્દશા ભોગવનારાને તમારા રાજવિલાસી મકાનમાં શા માટે લઈ જાવ છો? છતાં કેશવરાવ બુટીસાહેબે મહારાજને લઈ જવા માટે પુષ્કળ આગ્રહ ચલાવ્યોજ હતો. પરંતુ મહારાજ કાંઈ ગયા નહીં. અને કેટલાક બ્રાહ્મણ લોકો—પહેલાં કહેલા મરાઠે અને વૈદ્યની સ્ત્રીઓ રોજ સંધ્યાકાળની વખતે નૈવેદ્ય લઈ મહારાજ પાસે આવતાં. મહારાજને લહેર આવે તો તેમાંથી થોડું લઈ ખાતા. એક દિવસ મહારાજ બધા ઉપર ગુસ્સે થયા અને કોઈને પણ પાસે આવવા દે નહીં. ડૉ. પિલ્લે અથવા તેની સ્ત્રી કોઇ પણ આવતું તો તેને ગાળ દેઈ કહાડી મૂકતા. સંધ્યાકાળે રોજ પેઠે વૈદ્ય અને મરાઠેની સ્ત્રી સ્હોળું પહેરી મહારાજ માટે નૈવેદ્ય લઇ આવ્યાં અને મહારાજ માળ ઉપર હતા ત્યાં લઈ ગયાં, તેમને ઉપર આવેલાં જોઇ, મહારાજે તેમની ઉપર ગુસ્સે થઇ, તેમને જતાં રહેવા કહ્યું. હું આજે કોઇનું કાંઈ ખાવાનો નથી. તમો તમારો નૈવેદ્ય લઇ જાવ વગેરે મહારાજે ગુસ્સે થઇ કહ્યું છતાં તે બેઉ સ્ત્રીઓ બહુ હીંમ્મતવાળી હતી, તેઓ પોતાના નૈવેદ્યના ખુમચા લઇ આગળજ આવવા (વધવા) લાગ્યાં અને "અમો તમને ખવરાવ્યાં શિવાય જવાનાંજ નથી." એમ કહી ધૃષ્ટતાથી આગળ આગળજ વધવા લાગ્યાં. મહારાજે વધારે ગુસ્સે થઈ તેમના નૈવેદ્યના ખુમચા દાદર નીચે ફેંકી દીધા અને તેમને પણ માર મારી દાદર નીચે કહાડી મૂક્યાં. તે દિવસે મહારાજે કાંઇપણ ખાધું નહીં. બીજે દિવસે મહારાજે ડૉ. પિલ્લેને કહ્યું, "મ્હને એક બે હાણકાં લાવી આપો." પછી મહારાજ સંધ્યાકાળ થયાં પછી સાત આઠ વાગ્યાને સુમારે હાથમાં હાણકું લઇ ઘેર ઘેર ભિક્ષા માગવા નીકળ્યા. જ્યાં બ્રાહ્મણોની ગલી હતી ત્યાં બે ત્રણ ઘેર ભિક્ષા માંગી અને તે (મળેલી) ભિક્ષા પોતાના મુકામપર લઇ આવ્યા. મહારાજને શું? ચાર કોળીઆ ખાવા હતા તે તેમણે ખાધા અને બાકી રહેલું અન્ન ડૉ. પિલ્લેના ઘરમાં આપી દીધું, જે પ્રસાદ તરીકે બધાંએ પ્રેમથી ખાધું.

આ પ્રમાણે કોઇનું પણ નૈવેદ્ય ન લઇ, ભિક્ષા માટે જવાની અનેક પ્રકારે ડૉ. પિલ્લે વગેરે ના કહેતા હતા છતાં મહારાજ કોઇનું પણ ન સાંભળતાં રોજ સંધ્યાકાળે સાત આઠ વાગે જુદે જુદે ઘેર ભિક્ષા માગવા જતા. ભિક્ષા માગી આવ્યા પછી મહારાજનું ભોજન થાય અને પછી વધેલું અન્ન પ્રસાદ તરીકે લેવા માટે ખૂબ લોકો ભેગા થતા. ખાવા (ભોજન) વખતે મહારાજ એકલાજ રહેતા. ખાતી વખતે બીજું કોઈ હોય તો તે તેમને ચાલતું નહીં. એવીજ રીતે એક દિવસે સંધ્યાકાળે સાત આઠ વાગે ભિક્ષા માંગવા માંડ્યા પછી કદી પહેલાં ન ગયેલા એ'વે જુદેજ ઘેર ભિક્ષા માટે ગયા. તે ઘરમાં બે ત્રણ જણ બેઠા હતા. તેમને લાગ્યું કે, 'ભિક્ષાને બહાને (આવેલ) આ કોઈ પણ ચોર ભામટો હોવો જોઇએ, શરીર ઉપર કંતાણનો ટુકડો અને હાથમાં હાણકું લઈ આ'વે રાત્રિને કવખતે ભિક્ષા માંગે છે. રાતને વખતે કોઇની કાંઇક વસ્તુઓ બહાર પડી હોય છે તેથી અથવા એવીજ કાંઇ ભામટાગિરી કરવાના ઉદ્દેશથી આ વખતે આ ભિક્ષા માંગતો ફરે છે. એ'ને દિવસે ભિક્ષા માંગતાં શું થયું હતું?" હાથમાં ફાનસ લઇ બહાર આવી મહારાજ તરફ જોતા જોતા તે બે ત્રણ જણા આમ બોલતા હતા. તેમાંથી એકે મહારાજને એક બે ગુમ્મા લગાવ્યા. મહારાજે કહ્યું, અરે, તમો બ્રાહ્મણ છો; હું પણ બ્રાહ્મણ છું. આખો દિવસ મ્હેં કાંઈ ખાધું નથી, આ વખતે ભૂખ લાગી અને કોઇ પણ બ્રાહ્મણને ત્યાં ભિક્ષા માંગવાના હેતુથી તમારૂં બ્રાહ્મણનું ઘર જોઈ આવ્યો. તેમાંએ હું માંદો છું અને મ્હને ભિક્ષા ન આપતાં ઉલટો માર આપ્યો એ શું તમો સંભાવિતો (મ્હોટા) ને શોભ્યું કે?" એ ઉપરથી તેણે કહ્યું. "બસ, બસ, ખબર છે તે. તું બ્રાહ્મણ છે તે. ગુમ્માની ભિક્ષા આપી જા હવે."

મહારાજ:—"ઠીક, ભાઈ" આ ઘર આગળ આવતાં પહેલાં બે ત્રણ ઘરેથી માંગતાં મળેલી ભિક્ષા હાણુકાંમાં હતી તેટલીજ લઈ પછી બીજે ક્યાંઇ ન જતાં મહારાજ પોતાના મુકામપર આવ્યા. જે બે કોળીઆ ખાવાના તે ખાઈ બાકીનું અન્ન લોકોએ

પ્રસાદ તરીકે લીધું. બાકી રહેલું અન્ન મહારાજ પોતે પ્રસાદ તરીકે વહેંચતા નહીં. મહારાજ કહે એટલે કોઈ પણ બ્રાહ્મણ આવી તે ઉંચકી જતો અને નીચેના લોકોને થોડું થોડું વહેંચી આપતો. આવી રીતનો પ્રસાદ વહેંચવાની વખતે તે દિવસે મહારાજ ખૂબ આનંદમાં માળ ઉપરથી નીચે આવ્યા, એટલે તરતજ ભેગા થયેલા લોકો સ્વસ્થ બેઠા હતા તે ઉઠી વિવેકસર ઉભા રહેવા લાગ્યા. મહારાજે કહ્યું, “ઉઠો છો શા માટે? હું તો મ્હારે લહેરમાં આવ્યો છું.” મહારાજને આનંદમાં જોઇ બધાંને આનંદ થયો. કોઇએ હાથમાં પ્રસાદ લીધો હતો અને કોઇને વહેંચનાર હાથમાં આપી રહ્યો હતો, એટલે મહારાજે કહ્યું, “નાખો મ્હોંમાં, હાથમાં લઈ શા માટે ઉભા રહ્યા છો? આજે તમને ગુમ્માનો પ્રસાદ છે.” મહારાજે એમ કહ્યું એટલે બધાએ તે પ્રસાદ મ્હોંમાં નાંખ્યો. મહારાજે “ગુમ્માનો પ્રસાદ” કહ્યું પણ તે શું તે કોઈના લક્ષમાં આવ્યું નહીં. લોકોએ તે પ્રસાદ મ્હોંમાં નાંખ્યાં પછી ડૉ. પિલ્લે વગેરે લોકો તરફ જોઈ ફરી મહારાજે કહ્યું, “આજ ગુમ્માનો પ્રસાદ ખાતાં (સ્વાદમાં) કે'વો લાગ્યો? એમ પૂછ્યાથી ડૉ. પિલ્લે વગેરે, “મહારાજ તમારા હાથનો પ્રસાદ તે. તેનું શું વર્ણન કરીએ? એ તો પરબ્રહ્મનું અમૃતજ છે. ઘણો સરસ છે.”

મહારાજઃ—હા ભાઈ મ્હારા હાથનો તેથી સારોજ હશે. મ્હને પણ આજની ભિક્ષાનો પ્રસાદ બહુજ સારો લાગ્યો. કારણ આજનો પ્રસાદ ગુમ્માનો છે, સમજ્યા કે નહીં?

ડૉ. પિલ્લે—મ્હને એનો અર્થ સમજાયો નથી.

મહારાજ—“અરે ભાઈ તેમાં શું સમજવાનું? તે શું કાંઈ મ્હોટું (કઠણ) સંસ્કૃત છે કે? અરે એમ કહું છું કે આજની ભિક્ષામાં કોઇએ રોટલો નાંખ્યો કોઇએ રોટલી કોઇએ ભાત નાંખ્યો તો કોઇએ બે ત્રણ ગુમ્મા નાંખ્યા.” છતાં પણ કોઇને તે સમજાયું નહીં.

ડૉ. પિલ્લે—"ગુડે (ગુમ્મા) એટલે વડાં," કોઇએ કહ્યું. કઢીમાં જે ગોળા નાંખે છે તે હશે.

મહારાજ (હસતા હસતા)—"અરે કોઈ કાંઈ અર્થ કહે છે કોઇ કાંઈ અર્થ કરે છે. ખરો અર્થ જુદોજ હશે. આ'નો અર્થ એ છે કે આજે મ્હને એક બ્રાહ્મણને ત્યાંથી ગુમ્માની ભિક્ષા મળી. એટલે કે તે ઘરના માલીક જરા હાલના અર્વાચીન પંથના હતા. તેણે મ્હને પેટ માટે ભિક્ષા આપવાને બદલે પીઠપર બે ચાર ગુમ્મા (માર્યા) આપ્યા તેથી તે ગુમ્માની ભિક્ષાનો પ્રસાદ, આ પ્રસાદ સાથે તમને પણ મળ્યો." પછી બધાએ વિસ્મિત વદને કહ્યું, "મહારાજ ક'યો ગૃહસ્થ તે અમોને કહો. તેનું અમે જોઇ લેશું."

મહારાજ—તેનું તમો જોઇ લો તે માટે આ તમને કહ્યું ? બીજા ભિક્ષાના પ્રસાદ સાથે આ ગુમ્માનો પણ પ્રસાદ તમારા પેટમાં ગયો. હવે તમો શું જોઇ લો ? અરે, આજે જે ભિક્ષામાં ગમ્મત થઈ તે તમને કહી." એવો થોડો વિનોદ કરી મહારાજ પોતાની જગ્યાએ ગયા.

પછી એક બે દિવસમાં ડૉ. પિલ્લેના બંધુ ચિન્નાસ્વામી, જે ખડ્ગપુરમાં નોકરી ઉપર હતા તે, દુર્ગાપૂજાની છુટીમાં પોતાના ભાઇને મળવા નાગપુર આવ્યા. ડૉ. પિલ્લેએ ચિન્નાસ્વામીને મહારાજની હકીકત કહી, ચિન્નાસ્વામીને માળ ઉપર મહારાજને દર્શને લઇ ગયા, અને મહારાજને ચિન્નાસ્વામીની ટુંકામાં હકીક્ત કહી, દુર્ગા પૂજાની છુટ્ટીમાં દર્શને આવ્યા છે વગેરે કહ્યું. અશ્વિન સુદ પડવાથી ખડ્ગપુરની બાજુએ બંગાળાના લોકો નવરાત્રમાં દેવીની પૂજા વગેરેનો મ્હોટો ઉત્સવ કરે છે. તેને ત્યાં દુર્ગાપૂજા કહેવાની રીત છે; અને તે માટે ઑફીસના લોકોને છુટ્ટી હોય છે, તેથી તે છુટ્ટીમાં ચિન્નાસ્વામી આવ્યા હતા. રજાઓ હતી ત્યાં સુધી ચિન્નાસ્વામી રોજ મહારાજ પાસે આવી બેસતા, તેમનો સ્વભાવ બહુ શાંત હતો અને તે નિર્મળ મનના હોઈ તેમને પરમેશ્વર પર અને સાધુ સંતો ઉપર બહુજ ભક્તિ હતી. આ જોઈ મહારાજ

પણ પારમાર્થિક ઉપદેશની કેટલીક વાતો તેમની સાથે કરતા. મહારાજની એકંદર સ્થિતિ જોઇ ચિન્નાસ્વામીની મહારાજ ઉપર પૂબજ ભક્તિ ચ્હોંટી અને મહારાજ પર લુબ્ધ બની બહુ પ્રેમથી અને પ્રેમાશ્રુ પાડતાં પાડતાં પૂજ્ય અને આદર બુદ્ધિથી હાથ જોડી વિનંતી પૂર્વક મહારાજને કહ્યું, "ઘણાં વર્ષથી આપના જેવા સત્પુરૂષનો સમાગમ થાય અને તેમની કાંઇ પણ સેવા થાય એવી મ્હારી બહુ ઇચ્છા હતી. તે પ્રમાણે આપનાં દર્શન તો થયાં પરંતુ મ્હારી પાસે કાંઇ સેવા કરાવી લો. હું બહુ પાપી છું. મ્હારો આત્મા પાવન થાય તે માટે આપની પાસે હાથ જોડી માગું છું કે થોડા દિવસ આપ મ્હારે ત્યાં આવી રહો. મ્હને બીજી કોઇ પણ પ્રકારની ઇચ્છા નથી. જન્મ લઇ મ્હારી જો કાંઇ ઇચ્છા હોય તો તે આપના જેવા મ્હારે ત્યાં રહે એજ છે. મહારાજ તે સફળ કરે તો મ્હારા જન્મનું સાર્થક થયું એમ હું સમજીશ." ચિન્નાસ્વામી આ'વી રીતે એમની પાસે વાત કહાડશે અને તેમની સાથે એમને ખડ્ગપુર જવાનો યોગ આવશે એવો મહારાજને ખ્યાલ પણ નહોતો. ઈશ્વરી સંકેત અને સાઇબાબાનો ગુપ્ત ખેલ જે હોય તે ખરો એવો (મનોમય) વિચાર મહારાજના મનમાં આવતો. ચિન્નાસ્વામીએ મહારાજને કહ્યું, "મ્હારી આ'વી સર્વ પ્રકારે અશક્ત પ્રકૃતિ છે તેથી હું હંમેશ માંદા જેવોજ રહું છું. અન્ન ખાવાનું શરૂ કર્યું ત્યારથી મ્હને ત્રાસ થવા માંડ્યો. હું તમારી સાથે આવું તો તમને પણ મ્હારે લીધે ત્રાસ થશે." મહારાજના મનમાં પણ એમ આવ્યું હતું કે ગમે ત્યાં દૂર દેશાંતર જવું અને મ્હોં જગતને દેખાડવું નહીં. મહારાજ પહેલેથીજ જગતથી કંટાળ્યા હતા. અનેક વર્ષો સુધી તેમણે પહેલાંની અવસ્થામાં કષ્ટો ભોગવ્યાં હતાં. તેમાંએ શિર્ડીના ચાર વર્ષો બહુજ ભયંકર સ્થિતિમાં હાલ બેહાલ સ્થિતિમાં ગયાં. હાલના વખતમાં મહારાજના જેટલી કડક તપશ્ચર્યા કોઇથી નહીં થતી હોય અને થતી હોય તો બહુજ થોડી થતી હશે. મહારાજનું પહેલાંનું ચરિત્ર ધ્યાનમાં લઇએ તો કોઇને પણ આ વિષે આશ્ચર્ય થયા વિના રહેશે નહીં. મહારાજે ચિન્નાસ્વામીને વિચાર કરી કહ્યું, "ડૉકટર સાહેબને પણ પૂછો. તે જે કહે તે

પ્રમાણે પછી જોઈશું." એમ કહી રાખ્યું. તે ઉપરથી ડૉ. સાહેબ અને ચિન્ના સ્વામી વચ્ચે હવે પછી જણાવ્યા પ્રમાણે નિકાલ થયો. ડૉ. સાહેબે ચિન્નાસ્વામીને કહ્યું, "મહારાજના જેવી દિવ્ય વિભૂતિ જન્મો જન્મ તપશ્ચર્યા કરીને પણ મેળવવી શક્ય નથી. પરંતુ સાઇબાબાની કેવી કૃપા કે મહારાજને અલભ્ય લાભ થયો. તું તેને ખડ્ગપુર લઈ જવા કહે છે અને તે પણ આવવા તૈયાર થયા પણ તું મ્હારો ભાઈ છે તેથીજ તારે ઘેર હું એને મોકલીશ. બીજા ગમે એટલું કહે તો પણ હું મહારાજને એમને ત્યાં મોકલું નહીં મ્હારા જીવમાં જીવ છે ત્યાં સુધી હુંજ મહારાજને સંભાળીશ. પરંતુ તું હવે કહેજ છે અને તે પણ આવતા હોય તો તારીજ સાથે તેમને મોકલીશ. તું પણ મ્હારી પેઠે એમને સંભાળીશ અને તેમની મરજી પ્રમાણે ચાલશે એવી મ્હારી ખાત્રી છે. માટે થોડા દિવસ માટે તું એમને લઈ જા." ચિન્નાસ્વામીએ બધી વાત કબુલ કરી અને ડૉક્ટર સાહેબ તથા ચિન્નાસ્વામીએ મહારાજ પાસે આવી ફરી ખડ્ગપુર આવવા માટે મહારાજ પાસે વાત કહાડી અને બધી રીતે તે વિચાર પસંદ પડ્યાથી મહારાજનું ખડ્ગપુર જવાનું ઠર્યું. ચિન્ના સ્વામીની રજા હવે પૂરી થવા આવી તેથી બીજે દિવસે, ચાર પાંચ વાગે નાગપુરથી ઠેઠ ખડ્ગપુર ગાડી જાય છે, તે ગાડીએ જવાનું ઠર્યું. તે પ્રમાણે બીજે દિવસે ચિન્ના સ્વામીની અને મહારાજની બધી તૈયારી કરી, જવા વખતે ડૉક્ટર સાહેબ અને તેમના સ્નેહીઓ ટાંગા કરી મહારાજને પહોંચાડવા સ્ટેશન પર ગયા હતા. રીત પ્રમાણે ગાડી તૈયાર થયા પછી મહારાજ ચિન્નાસ્વામી સહિત ગાડીમાં બેઠા અને અશ્વિન સુદ તેરસને દિવસે મહારાજ ખડ્ગપુર જવા રવાના થયા.



શ્રી ઉપાસની મહારાજ

(તારાનિવાસ વાલકેશ્વર મુંબઇમાં લીધેલો ફોટો-જુઓ પાનું ૬૪૦)

# પ્રકરણ તેરમું.

## ચિન્ના સ્વામીને ઘેર.

તે ગાડી નાગપુરથી ઠેઠ કલકત્તા સુધી જતી હતી. વચ્ચે ક્યાંઇ ગાડી બદલવી પડતી નથી, તેથી મહારાજ જે ડબ્બામાં જે જગ્યાએ પહેલા બેઠા હતા ત્યાંથી ખડ્‌ગપુર આવ્યું ત્યાં સુધી ઉઠ્યા નહીં. એક સરખા તેજ જગ્યાએ બેસી રહ્યા પિશાબ વા ઝાડા માટે વા બીજા કોઈ પણ કામ માટે મહારાજ ખડ્‌ગપુર આવ્યું ત્યાં સુધી હાલ્યા પણ નહીં, તેમજ શરીર ટેકવ્યા જેવું કરી સૂતા પણ નહીં. નાગપુર છોડયાં પછી ત્રીજે દિવસે એટલે અશ્વિન સુદ પુનમને દિવસે દહાડે નવ દસ વાગ્યાને સુમારે મહારાજ ખડ્‌ગપુર જઈ પહોંચ્યા. ત્યાં સુધી તેમણે ખાવા પીવા માટે વા બોલાવા માટે મ્હોં પણ હલાવ્યું નહીં. ખડ્‌ગપુરને સ્ટેશને ઉતર્યા પછી ચિન્નાસ્વામી એક ટાંગો કરી મહારાજને પોતાને ઘેર લઈ ગયા. મહારાજે ચિન્નાસ્વામીને પહેલેથીજ કહી રાખ્યું હતું કે ખડ્‌ગપુરમાં એમને (મહારાજને) સંબંધે કોઇ પૂછપરછ કરે તો તેને એમ કહેવું કે, “મ્હારા ભાઇ ડૅાકટર પિલ્લેના મહારાજ એક સ્નેહી છે અને તે ઘણા દિવસથી માંદા છે, તે માટે ડૅા. પિલ્લે પાસે રહી તે ઔષધ પાણી લેતા હતા. હવે ડૅા. પિલ્લેનાજ કહેવાથી એમને હવા ફેરે ખડ્‌ગપુર આણ્યા છે. આ માંદગીમાં તેમનું મગજ પણ ભ્રમિષ્ટ જેવું થઈ ગયું છે.” આ શિવાય શિર્ડીની વા મ્હારી કાંઇ પણ હકીકત કોઇને જાણવા દેવી નહીં. મ્હારા તરફ લોકો જોશે તો મ્હારાં હાડકાં બહાર નીકળ્યાથી હું અશક્ત દેખાઉં છું. તેથી, મ્હારા કહ્યા પ્રમાણે કહેશો તો લોકોને ખરૂં પણ લાગશે. મહારાજે કહ્યાં પ્રમાણે, પ્રસંગજ આવે તો ચિન્ના સ્વામી લોકોને ઉપર કહ્યા પ્રમાણેજ કહેતા. મહારાજ સ્ટેશન પરથી ઘેર આવ્યા એટલે ચિન્નાસ્વામીએ એમની સ્ત્રી પાસે મહારાજને સાષ્ટાંગનમસ્કાર કરાવ્યા. ચિન્ના સ્વામી તેલગી હોવાથી તેમને તેલગી, મરાઠી, હિંદી અને

અંગ્રેજી એવી ત્રણ ચાર ભાષાઓ સારીજ આવડતી; પરંતુ તેની સ્ત્રી સુવર્ણાને તેલગુ ભાષા શિવાય બીજી કોઇ ભાષા આવડતી નહોતી; તેથી મહારાજ મરાઠી બોલતા તે તેને અને તે તેલગુ બોલતી તે મહારાજને સમજાતું નહીં. મહારાજ આવ્યા તે દિવસે વધારે ન બોલતાં સંધ્યાકાળ સુધી એક બાજુએ સ્વસ્થ પડી રહ્યા. સંધ્યાકાળે મહારાજે ગરમ પાણીથી સ્નાન કરી પોતાને હાથે થોડી ખીચડી તૈયાર કરી ખાધી અને રાત્રે સ્વસ્થ પડી રહ્યા. ચિન્ના સ્વામી તેમજ તેમની સ્ત્રી સુવર્ણા એ બેઉ મહારાજનાં જરૂરી કામો બહુ કાળજી ભક્તિ અને પ્રેમથી હંમેશ કરતાં. બીજે દિવસે ચિન્નાસ્વામીના પરમ મિત્ર બાબુ સીતારામ નાયડુ જે તદ્દન તેમના ઘરના માણુસ જેવાજ હતા તેમનેજ ફક્ત દર્શને આવવા દેવા મહારાજ પાસે વાત કહાડી. મહારાજે કહ્યું, “ તમારા સ્નેહી મ્હારે વિષેની બધી વાતો ગુપ્ત રાખે તો આવવા દો. ચિન્ના સ્વામીએ બાબુ સીતારામ અને તેના સ્વભાવ વિષે બધી વાતો કહી તે બધું ગુપ્તજ રાખશે એમ મહારાજને કહ્યું. મહારાજની પરવાનગીથી તે સીતારામ બાબુ ત્યારથી દર્શને આવવા લાગ્યા. ખરેખર સીતારામ બાબુ પણ મ્હોટી યોગ્યતાવાળા હોઇ ( બહુ સજ્જન હતા અને ) તેમની પણ ભક્તિ બાબા પર મ્હોટી. ચિન્ના સ્વામી અને બાબુ સીતારામ એ બેઉ અને તેમની સ્ત્રીઓ સુવર્ણા બાઇ અને લક્ષ્મી બાઇ એ ચારે જણાં મહારાજની સેવામાં હંમેશ તત્પર રહેતાં. પરંતુ મહારાજને માટે કાંઇજ કરવાનું રહ્યું ન હોવાથી, તે સેવા પણ શી કરે ? ફક્ત જરૂર જેટલોજ મહારાજ તેમનો ઉપયોગ કરી લેતા. હરસનો રોગ તેમને વચ્ચે વચ્ચેથી ત્રાસ આપતોજ હતો. હરસને સુરણનો પાક ફાયદો કરે છે એમ ખબર પડી તેથી ચિન્નાસ્વામીએ ખડગપુરમાં સુરણ પુષ્કળ મળતું હોવાથી વળવળતું સુરણ લાવી તેનો શાસ્ત્રોક્ત રીત પ્રમાણે પાક તૈયાર કર્યો અને કેટલાક દિવસ તેને તેમજ ઠરવા માટે રહેવા દીધો. મહારાજે તે પાક એકદમ લેવાની શરૂઆત કરી નહીં. મહારાજ સાંજે પોતાને હાથે ખીચડી ભાત વગેરે કાંઇ પણ કરી ખાતા. અને કોઇ કોઇ વખત રસોઇ ન કરતાં કૉફી પી રહેતા. પછી મહારાજે

વિચાર કર્યો કે રોજ રોજ આપણે માટે સુવર્ણાંને રસોઇની તૈયારી કરી રાખવી પડે છે તો એને ત્રાસ શું કામ આપવો. ચાર પાંચ ઘેર ભિક્ષા માગી લાવવી અને ખાવી એ'વો વિચાર કરી ચિન્ના-સ્વામી પાસે બે ખાપરાં (હાણુકાં) મંગાવ્યાં અને સંધ્યાકાળે એક તો ભિક્ષા મળે નહીં, બીજું સંધ્યાકાળે ક્યાં કોઇને ત્રાસ આપવા જવું તેથી દિવસેજ ભિક્ષા માંગી લાવવી અને રાત્રે ખાવી, એ'વો વિચાર કરી, હાથમાં હાણુકું લઈ, મહારાજ દહાડે ભિક્ષા માટે નીકળવા લાગ્યા. પહેલે દિવસે ભિક્ષા માટે નીકળતાં પહેલાંજ ચિન્નાસ્વામી ઑફીસમાં જવા માટે નીકળી ગયા હતા અને ચિન્નાસ્વામીને ભિક્ષા માટે જવા વિષે, અગાઉથી કાંઈ પણ ખબર પડવા દીધી નહોતી અને એકદમજ હાથમાં હાણુકું લઈ ચિન્નાસ્વામીના ઘરની સામેની લાઇનમાં બાજીરાવ સુરડકરનું ઘર બ્રાહ્મણનું છે એમ ધારી તેના બારણા પાસે ઉભા રહી ભિક્ષા માંગી. અંદરથી તેની સ્ત્રીએ કહ્યું. "આ બ્રાહ્મણનું ઘર નથી." મહારાજે બ્રાહ્મણોના ઘરો ક્યાં છે એમ પૂછ્યું એટલે તેણે બહાર આવી બે ઘરની આગળનું ઘર બ્રાહ્મણનુંજ છે એમ કહ્યું તેથી મહારાજ તે ઘર તરફ વળ્યા. તે ઘર દાસો વ્યંકટેશ ખાસનીસનું હતું. તેના ઘરના બારણા આગળ ઉભા રહી, બ્રાહ્મણ પદ્ધતી (રીત) પ્રમાણે 'ॐ भवति भिक्षां देहि' ન કહેતાં, પોતે ભિખારી જેવાંજ છે એમ સમજી તેમણે તે રીતથી "કંઇ ટાઢું વાસી એંઠું અજીઠું રહ્યું કર્યું હોય તો ભિક્ષા આપજો.' એમ કહ્યું એટલે તેમની સ્ત્રી લક્ષ્મીબાઈએ—માંદાં હોવાથી બારણા આગળજ પડી રહ્યાં હતાં—મહારાજ તરફ જોયું. તે વખતે ખાસ-નીસ પોતે, લક્ષ્મીબાઇ માંદાં હતાં તેથી, પોતાને હાથેજ રસોઇ કરી ખુમચો પીરસી લઇ બરોબર જમવા બેસવાની તૈયારીમાં હતા. એટલામાં કોઇ અતિથિ બ્રાહ્મણ હોઈ, બહુ અશક્ત સ્થિ-તિમાં ભિક્ષા માટે આવ્યો છે એ જોઈ ખાસનીસને અને તેમનાં સ્ત્રીને મહારાજ માટે દયા અને માન ઉત્પન્ન થયાં, તેમણે મહારાજને ઘરમાં બોલાવ્યા 'અને ભિક્ષા શા માટે માંગો છો ? આંહીંજ જમો,' એમ કહ્યું ત્યારે મહારાજે ના ના કહી

છતાં બળજબરીથી જમવા બેસાડ્યા. તેમનાં સ્ત્રી લક્ષ્મીબાઇને પણ તે વખતે મહારાજને જોઈ તે જો કે ખૂબ અશક્ત થઈ ગયાં હતાં છતાં હોંશીઆરી આવી. તેમણે ખૂબ ઝડપથી રસોડામાં જઇ રવો, ઘી, સાકર લઈ એક ન્હાની કઢઈમાં ઉતાવળે ઉતાવળે શીરો તૈયાર કર્યો અને મહારાજ શરૂઆતમાં થોડા ભાત ખાય ન ખાય એટલામાંજ તે શીરો મહારાજના ખુમચામાં પીરસ્યો અને થોડો ખાસનીસના ખુમચામાં પીરસ્યો. મહારાજે કહ્યું, “ આ શા માટે ? હું અશક્ત છું. હું આ’વા પદાર્થો ખાતો નથી. મ્હારૂં કાંઈ બગડશે. ”

લક્ષ્મીબાઈ—“ કાંઇ બગડતું નથી. તમારાથી જેટલો ખવાય એટલોજ ખાજો. ”

ખાસનીસ—“ તમને કાંઇ દરદ છે કે ? તમો બહુજ અશક્ત દેખાવ છો. ”

મહારાજ—“ હા, હું માંદો છું. ” તે વખતે ખાસનીસ વધુ બોલ્યું કાંઇ બોલ્યા નહીં. કારણ તેમને જમીને ઉતાવળે ઑફીસમાં જવાનું હતું તેથી તેમણે જલદી ભોજન આટોપી, મહારાજની રજા લઇ તે ઉઠયા અને તુરતજ કપડાં પહેરી ઑફીસમાં ગયા. મહારાજને જે થોડું ખાવું હતું તે ખાઇ મહારાજ પણ ઉઠયા અને લક્ષ્મીબાઇ માંદાં હતાં તેથી પોતાનો જમેલો ખુમચો તથા ખાસનીસનો પણ ખુમચો ઉંચકી તે જગ્યા સાફ કરવાને કામે મહારાજ લાગ્યા. તે જોઇ, “ મહારાજ, આ શું ? તમો એવું શું કામ કહાડો છો અને આ ખુમચા શા માટે ઉંચક્યા ? એમ કહી લક્ષ્મીબાઈ મહારાજના હાથમાંથી તે ખુમચાઓ લઇ લેવા લાગી. મહારાજે કહ્યું, “ રહેવા દો તમારા જીવને સારૂં નથી. તમોએ મ્હને જમાડયો છે તો બે એઠાં વાસણો મ્હેં કહાડ્યાં તો તેમાં શી હરકત છે ? ”

લક્ષ્મીબાઇ—“ ના, ના, રહેવા દો. તમો પણ માંદાજ છો ને ? ”

મહારાજ—“ હું જો કે માંદો છું છતાં હંમેશનોજ એવોજ છું. ”

છેવટ લક્ષ્મીબાઇએ તેમને કામ કરવા દીધું નહીં. લક્ષ્મીબાઇએ તેમને એક પાનનું બીડું આપ્યું. મહારાજ તે કાંઇ ખાતા નહોતા, છતાં બળજબરીથી તે આપ્યું તેથી તે લીધું. પછી મહારાજ પોતાના મુકામ ઉપર ચિન્નાસ્વામીને ત્યાં આવ્યા. સંધ્યાકાળે ચિન્નાસ્વામી ઘેર આવ્યા એટલે સુવર્ણાએ મહારાજ ભિક્ષા માટે ગયા હતા વગેરે કહ્યું. ચિન્નાસ્વામીને ખરાબ લાગ્યું. આપણા હાથનું એ ખાતા નથી. નહીંતો આપણે સારૂં સારૂં કરી ખવરાવ્યું હોત. ભિક્ષા માટે ચિન્નાસ્વામીએ પણ દીલગીરી બતાવી.

મહારાજ—" અરે, મ્હેં ભિક્ષા માંગી તેથી તમારે દીલગીર શા માટે થવું જોઇએ ? નાગપુરમાં હતો ત્યારે હું ભિક્ષા માંગતો હતો એ તમને ખબરજ છે, હું હવે રોજ બપોરે ભિક્ષા માંગી લાવતો જઇશ અને રાત્રે ખાતો જઇશ. કોઇ કોઇ વખત લહેર લાગશે તો હાથે પણ કરી ખાતો જઇશ," ચિન્નાસ્વામીએ કહ્યું, " મહારાજ આપ દહાડે ભિક્ષા માંગી લાવવાના અને રાત્રે ખાવાના; ત્યાં સુધીમાં તો તે ભિક્ષાનું અન્ન ઠંડું વાસી નહીં થઇ જશે કે ? આપના પેટનાં આંતરડાં તદ્દન હલકાં અને નાજુક થઈ ગયાં છે, તેમાં ( વળી ) હરસનો આપને વ્યાધિ છે, તેથી ઠંડું વાસી અન્ન આપને સદશે નહીં." મહારાજ તે સાંભળી બોલ્યા, " નહીં સદયું એમ મ્હને લાગશે તો તે વખતે ઉન્હું કરી ખાતો જઇશ." પરંતુ હાલ મ્હને ભિક્ષા માગી ખાવાનું ઠીક લાગે છે અને તે બદલ તમો મનમાં શોક ન કરો." ગમે તેમ રીતે તેમની સમજૂત કરી મહારાજ ભિક્ષાજ માંગવા લાગ્યા અને કોઇ કોઇ વખત હાથે પણ કરી ખાતા હતા. મહારાજને હરસનો ત્રાસ થતોજ હતો. તે માટે સુરણનો પાક કર્યે સાત આઠ દિવસ થયા હતા; તેમાંથી હવે રોજ સવારે થોડો ખાવાની શરૂઆત કરી અને દહાડે ભિક્ષા માંગી લાવી તે રાત્રે ખાતા. તદ્દન પાસેજ જે બ્રાહ્મણોની ગલી હતી તેમાંથી ચાર ઘેર ભિક્ષા માંગતા. એક દિવસ, દામોદર પંત નામના ગૃહસ્થ પાસેજ રહેતા હતા તેમને ઘેર મહારાજ ભિક્ષા માટે ગયા. દામોદર પંત જમીને ઑફીસમાં ગયા હતા. ઘરમાં તેની સ્ત્રી ધોયેલાં કપડાં સૂકવતી હતી એ વખતે મહારાજે નિત્ય પ્રમાણે બારણાં

પાસે જઇ, "કાંઇ રહ્યું કર્યું વાસી ટાઢું હોય તો ભીખ નાંખો," એમ કહ્યું. તેમની સ્ત્રી બારણે કોઈ ભિખારી આવ્યો છે એ જાણી આગળ (બહાર) આવી અને બોલી, "હાલ કાંઇ રહ્યું કર્યું કાંઈ નથી. જા હમણાં."

મહારાજ—"કાંઈ થોડું ઘણું હોય તો કોળીઓ નાંખો. હું ભૂખ્યો બ્રાહ્મણ છું." તે બાઇ જરા નિર્દય અને કંજુસ હતી. તેથી તેણે ફરી કહ્યું, "ભૂખ્યો હોય તેમાં અમે શું કરીએ? ગામમાં બીજાં શું ઘર થોડાં પડયાં છે, જા હવે ઉભો ના રહે. અહીંથી કંઇ મળશે નહીં (મળે એમ નથી)."

મહારાજ—"બપોરની વખતે બ્રાહ્મણને વિમુખ (ભિક્ષા વગર) ના કહાડો. તે ઉપરથી તે ફરી ગુસ્સે થઈ બોલી–" હા ખબર છે બ્રાહ્મણ! નાગો ઉઘાડો, શરીર પર ગમે તેવું કપડું લીધાં જેવું, એવા કયાંઇ બ્રાહ્મણ હતા હશે કે? શરીરનાં હાડકે હાડકાં નીકળેલાં! અહીંથી કાંઇ ભિક્ષા મળવાની નથી, જા અહીંથી. ઘરમાં કાંઈ વધ્યુંજ નથી તો શું નાખું?" વગેરે પુષ્કળ અદ્વાતદ્વા તે બાઇએ બોલ્યાં કર્યું છતાં મહારાજના મનમાં તે વખતે જે આવ્યું હોય તે ખરૂં. ભિક્ષા લીધાં શિવાય જવુંજ નહીં એવોજ મહારાજનો તે વખતે વિચાર થએલો હોવો જોઇએ.

મહારાજ—"કાકી સાહેબ, ઘરમાં કાંઇ વધ્યું નથી એવું ખોટું શું કામ કહો છો? તમારા ઘરધણી જમીને ગયા હશે પણ તમો હજી જમ્યાંએ નહીં હો. અરે દાળ શાક રોટલી ભાત ઉપરાંત કઢી બધીજ ચીજો હજી એમની એમજ તો છે,"

બાઇ—"તને શું ભિખારીને ખબર? તું શું મ્હારા ચૂલા પાસે આવ્યો હતો? દાળ, ભાત, રોટલી વિગેરે બધાંજ કરે છે. પરંતુ આજે મ્હેં કઢીજ કીધી છે એની તને કયાંથીરે ખબર?

મહારાજ—અરે મ્હને ખબર ન હોવાનું કાંઇ કારણ? ફક્ત કઢીજ શું, તેમાં કશાની ચીરીઓ પણ નાંખી છે. પાપડ પણ શેકીને તમારા પતિને ખવરાવ્યો હતો; ના શું કહો છો? રોટલી ન નાંખવી હોય તો રોટલો કર્યો હોય તેમાંથી થોડો ટુકડો નાંખો. પણ ના ના કહો."

બાઇ—"અરે રોટલા કર્યા, કઢી કરી એ તને કયાંથી ખબર પડી?

મહારાજ—"મ્હને ખબર નથી પડતી. પણ આ જણસો ખાવા માટે કરેજ છે.

બાઈ—"અરે, પાપડ, કઢી એ શું લોકો હંમેશ કરે છે? એ મ્હેં આજ કર્યું એમ ત્હેં શા ઉપરથી કહ્યું?

મહારાજ—"શા ઉપરથી? ઘણા દિવસથી મ્હને પાપડ કઢી ખાવાની લાલસા થઇ હતી તેથી તેજ પદાર્થોનાં નામ મ્હોં વાટે બહાર આવ્યાં. તેજ જણસો તમે હાલ ઘરમાં કરી છે તે જોવા હું શું તમારા ચૂલા પાસે થોડોજ આવ્યો હતો?

બાઈ—"જા, મ્હેં જે કર્યું હશે તે કર્યું હશે. પણ તેમાંથી કાંઈ રહ્યું નથી. જા હવે બીજાં ઘરો જો.

મહારાજ—"કાકીબાઈ, રહ્યું નથી એમ કહો છો એ કાંઈ ખરૂં નથી. તેમાંથી તમારે કાંઈ ન આપવું હોય તો ના આપો. પરંતુ ન્હાનો મ્હોટો એકાદો ગોળનો કાંકરો તો નાંખશો? બાઇ (ગુસ્સે થયાં જેવું કરી) ભિખારી તે ભિખારી અને હઠીલા પેઠે કે'વી કટકટ કરી રહ્યો છે?"

મહારાજ—"કાકીબાઇ, હવે હું કાંઈ કટકટ કરતો નથી. પણ મ્હને એક ચિચોરા (આમલીનાં બી) જેટલો કેમ ના હોય પણ તેટલો તો તેટલો ગોળનો કાંકરો નાંખો એટલે હું જાઉં છું." છેવટે આ ભિખારીની પીડા એક વારની કહાડવી એવો વિચાર કરી તે બાઇ ઘરમાં ગઈ અને દાળ, ભાત, રોટલી, પાપડ, થોડોક રોટલાનો ટુકડો, શાક, વિગેરે જે જે ચીજો મહારાજે કહી હતી તે બધું થોડું થોડું લઇ આવી મહારાજના હાણકાંમાં નાંખવા લાગી. મહારાજે હાણકું આગળ ધર્યું એટલે તરતજ તે હાણકાંમાં ત્રાંસાં જેવું મ્હોં કરી તે બોલી:—"બ્રાહ્મણ કહેવડાવે છે અને હાણકું હાથમાં લઈ શું ભીખ માંગવા આવ્યો?"

મહારાજ—કાકીબાઇ મ્હારા નસીબમાં જે આવી પડ્યું તે ભોગવવું જોઇએ. તમો કહેતાં હતાં કે ઘરમાં કાંઇ વધ્યું નથી. પણ

હવે તો તમે મ્હને બધું નાંખ્યું. હું બીજે ઠેકાણે ગયો હોત. પણ મ્હને ચાલવાનો કંટાળો આવ્યો. તેમાંએ હું અશક્ત છું. હવે જેટલું તમે મ્હને નાંખ્યું તેટલુંજ મ્હને બહુ થયું." એટલું કહી મહારાજ પોતાને મુકામે ગયા.

મહારાજ રોજ ભિક્ષા માંગી તે ઢાંકી રાખતા અને રાત્રે ખાતા એ પહેલાં કહ્યુંજ છે. આખો દિવસ કોઈ કોઈ વખત પોતાની જગ્યા ઉપર બેસી રહેતા, તો કોઇ કોઇ વખત એકલાજ ગામ બહાર ફરવા જતા. એક દિવસ ભિક્ષા માંગી આણી ઢાંકી મૂકી અને ત્રણ ચાર વાગ્યાને સુમારે તે ગામ બહાર ફરવા નીકળ્યા. જતાં જતાં સડકની બાજુએ એક તળાવ આવ્યું. તેની આસપાસ પુષ્કળ બિલ્લીનાં ઝાડો હતાં. ત્યાં શું છે તે જોવું એવું મહારાજના મનમાં આવ્યાથી તે જોવા માટે તળાવ તરફ વળ્યા. તે ભાગમાં ગયા પછી મહારાજે જોયું કે ત્યાં ખૂબ બિલ્લીનાં ઝાડો હોઇ, તે નીચે ઠેક ઠેકાણે, ભાત રાંધેલાં, બળેલાં, ખાલી થયેલાં, કેટલાંક આખાં તથા કેટલાંક ફુટેલાં, એવાં પુષ્કળ માટલાં પડયાં હતાં અને ત્યાંના બીજા કેટલાક દેખાવો ઉપરથી મહારાજના લક્ષમાં આવ્યું કે કોઈ મરી ગયાં પછી તેની ઉત્તરક્રિયા માટે નવમા દસમા વિગેરે દિવસોની વિધિ કરવા લોકો ત્યાં આવતા હોવા જોઇએ અને પછી તેજ ભાગમાં થોડા આગળ ચાલતાં તે તળાવ પાસેજ એક બિલ્લીનું ઝાડ હતું તેની નીચે પોતાના જેવોજ, હાડકાં બહાર નીકળેલાં, જુની ગંદી ગાદીનાં ચીંથરાં ઉપર હુંકારા કરતો એક મનુષ્ય દેખાયો. તેની પાસે જઈ આ બિચારો કોઈ પડયો છે એવા વિચારમાં મહારાજ પડયા. તેને જોઈ મહારાજને તેની બહુજ દયા આવી. તેના શરીરને ખૂબ દિવસથી પાણી નહોતું લાગ્યું તેથી અને ત્યાંને ત્યાંજ હગવું મુતરવું થતાં હતાં તેથી તેના હાથ પગ તથા આખું શરીર ગંદા ગંધાતાં હતાં. મહારાજે મનમાં વિચાર કર્યો કે આપણે શિર્ડીમાં હતા ત્યારે અન્ન પાણી વગર ગંધાતા ગંદા ઉકરડામાં પડી રહેતા હતા ત્યારે જેવી આપણી સ્થિતિ હતી તેના પણ કરતાં ખરાબ અવસ્થામાં આ બિચારો કોઇ પડી રહ્યો છે. એની સ્થિતિ વિચારેજ ખરાબ દેખાઈ આવે છે. આ કોઇ મહાત્મા કે

ફકીર તો નહીં હોયને ? અગર સાંઇબાબાજ આ રૂપે તો ન હોય કે ? અથવા આપણેજ આ રૂપે તો નહીં હોઇએ કારણ સર્વ સાધારણ રીતે કોઇ માંદો કે કોઈ ભિખારી આ'વી ખરાબ જગ્યામાં શા માટે આવી પડી રહે ? તે કોઈ ગામ પાસે-જ પોતાને કોઇ ખાવા પીવાનું આપે એ આશાથી માણસોના આશ્રય હેઠળ ગમે ત્યાં પડી રહ્યો હોત. આ ઠેકાણું ( જગ્યા ) તો ગામથી ખૂબ દૂર છે. આ મરી ગયેલાં માણસોની ક્રિયા કરવાની જગ્યા દેખાય છે અને તળાવનું પાણી પણ પુષ્કળ ગંદુ હોઇ આ કોઈના અવરજવરનું ( રાહદારીનું ) ઠેકાણું દેખાતું નથી. વગેરે વિચારો મનમાં આવતાં આવતાં મહારાજને તેની દયા આવી તે તેની તદ્દન પાસે જઇ બેઠા. તેના શરીર અને માથા ઉપર હાથ ફેરવ્યો. તે પડી રહેલા માણસે મહારાજ તરફ આંખો ઉઘાડી જોયું. લાંબા વખત સુધી મહારાજ તેના તરફ જોતા હતા. તેણે પણ મહારાજ તરફ જોઇ જોઇ તદ્દન ધીમા ઉંડા અવાજમાં થોડા શબ્દમાં કહેવા લાગ્યો, "લિંબુનો સરબત પી-વાડ." આ શબ્દો સાંભળતાંજ, "ઠીક હું લાવુંછું," એમ કહી મહારાજ એકદમ ઉતાવળે પગલે ચિન્નાસ્વામીને ત્યાં આવ્યા. મહારાજ માટે આણી મૂકેલાં લિંબુમાંથી સારાં પાકેલાં બે ત્રણ લિંબુ લઇ, કૉફી માટે આણી મૂકેલી સાકર લઇ, પાણીથી ભરે-લો લોટો, એક કલઇની વાટકી અને ભિક્ષા માંગી આણેલા અન્નમાંથી થોડું અન્ન એ બધું લઇ તરતજ મહારાજ એકદમ ઉતાવળે પગલે ફરી તે તળાવ પાસે આવ્યા. આ વખત સંધ્યા-કાળનો પાંચ વાગ્યાનો હતો. મહારાજે તે માણસ પાસે જઈ તરતજ એક લિંબુનું સરબત તૈયાર કર્યું. તે સરબતની તૈયારી થતી જોઇ તેને થોડો આનંદ થયાં જેવું તેના મ્હોં ઉપર દેખાઈ આવ્યું અને આંખમાં કેટલાંક પાણીનાં ટીપાં પણ આવેલાં દેખાયાં. સરબત તૈયાર થયું એટલે મહારાજે તેની ગરદન નીચે હાથ ઘાલી તેને ઉઠાડયો. સરબતની વાટકી મહારાજે તેને મ્હોંએ લગાડી કે તરતજ તેણે પોતાને હાથે તે વાટકી પકડી તે એકદમ પી ગયો અને કહ્યું "બીજો" ( "વ-

ચારે ” ). મહારાજ ફરી બીજા લિંબુનો રસ કહાડી સરબત તૈયાર કરવા લાગ્યા એટલે તેણે બાકી રહેલાં લિંબુ તરફ આંગળી કરી તે નીચોવવા સૂચવ્યું. મહારાજે ફરી બીજાં પણ લિંબુઓ નીચોવી તેનું પણ સરબત તૈયાર કર્યું, અને તે પણ તેણે પી નાંખ્યું. એક બે લિંબુ હજી રહ્યાં હતાં તે તરફ ફરી આંગળી કરી ફરી સરબત આપવા માટે તેણે મહારાજને સૂચના કરી. “ આ બહુ ઠંડાં હોય છે. વધારે ન લેવાં. અનાજ લાવ્યોછું તે થોડું ખાવ. ” એમ કહી મહારાજે આણેલાં ભાત, દાળ, શાક, રોટલી તેની સામે ધર્યાં અને તેમાંથી થોડાં લઇ મહારાજ તેના મ્હોં સુધી લઇ ગયા. પરંતુ ગમે તેટલું કર્યાં છતાં તે કાંઈ તેણે ખાધું નહીં. “ વધારે સરબત ” એમ કહેવા લાગ્યો. છેવટે મહારાજે વિચાર કર્યો કે આ તદ્દન અશક્ત છે. તેમાં વળી આ કડકડતી ઠંડીના દિવસ. તેમાં આ વધારે સરબત લેશે તો તેને વાયુ બાયુ થશે, માટે તેને સરબત ન આપવું. પરંતુ ફરી દયામણું મ્હોં કરી તે “ સરબત ” માંગવા લાગ્યો. મહારાજે વિચાર કર્યો, “ થવાનું હો તે થાવ. તેનું મરણ પાસે હોય એવી તેની સ્થિતિ છે. આ કોઈ મહાત્મા પુરૂષ હોય અથવા સર્વ સાધારણ જગતમાંનો કોઇ હોય તેનો વિચાર આપણે શા માટે કરવો ? એ જીવે કે મરે એ પણ વિચાર ન કરવો. જીવતો રહેવાનો હશે તો રહેશે. પરંતુ એ મરવાનોજ હોય તો સરબતમાંજ એની વાસના રહી જશે, એ કાંઇ ઠીક નથી. છેજ આપણી પાસે શિલકમાં લિંબુ. તેનું પણ સરબત તેને પાઈ દેવું. ગમે તે થાવ. ” એમ ધારી મહારાજે ( શિલ્લક ) રહેલાં લિંબુનું ખાંડ નાંખી સરબત કર્યું અને તે પણ તે પી ગયો. મહારાજે કહ્યું, “ હવે બસ. થઇ રહ્યું. ” તેણે પણ કહ્યું, “ અચ્છા ” ( ઠીક ). પછી થોડા વખત ત્યાં બેસી, સંધ્યાકાળ થઇ એટલે મહારાજ ઘેર પાછા ગયા. પાછાં આવતાં અર્ધે રસ્તેથીજ મહારાજ કાંઈ મનમાં બડબડતા બડબડતાજ અને પોતાના મનમાંજ આહીં તહીં ન જોતાં સૌમ્ય શબ્દોમાં પોતે પોતાનેજ ગાળ દેતા દેતા ચિન્તામસ્વામીના ઘરનાં પાછળના બારણાથી અંદર ઘૂસ્યા ( આવ્યા ). ચિન્તામસ્વામી પણ

ઑફીસથી ઘેર આવ્યાજ હતા; અને પોતાની સ્ત્રી સુવર્ણા સાથે કાંઇ વાત તેમની ભાષામાં કરતા હતા. તેમને જોઇ, વિના કારણ ગુસ્સે થઈ તેમને મારવા દોડયા. હાથમાંનો લોટો, વાટકી એક બાજુએ ફેંકી દઇ પાસેજ એક લાંબું ઓશીકું પડયું હતું તે લઈ તે ઓશીકાંથી બેઉને ખૂબ મારવા લાગ્યા. ચિન્નાસ્વામીની સ્ત્રી સુવર્ણાને આવો પ્રકાર બીલકુલ જાણ બહાર હતો તેથી તે એકદમ ગભરાઇને પોતાની ભાષામાં ઓ ઓ કરી બૂમ પાડી ઉઠી. ચિન્ના સ્વામી તેમની ભાષામાં તેને, "ગભરાવો નહીં, બ્હીતાં નહીં." વગેરે કહેતા હતા. સુવર્ણાપણ તેની ભાષામાં, 'શું ગભરાવ નહીં, શું બ્હીઓ નહીં કહોછો' એમ કહેતી હતી. પોતાની ભાષામાં બેઉ જણા ગભરાતાં ગભરાતાં બોલતાં હતાં ત્યારે મહારાજનો ગાળનો સપાટો તથા ઓશીકાંથી મારતાં મારતાં તેમની પાછળ આખા ઘરમાં દોડવાનું ચાલુજ હતાં. ગાળના સપાટામાં, "તમો બેઉ નીકળો ઘરમાંથી, શું તમારા બાપનું ઘર છે ?" વગેરે બોલતા બોલતા તેમની પાછળ પડી તે બેઉને ઘરની બહાર મહારાજે હાંકી (કહાડી) મૂકયાં અને ગાળો દેતા દેતા પોતાની ખોલીમાં જઇ તે સ્વસ્થ સૂઇ રહ્યા.

થોડે વખતે શાંત થઇ મહારાજે ચિન્નાસ્વામી અને સુવર્ણાને બોલાવી લીધાં. મહારાજ કોઇની ઉપર ગમે ત્યારે પોતાની લહેર પ્રમાણે સકારણ કે વિનાકારણ ગુસ્સે થતા તો તદ્દન થોડા વખતમાં એકદમ શાંત થઇ ગુસ્સે થયાની વાત તદ્દન વિસરી ગયા જેવું થઈ (કરી) ફરી હસતાં હસતાં તેની સાથેજ કે કોઇપણ સાથે પ્રેમથી વાતો કરતા. મહાત્મા લોકોની વૃત્તિ આવીજ હોય છે. તે "**વસુધૈવ કુટુંબકમ્**" ની સ્થિતિમાં હોય છે એટલે પૃથ્વી ઉપર જે જે સ્થિર ચર હોય તે બધું જગ મળી તેનોજ તેમનો કુટુંબ પરિવાર હોય છે. એટલે કે આખા જગતને તે પોતાનું ઘર સમજે છે, અને તેમાં વસતાં મનુષ્યાદિક પ્રાણી તથા સ્થિર ચર બધાં પોતાનોજ પરિવાર છે એમ સમજી તે પરિવાર તરફ કોઈપણ વખતે તેમની હંમેશ દોષ દૃષ્ટિ હોય છે. એનો અર્થ એ કે અનેક જન્મોથી ઉતરી આવેલા અનેક દોષો જ્યાં દેખાઈ

આવે તે બધા પોતાનાજ દોષો છે એમ સમજી કોઈ પણ પ્રકારે તે કહાડી નાંખવા અથવા તો તે પોતેજ સહન કરી લેવા એવો એમનો જાતિસ્વભાવ હોય છે. તેમ કરતાં કાંઈ ત્રાસ ભોગવવો પડે તો તે ભોગવે પણ છે. જેમ કોઇક માબાપો પોતાનાં પરિવારનાં છોકરાંના કેટલાક દોષો કહાડી નાંખવા માટે તે છોકરાં પર ગુસ્સે થવાના તેને મારવાના વગેરે ઉપાયો કરીને પણ તે ઉપરાંત તે છોકરા માટે પોતે ત્રાસ પણ સહન કરે છે. તેજ પ્રમાણે મહારાજની સ્થિતિ સમજવી. મહારાજને આખું જગત્ પોતાનોજ પરિવાર છે એમ લાગતું હોઇ, પોતાનું કે પારકું, સારાં કે ખરાબ, ગરીબ કે શ્રીમંત, સ્ત્રી કે પુરૂષ એવા પ્રકારનો કોઈપણ જાતનો દ્વૈતભાવ તેમનામાં ન હોવાથી, ઘડીમાં કોઇની પર ગુસ્સે થવું તેને મારવા અને ઘડીમાં તેને પાસે લઈ પ્રેમથી ઉપદેશપ્રદ વાતો કહેવી અને કોઇનાં પણ સારાં માઠાં કામો કરવાં વગેરે વગેરે પોતે ત્રાસ પણ સોસીને બેઠે ઠેકાણેજ ( બેઠાં બેઠાં ) જગત્‌ના કલ્યાણ માટે ગુપ્ત રીતે એટલે અદૃષ્ટ રીતે અને ખુલ્લી રીતે આવા પ્રયત્ન કરવા એ મહારાજનો જાતિસ્વભાવજ થઈ પડયો છે. મહારાજે ચિન્નાસ્વામીને પાસે બોલાવી તેમને ઉપદેશની વાતો કહી કહ્યું, "આજે હું કાંઈ ખાતો નથી. મ્હારે માટે તમો તમારે હાથે કૉફી કરી આપો. પાણી ન નાંખતાં ફક્ત દૂધની કરી આપો." એમ કહ્યું એટલે તરતજ ચિન્નાસ્વામીએ સ્ટોવ્હ સળગાવી ફક્ત દૂધની કૉફી મહારાજના કહેવાથી તેમાં થોડી વળીઆરી તથા તજ પણ નાંખી તૈયાર કરી અને મહારાજ પાસે તે લઇ આવ્યા. મહારાજે કેટલી પ્રેમની વાતો કહેતાં કહેતાં તે કૉફી પીધી અને બોલ્યા "આજની કૉફી બહુ સરસ બની છે. રહેલી ( વધેલી ) કૉફી તમો લો અને થોડી સુવર્ણાને આપો." તે પ્રમાણે બેઉએ થોડી થોડી મહારાજના પ્રસાદ તરીકે તે લીધી. સૂતી વખતે ચિન્નાસ્વામી ઘરમાં જઇ સૂતા અને મહારાજ માટે બહારની ઓસરીમાં જ્યાં મહારાજને ખોલી આપી હતી તેમાં બારણાં બંધ કરી મહારાજ સ્વસ્થ પડી રહ્યા. તે રાત્રે મહારાજને ઘણા વખત સુધી ઉંઘ આવી નહીં. હંમેશાં પણ કોઇવાર ઉંઘતા તો કોઇ વખત આખી રાત જાગતાજ

રહેતા. કોઇ કોઇ વખત ગમે તેટલી રાતે પણ ઉઠી આખી રાત ગામમાં ફરતા. આ રાતે તે સંધ્યા સમયે તળાવ પાસે બિલ્લીના ઝાડ નીચે અત્યંત જર્જરીત થઇ પડેલા મનુષ્યના સંબંધમાં તે વિચાર કરતા હતા. ખૂબ રાત વીત્યાં પછી તેમની આંખો થોડો વખત મીંચાઇ તેમને એક સ્વપ્ન આવ્યું. તે આ પ્રમાણે:—

જાણે મહારાજ સૂતા છે અને બિલ્લીનાં ઝાડ નીચેનો મનુષ્ય મહારાજને ચોંટી, મહારાજના શરીરને ભેટી સૂતો હોઈ, તેનેજ ચોંટીને, ભેટીને, જાણે સાઈબાબા સૂતેલા દેખાયા. થોડી વખતે મહારાજની ડાબી બાજુએ સાઇબાબા ચોંટી ( વળગીને ) સૂતેલા દેખાવા લાગ્યા. મહારાજ સમજવા લાગ્યા એ બેઉ એકજ છે. આજે આપણને મહાત્માનું દર્શન થયું. અને તેણે આપણે હાથે સરબત પીધું એ બધા સાઇબાબાની લીલાજ છે. એટલામાં તે બેઉ ઉઠી મહારાજના બીછાનાં નીચે એકેકને ભેટવા લાગ્યા. ભેટતાં ભેટતાં સાઇબાબાએ મહારાજનો એક હાથ પકડયો અને બિલ્લી નીચેના મનુષ્યે બીજો હાથ પકડી મહારાજને ઉઠાડ્યા; પછી ત્રણે જણા ખોલી બહાર પગ મૂકે ન મૂકે એટલે તરતજ તળાવ પાસે બિલ્લીનાં ઝાડ નીચે તે ત્રણે જણા છે અને એકેકને સરબત પાય છે એવો દેખાવ દેખાયો અને મહારાજ એકદમ જાગ્યા. બીજે દિવસે સ્હવારે ઉઠી, દિશાએ જઈ આવી, દાતણ જલદી આટોપી, ચિન્નાસ્વામી સ્હવારમાંજ ઑફીસમાં જવાના હતા. તે ગયા પછી મહારાજ ફરી લિંબુ વિગેરેની તૈયારી કરી ઉતાવળે ઉતાવળે તે તળાવ પાસે આવેલાં બિલ્લીનાં ઝાડ ( નીચે ) આગળ ગયા. જઇને જુએછે તો ત્યાં તે મનુષ્ય નહોતા. તે જગ્યા ઉપર ફાટ્યાં ત્રુટ્યાં ચીથરાં પડેલાં તેમને દેખાયાં. મહારાજે તે તળાવની આજુબાજુના ભાગો ચારે બાજુએથી જોયા; પરંતુ તે મનુષ્યનો પત્તો લાગ્યો નહીં. મહારાજે વિચાર કર્યો કે તે અહીંથી કયાંઇ ગયો એમ કહીએ તો તેને ઉઠીને બેસવાની શક્તિ નહોતી. ઠીક, તે મરી ગયો હોઇ તેને કોઇ ઉંચકી લઈ ગયું હશે એમ કહીએ તો એક રાત્રીમાં અને આટલા થોડા વખતમાં કોઈ ઉંચકી ગયું હોય એ સંભવનીય નથી અને તે

પ્રમાણે કાંઇ થયું હોય એમ દેખાઈ આવતું નથી. કોઇને પૂછીએ તો ત્યાં આસપાસ કોઇ પણ મનુષ્યનો અવરજવર નહોતો. છેવટે વિસ્મિત થઈ રાત્રિના સ્વપ્નનો અને બીલ્લીના ઝાડ નીચેના દેખાવનો વિચાર કરતાં કરતાં એ જાણી ગયા કે તે કાંઈ સાધારણ મનુષ્ય ન હોઇ કોઇ મહાત્માજ હતા એમાં કાંઇ સંશય નથી. મહારાજે તે બિલ્લીના ઝાડ નીચેની જગ્યા ઉપર સાષ્ટાંગ-નમસ્કાર કર્યા અને સરબત માટે આણેલી બધી ચીજો તે ઠેકાણે મૂકી દઇ મહારાજ ફરી ઘેર આવ્યા.

મહારાજની સૂવા બેસવાની જે ઓરડી હતી તે ઓરડીમાંની જમીન સીમીટ લગાડી અગાશી જેવી બનાવી હતી. ખડ્ગપુર આવ્યા ત્યારથી મહારાજ તે સીમીટની ઠંડી જમીન ઉપર એક ગુણપાટનો ટુકડો નાંખી શરીર ઉપર પણ ફક્ત એક એકવડ ગુણપાટનો કટકો લઈ પડી રહેતા હતા. તે ઠંડીના દિવસ હોવા-થી અને જમીન બહુ ઠંડી હોવાથી ચિન્નાસ્વામીએ પલંગ ( કૉટ ) ઓઢવું અને શરીરપર બ્લેંકેટ લેવા ખૂબ આગ્રહ કર્યો, પરંતુ મહારાજે તેમાંથી કાંઈપણ લેવાનું કબુલ કર્યું નહીં. ચિન્નાસ્વા-મીએ કહ્યું, મહારાજ આપનું શરીર બહુ અશક્ત થઇ ગયું છે, અને સીમીટની જમીન બહુ ઠંડી હોઇ કઠણ છે તે આપના હાડકાંમાં ખુંચે છે અને તે ઠંડી હાડકાંમાં પેસી આપને ત્રાસ થશે. એટલા માટે કાંઈ નહીં તો નરમ બિછાનું લો." વગેરે બહુજ આગ્રહ કર્યો. વળી મહારાજે પણ વિચાર કર્યો કે આ'વી જમીનપર પડી પડી કાંઇ દુઃખવા ભુખવા માંડે તો આ બિચારા ચિન્નાસ્વામીનેજ આપણો ત્રાસ થશે. બેઉ બાજુનો વિચાર કરી મહારાજે ચિન્નાસ્વામીને કહ્યું, "તમારી મરજીજ છે તો હું કહુંછું તે પ્રમાણે મ્હારા શરીર નીચે પાથરવાની વ્યવસ્થા કરો. તે એ કે તમારે ત્યાં ભાતનું પરાળ પુષ્કળ છે અને તે નરમ પણ છે તો તે પરાળ એક કોથળામાં માય એટલું ભરી કોથળાનું મ્હોં બંધ કરી નાંખી તેને બરોબર ઠોકી ઠોકી ગાદલા જેવું કરવું એટલે તે એક પ્રકારનું પરાળનું ગાદલુંજ બનશે. તે પ્રમાણે એક

કોથળો અને ચાર પાંચ પેંડી પરાળ, સુતળી સોયો મ્હને આણી આપો એટલે મ્હને સવડ પડે તે પ્રમાણે હું કરી લઇશ. બીજે દિવસે અનાયાસે ચિન્નાસ્વામીને રવીવારની છુટ્ટી હતી તેથી તેમણે અને તેમના સ્નેહી સીતારામબાબુ બેઉએ મહારાજે કહ્યા પ્રમાણે કોથળાનું પરાળવાળું ગાદલું તૈયાર કરવા માટે બધો સામાન મહારાજની નજર આગળ ભેગો કરી તે બેઉએજ ગાદલું (ગાદી) તૈયાર કર્યું અને ત્યારથી મહારાજ તે ગાદી (જેવા ગાદલાં) પરજ પડી રહેતા વા બેસતા. અઢેલવા માટે પરાળ ભરી ગુણપાટનો તકીઓ તથા ઓશીકું કર્યાં હતાં તે પણ મહારાજ અઢેલવા તથા ઓશીકાંની જગ્યાએ લેતા.

બે ત્રણ દિવસે દીવાળીની અમાવાસ્યા આવી. તે દિવસે સંધ્યાકાળે મહારાજ સ્ટોવ્હ ઉપર ખિચડી ચેડવતા બેઠા હતા. તે અમાવાસ્યાનો લક્ષ્મીપૂજાનો દિવસ હતો તેથી ઘેર ઘેર લોકોએ દીપોત્સવ ચલાવ્યો હતો. તે પ્રમાણે ચિન્નાસ્વામીએ પણ પોતાના ઘરની ચારે બાજુએ અને ઉપર ખૂબ દીવા સળગાવ્યા હતા. આ વખતે મહારાજને રસોઈ કરતાં કરતાં અદૃષ્ટ દેખાવો દેખાયા હોય તે ખરા પણ મહારાજ પોતે પોતાના ઉપર જ ગુસ્સે થઇ ચ્હીડાઇ ફાવે તેવી (પોતાના) મનનેજ મ્હોટે મ્હોટેથી ગાળો દેતા દેતા અદ્ધા તદ્ધા બોલવા લાગ્યા. ચિન્નાસ્વામી અને સુવર્ણા બેઉ અંદર હતાં. તેઓએ ઘરમાંને ઘરમાંજ પાછળના ભાગમાં ગુપચુપ બેસી સાંભળ્યાં કર્યું. થોડો વખત ગયો ન ગયો એટલે પેલા દાસોપંત ખાસનીસ (એમને ઘેર મહારાજ રોજ ભિક્ષા માટે જતા હતા) અને તેમની સ્ત્રી લક્ષ્મીબાઇ બેઉ બીજે દિવસે દિવાળીનો ત્હેવાર હતો તેથી મહારાજને પોતાને ઘેર જમવા બોલાવવાના ઉદ્દેશથી ચિન્નાસ્વામીને ઘેર આવ્યાં અને આગળને દરવાજે ચિન્નાસ્વામીને હાંક મારવા લાગ્યા. મહારાજ તે સામેના આગળના દરવાજાએ સાંકળ દઇ અંદર રસોઈ કરતા હતા અને વચ્ચે વચ્ચે અદ્ધા તદ્ધા (ફાવે તેવી) ગાળો ચાલુજ હતી. ખાસનીસ ચિન્નાસ્વામીને હાંક મારતા હતા એટલે મહારાજ ખાસનીસ અને ચિન્નાસ્વામીને પણ ગાળો દેવા લાગ્યા. ચિન્નાસ્વામી

પાછળને દરવાજેથી બહાર નીકળ્યા અને આગળને દરવાજે આવી તેમણે ખાસનીસને કહ્યું, "તમો જમવાનું કહેવા આવ્યા છો તો આવતી કાલે સ્હવારે આવી તેમને કહેજો. ઘણું ખરૂં તે આવશે નહીં. પણ હાલ તો તે કોઇ સાથે બોલશે નહીં. ગુસ્સાના સપાટામાં તમારે પણ ગાળો ખાવી પડશે. આ વખત (ચાલ્યા) જાવ. એમ ખાસનીસને કહી ચિન્નાસ્વામીએ તેમને રસ્તો પકડાવ્યો. અહીં મહારાજનો ગુસ્સો વધારેને વધારે વધતો ગયો અને મ્હોટે મ્હોટેથી બૂમો પાડતા પોતાના જીવનો વલોપાત કરતા મહારાજ એકદમ બારણું ઉઘાડી બહાર સડક ઉપર આવ્યા અને જોરથી બૂમો મારી પોતે પોતાનીજ જાતને ગાળો દેતા તે સડક ઉપર અહીંથી ત્યાં નાગા ઉઘાડા ફરવા લાગ્યા. આડોસ પાડોસના અને તે રસ્તે આવનારા જનારા લોકો, મહારાજની આ'વી સ્થિતિ જોઈ, આ કોઈ પણ શરીરે જીર્ણ થઇ ગયેલો પાગલ ગાંડો હોવો જોઈએ અને ગમે તેમ બડબડે છે એમ કહેવા લાગ્યા. ચિન્નાસ્વામીના ઘરની ડાબી બાજુએ એકનાથરાવ મિસળના ઘરની આ બાજુએ ચાર રસ્તાવાળું જે ચોગાન છે તે ચકલા ઉપર તે દીવાળીની અમાવાસ્યાને ખરાબ દિવસે કોઈ, એક માટલાંની ઠીબમાં મરઘીનાં ઈંડાં સીંદુર વગેરે મૂકી કોઇનો ઉતાર કરી તે ચકલા ઉપર મૂકી ગયું હતું. ઉપર પ્રમાણે મહારાજ તે સડક ઉપર ગુસ્સાના આવેશમાં અહીંથી તહીં ફરતા હતા તે વખતે તેમની નજર તે માટલાં ઉપર પડતાંજ એમણે કહ્યું, "ક'યા લોકો કરણી (ટુચકા) જાદુ કરી બીજાનું ખરાબ કરવાનો ધંધો કરે છે? કોણે આ જાદુ ટોણાંની ઠીબ ભર રસ્તાપર લાવી મૂકી છે?" પછી મ્હોંએ અદ્વાતદ્વા ગાળો બોલતા બોલતા તે ઠીબને એક લાત મારી તેને ગટર તરફ ફગાવી (ઉડાવી) તે સાથેજ તે ઠીબ અને ઈંડાં ફુટી જઇ બધું જ્યાં ત્યાં વેરાઈ જઈ ગટરના ગંદાં પાણીમાં પડી વહી ગયું. પછી તેમને તેમજ તે ગુસ્સાના સપાટામાં ચિન્નાસ્વામીના ઘરની સામે આવી ચિન્નાસ્વામીને અને તેમની સ્ત્રીને ગાળો દીધી. "શેના દીવા સળગાવી મૂકયા છે. માથાંના? દીપોત્સવ કરે છે. શેનો. તારાં માથાનો!" વગેરે વગેરે ફાવે તેમ બોલતાં બોલતાં

ચિન્નાસ્વામીએ પોતાના ઘર ઉપર સેંકડો કોડીઆં સળગાવ્યાં હતાં. અને બારણાંની આસપાસ જમીન ઉપર પણ પુષ્કળ દીવા સળગાવ્યા હતા તે ઉપર નીચેના બધા દીવા કોડીઆં વગરે મહારાજે પોતાને હાથે બૂઝાવી નાંખ્યાં અને કોડીઆં ફોડી નાંખ્યાં. તેવીજ રીતે ઘરમાં જેટલા દીવા સળગાવ્યા હતા તે પણ બધા રાજવી (બૂઝાવી) નાંખી કોડીઆં બહાર ફેંકી દીધાં ઘરમાં તેમજ બહાર બધે અંધારૂંજ અંધારૂં કરી નાંખ્યું અને ચિન્નાસ્વામી તેમજ સુવર્ણાબાઈ બેઉને ઘરની બહાર હાંકી (કહાડી) મૂકયાં. ઉપરાંત પોતે રાંધેલી રસોઇ ન ખાતાં તેમની તેમ ઉંચકી વાસણ બાસણ સહિત બહાર ફેંકી દીધી-અને ભૂખ્યા ભૂખ્યાજ તે પોતાની કોટડીમાં જઇ પડી રહ્યા. થોડા વખત પછી મહારાજે શાંત થઇ તે બેઉને ઘરમાં બોલાવ્યાં અને સુવર્ણાને કહ્યું, દીવો સળગાવ. મહારાજે ચિન્નાસ્વામીને કહ્યું, “ગભરાવ નહીં આજ તમારી ઉપર દેવની કૃપા થઈ. તમારા ઘરમાંનો ખોટો પ્રકાશ દેવે લીધો અને જન્મો જન્મનાં અંધારાંમાં તમો પડ્યાં હતાં તે અંધારૂં કહાડી નાંખી જે ખરો પ્રકાશ, કદી નહીં નાશ પામનારો, (જે) સ્વયંપ્રકાશ છે તેનું બીજારોપણ તમારામાં આજે દેવે કર્યું. આગળ તમારૂં બહુ સારૂં છે. ગભરાતા નહીં, મ્હારા તરફથી આવોજ વચ્ચે વચ્ચે કેટલોક કેટલોક ત્રાસ થશે પણ તેનાથી ગભરાઇ જશો નહીં. એનો ફાયદો તમને ભવિષ્યમાં બહુ સારો થશે.” એમ કહી રાત્રે અગીઆર બાર વાગ્યાને સુમારે મહારાજે ચિન્નાસ્વામી પાસે ફક્ત દૂધની કૉફી કરાવી તે લીધી અને સ્વસ્થ પડી રહ્યા. બીજે દિવસે મહારાજ કયાંઈ જમવા ન જતાં હંમેશ પ્રમાણે ભિક્ષા માટેજ ગયા.

મહારાજ રોજ સ્નાન કરતા નહોતા. તેમને લહેર આવે ત્યારે સ્નાન કરતા. સ્હવારે ઉઠતાં વેંતજ હરસનો રોગ હોવાથી ઝાડાને ખૂબ વખત લાગતો. તેથી પોતાને લીધે બીજાને ઝાડાની અડચણ ન પડે અને સંડાસ પોતાને લીધે લાંબા વખત સુધી રોકાયલો ન રહે તે માટે મહારાજ ખોલીમાંને ખોલીમાંજ ઝાડે ફરવા બેસતા. ભિક્ષા માંગવાનાં હાણુકાંમાંજ તેઓ ઝાડે બેસતા. ત્યાંની (ખડ્ગપુરની) બે ઈંટો બે પગ નીચે મૂકી બેસતા, ઝાડામાં

કોઈ કોઈ વખત લોહી પણ પડતું. ઝાડો થઈ રહે એટલે મહા-રાજ પોતેજ તે ઝાડાનું હાણકું હાથમાં લઇ નાગા ઉઘાડાજ ઘરની બહાર સામેની સડક ઉપરથી આગળ જતા અને સામેના મેદાનમાં થઇ બાળાજીના દેવળની પાછળ ગમે ત્યાં તે મેલું નાંખતા અને બાળાજીના દેવળની પાછળની મ્હોટી ગટર જેમાં પાણી ઘોઘો અવાજ કરતું વહે છે તેમાં તે હાણકું ધોઇ નાંખતા. લહેર આવે તો તેજ ગટરના પાણીમાં હાથ પગ મ્હોં પ્રક્ષાલન કરી (ધોઈ) તેમને તેમજ નાગા ઉઘાડા પાછા મુકામ પર આવતા અને તેજ હાણકું ભિક્ષા માટે લઇ તેમાં ભિક્ષા માંગી લાવતા અને તેજ હાણકામાં ખાતા. એકજ હાણકાંને મહારાજ ખાવામાં તથા દિશાએ જવામાં ઉપયોગમાં લેતા. મનમાં આવે તો ઘરમાં આવી સારા પાણીથી પણ હાથ પગ મ્હોં વગેરે ધોતા. તે ઠંડીના દિવસો હતા તેથી સ્હવારમાંજ સાત આઠ વાગે હંમેશ મહારાજ ચિન્નાસ્વા-મીના ઘરની સામેજ સડકની આ બાજુએજ આવેલાં ફણસનાં ઝાડ નીચે કોથળાનું કંતાણ શરીર ઉપર લઈ તડકામાં પડી રહેતા. સડકે જનારા આવનારા કેટલાક ઑફીસમાં જનારાઓ મહારાજને ગાંડા પાગલ સમજી તેમના તરફ જોતા જોતા જતા આવતા હતા. મહારાજ ઘણું ખરૂં મ્હોં ઢાંકીનેજ પડી રહેતા. મહારાજ પોતે શુદ્ધીમાં (ભાનમાં) હોય ત્યારે કોઈનું મ્હોં પોતે જોતા નહીં અને પોતાનું મ્હોં કોઇને દેખાડતા નહોતા. બને ત્યાં સુધી કોઈની દૃષ્ટિએ એ પડતા નહીં. એકાંતમાં બેસી રહેવાનો તેમનો મૂળ સ્વભાવજ હતો. પરંતુ પછી પછી અનેક લોકો ભેગા થવા માંડ્યા તેથી તેમનો એકાંતવાસ તુટતો ગયો. રસ્તે જનારા આવનારા લોકોમાં એક ઑફીસવાળા પાત્રાબાબુ નામના બંગાલી ગૃહસ્થ તે સડકે જતાં જતાં મહારાજ તરફ જોતા જોતા જતા આવતા. તે થોડા ચતુર હતા તેથી મહારાજને લોકો પાગલ કહે છે પણ એ કાંઈ પાગલ ન હોવા જોઇએ. એ કોઇ પણ મહાત્મા બ્રહ્મરૂપ સ્થિતિએ પહોંચેલી પરમેશ્વરી વિભૂતિ હશે એમ તેમને ખાત્રી પૂર્વક લાગ્યાથી, જતાં આવતાં સડક ઉપરથી તે મહારાજ તરફ જોઇ જરા આશ્ચર્ય જેવું કરી ઉભા ઉભા માથું નીચું નમાવી નમ-

સ્કાર કર્યા જેવું કરી આગળ જતા. મહારાજ ફણસના ઝાડ નીચે પડી રહેતા હતા તેજ વખતે એટલે સુમારે નવ દસ વાગ્યાને સુમારે ઑફીસના લોકો તે રસ્તેથી ઑફીસમાં જતા આવતા હતા. પાત્રાબાબુએ ચિન્નાસ્વામી પાસે પણ મહારાજ વિષે પૂછપરછ કરી પરંતુ મહારાજ વિષે કાંઈ પણ થાગ ન લાગવા દેતાં તેમનું મગજ ભ્રમિષ્ટ જેવું થઈ ગયું છે વગેરે કાંઈક ઉડાઉ વાતો કોઈ પૂછે તેને ચિન્નાસ્વામી કહેતા. છતાં પણ પાત્રાબાબુએ મહારાજ માટે જે પૂજ્ય બુદ્ધિ રાખી હતી તેજ તેણે કાયમ રાખી.

ચિન્નાસ્વામીના ઘરની સામેના ફણસના ઝાડ નીચે સ્હવારે નવ દસ વાગ્યાને સુમારે મહારાજ પડી રહ્યા હતા એવામાં એક દિવસ બાજીરાવ સુરડકરની આશરે નવ દસ વર્ષની મિરા નામની છોકરી હાથમાં પોપટ સહિત પોપટનું પાંજરૂં લઇ મહારાજ પડ્યા હતા તેમના પગ તરફની બાજુથી નળ ઉપર લઈ જતી હતી. પાંજરૂં હાથમાંજ પકડી રાખી તે મહારાજ તરફ જોતી ઉભી રહી. સ્વભાવે તે બહુ હીંમતી, ચતુર, હોંશીયાર અને રીતસર ચાલનારી હતી, તેનો ચહેરો ત્રાંસો કે કંટાળો ઉપજે એવો નહોતો. મહારાજ તેના તરફ અને તેના હાથમાંનાં પાંજરા તરફ જોઇ બોલ્યા, તું કોની છોકરી છે? આ પાંજરૂં લઈ કયાં જાય છે? ત્હેં સ્હોળું (અબોટીઉં, રેશમી વસ્ત્ર) પહેર્યું છે તે ઉપરથી તું બ્રાહ્મણની છોકરી હોવી જોઇએ. તું મ્હને બ્રાહ્મણનીજ દેખાય છે. એવું એવુંજ કાંઇ ફાવે તે મહારાજ, તે છોકરીની ઉમ્મરને યોગ્ય, કાંઈક પડ્યા પડ્યા બોલતા હતા. મહારાજ આનંદમાં છે જોઈ, તે (મિરા) મહારાજના બોલાવ્યા વિનાજ તેમના પગ આગળ નીચે બેઠી અને પાંજરૂં તેણે મહારાજ સામે મૂકયું.

મહારાજ—"તારૂં નામ શું"?

મિરા—"મ્હારૂં નામ મિરા."

મહારાજ—(પાંજરામાંના પોપટને જોઇ) "મિરા, આ રાઘુ (પોપટ) કાંઇ બોલે છે કે?"

મિરા—ખૂબ બોલે છે. વિઠ્ઠલ, વિઠ્ઠલ, રામ, રામ, કૃષ્ણ કૃષ્ણ બધું કહે છે. મ્હારા બાપને બાબાજી કહી બોલાવે છે. માને માય કહી બોલાવે છે મ્હને મિરી મિરી કહી હાંક મારે છે. મ્હારી બ્હેનને કોંડી કોંડી કહે છે. ઘણા દિવસથી એ અમારે ત્યાં છે.

મહારાજ—"ત્યારે તું એને સ્હોળાં સાથે કયાં લઈ જાયછે ?"

મિરા—"નળ ઉપર ધોવાને લઈ જાઉંછું. તમો મ્હને બ્રાહ્મણની (છોકરી) સમજો છો પણ અમો મરાઠા છીએ."

મહારાજ—"ત્યારે તું સ્હોળામાં શા માટે ?"

મિરા—"મ્હારા બાપ હંમેશ બ્રાહ્મણ પેઠેજ સંધ્યા, પૂજા, પોથી, પાઠ વગેરે બધું સ્હોળાંથીજ કરે છે. તેમને માટે અમારે તેમની પૂજાની તૈયારી વગેરે કરવા માટે સ્હોળું પહેરવું પડે છે." એવુંજ કાંઇક બોલવું થયાં પછી મહારાજે તેને કહ્યું, "જા, હવે પાંજરૂં ધોવા નળ ઉપર." પાંજરૂં ધોયાં પછી ફરી તે મહારાજ પાસે પાંજરૂં લઇ આવી અને ફરી બેઠી.

મહારાજ—"તેને કાંઈ ખાવાનું નાંખ્યું કે ?"

મિરા—"નથી નાંખવાનું હમણાં." પછી મહારાજ તરતજ ઉઠી ઘરમાં જઈ સુવર્ણા પાસે થોડો ભાત લઈ બહાર આવ્યા અને મિરાને કહ્યું, "જો આ ભાત લઈ લાવ્યો. આપણે તેને ખવરાવી જોઇએ." મિરાએ પાંજરાનું બારણું ઉઘાડી વાટકી બહાર કહાડી અને મહારાજ વાટકીમાં ભાત મૂકે છે એટલામાં તે પોપટ પોતાનું મ્હોં બહાર કહાડી તેના મ્હોં આગળ મહારાજે વાટકી મૂકી હતી તેમાંથી ભાત ખાવા લાગ્યો. થોડો ખાધા પછી મહારાજે તે વાટકી અંદર મૂકી દીધી અને પાંજરાનું બારણું બંધ કરી લીધું. તે પોપટના પાંજરા ઉપરથી મહારાજે મિરીને એક પોપટ અને કાગડાની વાત કહી તે આ પ્રમાણેઃ—

મહારાજ—"મિરા, તારા પોપટના પાંજરા ઉપરથી

મ્હારી આંખ આગળ એક વાત બની છે તે તને કહું છું. તને જો જવાની ઉતાવળ ન હોય તો કહું"

મિરા—"મ્હને કાંઇ ઉતાવળ નથી. તમો બોલવા માંડો છો એટલે મ્હને તમારી વાતો સાંભળવાનું મન થાય છે."

મહારાજ—"ઠીક, ત્યારે સાંભળ." મહારાજ પણ તેનો બાલસ્વભાવ જોઇ તેની સાથે ગમ્મત કરવા લાગ્યા. મહારાજઃ—હું એક વખત ફરતો ફરતો એક ગામમાં ગયો હતો. ત્યાં મ્હારે કોઇની સાથે ઓળખાણ નહોતું. તારાં માબાપ જેવા એક સારા સ્વભાવવાળા ગૃહસ્થનું ઘર દેખાયું. તે ઘરનો માલીક (ઘરધણી) ઘરની બહારજ ઉભો હતો. તેને જોઇ આ કોઈ પણ સારા સ્વભાવનો સંભાવિત (મ્હોટો) દેખાય છે, તે આપણુને ઉતરવા આશ્રય (જગ્યા) આપશે એમ ધારી મ્હેં જરા આગળ જવા માંડયું એટલેજ તે ગૃહસ્થે મ્હારા તરફ જોઇ પૂછયું, "તમો કયાંના મહારાજ? કયાંથી આવ્યા?" મ્હારે જે કહેવાનું તે કહી મ્હારે અહીં કોઈનું ઓળખાણ નથી, કયાંઈ ઉતરવા માટે જગ્યા જોઉંછું એમ તેને કહ્યું. મ્હારૂં બોલવું સાંભળી તે ગૃહસ્થ સજ્જનજ હતો તેથી તેણે પોતાની ઓટલી ઉપરની ઓસરીમાં મ્હને ઉતરવા માટે જગ્યા આપી. તે સજ્જન ગૃહસ્થને સ્ત્રી હોઈ તારા જેવી અને તારીજ ઉમ્મરની એકની એક છોકરી હતી. છોકરો વગેરે કાંઇ નહોતું. તે છોકરીનું લગ્ન થયું નહોતું. તેની ગમ્મત માટે અને તેના માબાપની પણ ગમ્મત માટે તેમણે એક પોપટ પાળ્યો હતો. તે છોકરી તે પોપટનું પાંજરૂં ધોઇ નાંખી તેને ન્હરાવી ખવરાવી વગેરે કરી ખૂબ પ્રેમથી તે પોપટની સેવા કરતી. તે પોપટ પણ બહુ હુશીઆર, ડાહ્યો હતો. તેને જે જે શીખવે તે તે તરતજ—દેવોના નામો વગેરે—બહુજ સુંદર બોલતો તેથી તે પોપટ ઉપર તે છોકરીનો ખૂબ પ્રેમ હતો (જીવ ચ્હોંટયો હતો) અને હંમેશ તે પોતેજ તેના ખવરાવવા પીવરાવવા વગેરેનાં કામો કરતી. તેને તેણે ઘણા દિવસથી પાળ્યો હતો. તે છોકરીનાં માબાપની દેવ તરફ બહુ ભક્તિ હતી અને તેઓ સ્વભાવે ભોળાં

હોઈ દત્તાત્રયની ભક્તિ કરતાં હતાં. તેથી તેમના ઘરના પાછળના ભાગના ચોકમાં એક ઉંબરાનું ઝાડ હતું તે નીચે દત્તાત્રયની પાવડીઓ સ્થાપી હતી. તે છોકરી તે પાવડીઓ અને ઉંબરાની પણ હંમેશાં પૂજા કરતી હતી. એક દિવસ એવી ગમ્મત થઈ કે તે સાધારણ ઠંડીના દિવસો હતા. તેનો બાપ દહાડે દસ વાગે જમી ખાઈ ઑફીસમાં ગયો હતો. તેની મા ઘરમાં રસોડાંમાં બાકી રહેલા રોટલા રોટલી કરતી હતી, અને છોકરીને ભૂખ લાગી હતી તેથી તેણે તેને દાળભાત પીરસ્યાં હતાં. ઠંડીને લીધે તડકામાં બેસી જમવા માટે તે ચોકમાં આવેલાં ઉંબરાના ઝાડ નીચે થોડો તડકો અને થોડો છાંયડો હતો એવી જગ્યામાં તે ખૂમચો લઈ તે છોકરી આવી અને પોતાની હંમેશની રીત પ્રમાણે પેલા પોપટનું પાંજરૂં પણ પાસે લઇ બેઠી. પાંજરાનું બારણું ખોલી હંમેશ પેઠે તે પોપટને બહાર કહાડી જમાડવા લીધો. તે પોપટ ( શરીરે ) ખૂબ મ્હોટો હતો તેથી તેનું પાંજરૂં અને તે પાંજરાંનું બારણું પણ મ્હોટું હતું. તેની જમવાની વાટકીઓમાં થોડુંક અન્ન નાંખી તે વાટકીઓ પાંજરાંમાં મૂકી હતી. તે છોકરી દાળ ભાત ખાતી હતી અને તે પોપટ પણ થોડું ઘણું ખાતો હતોજ. કાગડાનો સ્વભાવજ છે કે બહાર કોઈ ખાવા બેસે એટલે કાવકાવ કરતા તે ઝાડ ઉપર કે આસપાસ આવી બેસે છે. તે પ્રમાણે તે વખતે પણ તે ઉંબરાના ઝાડ ઉપર કેટલાક કાગડા ભેગા થયા હતા. એટલામાં એવી ગમ્મત થઇ કે તે છોકરીએ દાળભાત ખાઇ જઈ ખૂમચો સાફ કર્યો. હવે દાળભાત પછી રોટલો રોટલી ખાવાનાં હોય છે. તે તેણે પહેલેથીજ નહોતાં આણ્યાં કારણ તે વખતે તે રોટલો રોટલી તૈયાર નહોતાં; તેની મા તે તૈયાર કરતી હતી. ખૂમચો પીરસતાંજ માએ કહ્યું હતું કે ભાત ખાશે એટલામાં રોટલી થશેજ. ભાત ખવાઈ રહ્યો એટલે તે છોકરીએ માને બૂમ પાડી અને મ્હોટેથી બોલી, ' મ્હારો ભાત પૂરો થયો, રોટલી પીરસ. ' માએ અંદરથી કહ્યું, " હું રોટલા કરૂંછું. તું આવી લઇ જા. " તેથી તે છોકરી રોટલી લાવવા ઘરમાં ગઈ. તે ઉઠીને ગઈ કે તરતજ ઝાડ ઉપરના બે ચાર કાગડા નીચે

ઉતર્યા અને તે ખુમચા અને પાંજરાની આસપાસ ખાવાની આશાએ ભેગા થયા. એટલામાં નીચેનો પોપટ ઉડી ઝાડ ઉપર જઈ બેઠો અને કાગડાને પાંજરા બહાર કાંઇ અન્ન મળ્યું નહીં; પરંતુ પાંજરાંમાં વાટકીઓ હતી તેમાં ભાત હતો તેની લાલચથી પાંજરાંનું બારણું ઉઘાડું હતું તેમાંથી એક કાગડો પાંજરાંમાં ઘુસ્યો. તે કાગડો વાટકીમાંનો ભાત વગેરે ખાવા લાગ્યો કે તેની પાંખની પુંછડી ( અણી )નો પાંજરાંનાં બારણાંને ધક્કો લાગી તે બારણું બંધ થઇ ગયું અને કાગડો પાંજરાંમાં ગોંધાઇ ગયો. પાંજરાંમાનો પોપટ થોરો વખત ઝાડ ઉપર બેસી બીજી બાજુએ ચાલ્યો ગયો. આ બન્યું ન બન્યું એટલે પેલી છોકરી રોટલી લઈ બહાર આવી અને ઝાડ નીચે આવી જુએછે તો પેલો પોપટ ત્યાં નથી અને પાંજરાંમાં કાગડો પૂરાયો છે. આ જોતાંજ તે ગભરાઇ અને તરતજ એની માને એકદમ હાંક મારી કહેવા લાગી કે, મા, મા, પહેલી અહીં આવ. અહીં જો શી ગમ્મત થઇ છે તે. ચાલ વહેલી. આ સાંભળી મા એમજ બહાર આવી એટલે છોકરી કહે છે, " જો આ પાંજરાંમાંનો પોપટ ગયો અને કાગડો આવ્યો. " એમ કહી " ઓ મ્હારા પોપટ ! ઓ મ્હારા તોત્યા ! " કહી તે રડવા લાગી.

મા—અરે રડે છે શું ? મ્હને પણ ખરાબ લાગે છે. કેટલા દિવસનો આપણો સોના જેવો પોપટ હવે કયાં ગયો ? ઝાડ ઉપર ચારે બાજુએ જોયું પરંતુ તેનો કાંઇ પત્તો લાગ્યો નહીં.

મા—અરે પેલા પાંજરાંમાં પૂરાયલા કાગડાને એમને એમજ ગોંધી રાખ એને હાલ તુરત છોડીશ નહીં. તારા બાપને ઘેર આવવા દે. પછી તેને ફાવે તેમ કરશે. "

છોકરી—" આજસુધી મ્હેં તે પોપટની સેવા કરી તેથી તેના ગયાનું મ્હને બહુ ખરાબ લાગે છે અને અચંબો પણ થાય છે કે એવી તે હું શું કામ ઘરમાં ગઈ કે તેટલા વખતમાંજ પોપટ એકદમ જતા રહ્યો અને તેને બદલે પાંજરાંમાં કાગડો કેવી રીતે આવ્યો એ મ્હને મ્હોટી આશ્ચર્યની વાત લાગે છે. આ કાંઈપણ

દેવનીજ કળા ( યુક્તિ ) હશે. માટે હવે હું કાગડાનીજ સેવા કરીશ. તે કાગડાને જો છોડી દઉં તો પોપટ પણ નહીં અને કાગડો પણ નહીં એવી સ્થિતિ થાય અને પછી તે ખાલી પાંજરા તરફ જોઇ હંમેશ મનને ખરાબ લાગશે. તેના કરતાં હવે કાગડો આવ્યો છે તો કાગડાનીજ સેવા કરીશ." એમ તેણે વિચાર કર્યો. સંધ્યાકાળે બાપ ઘેર આવ્યા એટલે સ્હવારે બનેલી પોપટની અને કાગડાની વાત કહી, કાગડાવાળું પાંજરૂં તેણે બાપને દેખાડયું. બાપે તે કાગડા તરફ જોઇ વિચાર કર્યો "ઇશ્વરની શી લીલા હશે ? ખાસ કાગડાને પકડવા જઇએ તો કદી હાથમાં આવતો નથી. પરંતુ તે પોતાની મેળેજ પાંજરાંમાં આવ્યો તેથી પોપટની સેવા પૂરી થઇ હવે કાગડાની સેવા મ્હારી છોકરીને હાથે થાય તે માટે ઇશ્વિરેચ્છાથીજ કાગડો પાંજરાંમાં આવ્યો" બાપે છોકરીને કહ્યું, "હવેથી તું કાગડાની સેવા કરતી જા."

છોકરી–" મ્હને તો લાગે છે ઉંબરાના ઝાડ ઉપર બેઠેલો કાગડો પાંજરાંમાં ગયો તેથી કાગડાને રૂપે દત્તમહારાજજ આવ્યા હશે.

બાપ–" દત્તાત્રયને તારી પાસે એવી સેવા લેવી હશે તેથી તે પાંજરાંમાં આવ્યા " એમ અંદર અંદર તે છોકરી અને તેના મા-બાપ કાંઇક વિચાર કરતાં. પાંજરાંમાં શાંતિથી બેઠેલા કાગડાને જોઇ આ દત્તજ હશે એવો નિશ્ચય કરી તે છોકરી તે કાગડાની સેવા કરવા લાગી. પોપટ પેઠેજ તે કાગડાના પાંજરાંને ધોવું અને તેને બહારથી પાણી નાંખી ન્હવડાવવું, અંદરને અંદરજ ખવરાવવું વગેરે તે છોકરીએ કર્યા કર્યું, પરંતુ તે કાગડો પોપટ પેઠે બોલતો નહીં. બાઇપી શાંતપણે અંદરને અંદર બેસી રહેતો. આવી રીતે તે છોક-રીને પેલા કાગડાની સેવા કરતાં કરતાં કેટલાક મહિના થઇ ગયા. એક દિવસે તે છોકરીને એક સ્વપ્ન આવ્યું તેમાં કોઇક સત્પુરૂષ આવી તેને કહેવા લાગ્યા કે ' ત્હેં આજ સુધી પોપટની સેવા કરી. તે પોપટને રૂપે પણ હુંજ હતો અને કાગડાના રૂપમાં પણ હુંજ છું. કાગડાની પણ તેં આજસુધી ખૂબ પ્રેમથી સેવા કરી માટે તે

હવે તને જ્ઞાન શીખવશે. જ્ઞાન શીખવતી વખતે તે કાગડો જે જે તને કરે તે તે તેને કરવા દેજે, તું ગભરાઇશ નહીં.' સત્પુરૂષે એટલું બોલી તેના શરીરપર હાથ ફેરવ્યો એટલે તે જાગી ગઇ. તે સ્વપ્ન તેણે પોતાના માબાપને કહ્યું અને બોલી, ' મ્હને આ'વું સ્વપ્ન કદી આવ્યું નથી માટે તે સ્વપ્નમાંના સત્પુરૂષ દત્તજ હશે! તેના માબાપે પણ કહ્યું, ' ત્હારી સેવા ભક્તિ જોઇ તારી ઉપર કાંઈ દત્તની કૃપા થવાની હશે. પછી છોકરી પણ ખૂબ ભક્તિભાવથી તે કાગડાની વધારે વધારે સેવા કરવા લાગી. તે કાગડાનું લક્ષ પણ તે છોકરી તરફ દોરાયું. પાંજરાંમાં આવ્યો ત્યારથી તે કાગડો પણ તેના સ્વભાવ પ્રમાણે, ' કા ' ' કા ' કરી આકાશ ગજવતો નહીં પણ ગળાંમાંને ગળાંમાંજ એક પ્રકારના કાંઇક વિચિત્ર પણ મધુર અવાજથી ધીમે રહી બોલતો. આજ પ્રમાણે તે છોકરીને સેવા કરતાં બીજા કેટલાક દિવસો ગયા એટલે ફરી તેને એક રાત્રે સ્વપ્ન થયું તે આ પ્રમાણે:—તે છોકરી હંમેશ પ્રમાણે તે કાગડાને ન્હવરાવી ધોવરાવી ચોકની અંદરનાં ઉંબરાના ઝાડ નીચે તે પાંજરૂં સામું મૂકી કાગડાને ખવરાવતી હતી. ( આ બધી તે છોકરીનાં સ્વપ્નની હકીકત છે ) ખવરાવતાં ખવરાવતાં તે કાગડો જાણે બહાર નીકળ્યો અને તે છોકરીના ડાબા ખભા ઉપર બેઠો અને પોતાની ચાંચ તેના ડાબા કાનમાં ઘાલી કાન કોચવા લાગ્યો. થોડો વખત કોચી તે તરતજ ઉઠયો અને જમણા ખભા ઉપર બેસી જમણા કાનમાં ચાંચ ઘાલી અંદર કોચવા લાગ્યો. પછી ત્યાંથીજ તેના નાકમાં અને મ્હોંમાં ચાંચ ઘાલી અંદર ચાંચ વડે કોચવા લાગ્યો. પછી બેઉ આંખને પણ કોચવા મંડયો અને બીજે બધે ઠેકાણે તે કાગડો ચાંચ મારતો રહ્યો. પછી એકદમ માથા ઉપર બેસી તેના તાળવાં ઉપર ચાંચ મારી મારી તેનું તાળવું તેણે તોડી નાંખ્યાં જેવું કર્યું. એટલું કરી તે કાગડો ઉડીને ઉંબરાના ઝાડ ઉપર જઇ બેઠો. તે છોકરી તરતજ ગભરાયલી ગભરાયલી જાગી ઉઠી અને ખૂબ વખત તે ગભરાયલી સ્થિતિમાં રહ્યાં પછી ઉઠી પોતાના કાગડાના પાંજરાં તરફ જોવા લાગી તો પેલો કાગડો

પાંજરાંમાં જેમ હતો તેમ દેખાશે. તેણે પોતાના માબાપને તે સ્વપ્ન પણ કહ્યું. તે બેઉ–ત્રણે–જણાં વિચાર કરવા લાગ્યાં, ઇશ્વરની જે લીલા હોય તે ખરી. પછી કેટલેક દિવસે પ્રત્યક્ષ દત્તના જે અવતાર હતા એવા સત્પુરૂષનું દર્શન તે છોકરીને થયું અને તે સત્પુરૂષની પ્રત્યક્ષ રીતે સેવા કરતી તે રહી. ત્યાર પછી તે સત્પુરૂષની કૃપાથી તે છોકરીના હૃદયમાં જ્ઞાન પ્રકાશ થઈ તેને બધું એની મેળેજ સમજાયું કે જે સાક્ષાત્ દત્ત છે તેજ પહેલાં પોપટના રૂપમાં હતા અને તેજ પછી કાગડાના રૂપમાં હતા. હાલ જે સત્પુરૂષની સેવાનો લાભ તેને મળતો હતો તથા જેમનો સહવાસ હાલ થતો હતો તે તે રૂપે સાક્ષાત્ દત્તાત્રયજ છે એવું પૂર્ણ જ્ઞાન થઈ તે સત્પુરૂષની મારફતેજ ખરા આનંદનો ભંડાર મેળવી તેણે પોતાનાં માબાપનાં કુળનો ઉદ્ધાર કરી આખરે તેમને પણ દત્તના ખરાં આનંદ સ્વરૂપમાં લઈ ગઇ. સમજી મિરા. થઈ રહી તે છોકરીની વાત. આ કાંઈ પુરાણની કથા નથી હું ! કેટલાંક વર્ષો પહેલાં હું ત્હારા જેવડો હતો તે વખતે મ્હારી નજર આગળ બનેલી આ વાત છે. હું પણ એટલી યોગ્યતાએ પહોંચેલી છોકરીની સેવા કરતો હતો. તેણે મ્હને બે ત્રણ વખત લાતોથી માર્યો પણ હતો. જા, હવે તારી મા રાહ જોતી હશે." પછી મિરાએ કહ્યું, ' મ્હને તમારી વાતો બહુ ગમે છે. તમારી પાસેથી ઉઠવાનું મન થતું નથી.

મહારાજ—" તો એ પણ હવે મોડું થયું, જા છેવટ મિરા પોપટનું પાંજરૂં હાથમાં લઈ તેનું ઘર ત્યાંથી પાસેજ હતું ત્યાં ગઈ. ત્યારથી તે મિરા રોજ મહારાજ પાસે આવતી. મહારાજે રસોઇ કરી હોય તો મહારાજ સાથે તે જમતી. મહારાજે ભિક્ષા માંગી આણી હોય તો તે ભિક્ષાનું અન્ન પણ મહારાજને મિરા ખાવા લાગતી.

મહારાજને હરસનો રોગ હતો તેથી વચ્ચે વચ્ચે ત્રાસ થતો જ હતો. તે માટે તેમણે સુરણનો પાક ખાવાની શરૂઆત કરીજ હતી આ અગાઉ કહ્યુંજ છે અને ભિક્ષાનું અન્ન લાવી સંધ્યાકાળે એક વખત તે ખાતા હતા. તેમની ખાવાની વ્યવસ્થા બરોબર ન

હોવાથી, વળવળતા સુરણનો તે ગરમ પાક ખાતા હતા તેથી, વળી તેમના પેટનાં આંતરડાં તદ્દન નાજુક થઈ ગયાં હોવાથી, પાક ખાવા માંડે દસબાર દિવસ થયા એટલે તરતજ તે પાકની ગરમીથી કહો કે ગમે તે કારણથી કહો પણ તેમના ગુદદ્વારમાંથી એક સરખો લોહીનો પ્રવાહ શરૂ થયો. પ્રથમજ તેમના શરીરમાં લોહી માંસ રહ્યાં નહોતાં. હાલજ ગણેશ ચતુર્થીથી થોડું ઘણું અન્ન શરૂ કર્યાથી એક બે મહિનામાં જે કાંઈ થોડું ઘણું લોહી શરીરમાં ઉત્પન્ન થયું હતું તે પણ હવે ગુદદ્વારમાંથી એક સરખો રક્ત પ્રવાહ ચાલુ રહ્યો તેથી જતું રહી મહારાજ બહુજ અશક્ત થઈ ગયા અને ઉઠવા બેસવાનું તેમને માટે અશક્ય થઈ પડ્યું. ચિન્નાસ્વામીએ ખૂબ ઉપાયો કરી જોયા પણ લોહી વહેતું બંધ થયું નહીં. આમ ત્રણ ચાર દિવસ ગયા એથી ચિન્નાસ્વામી અને સુવર્ણા ખૂબ ગભરાઇ ગયાં અને મહારાજની સ્થિતિ જોઇ રડવા પણ લાગ્યાં. મહારાજે તેમને ધીરજ આપી. "તમો કોઈ લોકો ગભરાવ નહીં ઇશ્વરને તમારી દયા આવશે. આજે ચાર દિવસ થયા. ચાર દિવસનીજ આ માંદગી હતી. હવે આવતી કાલથી બંધ થઈ જશે, કાંઈ ઉપાય કરતા નહીં અને ચિંતા પણ ના કરો." એવી રીતે તેમને અને તેમના સ્નેહી મંડળને મહારાજે ધીરજ આપી અને મહારાજે કહ્યાં પ્રમાણે બીજા દિવસથી તે રક્ત પ્રવાહ પોતાની મેળે બંધ થયો. તે દિવસથી મહારાજે હરસ માટે સુરણ પાક વગેરે કોઇ પણ ઔષધ લેવાનું બંધ કર્યું. ત્યાં બિલ્લીનાં ઝાડ બહુ હતાં તેથી ફક્ત બિલ્લાંનું સરબત કોઈ કોઇ વખત લેતા. મહારાજને રક્ત પ્રવાહ ચાલુ હતો. તે વખતે ફક્ત તેઓ કાંજી લેતા. કાંજી એટલે ચોખાની કાંજી. ચિન્નાસ્વામીના ઘરની પાછળ શિવરામપંત નામના એક બ્રાહ્મણ ગૃહસ્થ રહેતા હતા; તેમની સ્ત્રી જાનકીબાઇ તેમને આ કાંજી કરી લાવી આપતાં. લોહી બંધ થયાં પછી મહારાજને હરવા ફરવા જેટલી શક્તિ આવે ત્યાં સુધી ચાર પાંચ દિવસ તે જાનકીબાઇજ ભાત વગેરે લાવી ખવરાવતાં. મહારાજ હરી ફરી શકતા થયા એટલે ફરી પહેલાં પેઠે ચાર ઘેર ભિક્ષા માંગી તો કાંઇ વખત હાથે કરી-

ને ખાતા. ચાર આઠ દિવસ આમ ગયા એટલે ચિન્નાસ્વામીને બહુ ચિન્તા થવા લાગી કે મહારાજની પ્રકૃતિ બહુ અશક્ત હોવાથી તેમને ભિક્ષા માંગવા જવામાં બહુ ત્રાસ પડે છે એ કાંઇ ઠીક નહીં. તે માટે શી યુક્તિ કરવી એની ફીકરમાંજ ચિન્નાસ્વામી હતા. એટલામાં ચિન્નાસ્વામીના ઓળખાણના રાવસાહેબ વિનાયકરાવ શિંગવેકર એકાઉંટંટ ચિન્નાસ્વામીને ઘેર આવ્યા. તે પોતે બ્રાહ્મણ ધર્મને અનુસરી સ્નાન સંધ્યા પૂજા વગેરે સ્વધર્મનું આચરણ કરવામાં બહુ સાવધ અને કર્મઠ હોઇ કોઈ પણ અતિથિ અભ્યાગત આવ્યા ગયા બ્રાહ્મણને યથાશક્તિ અન્નદાન વગેરે કરતા હતા. આ રાવસાહેબ પછી પૂર્ણ ભક્ત બન્યા! તેથી એઓ પોતાની નોકરી વગેરે છોડી દઇ તે હાલ ઘણાં વર્ષોથી સાકોરી મુકામે સેવા કરી રહ્યા છે અને ત્યાં તેઓ ભાઉસાહેબ શિંગવેકર નામથી પ્રસિદ્ધ છે. આ રાવસાહેબ મહારાજ પાસે બેસી કંઇ પૂછપરછ કરવા લાગ્યા. મહારાજે જે બોલવાનું કહેવાનું હતું તે બધું કહ્યું; પરંતુ પોતાના ખરા ઇતિહાસનો પત્તો લાગવા દીધો નહીં. છતાં મહારાજની બધી સ્થિતિ લક્ષમાં લઇ રાવસાહેબ બોલ્યા, "તમોને અશક્ત પ્રકૃતિને લીધે રોજ ભિક્ષા માંગવાથી ત્રાસ થતો હશે માટે ભિક્ષા વગેરે ન માંગતાં રોજ અમારે ત્યાં જમવા આવતા જાવ." રાવસાહેબે આમ કહ્યાથી મહારાજે હા ના કરતાં કરતાં છેવટે રાવસાહેબને ત્યાં રોજ જમવા જવાનું ઠેરવ્યું અને મહારાજ તે દિવસથી રોજ ત્યાં થોડા દિવસ જમવા જતા. રાવસાહેબ અને તેમના ભાઈ શ્રીધરપંત બેઉજણા નવ વાગે જમવા ખાવાનું આટોપી ઑફીસમાં જતા. પછી મહારાજ આખા દિવસમાં ગમે ત્યારે સંધ્યાકાળ સુધીમાં જઇ ખાઇ આવતા. શ્રીધરપંતનાં સાસુજી રસોઇ કરી ખવરાવતાં. તે સાસુજીની પૂજા અર્ચા, પોથી પાઠ પણ બહુ લાંબલચક હતાં. તે ભગવદ્દગીતા વાંચતાં. એક દિવસે મહારાજે કહ્યું:-

મહારાજ—"દાદીમા (આજીબાઇ) મ્હોટેથી વાંચોને ? શું વાંચોછો તે સાંભળવા દોને ?"

આજીબાઇ—"મ્હને સારૂં વાંચતાં આવડતું નથી."

મહારાજ—“ગમે તેવું ભલેને વાંચો, પણ મ્હને સાંભળવા તો દો.”

આજીબાઈ ભગવદ્ગીતાનો પંદરમો અધ્યાય વાંચવા લાગ્યાં. મહારાજ પણ ગમ્મત ખાતર–તેમને તો આખી ભગદ્ગીતા મ્હોડે હતીજ તેથી–તેની સાથે બોલવા લાગતા હતા. મહારાજનું તે બોલવું સાંભળી આજીબાઇને બહુ આનંદ થયો. એવી રીતે રોજ સાસુબાઈ સાથે મહારાજ ગમે તે કોઇ પણ અધ્યાય બોલતા (બોલવા લાગતા). એવી રીતે કેટલાક દિવસ ગયા પછી મહારાજની પ્રકૃતિ ફરી થોડી બગડી હોવાથી એમણે જમવા જવાનું છોડી દીધું અને કાંઇ ખાવુંજ નહીં એમ મહારાજ ફરી કરવા મંડ્યા. ફક્ત દુધની કૉફી અને જરૂરજ પડે તો દુધમાં ભીંજવેલા પહુઆ મહારાજ ખાતા. મહારાજ જમવા આવ્યા નહીં તેથી સાસુજી ચિન્નાસ્વામીને ઘેર શોધ કરવા આવ્યાં. મહારાજે સાસુબાઈને કહ્યું, “મ્હારે હવે જમવું નથી તેથી હું હવે આવતો નથી.” બીજે દિવસે રાવ-સાહેબ પોતે, ‘જમવા કેમ આવતા નથી’ એમ પૂછવા મહારાજ પાસે આવ્યા, મહારાજે કહ્યું, “મ્હારી પ્રકૃતિ ઠીક નથી તેથી મ્હેં હાલ જમવાનું બંધ કર્યું છે.” તે ઉપરથી રાવસાહેબ બોલ્યા “અમારા ઘર સુધી ન અવાતું હોય તો ખુમચો પીરસી અહીં મોકલી દેવાની વ્યવસ્થા કરૂંછું; પછી તમો ખાવ કે ન ખાવ. અમારા નિયમ પ્રમાણે અમો તમને ભાણું મોકલીશુંજ. એમ કહી રાવસાહેબ ગયા અને તેમની ભત્રીજી એટલે શ્રીધરપંતની છોકરી દુર્ગા સાથે રોજ ભાણું મોકલી આપવા લાગ્યા. પરંતુ મહારાજ આખો દિવસ કાંઇ ખાતા નહોતા અને તે અન્ન આવે કે–મહા-રાજના સહવાસમાં હંમેશ બિરા હોયજ–મહારાજ તેને કહેતા કે, ‘તું ખા.’ પરંતુ તે કહેતી કે તમારાં ખાધાં શિવાય હું નહીં ખાઉં. પછી સંધ્યાકાળ સુધી તે અન્ન એમજ (પડયું) રહેતું. એવી રીતે રોજ રાવસાહેબને ત્યાંથી ભાણું આવતું અને સંધ્યા-કાળ સુધી એમજ રહેતું. આમ ચાલતું પછી મહારાજ તે કોઇને પણ આપી દેતા અને ફરી મહારાજ પહેલાં પ્રમાણે કૉફી ઉપરજ કેટલાક દિવસ રહ્યા.

ખડ્ગપુર આવ્યા ત્યારથી મહારાજના, આવીજ અજ્ઞાત રીતે, એટલે મહારાજનું ખરૂં કોઈને ન સમજાતાં, ગમે તેમ દોઢ બે મહિના ગયા. તે વખતે નાતાલની છુટ્ટીના દિવસો આવ્યા તેથી તે છુટ્ટીમાં ચિન્નાસ્વામી અને તેમના સ્નેહી સીતારામબાબુ બેઉને શિર્ડી જઈ સાઈબાબાના દર્શન લેવાની ઇચ્છા થઈ. તેથી તેમણે દસ દસ દિવસની રજા લઇ મહારાજની આજ્ઞા લઇ (પરવાનગી મેળવી) તેઓ શિર્ડી જતા હતા એની કોઇને ખબર ન પડવા દેતાં બીજેજ કોઇ ગામે જવાનું નિમિત્ત કહી તે બેઉ ચાલતા થયા.

## પ્રકરણ ચૌદમું

### ચિન્ના સ્વામીને ઘેર ( ચાલુ )

હવે મહારાજ એકલાજ ઘેર રહ્યા. સુવર્ણા અને કોઈ કોઇ વખત સીતારામબાબુનાં મા તથા સ્ત્રી મહારાજની દેખરેખ માટે આવતાં, અને મિરા તો મહારાજ પાસે હંમેશ રહેતીજ. કોઈ કોઈ વખત રાવસાહેબના ઘરનાં સાસુબાઈ પણ આવતાં. મહારાજને કોઇ વખત ખાવાની ઇચ્છા થાય તો, પોતાને હાથે કરી, આખો દિવસ કાંઈ ન ખાતાં, રાત્રે સાત આઠ વાગે થોડું ખાતા, મહારાજને એક વખત જુવારનો રોટલો ખાવાનું મન થયું તેથી થોડી જુવાર લઇ, સુવર્ણાને ત્યાં ઘંટી ન હોવાથી, લક્ષ્મીબાઈ ખાસનીસને ત્યાં—મહારાજ ભિક્ષા માટે જતા હતા તેથી ઘણું ઓળખાણ થયું હતું—ઘંટી હતી તે મહારાજે જોઇ હતી તેથી તે જુવાર લઇ પોતેજ પોતાને હાથે દળી લેવાના હેતુથી પાસેજ ખાસનીસને ઘેર ગયા. તે વખત દિવસે ચાર વાગ્યાનો હતો. મહારાજ બારણામાં પગ મૂકે છે તો અંદર ખૂબ સ્ત્રીઓ બેઠી હતી. કોઇ ચોળી શીવતી તો કોઇ વાત કરતી હતી. તે સ્ત્રીઓમાં મહારાજ જેમને જેમને ઘેર ભિક્ષા માટે જતા હતા, તે ઘરોનાં ઓળખાણનાં પણ બે ત્રણ જણાં હતાં અને લક્ષ્મીબાઇ ઘરનું દળાણ દળતાં હતાં. મહારાજ અંદર ગયા એટલે, “આ વખતે

આજ ક્યાં?" એમ કોઈ કોઈ કહેવા લાગ્યાં. મહારાજની એકંદર વર્તણુક સ્ત્રી તેમજ પુરૂષને કંટાળો ઉપજાવે તેવી નહોતી તેથી મહારાજની વાંકીચુંકી વિદ્રૂપ (કદરૂપી) અશક્ત મૂર્તિ (આકૃતિ) જોઈ તેમને એક પ્રકારની મોજજ લાગી. મહારાજે ગમ્મતમાં લક્ષ્મીબાઈ દળવા બેઠાં હતાં તે ઘંટી પાસે બેસી ઘંટીનો ખુંટો પકડી દળવા લાગવાની શરૂઆત કરી. લક્ષ્મીબાઇ કહેવા લાગ્યાં, 'અરે! આ શું, અરે! આ શું? મ્હને શા માટે દળવા લાગો છો? મહારાજ, તમો અશક્ત છો. તમારા જીવને સારૂં નથી. તમો તમારી મેળે સ્વસ્થ બેસો.'

મહારાજ—હું સ્વસ્થ બેસવા આવ્યો નથી; મ્હને આજે જુવારનો રોટલો ખાવાની ઇચ્છા થઇ તેથી હું જુવાર હાથે દળી લેવા આવ્યોછું. એમ કહી મહારાજે આણેલી જુવાર લક્ષ્મીબાઇને દેખાડી. "મ્હને દળવાની ટેવ છે. સુવર્ણાને ઘેર ઘંટી નથી તેથી તમારે ત્યાંજ આવ્યો. હમણાં તમને તમારૂં દળવા લાગુંછું. તમારૂં પૂરૂં થશે એટલે હું મ્હારૂં દળી લઇશ," મહારાજ દળવા ન લાગે તે માટે લક્ષ્મીબાઇએ તેમને ખુબ કહ્યું, અને તમારી જુવાર પણ હુંજ દળી આપુંછું એમ પણ લક્ષ્મીબાઇએ કહ્યું, પરંતુ મહારાજ તેમનું કાંઇપણ ન સાંભળતાં લક્ષ્મીબાઈનું દળાણ દળવા લાગ્યા, અને તે થઇ રહ્યા પછી મહારાજની જુવાર લક્ષ્મી-બાઇએ મહારાજને દળવા લાગી. મહારાજની જુવાર થોડી હતી તે તરતજ પૂરી થઇ (દળાઇ રહી). મહારાજ લોટ લઇ ઘેર આવ્યા અને સાંજે પોતાને હાથે તેનો રોટલો કર્યો. એટલામાં મહારાજના ખાતાં પહેલાંજ લક્ષ્મીબાઇએ પોતાને ઘેરજ જુવારના સરસ રોટલા કરી તે પર શાક વગેરે કાંઇ મૂકી ઉન્હા ઉન્હા તે મહારાજ પાસે લઇ આવ્યાં અને કહેવા લાગ્યાં કે, "આ તમારે માટે સરસ ગરમ ગરમ રોટલા આણ્યા છે તે ગમે તેમ કરીને પણ લ્યો." મહારાજે કહ્યું, "મ્હેં રોટલો કર્યો છે. તમે શા માટે આણ્યો?" વગેરે મહારાજે પુષ્કળ કહ્યું, છતાં લક્ષ્મીબાઈ બળ-જબરીથી મહારાજ આગળ રોટલા મૂકી ગયાં. લક્ષ્મીબાઇનો સ્વભાવ બહુ પ્રેમાળ અને પરોપકાર વૃત્તિવાળો હોવાથી મહારાજની

આ બધી સ્થિતિ જોઇ લક્ષ્મીબાઇને મહારાજની બહુ દયા આવતી તેથી મહારાજ માટે સંધ્યાકાળને વખતે, કોઈ વખત રોટલો તો કોઈ વખત ખીચડી, કોઇ વખત વઘારેલો ભાત તો કોઇ વખત થાલી પીઠ, કોઈ વખત કાંઈ ગળ્યું એમ એમના મનમાં આવે તે મહારાજ સંધ્યાકાળે ખાય છે એ વાતની ખબર પડ્યાથી તેજ વખતે તે લઈ આવતાં. પછી લક્ષ્મીબાઇના વર દાસોપંત ખાસનીસ પણ મહારાજની બધી સ્થિતિ ધ્યાનમાં લઈ એમની મેળેજ સમજવા લાગ્યા કે મહારાજ કોઇ સાધારણ માણસ જેવા ન હોઈ તે કોઇ પરમેશ્વરી વિભૂતિજ હોવી જોઇએ; એમ એમના મનમાંને મનમાં ખાતરી થવા માંડી અને મહારાજ તરફ તે તથા લક્ષ્મીબાઇ પૂજ્યબુદ્ધિ રાખી ચાલવા માંડ્યા. લક્ષ્મીબાઇ ખૂબ ભક્તિપૂર્વક કોઈ કોઈ વખત આવી બેસતાં. પછી તે લક્ષ્મીબાઇનું જોઈ, લક્ષ્મીબાઇનાં ઓળખાણનાં કેટલાંક બૈરાંઓ લક્ષ્મીબાઈ સાથે મહારાજ પાસે જવા આવવા લાગ્યાં. મહારાજ લક્ષ્મીબાઇને કહેવા લાગ્યા, “લક્ષ્મીબાઇ તમો અહીં આવો છો અને તમારી સાથે બીજાં બૈરાંઓ પણ આવેછે એ કાંઇ ઠીક નથી. હું માંદોછું. મ્હારા જીવને ઠીક નથી હોતું તેથી તમો કોઇ ન આવો તો સ્વસ્થ પડી રહેવાનું મ્હને સવડ ભર્યું થઈ પડે અને તમો કોઇ કોઈ વખત ખાવાનું લઇ આવોછો તો તે પણ ન લાવતાં.” વગેરે બીજી કોઇ પણ રીતે કોઇએ આવવું નહીં એમ મહારાજ કહેતા. પરંતુ લક્ષ્મીબાઈ તે બધી સ્ત્રીઓનાં ટોળાં દેખતાંજ બોલ્યાં, “તમો અમને માંદા હોયાનું કારણ કહોછો, પરંતુ અમારૂં મન અમને કહે છે કે આપ કોઇ સાધારણ માણસો જેવા ન હોઇ કોઈપણ અવતારી પુરૂષ છો. તમારે માટે અમોને પૂજ્યભાવ ઉત્પન્ન થઈ ઘરનાં કામો છોડીને પણ તમારી પાસે આવવા જીવ ખેંચાય છે. એવું મ્હારાં એકલાંનું જ થાય છે એમ નથી; પણ ખૂબ સ્ત્રીવર્ગમાં તથા ખૂબ પુરૂષ-વર્ગમાં પણ તમો કોઇ પણ મહાત્મા પુરૂષ, સત્પુરૂષ છો એવી ગામમાં વાત થવા માંડી છે. લક્ષ્મીબાઇના આ શબ્દો સાંભળી એકદમ દીલગીર થયા હોય તેમ મહારાજની આંખોમાં પાણી

ભરાઇ આવ્યાં અને તેમણે લક્ષ્મીબાઇને કહ્યું, "લક્ષ્મીબાઇ તમો અહીં ફાવે તેવું બોલો છો માટે તમો આવશો નહીં. હું મ્હારે દુઃખી, કષ્ટ ભોગવતો માંદો માણસ. કંઇક હવાફેર કર્યાથી જીવને ઠીક લાગશે ધારી અહીં આવ્યો. લોકોએ મ્હારા વિષે ખોટો ખ્યાલ બાંધી લીધો અને તમો ભેગાં થવા લાગ્યાં એ ઠીક નહીં. આવી રીતે મ્હારી માંદગી વધશે, "તમો કાંઇપણ કલ્પના બાંધી લોકોને કહેતાં હશો." લક્ષ્મીબાઇએ કહ્યું, "હું મ્હારે મ્હોંએ કોઇને કાંઇ કહેતી નથી. ફાવે તેવા સોગન લઇ કહુંછું કે હું કોઇના આગળ તમારે વિષે કાંઇ બોલી નથી. અમારા ઘરમાં પુરૂષોને અને મ્હને પોતાને તમો પરમેશ્વરી અવતાર છો, એમ આપોઆપ લાગવા માંડયું. એવીજ રીતે પુષ્કળ પુરૂષો અને સ્ત્રીઓનાં હૃદયમાં એની મેળેજ તમો કોઇ મ્હોટા સત્પુરૂષ છો. એમ લાગ્યાથી તેઓ અંદર અંદર એકેક સાથે તે સંબંધે વાત કરવા લાગ્યાં. તમો ના કહો તે કેમ ચાલે? હથેલીમાં કયાંઈ સૂર્ય ઢાંકી શકાય છે (સંતાડી શકાય છે) કે? કોઈ કોઈ પુરૂષ લોકો તમારી પાસે આવશેજ. આવી રીતનું લક્ષ્મીબાઇનું બોલવું સાંભળી મહારાજે એકદમ તેમને તથા બીજાં બૈરાંઓને કહાડ્યાં અને બારણું બંધ કરી એકલાજ વિચાર કરતા પડી રહ્યા.

ચિન્નાસ્વામીને ત્યાં આવેલા મહારાજ સાધારણ માણસ નથી પણ પૂર્ણ પરબ્રહ્મ અવસ્થાના યોગી પુરૂષ હોવા જોઇએ એમ કોઇના પણ મનમાં એની મેળે આપોઆપ આવે કે તે કોઇને તેમ કહેવા લાગે એટલે તે બીજો પણ તેને ઉલટો એમજ કહેવા માંડતો કે, "મ્હારા પણ મનમાં ચાર પાંચ દિવસથી એની મેળેજ તમારી પેઠેજ તે મહારાજ માટે થવા માંડયું હતું. ચિન્નાસ્વામીને ત્યાં આવેલા કોઇ મહારાજ કોઇ મહાત્મા હશે એમ મ્હારા મનમાં આવ્યાથી હું પણ ચિન્નાસ્વામીને જઇને પૂછવાનો હતોજ. પરંતુ ચિન્નાસ્વામી કોઇક ગામે ગયાની ખબર પડ્યાથી તપાસ કર્યા શિવાયજ બેસી રહ્યો." એવી રીતે ખૂબ લોકોના મનમાં મહારાજ સત્પુરૂષ હોયાની ભાવના એની મેળેજ પ્રકટ થવા લાગી.

મહારાજ કોઇની સાથે કારણવગર વધારે બોલતા નહીં.

પરંતુ મિરા સાથે ફક્ત કોઇ કોઈ વખત લહેરમાં હોય ત્યારે ગમ્મત પડે એવી વાતો તેને કહેતા. મિરા હંમેશ પાસેજ રહેતી. સંધ્યાકાળે ખાવું પીવું થઇ રહે એટલે મહારાજ પોતાની કોટડીમાં પરાળથી ભરેલી ગાદી ઉપર પડયા પડયા થોડું અઢેલ્યાં જેવું કરી તે મિરા સાથે વાતો કરતા. સંધ્યાકાળથી આખી રાત સુધી મહારાજ પોતાની કોટડીમાં વા આસપાસ કોઇપણ સામેના ભાગમાં દીવો, ફાનસ વગેરે મૂકવા દેતા નહોતા. હંમેશ અંધારાંમાંજ એકલા બેસી વા પડી રહેતા અને મિરાને કહેતા કે, "તને અંધારૂં પસંદ ન હોય તો તું તારે ઘેર જા." તે કહેતી, "તમો છો તો મ્હને અંધારૂં શું કરી શકશે?" અંધારૂં હોય તો શું થઈ ગયું? તમારી વાતો સાંભળતાં સાંભળતાં અંધારાંમાં બેઠાંની યાદ પણ આવતી નથી અને કોઇપણ ચીજની યાદ આવતી નથી." મહારાજ તેની સાથે તે છોકરીની રીત પ્રમાણે ઉપદેશપ્રદ પણ ગમ્મત પડે એવી વાત કરતા અને થોડે વખતે તેની ઇચ્છા ન હોય છતાં, "જા હવે ઘેર જઈ સૂઈ જા." એમ તેને કહેતા. તે કહેતી કે મ્હને હજી ઉંઘ આવતી નથી. તો પણ મહારાજ તેને બળજબરીથી જવા કહેતા. પછી ગામના કેટલાક મ્હોટા ઑફીસના લોકો મહારાજની હકીકત કાનપર આવ્યાથી તેમના દર્શનની ઇચ્છાથી ચિન્નાસ્વામીના ઘરની બહાર જાળી આગળ ભેગા થતા અને મહારાજ ગુસ્સે થશે એ ભયથી તેમને ખબર ન પડવા દેતાં મુંગાચુગા ઉભારહી મહારાજ મિરાને ઉપદેશની વાતો કહેતા તે સાંભળતા. તે વાતો સાંભળીને તો મહારાજના પ્રત્યક્ષ દર્શનની લોકોને તીવ્ર ઉત્કંઠા થવા લાગી અને મહારાજનાં પ્રત્યક્ષ દર્શન થાય તે આશાથી રોજ સંધ્યાકાળે સાત આઠ વાગે ચિન્નાસ્વામીના ઘર બહાર લોકો ભેગા થતા. પછી પછીતો ખૂબ લોકો જાળીની અંદર પણ વરંડામાં (રવેશ પર) પણ અંધારાંમાં આવી બેસતા. તે ચોરીથી આવી બેસતા તો પણ મહારાજને તે સમજાતુંજ હતું. મહારાજની સ્વભાવ સ્થિતિ કોઇના લક્ષમાં આવી નહોતી તેથી, તેમજ ગાંડા, માંદા અને હંમેશ ગાળ બેળ દેછે એવી ખબર હોવાથી, તે લોકો એવી

રીતે ચોરીથી છૂપાઇને અંધારાંમાં બેસતા. આ'વી રીતે દહાડે દહાડે વધારે પ્રમાણમાં ખૂબ લોકો રાત્રે સાત આઠ વાગે ચિન્નાસ્વામીની જાળીની અંદર અને જાળી બહાર આવી બેસતાજ હતા. અને મિરા સાથે વાતો ચાલતી તે પણ સાંભળતા. જે પ્રમાણે રાત્રે પુરૂષવર્ગ આવી બેસતો તે પ્રમાણે દહાડે પુરૂષો ઑફીસમાં જાય એટલે બપોરની વખતે લક્ષ્મીબાઇ વગેરે સ્ત્રીઓ ભેગી થતી.

ચિન્નાસ્વામી બહારગામ જતા રહ્યા પછી પાંચ છ દિવસમાંજ મહારાજ તરફ પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઈ દહાડે અને રાત્રે સ્ત્રી પુરૂષોની આવ જા શરૂ થઇ, અને બધાં મહારાજને નીચું માથું કરી નમસ્કાર કરવા લાગ્યા. હજી સુધી મહારાજ કોઇની સાથે કાંઇજ બોલતા નહોતા. પરંતુ છેવટ એક દિવસે રાત્રે લોકો ભેગા થયા હતા ત્યારે મહારાજે લોકોને સંબોધી કહ્યું, "ઘરના માલીક ઘરમાં નથી, ગામ ગયા છે અને હું કોઇનો ઓળખીતો ન હોઇ તમો લોકો પણ મ્હારા ઓળખાણના નથી. છતાં તમો આટલા બધા લોકો અહીં બીજાના ઘરમાં અંધારાંમાં આવી બેસોછો એ હું ચાર પાંચ દિવસથી જોઉંછું. તેમાંએ હું માંદો હોઇ અશક્તછું. હવા ફેર માટે અહીં આવ્યો હોઈ હું મ્હારે સ્વસ્થ પડી રહુંછું અને તમો લોકો વગર કારણે અહીં ભેગા થાવ છો. આમ કરવું તમોને ઠીક લાગે છે કે? દહાડે સ્ત્રીઓ અને રાત્રે તમો પુરૂષ લોકો આવી બેસોછો તેમાં તમારો શો હેતુ હશે તે સમજાતું નથી." તે ઉપરથી મહારાજની કોટડી બહાર વરંડામાં બેઠેલા લોકોમાંથી એક ગૃહસ્થ બોલ્યો, "મહારાજ આપને કોઈપણ પ્રકારે ત્રાસ થાય એ ઉદ્દેશથી અહીં કોઈપણ આવતું નથી, પરંતુ આપ કોઈ અવતારી મહાત્મા હોઈ, પરમ પૂજ્ય અને વંદનીય છો, એમ અમારા ઘણા લોકોના ધ્યાનમાં બરોબર આવી ગયાથી, પૂજ્યબુદ્ધિથી ફક્ત દર્શનનો લાભ થાય એ હેતુથીજ અમો લોકો અહીં આવીએ છીએ અને આપના દર્શનનો લાભ થાય એજ બધાની ઇચ્છા છે."

મહારાજ—"અરે પણ મ્હેં હમણાંજ કહ્યું ને કે હું માંદોછું.

મગજ ભ્રમિષ્ટ જેવું થઇ ગયું છે અને શરીરે પણ અતિશય અશક્ત છું. આ'વી મ્હારી સ્થિતિ તમોએ તમારી નજરે જોઇજ છે. અને તેમાંએ આ ગાંડી અવસ્થામાં નાગો ઉઘાડો આખે ગામ રખડુંછું અને મ્હારા મ્હોંમાંથી વાંકાચુકા ફાવે તેવા અપશબ્દો નીકળે છે. આ'વા માણસમાં પૂજ્યભાવ ઉત્પન્ન કરનારાં કોઇપણ પ્રકારનાં લક્ષણો નથી છતાં તમો લોકો પૂજ્યબુદ્ધિથી દર્શનનો લાભ લેવાની ઇચ્છા કરોછો એને શું કહેવું ? હું મ્હારે દુ:ખી કષ્ટ ભોગવુંછું અને જીવની ગમ્મત માટે આ બિચારી છોકરી સાથે છોકરી જેવી વાતો કહ્યાં કરૂંછું. તેમાં તમો છોકરાં છૈયાં જેવા શા માટે આવી બેસો છો ? ”

એકજણ:—“ મહારાજ, અમો આપના આગળ છોકરાં છૈયાંજ તો છીએ. અમોને તો આપ પૂર્ણ દત્તના અવતારજ દેખાઇ આવો છો. ”

મહારાજ—“ અરે, આમ ફાવે તેવું ખોટું ના બોલો. જાવ હવે અને ફરી કોઇ આવ્યાં ન કરશો એમ હું તમને બધાંને હાથ જોડી કહુંછું. ”

લોક—“ મહારાજ, આપ ‘ આવ્યાં ન કરશો ’ કહો છો પણ અમારૂં મન અમને ખાત્રી આપે છે કે દિવસે દિવસે આપના દર્શને આવનારા સેંકડો લોકોની સંખ્યા વધશેજ. ” એમ કહી બધા કોટડીની બહારથીજ સાષ્ટાંગ નમસ્કાર કરી ‘ જય ગુરૂ દેવ દત્ત ’ બોલી ચાલતા થયા.

મહારાજનું હંમેશનું જે હાણકું હતું તેમાંજ તે ઝાડે બેસતા અને તેજ ઝાડાનું હાણકું ધોઇ તેમાંજ ફરી જમતા, એ પહેલાં કહ્યુંજ છે. એક દિવસ સ્હવારેજ તેજ હાણકાંમાં ઝાડે ફરી તે નાંખી દેવા માટે નાગા ઉઘાડા હંમેશ પ્રમાણે બહાર નીકળી સડકની પેલેપાર હંમેશની જગ્યાએ તે હાણકું મૂકી દઇ મહારાજ એમને એમજ નાગા ઉઘાડાજ બહાર નીકળ્યા અને સ્હવારે સાત આઠ વાગ્યાને સુમારે ઘણીએ ગલીઓમાં ઘરની પાછળની ગલીમાંથી ફર્યા કર્યું. ચાલતાં ચાલતાં લક્ષ્મીબાઇ ખાસનીસના

ઘરની પાછળની ગલીમાં લક્ષ્મીબાઇએ તેમને પાછળનાં બારણાં-માંથી જોયા. લક્ષ્મીબાઇ અને મહારાજનું હવે ઘણુંજ ઓળખાણ થયું હતું, તેથી લક્ષ્મીબાઇ એકદમ મહારાજ પાસે આવી તેમનો હાથ પકડી પાછળને દરવાજેથી તેમને ઘરમાં લઈ ગયાં. મહારાજે કહ્યું, "શું કામ ઘરમાં લઈ જાવ છો, શું કામ ઘરમાં લઈ જાવ છો? હું તો મ્હારે નાગો ઉઘાડો" (છું).

લક્ષ્મીબાઈ—"ગમે તેવા હો તોએ અમારૂં ઘર જુઓ. તમારા પગ અમારા ઘરને લાગવા દો."

મહારાજ—"હું તો ઘણીએ વાર ભિક્ષાએ આવતો હતો ત્યારે ઘર જોયું છે."

લક્ષ્મીબાઇ—"તો પણ એક વખત પાછળને બારણેથી આવીને જુઓ."

એમ કહી, મીઠું બોલી પાછળને બારણેથી મહારાજને અંદર લાવી તેમના પતિદેવ દાસોપંતને લક્ષ્મીબાઇએ બૂમ પાડ્યાં જેવું કર્યું. એટલામાં દાસોપંત ઘરમાંથી પાછળના ચોકમાં આવ્યા. દાસોપંતને બહુજ આનંદ થયો અને તે બેઉએ મળી મહારાજના કહેતા હતા છતાંએ શરીરને તેલ વગેરે ચોપડી મહારાજને ખૂબ પ્રેમથી ગરમ ગરમ પાણીવડે ન્હવરાવ્યા અને બેઉ બોલ્યાં, "દીવાળીને દિવસેજ તમને ન્હાવા તથા ફરાળ માટે બોલાવ્યા હતા; પણ તે દિવસે તમો ગુસ્સાના સપાટામાં એક સરખી ગાળ દેતા હતા તેથી તે વખતે અમારો હેતુ એમજ રહી ગયો, તે આજે અનાયાસે તમોએ પૂર્ણ કર્યો. તેટલા વખતમાં ઉતાવળે ઉતાવળે કાંઈ થઇ શકે નહીં તેથી લક્ષ્મીબાઇએ દૂધમાં પૌઆ ભીંજવી મહારાજ આગળ મૂક્યા મહારાજે પણ તેમનો ભક્તિભાવ જોઈ થોડા ખાધા જેવું કર્યું અને તરતજ બહાર નીકળી પોતાના મુકામપર આવ્યા. એક દિવસે મહારાજ શરીરપર કોથળાનો ટુકડો લીધાં જેવું કરી ફરતા ફરતા ચિન્ના-સ્વામીના ઘર સામે સડકની પેલી બાજુએ જે મેદાન છે તેમાં સંધ્યાકાળને વખતે ત્યાં તારનો થાંભલો હતો તેને અઢેલી બેઠા

હતા. મહારાજને શાંત એકલા બેઠેલા જોઈ લક્ષ્મીબાઇ તેમની પાસે આવી બેઠાં, અને મહારાજ આગળ માથું મૂકી નમસ્કાર કરી બોલ્યાં, "હવે તમને બધા લોકો દત્તનો અવતાર કહેછે અને અમને પણ એમજ દેખાય છે. ત્યારે હવે મ્હને શું કહો છો? પીપળાની પ્રદક્ષિણા ફરવાનું કહો છો કે ઉંબરાની?"

મહારાજ—"શા માટે ફરવાની?"

લક્ષ્મીબાઈ—"તે તમને અમે શું કહીએ? તમને બધું સમજાયજ છે. હવે અમો બેના બે કેટલાક દિવસ રહીએ? હવે એ વચ્ચે કોઈ ત્રીજું નહીં જોઇએ કે? તેથી કહુંછું કે તમો કહો તો પીપળાની પ્રદક્ષિણા ફરૂં અને કહો તો ઉંબરાની." લક્ષ્મીબાઈનું આવું બોલવું સાંભળી મહારાજ—"હું. હું. તમને છોકરાની હોંસ છે! હવે સમજ્યો આ લક્ષ્મીબાઇ પણ એમાંનું મ્હને શું સમજાય? તમને લાગે છે કે હું કોઇ દેવ છું પરંતુ મ્હને કાંઇ સમજાતું નથી."

લક્ષ્મીબાઈ—"તમો તમારે ગમે તેવી રીતે વાત ઉડાવી દોછો પરંતુ અમને તમારા શિવાય કોઈ દેખાતું નથી."

મહારાજ—"મ્હારા શિવાય જો બીજું કોઇ તમને દેખાતું નથી અને મ્હને નાગા ઉઘાડાને તમોએ છોકરા પેઠે ન્હવરાવ્યો છે તો હવે મ્હનેજ છોકરૂં સમજો એટલે થયું. હવે વળી બીજા છોકરાં માટે શા વાસ્તે કોઇપણ ઝાડની પ્રદક્ષિણા ફરવાની ભાંજગડમાં પડવું?"

લક્ષ્મીબાઈ—"નહીં પણ મ્હારે પ્રદક્ષિણા ફરી છેવટનો ઉપાય કરી જોવાજ છે, તમો જે ઝાડની કહેશો તેની ફરીશ."

મહારાજ—"જુઓ હું, તમો મ્હને દત્તનો અવતાર કહો છો અને જે ઝાડની કહેશો તે ઝાડની ફરીશ એમ પણ કહો છો. એવો પણ તમારો પક્કો નિશ્ચય છે કે?"

લક્ષ્મીબાઈ—"હા. હા. તમો કહેશો તેમ કરવાનો મ્હારો નિશ્ચય છે."

મહારાજ—"ઠીક ત્યારે તમારે ઝાડની પ્રદક્ષિણાજ ફરવી

છે ને ? ત્યારે ફરો એકાદાં બાવળના ઝાડની એટલે તમોને દત્ત મળશે."

લક્ષ્મીબાઈ:—"આ શું મહારાજ, હું મ્હારે ગરીબ એટલે મ્હારી ઠઠ્ઠા કરો છો કે ? બાવળના ઝાડની કોઈ પ્રદક્ષિણા ફરતું હશે કે ?"

મહારાજ:—'અરે, પણ તમારે છોકરૂં જોઇએછે ને ? અને મ્હને તમો દત્તનો અવતાર કહો છો અને કહું તેમ કરવાનો તમારો નિશ્ચય છે, તો મ્હારાં બોલ્યાં ઉપર તમો તર્ક કુતર્ક શા માટે કરો છો ? મ્હેં બાવળનાજ ઝાડની પ્રદક્ષિણા ફરવાનું કહ્યું તેમજ કરો."

લક્ષ્મીબાઇ—"અરે, પણ બાવળના ઝાડની પ્રદક્ષિણા ફરતી જોઇ લોકો શું કહેશે ?"

મહાહાજ—"લોકો તરફ જોવું હોય તો છોડી દો (આ વાત)."

લક્ષ્મીબાઇ—"ઉંબરાની પ્રદક્ષિણા ફરૂં ?"

મહારાજ—"તમો તમારે ઉંબરાની ફરો કે પીપળાની હું કાંઈ કહેતો નથી. હું તમને બાવળની ફરવા કહુંછું." છેવટે લક્ષ્મીબાઈ મહારાજનું બોલવું ઠઠ્ઠામાં સમજી," ઠીક મહારાજ, તમારી મરજી. ખરૂં ના કહો." એમ કહી ચાલતાં થયાં.

પ્રાત:કાલનું શૌચ મુખમાર્જન (ઝાડો–મ્હોંધોવાનું) થયાં પછી ચિન્નાસ્વામી અને સુવર્ણાના આગ્રહથી રોજ તો નહીંજ પણ દર ગુરૂવારે મહારાજ સ્નાન કરતા. તે પણ સ્હવારમાં જલદીજ ચિન્નાસ્વામી અને સુવર્ણા બેઉ જણા તેમના શરીરપર તેલ વગેરે ચોળી ગરમ પાણીથી ન્હવરાવતાં. આખો દિવસ મહારાજ ખાતાપીતા ન હોવાથી તેમની મરજીમાં આવે ત્યાં તે આખાં ગામમાં ફરવા જતા. કોઈ વખત ગામમાં તો કોઇ વખત ગામની બહાર ઘણુંખરૂં મહારાજ ગમે ત્યાં ફરવા જાય અને તે વખતે મિરા પાસે હોય તો તે પણ મહારાજ ના ના કહે છતાંએ બળજબરીથી તેમની પાછળ પડી તેમની સાથે ફરતી. કોઇ કોઇ વખત મહારાજને તે મિરિને સાથે લઇ ન જવી હોય તો કોઇપણ

નિમિત્તે (બ્હાને) તેને તેને ઘેર અથવા બીજે ક્યાંઇ પણ તેને જવાનું કહી તેની નજર ચૂકવી મહારાજ એકલાજ ચાલી જતા અને મહારાજ પોતાની નજર ચૂકવી ચાલ્યા ગયા છે એ વાત સમજી જઇ તે એકલીજ મહારાજની શોધ કરતી કરતી રસ્તે રસ્તે લોકોને પૂછતી ફરતી; પછી કોઇ કોઇ વખત મહારાજ તેને જડતા અને કોઇ કોઈ વખત તેને નહીં મળતા. કોઇ કોઇ વખત મહારાજ ક્યાંઇ ન જતાં આખો દિવસ પોતાની કોટડીમાંજ પડી કે બેસી રહેતા. મહારાજ એમનાં ઠેકાણાં (મુકામ) પર હોય ત્યારે અગીઆર બાર વાગ્યાથી સંધ્યાકાળે પાંચ વાગ્યા સુધી ઘણું ખરૂં ન્હાના મ્હોટા ઑફીસર લોકોની સ્ત્રીઓનું પુષ્કળ તેલંગી અને બંગાળી સ્ત્રીઓનું મ્હોટું ટોળું ભેગું થતું. આ બધી સ્ત્રીઓ દર્શને આવતી તે ખાલી હાથે નહોતી આવતી પણ કોઇ મહારાજ માટે દુધ તો કોઇ ચ્હા, તો કોઇ કૉફી, તો કોઇ લાડુ, શિરો તો કોઇ ઘરમાં જે કાંઇ જમવાનું કર્યું હોય તેમાંના ભાત રોટલામાંથી કાંઇપણ મહારાજ એમના હાથનું કંઇપણ ખાય એ ઉદ્દેશથી કાંઈ પણ લાવતાં. કોઈ ખાસ કાંઇપણ નવી જણસ લાવતાં તો કોઇ કાંઇ ફળો લઇ આવતાં. "તમો કોઇ ના આવતાં આવા પદાર્થો લાવતાં ના" એમ મહારાજ ઘણે પ્રકારે, કોઇ વખત તેમની સાથે મીઠું બોલી, તો કોઈ વખત ગુસ્સે થયા જેવું દેખડાવી, તો કોઈ વખત લોકોના આવવાથી કંટાળ્યા જેવી સ્થિતિ કરી કહેતા અને જેમ તે ઉપાયથી પણ કોઇ ન આવે તે માટે પ્રયત્ન કરતા. છતાં બધાં આવતાંજ, તેઓના લાવેલા પદાર્થોમાં કાંઈ જમવાના પદાર્થો હોય તો તેમાંથી મહારાજ મિરા અને તેની બ્હેન કોંડી-એ બેઉને થોડા આપતા.

ચિન્નાસ્વામી અને સીતારામબાબુ શિર્ડીથી પાછા ખડ્ગપુર આવ્યા અને તેમણે શિર્ડીની બધી હકીકત મહારાજને કહી. પરંતુ મહારાજ ખડ્ગપુરમાં હોયાંની વાત ચિન્નાસ્વામીએ શિર્ડીમાં કોઈને ખબર પડવા દીધી નહીં. પોતે શિર્ડી ગયા પછી પોતાની પાછળ મહારાજની પરમેશ્વરી અવસ્થા પ્રકટ જાહેરમાં લાવવાને, પહેલાંની હકીકતની ખબર હોય એવાં માણસોમાંનાં અહીં કોઇ

ન્હોતાં છતાં, તે એકદમ કે'વી રીતે પ્રકટ થઈ અને સેંકડો સ્ત્રી પુરૂષોનાં ટોળાં મહારાજના દર્શન માટે કેમ ભેગાં થવા માંડયા એ વિષે ચિન્નાસ્વામી તથા સીતારામબાબુને બહુ આશ્ચર્ય થવા લાગ્યું. મહારાજ અશક્ત હોવાથી, સ્ત્રી પુરૂષોની ગર્દીને લીધે તેમને ખૂબજ ત્રાસ થાય છે તેથી તેમને મહારાજ માટે ચિંતા પણ થતી. દર આઠ દિવસે ગુરૂવારે મહારાજ સ્નાન કરે છે એમ ખબર પડયાથી દર્શનમાટે આવનારી સેંકડો સ્ત્રીઓ મહારાજને ન્હવરાવવા માટે પોતપોતાના ઘરનું ગરમ પાણી હાંડા ગાગર ભરી કોઈ માથાં ઉપર તો કોઈ કેડ ઉપર લઈ આવતી. પાણી સાથે ચીકાખળી તથા તેલ લઈ દર ગુરૂવારે ઘણી ખરી સ્ત્રીઓ આવતી. ઘણાએ લોકોનાં ઘરનાં તેલ ચીકાખળી ખૂબ ભેગાં થતાં. જે તે પોતાનું તેલ મહારાજને ચોળી, ચીકાખળી લગાડી, મહારાજને ન્હવરાવતું ન્હાતી વખતે મહારાજ પ્રથમથીજ નગ્ન સ્થિતિમાંજ હોઈ ચિન્ના-સ્વામીના ઘર સામે ફણસનાં ઝાડ નીચે ન્હવરાવવાનો સમારંભ થતો. કોઇ કોઇ વખતે ગમે તે એકાદ ગુરૂવારે મહારાજ બધી સ્ત્રીઓને હાથે સ્નાન કરાવતા હોય ત્યારે વચ્ચેજ ( એકદમ) બધાં ઉપર ગુસ્સે થઇ તેમણે લાવેલું પાણી ઢોળી નાંખતા, તે ચીકા-ખળી ફેંકી દેતા અને તેમનાં વાસણો ફેંકી દઇ એકદમ બધાને કહાડી મૂકતા. પછી ( અને ) બાજરૂ વિગેરે જગ્યાનું ગંદું પાણી વહેતું હોય એવી ગટરમાં જઈ, તે પાણીમાં જય અંગામાઇ કહી હાથને ખોબે ખોબે પોતાના શરીર ઉપર માથાં ઉપર રેડતા અને તેજ પાણી મોંમાં લઇ કોગળા કરતા અને પીતા પણ ખરા. મહારાજ એકવાર ગુસ્સે થાય એટલે કોઇ સ્ત્રી કે પુરૂષ તેમની પાસે ઉભાં ન રહેતાં. મહારાજ શાંત સ્થિતિમાં હોય તોપણ કોઇ મહારાજ આગળ એકદમ જતું નહીં. દૂરથીજ ખડી, મહારાજનું ધોરણ જોઈ, ધીમે ધીમે મહારાજ પાસે લોકો ભેગા થતા. (પછી) ગુસ્સે થાય એટલે તો કોઈ એમની સામે જતુંજ નહીં. આવી રીતે દર ગુરૂવારે સ્નાન કરતા અને એક મહિનો થાય તે પછીને ગુરૂવારે હજામત કરાવતા.

એક દિવસે મહારાજ સંધ્યાકાળે ચાર વાગ્યાને સુમારે શરી-

રપર કંતાણુનો ટુકડો લઇ ગામમાં અને ગામ બહાર ફરતા ફરતા એક કુવા ઉપર ભાગુ નામની મહાર ( શૂદ્ર ) સ્ત્રી તેના વરના તથા દીયરનાં ખૂબ કપડાં, વર્કશૉપનાં કામમાં બહુ મહિનાનાં કાળાં થયેલાં ચીકટાયલાં હતાં તેને સાબુ લગાડી ધોતી હતી. તેણે ધોવાની શરૂઆત તરતનીજ કરી હતી, એટલામાં મહારાજ ત્યાં આવી પહોંચ્યા. કપડાં ખૂબ હોઇ, ઘણાં દિવસનાં મેલાં અને ધોનારી એકલીજ, તેમાંએ સંધ્યાકાળ થયેલી, આ (બધું) જોઇ મહારાજને તેની દયા આવી તેથી તરતજ તેની ડોલ લઈ મહારાજ તેને કુવામાંથી પાણી કહાડી આપવા લાગ્યા, અને તેના કપડાંને સાબુ વગેરે લગાડી રીતસર કપડાં ધોવા લાગ્યા. ત ન ધોવા મહારાજને ભાગુએ ખૂબ કહ્યું અને વારંવાર તે મહારાજને પગે પણ પડવા લાગી. પરંતુ મહારાજે કહ્યું, “અરે ભાગુબાઈ આટલાં બે પખાલ લૂગડાં તમો ક્યારે ધાશો ? ઘેર તમારી સાસુ કે કોઇ હશે તે રાહ જોશે. સંધ્યાકાળ થઇ છે માટે હું થોડું ઘણું કરૂં છું તે કરવા દો. થોડું તું કર થોડું હું કરૂં છું.” એમ કહી મહારાજ તેનું સાંભળ્યા વગર ધોતા હતા. ભાગુ મહારણી પોતે બહુ ગરીબ સ્વભાવની, શાંત તથા પતિ તથા સાસુની આજ્ઞા પ્રમાણે ચાલનારી સ્ત્રી હતી. અને તેમની સેવા કરવામાં તત્પર હોઇ મહેનતુ હતી. મહારણી હોવા છતાં તેનું મન પવિત્ર હતું. તે શુદ્ધ ભાવથી તથા સ્ત્રી ધર્મ પ્રમાણે ચાલનારી સ્ત્રી હતી. તેનો વર નામદેવ પણ વર્કશૉપમાં નોકરી કરતો હોઈ પરમેશ્વરનો મ્હોટો ભક્ત હતો. રોજ પરોઢીએ ઉઠી બ્રાહ્મણ પેઠે સ્નાન કરતો તુળસી પીંપળાની પૂજા કરતો, સૂર્યને અર્ઘ્ય આપતા અને ઘરમાં સ્થાપેલા દેવની પૂજા વગેરે કરી લાંબા વખત સુધી આંખો મીંચી ધ્યાન ધારણા કરતો. ત્યાર પછી હાથમાં એકતારી લઈ તેના સુરમાં સુસ્વર કબીરનાં પદો ગાતો. આવી રીતનો તેનો નિત્ય નિયમ આટોપી તે કામે જતો. આ નામદેવ મહાર ( શૂદ્ર ) ની મહારાજ ઉપર બહુ ભક્તિ મ્હોટી એ આગળ સમજાશે. મહારાજ કપડાં ધોવા લાગ્યા તે દરમ્યાન તે ભાગુ મહારણીની આંખમાં પાણી આવી તેનું મ્હોં દીન બની ગયું. મહારાજ કહેવા લાગ્યા, “તને શા માટે ખરાબ લાગે છે ?”

તે—" હું ગાંડી ઘેલી જાતની અને તમો સાક્ષાત્ દેવ. તમો મ્હને ધોવા લાગોછો તેથી મ્હને ખરાબ લાગે છે. મ્હારા વરને, સાસુને ખબર પડશે તો તે ગુસ્સે થશે અને હું તે છુપાવું કે'વી રીતે ? હું કહી દઈશજ. "

મહારાજ— " કહી દેજે. તે કાંઇ ગુસ્સે નહીં થાય. "

એમ વાત કરતાં કરતાં બધું ધોવાનું થઈ રહ્યાં પછી ભાગુ ઘેર જતી વખતે બોલી, " મ્હારે ઘેર આવશો કે ? "

મહારાજ—" આવીશ મ્હને લહેર આવશે તો. "

પછી ભાગુએ દૂરથીજ પોતાના ઘરની નિશાની દેખાડી દીધી અને તે પોતાને ઘેર ગઇ અને મહારાજ પોતાના મુકામપર ગયા.

પછી બે ત્રણ દિવસ મહારાજ પોતાના મુકામપરજ હતા. ત્યાં હોય ત્યારે સેંકડો સ્ત્રી પુરૂષો દર્શન માટે ભેગાં થતાં. મહારાજ પણ તેમની લહેરમાં હોય ત્યારે કાંઇપણ પોતાની ગમ્મત માટે બડબડવાની રીતે એટલે કોઇને પણ સંબોધ્યાં શિવાય પોતાના જીવમાં દેખાય તેમ જીવ સાથેજ બોલતા. મહારાજની આ'વી બડબડ સાંભળનારને બહુ મધુર ગમતી ( ગમ્મત આપનારી ) અને ઉપદેશપ્રદ લાગતી. તેથી દિવસે દિવસે લોકોની સંખ્યા વધારે ને વધારે વધતીજ ગઇ. પરંતુ મહારાજ જો કોઈવાર બગડયા ( ઉખડયા ) તો નરસિંહ અવતારનું સ્વરૂપ પ્રકટ થયા જેવું થઇ એક સરખો ગાળોનો વરસાદ વરસાવી બધાને એકદમ હાંકી મૂકતા, અને કોઇ કોઈ વખત જો સ્ત્રી પુરૂષોમાંથી કોઇ હાથમાં આવી જાય તો તેને પકડી લાતો તથા ગુમ્માથી મારતા. તેથી ત્યાં એવે વખતે કોઇ રહેતું નહીં. બધાં એકદમ પસાર થઇ જતાં. દહાડે ( દર્શને ) આવનાર સ્ત્રીઓનો કંટાળો આવવા માંડે કે મહારાજ ગમે ત્યાં બહાર ફરવા જતા; નહીં તો ભાગુ મહારણીને ઘેર તેની સામેની ઝુંપડીમાં જઈ બેસતા. કોઇ કોઇ વખત ગામમાં ફરતાં ફરતાં કોઇનું કાંઇપણ કામ ચાલુ દેખાય તો મહારાજ તે એકદમ કરવા માંડતા. કેટલાંક ઘરો બાંધવાનાં કામો ચાલુ છે, એમ જોઇ મહારાજ માથાંપર ઈંટો વહેતા,

ચુનાના ટોપલા માથાપર લઈ જતા વગેરે મજુર લોકો સાથે સંધ્યાકાળ સુધી કામ કરતા. કયાંઇ કાંઇ ખોદવાનું હોય તો ખોદતા કોઈ કોઇ વખત ગામ બહાર ફરતાં કાંકરા ફોડવાનું કામ ચાલુ છે એમ માલુમ પડતું તો કોઇના પણ હાથમાંથી હથોડો લઇ-રોજ પત્થરના કાંકરા તોડવા જતા. કોઇ વખત રસ્તા ઉપર ચમાર, મોચી લોકો જુના જોડા શીવતા બેઠા હોય તો તેમની પાસે જઇ તેમને જોડા શીવવા લાગતા. કોઈના પણ ઘરનું પાણી ભરી આપતા. એવાં દરેક કામો એક બે દિવસજ કરતા હતા એમ નહોતું. દહાડે એક બે વાગ્યા સુધી પોતાની કોટડીમાં બેસી રહેતા અને ત્યાં સુધી પૂજ્ય બુદ્ધીથી સ્ત્રીઓ દર્શન માટે આવતી તેમના નૈવેદ્ય વગેરેની વ્યવસ્થા કરી, લહેરમાં હોય તો સ્ત્રીઓને લાયક કંઇક ઉપદેશની વાતો બોલ્યા જેવું કરતા, અને પછી એક બે વાગ્યાને સુમારે એકદમ બહાર ફરવા નીકળી જતા. પછી ઉપર કહ્યાં પ્રમાણે જ્યાં જે કામ મળી આવે, તે ગમે તેવું વા ગમે તે હોય તે, સંધ્યાકાળ સુધી કર્યાજ કરતા. ધોબી લોકોને પણ કોઇ કોઇ વખત ધોવા લાગતા. કોઇ કોઇ વખત કોઇનાં પણ ઘરનાં ધોવાનાં કપડાં ધોતા. ભાગુ મહારણીને ત્યાં મહારાજ રહવાર પછી ફાવે ત્યારે જતા અને ત્યાં જાય ત્યારે તેના વર સાથે બહુ પ્રેમથી વાતો કરતા. તે ઘેર ન હોય તો તેની સાસુની સાથે વાતો કરતા; તેના ઘરનાં કપડાં ધોવાનો વખત હોય તો તેને ધોવા લાગતા, પાણી લાવવાનો વખત હોય તો તેના ઘરનું માટલું માથાં ઉપર લઈ પાણી ભરી આપતા; તેના ઘરમાં દળવાનો વખત થયો હોય તો દળવા લાગતા એવી રીતે તેના ઘરનાં જે જે કામો હોય તે તે કરવા લાગતા. તેના વર સાથે એટલે નામદેવ સાથે હંમેશ એક મિત્ર પેઠે આવી તે ઘેર હોય અને નવરાશનો વખત હોય ત્યારે તેની સાથે વાતો કરવા જતા. તે નામદેવને મહારાજ મ્હોટી યોગ્યતાવાળો સમજી માન પણ આપતા. ભાગુ મહારણીની ઝુંપડીની પાછળ પાસેજ ત્યાંના બધા ભંગીઆ લોકોની ચાલી છે. તે ચાલીમાં પણ કોઈ કોઈ વખત ફેરી મારતા. કોઇ કોઇ વખત પાસેજ જે રેલ્વેનો ભાગ છે તેમાં રેલ્વેનાં કામો ચાલુ હોયજ,

ત્યાં પણ (જઈ) મહારાજ કાંકરાના વૅગનો ભરવાના કામમાં કાંકરાથી ભરેલા ટોપલા કાંઈ પણ ઉંઢણુ લીધાં શિવાય એમજ ઉઘાડાં માથાં ઉપર લઈ વૅગનમાં નાંખતા. ત્યાંના ભીલ મજૂર લોકો જેટલો વખત કામ કરતા તેટલો વખત એઓ પણ રોજ કરવા જતા. તેવીજ રીતે રેલ્વેના કોલસા એક જગ્યાએથી બીજી જગ્યાએ વ્હેવાનું કામ કરવા લાગતા. કોઈ પણ કામ કરતી વખતે મ્હોં વાટે કાંઈ પણ ન બોલતાં સપાટા બંધ કામ કરવા તરફજ તેમનું લક્ષ રહેતું.

એક ગુરૂવારે બધી સ્ત્રીઓએ બહુ ઠાઠમાઠથી બાર એક વાગ્યાને સુમારે તેલ વગેરે ચોળી મહારાજને સ્વચ્છ ન્હવડાવ્યા. મહારાજ પોતાની જગ્યા પર બેસી મોજ ખાતર કાંઈ ઉપદેશની વાતો કહેતા હતા અને રાવસાહેબ વિનાયકરાવ શિંગવેકરની ભોજાઈ આનંદીબાઈ અને બીજી કેટલીક સ્ત્રીઓ મહારાજનાં પગના તળીઆંને, માથાંને અને શરીરને માખણ ચોળતાં બેઠાં હતાં. મહારાજને પગે તથા માથે માખણ ચોળવાનો આનંદીબાઈનો હંમેશનો નિયમજ હતો. થોડો વખત માખણ ચોળાયાં બાદ તેમને શી લ્હેર આવી તે તે જાણે, તે એકદમ ઉઠ્યા. ગુસ્સે થઇ બધાંને કહાડી મૂકયાં અને પોતે એમને એમજ નાગા ઉઘાડા બહાર નીકળ્યા. બધી સ્ત્રીઓનું ટોળું મહારાજ ક્યાં જાયછે તે જોવા માટે ચિમણસ્વામીના ઘરની સામે સડક ઉપર ઉભું હતું. મહારાજે પાછું ફરી જોયું તો તે સ્ત્રીઓ એમની ગમ્મત જોતી ઉભી રહી છે. આ જોઇ મહારાજે એકદમ ગુસ્સે થઈ, નીચા નમી હાથમાં કાંઈ લીધાં જેવું દેખાડી, તેમને મારવા માટે એકદમ તેમના શરીર પર ધસી જવાનો દેખાવ કરતાંજ બધી સ્ત્રીઓ ન્હાસી છૂટી અને મહારાજ ત્યાં પાસેજ દવાખાનાને રસ્તે ગયા. તે બપોરનો વખત હતો તેથી તે બાગમાં બહુ અવર જવર નહોતી. થોડો વખત મહારાજે તે બાગમાં ફર્યાં કર્યું અને પછી આસપાસ કોઈ નથી એમ જોઇ ત્યાં પાસેજ ઘરોની લાઈન હતી તેની પાછળની ગલીમાં ઘુસી એક — સંડાસોના પાયખાનાનાં બારણાં ઉઘાડી તેમાંથી ભરેલા ડબ્બા બહાર કહાડી દરેક બાલદીના ડબ્બા કહાડી

તપાસ્યા. તપાસતાં તપાસતાં એક ડબ્બામાં બહુ હગેલું નહોતું. તે ડબ્બો બહાર કહાડી બીજી બારીમાંનું થોડું થોડું હગેલું જે હતું તે ખાલી ડબ્બામાં નાંખ્યાં કર્યું. એમ ચાર પાંચ સંડાસમાંના ડબ્બાનું બધું ખાલવી લીધું અને ડબ્બા જ્યાંના ત્યાં મૂકી દીધા. પછી તે ભરેલો ડબ્બો માથા પર મૂકી, કોઇ જુએ નહીં તે માટે મહારાજ તે દવાખાનાની એક બાજુથી લઈ જવા લાગ્યા. કોઈ જુએ નહીં તેથી મહારાજ જો કે બાજુને રસ્તેથી જવા લાગ્યા છતાં તેના કર્મ ધર્મ સંયોગથી ત્યાં દવાખાનાના એક બંગાળી ડૉકટર હતા, તેમણે તે વખતે માળ ઉપરથી નીચે ઉતરતાં મહારાજની આ ગમ્મત જોઇ, તેથી તે એકદમ નીચે આવ્યા. ડૉકટર મહારાજને દેવ વગેરે ગણતા નહોતા તેથી પોતાના ડૉકટરી દમામમાં આ કોઇ પણ પાગલ છે એમ સમજી એકદમ જોરથી દોડી આવ્યા જેવું કરી મહારાજના શરીર પર ધસી તેમણે બૂમ પાડી, "એ ડૅમ ફૂલ પાગલ છે? તમો આ ક્યાં લઇ જાવ છો? તમો શું ઘેલા છો? મૂકી દો. જ્યાંથી લીધું ત્યાં મૂકી દો." મહારાજ પોતે પોતાની કંઇક લહેરમાં હોવાથી પોતે શું કરે છે તેમજ પોતાને બીજા શું કહે છે તેનું જાણે કાંઇ ભાન ન હોય એમ થયાથી, ડૉકટરે ગુસ્સે થવા માંડયું તેથી મહારાજ ફરી ધીમે ધીમે પાછલે પગે જવા લાગ્યા અને તે ડૉકટર પણ મહારાજ તે ડબ્બો તેને ઠેકાણે મૂકી દે તે માટે તેમની પાછળ આવતાજ હતા. મહારાજે તે ડબ્બો જે સંડાસમાં હતો તેની બારીમાં મૂકી દીધો, અને પોતે એક કચરો નાખવાના પાંજરા આગળ ગંદી જગ્યામાં બેસી આળોટવા માંડયું. બધું શરીર, કયાંઇ કયાંઇ ગુથી ખરડાયું તો કયાંઇ કયાંઈ લાલમાટીથી રંગાયું—આ વખતે હજી દિવસ ઘણો બાકી હતો. તે વખતે પોતાના મુકામ પર સડક સુધી ઘર પાસે આવ્યા. એટલામાં મહારાજ ઘેર આવ્યા હશે એ જોવા માટે લક્ષ્મીબાઈ વગેરે તે ગલીમાં રહેતી સ્ત્રીઓ ત્યાં આવતી હતી તેમણે મહારાજને જોયા અને મહારાજનું તે અમંગલ થયેલ શરીર જોઈ લક્ષ્મીબાઇ વગેરે બધી સ્ત્રીઓ કહેવા લાગી, "અમો સર્વે સ્ત્રીઓ મળી આજે ગુરૂવારનું સ્નાન કરાવી

સ્વચ્છ કરી શરીરે ઘી માખણ ચોળી બધું આટલી કાળજી તથા લાગણીથી કરીએ અને તમો આ'વી અહીં તહીંની ગંદી જગ્યામાં જઇ બધું શરીર ગંદુ કરી ( લો ) નાંખો એ શું ઠીક દેખાય છે?"

મહારાજ—"લક્ષ્મીબાઈ, મ્હને ન્હવરાવી ધોવરાવી સ્વચ્છ કરવાનું શું હું કહું છું? તમો શા માટે મ્હને ન્હવરાવવાની ભાંજગડમાં પડો છો? તમો મ્હને ન્હવરાવી સ્વચ્છ કરો તે અને ગુખાડીમાં જઇ હું ગંદો થઇ આવું એ બેઉ મ્હારા મનને તો સરખાંજ લાગે છે. તમોને હોંસજ છે તો તમો મ્હારૂં ફાવે તે કર્યાં કરો. મ્હને સવડ પડશે તે હું કર્યો જઇશ." એમ કહેતા કહેતા મહારાજ પોતાની કોટડીમાં જઈ પડી રહ્યા, અને લક્ષ્મીબાઈ વગેરે પણ મહારાજની પાછળ પાછળ થોડો વખત જઈ, મહારાજ પાસે આવી બેઠાં. થોડે વખતે તે પોતપોતાને ઘેર ગયાં અને મહારાજ માટે રાંધી સંધ્યાકાળે નૈવેદ્ય લઈ આવ્યાં.

એક દિવસ મહારાજ દહાડે ચાર વાગે સામેના મેદાનમાં તારના થાંભલા પાસે કોઈ નથી એમ જોઈ શાંત બેઠા હતા. તે દિવસ રવીવારનો હોવાથી ઑફીસના લોકોને છુટ્ટી હતી. મહારાજને શાંત બેઠેલા જોઇ મહારાજના દર્શન માટે ખૂબ લોકો ભેગા થયા. દૂરથી જમીનપર માથું મૂકી ( નમાવી ) નમસ્કાર કરી બધા લોકો દૂર બેઠા એટલે મહારાજ—"આજે તમો લોકો તમારાં કામ છોડી આ વખતે કેવી રીતે આવ્યા?" તેમનામાંથી કોઇકે કહ્યું, "આજે રવીવારની ઑફીસમાં રજા હોવાથી આપનો કાંઇ ઉપદેશ કાને પડે એ ઉદ્દેશથી લોકો ભેગા થયા છે."

મહારાજ—એ'વા ઉદ્દેશથી તમો લોકો આવો છો, પરંતુ તમારા જેવા મ્હોટા મ્હોટાઓને તથા ખૂબ યોગ્યતાવાળાઓને લાયક ઉપદેશની વાત કહેવાનું મ્હારામાં જરાએ સામર્થ્ય નથી. મ્હારી સ્થિતિ ફક્ત દુઃખી કષ્ટમયી છે. ઉપદેશ જેવું મ્હને કાંઈ આવડતું નથી. એ હું ખરેખર કહું છું.

એટલામાં દામોદરપંત નામના ગૃહસ્થ હાથમાં ભગવદ્ગીતાનું

પુસ્તક લઈ મહારાજને નમસ્કાર કરી બેઠા અને બોલ્યા, "ગીતા સમજી લેવાની મ્હને ઘણા દિવસથી ઇચ્છા છે તે ઇચ્છા આપ પૂર્ણ કરો એવી મ્હારી આપના ચરણ આગળ વિનંતી છે." તે વચન સાંભળી મહારાજ—"અરે, મ્હેં હમણાંજ કહ્યું કે મ્હને કશુંએ, કાંઈપણ આવડતું નથી."

તે લોકોમાંથી કોઇ—"મહારાજ, આપનું આ કહેવું સંભવનીય (શક્ય) લાગતું નથી."

દામોદરપંત—"મ્હારી ખાત્રી છે કે ભગવદ્‌ગીતાનો ખરો વર્મ આપના શિવાય કોઈ કહી શકશે નહીં." એમ કહી તરતજ દામોદરપંતે શ્લોકો વાંચવાનો આરંભ કર્યો. તે વાંચતા હતા અને મહારાજ સાંભળતા હતા. દસ પાંચ શ્લોકો થયાં પછી

મહારાજ—"બહુ સુંદર વાંચતાં આપને આવડે છે."

દામોદરપંત—"એમ ફક્ત વાંચીએ તેનો શો ઉપયોગ?"

મહારાજ—"ઉપયોગ ન હોય તો ના વાંચો."

દામોદરપંત—"આપ વર્મ સમજાવો એટલે ઉપયોગ છેજ." દામોદરપંતે ભક્તીભાવનો કરેલો ખોટો ડોળ તથા તેનો કપટી સ્વભાવ જાણી તે પ્રમાણે મહારાજ તેની સાથે બોલતા હતા.

મહારાજ—"મ્હને તે સાક્ષાત ભગવાનની ગીતાનો વર્મ કેમ સમજાય? જો મ્હને તેમાંનું કાંઇ સમજાતું આવડતું હોત તો આમ ભ્રમિષ્ટ પેઠે ભેલઈ કરતો મહાર ભંગીઓને ત્યાં શા માટે ભટકતો ફરતો હોઉંશ? મ્હને જો કાંઇ આવડતું હોય એમ તમો ધારતા હો તો પેલી ભંગીની ચાલમાં એક મહારણી રહે છે તે મ્હને તે શીખવે છે."

દામોદરપંત—"તેણે શીખવ્યું હોય તેજ અમને કહો."

મહારાજ—"તેણે શીખવેલું મ્હારેજ શું કામ કહેવું જોઇએ? તમોજ તે ભંગડી પાસે જશો એટલે તમોને પણ શીખવશે. તમને તેનું ઘર ખબર ન હોય તો—મહારાજે તે ભંગડીના ઘર તરફ આંગળી કરી કહ્યું-પેલું ઘર જુઓ જ્યાં પેલી ઉંચી ઉંચી જોઓ છે તેજ તે ઘર છે. હું તેને ત્યાંજ ભગવદ્‌ગીતા શીખ્યો. હું તેને

ત્યાં કેવી રીતે શીખ્યો, તે કહું છું. હું હાથમાં ભગવદ્ગીતાની પોથી (ચોપડી) લઇ ગયો. મ્હને તે ભંગી સ્ત્રીએ કહ્યું, "મ્હારી પાસે તું શીખવા બેસે તે પહેલાં, પાસેજ પેલી મ્હોટી ગટર દેખાય છે, જેમાં સંડાસ વગેરે ઠેકાણે ઠેકાણેનું ગંદું પાણી જેમાં વહે છે, તેમાં ન્હાઇ તેજ ગટરના ગંદા પાણીમાં તારી ભગવદ્ગીતાની ચોપડીના એકે એક પાનાને સારી રીતે ન્હવરાવી પછી તે ચોપડી મ્હારી પાસે લઇ આવ." એમ તેણે કહ્યું કે તરતજ કોઇ પણ પ્રકારની શંકા કુશંકા ન કરતાં તેણે કહ્યાં પ્રમાણે બરોબર કર્યું અને પછી તે જે જે વખતે મ્હને બોલાવી જે જે રીતે તે ન્હવરાવેલી ભગવદ્ગીતા ઉપરથી શીખવતી તેમ તેમ હું પણ શીખતો રહ્યો. હજી મ્હારે તેની પાસે પુષ્કળ શીખવાનું છે."

દામોદરપંત—"મહારાજ, આપ એમ કહેશો એટલે કાંઇ અમો લોકો તમને જવા દેશું? ભગવદ્ગીતાનું કાંઇપણ જ્ઞાન આપના તરફથી મળે એટલીજ પ્રાર્થના છે."

મહારાજ—"મ્હેં અત્યાર સુધી કહ્યું તે ખરેખરૂં કહ્યું છે. પણ જો તમો લોકોની એવી રીતે સમજુત ન થતી હોય તો હવે બીજી રીતે કહી જોઉં છું. અરે, હવે તમે આમ જુઓ, પહેલાં સૌ સૌની મેળે પોતાના મનમાં વિચાર કરો કે ગીતા કોણે કોને કહી?"

દામોદરપંત—"શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહી"

મહારાજ—"તો પછી તેનો વર્મ કહેવાને શ્રીકૃષ્ણ ભગવાન શિવાય બીજો કોણ સમર્થ હોઇ શકે? ગીતા સમજાવવાને શ્રીકૃષ્ણ ભગવાનજ જોઇએ. હું તો પડ્યો મૂર્ખ. તે કેમ કહી શકું?"

દામોદરપંત—"અમને તો આપજ સાક્ષાત શ્રીકૃષ્ણ ભગવાન દેખાવછો."

મહારાજ—"તમને તેમ દેખાતું હશે. પણ મ્હને તો એમ લાગવું જોઇએને?"

દામોદરપંત—"અમે તો આપને શ્રીકૃષ્ણ ભગવાનજ સમજીએ છીએ."

મહારાજ—"ઠીક, ભાઈ તમો કહો છો તે પ્રમાણે હું હઇશ પરંતુ હું જો શ્રીકૃષ્ણ ભગવાન (હોઉં) તો તમો અર્જુન હોવા જોઇએને? તમો જો બરોબર અર્જુન બનો તો અર્જુન માટે એટલે તમારે માટે ગીતાનો વર્મ સમજાવવા મ્હારામાં પણ શ્રીકૃષ્ણ પણું આપોઆપ આવશેજ; કારણ અર્જુનમાં અર્જુન અવસ્થા પહેલેથીજ હતી. તેથી અર્જુન માટે શ્રીકૃષ્ણ ભગવાન (થયા). શ્રીકૃષ્ણ ભગવાન માટે અર્જુન નથી. માટે તમારામાં અર્જુન અવસ્થા હશે કે આવશે તો તમારે માટે સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન મ્હારામાં અવતરશે; તેથી તમો પ્રથમ અર્જુન અવસ્થા સ્વીકારો અને પછી મ્હને શ્રીકૃષ્ણ કહો. અરે તમારામાં જો પૂર્ણ અર્જુન અવસ્થા આવે તો શ્રીકૃષ્ણ થવા માટે મ્હારીજ જરૂર શા માટે? પછી તો જ્યાં ત્યાં શ્રીકૃષ્ણ ભગવાનજ દેખાશે."

દામોદરપંત—"મહારાજ, અર્જુન અવસ્થા કેમ મેળવવી એજ અમને ખબર નથી."

મહારાજ—"જો ખબર ન હોય તો તે ખબર પડે અને તે અવસ્થા તમારામાં આવે ત્યાં સુધી મ્હને પણ શ્રીકૃષ્ણ ભગવાન શા માટે કહો છો? હવે અર્જુન અવસ્થા એટલે શું તે સમજી લો. મ્હેં ન્હાનપણમાં એક ડાહ્યા માણસ પાસેથી સાંભળ્યું હતું કે અર્જુન એટલે નિરૂપયોગી, શુષ્ક થયેલ (સૂકાઇ ગયેલ), કચરા કસ્તરની અવસ્થામાં હોય તે ઘાસ; તેનું નામ અર્જુન. કૃષ્ણાવતારમાં જે અર્જુન થઈ ગયો તેનામાં કચરા કસ્તર જેવીજ અવસ્થા આવી હતી. તેથી તેનું નામ અર્જુન સાર્થક નીવડ્યું. માટે તે અર્જુન શબ્દના અર્થ પ્રમાણે તમારા મનની, જીવની, તદ્દન નિકૃષ્ટ, સર્વપ્રકારે નિરભિમાની (અભિમાન રહિત) કચરા કસ્તર જેવી સ્થિતિ થવી જોઇએ એટલે શ્રી કૃષ્ણ ભગવાન તમારી સામે ઉભાજ છે. તેમ ન બનતું હોય તો તમારૂં જે નામ હોય તે નામના અર્થ પ્રમાણે તો બની જાવ. માટે ભગવદ્ગીતાનો વર્મ સમજી લેવા વા સમજવા માટે તેવી યોગ્યતાવાળો અધિકાર તમારામાં આવ્યા શિવાય ઉચ્ચ પદની પ્રાપ્તિ માટે, હોંસ રાખવી

વ્યર્થ છે. સારાંશ તમારા મનનું કાળું ખરાબ દૂર કરી, સર્વપ્રકારે અભિમાન રહિત થઇ ગીતા સમજી લેવા જેટલી તૈયારી થાય એટલે શ્રી કૃષ્ણ ભગવાન જેવા કોઇ પણ આવી ફક્ત ચાર શબ્દ કહીનેજ આખી ગીતાનો અર્થ સમજાવી દેશે." એવું કાંઇ બોલતાં બોલતાં મહારાજે તે બધાને કહ્યું, "જાવ હવે. હું ગમે ત્યાં પગ મોકળો (છૂટો) કરી આવું છું." એમ કહી મહારાજ જે એકદમ ઉઠયા તે ઠેઠ ભાગુ મહારણીની ઝુંપડીમાં ગયા. ત્યાં તેનો વર નામદેવ પણ રવીવારની રજા હોવાથી ઘેરજ હતો. મહારાજ ઝુંપડીમાં બેસી તેની સાથે કાંઈ વાત કરતા હતા એવામાં નામદેવ પણ પોતાની એકતારી કહાડી મહારાજ આગળ બેસી કબીરનાં ભજન ગાવા લાગ્યો. તેનો કંઠ મધુર હતો, તેથી અને તે બહુજ ભક્તિભાવથી ગાતો હતો તેથી તે ગીત (ભજન) સાંભળતાં સાંભળતાં મહારાજને પ્રેમાશ્રુ આવી સદ્ગદિત થઈ તે રડતા હતા.

"સાધુકી સંગત પાયીં, જાકીં પૂર્ણ કમાઇ. સાધુકી० સંગત ॥ ધ્રુવ ॥
સાધુકી સંગત, સંતકી સેવા બનત બનત બનજાઈ ॥ જાકી પૂર્ણ ॥
ધના જયેષ્ટા રોહિદાસ નામા તિસરી મીરાબાઈ ॥ જાકી પૂર્ણ ॥
કહત કબીરા સુન મેરે ગુનિયા જોતમે જોત મિલાઇ ॥
જાકી પૂર્ણ કમાઈ સાધુકી સંગત ॥"

આ પ્રમાણે બેસીને થોડો વખત સાંભળી સંધ્યાકાળ થઇ તેથી મહારાજ પાછા મુકામપર આવ્યા.

માગસર (માર્ગશીર્ષ) માં દત્તજયંતીનો દિવસ આવ્યો. તે દિવસથી ઘણાંખરાં સ્ત્રી પુરૂષો રોજ મહારાજની પૂજા અર્ચા કરવા લાગ્યા તથા નૈવેદ્યના ખુમચા લઇ આવતાં. પછી ત્યારથી રોજ સ્ત્રી પુરૂષો પૂજા નૈવેદ્ય થયા શિવાય ઘેર જમતાં નહીં. પરંતુ મહારાજની કોઇ કોઈ વખત ભ્રમિષ્ટ જેવી, પાગલ જેવી, વચ્ચે વચ્ચે સ્થિતિ થતીજ હતી. એવે વખતે બધાંના પૂજાના નૈવેદ્યના ખુમચા મહારાજ ચિન્નાસ્વામીના ઘરની સામેની સડકપર ફડાફડ ફેંકી દેતા. તે વખતે તેમની આંખો તથા મ્હોં

કાંઈ જુદાંજ દેખાતાં હોઇ કોઇપણ તે વખતે ત્યાં ફરી (ઉભું રહી) શકતું નહીં; અને બધાંને ગાળો દઇ કહાડી મૂકતા. કોઈ કોઈ વખત શાંત મુદ્રાથી હસતા હસતા ગમ્મતથી વાતો કરતાં કરતાં પૂજા વગેરે કરાવી પણ લેતા; અને કોઇ કોઇ વખત ગુસ્સે થયા જેવા હોય તોપણ પૂજા વગેરે બધું કરાવી લેતા. પરંતુ તે'વે વખતે આંખમાં પૂષ્ણ પાણી લાવી અસ્ખલિત રડતા. પછી પછી તો યમુનાબાઈ નામની એક બ્રાહ્મણ સ્ત્રી હતી તેણે પોતે નિયમ કર્યો કે મહારાજને રોજ દુધ લાવી આપવું, પછી તે પીએ યા ન પીએ, અને દુધ ગમે તેમ કરી મહારાજ ના ના કહે તોપણ કાંઈ નહીં તો દુધનું વાસણ મહારાજને મ્હોંએ લગાડી તેમનાં તેવાં એઠાં દુધમાંથી થોડું દુધ પ્રસાદ તરીકે લેવું. આ'વો નિયમ તેણીએ કર્યો. તનો તેનો નિયમ જોઈ મહારાજ પણ તેનું દુધ લીધાં જેવું કરી પાછું આપતા. પરંતુ મહારાજ તેનું તે દુધ લેતી વખતે તેના સામું જોતા અને રડતા. બીજે વખતે પણ તેમને લહેર આવે ત્યારે કોઇ કોઇ વખત તે રડતા. પણ તેમનું તે રડવાનું જુદું અને આ બાઇનું દુધ લેતી વખતે તેના તરફ જોઇ રડતા તે કાંઈ જુદાજ પ્રકારનું લાગતું; અને રોજ તેને એકજ વાક્ય કહેતા કે, "યમુનાબાઈ, ઈશ્વર જેમ રાખે તેમ રહેવું." આ'વો તેનો રોજનો નિયમ, મહારાજનું રડવાનું અને આ પ્રમાણે કહેવાનું રોજ ચાલુજ હતું. આ'વું ફક્ત તેના દુધ વખ-તેજ. બીજે વખતે યમુનાબાઈ જમે ત્યારે આવે તો પ્રેમથી ઉપદેશની વાતો પણ કહેતા. પરંતુ રોજ મહારાજ યમુનાબાઇ સાથે આમ કેમ કરે છે તેનો ખ્યાલ કોઈને ન આવ્યો. તેના વર પણ ઑફીસમાં નોકર હતા, તે પણ રોજ સંધ્યાકાળે મહા-રાજને દર્શને આવતા. તે ગૃહસ્થ સ્વભાવે ગરીબ શાંત તથા ભક્તિમાન હતા. ત દર્શને આવે ત્યારે મહારાજ કદી તેની સાથે બહુ બોલતા નહીં. કોઇ કોઇ વખત, "કેમ છો. વિનાયક-રાવ, ગભરાતા નહીં, ઈશ્વરપર પ્રેમ ભક્તિ રાખતા જાવ." આથી વધારે કદી બોલતા નહોતા. લગભગ એક મહિનો આ પ્રમાણે થવા આવ્યો એટલે વિનાયકરાવ માંદા પડયા, તેમની માંદગી

વધતીજ ગઇ. યમુનાબાઇનો રોજનો દુધનો નિયમ ચાલુજ હતો. હંમેશ પ્રમાણે મહારાજ દુધ લીધાં જેવું કરી તેને ( પાછું ) આપતા. પરંતુ તેના વરની માંદગી વધતીજ ગઇ. તે વખતે, મહારાજ તેના તરફ જોઇ જે રડતા હતા તે રડવાનું બંધ થયું અને સાત આઠ દિવસમાંજ તેમનો ( વિનાયકરાવનો ) છેવટનો દિવસ આવ્યો. તે દિવસે મહારાજ સ્હવારથી ખિન્નાસ્વામીના ઘરમાં ન હોઈ ક્યાંઇથી ફરતા ફરતા બે ત્રણ વાગ્યાને સુમારે ભાગુની ઝુંપડીમાં આવ્યા અને મ્હોં ઉપર કંતાનનો ટુકડો લઇ પડી રહ્યા. ઘણીએ સ્ત્રીઓ અને મિત્ર સ્હવારથી મહારાજની શોધ કરતાં હતાં. તેમનો ક્યાંઇ પત્તો લાગ્યો નહોતો; ભાગુને ઘેર પણ ઘણી વખત જોઇ ગયાં હતાં; પરંતુ લગભગ ત્રણ વાગ્યાને સુમારે એક એક બાઈ ભાગુની ઝુંપડીમાં, મહારાજના આવ્યાની ખબર પડવાથી, આવવા લાગી અને મહારાજ મ્હોટેથી ઉંકારા મારતા, ખોમા, ખોમા, અરે બા કરતા, પડી રહ્યા હતા અને પડ્યા પડ્યા પોતાની કમ્મર પોતાને હાથે જોરથી ( સપાટા ) ઠોકી રહ્યા હતા. તેમાંની એક સ્ત્રી મહારાજની કમ્મર હાથે દબાવવા લાગી. મહારાજે કહ્યું, " આજે મ્હારી કમ્મરનું દર્દ મોટું બન્યું છે કે તારા હાથના દબાવવાનો કાંઇ ઉપયોગ થવાનો નથી, માટે તું તારા પગથી મ્હારી કમ્મર ખુંદ. " પરંતુ મહારાજના શરીરને આપણો પગ કેમ લગાડવો એ વિચારથી તે પગવડે દબાવવાનું આનાકાની કરવા લાગી. મહારાજે જરા તિરસ્કાર બુદ્ધિથી મ્હોટેથી કહ્યું, " જા બાયડી તું કંઇ કામની નથી. " એમ કહે છે એટલામાં મહારાજ કહે તે પ્રમાણે બરોબર ચાલનારી, તેમની સગવડ સાચવનારી, અને કોઇપણ પ્રકારે સંશય ન લેનારી એક બાઈ તે ઝુંપડીમાં આવી તેને જોતાંજ મહારાજ બોલ્યા, " ઠીક આવી, આવ. મ્હારી કમ્મર બહુ દુઃખે છે માટે તું તારા પગથી મ્હારી કમ્મર ખુંદ ( દબાવ ). " આ પહેલાં તેણે મહારાજની કમ્મર કદી દબાવી નહોતી. પરંતુ આ વખતે મહારાજે કહ્યું કે તરતજ તે મહારાજની કમ્મર, કોઇપણ પ્રકારે અનમન કર્યા શિવાય પોતાના પગવડે દબાવવા લાગી.

એટલામાં લક્ષ્મીબાઇ આવ્યાં તથા બીજી સ્ત્રીઓ પણ આવી. મહારાજે કહ્યું, આજે મ્હારી કમ્મર તદ્દન બેસી ગઈ છે. મ્હારાથી ઉઠાતું સુદ્ધાં નથી. આ બિચારી મ્હારી કમ્મર પગ મૂકી દાબી રહી છે તોપણ તેનો ભાર થોડો લાગે છે, તેથી તમો દબાવી જુઓ. લક્ષ્મીબાઇ પણ અનમન ન કરતા પગથી કમ્મર દબાવવા લાગ્યાં. દબાવતાં દબાવતાં કહેવા લાગ્યાં, "તમારી આજ્ઞા એજ અમારી સેવા." પછી તેમનું જોઈ પગે દબાવવા માટે પ્રથમ અનમન કરનારી બાઇને પણ ખરાબ લાગ્યું કે મહારાજે પહેલાં કહ્યું તે પ્રમાણે પગે કમ્મર ન દબાવી એ ઠીક કર્યું નહીં. તેના મનમાં આમ આવ્યાથી તે પણ પગે દબાવવા માટે ઉઠી પાસે આવી અને હવે હું પગે દબાવું છું કહી દબાવવા લાગી. તેને આવેલી જોઈ મહારાજે કહ્યું:— 'હત, તું ના દાબ તું કલ્પના ખોર છે. કોઈ વખત મ્હારો જીવ ગભરાતો હોય અને તે વખતે કાંઈ પગે કરવાની જરૂર પડે તો તું કાંઇ પણ ઉપયોગી થઇ પડવાને બદલે ફોકટ બેઠી બેઠી ગમ્મત જોયાં કરશે." પછી તે બોલી, "મહારાજ હું ચૂકી ગઇ (મ્હારી ભૂલ થઈ) મ્હને (આ વાતની) ખબર નહોતી."

મહારાજ—"ચૂકી શેની? તેટલું તારૂં મન સ્વચ્છ નથી. તમો બધી સ્ત્રીઓ રોજ ફાવે તેમ મ્હારા હાથ પગ દબાવતાં બેસો છો, તેલ ઘી ચોળો છો, તેની મ્હને કોઇપણ પ્રકારે જરૂર નથી; છતાં બળજબરીથી સેવા તરીકે કરો છો. મ્હને પણ ફાવે ત્યારે કરાવી લઉંછું, નહીં તો કહાડી મૂકુંછું. પરંતુ કોઈ વખત મ્હને જો દબાવવું (ચંપાવવા) વગેરે કરાવી લેવાની જરૂર લાગે તોજ હું મ્હારો હાથ અથવા પગ જે દુખતું હોય તે કહું; અને એવી મ્હારી જરૂરને વખતે જો મ્હારી રીત (મરજી) પ્રમાણે તમારાથી ન બને અને કાંઇ અનમન કરો તો અમો અમારે સોસીશું (ભોગવ્યાં કરીશું), કહીશું નહીં." બધી સ્ત્રીઓ સાથે મહારાજે આવું કાંઈ બોલતાં બોલતાં લક્ષ્મીબાઇને કહ્યું, "આજે મ્હારી કમ્મર બહુ દુ:ખે છે અને તે જાણે બેસી ગઇ હોય એમ થયું તેથી મ્હને તે દબાવી લેવાની જરૂર પડી. હવે આવતી કાલે તે સારૂં થઈ જશે."

આટલો વખત યમુનાબાઇના વર વધારે માંદા હતા તોપણ તેમનો અંત આવશે એમ કોઇને ખ્યાલ નહોતો. આખર સુધી સારી રીતે બધાં સાથે વાતો કરતા હતા. મહારાજની લીલાની વાતો પણ આંખમાં પ્રેમાશ્રુ લાવી કહેતા હતા. આવી રીતે મહારાજ સંબંધેજ કાંઇક વિચાર કરતા વા બોલતા હતા તેવામાંજ તેમનો શ્વાસ એકદમ બંધ થઇ ગયો. તેમની સ્ત્રી યમુનાબાઈ તેમજ રડતી દોડતી મહારાજ પાસે આવી અને મહારાજના પગ પર માથું મૂકી ડસકિડસકિ ખૂબ રડવા લાગી અને મહારાજને જોરથી વળગીને બેઠી. તેની તે દુઃખી સ્થિતિ જોઈ મહારાજ પણ તેની સાથે મ્હોટેથી રડવા લાગ્યા અને રડતાં રડતાં તેને સમજાવવા લાગ્યા. તે મહારાજને છોડી જતી નહોતી તેથી મહારાજે લક્ષ્મીબાઇને કહ્યાંથી તેણીએ યમુનાબાઈને મહારાજ પાસેથી બળજબરીથી છૂટી કરી તેને પકડી લઈ ગયાં. આ સંધ્યાકાળનો પાંચ વાગ્યાનો વખત હતો. તેના વર મરણ પામ્યાં પછી ઘણાખરાના લક્ષમાં આવવા લાગ્યું કે યમુનાબાઈ તરફ જોઈ ખૂબ દિવસો સુધી મહારાજે રડયાં કર્યું હતું, અને ઈશ્વર જેમ રાખે તેમાંજ સમાધાન માનવું, આજ મ્હારી કમ્મર બેસી ગઇ, વગેરે મહારાજ જે યમુનાબાઇ વિષે પહેલેથી કહેતા વા કૃતિ કરતા એ તેણીનું ભવિષ્ય દેખાડનારી સૂચનાઓજ હતી, પરંતુ પહેલાં તે કોઇના લક્ષમાં આવ્યું નહીં. મહારાજને ફક્ત આ ભવિષ્ય પહેલેથીજ સમજાઇ ગયું હોયાથી ઘણા દિવસો સુધી તેમણે તેની સામે જોઈ રડવાનું શરૂ કર્યું હતું.

યમુનાબાઇ, તેમના વર મરી ગયાને ત્રીજે દિવસે મહારાજને દર્શને આવ્યાં ત્યારે પણ મહારાજ બાગની ઝુંપડીમાંજ હતા. તે વખતે તેમણે યમુનાબાઇનાં દુઃખપરિહાર માટે સદુપદેશ કર્યો, "યમુનાબાઇ, ગભરાવ નહીં. હું તમને પહેલેથીજ, 'ઈશ્વર જેમ રાખે તેમાંજ સમાધાન માનતાં જાવ,' એમ કહેતો આવ્યો છું અને હાલ પણ તેજ ઉપદેશ લક્ષમાં લાવી બધું દુઃખ ભૂલી જાવ. તમારો તમારા વર પર ખરો પ્રેમ હોયાનું લક્ષણ એ છે અને

પોતાના પતિને પરમેશ્વર સમજી પ્રેમ રાખવો અને વધારવો એ તમારો સ્ત્રી જાતિનો ધર્મજ છે. અંદર ઉંડા ઉતરી જોઇએ તો ખરૂં એમ લાગે છે કે, બીજી બધી સ્ત્રીઓ તરફ જોઇ-હું યમુનાબાઈ માટે કહું છું તે બધી સ્ત્રી જાતિનેજ લાગુ પડે છે એમ સમજી અનાયાસે ખૂબ જણાં તમો સધવા વિધવા સ્ત્રીઓ આવ્યાં છો તો તમો પણ બધાં લક્ષ દઇ સાંભળોઃ-

ખરૂં જોવા જઇએ તો એમ છે કે તમારે સ્ત્રી જાતને પ્રારબ્ધ હોતું નથી. કારણ શાસ્ત્રમાં અને મૂળમાં જોઇએ તો તમારા જેવો સ્ત્રી જાતીને ક્રિયા કર્તૃત્વ વ્યવહાર નથી; અને પ્રારબ્ધની ઉત્પત્તિ ક્રિયા કર્તૃત્વ વ્યવહાર વગર થતી નથી. પુરૂષોમાં ક્રિયાકર્તૃત્વ વ્યવહાર હોય છે તેથી પુરૂષલોકો પોતાના કર્મના યોગથી પ્રારબ્ધ બનાવે છે, તે પ્રમાણે ભોગ ભોગવે છે અને તે કર્મ ભોગવવા માટે હંમેશ જન્મમરણ હોયછેજ. આવી રીતની પુરૂષની આ રહેંટમાળ કદી પૂરી થતી ન હોવાથી તમને ઇશ્વરપણું આવી ખરાં સુખનો લાભ થતો નથી તેથી તમને ઇશ્વરપણું આવે તે માટે સ્ત્રીજાતીની જરૂર હોય છે. માટે પુરૂષ લોકોને લગ્ન કરી સ્ત્રી કરવી પડે છે. સ્વભાવથીજ ઇશ્વરી સંકેતથી સ્ત્રી જાતિમાં પ્રારબ્ધ હોતું નથી તેથી પરણેલી સ્ત્રીઓએ પતિને પરમેશ્વરપણું આવે તે માટે-પરમેશ્વરપણું પુરૂષને ક્યારે આવે? તો પુરૂષનું સારૂં માઠું પ્રારબ્ધ જ્યારે ખલાસ થાય તે વખતે તે પુરૂષ પરમેશ્વરરૂપ થાય છે-સ્ત્રીએ પોતાના પતિને પરમેશ્વર સમજી તેની સેવા કરવી જોઇએ. સેવા એટલે પતિમાં પરમેશ્વરપણું આવવામાં જે વિઘ્નરૂપ છે એવાં પ્રારબ્ધની સેવા કરવી જોઇએ. સેવા એટલે જે વસ્તુની સેવા કરવામાં આવે તે વસ્તુ પોતાનામાં મેળવી લઈ તેનો નાશ કરવો, તેનો અંત આણવો એનું નામ સેવા. જેમ કોઇ કહે છે, 'મહારાજ આ કેરી આપને માટે આણી છે. ગમે તેમ કરી આપ આનું સેવન કરશો એટલે અમને આનંદ થશે.' એટલે કે સેવન કરવું એટલે તે કેરી મ્હારે ખાવી. મહારાજે ખાવી એટલે તે કેરીને મહારાજે પેટમાં નાંખી પોતાનામાં ભેળવી દેવી. એમ થાય એટલે તેનું મહારાજે સેવન

કર્યું એમ થાયછે. સેવન અને સેવા એકજ. તેજ પ્રમાણે સ્ત્રીઓએ પતિની સેવા કરવી એટલે પતિનું પ્રારબ્ધ પોતાનામાં લઇ પોતાનામાંજ તે મેળવી દેવું. આજ જન્મમાં જો સ્ત્રી પતિને પરમેશ્વર સમજી ઇમાન ઇતબારથી, ખરા પ્રેમથી, તેના પ્રારબ્ધની સેવા કરતાં કરતાં, એટલે તેનું પ્રારબ્ધ પોતાનામાં મેળવી લેતાં લેતાં, જો તે પતિનું બધું પ્રારબ્ધ ખલાસ થઈ જાય, તો તે બેઉ સ્ત્રી પુરૂષ પ્રારબ્ધ રહિત થયાં હોવાથી પરમેશ્વર રૂપ બને છે. હવે પતિનું પ્રારબ્ધ સ્ત્રીએ સેવા કરી હરણ કર્યું તેથી તે પ્રારબ્ધ રહિત હોયા છતાં પણ પતિના પ્રારબ્ધથી પ્રારબ્ધવાન થઈ એમ ન કહેવું; કારણ સ્ત્રી જાતિમાં સ્વભાવથીજ ( કુદરતી રીતેજ ) પ્રારબ્ધ રહિત અવસ્થા હોયાથી પતિનું પ્રારબ્ધ તેનામાં જઇ નાશ પામે છે; અને તે સ્ત્રી ફરી પ્રારબ્ધ રહિતજ હંમેશ હોય છે, માટે તે બેઉ સ્ત્રી પુરૂષ લક્ષ્મીનારાયણજ સમજવાં અને તે સ્ત્રીએ પોતાના પતિને પ્રારબ્ધ રહિત કરી પરમેશ્વરરૂપ કર્યાથી તેનો તે પતિ અજરામર થયો. અજરામર અવસ્થા પરમેશ્વર શિવાય કોઈની પણ હોતી નથી. પુરૂષના ક્રિયા કર્તૃત્વ વ્યવ્હારથી બનતો જતો પ્રારબ્ધ ભોગ ભોગવવા માટે તેને વારંવાર જન્મ મરણના ફેરા લેવા પડે છે. સારાંશ, જ્યાં સુધી પ્રારબ્ધ ભોગ છે ત્યાં સુધી અજરામર પરમેશ્વરી અવસ્થા નથી અને પ્રારબ્ધ ભોગ પૂરો થાય એટલે મનુષ્ય અવસ્થા નથી રહેતી. પછી અજરામર પરમેશ્વરી અવસ્થાજ હંમેશ હોય છે. પછી એવાં પ્રારબ્ધ ભોગવનાર મનુષ્યની જે સ્ત્રી હોય તેણે તેના પતિનું પ્રારબ્ધ સેવા ધર્મ વડે ખલાસ કર્યાથી તે અજરામર થયો તેથી તે સ્ત્રી પણ અખંડ સૌભાગ્યવતી થઈ. સ્ત્રીઓને અખંડ સૌભાગ્યની અત્યંત જરૂર છે અને તેમાંજ ખરી મહતી છે. એવી રીતે પોતાના પતિની, એટલે તેના પ્રારબ્ધની સેવા કરી, પરમેશ્વર પણું આવ્યાની તેને પૂરી ખબર પડ્યાં પછી જો તે વર પહેલાં મરી જાય તોજ તે પતિનાં પહેલાં ખરી મરી કહેવાય. પરંતુ પતિનું પ્રારબ્ધ સેવા કરી નાશ કરે નહીં અને તેનામાં પરમેશ્વરપણું આવ્યાની તેને ખબર ન પડે તો તે પતિની પહેલાં મરી ન કહેવાય. તે બેઉને એ ફરી

જન્મ મરણના ફેરા છેજ. પરંતુ તે બેઉ પતિ પત્ની પ્રારબ્ધ રહિત બની પરમેશ્વર અવસ્થામાં–લક્ષ્મીનારાયણ અવસ્થામાં–ક્યારે આવે છે? તો, સ્ત્રી ફક્ત પતિના પ્રારબ્ધનું સેવન કરવા માટેજ લગ્ન કરે અને પુરૂષ પણ પોતાની સ્ત્રી મારફતે પોતાના પ્રારબ્ધનો ક્ષય થાય, એટલે કે તેની મારફતે પોતાનું પ્રારબ્ધ નાશ પામી પોતાનામાં પરમેશ્વર પણું આવે તે માટેજ લગ્ન કરી સ્ત્રી પરણી તેનો ઉપયોગ કરી લે તોજ તે બેઉને લક્ષ્મીનારાયણ અને અજરામર અખંડ સુખનાં અધિકારી સમજવાં; અને જો તે સ્ત્રી મારફતે ફક્ત પ્રારબ્ધનો ક્ષયજ ન કરી લેતાં, તેની મારફતે ઐહિક, ખોટાં ક્ષણિક સુખમાં લંપટ બની છોકરાં ઉત્પન્ન કરવામાંજ તેનો ઉપયોગ કરે અને તે સ્ત્રી પણ તેના ઐહિક સુખનેજ અનુકુલ બની છોકરાં કહાડી લે, તો તે બેઉ, પ્રારબ્ધ વધારતાં, જન્મ મરણના ફેરા ભોગવતાં, નરકનું સાધન કરે છે (કરી રહ્યાં છે) એમ સમજવું.

હવે બીજી અવસ્થા એવી છે કે, મનુષ્ય સ્વભાવ પ્રમાણે પુરૂષ જાતી પોતાની સ્ત્રીનો પ્રારબ્ધ ક્ષય માટે ઉપયોગ ન કરી લેતાં, તેના વિષય સુખમાં લંપટ બની પ્રારબ્ધ વધાર્યાંજ કરે, અને તે પણ પતિની ઇચ્છા પ્રમાણે ચાલવું જરૂરનું છે માટે તેમજ ચાલ્યાં કરે, અને વ્યવહારિક રીતે ઐહિક સુખ માટે કેમ ન હોય પરંતુ, જો તે માટે તેઓ એકેક પર પ્રેમ કરતાં હોય, અને સ્ત્રીએ પણ પતિને પરમેશ્વર સમજી તેને પસંદ પડે તેવી રીતે ચાલી પતિને જે રીતે સુખ અને પરમેશ્વરી સુખ મળે તેમ કરવામાં તત્પર રહેવું તે તેણીનો ધર્મજ છે તેથી, પતિનો પ્રારબ્ધ ભોગ ભોગવવા પોતે તૈયાર થઈ, પતિને ખરા સુખમાં લઇ જવા જે તૈયાર હોય છે, તેનો પણ અધિકાર (યોગ્યતા) મ્હોટો સમજવો. જે સ્ત્રીનો તેના પતિપર ખરો પ્રેમ હોઇ તેના સુખની જો તે હંમેશ કાળજી કરે તો સમજવું કે તેના પતિનું પ્રારબ્ધ તેના તરફ જઈ રહ્યું છે. પતિને ઐહિક સુખ તથા પરમેશ્વરી સુખ મળે અને તે મેળવવામાં તેનું પ્રારબ્ધ તેને નડે નહીં તેથી તેનું પ્રારબ્ધ ભોગવવા જે સ્ત્રી તૈયાર થાય તેની પણ યોગ્યતા બહુ મ્હોટીજ છે. પતિનું પ્રારબ્ધ ન ભોગવતાં તેનાથી થયેલાં ન્હાનાં મ્હોટાં છોકરાં તેને

ગળે ઘાલી, તેને પોતાની પાછળ દુઃખમાં નાંખી, પોતે તેનાં પહેલાં ખોટાં સૌભાગ્યથી મરવું, એ પતિપર પ્રેમ હોયાનું લક્ષણ નથી; એથી તેણે ખરૂં સૌભાગ્ય મેળવ્યું એમ થતું નથી. માટે પોતાના પતિના ખરાં સુખ માટે તેનો પ્રારબ્ધભોગ પોતે ભોગવવો અને પોતાની પાછળ તે દુઃખ ભોગવતો રહે એ ઠીક નહીં, તેથી તેણીએ પરમેશ્વરને અનન્યભાવથી કહેવું કે, " હે, પરમેશ્વર મ્હારા પતિનું પ્રારબ્ધ ભોગવતી હું દુઃખમાં પાછળ રહું તો હરકત નહીં, તેમને ખરા સુખરૂપ બનાવ; હું જે પ્રમાણે મ્હારા પતિની કાળજી રાખી તેમને ખરૂં સુખ આપવાનો પ્રયત્ન કરૂંછું તે પ્રમાણે પણ જો હું પહેલી જાઉં તો, મ્હારી પેઠે તેમનું કોણ સારૂં કરશે ( તેમની કાળજી કોણ કરશે ? ) " પોતાના પતિની જેને ખરેખર આ'વી લાગણી હોય છે તે પહેલાં જવાની ( મરવાની ) ઇચ્છા શા માટે કરે ? " તેનો ફાવે તેવો ( પ્રારબ્ધ ) ભોગ હું તેની પાછળ ભોગવતી રહીશ, પરંતુ મ્હારી સામે તે સુખમાં ગયાનો અનુભવ મ્હને આવે તે માટે હું તેનો પ્રારબ્ધભોગજ પાછળ ભોગવતી રહું તો તેમાં શી હરકત છે ? " આ'વી રીતે સમજીને, જો તે પતિ પાછળ રહે, તો તેનો અધિકાર મ્હોટો હોઇ તે પોતાના પતિને પરમેશ્વરરૂપજ કરે છે, એમ સમજવું. આખરે તેને પણ અખંડ સૌભાગ્યપણાંનોજ અનુભવ આવે છે. માટે યમુનાબાઇ ગભરાતાં નહીં. ઈશ્વર ઇચ્છાથી જે થયું તે સારૂંજ સમજવું. મ્હને પરમેશ્વર સમજી તમો એક નિષ્ઠા રાખો છો તો તેનું ફળ તમારા પતિને, પરમેશ્વર જલદી મળશે એજ છે.

મહારાજ ચિન્નાસ્વામીની કોટડીમાં હતા ત્યારે તેમને ખાવા માટે કેટલીક સ્ત્રીઓ ગળ્યા ગળ્યા પદાર્થો ( ચીજો ) લાડુ, જલેબી કેશરી ભાત, શિરો, શ્રીખંડ, બાસુદી પુરી વગેરે પદાર્થો લઇ આવતાં પરંતુ મહારાજ તેવા પદાર્થોને હાથ પણ લગાડતા નહીં. કેટલીક સ્ત્રીઓએ પૂછયું, " મહારાજ અમો ખૂબ ભક્તિપૂર્વક તમારે માટે આ'વા પદાર્થો લાવીએ છીએ અને તમો તેને હાથ પણ લગાડતા નથી. તો તમને શું પસંદ છે તે તો કહો. "

મહારાજ—" તમો મ્હને જો પરમેશ્વર સમજોછો તો પર-

મેશ્વર ક્યાંઈ તમારૂં માણુસનું ખાવાનું ખાય છે કે? તમારા કરતાં હલકા દરજ્જાનાં પશુ પક્ષીનો ખોરાક, કડબ, ઘાસ, ઝાડપાલો વગેરે તમો ખાશો કે? પશુ પક્ષી કરતાં મનુષ્ય શ્રેષ્ઠ છે. તો સ્વાભાવિક રીતેજ પરમેશ્વરને, તમો મનુષ્યનો લાડુ, જલેબી, ભાત રોટલા વગેરે ખોરાક ખવડાવો તો તે કડબ, ઘાસ, ઝાડપાલા જેવુંજ તો છે. માટે પરમેશ્વરનો ખોરાક માણુસો ખાય છે તેથી જુદો હોવો જોઇએ. તે ખોરાક તમારી પાસેજ હોઈ તમને ખબર નથી તેથી તમારોજ ખોરાક અન્ન વગેરે આ પરમેશ્વર આગળ લાવી મૂકો છો; તેજ જો તેનો ખોરાક હોત તો જેમ કાગડાનું ખાદ્ય (=ખાવાનું, ખોરાક) ક્યાંઇ બહાર મૂકયું હોય તો ત્યાં તે કાગડા ન હોય તોપણ તેને તેની ખબર પડી તે બધા એકદમ ભેગા થઇ ખાઈ જાય છે, તે પ્રમાણેજ પરમેશ્વર પણ એકદમ આવી ખાઇ ગયો હોત. હવે તેનો ખોરાક ક્યો એમ પૂછો તો જેમ તે ગુપ્ત અવસ્થામાં એટલે ન દેખાય એવો છે તેમ (તેનો ખોરાક) ન દેખાનાર ગુપ્તછે. કેવળ પ્રેમથી ભરેલું જે આપણું મન તે પરમેશ્વરનું ખાદ્ય છે. એ તેને આપવું જોઇએ. તે પ્રત્યક્ષ રીતે અપાતું નથી તેથી આપણુંજ ખાદ્ય પરમેશ્વર માટે તેનીજ ભાવનાથી તૈયાર કરી આપીએ તોપણ ચાલે. આથીજ તેને માટે ખાસ તૈયાર કરી પરમેશ્વર આગળ તે ખાદ્ય લાવવાનો પહેલેથી વહિવટ છે. પછી તે ખાય કે ન ખાય. તેને માટે આણેલી ચીજો મન પૂર્વક તેને અર્પણ કર્યા પછી તેમાં ફરી આપણે ફક્ત લક્ષ ન રાખવું (મન ઘાલવું નહીં). તેમાંએ સત્પુરૂષ જેવો કોઇ ચાલતો બોલતો પરમેશ્વર મળે તો તેને પસંદ હોય અને તે જો કહે તો તેજ તેને આપવું. હવે, તમો આ બધું મ્હને પરમેશ્વર સમજી લાવો છો, પણ જે તમો લાવો છો તે મ્હને પસંદ નથી, તે મ્હારા ઉપયોગનું નથી અને તેમાંએ મ્હારાં હાડકાં બહાર નીકળ્યાં છે. એવો હું અશક્ત છું તો આ પદાર્થો મ્હને સદે પણ કેવી રીતે? મ્હારી તબીઅત બગડી હોય છે ત્યારે હું કડવા લીંબડાનો પાલો ખાઉં છું. મ્હને તે પાલો ખાવાની ટેવ છે. લીંબડાનાં પાંદડાંની ચટણી અથવા તેનું શાક

અને જુવારનો રોટલો. એવુંજ હું ઘણા દિવસ પહેલાં ખાતો હતો. કોઇ કોઈ વખત કડવા લીંબડાના પાંદડાંનાં ભજીઆં ખાતો હતો. મગની દાળને ભીનવી રાખી તેને વાટી તેમાં હળધર, મીઠું, જીરાંની ભૂકી નાંખી તેના જેટલો કુમળો કુમળો લીંબડાનો પાલો બારીક વાટી અથવા તેના કકડા કરી તેને ભેગાં કરી મસળી તેનાં વડાં વા ભજીયાં ઘીમાં તળેલાં હું પહેલાં ખૂબ ખાતો હતો. એ તમો કરી લાવો તેથી કહેતો નથી. ચટણી શાક તમો લોકો શા માટે કરી લાવો ? ફોગટ હાથ કડવા થશે." સીતારામ નાયડુની સ્ત્રીએ આ બધું સાંભળી લઈ, બીજે દિવસે સંધ્યાકાળે મહારાજની ખાવાની વખતે, પોતાની અક્કલથી લીંબડાના પાલાની ચટણી વાટી, મ્હોટો ગોળો લઇ આવી. કર્મધર્મ સંયોગે મહારાજ તે સંધ્યાકાળે ખાવાની વખતે ચિન્નાસ્વામીની ખોલીમાંથી બહાર નીકળી, ખાસનીસની પાછળ દવાખાનાની બાજુના મેદાનમાંજ બેસી રહ્યા અને ત્યાંજ સેંકડો લોકો મહારાજની વાતો સાંભળતા બેઠા. છેવટે લક્ષ્મીબાઈ વગેરે સ્ત્રીઓએ મહારાજના કહેવાથી તેમનું ખાવાનું ત્યાંજ આણ્યું. પછી એકેક પદાર્થો તપાસી જોતાં, સીતારામબાબુની મા વર્ધામા કડવા લિમડાની ચટણીનો ગોળો કરી લાવ્યાં હતાં તે, મહારાજના હાથમાં આવ્યો, તે લઈ તેમાંનો થોડોક ભાગ તેમણે ખાધો અને મહારાજ સમજી ગયા કે લીંમડાના પાંદડાની ચટણી આણી છે. તે ખૂબ કડવી હતી, પણ મહારાજને તે પ્રિયજ હતી. આ ચટણીનો પ્રસાદ બધાંને આપવાના ઉદ્દેશથી તે લોકોને મહારાજે "પ્રસાદ લો," એમ કહેતાંજ બધાંએ પોતપોતાનો હાથ લંબાવ્યો. મહારાજે દરેકના હાથમાં ન્હાના બોર જેટલી તે ચટણી આપી અને સર્વેએ પોતાના મ્હોંમાં નાંખી બરોબર ચાવીને ખાધી.

મહારાજ—કેમ કે'વો છે પ્રસાદ ? શેનો છે ? કે'વો લાગ્યો ? એના જવાબમાં ઘણાખરા બધાજ કહેવા લાગ્યા, "પ્રસાદ ખાવામાં તો સુંદર મધુર લાગ્યો, પરંતુ શેનો બનાવ્યો છે એ સ્વાદ લીધાં છતાં અમને સમજાતો નથી.

મહારાજ—"જરા ધ્યાનપૂર્વક સ્વાદ લઈ કહો. ઘણાખરાંને

શેનો કર્યો છે તે કાંઇ સમજાયું નહીં. તેમાં કેટલીક સ્ત્રીઓએ પણ તે ખાધો હતો.”

એક બાઇ—“મહારાજ આતો કડવા લીંબડાનાં પાંદડાની ચટણી બનાવી છે. કાલ તમોએ વાત કહાડી હતી તે ઉપરથી તમોને પસંદ છે એમ જણાયાથી, કોઇએ પણ તે કરી આણી દેખાય છે.” તેણે એમ કહ્યાં પછી ફક્ત કોઇક કોઇકના લક્ષમાં આવવા લાગ્યું કે ચટણી કડવા લીંબડાના પાંદડાંનીજ હોવી જોઇએ; પરંતુ કડવી બીલકુલ લાગતી નથી. કડવી લાગીજ હોત તો અમે કડવા લીંબડાના પાંદડાની છે એમ કહ્યું હોત. પરંતુ કડવી ન લાગતાં તેનો સ્વાદ એક પ્રકારે લ્હેજતદાર મધુર લાગ્યો. તેથી અમો શેનો પ્રસાદ છે એ કહી શકયાં નહીં. મહારાજ, આ એક મ્હોટો ચમત્કારજ અમને દેખાઇ આવ્યો. એ આપે આપને હાથે આપ્યો તેથી કડવો હોવા છતાં અમૃત જેવો મધુર લાગ્યો. આ (એક) આશ્ચર્ય છે.

મહારાજ—“અરે આ મ્હારા હાથનો ગુણ નથી. જે સ્ત્રીએ તે વાટી તૈયાર કરી આણ્યો હશે, તેના હાથનો ગુણ હશે.” એવુંજ કાંઇ બીજું બોલી મહારાજે ત્યાંજ એમનું જમવા ખાવાનું આટોપ્યું અને તેમાંથી વધેલાં અન્નનો પ્રસાદ પણ લક્ષ્મીબાઇએ બધાંને વહેંચી દીધો અને બધાંએ તે ત્યાંજ ખાધો. પછી મહારાજની આજ્ઞાથી બધાં પોતપોતાને મુકામે ગયાં અને મહારાજ પણ પોતાને ઠેકાણે ગયા. તે વખતે મહારાજ તે કડવા લીંબડાની ચટણી અને ભાખરીજ જમ્યા. ત્યારથી જેને તેને મહારાજ માટે કડવા લીંબડાનાં પાંદડાનાં ચટણી, શાક, ભજીઆં, તથા દહીંમાં ભીંજવેલાં વડાં દરરોજ આણવાની રીત પડી, અને મહારાજ પણ રોજ ઘણું ખરૂં તેજ શાક, ભજીઆં, ચટણી અને રોટલો ખાતા. કોઇ કોઇ વખત ભાતપણ ખાતા, પરંતુ ઘણું ખરૂં કડવા લીંબડાનાં પાંદડાં-નાજ પદાર્થો ખાતા.

ઠંડીના દિવસો હતા, ઠંડી સખ્ત પડે તોપણ મહારાજના શરીર ઉપર સાધારણ ફાટેલા શણપાટના ટુકડા સિવાય બીજું

કાંઈ નહોતું. લહેરમાં આવે તો અહીં તહીં ફરી પાંદડાં, છાલાં, કાંઈ કચરો, ન્હાની ન્હાની દીવાસળીઓ, તથા કાંદા, પોતાના ગુણપાટના ટુકડામાં લાવી, ગમે ત્યાં મેદાનમાં સળગાવી, મહારાજ તાપતા બેસતા. કોઇ કોઇ વખત તો ભર બપોરે ઉન્હાળાની વખતે કચરો સળગાવી તાપતા બેસતા. કોઈ કોઈ વખત તો તાપમાં આખો દિવસ પડી રહેતા. કોઈ કોઇ વખત મહારાજને સ્ત્રીઓનાં ટોળાંનો કંટાળો આવે એટલે, તેમનો આવવાનો વખત થતાં પહેલાંજ, ગમે ત્યાં ગામ બહાર એકાંત જગ્યામાં જઇ બેસતા; અને જેમનો જેમનો પૂજા કર્યા શિવાય ન જમવાનો નિયમ હતો, તે સ્ત્રીઓ પૂજાનું સાહિત્ય તથા નૈવેદ્ય લઈ, મહારાજ એમના મુકામપર નથી એ જોઇ, હાથમાં તે સાહિત્ય તથા નૈવેદ્ય લઈ મહારાજ જ્યાં મળવાનો સંભવ હોય ત્યાં, ફાવે ત્યાં શોધ કરતાં ફરતાં. પછી મહારાજનો પત્તો લાગતો અને તે જડતા. મહારાજ તદ્દન ગંદી, ખરાબ જગ્યામાં, જ્યાં કોઇનો આવવાનો સંભવ ન હોય એવું ઠેકાણું જોઈ ત્યાં બેસતા વા પડી રહેતા. કોઇ કોઈ વખત ગામ બહાર સરકારી સંડાસોની મોરીનાં મ્હોં આગળ ભીંતને અઢેલી પડી રહેતા. એવે ઠેકાણે પણ પૂજા કરનારાં, મહારાજની ત્યાં હોયાંની ખબર પડે એટલે, ત્યાં આવી ત્યાંજ મહારાજની પૂજા કરતાં. પૂજા સ્વીકારતાં સ્વીકારતાં મહારાજ અર્ધા ગુસ્સામાં અને અર્ધા વિનોદથી બોલતા-કે, તમને કાંઈ લાગતું નથી? તમારા સર્વેના ધાકથી, હું મુકામ છોડી, એક બાજુએ એકાંતમાં આવી બેઠુંછું, તો, અહીં પણ તમો લોકો પૂજા વિગેરે લઇ ત્રાસ આપવા આવો છો. ઠીક, ચાલો હવે આવ્યાં છો તો, કરી લો કરવાનું હોય તે. તમો સ્હોળાંવાળાં બ્રાહ્મણનાં ઘરનાં આ'વા ગંદા બાજરૂની ગંધાતી જગ્યામાં આવી પૂજા કરો એ તમને સારૂં દેખાય કે?" સ્ત્રીઓ કહેવા લાગી, "મહારાજ, તમો જ્યાં બેસો તે ગમે તેવી જગ્યા હોય તો પણ તે પવિત્રજ છે. ત્યાં આભડછેટ શેનો?"

મહારાજ—"ઠીક, તમારી એટલી ભક્તિ છે તો મ્હારા પગની પૂજા કરવા કરતાં બાજરૂનીજ પૂજા કરો એટલે મ્હારી

તો શું પણ બધા દેવોની પૂજા કર્યાં બરોબર થશે. દેવ જો બધે ઠેકાણે ભર્યો પડ્યો છે તો શું તે સંડાસોમાં નથી ? સંડાસ જેવી ગંધાતી જગ્યા છોડીને તે રહે છે ?

સ્ત્રીઓ—"તમો કહો તો સંડાસોમાં જઇ તે સંડાસની પૂજા કરીએ."

મહારાજ—"મ્હારે શા માટે કહેવું જોઇએ ? અને હું શા માટે કહું ? તમો તમારા ઘરમાં દેવઘરમાં કે દહેરાંમાંના દેવની પૂજા કરો છો, તેવીજ રીતે સંડાસને એક દેવળજ શા માટે લેખતાં નથી ?

આ સાંભળી બધી સ્ત્રીઓ ખડખડ હસવા લાગી.

મહારાજ—"હસોછો શું ? હું શું ખોટું કહુંછું ?"

સ્ત્રીઓ—"મહારાજ તમો ફાવે તેવી કાંઇ પણ ગમ્મત કરો છો."

મહારાજ—"મ્હારી તમને ગમ્મતજ લાગે છે અને હું ફાવે તે કહુંછું, એમજ જો લાગતું હોય તો પછી મ્હારી પૂજા પણ શા માટે કરોછો ? હું સંડાસ જેવોજ તો છું. મ્હારા પેટમાં શું થોડું ગુ છે ? મ્હારી પૂજા કરો તો શું ? અને સંડાસની કરો તો શું ? બેઉ સરખુંજ તો છે. ત્યારે જો તમારે સંડાસની પૂજા ન કરવી હોય તો મ્હારી પૂજા કરતાં તમારા વરની કરતાં શું થયું ? તમો સ્ત્રીઓને પતિ એજ પરમેશ્વર હોય છે, ત્યારે તે ઘરના દેવને છોડી, નહીં મ્હારૂં ઓળખાણ કે પીછાન , તમારા ગામમાં ક્યાંકનો ભામટો આવ્યો, તે ભામટાને દેવ કહી શા માટે મ્હારી પાછળ પાછળ આવો છો ?

સ્ત્રીઓ—"તમો પૂર્ણ પરબ્રહ્મ હોયાં શિવાય સેંકડો લોકો તમારે ચરણે માથું મૂકે છે તે શું ફોગટ ?

મહારાજ—"ઓ સ્ત્રીઓ, હું જો પરબ્રહ્મ છું તો સંડાસના ગુમાં હું છુંજ. બધું જગતજ પરબ્રહ્મરૂપ છે એમ શાસ્ત્ર કહે છે અને તમોને પણ તે સાંભળ્યાથી ખબર હશેજ, ત્યારે ગુ શું જગતથી જુદું છે ? અરે, ખાસ જે કોઇ પરબ્રહ્મ હશે તેના ગુમાંથીજ તો જગત થયું, આખા જગતમાં પરબ્રહ્મ ભર્યું છે.

ઉપરાંત ઘણુંએ ઉર્યું છે. માટે મ્હને જો તમો પરબ્રહ્મ કહો છો તો પાયખાનામાંનું (સંડાસમાંનું) ગુ પણ પરબ્રહ્મજ છે. સારામાં સારામાંજ દેવ છે અને ખરાબમાં કાંઈ નથી? ખરાબમાં ભરેલાં પરબ્રહ્મનો જો તમને વ્હાલ (પ્રેમ) આવે તોજ તમને ખરા પરબ્રહ્મનો લાભ થશે. એમ જો તમો હંમેશ સારૂં સારૂંજ જોતા બેસશો, તો સેંકડો જન્મ લેશો તોપણ, તમને પરમેશ્વર મળશે નહીં.

સ્ત્રીઓ—અમો બિચારી સ્ત્રીઓને આટલું બ્રહ્મજ્ઞાન કયાંથી સમજાય? તમો કહેશો તેમ ચાલશું. અમને તમો એક દેવ દેખાવછો. તમો કહો તો પાયખાનાંની પૂજા કરીએ.

મહારાજ—"હું કાંઇ કહેતો બહેતો નથી. તમને ફાવે તો પાયખાનાની કરો કે તમો તમારા વરની કરો કે દહેરાંમાંના દેવની કરો. અમો તે પણ કહેતા નથી અને આ પણ કહેતા નથી."

સ્ત્રીઓ—"(પૂજા સાહિત્ય આગળ ધરી) અમો તમારા પગની (પૂજા) કરીએ છીએ, અમને કાંઈ બીજું સમજાતું નથી."

મહારાજ—"અરે-તારી તમો હાર્યા. એમ જો તમો મ્હારા શબ્દોથી ગભરાઇ હારી જશો તો પછી તમોને મ્હારી પૂજા કર્યાથી શો ફાયદો?" તે સ્ત્રીઓમાં કેટલીક પાકકી હતી. તેઓ બોલી, "ઠીક મહારાજ, અમો પાયખાનાંની કરીએ છીએ, પણ તમારી પહેલી કરવા દો."

મહારાજ—"તે તો છેજ છે. મ્હારી તો રોજ તમો કરોજ છો. પણ અહીં પાયખાનાની તમો કયારે કરવા આવશો? માટે પહેલી પાયખાનાની કરીલો અને તે પણ હું કહુંછું તેથી નહીં. તમને ફાવે તો કરો."

સ્ત્રીઓ—"ના, અમો અમારા મનથીજ કરીએ છીએ; પરંતુ અમારૂં કહેવાનું એટલુંજ છે કે પ્રથમ તમારી કરવા દો."

મહારાજ—"મ્હારી કર્યા પછી તમને પાયખાનાંની નહીં કરવા દઉં." પણ તે સ્ત્રીઓનો આગ્રહ પ્રથમ મહારાજની પૂજા કરવાનો અને પછી પાયખાનાંની કરવાનો દેખાયો તેથી મહારાજે

કહ્યું–"ઠીક, ત્યારે લાવો તમારા પૂજા સાહિત્યના ખુમચા મ્હારી આગળ. પછી તેમાંથી એક પૂજાના સામાનથી બરોબર ભર્યો હતો એવો ખુમચો મહારાજે પોતાના હાથમાં લીધો અને જ્યાં બેઠા હતા ત્યાંથી ઉઠી, પોતેજ તે ખુમચો હાથમાં લઈ પાયખાનામાં ઘુસ્યા અને બોલ્યા તમને અહીં પૂજા કરતાં શરમ આવે છે, ખરાબ લાગે છે, તેથી તમારા બદલ હુંજ પૂજા કરૂં છું અને તે પુણ્ય તમને આપું છું." એમ કહી મહારાજે ખુમચામાંના પૂજા સાહિત્ય વડે પૂજા કરી. પછી વધેલું પૂજા સાહિત્ય તે બાઇને આપી મહારાજ પાયખાનાના બારણામાં બેઠા અને બોલ્યા, હવે કરો મ્હારા પગની પૂજા." પછી બધી સ્ત્રીઓએ ખૂબ પ્રેમથી હસતાં હસતાં અને તે અમંગળ સ્થિતિને અનુસરી વિનોદ કરતાં કરતાં મહારાજની પૂજા કરી. બધાની પૂજા થઇ રહ્યાં પછી

મહારાજ—"જાવ હવે સઉ સઉને ઘેર."

સ્ત્રીઓ—"તમો ચાલોને. તમો અહીં ક્યાં સુધી બેસશો?"

મહારાજ—"તમો જાવ. મ્હને ફાવશે ત્યારે આવીશ. એમ બે ચાર વખત જાવ જાવ કહ્યાં પછી તે ગયાં, તેઓ જતાં હતાં ત્યારે મહારાજે કહ્યું, "અરે સ્ત્રીઓ તમને શું કહેવું? સેંકડો જન્મોમાં તમને આ'વો દેવ મળ્યો નહીં હોય; હું આવો ખરાબ છું અને પરમેશ્વર નથી એમ સમજી હવે તો મ્હારી પૂજા માટે ના આવતાં અને મ્હારા પગ પર માથું ના મૂકતાં."

સ્ત્રીઓ—"બધાં આવ્યાં કરશે. તમને કોણ છોડશે? જે તમો કરો છો તે બધાંને સારૂંજ લાગે છે. એમ કહેતાં (કહેતાં) તે ગયાં.

કોઈ કોઈ વખત સ્ત્રીઓની પૂજા વખતે મહારાજ એમની જગ્યા ઉપર ન હોય અને ગમે ત્યાં ગામમાં કે ગામ બહાર કાંઇ કામ કરતા હોય તો, ત્યાં પણ પૂજા કરનારાં શોધ કરતાં આવતાં અને મહારાજને જો પૂજા ના કરાવી હેવી હોય તો, પણ પૂજા કરનારનો આગ્રહ જણાય તો, કામ કરતી વખતે તે કામ માટે મહારાજના હાથમાં જે કાંઇ સાધન હોય તેજ આગળ ધરી દેતા અને

કહેતા "કરો આ'ની પૂજા." તે પ્રમાણે બધા પૂજા કરનારાં તે વસ્તુનીજ પૂજા કરી જતાં. એક વખત એક ઠેકાણે ઘર (બાંધવાનું) કામ ચાલુ હતું, ત્યાં મહારાજ હાથમાં મુસળ (સાંબેલું) લઈ ઉભા રહ્યા ચુનો ખાંડતા હતા. એટલામાં આવી સ્ત્રીઓ પૂજા કરવા. તેમાં હંમેશના પરિચયની હતી તે કહેવા લાગી, મહારાજ આ શું? તમો અહીં ચુનો ખાંડતા શું કામ ઉભા રહ્યા છો? અમો પૂજા માટે અહીં તહીં શોધીએ છીએ. ખાંડી ખાંડી પગ કેવા સફેત બાસ્તા જેવા કરી નાંખ્યા? શરીર પર શા ચુનાના છાંટા! હવે ચાલો ઘેર. અમને પૂજા બૂજા કરવા દો."

મહારાજ—"ઠીક થયું. સ્ત્રીઓ, તમારી પૂજા અહીં આવી. ઠીક, આવ્યાં તો હવે પૂજા કરી." એમ કહી મહારાજે હાથમાંનું મુસળું (સાંબેલું) આગળ ધર્યું અને કહેવા લાગ્યા, "મ્હારા પગ ચુનાથી ખરડાયા છે માટે હવે આ મુસળાંની સાંબેલાંની પૂજા કરી લો." એમ કહ્યું એટલે તે સ્ત્રીઓને મહારાજની આ રીત (ખાશ્યત) ખબરજ હતી તેથી તેમના કહ્યાં પ્રમાણે બધાંએ મુસળાની પૂજા કરી. મહારાજે, "જાવ," કહ્યું એટલે બધાં ગયાં. તેવીજ રીતે એક વખત સ્ટેશનની સરહદમાં કેટલાંક મજૂરો સ્ત્રીઓ તથા પુરૂષો પત્થર ફોડતાં હતાં, તેમાં (જઈ) મહારાજ પણ હાથમાં હથોડો લઈ પત્થર ફોડતા બેઠા હતા; તે વખત પૂજાનો હતો તેથી લોકો મહારાજની શોધ કરતાં ત્યાં પણ પૂજા માટે આવ્યાં. મહારાજે હાથમાંનો હથોડો આગળ ધર્યો અને કહ્યું, "કરો આની પૂજા." તે પૂજા કરનારામાંના કોઈકે કોઈકે પૂજા સાહિત્યમાં નાળીએર આણ્યું હતું. તે લોકોએ હથોડાની પૂજા કર્યા પછી તેમણે મૂકેલું નાળીએર મહારાજે પોતાને હાથેજ હથોડાથી ફોડ્યું. હથોડાથી ફોડી તેના ટુકડા ટુકડા કરી ત્યાં જેટલાં મજૂર હતાં તેમને વ્હેંચી દીધા, અને નૈવેદ્યનું કેટલુંક અન્ન હતું તે પણ તે મજૂર લોકોને વ્હેંચી આપ્યું. એવીજ રીતે જે જે ઠેકાણે કામ કરતા હોય ત્યાં, જે કાંઇ કામ કરવાની વસ્તુ હોય, તેની પૂજા કરવાની ફરજ પાડતા; તે વખતે પણ કોઈ મહારાજને કપાળે હળદ કંકુ લગાડવા માંડે તો તે લગાડવી પણ

લેતા. કાંઇ મેવા મીઠાઈ નૈવેદ્ય વગેરે જે ખાવાના પદાર્થો તેમની પૂજામાં આવતા તે ત્યાંના મજૂર લોકોને વહેંચી આપતા. કોઇ વખત મગજની બ્રમિષ્ટ સ્થિતિમાં હોય, અથવા તેની લહેરમાં ન હોય તો, પૂજા કરનારાને મહારાજ ગમે ત્યાં હોય ત્યાંથી કહાડી મૂકતા, કોઇની પાસે પૂજા ન કરાવતા અને ગાળો દેતા.

---

## પ્રકરણ પંદરમું

---

### ચિન્નાસ્વામીને ઘેર (ચાલુ)

એક વખત ભાગુ મહારણીને ઘેર મહારાજ તેની સાથે દળતા બેઠા હતા તે વખતે તેનું ઘર ગામ પાસેજ હોવાથી પુષ્કળ લોકો, સ્ત્રી તથા પુરૂષ, મહારાજના દર્શન માટે ભેગાં થયાં. મહારાજ પોતે તેની સાથે નીચું ડોકું રાખી દળવાના નાદમાંજ કાંઇ અંદરને અંદર (જીવમાં ને જીવમાં) મન સાથે ગણગણતા હતા. તે દળવાની ઘંટી તેના ઘરના બારણામાં સામેજ હતી; તેથી બારણા બહારથી મહારાજ દળતા હતા તે સેંકડો લોકો જોતા હતા; અને તે મહારણીના બારણાના ઉંબર ઉપરજ સેંકડો લોકો માથું મૂકી મહારાજના દર્શન લેતા રહ્યા. કોઈ કોઇ બ્રાહ્મણ તથા બ્રાહ્મણેતર સ્ત્રીઓ હાથમાં ફુલો, ફુલના હાર પૂજા સાહિત્ય તથા બીજું કાંઇ લઇ બારણા આગળ ઉભી રહી. મહારાજ દળી રહી બહાર ક્યારે આવે છે તેની વાટ જોતી ઉભી હતી. મહારાજનું દળાણુ પૂરૂં થયાં પછી ઘંટી પાસે બેઠાં બેઠાંજ બારણા બહાર તેમણે જોયું તો સેંકડો લોકો ઉભા છે, જમીનને ડોકું લગાડી દર્શન લે છે, કોઇ કોઇ ઉંબર ઉપર માથું મૂકી દર્શન લે છે, તો કોઇ ફુલ, હાર લઇ ઉભા રહ્યા છે. આ દેખાવ જોઇ, ફુલો, હારવાળાં, પૂજાવાળાં સ્ત્રીઓ તરફ જોઇ મહારાજ બોલ્યા, "અરે, સ્ત્રીઓ, તમારી પૂજા અહીં પણ આવી કે? ઓ સ્ત્રી, તમો બ્રાહ્મણના ઘરનાં છો. હું મહારણીને

ત્યાં દળતો બેઠો છું, અને અહીં તમારી પૂજા?" સ્ત્રીઓ બોલી "હવે દળવાનું બહુ થયું, બહાર આવો. અમને પૂજા કરવા દો." મહારાજે કહ્યું, તમારે પૂજાજ કરવી છે તેમાં મ્હારે બહારજ શા માટે આવવું જોઇએ? તમારે અંદર આવી કરવી હોય તો કરો. હજી મ્હારૂં દળણુ બાકી છે." મહારાજે એટલું કહેતાંજ, બ્રાહ્મણ હોવા છતાં મહારણીના ઘરમાં કેમ પેસાય એ'વી શંકા ન લેતાં પૂજા કરનારાં એકદમ અંદર ધુસ્યાં અને મહારાજના કપાળને હળધર કંકુ લગાડી, ગળામાં ફુલનો હાર, ઘાલવા લાગ્યાં. મહારાજે ગળાંમાંનો હાર કહાડી ઘંટીના મ્હોંને અને ખુંટાને વીંટાળી દીધા અને તેમની પાસે જે હળધર કંકુ હતાં તે (પણ) ખુંટાને ચોપડી દીધાં. તે જોઈ કેટલીક સ્ત્રીઓએ ઘંટીને હળદ કંકુ લગાડ્યાં અને ભાગુ મહારણીને કપાળે પણ લગાડ્યાં. મહારાજ બધાં સ્ત્રી પુરૂષોને ઉદ્દેશી બોલ્યા. "આજે તમો લોકોએ આ મહારના ઘરમાં મ્હારી પૂજા કરી મ્હારે પગે પડ્યાં વગેરે જે કર્યું, તે આ ભાગુ મહારણીનું તથા તેના વરનું જ કર્યા જેવું થયું. ચાલો જાવ હવે બધાં. મ્હારૂં દળાણુ બાકી છે તે દળવાદો." એમ કહી મહારાજ અને ભાગુ મહારણી ઘંટીના મ્હોંમાં દળાણુ નાંખી બેઉ ફરી દળવા લાગ્યાં. મહારાજે ફરી દળવાની શરૂઆત કરી, એ જોઈ કેટલીક બ્રાહ્મણની સ્ત્રીઓ પણ ઘંટીના ખુંટાને હાથ લગાડી દળવા લાગતી હતી પણ, "તમો કોઇ ઘંટીને હાથ લગાડશો નહીં અને કોઈ દળવા લાગશો નહીં. તમો તમારે જાવ તમારે ઘેર," એમ મહારાજે પુષ્કળ કહ્યું, પરંતુ કોઈ સાંભળતું નથી એમ જોઈ છેવટે મહારાજ દળવાનું છોડી બારણા બહાર એકદમ આવ્યા. તો લોકો મહારાજને પગે ઝટોઝટ પડવા લાગ્યા. મહારાજે પણ તે વખતે શાંતપણે બધાંને પગે પડવા દીધાં, અને બધાંને જવા કહી મહારાજ ચિન્નાસ્વામીને ત્યાં પોતાના મુકામ પર ગયા.

એક દિવસ મહારાજ ચિન્નાસ્વામીના ઘરની એમની કોટડીમાં પરાળથી ભરેલા કોથળાની ગાદીપર જરા અઢેલી પડ્યા હતા. દહાડે બાર વાગ્યાનો વખત હતો. ઘણીખરી સ્ત્રીઓ પૂજા

માટે આવી હતી. તે બધાંની પૂજા થઇ રહી હતી; મહારાજ શાંત (સ્થિતીમાં બેઠા) હતા, અને ઉજ્જૈનની કાંઇક પુરાણુમાંની વાત કહેતા હતા. તે સ્ત્રીઓમાં બ્રાહ્મણની મનકીબાઇ નામની એક ઑફીસવાળાની સ્ત્રી હતી, પણ તે વિધવા હતી. તે રોજ મહારાજની પૂજા તથા દર્શન માટે આવતી. તે સ્વભાવે બહુ શાંત તથા ભક્તિમાન હોઇ બીજી સ્ત્રીઓ સાથે હળીમળી ન ચાલતી, કોઇ સાથે ન બોલતાં મૌન ધારણ કરી, બીજી સ્ત્રીઓનો સમૂહ છોડી, એકલીજ એક બાજુએ બેસતી. મહારાજ વાત કહેતા હતા ત્યારે તે કોટડી બહાર એક બાજુએ બેસી સાંભળતી હતી, તેવામાં તેના હૃદયમાં જે ઇશ્વરી પ્રેરણા થઇ હોય તે ખરી. મહારાજ બીજી ઘણીએ વખત નાગા ઉઘાડા રહેતા પણ આજે આ'વી સ્થિતિમાંજ તે બાઇએ એકદમ ઉઠી મહારાજની પૂજા કરી ફરી સ્વસ્થ બેઠી. મહારાજે પછી તે દિવસે બધાંને બહાર કહાડી મૂકયાં.

એક ગુરૂવારે તેમના ન્હાવાના વખત પહેલાંજ મહારાજ ભાગુ મહારણીની ઝુંપડીમાં જઇ બેઠા હતા. દર ગુરૂવારે મહારાજને બધાં ન્હવરાવે છે, એ તે ભાગુને ખબર હોવાથી, તે મહારાજને કહેવા લાગી (તે મહારાજને "બાબા" કહેતી) બાબા, "બધાં તમોને ન્હવરાવે છે. તમો આજે મ્હારી ઝુંપડીમાં છો, મ્હને પણ તમને ન્હવરાવવાની ઘણી હોંસ છે, માટે આજ હું અહીંજ ન્હવરાવુંછું. હું જાતે મહાર સ્ત્રી હોવાથી મ્હારાથી તે બ્રાહ્મણોની સ્ત્રીઓમાં ઘુસાય નહીં, અને હું મ્હારે ગરીબ હલકી જાતની મ્હને બ્રાહ્મણલોકો શેના પાસે આવવાદે? મ્હેં સરસ પાણી ગરમ કર્યું છે તો હું તમને અહીં ઝુંપડીમાંજ તેલ વગેરે ચોળી ન્હવરાવું છું. મ્હારી આટલી વિનંતી માન્ય કરો." તેની ખરી ભકિત જોઇ મહારાજે તેનું કહેવું કબુલ કર્યું અને તે પ્રમાણે તેણે તરત તૈયારી કરી, શરીરે તેલ ચોળે છે એટલામાં લક્ષ્મીબાઇ ખાસનીસ વગેરે કેટલીક સ્ત્રીઓ મહારાજને ન્હવરાવવા માટે તેમને શોધતાં શોધતાં ભાગુની ઝુંપડીમાં આવ્યાં; તો ભાગુને હાથેજ મહારાજ ન્હાઇ લે છે એમ જોતાંજ, બધી સ્ત્રીઓ પણ પોતપોતાના ન્હવરાવવાનો

સામાન અને ગરમ પાણીના હાંડા, ચરૂઓ, બાલ્ડી (ડોલો) બધું ભાગુની ઝુંપડીમાંજ લઈ આવી અને ભાગુ શરીરે તેલ ચોળતી હતી છતાં બધી સ્ત્રીઓ પણ મહારાજને તેલ ચોળવા લાગી. તેલ ચોળતાં ચોળતાં લક્ષ્મીબાઈ વગેરે સ્ત્રીઓને મહારાજે કહ્યું, "લક્ષ્મી-બાઇ, આજે મ્હારા મનમાં ભાગુ પાસેજ સ્નાન કરાવી લેવાનું હતું; તેની ઘણા દિવસથી ઇચ્છા હતી અને મ્હને પણ કાંઈ એવી બુદ્ધિ થઇ કે હું અહીંજ આવી બેઠો. ત્યારે તમારે બધી સ્ત્રીઓએ પાણી વગેરે લઈ આટલે દૂર શા માટે આવવું?

સ્ત્રીઓ—"દર ગુરૂવારે તમને ન્હવરાવવા એવો અમારો નિશ્ચય છે. માટે તમો બીજે ગમે ત્યાં હો ત્યાં પણ અમો પાણી લાવશુંજ"

લક્ષ્મીબાઈ—"ઠીક થયું, તમો આજે ભાગુને હાથે સ્નાન કરી લીધું. અમારા કરતાં તેનું ભાગ્ય મ્હોટું છે. અમો તો હંમેશ ન્હવરાવીએ છીએજ.

મહારાજ—"અરે લક્ષ્મીબાઇ, તે મ્હને ન્હવરાવતી હતી તેમાં તમો શા માટે આવી ભેળાં થઈ ગયાં? ગમે તે થાય તો પણ તે મહારણી. તમો બ્રાહ્મણ સ્ત્રી. મ્હને શું, બ્રાહ્મણ પણ સરખા અને મહાર પણ સરખાજ."

લક્ષ્મીબાઈ—"અરે, તે મહારણી થઇ તેથી શું થયું? જેની પાસે તમો સ્નાન કરાવી લો, જેને ત્યાં આવી હંમેશ બેસો, તે શું હવે મહારણીજ રહી હશે? તમો તો આખા જગતને પાવન કરનાર છો. તેમાંએ, તેના ઘરમાં તમો પાણી ભરો છો, તેનાં અજીઠાં વાસણો ઘસો છો, તેનાં ધોવાનાં કપડાં ધુઓ છો, તેનું દળાણ દળો છો; જેમ વિઠોબા જના બાઈને ઘેર તેનાં હરેક કામ કરતા હતા, તેમજ તમો આ ભગુને ઘેર કરો છો, તો તે શું હવે મહારણી રહી કે? તેનાં તો બેઉ કુળો તમોએ ઉદ્ધાર્યાં. અમને તો એનો અધિકાર બહુ મ્હોટો હોય એમ દેખાય છે.

મહારાજ—"હા લક્ષ્મીબાઈ, તમો કહો છો તે પણ એક દૃષ્ટિ બિન્દુથી ખરૂંજ હશે. આ ભાગુબાઇના વરનો કાંઈ પણ ઇશ્વર સાથે ઋણાનુબંધ હશે.

લક્ષ્મીબાઈ—" અરે, તમારા હાથમાં શું નથી ? તમારા સહ-વાસમાં મહારજ શું, કોઈપણ પવિત્ર થશે."

મહારાજ—" લક્ષ્મીબાઇ, તમારાં આ'વાં બોલવાથી કોઇની પાસેથી સાંભળેલો શ્લોક યાદ આવેછે તે હું તમને બોલી દેખાડું છું. તે તમને સમજાશે.

चांडाली श्वपची वापि मातंगी गणिका तथा ।
पतिताऽपि महासाध्वी सत्संगात्पावनेश्वरी ॥

સમજ્યાં લક્ષ્મીબાઈ, ચાંડાળ જાતની, તેના કરતાં પણ હલકી કુત્રાંનાં માંસને ખાનાર જાતીની, તેમજ મહાર કસાઈ, ગણિકા એટલે વેશ્યા, ઉપરાંત બીજાં કોઈપણ જે પોતાના દુષ્ટ કર્મથી જન્મો જન્મ પતિત છે તેમને બધાંને જો સત્સંગતિ મળે (થાય) તો તે ગમે તેટલી અપવિત્ર હોય તોપણ તેને મહા-સાધ્વી સમજવી. તે પોતે પવિત્ર બની જગતને પણ પાવન કરનારી બની તે ઇશ્વરની ઇશ્વરી બને છે. એવો સત્સંગનો મહિમા છે."

લક્ષ્મીબાઇ—" ત્યારે હવે આ તમે કહ્યું, એ ઉપરથી બાકી શું મહારાજ રહી? અમારાં જેવાં સુદ્ધાં તેના યોગથી (સહવાસથી) પવિત્ર થશે."

મહારાજ—" લક્ષ્મીબાઇ, એ કેની, બધું પોતાનાં મનપર છે. મને માન્યું તો બધું પવિત્ર છે. નહીં તો કેટલુંએ પવિત્રપણું અને બ્રાહ્મણોનું સોવળું હોય તોપણ તે કાંઈ ફાયદો આપતું નથી.

एवें केसरें सोवळें । शिवतां होतसे विटाळें ॥
(એવું કે'વું રે સોવાળું । અડતાં અભડાયે એવું ॥)

ચાલો, લક્ષ્મીબાઇ હવે આટોપો જલદી જલદી. બહુ થઈ આ બડબડ."

આ'વી રીતે મહારાજ અને સ્ત્રીઓ વાત કરતાં હતાં અને મહારાજને તેલ ચોળે છે એટલામાં એક અતિશય વૃદ્ધ નબળી ડોસી બાજુની ઝુંપડી સામેથી જતી હતી. તેની આંખે દેખાતું નહોતું તેથી તેની સાથે તેના ઘરમાંનું કોઇક ન્હાનું સાત આઠ

વર્ષનું છોકરું તેનો હાથ ઝાલી ચાલતું હતું. તેના શરીરે કદી પાણી જોયું નહોતું. માથાંના વાળની લટો (દીવેટો) બાઝી ગઈ હતી અને જૂઓ પણ ખૂબ થઈ હતી. પહેરવાનું લૂગડું ફાટયું તુટયું ચીંથરા જેવું થઈ ગયું હતું. મેલાં થઇ ગએલાં લૂગડાંને અનેક થીંગડાં મારેલાં એવી તે ડોસી હાથમાં લાકડી લઇ ટેકતી ટેકતી તે ઝુંપડી આગળથી જતાં જતાં તે "આંધળી ભીખારડીને કોઇ કાંઇ નાંખોરે બાઇ," બોલી ભીખ માંગતી જતી હતી, તેને જોઇ મહારાજ લક્ષ્મીબાઈ વગેરે બધી સ્ત્રીઓને–"તે ભીખારડી વૃદ્ધાવસ્થાથી અશક્ત બનેલી ભીખ માંગતી જાય છે. કેટલાંએ વર્ષોથી તેને શરીરે પાણી નથી લાગ્યું, તેનાં માથાંને કદી તેલની વાસ પણ નહીં લાગી હોય. તેના લૂગડાં પણ કે'વાં ફાટીને ચીંદરડાં થઇ ગયેલાં દેખાય છે. આજે ગુરૂવારનો દિવસ, સાક્ષાત દત્તાત્રેયજ તે ડોસીના રૂપમાં દર્શન આપવા નહીં આવ્યા હોય એમ શા ઉપરથી? મ્હારે જરૂર નથી છતાં તમો આટલી બધી સ્ત્રીઓ ફાવે તેટલું તેલ ચોળો છો અને મ્હને તો તમારી પાસે આ બધું કરાવી લેવાનો કંટાળો આવે છે, પણ ના છુટકે કરાવી લેવું પડે છે. પરંતુ પેલી તો ભિખારી ડોસી, તેને જો તેલ ચોળી ન્હવરાવી હોય તો સાક્ષાત દત્તાત્રેયનેજ ન્હવરાવ્યા જેવું થશેને? હું તો શું? હું તો હંમેશ છુંજ. પરંતુ તેને જો ન્હવરાવો આજે ગુરૂવારને દિવસે તો કેટલું (બહું) પુણ્ય પ્રાપ્ત થાય?" એમ કહેતાંજ લક્ષ્મીબાઈ ખાસનીસ મહારાજને કહેવા લાગ્યાં, "ત્યારે એને હાંક મારૂં કે? અમો તેને ન્હવરાવીએ છીએ."

મહારાજ—"હું શું કામ કહું? મ્હારા જીવમાં તે ડોસીને રૂપે દત્તાત્રયની સ્વારી હોવી જોઇએ એમ થયું, એમ મ્હારા લક્ષમાં આવ્યું, તેથી હું સહજ બોલ્યો કે આ'વા ગરીબોની જો કાંઈ સંભાળ લો તો તે પરમેશ્વરને પહોંચે છે. એમ અમે ન્હાનપણમાં સાંભળ્યું છે તેથી સહેજ બોલ્યો"

લક્ષ્મીબાઈ—"ના, ના, તમો કહેતા હો તો અમો તેને બૂમ પાડીએ?"

મહારાજ—" તમને ફાવે તો હાંક મારો. હું તમારા પુણ્યમાં શું કામ નડતર રૂપ થાઉં? પણ હું કહું છું તેથી ના કરશો."

લક્ષ્મીબાઇ—હું તો મ્હારે તેને બોલાવુંજ છું, બિચારી વાતમાંને વાતમાંજ દૂર જતી રહેશે. એમ કહી લક્ષ્મીબાઇએ ઝુંપડીની બહાર જઇ, તે ડોસી પચીસ ત્રીસ પગલાં દૂર ગઇ હતી તોપણ તેની પાછળ પાછળ જઇ, તેને બોલાવી આણી. મહારાજને ન્હવરાવવાનું બંધ રાખી તેનેજ ન્હવરાવવાની તૈયારી ચાલી. પછી બધી સ્ત્રીઓએ મળી તેના માથામાં તથા શરીર ઉપર તેલ ચીકાખળી લગાડી (ચોળી) તેના વાળ ઓળી ખૂબ દિવસનો મેલ ભેગો થયો હતો તેપણ બધી સ્ત્રીઓએ મળી કહાડી નાંખી તેને સ્વચ્છ સ્નાન કરાવ્યું, તેની સાથે છોકરૂં હતું તેને પણ ન્હવરાવ્યું અને ડોસીને માટે ઘેરથી સાડી આણી તેને સરસ નવી સાડી પહેરવા આપી, તથા ચોળી આપી; તે છોકરાને પણ ધોતીઉં તથા કંઇ કપડાં આપ્યાં. પછી તે ડોસી અને છોકરાંને સરસ સોના જેવી ઉન્હી ઉન્હી ખિચડી ઘી ખવરાવ્યાં અને પછી તેમને રવાના કર્યાં એટલે તે એની મેળે જવા લાગી.

મહારાજ:— તમે તેનું બધું કર્યું પરંતુ એકાદો પૈસો દક્ષિણા તરીકે ન આપ્યો. તેથી કોઇ પાસે તે હતો તે આપવા માટે ઝુંપડી બહાર જઇ જુએછે તો તે ડોસી તથા છોકરો ક્યાંઇ દેખાયાં નહીં. પુષ્કળ જગ્યાએ જોયું અને બધાં કહેવા લાગ્યાં, "આટલી ચાર પાંચ મિનીટમાં ક્યાં ગઇ? તેને જોસમાં ચાલવાની શક્તિ નહોતી. ઠીક, આજુબાજુએ બીજો આડો રસ્તો પણ નહોતો કે તે આડે (બાજુને) રસ્તે તે બીજી બાજુએ નીકળી ગઇ હોય, માટે એમ પણ નહોય. રસ્તો સીધો હોઇ ખુલ્લું મેદાન હતું. પાંચ મિનીટમાં એકદમ તે દેખાતી કે'વી રીતે બંધ થઇ ગઇ એનું બધાંને આશ્ચર્ય થયું. આ વાતનો બુમાટો આખે ગામ થયો.

મહારાજ—"જુઓ હું મ્હેં કહ્યું તેમજ થયું. તેણીને રૂપે દત્તાત્રયજ હતા. આજ તમો સ્ત્રીઓનાં નશીબ મ્હોટાં કે તમારે હાથે ન્હવરાવવાનું ખવરાવવાનું બન્યું."

પછી મહારાજને હંમેશ પ્રમાણે તેમણે ન્હવરાવ્યા, અને થોડે વખતે મહારાજ બધી સ્ત્રીઓને જવા કહી ફરવા ગયા.

આ પ્રમાણે સુમારે ત્રણ મહિના ખડ્ગપુર આવી ચિન્નાસ્વામીના ઘરમાં થયા તે દરમ્યાન ઉપર પ્રમાણે અને તે ઉપરાંત પણ ઘણીએ જાતની જુદી જુદી રીતની મહારાજથી લીલા થતી હતી. પછી ધીમે ધીમે મહારાજના મનમાં શું આવ્યું તે કોણ જાણે? તેમણે ચિન્નાસ્વામીને ઘેર રહેવાનું સુવાનું બેસવાનું વગેરે બંધ કર્યું અને ભાગુ મહારણીની ઝુંપડીમાંજ તે રહેવા આવ્યા.

---

## પ્રકરણ સોળમું.

---

### ભાગુની ઝુંપડીમાં.

ભાગુ મહારણીની ઝુંપડી ચારે બાજુથી પડી તુટી ગયેલી હોઇ ચારે બાજુએ ભીંત વા વાડ કાંઈજ નહોતું તેથી બધું ખુલ્લુંજ હતું. ઠંડીના દિવસો હોવાથી ચારે બાજુથી ઠંડી તથા પવન સડસડાટ અંદર ઘુસતાં તેથી ભાગુના વર નામદેવે ફાટ્યા તુટ્યા કોથળા અને કેટલાક સાદડીના ટુકડા બાંધી ગમે તેમ કરી તેને વિશ્રાંતિ માટે એક જગ્યા બનાવી અને તેમાં ઠંડી માટે નામદેવ મ્હોટા પત્થરીઆ કોલસા લાવી સંધ્યાકાળથી મહારાજ આગળ સળગાવી આખી રાત્રી દેવતા રાખતો. એણે મહારાજને એક કોથળો આપ્યો હતો તે કોથળા ઉપર મહારાજ પોતાના શરીર ઉપરનો કોથળો ઓઢી પડી રહેતા. ચિન્નાસ્વામીનું ઘર છોડ્યાં પછી ચિન્નાસ્વામીને બહુજ ખરાબ (ખોટું) લાગ્યું અને સુવર્ણાને પણ બહુ ખરાબ લાગ્યું- પછી ચિન્નાસ્વામીએ આવી મહારાજની પ્રાર્થના કરી "મહારાજ ઘેર ચાલો" વગેરે કહી ખૂબ આગ્રહ કર્યો પરંતુ મહારાજે તેમને સીધી સમજુતીની વાતો કહી, "હાલ મ્હારે આ ઝુંપડીમાંજ રહેવાની જરૂર છે, તેથી મ્હને હાલ અહીંજ રહેવા દો," એમ કહ્યું. ચિન્નાસ્વામીએ કહ્યું, અહીં ઠંડી તથા પવન બહુ છે માટે પાથરવા ઓઢવાને બ્લેંકેટ લાવી

આપું છું, પરાળ ભરી ગાદલું બનાવ્યું છે તે લાવી આપું છું." પરંતુ "અહીં કંઇજ લાવતા નહીં," એમ મહારાજે સ્પષ્ટ કહ્યું, તેથી ચિન્નાસ્વામીનો ઇલાજ ચાલ્યો નહીં. પરંતુ રોજ સ્હવારમાંજ સુવર્ણા પોતાના નિયમ પ્રમાણે મહારાજને મ્હોં ધોવા માટે બાલદી ભરી ઉનું પાણી લઇ આવતી. મહારાજ પણ તે ઝુંપડીમાંજ શૌચ વિધિ કરી પોતાને હાથેજ હંમેશ પ્રમાણે નાગી ઉઘાડી સ્થિતિમાંજ તે મેલું બહાર નાંખવા જતા અને સુવર્ણાએ આણેલું પાણી લઇ સુવર્ણાજ પોતાને હાથે મહારાજના હાથ પગ ધોઇ, મ્હોં ધોવાનું કામ કરતી. મહારાજ પોતાને હાથે લહેર આવે તો ફક્ત દાંત, જીભ ઘસતા. બાકીનું બધું સુવર્ણાએજ કરવાનું. પણ કોઇ કોઇ વખત મહારાજની લહેર ન હોય તો તે આણેલું પાણી ન લેતાં તે ફેંકી દેઇ તેને કહાડી મૂકતા અને "હું ઢગરાં નથી ધોવાનો, મ્હોં નથી ધોવાનો, શા માટે રોજ આવે છે ?" વગેરે કહી ગાળ દેતા. થોડે વખતે ફરી શાંત પણ થઇ જતા. સંધ્યાકાળની વખતે હંમેશ પ્રમાણે સુવર્ણા મહારાજને ખાવા માટે તાજો નૈવેદ્ય પણ કરી લઇ આવતી. મહારાજ તેને ઘણીએ વખત ગુસ્સે થઇ કહાડી પણ મૂકતા, કોઇ કોઇ વખત તેને મારતા પણ હતા. પરંતુ તેણી સ્હવારે મ્હોં ધોવાનું પાણી લાવી મ્હોં ધોવાનો, મહારાજ માટે કૉફી લાવવાનો, અને સંધ્યાકાળે નૈવેદ્ય લાવવા વગેરેના નિયમો ચાલુજ રાખતી; મહારાજ તેનો ઉપયોગ કરે અથવા ન કરે, ગાળ દઇ મારી કહાડી મૂકે અથવા ગમે તેવી સ્થિતિમાં હોય, તે પોતાના નિયમમાં ખંડ (ભંગાણ) પડવા દેતી નહીં. કોઈ કોઇ વખત મહારાજનું મેલું નાંખી આવવાનું કામ પણ સુવર્ણા કરતી. કોઇ કોઈ વખત મહારાજ જમીન પર ઝાડે ફરવા બેસતા. સુવર્ણા, પતરૂં કાગળ વગેરે કાંઈ હાથમાં લીધાં શિવાય પોતાને હાથેજ તે ઓસારી, ભરી બહાર નાંખતી. એવી રીતે તેણે એક નિષ્ઠાથી ઘણા દિવસ મહારાજની સેવા કરી.

મહારાજ ભાગુની ઝુંપડીમાં રહેવા ગયા, તેથી બીજાં સ્ત્રી પુરૂષો પણ, પૂજા, નૈવેદ્ય, દર્શન માટે તે ભાગુ મહારણીની ઝુંપડીમાં ભેગા થતા. દિવસે દિવસે મહારાજના દર્શન માટે

લોકોની ગર્દી વધારે ને વધારે વધતીજ ગઇ. મહારાજ લહેરમાં હોય તો બધાંને આવવા દઈ તેમની ઇચ્છા પ્રમાણે તે જે કરે તે તે કરાવી પણ લેતા, અને કોઇ કોઈ વખત બધાંને ફાવે તેવી ગાળો દઈ, સ્ત્રી હોય કે પુરૂષ હોય તેને મારપીટ કરી કહાડી પણ મૂકતા. કોઇ કોઇ વખત આખો દિવસ ફાવે ત્યાં કામ વગેરે કરવામાં એ બહારના બહાર પણ રહેતા.

આ અરસામાં ખડ્ગપુરમાં, નર્મદા કિનારે પવની નામનું ગામ છે તે ગામના એક નામાંકિત મ્હોટા વિદ્વાન હરિદાસ આવ્યા હતા. તે ગામમાં રામ મંદિરમાં રોજ તેમનું કીર્તન થતું હતું એ વાત મહારાજને ખબર નહોતી. એક દિવસે ત્રીજે પહોરે કેટલાક લોકો સાથે તે હરિદાસ, મહારાજના દર્શન માટે ભાગુની ઝુંપડીમાં આવ્યા. તે વખતે મહારાજ એકલાજ નાગી ઉઘાડી સ્થિતિમાં ખુલ્લી જમીન ઉપર આળોટતા પડ્યા હતા. આ'વી સ્થિતિમાં ઝુંપડીમાં પેસી હરિદાસ વગેરે બધા મહારાજને ડોકું નીચે મૂકી નમસ્કાર કરી બેઠા હતા. મહારાજે હરિદાસને પહેલાં કયાંઈ જોયા નહોતા અને તે હરિદાસ છે એ પણ ખબર નહોતી. મહારાજે હરિદાસ તરફ જોઈ—"કેમ છો વૈદ્યરાજ, ઠીક છોને? લોકોને ઔષધ આપી રોગ દૂર કરવાની ચિન્તા રાખો છોજ ને? તમારી પાસે માત્રા ચૂર્ણ ગોળી બોળી વગેરે ઔષધો તમો ન રાખતાં ફક્ત ભવરોગની માત્રાઓ તમારી પાસે ખૂબ ભરી છે તે તેનો ઉપયોગ લોકો માટે કરોછો ને?" હરિદાસ પણ મહારાજનાં કહેવાનો ભાવાર્થ સમજી પૂછેલા પ્રશ્નનો જવાબ આપતા બોલ્યા, "હા મહારાજ આપના જેવાનાં સામર્થ્યનો આધાર લઇ રોગ પરિહારનો જે ઉપાય કરવો જોઇએ તે કર્યાજ કરૂં છું." આ'વી રીતે તે સમયને અનુસરી હરિદાસનું અને મહારાજનું થોડો વખત બોલવું થયાં પછી મહારાજના કહ્યાંથી હરિદાસ વગેરે લોકો ગયા.

પછી બે ચાર દિવસે રવીવાર આવ્યો તે રજાનો દિવસ હતો તેથી હરિદાસનું કીર્તન દહાડે ચાર વાગે ગામમાં રામના

મંદિરમાં શરૂ કર્યું હતું. બધા લોકોની અને હરિદાસની પણ પહેલેથીજ બહુ ઇચ્છા હતી કે મહારાજે કીર્તન માટે આવવું. પરંતુ મહારાજ આગળ જઇ કીર્તનમાં આવવાનું કહેવાની કોઇની હિમ્મત ચાલતી નહીં. ઘણાખરા લોકોની મહારાજ એ-એક પૂર્ણ પરબ્રહ્મ અવલિયા પુરૂષ છે, એવી ખાત્રી થઇ ગઈ હતી અને હરિદાસની તો મહારાજને જોતાંજ એમની ઉપર પૂર્ણનિષ્ટા તથા ભક્તિ ચ્હોંટી હતી, વળી હરિદાસ પોતાના કીર્તનમાં અને તે શિવાય પણ કહેતા હતા કે મહારાજની બાલવત્, ઉન્મત્ત, પિશાચ્ચવત્ એ વાકય પ્રમાણે સ્થિતિ હોઇ તેઓ પૂર્ણ પરબ્રહ્મ સ્વરૂપ સાક્ષાત્ પરમેશ્વરી અવતારજ છે. હરિદાસ બુઆ વેદાંત શાસ્ત્રમાં પ્રવીણ હતા તેથી મહારાજની સ્થિતિ તેમના શાસ્ત્રનાં અનેક પ્રકારના તત્વવેત્તાઓના વાકયને અનુસરી બરોબર અક્ષરશ: મળતી આવતી હોવાથી તે મહારાજનાં અતિશય મહત્વનું વર્ણન કરતા. એવી વિભૂતિ થોડો વખત પણ કીર્તનમાં આવી બેસે એવી બધાંની ઇચ્છા હતી, પરંતુ કહેવા જાય કોણ ? અને તે આવશે કે નહીં ? બોલાવવા જનારને ગાળો દઈ કહાડી મૂકે તો શું ? એવા વિચારોથી કોઇની હિમ્મત થતી નહીં. એક બે જણા મહામુસ્કેલીથી તૈયાર થઈ મહારાજને બોલાવવા આવ્યા. મહારાજને હરસનો રોગ હોવાથી, ઝુંપડીની બહાર, પાસેજ કચરા નાંખવાના એક ખાડામાં ઉકરડો હતો ત્યાં મહારાજ નાગાઉઘાડાજ બેઠા હતા. મહારાજ ઝાડે બેઠા છે એ જોઇ તે બોલાવવા ગયેલા માણસે આગળ જવું કે ન જવું એ વિચારમાં મહારાજ–પાસે હુંમેશ મિરા રહેતીજ–મિરાને નિશાની કરી બોલાવી લીધી અને તેની મારફતે મહારાજને કીર્તનમાં આવવા માટે સૂચવ્યું. મહારાજે મિરાને કહ્યું કે, “ ઝાડાની જગ્યાએ ખૂબ દુ:ખે છે. તે શૌચ માટે બેઠા છે માટે તે કાંઈ નથી આવવાના એમ કહી દે. ” તે પ્રમાણે મિરાએ જઇને કહ્યું. બોલાવવા આવેલ માણસ પણ આ સાંભળી વધારે પંચાત ન કરતાં ચાલ્યો ગયો. કીર્તને આવેલા લોકોનાં તથા હરિદાસ બુઆનાં મન, મહારાજ આવતા નથી જાણી ખાટાં થયાં. પરંતુ ફરી થોડા વખત પછી, મહારાજનું

શૌચનું કામ થઈ રહ્યું હોય તો, ફરી એક વખત કોઇએ પણ બોલાવવા જઇ જોવું એવો વિચાર કરી, ફરી મહારાજપર વધારે ભક્તિ રાખનાર, મહારાજ જેમનું સાંભળે એ'વા એક શિવરામ-પંત નામના ગૃહસ્થને ફરી મહારાજને ત્યાં બોલાવવા મોકલ્યા. છતાં હજીએ મહારાજ દિશાએજ બેઠા હતા. તે આવેલા ગૃહસ્થ બ્હીધાં શિવાય મહારાજ પાસે (જઈ) હાથ જોડી ઉભા રહ્યા અને કીર્તને આવવા માટે તેમને વિનંતી કરી. મહારાજે કહ્યું, "તમો જુઓ હું કેમ હઘુંછું તે. કે'વું જોર કરી કરાંજુંછું પણ તે ઝાડાને બહાર આવવાની ઇચ્છા થતી નથી અને કેવું થોડું થોડું લોહી બહાર પડી રહ્યું છે. ઠીક થયું તમો આવ્યા. જોઇ લો મ્હારી હઘવાની રીત પણ. તે ઝાડાની ઇચ્છા નથી ને કે હું કીર્તનમાં આવું." એ ઉપરથી તે ગૃહસ્થે કહ્યું, "મહારાજ, કીર્તનમાં ચાલો. બધા લોકોને અને હરિદાસ બુઆને પણ આપ કીર્તનમાં થોડા વખત પણ આવશો એવી બહુ આશા છે. અમો બધા આપના ભક્ત છીએ; આપ આશા પૂર્ણ નહીં કરો તો કોણ કરશે ?" વગેરે તેની આજીજી સાંભળી મહારાજ બોલ્યા, "ઠીક, હવે તમારી ખાતર જોઉંછું. હઘી રહ્યાં પછી પરમેશ્વર જે'વી બુદ્ધિ આપશે તે પ્રમાણે કરીશ." "નહીં મહારાજ, હું એજ ભરોસા ઉપર જાઉંછું, અને મહારાજ આવે છે એમ બધાંને કહું છું." એટલામાં મિરા બોલી, "મહારાજ, આટલી બધી બધાંની આશા છે તો ચાલોને ?" મહારાજે તે ગૃહસ્થને કહ્યું, "ચાલો તમે આગળ. હું જોઉંછું આવવાનું ધોરણ." તે ગૃહસ્થે મિરા તરફ જોઇ ગમે તેમ કરી મહારાજને લઈ આવવા માટે ઇશારો કર્યો અને ચાલતા થયા. પછી થોડા વખતમાંજ મહારાજનું ઝાડાનું કામ પૂરૂં થયાં પછી મહારાજે મિરાને કહ્યું, "મિરા, કેમ ? આવેછે કે ? મિરા બોલી, "બિચારા બે વખત આવી લોકો બોલાવી ગયા. તે લોકો વાટ જોઈ રહ્યા હશે માટે જવુંજ જોઇએ." પછી મહારાજ તરતજ નીકળ્યા. મિરાએ મહારાજનો હાથ પકડયો અને બેઉ જણાં જવા લાગ્યાં, મહારાજ એમની મેળે "બોબા બોબા," આખે રસ્તે કરતા કરતા હુંકારા મારતા

મારતા એકવાર દેવળ સુધી ગયા. તે રામના દેવળની અંદર દેવની સામે હરિદાસ બુઆનું કીર્તન શરૂ થયું હતું. મહારાજ દેવળમાં જવાનો જે દરવાજો હતો તે દરવાજા પાસે ગયા કે તરતજ અંદરના બધા લોકોને મહારાજને આવ્યા જોઇ ખૂબ આનંદ થયો અને તે દેખાડવામાં આવ્યો. હરિદાસ બુઆને પણ ખૂબ આનંદ થયો. શ્રોતા મંડળીમાં બેસવાની મહારાજ માટે વ્યવસ્થા કરી હતી. પરંતુ અંદર ન જતાં તે મિરાને લઈ દરવાજા બહાર ઉંબર પાસેજ બેઠા. હરિદાસ બુઆના કીર્તનમાં ખૂબ રંગ જામ્યો હતો. મહારાજને આવેલા જોઇ હરિદાસબુઆ સત્પુરૂષના મહિમાનું વર્ણન કરવા લાગ્યા. તે હરિદાસબુઆ પહેલેથીજ વિદ્વાન, તેમાં તેમની વાણી રસાળ હોઇ, વિષય પ્રતિપાદન કરવાની તેમની શૈલી ( રીત ) બહુ સારી હતી તથી શ્રોતાનાં મન તલ્લીન થઇ જતાં. આ’વી રીતે તેમનું કીર્તન ચાલું હતું તે વખતે મહારાજની આંખો પ્રેમાશ્રુથી ભરાઇ આવી તે એક સરખા દડદડ આંસું પાડી રડવા લાગ્યા. રડવાનું ખાળવાને ખૂબ પ્રયત્ન ર્ક્યો પરંતુ તે રોકાયું નહીં. મહારાજનું જોઇ મિરા પણ રડવા લાગી. અંદર બેઠેલા લોકોની પણ આંખોમાંથી પાણી નીકળવા લાગ્યું અને હરિદાસબુઆનો કંઠ પણ, મહારાજનાં ભક્તિ પ્રેમનો દેખાવ જોઈ સદ્ગદિત થયો, આંખો ભરાઇ આવી અને આ સ્થિતિમાંજ પ્રેમ આનંદમાં કીર્તન ચાલતું હતું. આશરે અર્ધો કલાક મહારાજ તે કીર્તન સાંભળતા હતા તથા રડતા પણ હતાજ. પછી અર્ધો કલાક પછી મહારાજ એકદમ ઉઠયા અને રડતાં રડતાં, કીર્તને આવનારા લોકોના દરવાજાથી કેટલેક દૂર ખૂબ જોડા તથા બુટો પડ્યાં હતાં, ત્યાં જઇ હાથમાં, આવી તે સ્લીપર લઈ એકદમ દેવળમાં પેઠા અને પોતાના હાથમાંની સ્લીપરવડે તે હરિદાસ બુઆની સામે જઈ તે હરિદાસ બુઆને કપાળ ઉપર ત્રણ વખત માર્યાં અને ફાવે તેવી ગાળો દઇ, તે સ્લીપર તેની સામેજ નાંખી, કાંઇક રડતા રડતા, કાંઇક ગાળો દેતા, મહારાજ દેવળની બહાર નીકળી ચાલતા થયા. મિરા પણ તેમની પાછળ પાછળ ગઇ. મહારાજ દરવાજા બહાર નીકળ્યા કે તરતજ હરિદાસબુઆ સહિત બધા

લોકોએ મહારાજના નામનો મ્હોટેથી જયજયકાર કર્યો. પછી ફરી હરિદાસબુઆનું કીર્તન ચાલુ થયું, અને બધાને એમ લાગ્યું કે આજે બહુજ મ્હોટો સુદિન (સારો દિવસ) કે હરિદાસ બુઆ ઉપર એવા અવલિયા મહાપુરૂષની પૂર્ણ કૃપા થઇ પ્રસાદ મળ્યો. હરિદાસ બુઆને પણ ખૂબજ આનંદ ઉપજી આંખ વાટે આનંદાશ્રુ પાડતા તે કહેવા લાગ્યા. "આજે હું બહુ ભાગ્યશાળી બન્યો. હવે પછી મ્હારા અંતઃકરણની વૃત્તિ બદલાઈ ઇશ્વરી જ્ઞાન મ્હને પૂરેપુરૂં થશે એવી મ્હારી પૂર્ણ ખાત્રી થઇ ગઇ. પૂર્ણ પરબ્રહ્મ રૂપજ મહારાજ, જેમનો જગતના કલ્યાણ માટે અવતાર હોઈ, જેમણે પોતાના શરીરનો તથા જીવનો ફાવે તેવાં કષ્ટ કરી તદ્દન નાશ કરી નાંખ્યો તમણે તમની સ્થિતિ ઉપરથી આજ સુધીમાં બહુ કડક તપશ્ચર્યા કરી હોવી જોઇએ, તે શેના માંદા? જગતમાં માંદગીનો ડૉળ દેખાડી, બહારથી પિશાચ્ચ વૃત્તિ પણ અંદરથી શાણા એવા પૂર્ણ બ્રહ્મજ્ઞાની મહાપુરૂષને હાથે, મ્હારાં માથાં તથા કપાળ ઉપર ત્રણ વખત જોડાનો પ્રહાર થયો, તેને લીધે આજે હું બહુ ભાગ્યશાળી બન્યો. મ્હારાં પ્રારબ્ધનો ક્ષય થયો. મ્હારાં બધાં કુળો ઉદ્ધરી ગયાં, એવી મ્હારી ખાત્રી થઇ ગઈ. એની પ્રતીતિ (એની ખાત્રી, એનો અનુભવ) થોડા દિવસમાંજ મ્હારે વિષે લોકોના અનુભવમાં આવશે, એમ પણ મ્હને લાગે છે. આજથી મહારાજ મ્હારા સદ્‌ગુરૂજ થયા અને હું તેમનો દાસાનુદાસ થયો એમ સમજું છું. તેમનીજ પ્રેરણાથી આજથી હું એવો નિશ્ચય કરૂં છું કે કીર્તન માટે કોઇ પણ પ્રકારના પૈસા લેવા નહીં અને તેમનીજ કામગિરી તરીકે કીર્તનને રૂપે લોકોને સન્માર્ગ, ભક્તિમાર્ગ ફક્ત દેખાડતો રહીશ. એમ કહી હરિદાસબુઆએ આગળનું (બાકીનું) કીર્તન ચલાવી થોડા વખતમાં તે પૂરૂં કર્યું. ત્યારથી તેઓ પૈસા ન લેતાં ગામે ગામ કીર્તન કરેજછે. પછી કેટલાક દિવસ ગયાં પછી–પૂર્ણ બ્રહ્મપદે પહોંચેલા મહારાજનો હરિદાસબુઆ ઉપર ભર કીર્તનમાં થયેલો કૃપા પ્રસાદ તે શું ફોગટ જાય–તેનું પરિણામ હરિદાસબુઆ ઉપર પૂરેપુરૂં થઈ તેમણે પ્રથમ પોતાના વર્ણાશ્રમ ધર્મને અનુસરી અગ્નિ હોત્ર લીધું અને

ગાણુપત્ય વ્રત પણ સ્વીકાર્યું. પછી પછી તો એમનામાં એટલો બધો વિચિત્ર ફેર થઇ ગયો કે બધા લોકો, સંસાર પ્રપંચ તુચ્છ લાગી, તેમના સ્ત્રી છોકરાં વિદ્યમાન હતાં છતાં પણ ઘરબાર વગેરે બધી ઐહિક સુખની બાજુ એમની છુટી જઈ તેમણે સંન્યાસાશ્રમ લીધો અને નિરંતર ભજન પૂજનમાં, મુદ્દગલ પુરાણનાં પારાયણમાં કાલ નિર્ગમન કરી (કહાડી) વેદાંત શાસ્ત્રમાં તેમની બુદ્ધિ સારીજ હોવાથી રાત દહાડો આત્માનાત્મ વિચારમાં મગ્ન રહેછે. ઉપરાંત પ્રસંગોપાત લોકોમાં સદુપદેશ પણ કરેછે. સંન્યાસ લીધો ત્યારથી તેઓ મંગલમૂર્તિનાં નામથી હાલ પ્રસિદ્ધ છે. મહારાજનો પછી સાકોરી ગામમાં મુકામ થયાંથી સ્વામી મંગલમૂર્તિ પણ સાકોરી મહારાજના સહવાસ માટે બે ત્રણ વખત આવ્યા હતા. એક વખતે પુષ્કળ મહિના રહી મહારાજ આગળ મુદ્દગલ પુરાણનું પારાયણ વગેરે કરતા હતા.

પછી કેટલાક દિવસો સુધી હરિદાસબુઆ ખડગપુરના રામ-મંદિરમાં કીર્તન કરતા રહ્યા અને બધા લોકો સાથે વચ્ચે વચ્ચે મહારાજની ભાગુની ઝુંપડીમાં આવતા હતા. હરિદાસબુઆ સરસ રીતે મર્મ સમજનારા હોઇ સત્પુરૂષનાં ચિન્હો તેમને પૂરેપૂરાં ખબર હોયાથી તેમણે બધાંને કહી મૂકયું કે, “મહારાજ એ પૂર્ણ જીવનમુક્તિ સ્થિતિમાં હોઈ તેમના મ્હોંમાંથી જે શબ્દો નીકળે છે તે બધા ઉપનિષદોના વાકયોની બરોબરીના છે તેથી તેમના શબ્દો ફોગટ ન જાય તે માટે બને ત્યાં સુધી બોલેબોલ ટીપી (લખી) રાખતા જાવ અને રોજ તેમનું જેવું જેવું આચ-રણ દેખાય વા જે જે કાંઈ એઓ કરે વગેરે તની બધાંની રોજની ડાયરી રાખતા જાવ. એ બધું ભવિષ્યમાં જગતને ઉપ-યોગી થઇ પડશે.” એમ કહ્યાથી બાસનીએ રોજ તે લખવાનું કામ શરૂ કર્યું.

મહારાજ ભાગુ મહારણીની ઝુંપડીમાંજ રહેવા લાગ્યા તેથી ત્યાંજ એમની સામે એકવાર કીર્તન થાય એવી બધાંએ મહા-રાજને ઇચ્છા દર્શાવી, પરંતુ મહારાજે તે વાતની ના પાડી.

"ગામમાં દેવળમાં કરોછો તેજ ઠીક," એમ મહારાજે કહ્યું તેથી લોકોનો કાંઈ ઇલાજ રહ્યો નહીં. મહારાજ હંમેશ પ્રમાણે તેમને ફાવે ત્યાં જઇ મહેનતનાં ગમે તેવાં કામો હંમેશાં કર્યાજ કરતા. કયાંઈ કામ નજ મળે તો, ગમે તે ગલીમાં જઇ, પાછળની ગલીમાં કોઇ છે કે નહીં તે જોઈ, જાજરૂનો એકાદો ખાલી ડબ્બો હોય તેમાં બીજા જાજરૂમાંનું જે થોડું થોડું હોય તે બધું ઠાલવી (ખાલી કરી) એકજ ડબ્બો ભરી રાખતા. એક વખત મહારાજ ફરતા ફરતા ત્યાંના દવાખાનાની બાજુએથી આવ્યા. ત્યાં દર્દીઓને રાખવા માટે કેટલીક ખોલીઓ બાંધી રાખી હતી. તે ખોલીઓમાં કોઇ દર્દી (રોગી) નહોતો અને તેને તાળાં માર્યા હતાં. તેની બહારનો વરંડો (ખુલ્લો ઓટલો) ગંદી સ્થિતિમાં હોઈ તેની બધી જગ્યા ઉખડી ગઇ હતી. એવી આ ખોલીમાંની એકનાં બારણાંની એક બાજુએ તે ગંદી જગ્યામાંજ શરીરપર ફક્ત કંતાણનો ટુકડો લઈ મહારાજ પડી રહ્યા હતા. બપોરે બે વાગ્યાનો સુમાર હતો. તે વખતે તે દવાખાનાના ડૉકટરસાહેબ જમી ખાઇ, પાંચ છ સ્નેહીઓને સાથે લઈ, મહારાજ જે ખોલીની બાજુમાં પડ્યા હતા તેજ ખોલીનું તાળું ઉઘાડી અંદર જવા માટે આવ્યા. કોઈ રોગી ન હોવાથી, તે ખોલીમાં બીછાનું વગેરે નાંખ્યું હોઇ ડૉકટરસાહેબ અને તેમનાં સ્નેહી મંડળને પાનાં વગેરે રમતો રમી ગમ્મતમાં વખત પસાર કરવા માટે તે ખોલી રાખી મૂકી હતી. તે પ્રમાણે તે લોકો આવ્યા. તે બધા લોકો બંગાલી હતા. તેમને દેવ, ભાવ ભક્તિ વગેરે કાંઈ નહોતાં. તે મહારાજને એક પાગલ (ગાંડો) સમજતા અને મૂર્ખ લોકો તેમને છંદે લાગ્યા છે એમ ધારતા હતા. દવાખાનાની પાછળના ભાગમાં, મુખ્ય દવાખાનાથી કેટલાક અંતર ઉપર, ખુલ્લા મેદાનમાં તે ખોલીઓ બીજા મકાનથી અલગ હતી. તેથી મહારાજ પોતાના તરફથી દવાખાનાની બાજુએ કોઇને હરકત થશે નહીં એમ ધારી સ્વસ્થ પડ્યા હતા. તેમને જોઈ ડૉકટર મ્હોટેથી ધમકાવી બોલ્યા, "એ પાગલ, આ શું પડી રહેવાની જગ્યા છે કે?" મહારાજ તરતજ ઉઠયા એટલામાં ડૉકટર ફરી બોલ્યા,

"આ દવાખાનાની જગ્યા છે. તમો અહીં શા માટે પડ્યા છો? તમો પાગલ છો."

મહારાજ—"હું તો પાગલ છું. આપ તો ડૉક્ટર છો. મ્હને પાગલની (સ્થિતિ) હાલત કાંઈ સમજાવી નથી. (તેથી) આપ ડૉક્ટરસાહેબ મ્હારી દાદ લો તે માટે હું અહીં તમારી સરહદમાં પડ્યો હતો."

ડૉક્ટર—"બહુ વાતો વગેરે કરે છે. તમો પાગલ છો."

મહારાજ—"હા, ડૉક્ટરસાહેબ, હું પાગલછું. એટલા માટે તો આપ ડૉક્ટરની આશા કરૂંછું."

ડૉક્ટર—"તમો પાગલ છો તો જાવ પાગલખાનામાં (ગાંડાની હૉસ્પીટલમાં.) વધારે વાત ના કરો. તમો અહીં તહાંના જાજરૂના ડબ્બા કહાડો છો, ભંગી પેઠે ચાલો છો અને વધારે વાત કરો છો?"

મહારાજ—"ડૉક્ટરસાહેબ તમો મ્હને પાગલ તો ઠેરવો છો, તો પછી મ્હેં વધારે વાત કરી કે કમી વાત કરી તેથી શું થયું? અથવા ભંગી પેઠે મેલું ઉઠાવ્યું તો એ શું? વા તમારી અથવા કોઈની જગ્યાની હદમાં પડ્યો તો પણ શું? ગમે તેમ હું રહું અને ગમે તેવી રીતે ચાલું તો તમારાથી મ્હારીપર ગુસ્સે કેમ થવાય?"

આ વો વાદવિવાદ ચાલુ હતો ત્યારે તે રવીવારનો દિવસ હોવાથી, ભક્તો પણ ત્યાં ઘણા ભેગા થયા હતા. બધા ગમ્મત જોતા હતા.

"હું પાગલ છું તો તમો ડૉક્ટર લોકોનું કામજ છે કે પાગલને સુધારવાની વ્યવસ્થા કરવી."

ડૉક્ટર—"હું પાગલોનો ડૉક્ટર નથી.

મહારાજ—"પાગલોના નહીં પણ કોઈ પણ રોગના તો છોને? ડૉક્ટર છો તો, એ પણ કામ તમારૂં છે કે પાગલના દવાખાનામાં મ્હને પહોંચાડી દેવો.

ડૉક્ટર—"હું શું કામ પહોંચાડું?"

મહારાજ—"તમો ન પહોંચાડો તો કોણ પહોંચાડે? તમો પોતે ના પહોંચાડતા હો પણ તમને હું પાગલ છું એ વાતની ખરેખબર પડી ગઇ હોય અને મ્હારા પાગલ હોવાથી લોકોને બહુ ઉપદ્રવ થાય છે એમ જો તમો જોતા હો તો પોલીસમાં વર્દી (ખબર) આપી, તે પોલીસ મારફતે મ્હને પાગલખાનામાં પહોંચાડી દેવાનું કામ તમારૂં નથી કે? હું પાગલ છું કે નહીં એની પરિક્ષા કરવાવાળા આપ છો તો પાગલખાનાંમાં પહોંચાડવાની વ્યવસ્થા પણ આપનેજ કરવી જરૂરની છે." આ બધું સાંભળી ડૉકટરસાહેબની સાથે તેમના સ્નેહીમંડળમાં કેટલાક ડાહ્યા (સમજુ) હતા તે ડૉકટરસાહેબને અંગ્રેજીમાં કહેવા લાગ્યા, "તે શું પાગલ દેખાય છે કે? તે તો તમારી સાથે કે'વા હુશીઆરી ભર્યા જવાબ સવાલ કરી રહ્યા છે ને? તેમના આગળ તમો જવાબ આપી શકતા નથી. તમો તેમને પાગલ ઠરાવશો અને તે પ્રમાણે તેની તમો જો વ્યવસ્થા ન કરો તો તમોજ ગુન્હેગાર ઠરો છો." એવી રીતે તેના સ્નેહીમંડળે તથા બીજા લોકોએ ડૉકટરને ખૂબ ફજેત કર્યા. છેવટ, મહારાજ પાગલ ન હોઈ પૂર્ણ બ્રહ્મપદે પહોંચ્યાં પછી, શરૂઆતમાં એવી ભ્રમિષ્ટ જેવી બાલવત્ ઉન્મત્ત પિશાચ્ચવત્ જેવી અવસ્થા (હાલત) થાય છે, એમ ડૉકટર સાહેબને ખબર પડયાથી, તેણે તરતજ મહારાજને હાથ જોડી માફી માંગી અને પગ પર માથું મૂકી નમસ્કાર કર્યા.

મહારાજ—આપ મ્હોટા લોક, એમ પગે શા માટે પડો છો અને માફી શું કામ માંગો છો? આપની કાંઇ ભૂલ (ચૂક) નથી. હવે મ્હારાં ગાંડપણની (પાગલપણાંની) પીછાન થોડી ઘણી આપને થઇ." પછી મહારાજ ત્યાંથી ચાલતા થયા અને લોકો પણ આમતેમ થઈ ગયા. બધા ભક્ત લોકો રોજ સંધ્યાકાળે પાંચ છ વાગે મહારાજના દર્શન માટે ભેગા થતા અને મહારાજની લહેરમાં આવે તો તેઓ કાંઇ ઉપદેશની વાતો કહેતા. કોઈ કોઈ વખત, "દર્શન લઇ જાવ, થોભતા નહીં," એમ પણ કહેતા. કોઈ કોઇ વખત સંધ્યાકાળે ગમે ત્યારે સ્ત્રી અથવા પુરૂષો ભેગા થયા હોય ત્યારે ઘણાંને માર પણ મળતો. કોઇ કોઇને લાત તથા ગુસ્માથી,

મારતા થપ્પડ મારતા, કોઇ વખત હાથમાં લાકડું લઇ તે વડે, કોઇ વખત ઈંટના ટુકડાથી અથવા જે હાથમાં જડે (આવે) તે લોકો પર જોરથી ફેંકતા. એમ તે હંમેશ માર મારતાજ. પરંતુ મહારાજના મારથી કોઇને પણ ઇજા વગેરે કદીજ થઇ નહીં. ઉલટા માર ખાનારાં હસતાં અને મહારાજના હાથનો માર પડયાંથી એમનું બધું પાપ ધોવાઇ ગયું અને એજ ખરો પ્રસાદ છે એમ એઓ સમજતાં. કોઇ કોઈ તો મહારાજને હાથે મારનો એવો પ્રસાદ મળે તે માટે મહારાજ ખાસ, "આવતા નહીં, જાવ હવે," એમ કહે ત્યારે તે ન સાંભળતાં મહારાજ એમની પર ગુસ્સે થાય અને મારે તે માટે ઉભાજ રહેતા અને છેવટે મહારાજ માર મારે પછી જતા.

મહારાજ ભાગુ મહારણીની ઝુંપડીમાં રહેવા આવ્યા તે પહેલાંથીજ ભંગી ચાલીમાં જેટલી ગલીઓ હતી તે બધીએ ગલીઓમાંથી વચ્ચે વચ્ચે કોઈ દિવસ ફેરી મારતાજ. પરંતુ ઝુંપડીમાં આવ્યાં પછી રોજ એકવાર તો ફેરી કરવા જતાજ અને લહેર લાગે તો તેમનાં ઘણાંએ ઝાડુ ત્યાં પડ્યાં હોય તેમાંથી એકાદું જુનું ઝાડુ હાથમાં લઈ ભંગીઓની ગલી સાફ કરતા. તેમના છોકરાં છૈયાં વચ્ચો વચ્ચ ગલીમાંજ તેમનાં ઘરના બારણા સામે ઠેરઠેર હઘી ભરતાં. તે બધી જગ્યાનું હઘેલું હાથમાં કાંઇપણ ન લેતાં હાથમાંજ ભરી ભેગું કરી પાસેજ નાંખવાની જગ્યા હતી ત્યાં લઇ જઇ નાંખતા, ભંગી લોકો ગામનાં પાયખાંનાં તથા રસ્તા સાફ કરતા હતા પરંતુ તેમની પોતાની રહેવાની ગલીઓ રોજ ઝાડતા નહીં, તેમજ છોકરાંઓનું ઠેરઠેર હઘેલું પણ કહાડતા નહીં, તેથી તે એની મેળેજ સૂકાઈ જતું અથવા તો કુત્રાં ડુક્કર ગલીમાં આવી ખાઇ જતાં. ઝાડઝુડ ન હોવાથી બધી ગલીઓ ગંદી હતી. કયાંઇ ફાટ્યાં ત્રુટ્યાં ચીંથરાં, ફાટ્યા ત્રુટ્યા જોડાના ટુકડા, સૂકાઇ ગયેલા ગુનાં લીંડા, કોઈ કોઇ જગ્યાએ કુત્રાં ડુક્કર હઘી ગયાં હોય તેના સૂકાઇ ગયેલાં લીંડાં, તો હંમેશાં દરેક લાઇનની સામે મુતરેલું હઘેલું તો હોયજ. ભંગી લોકોનું ગંદું પાણી વહી જવા માટે ન્હાની ન્હાની ગટરો હતી, તે ગટરમાં ઘણા દિવસનું

મેલું ભેગું થયું હતું તેમાંજ કેટલાંક છોકરાં હગેલાં અને આજુ-બાજુ હાડકાંના ટુકડા પડેલા હતા. એવી તે બધી ગલીઓ, મહારાજ એકાદું નકામું ઝાડુ લઈ બે ત્રણ દિવસે ઝાડી સાફ કરતા અને તેમની સામે જે ગટર હતી તેનું પીળાં જેવું થઈ થયેલું ગંદુ પાણી હાથમાં કાંઇપણ લીધાં શિવાય ફક્ત હાથ વડેજ ધકેલતા ધકેલતા ઠેઠ સુધી કહાડી પહોંચાડી દેતા. ભંગી લોકો, મહારાજને એમ ન કરવા માટે હાથ જોડી અનેક પ્રકારે કહેતા, પરંતુ મહારાજ તેમની સાથે કે કોઇ સાથે કાંઇ પણ બોલ્યા શિવાય કામ પૂરૂં થાય ત્યાં સુધી તે કર્યાંજ કરતા. મહારાજ ગુસ્સે થશે, મારશે એ બ્હીકથી તેમની સાથે જઈ તેમના હાથ-માંનું કામ બંધ પણ કોઇ કરી શકતા નહીં. ગામમાંના ભક્તોમાંથી કોઈ સામે આવી મહારાજનું કામ બંધ કરવાને અથવા તેમની સાથે કરવા લાગવાની હિમ્મત કરી આગળ આવવા માંડે તો મહારાજના હાથમાં જે ઝાડુ હોય તેના પાછળના ભાગથી બરોબર ઝુડી નાંખતા અને ગાળો દઈ કહેતા, "તમો બ્રાહ્મણ લોકોએ લાજ છોડી કે? હું એક ભંગીનું કામ કરૂંછું તેથી તમો લોકોએ ભંગી બનવું કે?" વગેરે બોલી હાંકી કહાડતા. પૂજા કરનારામાંથી કોઇ આવે તો તે સ્ત્રી પુરૂષોને, દાદા બાબાના નામથી બૂમ પાડી કહેતા કે, 'આ ભંગીની ચાલીમાં તમો સ્હેબાંનો ધર્મ પાળનારા પૂજા સાહિત્ય લઈ શા માટે આવ્યાં? ત્યાં ઝુંપડીમાં જઈ બેસો. હું આવું એટલે ત્યાંજ તમારે જે કરવું હોય તે કરો. નીકળો અહીંથી' એમ ધમકાવીને કહ્યાથી બધા લોકો પેલી બાગની ઝુંપડીમાં જઇ બેસતા. પછી મહારાજ ઝુંપડીમાં આવે ત્યારે પૂજા વગેરે જે થવાનું તે થતું હતું. ત્યાર પછી લહેર આવે તો, પૂજા કરનારાં કેટલાંક સ્ત્રી પુરૂષોને પાસે લઈ બેસી' હસવાની વાતો કહી બધાંને હસાવતા પણ ખરા. પછી બધાં પેટ પકડી પકડી હસતાં અને તેમનું હસવું જોઈ મહારાજ પણ હસતા. કોઇ કોઈ વખત તો મહારાજ કાંઇપણ બોલતા નહીં પરંતુ હાથવડે ચેષ્ટા ( ચાળા ) કરતા. આ ગમ્મત જોઇને પણ બધાંને હસવું આવતું. કોઇ કોઇ વખત મહારાજ બેઉ પગ એક

જગ્યાએ સજ્જડ બાંધી લેતા અને આખો દિવસ એમ બંધાચલાજ એક જગ્યાએ પડી વા બેસી રહેતા. કોઈ કોઈ વખત સ્ત્રી તથા પુરૂષ લોકો મહારાજને દર્શને આવી બેસે અને મહારાજ એમની લહેરમાં તે વખતે વાત કરતા હોય ત્યારે જો એમને પિશાપ વા ઝાડાની શંકા થાય તો, ત્યાંને ત્યાંજ બધાંનાં દેખતાંજ બેઠા હોય ત્યાંજ હધી મુત્રી મૂકતા. અને પોતાની બેસવાની જગ્યામાં તેજ ગુ મુત્રથી લીંપતા, તે ઉપર બેસતા અને હધતી લીંપતી વખતે એનીજ વાતો ચાલતી. કોઇ કોઇ વખત ભાગુની ઝુંપડીમાં મહારાજ બેસતા તેથી લક્ષ્મીબાઇ વગેરે સ્ત્રીઓ છાણ પાણી લઇ આવી ઝુંપડી સારવવા ( લીંપવા ) માંડતાં. સ્ત્રીઓ મહારાજને કહેવા માંડતી કે "તમારી ( બેસવાની ) જગ્યા ઉપર લીંપવું છે તો થોડાક દૂર ખસશો કે ?" મહારાજ કહે, તમો શા માટે અહીં લીંપો છો, તમો તમારાં ઘરબાર લીંપોને ?"

સ્ત્રીઓ—"મહારાજ, અમારે હાથે કાંઈ પણ સેવા થવી જોઇએને ?"

મહારાજ—"અહીં લીંપ્યાથી શું મ્હારી સેવા થાય છે ? મ્હારી બેસવાની જગ્યામાં કોઇને લીંપવા નહીં દઉં. મ્હેં કેટલાએ દિવસોથી બેસવાનું નાંખી મૂક્યું છે તે કહાડવાનું નથી. મ્હારૂં તે અનુષ્ઠાનનું આસન છે. તેથી મ્હારા તે પાથરવાના ગુણપાટના ટુકડાને કોઇએ હાથ ન લગાડવો. મ્હારી બેસવાની જગ્યાએ ગમે તેટલી દુર્ગંધ ભેગી થઈ હોય તો તે પણ કહાડતાં નહીં અને મ્હારી જગ્યાપર લીંપવાનું નથી. મ્હને ફાવશે ત્યારે મ્હારે હાથે મ્હારી જગ્યાપરનો કચરો કહાડીશ અને મ્હારે હાથે લીંપીશ. તમારે કોઇએ મ્હારા કામની ભાંજગડમાં પડવું નહીં આ હું મુદ્દામ કહી રાખું છે. શા માટે ? તો કોને ખબર કોઇ વખત હું અહીં ન હોઉં ત્યારે તમો મ્હારી ગેરહાજરીમાં મ્હારી જગ્યા ઝાડો, લીંપો તેથી."

સ્ત્રીઓ—"અમારે હાથે તમારી કાંઈ સેવા તો થવી જોઇએને ?"

મ્હારાજ—"ત્યારે તમો આ જગ્યા લીંપો તેથી શું તમારાથી સેવા થાય છે કે? તમો એ લીંપ્યું તે જગ્યા શું મ્હારે વાપરવી છે? કે તે લીપેલી જગ્યા ઉપર મ્હારે જમવું છે? કે તે સ્વચ્છ સાફસુફ કરેલી જગ્યા ઉપર મ્હારે સૂવું છે? મ્હારી આ બે ત્રણ હાથની જે જગ્યા છે તેટલામાંજ મ્હારૂં હગવાનું, મુતરવાનું, ખાવાનું, બેસવાનું, સૂવાનું બધુંજ કામ મ્હારી જગ્યામાંજ થાય છે એ તમને બધાંને ખબરજ છે અને રોજ તમો તે જુઓજ છો. લહેર આવેજ તો ગમે ત્યાં જઇ પડું છું નહીં તો ગલી કુચીમાં બેસી રહું છું. તો તમારી લીંપેલી જગ્યાનું શું કામ છે? ત્યારે આ જે તમો લોકો લીંપો છે તે મ્હારી સેવા તરીકે નહીં વા મ્હારે માટે નહીં પણ તમારે સ્ત્રીપુરૂષોને અહીં આવી બેસવું પડે છે, જગ્યા ઉખડી ગયેલી હોય, ધુળ નીકળતી હોય, તેવી જગ્યામાં તમો લોકો આવી બેસો એટલે તમારાં ફેશનેબલ ભારે કીંમતનાં લૂગડાં બગડે ને? ખરાબ થાયને? તેથી તમારાં લૂગડાંને મેલ લાગે નહીં, તેવીજ રીતે અહીં આવનારા પુરૂષોનાં કપડાંને માટી કચરો ન લાગે, તેમને સ્વચ્છ લાગે અને તેમને પણ બેસવા માટે જગ્યા સ્વચ્છ લાગે તે માટે તમો આ જગ્યા લીંપી ઝાડી સાફ કરો છો એટલે એ બધું તમારે માટેજ તો કરો છો! એમાં મ્હારે માટે શું છે? મ્હારી સેવા છેજ શી? મ્હારી પાસે છેજ શું સેવા કરવાનું? હું જ્યાં જઇશ ત્યાં જ્યાં બેસીશ ત્યાં હું તો મ્હારે ફક્ત નર્યો છુંજ. તમો મ્હારી સેવા કરો તે માટે મ્હારૂં કાંઇ કામ તો જોઇએ ને? હું શું તમારાં જેવું લૂગડું પહેરૂં છું કે તે ધોવાનું હોય? અથવા તો પુરૂષો કે મરદો પેઠે ધોતીઉં પહેરૂં છું કે તે ધોવાનું હોય? જ્યાં બેસું ત્યાં નાગો ઉઘાડો તો બેસું છું. કે મ્હારે શું ઘરબાર છે કે તેને સાફસુફ કરવાનું હોય? કે શું મ્હારૂં કાંઇ માથું ઓ'ળી અંબોડો વાળવાનો કે વેણી ગુંથવાની છે? કે શું મ્હારી કાંઈ સંધ્યા માટે તૈયારી કરવાની છે, કે મ્હને કાંઈ ન્હવરાવી ધોવરાવી ખવરાવવા પીવરાવવા માટે કાંઈ કરવું પડે છે એમ થોડુંજ છે? છે કહું તો એક આઠ દિવસે ફક્ત ન્હવરાવો છો; પણ તે કાંઈ મ્હારે જરૂર છે તેથી ન્હવરાવો છો

એવું કાંઇ થોડુંજ છે! મ્હારે શું કામ છે ન્હાઇને? હું શું પહેલાં ન્હાતો હતો? અને તમો ન્હવરાવો તોપણ શું હું તો ગમે ત્યાં ગંધાતી જગ્યામાં જઈ ગધેડાં પેઠે આળોટતો પડું છું! શુ મુતરની જગ્યામાં પડી રહું છું. તમો તો જુઓ છો કે હું ગંદાં કામો કર્યાં કરૂં છું તેથી મ્હારા શરીરને, હાથ પગને, મ્હારા કોથળાને ક્યાંઇ ગુ, તો ક્યાંઈ માટીનો કચરો, ક્યાંઇ ચુનો તો ક્યાંક કોલસાનું કાળું હંમેશ ચોંટ્યુંજ હોય છે અને એવા ગંદા (ગંધાતા)ની પાસે આવી બેસો છો, કાંઇ શરીર ચાંપો છો, તો કાંઈ માખણ ઘી પગે માથે ચોળતાં બેસો છો. એ કરતાં, મ્હારી પાસે બેસતાં, તમને કાંઈ સુગ આવતી નથી?"

સ્ત્રીઓ—તમારાં શરીરને ગમે તેટલી ગંધાતી મેલી ચીજો લાગી હોય તોપણ અમને કોઇપણ પ્રકારની વાસ દુર્ગંધ આવતાં નથી, શરીરના કોઈપણ ભાગમાં કંટાળો આવે એવું કંઇપણ અમંગળપણું તમારામાં અમને લાગતુંજ નથી, એ'વી ગંદી ગંધાતી સ્થિતિમાં જો તમો હો તો તમારા શરીર ઉપર એક માખી પણ ગણબણવા કેમ આવતી નથી, એજ અમને બધાંને એક મ્હોટું આશ્ચર્ય લાગે છે.

મહારાજ—"અરે સ્ત્રીઓ, તમો તમારી મેળે મ્હને ગમે તેવું મ્હોટાપણું આપ્યાં કરો છો. મ્હને એ ગંદુંજ પસંદ છે, પણ તમો હાથપગ દાબો છો, પગની પૂજા કરો છો, કંઈ તીર્થજ લો છો, તો વળી કોઈ પાસે બેસી માખણ ઘી ચોળે છે; તેથી તમારે માટે ગમે તેમ કરી મ્હારે હાથપગ સાફ રાખવા પડે છે, નહીં તો મ્હારે શી જરૂર પડી?

સ્ત્રીઓ—"તમો બેસવા દો છો તેથી, થોડા ઘણાં અમો તમારી પાસે બેસીએ છીએ અને તમો કાંઇ દબાવી ચંપાવી તેમજ માખણ ઘી ચોળાવી લો છો એટલીજ અમારે હાથે સેવા થાય છે."

મહારાજ—"ઓ સ્ત્રીઓ, તમો માખણ ઘી ચોળો છો તેની મ્હને કાંઈ જરૂર નથી અને મ્હારો એમાં કાંઇ ફાયદો નથી. ઘી માખણ ચોળનારનેજ ફાયદો થાય છે તેથી તે ચોળે છે."

સ્ત્રીઓ—તમારા માથામાં, પગમાં, શરીરમાં તેલ ઘી માખણ ચોળી પચાવવાથી તમારોજ ફાયદો, તેમાં અમારા ફાયદા માટે અમે શું કરીએ છીએ?

મહારાજ—અરે સ્ત્રીઓ, તમેજ વિચાર કરો કે માખણ, ઘી, તમો મ્હારે પગે, માથે, ચોળવા માંડો એટલે તે માખણ ઘી ચોળતાં ચોળતાં, તમારા રેશમ જેવા નરમ હાથમાં પચે, કે મ્હારા જોડા જેવા પગનાં તળીઆંનાં ચામડાં ભેંસના ચામડાં જેવા જાડાં જાડાં છે તેમાં પચે? કે કઠણ કઠણ માથાનાં હાડકાંમાં પચે? માટે બધું ઘી માખણ તમારા હાથમાં પચી તમારોજ તો ફાયદો થાય છે. દેખાવમાં મહારાજને પગે ઘી ચોળો છો એમ દેખાય છે. પણ મહારાજજ પોતાના પગ તથા માથાં દ્વારે તમારા હાથમાં ઘી માખણ પચાવી સેવા કરી રહ્યા છે એમ નથી થતું કે?" એવી રીતે મહારાજ એમની મેળે વિનોદ કરતા કરતા ગમ્મતમાં હસતા હસતા કોઈ કોઇ વખત બોલી, તે લોકોએ ગમે તે કર્યું હોય છતાં તે પોતાને માટે કર્યાનું કબુલ કરતા નહીં કે પોતાની ઉપર લેતા નહીં. "તમો કહેતા હશો કે અમો ખાવાનું લાવીએ છીએ અને ખવરાવીએ છીએ તે પણ કાંઇ મ્હારે માટે તમે લાવો છો એમ નથી. આખો દિવસ તો હું કાંઈ ખાતોજ નથી. સંધ્યાકાળે તમો લાવો છોજ તેથી એ કોળીઆ જે ખાવાના તે તમારી મરજી રાખવા પૂરતો ખાઉં છું. નહીં તો મ્હને ભૂખ લાગતી ત્યારે હું પહેલાં ચાર ઘેર ભીખ માંગી ખાતોજ હતો. તેથી મ્હારે માટે તમો શું કરો છો? કંઇજ તો નથી કરતાં. અને કહો છો કે અમારે હાથે તમારી સેવા તો થવી જોઇએ ને? તમો જેમ કરો છો તેમ હું કરાવી લઉં છું એટલે હુંજ તમારી સેવા તો કરી રહ્યો છું." કોઇ વખત મહારાજની લહેર ન હોય તો વાળવા લીંપવાનું ન કરવા દેતાં, તેમણે આણેલાં છાણ પાણી ફેંકી દઇ તેમને કહાડી પણ મૂકતા.

મહારાજ ભાઇની ઝુંપડીમાં આવ્યા ત્યારથી પોતપોતાના મન સાથેજ હંમેશ બીજું બોલવાનું કામ ન હોય ત્યારે પોતાને મ્હોંએ

અને ખાસ કોઈ સમજુ લોકો ન હોય ત્યારે એક જાતના રમુજી સુરમાં “**नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः**” એ એક વાક્ય અને બીજું “**न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते**” એ બે વાક્યો ધીમા સુરમાં પોતાના મન સાથેજ બોલતા. ભાગુ હંમેશ મહારાજ પાસે રહેતી હોવાથી, મહારાજનું આ સાંભળી સાંભળી, તેને પણ એ બે વાક્યો મ્હોડે થઈ ગયાં હતાં. અને તેપણ હંમેશ તે બોલતી. મહારાજને એનો અર્થ પૂછવા માટે. “મહારાજ આનો અર્થ શો ?” એમ પૂછતી, મહારાજ કહેતા ‘એનો અર્થ જેને સમજાતો હશે તેને સમજાતો હશે અથવા સમજાવાનો હશે તેને સમજાશે. તારે તે સમજી શું કામ છે ? સમજી લીધાં શિવાયજ તારૂં જે થવાનું તે થશે.”

એક દિવસ મહારાજ સ્હવારમાંજ ઉઠ્યા અને આખું ગામ ફરી વળ્યા. ચાલતાં ચાલતાં માલુમ પડયું કે ગામના એક ભાગમાં ગામની ન્હાની ન્હાની ઘણીએ ગટરોનું પાણી વહેતું વહેતું એક મ્હોટી ગટરને મળ્યું હતું અને તે મ્હોટી ગટરના આગળના ભાગમાં કાંઈ બગડયું હતું તેથી ઘણા દિવસોનું ગંદું પાણી ત્યાંજ ભેગું થયું હતું. મ્યુનિસીપાલીટીની ભૂલને લીધે તે મ્હોટી ભરાઇ ગયેલી ગટરની સ્થિતિ જોઈ મહારાજને એકલાનેજ તેમાંનો કચરો અને પાણી ઓસારી ઓસારી એક બાજુએ નાંખવું પડતું. તે માટે તે ઉંડી મ્હોટી ગટરમાં તે કચરામાં ઉતરી ઓસારવું (ઉપસવું) પડતું. તેથી જાંઘ સુધી પગ કચરામાં પેસી ગયેલા, હાથ બધા કચરાથી ભરેલા અને તેની દુર્ગંધી ચારે બાજુએ પ્રસરેલી એ’વી સ્થિતિમાં કેટલાક નવરા લોકોએ તેમને જોયા. તેમાં કેટલાક મુસલમાનો અને કેટલાક બીજી જાતીના લોકો હતા. તેમને તે મહારાજનું મુશ્કેલી ભર્યું (મહેનતનું) કામ જોઇ દયા આવી અને તેઓ કહેવા લાગ્યા, “મહારાજ આપ અલ્લા (ઇશ્વર) સ્વરૂપ થઈ આટલાં મહેનતનાં કામો તમે કરો છો તેથી અમને બહુ શરમ આવે છે. મ્યુનિસીપાલીટીવાળા શું આંધળા થઈ ગયા છે ? શા માટે ગટર સુધારતા નથી ? એટલામાં ગાર્ડમામાના

છોકરાની વહુ અન્નપૂર્ણા મહારાજની પૂજા માટે તેમની શોધ કરતાં કરતાં બીજાં બે ત્રણ જણો સાથે આવ્યાં. મહારાજની આ સ્થિતિ જોઇ અન્નપૂર્ણાએ પૂજા સાહિત્ય એક બાજુએ મૂકી, લૂગડું ઉપર લઈ, ખોસીને, મહારાજ સાથે એકદમ તે ગટરમાં પેસી કામ કરવા માટે આગળ થઇ. તે જોઇ મહારાજે તેની પર ગુસ્સે થઇ, "જા, બાજુએ" એમ બૂમ પાડી. અન્નપૂર્ણા થોડી હિમ્મતવાળી હોઈ મહારાજ પર તેની બહુ ભક્તિ હતી તેથી તેણીએ મહારાજના ગુસ્સાની પર્વા ન કરતાં એકદમ તે પણ ધમકાવીને બોલવા લાગી. હું તમને કામ કરવા લાગીશજ અને મ્હને ના કરવા દેવું હોય તો તમો નીકળો ગટર બહાર અને ચાલો તમારા મુકામપર. નહીં તો હું ગટરમાં પેસીશ(જ).

મહારાજ—"અરે! હું એક મૂર્ખ ભંગી થયો તેથી હું ભંગીનું કામ કરૂં છું. તારે શું મ્હારી સાથે ભંગી થવું છે કે?

અન્નપૂર્ણા—"હા. હા. તમો ભંગી થયા તો મ્હને ભંગી થવામાં શી હરકત? હું ભંગીજ છું."

મહારાજ—"એમ મ્હોંએ બોલવાથી (કહેવાથી) કાંઈ ભંગી થવાતું હશે કે?"

અન્નપૂર્ણા—"મ્હોંએ કહેવાથી થતું નથી તેથી તો હું ગટરમાં પેસી કામ કરવા લાગુંછું? પછી તો હું ખરી ભંગડી થઈ કે નહીં?"

મહારાજ—"અરે એવી રીતે જો તું ભંગડી બની તો તને તારો વર ઘરમાં પેસવા દેશે કે?"

અન્નપૂર્ણા—"તમારી સાથે ભંગડી થઇ છું તો ન શું કામ પેસવા દે?" એમ બોલી બળજબરીથી તે પણ ગટરમાંજ કામ કરવા ફરી ફરી આગળ ધસી. અન્નપૂર્ણાની આવી હિમ્મત જોઇ મહારાજને પણ તેની દયા આવી. તેથી તેઓ ગટર બહાર નીકળી પોતાના મુકામ પર ઝુંપડીમાં ગયા. ત્યાં બધી સ્ત્રીઓએ તેમના કચરાથી ભરેલા હાથ પગ ધોયા અને પછી પૂજા વગેરે થઇ રહ્યા પછી, તે ગટરનું મહા મહેનતનું કામ મહારાજ લાંબા વખત સુધી

કરતા રહ્યા હતા તેની બૂમ આખે ગામ પ્રસરી મ્યુનિસીપાલીટીના અધિકારીઓને પણ ખબર પડી. પોતાની ચૂક છે એમ સમજી તે ગટરની દુરસ્તી (=સુધારકામ) માટે બીજે દિવસે તે લોકોએ આવી તેને સુધારી.

ખડગપુરથી સુમારે એક કોસને છેટે ખરિસ નામનું ગામ છે. ત્યાં શુચિર્ભુત, વેદ પઠન કરનાર, ધાર્મિક કામમાં પ્રવીણ એવા એક બ્રાહ્મણ રહેતા હતા. તેમનાં સ્ત્રી, અંબૂબહેન પહેલેથીજ રોજ પૂજા તથા દર્શન માટે આવતાં હતાં. એક દિવસે તે અંબૂબહેન મહારાજની પૂજા માટે આવ્યાં ત્યારે મહારાજ "ઓબા! ઓબા!" કરતા હુંકારા મારતા પડ્યા હતા. અંબૂબહેન બિચારી ભોળા સ્વભાવની, પુખ્તવયની, મહારાજના પર ભક્તિ રાખનારી હતી. તેમના વરની પણ મહારાજ ઉપર પૂર્ણ ભક્તિ હતી. તેમને એક દસ વર્ષનો છોકરો હતો તે પણ ભકિત કરતો. તે અંબૂબહેનનો રોજ એટલા એક કોસને અંતરેથી પૂજા માટે આવવાનો નિયમજ હતો. મહારાજનું, "ઓબા ઓબા," સાંભળી અંબૂબહેન, "આજે હરસની વધારે પીડા થાય છે કે?

મહારાજ—"હા, અંબૂબહેન શું કહું મ્હારી કર્મ કથા? તમો જુઓ છો ને કેટલાએ દિવસોથી સેંકડો સારા માઠા લોકો આવે છે પણ કોઈ એકને પણ મ્હારી ખરી ખબર નથી. મ્હારી જીવન કથા ઘણા દુઃખોથી ભરેલી છે. અંબૂબહેન હું શું કહું? તમો મુરબ્બી બાપ દાદા જેવાં તેથી મ્હને એકેક કાંઈને કાંઈ યાદ આવે છે.

અંબૂબહેન—તમોને હરસનો ત્રાસ થાય છે તેથી મ્હારા મનમાં તમને ક્યારનું કહેવાનું હતું. પરંતુ હું પડી ગરીબ. મ્હારૂં તમો સાંભળો કે ન સાંભળો, તેથી કહ્યું નહીં. હાલ મ્હેં તમારે માટે થોડું ગાયનું માખણ અને સાકર આણી છે. તમો તે લ્યો એટલે તમારા પેટમાં થોડી ઠંડક થઈ રક્ત (લોહી) પડતું હશે તે બંધ થઇ જશે. મ્હારા મનમાં એમ છે કે કેટલાક દિવસ તમો અન્ન પાણી છોડી દો; અને હું તમને ગાયની તાજી મીઠી છાસની

સરસ વલોવીને માખણ કહાડયાં શિવાય એક તપેલી આણી આપતી જઇશ, તે તમારે રોજ લેવી. એમ કેટલાક દિવસ લેશો એટલે હરસ નાબુદ થઈ જશે. ગમે તેમ કરી હું કહું છું તેટલું મ્હારૂં માન્ય કરોજ. મ્હારા ઘરની ગાય વીઆઈ છે. તમારે માટે જુદુંજ મ્હારે હાથે દુધ મેળવી, વ્હલોવી, છાસ લાવી આપતી જઇશ.

મહારાજ—અંબૂબહેન તમારૂં ગામ ઘણું દૂર છે. એટલે દૂરથી શા માટે લાવો છો ? મ્હારા ભોગ મ્હારે ભોગવવાજ જોઇએ.

અંબૂબહેન—મ્હારે રોજ પૂજા માટે આવવુંજ પડે છે. તો હું મ્હારે તે વખતે છાસ પણ લાવતી જઈશ અને તમો ના, ના કહ્યાં કરો. છેવટ ના, હા કરતાં તે અંબૂબહેને રોજ ઉપર કહ્યા પ્રમાણે છાસ આણી આપવાનો નિયમજ પકડયો. મહારાજ પણ તેમની ભક્તિ જોઇ દહાડાની વખતે કોઇ કોઈ વખત તે છાસ પીતા. પોતાની માનો મહારાજ માટેનો નિયમ જોઈ તેના છોકરાએ પણ તે ન્હાનો હતો, છતાં એક નિયમ લીધો. તે પણ એટલે દૂરથી ખડગપુર આવતો. તેને ઘરની અનુકુળતા હોવા છતાંએ પોતાનાં માબાપે કહ્યાં શિવાયજ પોતાના મનથીજ તે સ્હોળાંમાં, હાથમાં ઝોળી લઇ ચાર ઘેર ભિક્ષા માગતો અને મહારાજની ઝુંપડીમાં લાવી તે ભિક્ષા મહારાજને અર્પણ કરી, પોતે એમજ કાંઇપણ લીધાં શિવાય ફરી ઘેર જઈ ઘેરજ જમતો. તે છોકરાનું આ’વું જોઇ મહારાજે તેને કહ્યું, “ અરે છોકરા, તું તદ્દન ન્હાની ઉમ્મરનો, તારા ઘરની સારી સ્થિતિ હોવા છતાં, એટલે દૂરથી આવી ભિક્ષા માંગી શા માટે રોજ અહીં લાવી મૂકે છે ?

છોકરો—મહારાજ, હું મ્હારે મ્હારી છોકરાંની અક્કલ પ્રમાણે કાંઇ પણ સેવા મ્હારાથી થાય એ ઉદ્દેશથી આં ભિક્ષા અર્પણ કરવાની સેવા કરૂંછું.

મહારાજ—ઠીક, લાવે છે તો તે બધી અહીંજ લાવીને નાંખે છે. હું કાંઇ ખાતો પણ નથી. મ્હારે કોઇને પણ તે આપી દેવી પડે છે.

છોકરો—મહારાજ, તમો કોઇને પણ આપો. મ્હેં મ્હારે નિયમ પકડયો છે તે હું પાળીશ.

મહારાજ—ઠીક, તને હોંસ છે ત્યાં સુધી કર, પછી બંધ કર. પછી કોઇ કોઈ વખત તે ભિક્ષા લાવે એટલે તે ઝુંપડીમાંજ, તેમાંના કેટલાક પદાર્થો મહારાજ પોતાને હાથે કહાડી આપી પોતાની સામેજ તેને ખાવા કહેતા અને કોઇ કોઇ વખત ઘેર લઇ જવા પણ કહેતા.

ગણેશ અપ્પાજી કેળકર એ ગાર્ડનું કામ કરતા હતા અને તેમને મામા કહેવાનો વહીવટ (રિવાજ) હતો, તેમનાં સ્ત્રી સરસ્વતીબાઇને પણ ગાર્ડ મામી કહેવાની રીત હતી. આ બેઉ પતિ પત્ની બહુ સુશીલ હતાં તેમની મહારાજપર બહુ ભક્તિ હોઈ તે મહારાજની આજ્ઞા પ્રમાણે ચાલનારાં અને મહારાજ માટે તેઓ ફાવે તેવી મહેનત ઉઠાવનારાં માણસો પૈકી હતાં. તેમાં મામી તો મહારાજની લીલા લક્ષમાં લાવી, તેમનું સ્મરણ કરતાં પ્રેમભક્તિની લહેરમાં હંમેશ આંખમાંથી પ્રેમાશ્રુ વહેવ-રાવતાં એક સરખાં રડતાં પણ હતાં. મહારાજ ગમે ત્યાં મળે તો કોઇની લાજ લજ્જા રાખ્યા શિવાય મહારાજને એકદમ પ્રેમથી ભેટી પડતાં. ખૂબ પ્રેમથી વાતો કરતાં હસતાં અને રડતાં પણ હતાં. પોતાની સ્ત્રીની મહારાજ ઉપર નિઃસીમ (હદ રહિત, બેહદ) ભકિત જોઈ ગાર્ડમામાને પણ ખૂબ આનદ થતો. તેમના ભાણેજ બાબુરાવ વૈદ્ય અને તેની સ્ત્રી અન્નપૂર્ણા બેઉની મહારાજ પર ખૂબ ભક્તિ હતી. એક દિવસ મહારાજ સ્હવારમાં સાત આઠ વાગે ભાગુની ઝુંપડીમાં શૌચે બેઠા હતા. એટલામાં ગાર્ડમામી અન્નપૂર્ણા અને બીજી કેટલીક સ્ત્રીઓ મહારાજની પૂજા માટે મહારાજ શૌચક્રિયા માટે બેઠા હતા ત્યારે આવ્યાં. મહારાજ તેમને કહેવા લાગ્યા, "મામી હું શૌચક્રિયા માટે બેઠોછું. ઝુંપડીમાં ના આવશો. બહારજ થોડો વખત થોભો." પરંતુ તે ન સાંભળતાં, તેમણે તેમનાં અંતઃકરણો ભકિતભાવથી શુદ્ધ હોયાથી, તેજ વખતે પૂજા કરી લીધી.

મામી—"પેલાં જાનકીબાઈએ શંકર સમજી દિગંબર સ્થિતિમાં પૂજા કરીજ હતી કે નહીં? તમારૂં આ શરીર અને તમારો અવતાર જગત્‌ના કલ્યાણ માટેજ તો છે. તમો હવે ફલાણું ના કરો અને ઢીકણું ના કરો એમ કહો તે કેમ ચાલે?"

મહારાજ—"ઠીક, ફાવે તે કરો હું મ્હારે તમારાં છોકરાં જેવાછું." એવી રીતે કાંઈ બોલતા હતા. દરમ્યાન વળી ફરી આવેલી બીજી સ્ત્રીઓની પૂજા વગેરે થયાં.

ઘણીખરી સ્ત્રીઓનો મહારાજની પૂજા વગેરે કરી તેમને માટે નૈવેદ્ય એટલે ભોજનનો ખુમચો ભરી લાવવાનો નિયમ હતો તેથી રોજ નૈવેદ્યનાં ભાણાં આવતાં. મહારાજ તો આખો દિવસ કાંઇ ખાતા નહોતા. રાવસાહેબ શિંગવેકરને ત્યાંના નૈવેદ્યનું ભાણું તો પહેલેથી આવતુંજ હતું તે એમને એમ ચાલુજ હતું. પછી તે આવેલા નૈવેદ્યમાંથી મિરા અને તેની બહેન કોંડી બેઉ રોજ દહાડે અને રાત્રે મહારાજને ત્યાંજ જમતાં અને વધેલું નૈવેદ્યનું અન્ન મહારાજના કહ્યાથી ભાગુ મહારણીને ત્યાં જતું. મહારાજનો પ્રસાદ ગણી ભાગુ મહારણી, તેનો વર નામદેવ, તેનો દીયર તથા તેની સાસુ તે ખાતાં: અને કોઇ કોઇ વખત બધી સ્ત્રીઓનાં નૈવેદ્યનાં ભાણાં આવ્યાં હોય તે વખતેજ કાંઈ કારણથી મહારાજ ગુસ્સે થયા હોય તો તે નૈવેદ્યમાંનું કાંઇપણ કોઇના મ્હોંમાં ન જતાં મહારાજ એક દમ ગાળ બોળ કરતા અને અન્નથી ભરેલા ભાણાં એકદમ જોરથી ઝુંપડીની બહાર દૂર ઉકરડામાં ફેંકી દેતા. આ'વી રીતે નૈવેદ્યનાં ભાણાં ફેંકી દેવાના પ્રસંગો પણ ખૂબ વખત આવ્યા હતા. કોઈ કોઇ વખત તો ગુસ્સાના સપાટામાં જેમણે નૈવેદ્ય આણ્યો હોય તેમનેજ તે ફેંકી દેવા કહેતા અને તેઓ પણ મહારાજની આજ્ઞા પ્રમાણે કરતાં. એક દિવસ મહારાજ ક્યાંક બહાર ગયા હતા. તે પછી ગાર્ડમામી મહારાજ ખાય એ ઉદ્દેશથી કેટલાંક ઉત્તમ ઉત્તમ પકવાન્નો કરી ખુમચો ભરી આવ્યાં. મહારાજ નહોતા તેથી મહારાજ આવ્યા ત્યાં સુધી તે ઝુંપડીમાં બેસી રહ્યાં. દહાડે ચાર વાગ્યાને સુમારે મહારાજ ઘેર પાછા

આવ્યા. મામીનો હેતુ ( ઇરાદો ) મહારાજને પોતાને હાથે મ્હોંમાં કોળીઓ આપવાનો હતો. તે પ્રમાણે મામીએ મહારાજને જણાવ્યું. ખૂબ પ્રકારનાં પકવાન્નો મામી આજે કરી લાવ્યાં હતાં અને પોતાને હાથે નૈવેદ્ય ખવડાવવાની ઇચ્છા જણાવતાં હતાં. પણ તેમનું કહેવાનું કબુલ ન રાખતાં મહારાજ કહેવા લાગ્યા, “મામી, તમે આણેલું અન્ન મ્હારા પેટમાં જાય અને તમો તમારે હાથે તે મ્હને ખવરાવો એવી જો તમારી ઇચ્છા હોય તો હું કહું તે પ્રમાણે કરશો કે?”

મામી—“તમો કહેશો તેમજ હું કરીશ, જેમાં તમારૂં સમાધાન તેમાંજ મ્હારૂં સમાધાન.”

મહારાજ—મામી, તો તો મ્હારૂં ખરૂં પેટ, મ્હારૂં ખરૂં મ્હોં અને ખરો ખાનારો હું, તે ઝુંપડીની બહાર ખાડામાં જે ઉકરડો પડ્યો છે તેમાં છે; અને ખરેખરો દેવનો દેવ જે મ્હારાથી પણ મ્હોટો કોઈ પરમેશ્વર છે તેના પેટમાં જાય એવી જો તમારી ઇચ્છા હોય,

મામી—તમારા કરતાં હવે બીજો ક્યો પરમેશ્વર છે?

મહારાજ—છેજ તો, મ્હારાથી ખૂબ મ્હોટો પરમેશ્વર છે. પણ તમને હુંજ મ્હોટો લાગતો હોઉં તો હુંજ તે ઉકરડામાં છું. માટે આ બધા નૈવેદ્ય તમે તમારે હાથે લઇ જઈ ઉકરડામાં નાંખી દો એટલે ખરેખર તે મ્હારા પેટમાં ગયાં બરોબર તથા મ્હને ખવરાવ્યા બરોબર ( પેઠે ) થશે. એ સાંભળતાંજ મામીએ તે પકવાન્નથી ભરેલો મ્હોટો ખુમચો ઉંચક્યો અને ઝુંપડીની બહાર પાસેજ ઉકરડો હતો તેમાં તેમાંનું બધું અન્ન નાંખી દીધું. પછી ખૂબ આનંદથી હસતાં હસતાં મહારાજ પાસે આવી તેમને પ્રેમથી ભેટી પડ્યાં.

મહારાજ—મામી, આજે આટલાં બધાં પંચ પકવાન્નનું ભાણું ઉકરડામાં નાંખ્યું.

મામી—તમારા કહ્યાં પ્રમાણે મ્હેં કર્યું અને તમને જે ગમે તેમાં મ્હને પણ આનંદ છે.

એક દિવસ સ્ટેશન ઉપર રહેતી ઉપર ઉપરની ભક્તિ રાખનારી એક બ્રાહ્મણની વિધવા સ્ત્રી મહારાજ માટે ચ્હા લઇ આવી. તે વખતે ખૂબ સ્ત્રીઓ હતી તથા કેટલાક પુરૂષો પણ હાજર હતા. તે સ્ત્રી મહારાજ આગળ બેસી બોલી, "મહારાજ મ્હેં આજથી તમને ચ્હા લાવી આપવાનો નિયમ કર્યો (ધર્યો) છે. ગમે તેમ કરીને પણ તમારે મ્હારી ચ્હા લેવી જોઇએ."

મહારાજ—"ઠીક છે દાદીમા. તમે લાવવાનો નિયમ કર્યો એટલે મ્હારે પણ પીવાનો નિયમ કરવોજ જોઇએ."

બાઈ—"પણ તમારેજ પીવી જોઇએ."

મહારાજ—"તમે મ્હનેજ પાવાનો નિયમ પકડ્યો તો હું પણ હુંજ પીવાનો નિયમ પાળીશ."

બાઇ—"ત્યારે લો મ્હારા દેખતાંજ."

મહારાજ—"લાવો દાદીમા મ્હારા હાથમાં." મહારાજના હાથમાં ચ્હાથી ભરેલો ગ્લાસ આવ્યો એટલે

મહારાજ—હુંજ પીઉં એવી તમારી ઈચ્છા છે ને ! અને રોજ લાવી પીવડાવજો હં.

બાઇ—હા મહારાજ, તમો પીયાં કરજો. હું લાવ્યાં કરીશ.

મહારાજ—"ઠીક ત્યારે હવે હું પીઉંછું હં." એમ કહી પાસેજ ગટરનું મ્હોં હતું તેમાં મહારાજે આખું પ્યાલું ખાલી કર્યું અને બોલ્યા, "લો દાદીમા, મેં પીધી. લો આ પવાલું. એમ કહી ખાલી વાસણ તેની સામે મૂક્યું. તેની ખરી ભક્તિ નહોતી તેથી, કે શા કારણથી મહારાજે તેની ચ્હા મોરીમાં નાંખી દીધી (ઢાલવી) એ વાત એમની એમનેજ ખબર. પરંતુ બીજે દહાડેથી તે કાંઇ ચ્હા લાવ્યાં નહીં. બે ચાર દિવસે તે સ્ત્રી એમને એમજ દર્શને આવ્યાં.

મહારાજ—"બે ચાર દિવસથી તમારી ચ્હાની હું એક સરખી રાહ જોઉંછું.

બાઈ—"તમે મોરીમાં નાંખી દીધી પછી શું કામ લાવું ?"

મહારાજ—"મોરી એજ મ્હારૂં મ્હોં છે. અને તમારો ખરો

નિયમ છે કે ખોટો એ પણ મ્હને એ ઉપરથી સમજાઇ ગયું. એટલે કે મોરીમાં રેડ્યાથી તે ન્હા તો ગઇ મ્હારા પેટમાં, પરંતુ તમારો નિયમ ખરો નથી એ વાત સમજાઇ ગઈ અને તમારી ઉપર ઉપરની ભક્તિ છે એ પણ સમજાઇ ગયું. જવા દો, આજીમા અમારે શું કામ છે તમારી ન્હાનું ? તમોજ તમારે પીયાં કરો.

એક વખત એકાદશી હતી તેથી સ્ટેશન ઉપર રહેતાં કેટલાંક સ્ત્રી પુરૂષો બાબાના દર્શન માટે ભેગાં થયાં હતાં. અગાઉથીજ બીજી જાતવાળાં તેલંગીઓએ મહારાજની આગળ ચણાના લોટનો લાડુ લાવી મૂકયો હતો, આ લોકોમાં એકાદશીવાળાં કેટલાંક સ્ત્રી પુરૂષો હતાં અને કેટલી કડક સ્હોળું પાળનારી વિધવા સ્ત્રીઓ પણ ત્યાં હતી. તેમાંની એક સ્હોળાંવાળી વિધવા મહારાજને પગે પડી સામેજ બેઠી. મહારાજે તે ચણાનો લાડુ હાથમાં લીધો અને કહેવા લાગ્યા, “દાદીમા, (આજીબાઇ) પ્રસાદ લેશો કે ?” દાદી-માએ તરતજ હાથ આગળ ધર્યો. મહારાજે તે લાડુ ભાંગી એક સોપારી જેટલો ટુકડો તેના હાથમાં મૂક્યો અને તેણે તે તરતજ મ્હોંમાં નાંખ્યો.

મહારાજ—“દાદીમા, પ્રસાદ કે'વો લાગ્યો ? લાડુ શેનો છે.

આજીબાઇ (દાદીમા)—“ચણાનો છે.”

મહારાજ—“કેમ સરસ શેકી, ખરો કરી અંદર ખાંડ બરોબર નાંખી છે ને ? આપણા બ્રાહ્મણ લોકોના જેવો નહીં હોય, કારણ તે એક તેલંગી સ્ત્રીએ બનાવ્યો છે.

આજીબાઇ—“ના, સારો બનાવ્યો છે અને અંદર ઘી પણ સારૂં વાપર્યું છે.”

મહારાજ—“ઠીક ત્યારે તો જરા બીજો એક ન્હાનો ટુકડો ખાઇ જુઓ.” ફરી તે દાદીમાએ હાથ આગળ ધર્યો અને તે ટુકડો લઇ ખાધો,

મહારાજ—“કે'વો લાગ્યો આજીબાઇ ?”

બાઇ—“સારોજ છે. તમારા હાથનો કાંઈ ખરાબ લાગે ?”

મહારાજ—“આજે તમો આટલે દૂરથી સ્ટેશન ઉપરથી બધી સ્ત્રીઓ કયાં આવ્યાં ?”

આજીબાઇ—"આજે એકાદશી હતી. સેંકડો લોકો તમારા દર્શન માટે આવેછે તેથી એકાદશીએ દર્શન માટે અમો આવ્યાં છીએ.

મહારાજ—"આજીબાઇ (દાદીમા) આજે શું એકાદશી છે કે ? અરે તારી ત્યારે તમને ચણાનો લાડુ આપ્યો, બે વાર આપ્યો અને તમે ખાધો. તે લાડુના સ્વાદમાં તમો એકાદશી વીસરી ગયાં કે ?"

આજીબાઇ—"ના, ના, વીસરૂં શા માટે ?"

મહારાજ—"અરે, પણ ચણાના લાડુથી તમારી એકાદશી ભાંગીને ?

આજીબાઇ—"ભાંગે શાથી ? તમો ગમે તે આપો તો તેથી એકાદશી કેમ ભાંગે ? જો મ્હેં બીજાના હાથનો ચણાનો લાડુ ખાધો હોત તો તે ભાંગત."

મહારાજ—"ના, ના, આજીબાઈ તમો હવે તમારા મનની ફાવે તેવી સમજુત કરી લો છો. કારણ તમને તે ચણાનો લાડુ સ્વાદિષ્ટ લાગ્યો તેથી તમે બીજી વાર પણ લીધો. તમારી એકાદશી ન ભાંગી તો શું થયું ? તેમાંએ તમો આ મહારના ઘરમાં આવ્યાં છો અને હું પણ હાલજ ભંગીઓ સાથે ઝાડઝુડ કરી પાયખાનાંની મોરીઓ સાફ કરતો બેઠો હતો. આજીબાઈ, તે હાથ પણ મ્હેં ધોયા નથી. તેમને તેમજ સૂકાઈ ગયેલા હાથ ઉપર મળ ચ્હોંટ્યો છે. તેજ હાથે તમને લાડુ આપ્યો. આજી-બાઈ, તમો બ્રાહ્મણ, તેમાંએ કડક એકાદશી કરનારાં, તો પછી તમારી એકાદશી ભાંગે નહીં તો શું થાય ?"

આજીબાઈ—"તમો ગમે તે કહો તોપણ તમો બ્રહ્મરૂપજ. તમો ગમે તેવા હો તોપણ તમારા હાથનું ગમે તે હોય (જે હોય તે બધું) પવિત્રજ છે. તેથી મ્હારી એકાદશી ભાંગી નથી."

મહારાજ—"ઠીક ત્યારે. લ્યો આજીબાઈ જરા બીજો ટુકડો ?" આજીબાઇએ ફરી હાથ લંબાવી ટુકડો લીધો. મહારાજે તે આપતાં કહ્યું, "આજીબાઇ, હું ભંગીછું. મ્હારા હાથ ગુ મુત્રથી

ભરેલા હોય છે. હજીએ પણ ના ખાવ." મહારાજે એમ કહ્યું છતાં આજીબાઇએ તે ટુકડો મ્હોંમાં નાંખ્યોજ."

મહારાજ—"આજીબાઇ, તમને ચણાનો લાડુ ગળ્યો લાગે છે તેથી ગમે તેવી સમજુત કરી મ્હને મ્હોટાંપણું આપી તમો ખાવ છો. પણ તમારાં આપ્યાંથી મ્હને કાંઇ મ્હોટાપણું આવે ? ભંગીનું કામ કરનારો છું તે છુંજ."

આજીબાઇ—"જે બ્રહ્મરૂપ હોય છે તે કાંઇ પણ કામ કરે છે. પેલા ચોખા મહારને ત્યાં સાક્ષાત્ પરમેશ્વર (દેવ) ઢોર ઘસડવા લાગ્યા કે નહીં ? પેલા સજ્જન કસાઇને ઘેર બકરી કાપવા લાગ્યાજ હતા કે નહીં ? તેવાજ તમે છો."

મહારાજ—"આજીબાઇ તમને તો ખૂબ આવડે છે."

આજીબાઇ—"મ્હને શું આવડે ? એમજ એમજ તમારા જેવાને મ્હોંએથી કથા પુરાણો સાંભળ્યાથી થોડું ઘણું ખબર છે."

મહારાજ—"ઠીક, ઠીક, આજીબાઇ. ગભરાતાં નહીં. હું. તમારો અપવાસ કાંઇ ભાગ્યો નથી."

આજીબાઇ—હું શા માટે ગભરાઉં ? ગભરાઇજ જતી હોત તો હું તમારા દર્શન માટે પણ આવી નહોત."

મહારાજ—"આજીબાઇ એ બધું ખરૂં. દેવના પ્રસાદ તરીકે જો ખાવો હોય તો માખીની પાંખ કરતાં પણ થોડો ખાવો. એવી કહેવતજ છે. પ્રસાદ માખની પાંખ જેટલો ખાવો. કારણ તે દેવનોજ પ્રસાદ. તે ખાઇ તેનો મળ ન થવો જોઇએ. નહીં તો જો વધારે ખાવામાં આવે તો બીજા ઝાડા સાથે તે પાયખાનાં (જાજરૂ, સંડાસ) માં જાયને ! તમોએ પ્રસાદ સમજીનેજ લાડુ ખાધો ને ? બે ત્રણ વખત મ્હોટા મ્હોટા ટુકડા ખાધા. તેનો ઝાડો થશે."

આજીબાઇ—"ગમે તે હોય તોપણ તમારા હાથનું કાંઇ ફોગટ જતું નથી. અમારૂં કલ્યાણજ છે. બેઉનું એ પ્રમાણેનું બોલવું ચાલુ હતું ત્યારે કેટલાંક સ્ત્રી તથા પુરૂષોને વચ્ચે વચ્ચે હસવું આવતું હતું, અને મોજ પણ પડતી હતી. પછી એકાદશીનો

અપવાસ કર્યો હતો તેવાં વિધવા તથા સધવા હતાં તેમના તરફ જોઇ મહારાજ–"તમો કોઇ લેશો કે એકાદશીનો પ્રસાદ ?" પછી તેમણે પણ હાથ આગળ ધર્યા. મહારાજ–"આ ચણાનો લાડુ છે હં. હું અત્યાર સુધી આજીબાઇને જે કહેતો હતો તે ઉપરથી તમો સાવધ થાવ અને મ્હારા હાથનો ચણાનો લાડુ ના ખાતાં. તમારો અપવાસ ભાંગશે."

સ્ત્રીઓ—"કાંઈ ભાંગતો નથી. મહારાજ તમારા હાથનો પ્રસાદ અમને ક્યાંથી મળે ?" તેથી બધાંએ હાથ ધર્યા.

મહારાજ—"જેઓ એકાદશીના અપવાસવાળાં હોય તેમણેજ લેવો. બીજાએ ના લેવો. બીજા જો લેશે તો તેમણે અપવાસ કર્યા જેવું થશે. અને અપવાસવાળાં હશે તેમનો અપવાસ ભાંગી જશે." છેવટે બધાંએ સ્ત્રી પુરૂષોએ હાથ આગળ ધરી ચણાનાં લાડુનો પ્રસાદ એકાદશીના અપવાસને દિવસે ખાધો. એવીજ રીતે એકાદી એકાદશીને દિવસે ભોજનમાંનાં ભાત, વડાં, વા રોટલામાંથી કેટલાક અપવાસ કરનારાઓને આપતા અને તે પણ ખૂબ ભક્તિપુરઃ સર ખાતા.

આ પ્રમાણે મહારાજની અનેક પ્રકારની જુદી જુદી લીલા થતાં થતાં ચિન્નાસ્વામીનું ઘર છોડ્યાં પછી ભાગુ મહારણીની ઝુંપડીમાં બે મહિના થવા આવ્યા. પોષની મકરસંક્રાંતિ થયાં પછી મહારાજ ચિન્નાસ્વામીનું ઘર છોડી ભાગુની ઝુંપડીમાં આવ્યા. ચિન્નાસ્વામીના ઘરમાં હતા તેજ વખતે મકરસંક્રાંતિ આવી હતી. તે સંબંધમાં વિશેષ કાંઈ બન્યું ન હોવાથી તે વિષે કાંઇ કહેવામાં આવ્યું નથી. ફક્ત એટલુંજ તે દિવસે–કે બધાં સ્ત્રીપુરૂષોને મહારાજે હલવા (ખાંડની ચાસણીમાં બનાવેલ અનેક તરેહના સુશોભિત પદાર્થ) આપ્યા હતા. તે ઉપરથી મહારાજે કહ્યું હતું કે "સંક્રાંતિને દિવસે તીળગુળ (તલગોળ) આપવાનું મહત્વ બહુ મ્હોટું છે. તે પુણ્ય હલવા આપ્યાથી કે'વી રીતે મળે ? હલવામાં એલચીના દાણા લવંગ, કાજુના ટુકડા, કોળાનાં બી, બદામના ટુકડા વગેરે તથા ખાંડ જેવા પદાર્થો હોય છે. તલગોળના દાનનું પુણ્ય તે

ક્યાંઇ કોળાંનાં બી લવંગ, ખાંડ એળચીદાણા ખાંડ, કાજુ ખાંડ આપવાથી કાંઇ મળે કે? આવો ચતુરાઈ ભર્યો (હલવો) પદાર્થ બનાવી તે સંક્રાંતિએ આપવો એમ ક્યાંઇ શાસ્ત્રમાં છે કે? હાલમાં તમો સ્ત્રીપુરૂષો શોખીન બની ગયાં છો. એક બીજાનું જોઇ જે તમો લોકો કરો છો તેનું ફળ શું શાસ્ત્રની રીત પ્રમાણે કર્યા વિના મળે કે? સંક્રાંતિનો તહેવાર તમો બહુ ઠાઠમાઠથી ઉજવો છો; તેમાં જો તલગોળનું દાન ન હોય અને આવા ખાંડના હલવાજ જો આપો તો તેથી કાંઇ સંક્રાંતિનું ફળ તમને મળે કે? એમ કહ્યાથી મહારાજને હલવો આપવાનું ના પસંદ છે એમ લાગ્યાંથી ફરી સંધ્યાકાળે બધાં સ્ત્રીપુરૂષો મહારાજને દર્શને આવ્યાં ત્યારે તલ અને ગોળનાજ લાડુ કરી લાવ્યાં અને મહારાજને અર્પણ કર્યા. મહારાજે તે બધાંને વહેંચી આપ્યા.

ભાગુની ઝુંપડીમાંજ મહારાજને બે ત્રણ મહિના થઈ ગયા. ફાગણ વદ અમાસને–આખરને–દિવસે ભાગુની ઝુંપડી બહાર સંધ્યાકાળે મહારાજ બેઠા હતા તે વખતે નિત્ય નિયમ પ્રમાણે બધાં સ્ત્રીપુરૂષો દર્શને આવ્યાં. દર્શન લઈ બેઠાં પછી મહારાજનો કાંઇ ઉપદેશ ચાલુ હતો તેવામાં (એકાએક) મહારાજ—"આવતી કાલે શું સંક્રાંતિનો દિવસ છે? આવતી કાલથી સંક્રાંતિના બહુજ મહત્વના દિવસો આવ્યા છે. એવી સંક્રાંતિ પહેલાં કદી આવી નથી અને ભવિષ્યમાં કદી આવશે નહીં. એનો પર્વકાળ ઘણા દિવસ છે. પરંતુ આવતી કાલથી ત્રણદિવસ પર્વકાળનો મુખ્ય કાળ છે."

કોઇ ગૃહસ્થ—મહારાજ, સંક્રાંતિ ગયે તો બે મહિના થયા. કાલે તો ગુઢી પડવાનો (ચૈત્ર શુદ એકમનો) દિવસ છે.

મહારાજ—"હા, હા, આવતી કાલે ગુઢી પડવાનો દિવસ છે તેથીજ આવતી કાલે સંક્રાંતિ થાય છે; અને બે મહિના પહેલાં જે સંક્રાંતિ ગઈ તેના કરતાં આવતી કાલની સંક્રાંતિનું માહાત્મ્ય બહુજ મ્હોટું છે. કોઈક બોલ્યું-"ત્યારે આ સંક્રાંત કઈ?"

મહારાજ—"અરે, કઇ શું? એજ મકરસંક્રાંત,"

કોઈક—"આજ જો મકરસંક્રાંત હોય તો પછી સંક્રાંતિની રીત પ્રમાણે તલગોળ વહેંચી ઉત્સવ વગેરે કરવો કે?"

મહારાજ—"ખરી મકરસંક્રાંત આવતી કાલેજ છે. ઉત્સવ કરવો કે ન કરવો તે તમો તમારે જોઈ લો. પરંતુ જેને ખરેખર સંક્રાંતિનું ફળ જોઈતું હોય તેણે આવતી કાલની સંક્રાંતિનો તહેવાર બરોબર ઉજવવો. સંક્રાંતિનો તહેવાર સ્ત્રીઓનો છે. સ્ત્રીઓની રીત પ્રમાણે સ્ત્રીએ કરવો અને પુરૂષોની રીત પ્રમાણે પુરૂષે કરવો. એક શ્લોક મને યાદ આવે છે.

**भारद्वाज मयूराणां चाषश्च नकुलस्तथा ।**
**एतेषां दर्शनं श्रेष्ठं वामभागे विशेषतः ॥**

આ શા માટે કહ્યું ? તો આ શ્લોકમાં કહ્યાં પ્રમાણે ભારદ્વાજ નામનું, કાગડા જેવડું કાળા રંગનું, કેશરી રંગની પાંખવાળું પક્ષી હોય છે. મયુર એટલે મોર. ચાસ એટલે જેને તાસ પક્ષી કહે છે તે. નકુળ એટલે નોળીઓ. એ ચારેનાં કોઇ પણ સ્થિતિમાં દર્શન થાય તો તે શ્રેષ્ઠજ છે. પરંતુ તે ડાબી બાજુથી જાય વા દર્શન થાય તો તે વધારેજ શ્રેષ્ઠ છે. તેવીજ રીતે બધી સંક્રાંતિના પર્વકાળનું માહાત્મ્ય શ્રેષ્ઠજ છે પણ તેમાંએ મકરસંક્રાંતિનું વધારેજ શ્રેષ્ઠ છે. તેમાં વળી આવતી કાલથી સંક્રાંતિ છે તેનું તો અધિકજ વધારે શ્રેષ્ઠ છે. આ સંક્રાંતિનો પણ પર્વકાળ ત્રણ દિવસ હોય છે. તેથી આવતી કાલની સંક્રાંતિના પર્વકાળનો કોઇને લાભ લેવો હોય તો લેવો." બધાં સ્ત્રી પુરૂષો ખુબ આનંદથી બોલ્યાં, "મહારાજ અમો બધાં સંક્રાંતિનો ઉત્સવ કરીશું." તે પ્રમાણે બીજે દિવસે ઘેર ઘેર પુરણ (પોળી) ની રસોઇ થઇ, મુરબ્બીઓને સ્નાન કરાવવામાં આવ્યાં, સ્ત્રીઓ નવાં નવાં લૂગડાં પહેરી હાથમાં પૂજાનાં ફળો, ખંડ, તલગૉળ વગેરે લઇ ઘેર ઘેર તે આપતાં ફરતાં હતાં. કોઇ કોઇ સ્ત્રીઓએ હળદ કંકુના દાન એકેકને આપ્યાં અને બધાં તલગૉળ આપતાં આપતાં ફરતાં હતાં. મહારાજ પાસે પણ બધી સ્ત્રીઓએ આવી સુગડાં (?) નાં, હળદ કંકુનાં, તલગૉળનાં દાન મહારાજને પણ અર્પણ કર્યાં, અને યથાવિધી તેમની પૂજા પણ કરી. તેવીજ રીતે સંધ્યાકાળે સ્ત્રી પુરૂષો ખૂબ ઠાઠથી મહારાજને તલગૉળ આપવા માટે આવ્યાં. તે વખતે મહારાજ ભાગુની ઝુંપડીની બહારજ બેઠા હતા. ભાગુ

મહારાજશ્રીના ઘરે નામદેવ પણ બેઠોજ હતો અને બીજા પણ ખૂબ લોકો ભેગા થયા હતા. મહારાજે ટુંકામાં સંક્રાંતિનું અને તલગોળનું માહાત્મ્ય કહ્યું અને આજે ચૈત્ર સુદ એકમ ગુઢી પડવાનો દિવસ હોઇ મકરસંક્રાંત કે'વી રીતે તે વિષે પણ મહારાજે ટુંકામાં સમજાવ્યું. પછી તલગોળ બધાંને વહેંચતી વખતે પ્રથમ મહારાજને આપવા લોકો આગળ આવ્યા ત્યારે મહારાજે કહ્યું, “પ્રથમ તલગોળ પેલા નામદેવને આપો. તે મ્હારા એક જન્મના ગુરૂ છે. તેને આપ્યાં પછી તમો બધા અંદર અંદર લો. પછી મ્હને આપો.” પરંતુ મહારાજના કહ્યાં પ્રમાણે પ્રથમ નામદેવને તો બધાંએ તલગોળ આપ્યાંજ, પણ પછી બધા તલગોળ મહારાજ આગળ લાવી મૂકયા. પછી મહારાજે તે બધાંને વહેંચ્યા વહેંચતાં વહેંચતાં, નામદેવ ગુરૂ કેવી રીતે થાય છે. તે વિષે મહારાજ પોતાના પૂર્વ જન્મની વાત કહેવા લાગ્યા. “મ્હારા એક જન્મમાં મ્હારા માબાપે મ્હને શીખવવાની (ભણાવવાની) ખટપટ કરી. પણ હું તો મ્હારે મૂર્ખનો મૂર્ખજ રહ્યો. કોઇ પણ પ્રકારે મ્હને વિદ્યા આવેજ નહીં. કેવળ જંગલીને જંગલીજ રહ્યાથી મ્હને ઘરમાં કોઇ પૂછતું કરતું નહીં, તે વખતે મ્હારી ઉમ્મર આશરે દસ બાર વર્ષની થયેલી. મ્હારી મા મ્હને જોડાથી મારતી અને બાપ હાથ વડે થપ્પડ મારતા. એક દિવસે અમારે ત્યાં એક ભિક્ષા માંગનાર આવ્યો. મ્હારી માએ મ્હને કહ્યું, “એને ભિક્ષા આપ” અને મ્હારા હાથમાં ભિક્ષા આપવા માટે કાંઇક આપ્યું. તે ભિક્ષા હું તને આપતો હતો ત્યારે મ્હારી માએ તે ભિક્ષા લેનારને કહ્યું, “મહારાજ, તમો કોઇ દેવ જેવા દેખાવ છો. તો આ મ્હારા છોકરા તરફ જુઓ. આ છોકરો બહુ જડ છે. એને બીલકુલ વિદ્યા આવડતીજ નથી. એને કોઈ શીખવે તોપણ એ મૂર્ખનો મૂર્ખજ.”

ભિક્ષા લેનાર—“તેને એમ કે'વી રીતે વિદ્યા આવડે ? એને કેટલાક દિવસ ગુરૂને ઘેર રાખવો (મૂકવો) જોઇએ.”

મ્હારા માબાપ—“મહારાજ, તમોજ હવે એના ગુરૂ બનો અને તમારી સાથે એને રાખો.”

ભિક્ષા લેનાર—“ઠીક છે. પણ મ્હારા તાબામાં આવ્યાં પછી

એને વિદ્યા આવે ત્યાં સુધી તમારો એનો મેળાપ પણ ન થવો જોઇએ." મ્હારાં માબાપ સાહ્યાં ભોળાં હતાં. તે–"ઠીક છે, મહારાજ આ છોકરાનીજ તમને ભિક્ષા આપી."

એમ કહી મ્હને તે ભિક્ષા લેવા આવનારને સ્વાધીન કર્યો. હું તો ન્હાનપણની રીત પ્રમાણે ભટકેલજ હતો. આખા ગામમાં તીડ વીતીઘોડા ભૈરવ પેઠે ફર્યા કરતો; તેથી મ્હને પણ તેની સાથે જવાનું અઘરૂં ના લાગ્યું. તે ભિક્ષા લેનાર અમારા ગામ બહાર એક માઇલના અંતર ઉપર રામનું મંદિર હતું તે મંદિરની પાછળ એક ઝુંપડી બાંધી હતી તેમાં રહેતો હતો. મ્હને પણ તે ઝુંપડીમાં તે બુઆ (=મહારાજ) લઇ ગયા. મ્હને તે કાંઇ શીખવતા નહોતા અને ઝુંપડી બહાર જવા પણ દેતા નહોતા. કાંઇ ઝાડે જંગલ વગેરે જવાનું થાય તો તે સાથે આવતા અને તેને જો ક્યાંઇ ભીખ માંગવા જવાનું થાય તો તે એ ઝુંપડીમાં મ્હને પૂરી મૂકી બહારનાં બારણાંને તાળું મારી જતા. તે આવે એટલે ભિક્ષામાં જે લોટ મળ્યો હોય તે લોટના રોટલા ફક્ત મ્હારી પાસે કરાવતા. કોઇ વખત બાજરીના રોટલા તો કોઇ વખત જુવારના તો કોઇ વખત બેઉના ભેગા એવા રોટલા મ્હારી પાસે કરાવતા. તે તે ખાતા અને મ્હને પણ તેનાજ ભાણામાં બેસાડતા. અમો તે રોટલા ખાતા અને તે લુખા રોટલાને મ્હોંએ દેવાનું કાંઇ જોઇએ તેથી તે ઝુંપડીની સામેજ એક કડવા લીંબડાનું ઝાડ હતું અને એક આમલીનું ઝાડ હતું, તે કડવા લીંબડાનાં અને તે આમલીનાં પાંદડાં ભેગાં કરી તેમાં મરચું મીઠું નાંખી તેની ચટણી મ્હારી પાસે વટાવતા અને પછી અમો તે ચટણી રોટલા ખાતા. કોઇ વખત તે બેઉ ઝાડનાં પાંદડાનું શાક પણ મ્હારી પાસે કરાવતા. કોઇ વખત અમે તે શાક રોટલા ખાતા. તેની તે ઝુંપડીમાં એ શાક રોટલા કહો કે એ ચટણી રોટલા કહો–એ'વાં તો મીઠાં લાગતાં તેના આગળ બીજાં બધાં પકવાન્નો તુચ્છ હતાં. મ્હારી પાસે તે શાક રોટલા કરાવતા તેથી હજીએ મ્હને રોટલા સુંદર કરતાં આવડે છે. હજી સુધી વીસર્યો નથી. પરંતુ જુવારના અને બાજરીનાજ આવડે છે. ઘઉંના આવડતા નથી. કારણ તે બુઆ (ભિક્ષા

લેનાર ) ઘઉંના કે ચોખાના લોટની ભિક્ષા લેતા નહીં. તેથી મ્હને તે શિવાય કાંઇ આવડતું નથી અને લીમડાનાં પાંદડાંનું શાક તથા ચટણી બહુ સરસ કરતાં આવડે છે. તેથી લીમડાનો પાલો ખાવાની મ્હને પહેલાંના જન્મથી ટેવ છે. તેથીજ તમો સ્ત્રીઓ હું માંગું છું એટલે લીમડાનાં પાંદડાની ચટણી કે લીમડાનાં પાંદડાંનું શાક તથા તેવીજ રીતે તે કડવાં પાંદડા મસળી તનાં ભજીઆં કરી લાવો છો અને હું પણ તે ખૂબ પ્રેમથી તેજ ખાઉં છું. આ'વી રીતે તે બુઆ ( ભિક્ષા માંગનાર મહારાજ ) મ્હને ખવરાવતા અને રાત્રે સૂવાની વખતે–તેની હુંમેશની સૂવાની જગ્યા ઠરેલી હતી–તે જગ્યા ઉપર નીચે બધું ઘાસ પાથર્યું હતું અને ઉપર એક સાદડી જેવું ઘાસનુંજ તૈયાર કરેલું એક મ્હોટું આસન જેવું નાંખી મૂકવામાં આવતું–તે ઉપર તે સૂતા અને મ્હને પણ તે પોતાની પાસે તેજ જગ્યા ઉપર લઇ સૂતા. હું એકવાર તેની તે પથારી પર જઈ સૂતો કે. હું ન્હાનો તેથી કહો, અથવા તેનો અથવા પથારીનો ( કાંઈ ) ગુણ તેથી કહો, હું સૂતો કે તરતજ મ્હને ઉંઘ આવી જતી. વચ્ચે કોઈ પણ વખત ન જાગતાં અરૂણોદય વખતે લાલ વાદળાં થતાં તે વખતેજ હું જાગતો. આ'વી રીતે મ્હારી પાસે રોજ રોટલા કરાવતા અને અમે ખાતા. એમ કેટલાક મહિના થયા એટલે તે બુઆ એટલે તે ગુરૂજ બોલ્યા, "તને હવે આવડેછે કે સરસ રોટલા બનાવતાં ?" મ્હેં કહ્યું, "હા."

ગુરૂ—"ઠીક, રોટલા ખાતાં આવડે છે કે ?"

હું—"રોજ તો ખાઉં છું."

ગુરૂ—"અરે રોજ જે તું રોટલા કરે છે તે તને ખાતાં આવડે છે, પરંતુ જે આયતા તૈયાર છે તે રોટલા તને ખાતાં આવડવા જોઇએ.

હું—"આયતા તૈયાર રોટલા ક'યા ?"

ગુરૂ—આયતા રોટલા ( ભાકર ) સૂર્યનારાયણ. તેને કોઇએ બનાવ્યો નથી અને કોઇ બનાવતું પણ નથી, સૂર્યનારાયણ એ

× આ સંવાદ વાંચતી વખતે ધ્યાનમાં રાખવાની જરૂર છે કે રોટલા માટે મરાઠીમાં " ભાકર, ભાકરી " શબ્દો છે.

ભાકર પહેલેથીજ બન્યો છે. સૂર્યનારાયણનેજ ખરો ભાકર કહેવો. તે ખાતાં આવડવો જોઇએ. તે જેને ખાતાં આવડેછે અને જેણે તે ખાધો હોય તેને બધા પ્રકારની ન્હાની મ્હોટી વિદ્યા એની મેળેજ આવડે છે અને તેજ ખરો વિદ્વાન. અજ્ઞાની લોકો જે રોટલા ખાય છે તેજ આજસુધી તેં ખાયાં કર્યા તેથી તું અનઘડ, મૂર્ખ નીકળ્યો."

હું—ત્યારે તે સૂર્યનારાયણની જે ભાકર તે કેમ ખાવી?

ગુરૂ—સૂર્યનારાયણ એ ભાકરી તને ખાતાં આવડે અને તે ખાધાં પછી જે પરમાનંદ મળેછે તે મળે તે માટે હું તને શરૂઆતનો પહેલો પ્હાઢો (આંકનો એક પાઠ) શીખવુંછું. તે પ્હાઢો તું શીખી જશે એટલે સૂર્યનારાયણ ભાકર (રોટલો) તને આપોઆપ ખાતાં આવડશે. તે જે પહેલો પ્હાઢો છે તે શીખે એટલે પછી બીજો કે ત્રીજો એવો કોઇપણ પ્હાઢો શીખવાનો રહેતો નથી. જે પ્હાઢાથી આપણે ખરેખર કોણ છીએ, આપણું ખરૂં નામ શું છે એનું પૂર્ણ જ્ઞાન થવા માંડે છે અને તે જ્ઞાનને આધારે સૂર્યના રૂપમાં રહેલી જે મૂળ ભાકરી તે આપોઆપ ખાતાં આવડે છે એટલે સૂર્યમંડળ ભેદ કરી જગત્‌ની બહાર જઈ શકાય છે. જગત્‌માં આવી એ'વાજ બની જવાની જરૂર છે.

હું—"ત્યારે હું ખરેખરો કોણ છું અને મ્હારૂં ખરૂં નામ ક'યું?"

ગુરૂ—"અરે, તું **ૐ नामासि** એમાં ૐ, નામ અને અસિ એ'વા ત્રણ શબ્દો છે. એ ત્રણ શબ્દનેજ પ્હાઢો સમજો વા એને બધાંમાં શ્રેષ્ઠ મંત્ર જાણો. હવે મ્હારા સહવાસથી આ મહામંત્રનું તને પૂર્ણ જ્ઞાન થાય એટલે તું કોણ છે અને તારૂં નામ શું છે તે તને આપોઆપ સમજાશે. એમ કહી એજ **ૐ नामासि** નો પાઠ તે ગુરૂએ મ્હને ચાર વર્ષ શીખવ્યો હતો. તેની અંદરનું ગુહ્ય તમને કહેતો બેસું તો તમને તે સમજાશે પણ નહીં અને ફોગટ બડબડ્યાં જેવું બની વખત ફક્ત ફોગટ જશે. ઠીક, ચાલો આજે ગુઢી પડવાનો દિવસ હતો, તેમાં સંક્રાંતિનો

મહા પર્વકાળ અને એવા પુર્વકાળમાં મ્હારી પૂર્વ જન્મની વાત પ્રમાણે ૐ નામાસિ નોજ ફક્ત મ્હોઢો જે ગુરૂએ શીખવ્યો તેજ ગુરૂનો બ્રાહ્મણ કુળમાં જન્મ થયો અને હું તેમની સ્ત્રી થઈ જન્મ્યો હતો. અમારો એઉનો ગમે તેમ સંસાર ચાલ્યો. પછી એમ થતાં થતાં બીજા કેટલાક જન્મો વચ્ચે લીધા પછી હાલ આ અવસ્થામાં મ્હારો જન્મ થયો અને મ્હારા એ ગુરૂનાજ યોગથી મ્હને આગળનું પાછળનું સમજાવા લાગ્યું. મ્હારા ગુરૂને પણ વચ્ચે કેટલાક જન્મો આવ્યા અને કાંઇક કારણસર તેને મહારમાં જન્મ લેવો પડ્યો. ત્યારે તે ગુરૂએ કયાં જન્મ લીધોછે એ અંતરયામી (અંતરમાં) હું શોધતો હતો એવામાં એ તમારા ખરગપુરમાં છે એમ ખબર પડ્યાથી મ્હારૂં અહીં આવવું થયું. આ નામદેવ મહાર તેજ મ્હારા ગુરૂ. તે અહીંથી જડ્યા અને તેની સ્ત્રી જે ભાગુ તેનેજ રૂપે હું છું અને હાલ જે હું તમને દેખાઉં છું તે પૂર્વ જન્મના મ્હારા જે ગુરૂ છે તેમની પણ પેલે-પાર નીકળી ગયેલો તે હાલમો હું છું. હવે આ મ્હારા ગુરૂને અને સ્ત્રીને એટલે નામદેવને અને ભાગુને મ્હારા કરતાં પણ ઉપરની સદ્ગતિ (ઉદ્ધારગતિ) મળે એ મ્હારી કામગીરી છે. તેણે પાછે-લાના જન્મથી ઉદ્ધાર કરતાં કરતાં મ્હને આ સ્થિતિપર આણ્યો. હવે હું તેમનો ઉદ્ધાર કરીશ અને મ્હારાથી ઉંચી ગતિ તે પ્રાપ્ત કરશે. હવે હું તમારા ગામમાંજ આવ્યો છું અને તમને હું કાંઢી (કહાડી) મૂકું છું છતાં પણ તમો મ્હારી સાથે સંબંધ વધુને વધુ વધારતા (દ્રઢ કરતા) જાઓ છો; તેથી તમારો પણ કાંઈ ઋણાનુબંધ હશે, માટે તમો પણ જો બરોબર દ્રઢ પકડીજ રાખો તો નામદેવ ભાગુની સાથે તમારો પણ ઉદ્ધાર થઈ જશે. તમો પણ પુરા ૐકાર સ્વરૂપમાં જશો." એમ કહી મહારાજે ભાગુ અને નામદેવ બેઉને નમસ્કાર કર્યા. એ જોઈ બધાંએ એ બેઉને નમસ્કાર કર્યા, અને ખુબ પ્રેમથી સ્ત્રી પુરૂષોએ ભાગુ અને નામદેવ બેઉને તલુગાંળ આપ્યાં. તેઓ મહાર હતાં છતાં કોઇને તેમના સ્પર્શથી અભડાઈ ગયાની કલ્પના (પણ) આવી નહીં.

મહારાજ—નામદેવ જે મ્હારા ગુરૂ છે તે સાક્ષાત વૈકુંઠ-

ધિપતિ વિષ્ણુ છે અને ભાગુ એ સાક્ષાત્ લક્ષ્મી છે, એ દેખાડવા માટેજ એમણે મહાર કુળમાં જન્મ લીધો. મહાર એ સંસ્કૃત ભાષામાં સાક્ષાત્ વિષ્ણુનું નામ છે. એ પ્રકારે બધું થયાં પછી મહારાજની આજ્ઞાથી સઉ પોતપોતાને ઘેર ગયાં.

પછી ભાગુ મહારાણીની ઝુંપડીની પાછળ પાસેજ ભંગી લોકોની મોટી ચાલી છે, ત્યાં મહારાજ રોજ એક બે ફેરી મારતા અને તેમનાં પણ કામો કરવા લાગતા એ પહેલાં કહ્યુંજ છે. હવે તો તે ચાલીમાં વધુ પ્રમાણમાં બેસતા ઉઠતા. તે લોકોના સમૂહમાં બેસી વાતો કરવા કરતા તેમની ચાલીમાં વહિવટ વધારતા ગયા અને બધી ચાલીઓની મધ્યમાં (વચમાં) જે બેઉ બાજુએ ભંગીઓના ઘરની હારો (લાઇનો) હતી તે એક લાઇનના પશ્ચિમ ભાગના છેવટના ઘરમાંનો ભંગી કયાંઇ ગયો હતો; તેથી તે ખાલી પડેલી ભંગીની કોટડીમાં ભંગી લોકોનાં ઝાડુ ટોપલા ડબ્બા વગેરે સામાન ભર્યું હોઇ તે કોટડીને બહારથી તાળું હતું. તે કોટડીની બહારના ઓટલા (વરંડા) માં તે વરંડો વપરાશમાં ન હોવાથી અતિશય ગંદો હતો. નીચેની જમીનની માટી ચારેબાજુથી ઉખડી ગયેલી હતી. ડુક્કરો તે જમીન ઉકેરી ઉકેરી તે જગ્યામાં બેસતાં. કુત્રાં પણ બેસતાં અને તે ડુકકરો તથા કુત્રાં ત્યાંજ હગતાં હોવાથી તે આખા વરંડાપર વિષ્ટાનાં (ગુના) લીડાં પડેલાં હતાં. એવા તે ખાલી અને વપરાશમાં ન હતા એવા ગંદા વરંડામાં કોઇ કોઈ વખત મહારાજ વધુ વખત આવી બેસતા. પછી કોઇને કહ્યાં પૂછયાં શિવાય, ફક્ત શરીરપરના ફાટેલા કંતાનના ટુકડાજ સહિત ચૈત્ર સુદ પાંચમથી મહારાજ તે ભંગીની ચાલીમાંના તે ગંદા વરંડામાં રહેવા ગયા.



## પ્રકરણ સત્તરમું.

### ભંગીવાડમાં (ચાલુ)

મહારાજ સ્હવારથી જે ગયા તે આખો દિવસ અને રાત્રે પણ ત્યાંજ એવી ગંદી જગ્યામાંજ સૂઈ રહ્યા. પૂજા અને દર્શન માટે આવનાર લોકોને આવવા ન દેતાં હાંકી મૂકતા હતા. "પૂજા દર્શન કરવાં હોય તો ભંગીની ચાલીની બહારથી દૂરથીજ મ્હને જોતા જાવ અને ચાલતા થાવ. અત્યાર સુધી હું મહાર હતો હવે ભંગી બન્યો. માટે તમો સ્ત્રી પુરૂષ વગેરે કોઇએ પણ અહીં ભંગીની ચાળીમાં આવવું નહીં; કોઈ આવશે તો હું નક્કી પત્થર મારી હાંકી કહાડીશ. ફોગટ મ્હારી પાછળ પડી તમારે લોકોએ મ્હને કોઇ પણ પ્રકારે ત્રાસ આપવો નહીં, એમ હું તમો બધાંને હાથ જોડી કહુંછું. એટલું કર્યા છતાં તમો ન સાંભળો તો હું તો ઓલીચાલીને પાગલ છુંજ, તેથી પત્થર માર્યા શિવાય રહીશ નહીં. હું મ્હારે દુઃખી કષ્ટ ભોગવનારો, શરીરે માંદો અને અતિશય અશક્તછું; મ્હારાથી તમારા લોકની જંજાળ સહન થતી નથી તેથી હું આ'વી અપવિત્ર ગંદી જગ્યામાં કોઈ આવશે નહીં એમ ધારી હું મ્હારે અહીં એક બાજુએ (ખુણે) આવી રહ્યો." એ'વી રીતે મહારાજ તે લોકોને રોજ મી[illegible] શબ્દોમાં, ગુસ્સે થઇ, અને કોઇ કોઇને માર મારીને પણ કહેતા પણ કોઇ સાંભળતું નહીં. મહારાજ ગાળ દે, મારે છતાં સ્ત્રી પુરૂષોની અવરજવર એક સરખી ચાલુજ હતી. એમ બે ત્રણ દિવસ સુધી મહારાજ તે ગંદા વરંડામાંજ પડી રહ્યા. વચ્ચે વચ્ચે ભાગુ મહારાણી તથા નામદેવ ફક્ત આવતાં હતાં. આ બે દિવસોમાં મહારાજે એમના ખાવાપીવા તરફ પણ કાંઇ લક્ષ આપ્યું નહીં. કોઇ લોકો આવે નહીં એ માટેજ તે પોતે તે જગ્યા છોડીને પણ બહુ (બીજે કયાંઈ જતા) નહોતા. તે ગલીમાંના ભંગી લોકો મહારાજ પાસે વિનંતી કરવા લાગ્યા કે, "મહારાજ, આપ અમારી ચાળીમાં આ વરંડામાં રહો છો તેથી અમો લોકો બહુ રાજી થયા

છીએ, માટે અમારી પાસેથી કાંઇ સેવા લેતા જાવ. અમને એવી ઇચ્છા થાયછે કે, આપ બેઠાછો એ વરંડા અમો સાફ કરી આપીએ, જેથી આપને બેસવાનું ઠીક થાય.

મહારાજ—"કાંઇ સાફ નથી કરવું. જેવી જગ્યા છે તેવીજ મ્હને બહુ સરસ લાગે છે."

ભંગીલોક—"મહારાજ, આ વરંડાપર સુવર કુત્રાનું બહુ મેલું પડયું છે. આપ અહીં બેઠાછો તેથી અમને બહુ શરમ આવે છે. બધા બાબુ (પ્રતિષ્ઠિત) લોકો આપની જગ્યા સાફ ન કર્યાથી અમારી પર ગુસ્સે થશે."

મહારાજ—"તમો લોકોએ જગ્યા ના સાફ કરવી. જે દિવસે મ્હારા મનમાં આવશે તે દિવસે હું સાફ કરી લઇશ." મહારાજ કોઇને પણ તે વરંડો સાફ કરવા દેતા નહીં. મહારાજ જે વરંડામાં રહેતા હતા તેના પશ્ચિમ ભાગમાં બહુ મ્હોટું મેદાન હતું. તે મેદાનમાં ખૂબ દૂર, મહારાજને તે વરંડામાં ગયે ત્રણ દિવસ થયા એટલે કયાંકના સર્કસવાળા આવી ઉતર્યા. તેજ દિવસે તેમનો ખેલ હતો. તેથી સ્હવારથી તે લોકો તંબુ ઉભો કરવાની ખટપટમાં હતા. દૂરથી તે જોઇ, મહારાજ એકદમ તે સર્કસવાળા લોકોમાં ઘુસ્યા અને તંબુ માટે આજુબાજુએ થાંભલા રોપવા માટે (ખાડા) ખોદવાનું કામ કરવા લાગ્યા અને પછી જે જે તેમનાં કામો ચાલુ હતાં તે મહારાજ આખો દિવસ કરતા હતા. સંધ્યાકાળે નિત્યનિયમ પ્રમાણે બધાં સ્ત્રી પુરૂષો મહારાજને દર્શને આવ્યાં. પરંતુ મહારાજની બ્હીકથી બધાં ખૂબ દૂર આવી ઉભાં રહ્યાં. તે વખતે મહારાજ ભંગીની ચાળીમાં ન હોઇ તે સર્કસના તંબુની જગ્યામાંજ કાંઈ ખટપટ કરતા હતા. એ વખતે મિરા અને લક્ષ્મીબાઈ બ્હીતાં બ્હીતાં મહારાજની પાસે નજીક આવવા લાગ્યાં. મહારાજના મનમાં શું આવ્યું કોણ જાણે? તે વખતે તેઓ આનંદમાં હતા. મહારાજે એ બેઉને હાંક મારી બોલાવ્યાં. મિરા અને લક્ષ્મીબાઈ કહેવા લાગ્યાં, "મહારાજ, બધા લોકો તમારા દર્શનના ભૂખ્યા થયા

છે. બે ત્રણ દિવસથી તેમને દર્શન નથી થયાં માટે એમને આવવા દો." મહારાજે કહ્યું, "ઠીક છે, આવવા દો." એમ કહ્યાથી મિરા થોડી આગળ ગઇ અને લોકોને આવવા માટે ઇશારો કર્યો. મિરાએ નિશાની કરી કે તરતજ બધાં સ્ત્રી પુરૂષોએ ખૂબ આનંદથી તે તંબુથી કેટલેક દૂર મેદાનમાં મહારાજ બેઠા હતા ત્યાં આવી દર્શન લીધાં. બધાંને ઉદ્દેશી

મહારાજ—મિત્રો, તમો લોકો રોજ રોજ શા માટે તસ્દી લોછો? તેમનામાં એકનાથરાવ મિસાળ પે કલાર્ક હતા. તેમની પણ મહારાજ ઉપર બહુ ભક્તિ હોઈ મહારાજની કોઇપણ બાબતમાં મહારાજ માટે જે જે કાંઇ કરવાનું હોય તેમાં તે અગ્રેસર બનતા. મહારાજ માટે જે ત્રાસ પડે તે સહન કરી મહારાજના કોઇપણ કામમાં આગળ પડતો ભાગ લેનાર ઘણા ખરા બધાજ હતા. પરંતુ તેમાં એકનાથરાવ મિસાળનું સરકાર દરબારમાં, મ્હોટા મ્હોટા અધિકારી સાહેબ લોકોમાં સારૂં વજન હતું. મહારાજ એમની લહેર પ્રમાણે ચાલતા તોએ તેમના વર્તનનો કોણ પ્રતિબંધ કરી શકે? છતાં પોતાનું સંભાળી મહારાજની મરજી પ્રમાણે સીધું બોલવાનો તેમનો સ્વભાવ હોવાથી અને પ્રસંગોપાત મહારાજ ગુસ્સે થાય તોપણ તે સહન કરી મહારાજની મરજી અનુસાર આગળ પડી તે બોલવા આવતાજ. તેજ પ્રમાણે તેમના બરોબરીઆ રાવસાહેબ વિનાયકરાવ શિંગવેકર પણ મ્હોટા હોદ્દા ઉપર હતા. એ બેઉ બધાંની ઇચ્છાથી મહારાજની મરજી વિરુદ્ધ કાંઇપણ ન કરતાં, ધીમે ધીમે બધી મહારાજની વ્યવસ્થા કરવા લાગ્યા. તે વખતે એકનાથરાવ અને રાવસાહેબ મહારાજને કહેવા લાગ્યા, "મહારાજ અમો બહુ ભાગ્યશાળી છીએ. અમારાં કાંઇ પૂર્વ પુણ્ય હશે તેથી આપના ચરણનો લાભ આ ગામને થયો. આપ પૂર્ણ પરબ્રહ્મ યોગી પુરૂષ છો, એવી અમારા હૃદયની ખાત્રી વારંવાર થઇ રહી છે. આપના ચરણકમલ અહીં પ્રત્યક્ષ હોય છતાં અમો તેનાં દર્શન ન લઇએ એ અમને બીલકુલ સારૂં લાગતું નથી. બે ત્રણ દિવસથી અમને ખાવુંપીવું ભાવતું નથી. અમો બધાં એજ ચિન્તામાં

પડયાં છીએ કે મહારાજ હવે ભંગીની આળીમાં જઈ બેઠા છે; ત્યાં તેમને રહેવાને માટે જગ્યા સારી નથી. તે વરંડો દક્ષિણાભિમુખ હોવાથી દક્ષિણનો પવન બધો આપના શરીરને લાગે છે. તે વરંડો તદ્દન ખુલ્લો છે. અમો બધા આપનાજ છીએ. અમારો જો આપને કાંઇ ઉપયોગ ન થયો અને આપ પણ કાંઇ ઉપયોગ ન કરી લો તો અમારો જન્મ વ્યર્થ છે એમ અમો સમજીએ છીએ."

મહારાજ—"તમને લાગે છે હું પરબ્રહ્મ છું, પરંતુ તમો લોકોની સમજુત ભૂલ ભરી છે. હું ઘણા દિવસનો ભૂખ્યો, માંદો છું; તેથી મ્હારૂં મગજ તદ્દન હલકું પડી જઇ ગાંડા જેવું થયું છે. તેમાં મ્હારે ઘરબાર નથી; મ્હારે ન્હાનો મ્હોટો પરિવાર નથી. હરેક પ્રકારે હું દરિદ્રી છું: પાસે પૈસાટકા નથી. ભિખારીથી ભિખારી થઈ બેઠો: શરીરપર ઓઢવાનું (કપડું) મેળવવાનું સાધન નથી, તેથી ગમે તેવો કંતાનનો ટુકડો શરીર પર લઈ, ગમે ત્યાં ભીખ માંગી, દિવસો કહાડતો આવ્યો છું. ખિચ્ચારા ચિન્નાસ્વામીના ભાઇ ડૉકટર છે. કાંઈ કારણસર તેમને મ્હારી દયા આવી તેથી, પોતાના ઘરમાં રાખી, તે મ્હને ઔષધ પાણી કરતા હતા અમે તેમને મ્હારો સ્વભાવ પસંદ પડયાથી, તેમની મ્હારી વચ્ચે ઘરના જેવું ઓળખાણ થઇ ગયું હોવાથી, હવા ફેર માટે તેમણે મ્હને અહીં ચિન્નાસ્વામીને ત્યાં મોકલ્યો. તેમાં પરબ્રહ્મ, પરમેશ્વરપણું કયાંથી આવે?"

એકનાથરાવ અને રાવસાહેબ—"મહારાજ, આપ પૂર્ણપણે વિરકત છો. સર્વસંગ પરિત્યાગ કરી હરેક રીતે નિર્વાસન (વાસના રહિત) અવસ્થા આપનામાં પ્રત્યક્ષ દેખાઈ આવેછે. અમને તો આપ પરબ્રહ્મ શિવાય બીજા કોઇ દેખાતા નથી."

મહારાજ—"હું ગાંડો ઘેલો, દરિદ્રી ભીખ માંગનારો મ્હારા પૂર્વકર્મને લીધે થયો, તેથી શું હું વિરક્ત અને પરબ્રહ્મ હોઉં કે? બીજા ભીખ માંગનારા હોય છે તેમનામાંનોજ એક હું છું: હું બ્રાહ્મણ છું. તેથી બ્રાહ્મણે ભીખ માંગનાર (ભિખારી) ન બનવું

એ'વો થોડોજ કાયદો છે ? ઠીક જે હોય તે ખરૂં પણ તમો સારા સંભાવિત ( મ્હોટા ) લોકો, હું આ'વી ભંગીની ચાળીમાં છું તેથી તમો લોકોએ આ'વી અપવિત્ર જગ્યામાં શા માટે આવવું ? અહીં બધી આભડછટની જગ્યા અને હું એ ભંગી લોકોમાં રહું છું તેથી હું પણ તદ્દન અપવિત્ર આભડછટવાળો બન્યો; અને હું એવો અસ્પર્શ્ય ( આભડ છટ જેનાથી થાય એ'વો, ન અડકવા લાયક ) થયો તોપણ મ્હારૂં કાંઇ કોઇ છે કે તે મ્હને કાંઇ કહે ? અને મ્હારે શું છોકરાં છૈયાં છે કે તેમને માટે મ્હારે લોક રીત પ્રમાણે ચાલવું ? કાંઇ નહીં તો મ્હારે માટે પણ મ્હારે લોકો પેઠે ચાલવું એમ કહોતો મ્હારે પોતાને પણ કોઇનીજ જરૂર દેખાતી નથી. અધર્મથી ચાલવા બદલ જો દેવ મ્હારી પર ગુસ્સે થઇ મ્હને નર્કમાં નાંખે તો નર્કના દુઃખ કરતાં પણ ભયંકર સંકટો અને અનેક પ્રકારનાં દુઃખો હું આજ સુધી ભોગવતો આવ્યોછું. મ્હારા આ દુઃખોના ભોગ આગળ નર્કની શી કીંમત ? આ ભંગીઓ સાથે બધું નરકજ તો ભેગું કરૂંછું. માટે તમો લોકો આ'વી અમંગળ જગ્યામાં ના આવ્યાં કરતા.

રાવસાહેબ—" આપને નર્ક અને અખંડ સુખ બેઉ સરખાંજ થઈ ગયેલાં દેખાય છે. તેથીજ આપને પૂર્ણ પરબ્રહ્મ ન કહેવા તો શું કહેવું ? આપનો અધિકાર અમને શું સમજાય ? અમો આપના આગળ સર્વ પ્રકારે અજ્ઞાની છીએ.

એકનાથરાવ—" અમને તમો મારો, અમારીપર ગુસ્સે થાવ, ફાવે તે કરો, પણ અમને દર્શને આવ્યાં કરવાદો. આપ જ્યાં હશો ત્યાં બધું પવિત્રજ છે. આપ ભંગીની ચાળીમાં હો ત્યાં પણ અમો આવ્યાં કરીશું અને અમને ત્યાં પણ પવિત્રજ લાગે છે."

મહારાજ—" ઠીક જાવ હમણાં. સંધ્યાકાળ થઈ. જોઈશું પછી. આગળની વાત આગળ."

એકનાથરાવ—" આપ ભંગીની ચાળીમાં હો તો પણ અમો આપને કોઇપણ પ્રકારે ત્રાસ ન આપતાં આવતી કાલથી અમો આપને પગે પડી ચાલ્યા જશું.

મહારાજ—“ ઠીક, હાલ જાવ, કાલની વાત કાલે. ”

પછી બધા લોકો દર્શન લઈ ચાલ્યા ગયા, એટલે લક્ષ્મીબાઇ દરરોજના નિયમ પ્રમાણે મહારાજનું જમવાનું લાવ્યાં અને બોલ્યાં, “ બે ત્રણ દિવસ થયા, તમોએ કાંઇ ખાધું પીધું નથી. માટે થોડો ઉન્હો ઉન્હો ભાત હમણાં કરી લાવુંછું તે ખાઇલો.”

મહારાજ—“ ઠીક, ચાલો લક્ષ્મીબાઈ, તમો હમણાં મળ્યાં છો તો હાલ અહીંજ ખુલ્લા મેદાનમાં થોડી ચાંદની પણ છે તેમાંજ બે કોળીઆ ખાઈ લઉં છું. ”

બીજે દિવસે સુમારે એક બે વાગે તે ભંગીની ચાલીમાં તે ગંદા વરંડામાં મહારાજ એકલાજ પગ લાંબા કરી બેઠા હતા અને પોતાની જાત સાથેજ કાંઇ બબડતા હતા; નીચું ડોકું રાખી, આંખો ઢાંકી બેઠા હતા. એવામાં એક ચાંદીના મ્હોટા વાટકામાં લીંબડાંના પાંદડાંનાં ભજીયાં તથા ગરગોલા મૂકી વાટકો હાથમાં લઇ રામભાઉ આમટેની સ્ત્રી સીતાબાઈ આવી અને મહારાજનું નીચું માથું તથા મીંચેલી આંખો જોઈ તે વાટકો લઇ ધીમે રહી મહારાજની પાછળ વરંડામાં જઈ બેઠી. મહારાજ મારે તો માર ખાઈ લેવો એ'વા હેતુથી તે ત્યાં બેઠી હતી. તે દરરોજ આવનારી જનારી ઓળખીતી બની ગઈ હતી તેથી ત્યાં આવી બેઠી હતી. ભંગીની ચાલીમાં તે વરંડામાં તેજ પહેલવહેલી આવી બેઠી. પછી થોડીવારે મહરાજે આંખ ઉઘાડી જોયું તો સીતાબાઈ આવી બેઠેલાં.

મહારાજ—“ અરે, સીતાબાઇ, તમો આવાં ચોર પેઠે કયારે આવી બેઠાં અને શા માટે આવ્યાં? હું કોઇને આવવા દેતો નથી તો તમો અહીં કેમ આવી શકયાં? ”

સીતાબાઈ—“ આજે મ્હારો નિશ્ચયજ હતો કે, મારો તો માર ખાવો, પણ આજે ભંગીની ચાલીમાંજ તમારૂં દર્શન લેવું ” એટલામાં સીતાબાઇએ આણેલાં લીંમડાંના ભજીઆંનો વાટકો મહારાજ આગળ ધર્યો. મહારાજ પણ તે વખતે આનંદની લહેરમાંજ હતા.

મહારાજ—“ સીતાબાઇ આજે તમારૂં નશીબ કેટલું મ્હોટું? તમને કહાડી મૂકવા માટે મ્હને ગુસ્સોજ આવતો નથી. ઠીક,

આવ્યાં તો હરકત નહીં. આ વાટકામાં શું લાવ્યાં છો ?"

સીતાબાઇ—"લીંબડાનાં ભજીઆં,"

એમ કહ્યું એટલે મહારાજ તે વાટકો હાથમાં લઈ તેમાંના ભજીઆં ખાવા લાગ્યા અને તેમાંથી એકેક ન્હાનો ટુકડો ટુકડો સીતાબાઇને આપતા અને "સરસ થયાં છે" એમ કહેવા લાગ્યા.

મહારાજ—"સીતાબાઇ, કેટલી બધી આ ગંદી જગ્યા! જ્યાં ત્યાં ગુનાં લીંડા પડેલાં. ભંગીઆનાં છોકરાં છૈયાં અહીં મુતર્યાં હગ્યાં દેખાય છે અને એવી જગ્યામાં આપણે બેઉ જણાએ બેસીને ખાવા માંડયું, એ શું ઠીક દેખાય છે કે? આપણને પરમેશ્વર શું કહેશે ?" સીતાબાઇનો ચહેરો હંમેશ આનંદી દેખાતો હતો.

સીતાબાઇ—"તમોજ પરમેશ્વર. હવે બીજો કયો પરમેશ્વર કહેવા આવે.

મહારાજ—"સીતાબાઇ, તમને શું કહું ? આ જગ્યા ઉપરથી અપવિત્ર દેખાય છે પરંતુ બધી જગ્યાં કરતાં એ શુદ્ધ અને પવિત્ર છે એ ધ્યાનમાં રાખો. આ જગ્યાનું માહાત્મ્ય મ્હારા લક્ષમાં આવી ગયું છે. આ જગ્યામાં સાક્ષાત્ શંકરનું રહેઠાણ છે. આટલી આ ભંગીની ચાળી દેખાય છે; અહીંના બધા ભંગી પવિત્ર છે. આ ભંગી લોકો ગયા જન્મમાં બહુ પુણ્યવાન પુરૂષો હતા અને હજીએ પુણ્યવાન્ છે. સાક્ષાત્ શંકરની અહીં વસ્તી છે, તેથી આ વરંડામાંજ આવી બેઠો અને અહીંજ બેસવાનું મ્હને ગમે છે. એવી આ જગ્યામાં જો કોઈ સોમવારનું ઉદ્યાપન કરે તો તેને કેટલું પુણ્ય લાગે ?

સીતાબાઈ—"તમો જ્યાં બેસો ત્યાં શંકરજ શું પણ બધા દેવો તમ્હારી પાસેજ છે અને શા માટે તમો લોકોને આવવા દેતા નથી ? બધા બિચારા દર્શન માટે ઝુરી રહ્યા છે. હું તો હવે આવ્યાં કરીશ."

મહારાજ—"કોઇ નજ સાંભળે તો મ્હારૂં શું ચાલે ? હું કહું છું તમો લોકોની આવી ગંદી જગ્યામાં અવરજવર શું કામ થવા દેવી ?"

સીતાબાઈ—"તમારે માટે કોઇનેજ જેહું કે ખરાબ લાગતું નથી. તમારૂં ગમે તેવું હોય તોપણ તે બધાંને પસંદ છે અને જેને નહીં પસંદ પડે તે નહીં આવે. પણ જેને પસંદછે તેને તમો શા માટે મના કરો છો?"

મહારાજ—"અરે, સીતાબાઈ કોઇ આવે નહીં તે માટે હું પ્રયત્ન કરી જોઉં છું. કોઇ નજ સાંભળે તો આટલા સેંકડો લોકો આગળ મ્હારૂં શું ચાલે?

સીતાબાઇ—"ત્યારે તો હું કરીશ અહીં સોળ સોમવારનુ ઉદ્યાપન."

મહારાજ—"અરે, આ શું સીતાબાઇ? તમો કરો તે માટે આ મ્હેં કહ્યું કે? સ્હેજ આ જગ્યાનું માહાત્મ્ય મ્હને જેવું દેખાયું તેવું કહ્યું. માટે તમો આવો ગંદો વિચાર મનમાં ના લાવો."

સીતાબાઇ—"પણ મ્હેં સોળ સોમવાર કર્યા નથી, તો તેનું ઉદ્યાપન કેવી રીતે કરાય?"

મહારાજ—"અરે! તમે કર્યું નથી અને ઉદ્યાપન પણ કરશો નહીં. જેને સોળ સોમવારનું વ્રત હોય છે તે તેનું ઉદ્યાપન કરી ફળ મેળવે છે. પરંતુ સોમવારનું વ્રત કર્યું ન હોય તોપણ, ઉદ્યાપનનેજ સોમવારે આખો દિવસ અપવાસ કરી, સંધ્યાકાળે ઉદ્યાપન કરવામાં આવે તોપણ, તેને સોમવાર કર્યાનું ફળ મળે છે.

સીતાબાઈ—"ત્યારે તો હું કરીશજ."

મહારાજ—"જવા દો સીતાબાઈ, એમ કાંઈ કહેવાય કે? થોડે વખતે સીતાબાઇ ગયાં. બીજે દિવસે રામનવમી હતી. મહારાજ સ્હવારમાંજ કયાંઇ ફરવા ગયા હતા. તે લાગ જોઈ, સીતાબાઇ લક્ષ્મીબાઈ વગેરે સ્ત્રીઓએ તે ભંગીની ચાળીના તે વરંડામાં આવી, બધાંએ તે વરંડાનો ગંધાતો કચરો, મહારાજ આવે તે પહેલાંજ કહાડી નાંખ્યો. જગ્યા ઝાડી માંખી, અને પાણી છાંટી બધી જગ્યા સાફ કરી મૂકી અને પછી બધી સ્ત્રીઓ ત્યાંથી ચાલી ગઈ. મહારાજ ગુસ્સે થાય કે ફાવે તે કરો, એમ બોલતી ગઇ. થોડે વખતે મહારાજ ઠેકાણું (મુકામ) ઉપર આવ્યા તો

વરંડો સાફ કરેલો જોઈ ત્યાંજ હતા તે ભંગી લોકો પર ગુસ્સે થયા અને બોલ્યા, "તમો શા માટે વરંડો સાફ કર્યો?"

ભંગીલોકો—"અમે નથી કર્યો. બાબુ લોકો (નોકરીઆત તથા પૈસાદાર વર્ગને માનાર્થે બાબુ લોકો કહે છે) ની સ્ત્રીઓએ કર્યો."

મહારાજ—"એ સ્ત્રીઓને તમો લોકોએ શા માટે સાફ કરવા દીધો? એ પ્રમાણે થોડો વખત મહારાજ ગુસ્સે થયા અને મુંગા બેસી રહ્યા. થોડે વખતે ભંગી લોકોની ચાળીમાંનો બધો કચરો ભેગો કરવા માટે મહારાજની પશ્ચિમ દિશાએ આવેલાં મેદાનમાં થોડાજ અંતર ઉપર એક લોખંડનું કુંડું હતું તેમાં ભંગીની ચાળીનો અને ઘરેનો બધો ગંધાતો કચરો નંખાયાથી તે ભરાઇ ગયું હતું તેમજ તેની આજુબાજુએ પણ કચરો ખુબ ભેગો થયો હતો. એવા તે કચરા ઉપર અઢેલીને મહારાજ પડી રહ્યા. થોડે વખતે રામજન્મ થયા પછી બધા લોકો મહારાજની પૂજા માટે તથા તેમના દર્શન કરવા આવ્યા. મહારાજ તે કુંડાં પાસે કચરા ઉપર તડકામાં પડી રહ્યા અને બધા લોકો તે સ્થિતિમાંજ મહારાજનાં દર્શન તથા પૂજા કરી ત્યાંથી મહારાજની આજ્ઞા પ્રમાણે તરતજ ચાલતા થયા. સંધ્યાકાળે હંમેશના નિયમ પ્રમાણે લોકો દર્શને આવ્યા, ત્યારે મહારાજ કાંઇક ઉપદેશપ્રદ બોલ્યા; પછી તેઓ ચાલી ગયા. પછી બારસને દિવસે મહારાજને નિમિત્તે ગરીબ ગુરબાંને અન્નદાન કરવું, એવો બધાંએ વિચાર કરી તે પ્રમાણે તૈયારી કરી અને મહારાજને પૂછયું કહ્યું (ત્યારે) મહારાજે કહ્યું. "તમો ગરીબ ગુરબાંને ખવરાવો કે શ્રીમંતને ખવરાવો અથવા તમોજ ખાવ. મ્હારે શું કામ છે? કોઇને પણ જો તમો પુણ્યદાન કરતા હો તો તે પુણ્યની વચ્ચે મ્હારે શું કામ આવવું? હાલજ રામજન્મ થયો છે તો તે રામને નિમિત્તે કોઇને પણ ખવરાવો તે સારૂંજ છે. મહારાજે એમ કહ્યું તેથી રાવસાહેબ વિનાયકરાવનું ઘર મહારાજની ભંગીચાળીથી ઉત્તરે કેટલેક દૂર હતું અને તેમના ઘરની પાસેજ ખુલ્લી જગ્યા હતી, ત્યાં મંડપ કરી (માંડવો બાંધી)

રસોઇ કરવાનું ઠર્યું અને ગરીબ ગુરબાંને જમાડવાની જગ્યા મહારાજની ભંગીચાળીના મેદાનમાં રાખવાનું બધાંએ ઠેરવ્યું. આગળને દિવસે આખા ગામમાં, ગામ બહાર, અને આસપાસને ગામે ગામ, ડોંડી (થાળી) પીટાવી કે ગરીબ ગુરબાં, આંધળાં પાંગળાં વગેરે દરેકે જમવા આવવું: ત્યાંના બધા બ્રાહ્મણોએ આગળને દિવસે રસોઇની બધી તૈયારી કરી મૂકી. બીજે દિવસે અગીઆર બાર વાગ્યામાં બધી રસોઈ તૈયાર થઇ ગઇ અને જમનારા લોકો આવવા લાગ્યા. જમનારા હજારો લોકો, ચૈત્ર મહિનાના દિવસ, ભર બપોરનો સખ્ત તાપનો વખત, એવી વખતે તે ખુલ્લા મેદાનમાં ઉભા પણ રહેવાવું અશક્ય; જમનારા અને પીરસનારા બધા આ ખરે તાપને વખતે ચાર પાંચ કલાક સુધી ત્રાસ સહન કરી શકે અને હજારો લોકો જમવા બેસી શકે એવી છાંયડાવાળી જગ્યા ત્યાં બીલકુલ નહોતી. પરંતુ મનમાં કરાવી લેવાનું હોય, ભક્તની ઇચ્છા પૂર્ણ કરવીજ હોય, તો ગમે તે અડચણ ઉભી થાય તો તે દૂર કરવા માટે પહેલેથી ઇશ્વરી યોજના હોય છેજ. તે પ્રમાણે અમો ઉપર જણાવ્યુંજ છે કે કર્મ ધર્મ સંયોગે એક સર્કસ તેજ જગ્યામાં જઇ ઉતર્યું હતું. તે કંપનીના મૅનેજર પાસે કેટલાક સભ્ય ભક્ત લોકોએ જઈ, ગરીબ ગુરબાંને તડકામાં જમાડવાં ઠીક નહીં કહી, તાપનો વખત નીકળી જાય ત્યાં સુધી તંબુમાં જમવાની સવડ થાય ત માટે પૂછયું. તે મૅનેજરે કોઈ પણ પ્રકારે વાંકા ચુકાં ન થતાં, અને પહેલે દિવસે મહારાજ પોતે તંબુ ઉભો કરવાની ખટપટમાં સામેલ હતા તે તે મૅનેજરને ખબર હતીજ, તેથી તરતજ તેણે પોતાના માણસો પાસે તેમનો ભવ્ય તંબુ પંદર મિનીટમાં ઉભો કરાવી આપ્યો. હજારો ગરીબ લોકો તે તંબુમાંજ જમવા બેઠા. રસોઈ કરી હતી તે ઠેકાણું ત્યાંથી પાસેજ હતું, છતાં તે તંબુમાં અન્ન લઈ જવા માટે તે અન્નને ગાડાંમાં ભરી બ્રાહ્મણોએ તે ગાડાં ખેંચી જવાં એમ ઠર્યું, કારણ હજારો લોકોની રસોઇ ટોપલે ટોપલે કયાં સુધી વહ્યાં કરાય ? તે પ્રમાણે મોળી દાળ, ભાત, શાક, ખાટી દાળ અને શિરાનાં ગાડે ગાડાં ગરીબ ગુરબાંને ખવરાવ્યાં. ઉન્હાળાનો દિવસ હતો, તેથી બે ચાર બ્રાહ્મ-

લોકોએ પાણીનાં માટલાં ભરી લાવી બધાંને પાણી પાવાં કર્યું અને જે જે જમી રહ્યા તે બધાં ગરીબોને બોજનની દક્ષિણાનો એક એક આનો આપ્યો. એવી તે અન્ન સંતર્પણની વખતે પીરસવાના કામમાં બ્રાહ્મણની સ્ત્રીઓ અને કેટલાક પુરૂષો ખૂબ ઉત્સાહ પૂર્વક સાહ્ય કરતા હતા. આ વખતે મહારાજ પોતે પણ પોતાના વરંડામાંથી ઉઠી તંબુમાં આવ્યા અને પોતે પોતાને હાથે બધાંને ભાત દાળ વગેરે પીરસતા હતા. બધા બ્રાહ્મણોએ સ્હોળાંમાં રસોઈ કરી સ્હોળાંમાંજ પીરસી હતી અને મહારાજનું પણ કહેવું હતું કે સ્હોળાંમાંજ રાંધી પીરસવું. જમનારા ફાવે તે જાતના મહાર, મુસલમાન ધેડા વગેરે સ્હોળાંમાં ન જમે એવા હતા. એ બધા સ્હોળાં વગરજ જમનારા હોઈ, તેમને જો બ્રાહ્મણ લોકોએ જમાડવા હોય તો વગર સ્હોળે રાંધેલું અન્ન ન ખવરાવવું; સ્હોળે ખવરાવવું એ વિષે મહારાજે બ્રાહ્મણ લોકોને સમજાવ્યું હતું. કારણ અન્નદાન કરવામાં આવેછે તે જેમને કરવામાં આવે છે તે મહાર ભંગી શૂદ્ર વગેરે કોઇ પણ જાતના હોય તોપણ તે પૂજ્ય બુદ્ધિથી કરવામાં આવેછે અને પૂજ્ય બુદ્ધિ પરમેશ્વર શિવાય બીજે કયાંઇ હોઈ શકતી નથી. બાપ દાદા વગેરે ગમે તેમને આપણે પૂજ્ય બુદ્ધિથી જોઇએ છીએ તેમને વિષે પહેલાં આપણાં અંતરમાં પરમેશ્વર બુદ્ધિ ઉત્પન્ન થઈ પછી તેમના તરફ પૂજ્યભાવથી જેમ ચાલવું (યોગ્ય) હોય તેમ ચાલીએ છીએ. તેવીજ રીતે અન્નદાન એ, ગરીબ ગુરબાં ઉપર પરમેશ્વરનીજ ભાવનાથી પૂજ્યભાવ ઉત્પન્ન થયાં, પછી કરવામાં આવે છે. તેથીજ આપણે ઘરમાં પણ દેવની પૂજા, દેવને નૈવેદ્ય ધરાવવો, વૈશ્વદેવ કરવો વગેરે સ્હોળાં શિવાય કરતા નથી. પણ બ્રાહ્મણ ધર્મ પ્રમાણે દેવનું કાંઇ પણ કામ સ્હોળાંમાંજ કરે છે. તેવીજ રીતે ગરીબ ગુરબાંને અન્નદાન કરવું એ દેવનુંજ કર્મ છે. દેવઘરના દેવ ખરેખર (પ્રત્યક્ષ) અન્ન ખાતા નથી. પરંતુ પ્રત્યક્ષ દેવે અન્ન ખાધાનું પુણ્ય આપણને મળે તેથી ઈશ્વરી સંકેતથીજ ગરીબ ગુરબાંને અન્ન દાન કર્યાથી પ્રત્યક્ષ દેવે અન્ન ખાધાનું ફળ મળે છે એમ તત્વવેત્તાએ કહી રાખ્યું છે. તેથી આપણે આપણા બ્રાહ્મણ

ધર્મ પ્રમાણે કોઇ પણ જાતવાળાને અન્નદાન કરવું હોય તો ચ્હોળાંમાંજ રસોઇ કરી ચ્હોળાંમાંજ પીરસવી અને દક્ષિણા પણ આપવી. કારણ યથાશક્તિ દક્ષિણા કોઈ પણ દાન ઉપર આપવી જોઇએ તોજ તે દાન આપ્યાની પૂર્ણતા થાય છે. હરિશ્ચંદ્ર રાજાએ આખાં રાજ્યનું દાન આપી દીધું હતું અને દક્ષિણા આપવા કાંઇ શિલ્લક રહ્યું નહોતું તેથી રાજ્યદાનની પૂર્ણતા થઈ નહોતી. તે પૂર્ણતા કરી લેવા માટે તેની પાસેથી દક્ષિણા વસુલ થાય તેથી વિશ્વામિત્રે તે હરિશ્ચંદ્રને સ્ત્રી પુત્ર સહિત કાશી ક્ષેત્રમાં મજુરી કરી દક્ષિણા આપવા કહ્યું. કોઈ પણ રીતે દક્ષિણા મળ્યા વગર દાનની પૂર્ણતા થઈ તેનું ફળ મળતું નથી." મહારાજ જે જે કહેતા તે બધાંને પસંદ પડતું અને તેજ પ્રમાણે બધાં કરતાં હતાં. આ પ્રમાણે રાત્રે નવ દસ વાગ્યા સુધી ગરીબ ગુરબાંનું ભોજન ચાલુજ હતું. તે પૂરૂં થયું એટલે પીરસનારા બ્રાહ્મણ લોકો, રસોઈ કરનારા વગેરે બધા રહેલો પ્રસાદ લઈ જમો, એમ કહ્યાથી બધા રસોઈ કરી હતી તે જગ્યામાં જમ્યા. બધા જણા જમી સઉ સઉને ઠેકાણે થાકયા પાકયા ચાલ્યા ગયા અને કેટલાક જમવાના હતા એ વખતે મહારાજ એકદમ લંગીના વરંડામાંથી ઉઠી રાંધ્યું હતું ત્યાં ગયા અને ત્યાં કોઈ હતું તેને પૂછ્યું "કાંઇ રહ્યું છે કે? બધાએ તમે ખાધું પીધું કે?" ત્યાં જે કોઈ રાવસાહેબ વિનાયકરાવ વગેરે હતા તે બોલ્યા, "બધાએ પ્રસાદ લીધો, બધા જમ્યા અને અન્ન હજી વધ્યું પણ છે."

મહારાજ—"હું પણ થોડો પ્રસાદ લઉં છું." એમ કહ્યાથી બધાંને આનંદ થયો અને મહારાજને જમાડવા માટે લક્ષ્મીબાઈ મિશ્ર વગેરે સ્ત્રીઓ હતી. કેટલાક પુરૂષો પણ હતા. ત્યાં જે રાંધ્યું હતું "તેજ મ્હને પીરસો," એમ કહ્યાથી મહારાજને તેજ અન્ન પીરસ્યું. નામદેવ મહાર જમ્યો નહોતો તેથી તેને તથા ભાણુને પણ બોલાવી લીધાં અને રાવસાહેબ વગેરે બે ચાર જણાને પણ પોતાની પંક્તિમાં બેસાડ્યા. ખૂબ આનંદથી તે રહેલો પ્રસાદ બધાંની સાથે મહારાજે ખાધો અને મહારાજ સાથે બધાંએ ખાધો. મહારાજ જમવા બેઠા ત્યારે રસોઈનો સ્વાદ

ઘણોજ સરસ લાગવા માંડ્યો. ખાટી દાળ તો બહુજ સરસ થઇ હતી. એક વારજ કરેલી રસોઇ, ભાત, ખાટી મોળી દાળ, શિરો વગેરે હજારો ગરીબ ગુરબાંને ખવરાવ્યાં, તેમને ઘેર લઈ જવા માટે પણ સાથે આપ્યું, છતાં બાકી અન્ન રહ્યુંજ. વચ્ચેજ ભાત કે કાંઇ પૂરૂં થયું અને ફરી કરવાનો વખત આવ્યો એમ કાંઇ બન્યું નહીં, એનું પણ બધાંને બહુ આશ્ચર્ય લાગ્યું. જે જે વાસણોમાં જે જે પદાર્થો રાંધ્યા હતા તે તે વાસણોમાં તે તે પદાર્થો રાત્રે નવ દસ વાગ્યા સુધી બધાંનું ખાવા પીવાનું પૂરૂં થઇ રહ્યું તોએ શિલ્લક હતાજ. ખાટી દાળ તો ત્રણ ચાર દિવસ સુધી બગડી નહીં; અને બધાંએ પોત પોતાને ઘેર લઈ જઇ ખાધી. મહારાજે જમતાં જમતાં એવીજ કાંઇ વાત કરતાં કરતાં કહ્યું, "સાદા અન્નને અને તેમાંએ જો પરમેશ્વરી સંબંધવાળું તે અન્ન હોય તો તેમાં જે સ્વાદ હોય છે તે પાંચ પકવાન્નમાં પણ નથી હોતો.

નામદેવ મહાર—

મીઠા મીઠા સબ કોઇ ખાય, કડવા કોઇ ન ખાય !
જો કોઇ કડવા ખાય, ઓ સબસે મીઠા હો જાય !!

એ પ્રમાણે નામદેવ આ કબીરનો દોહરો બોલ્યા તે ઉપરથી મહારાજ, "કડવા શબ્દનો અર્થ ફક્ત ખાવાનો કડવો પદાર્થ ન સમજવો પણ ખાવાનું કે કાંઇ પણ બીજું મનને પસંદ ન હોય એવું જે જે પ્રતિકુળ હોય, દુઃખ વગેરે બધું કડવુંજછે; એવી રીતનાં કડવાં ને જે કોઇ ગળ્યું સમજી તે દુઃખ વા પ્રતિકુળનો સ્વીકાર કરે તે બધાથી મીઠો બની જાય છે. મીઠા એટલે આનંદ રૂપ, સુખરૂપ થાય છે અને તે ફાવે તેને ગમી જાય (પસંદ પડે) તેવા થાય છે. આવી રીતે ભોજન થયાં પછી સઉ પોતપોતાને ઘેર ગયાં અને મહારાજ પણ ભંગીની ચાળીમાં પોતાના વરંડામાં જઇ પડી રહ્યા.

ભાગુ મહારણીએ તથા નામદેવે બેઉએ ફરી મહારાજને એમની ઝુંપડીમાં આવવાને ખૂબ પ્રકારે વિનવ્યા.

મહારાજ—"હું તમારી ઝુંપડીથી દૂર થોડોજછું, અને ત્યાં રહેતો હતો ત્યારે હું એક ઠેકાણે થોડોજ બેસતો હતો? હું ફાવે ત્યાં ફરતો રહેતો. તેવીજ રીતે આ ભંગીની ચાળીમાં પણ એક ઠેકાણે કાંઇ થોડોજ બેસી રહીશ? ફાવે ત્યાં ફરવાનોજ, જરૂર જેટલો અહીં બેસીશ અને સૂવા પૂરતો અહીં રહીશ. હું તમારી ઝુંપડીમાં નથી તેથી શું થઇ ગયું? હું ફરતો ફરતો તમારી ઝુંપડીમાં આવતોજ જઈશ (રહીશ)" એમ એમને સમજાવ્યાં, ભાગુ મહારણી અને નામદેવ મહારાજ પાસે હંમેશ આવતાંજ હતાં અને મહારાજ માટે સંધ્યાકાળે તેમના ખાવાને વખતે ભાગુ પોતે નૈવેદ્ય પણ લાવતી અને તેનું આણેલું ખરી ભક્તિનું હોવાથી લક્ષ્મીબાઈ લાવતાં તે અન્નની સાથે તેનું પણ ખાતા. મહારાજની સંધ્યાકાળની ખાતી વખતે લક્ષ્મીબાઇ ખાસનીસ, સુવર્ણા, ભાગુ, અને બીજી બે ત્રણ સ્ત્રીઓના થઈ સાત આઠ નૈવેદ્ય હંમેશજ આવતા. તેમાં લીંબડાનાં પાંદડાના પદાર્થો હંમેશ હોવાનાજ. મહારાજ લીંબડાનાં પાંદડાનાં ભજીઆં તથા તેનુંજ શાક, જુવારનો રોટલો અને થોડો ભાત એ બધું જરા જરાજ ખાતા. કોઈક વખતજ બીજા પદાર્થો ખાતા. બપોરે ખૂબ સ્ત્રીઓના પુષ્કળજ નૈવેદ્યનાં ભાણાં આવતાં. તે ઘણાં ખરાં ભાણાં રોજ ભંગીની ચાળીમાં ભંગી લોકોને વહેંચી આપતા હતા, અને મિરા, કોંડી પણ મહારાજને ત્યાંજ દહાડે તથા રાત્રે જમતાં હતાં. ફક્ત મહારાજ આખો દિવસ કાંઇ ખાતા નહોતા. ઉપર જણાવ્યા પ્રમાણે ભટજીની સ્ત્રી અંબૂબહેન, ખરિદા નામના એક કોસ દૂર આવેલા ગામથી તેણે પકડેલા નિયમ (ધારણ કરેલાં વ્રત) પ્રમાણે છાસ લાવતીજ હતી અને તે પણ તડકા તાપમાં દાઝતી (ઉઘાડે પગે) આવતી. ત્યાંનો ઉન્હાળો બહુ સખ્ત હોય છે તેથી મહારાજે, "લાવશો નહીં. તાપમાં આટલે દૂર ન આવશો." એમ ખૂબ કહ્યું પણ તે કાંઈ પોતાનો નિયમ છોડે નહીં. છેવટે મહારાજે તેને એમ કહ્યું કે, "તમો પગે કંતાણના ટુકડા નહીં તો કટકા બાંધી આવતાં જાવ." આમ કહ્યાં પછી તે પગે કટકા બાંધી આવતી. તેની આ'વી ભક્તિ જોઇ કોઈ કોઇ વખત મહારાજ દહાડે છાસ

પીતા. ચિમાસ્વામીનાં પત્ની સુભદ્રાબાઈ દિવસે કૉફી કરી લાવવાનો નિયમ ચાલુજ હતો. એવી રીતે કૉફી લાવતાં તે પણ મહારાજ કોઈ કોઇ વખત લેતા; કોઈ કોઇ વખત સાઈસાબા, અન્નપૂર્ણા વગેરે બીલ્લાંનું સરબત લાવતાં તે પણ લેતા. પ્રાણબાળુ બંગાલીને ત્યાંથી પણ હંમેશ સરબત આવતું તે પણ કોઇ કોઈ વખત લેતા. મહારાજને હરસનો રોગ હોવાથી તે દિવસે કોઇ કોઇ વખત છાસ, સરબત લેતા હતા,

રામભાઉ આમટેનાં પત્ની ( સૌ ) સીતાબાઇનો, ભંગીની ચાળીમાં મહારાજના વરંડામાં સોળ સોમવારના ઉદ્યાપન માટે રસોઈ કરી યથાવિધિ મહારાજની સાથેજ શંકરની પૂજા વિગેરે ઉદ્યાપનની વિધિ કરવાનો નિશ્ચય થયો હોવાથી, તેમણે ચૈત્ર વદમો એક સોમવાર નક્કી કરી પોતાના પતિ (વર)ની સંમતિથી બધી તૈયારી કરી પછી મહારાજને પહેલેથી પૂછયાથી તે ગુસ્સે થઇ હાંકી મૂકશે અને આપણો હેતુ પાર પડશે નહીં એમ ધારી, મહારાજને પહેલેથી ન પૂછતાં, સીતાબાઇ પોતે હિમ્મતવાન તથા પવિત્ર મનનાં હોવાથી, તેમણે લક્ષ્મીબાઇ ખાસનીસ વગેરે હંમેશ આવનારાં ભક્ત સ્ત્રીઓને ભેગાં કર્યાં અને મહારાજ ભંગીની ચાળીમાં નથી એ સંધિ જોઈ, બધાં ત્યાં એકદમ દાળ, ચોખા, લોટ, પાણી, લાકડાં, છાણાં વગેરે લઇ આવ્યાં. પછી બધાંએ મળી ઉતાવળે ઉતાવળે મહારાજ બેસતા હતા તે આખો વરંડો તથા વરંડાની સામેની અર્ધી ગલી સાફસુફ કરી છાણપાણીથી લીંપી ( સારવી ) બધો સામાન વરંડામાં મૂકી દીધો. પાણીનાં વાસણો ભરી મૂકયાં અને સાથીઆ પૂરી રાખ્યા. આવી રીતે બધી સ્ત્રીઓએ ભેગાં થઇ મહારાજનાં આવતાં પહેલાંજ ઉતાવળે ઉતાવળે આ બધું કરી મૂકયું અને બધાં સઉ સઉને ઘેર ગયાં. દસ અગીઆર વાગ્યાને સુમારે મહારાજ ફરીને આવ્યા એટલે હંમેશ પેઠે પૂજા કરનાર સ્ત્રીઓ ભેગી થવા લાગી હતી. મહારાજે પૂછયું, “આ શી ભાંજગડ છે? આ સરસામાન કોણે આણી મૂકયો છે? અહીં સારવ્યું ( લીંપ્યું ) કોણે? આ પાણીનાં વાસણો, લાકડાં, છાણાં વગેરે શા માટે

અહીં આણી રાખ્યાં ? મ્હારો શું અહીં સંસાર માંડવા માંડયો છે કે ? મહારાજ થોડા ગુસ્સામાં બોલી રહ્યા છે એટલામાં લક્ષ્મીબાઇ મિરા વગેરે આવ્યાં.

લક્ષ્મીબાઈ—" કરવાદો. જે કોઇ કાંઈ કરે તેને કરવાદો. તમો શા માટે એમાં મન ઘાલો છો ? તમો બેઠા તે જગ્યા પર તો કોઇએ કાંઇ હાથ લગાડ્યો નથીને ? તમો તમારે તમારી જગ્યા પર બેસી રહો. જે થાય તે થવાદો. "

મહારાજ—" અરે, લક્ષ્મીબાઈ આ સંસાર અહીં શા માટે માંડ્યો છે ? "

લક્ષ્મીબાઇ—" તમારે સંસાર નથી, છતાં ભક્તોની ઇચ્છા પૂર્ણ કરવા માટે તમારો અવતાર છે, તો ભક્તોનો સંસાર તમોએ જોયો તો શું થઇ ગયું ? આ સંસાર શેનો ? આ તો સીતાબાઈના સોળ સોમવારનાં વ્રતનું આજે ઉદ્યાપન છે. તેનો અને તેના વરનો તમારા ઉપર પૂર્ણ વિશ્વાસ છે અને અહીંજ ઉદ્યાપન કરવાનો એમનો નિશ્ચય થયોછે, માટે તે પ્રમાણે તમારે ખુશામીજાજમાં રહી બધું કરાવી લેવું જોઇએ. આજનો દિવસ તમો કાંઈ ગુસ્સે બુસ્સે ના થતા. "

મહારાજ—" એમ કે પણ ઉદ્યાપન કરવા માટે તેનું ઘરબાર નથી કે ? આ ભંગીઓનાં ઘરમાં શા માટે ? ઠીક ભાઈ, ભંગીનાં ઘરો અહીંથી બહુ દૂર હોત તો જાણે ઠીક. પરંતુ સામેજ સાત આઠ પગલાંજ દૂર ભંગીઓનાં વપરાશનાં ઘરો અને પાડોસમાં પણ ભંગીઓનાં વપરાતાં ઘરો. એટલે હું ભંગી લોકોના મેળામાંજ તો છું. તેમનાં છોકરાં, સ્ત્રી પુરૂષોનો બધાંનો આ જગ્યાનો હંમેશનો લગભગ વાપર ( વપરાશ )જ હોય છે. ચાર પાંચ હાથને અંતર ઉપર જેમ કોઇ બેસીને વાતો કરે તેટલેજ અંતરે સામસામાં ભંગીઓનાં ઘરો હોઈ સામસામેજ એકેકનું એકેકને બધું દેખાય છે. "

લક્ષ્મીબાઈ—" ગમે તે થાય તોપણ તમો જ્યાં છો ત્યાં બધું પવિત્રજ છે. હમણાં પુરૂષ વર્ગનું કોઇ આવશે તો તે કાંઈ

પડદા બડદા નાંખી આડ કરી આપશે. હવે તમો કાંઇ ભંગ પાડશો નહીં. એ બિચારી સીતાબાઇ અને તેના વરનાં મન ભાંગી જશે.

મહારાજ—" જાવ ફાવે તે કરો, જે કોઇ વખત જોયું નથી તે જોવાનો વખત આવ્યો. આ બ્રાહ્મણ લોકોનું સ્હોળું ભંગીઓના ઘરમાં આવ્યું; આ બેટું નવીનજ દેખાવા માંડયું." એટલામાં સીતાબાઇ વગેરે આવ્યાં. બધી સ્ત્રી તથા કેટલાક પુરૂષો પણ કાંઇપણ ખાધાં શિવાય સ્હોળું પહેરી આવ્યાં અને એકદમ રસોઇની શરૂઆત થઇ.

મહારાજ—" આ તમારી રસોઇ ક્યારે તૈયાર થશે ? "

બધાં—" સંધ્યાકાળે પાંચ વાગ્યામાં બધું તૈયાર થઇ જશે."

સોળ સોમવારના વ્રતની ઉદ્યાપનની રીત પ્રમાણે સીતાબાઈ વગેરે બ્રાહ્મણની સ્ત્રીઓએ ખૂબ જંગલના છાણનાં અડાયાં (છાણાં) વીણી આણ્યાં અને તેમાં લોટના રોટલા શેકી, તેને ખાંડી, તેનું ચુર્મુ કરી, ગૉળ ઘી નાંખી, રીત પ્રમાણે તેના લાડુ બનાવ્યા અને સંધ્યાકાળ સુધીમાં બધી રસોઇ તૈયાર થઇ ગઈ એટલે સીતા-બાઇ અને તેમના પતિરાજ રામભાઉ બેઉએ ઉદ્યાપનની રીત પ્રમાણે મહારાજજ સાક્ષાત્ શંકરછે એમ સમજી બહુ ઠાઠ-માઠથી પૂજા કરી. આ વખતે સેંકડો સ્ત્રીપુરૂષો મહારાજને અને તે ભંગીની ચાળીમાં કદી ન બનનારો બનાવ-પ્રથમજ થયેલો તે અપૂર્વ દેખાવ-જોવા માટે અને ઉદ્યાપનનો પ્રસાદ પણ લેવા માટે ભેગા થયા. યથાવિધિ પૂજા વગેરે થયાં પછી નૈવેદ્ય પીરસી મહારાજને થોડો ખવરાવ્યો અને પછી બધાંએ મહારાજની આજ્ઞા લઇ બ્રાહ્મણ સ્ત્રી પુરૂષ, બંગાલી, મદ્રાસી, તેલંગી વિગેરે બધાએ તે સોળ સોમવારનો પ્રસાદ ત્યાંજ, મહારાજની સામે, ભંગીઓનાં ઘરની સામેની ગલીમાં બેસી ખાધો અને વધેલું અન્ન ભંગી લોકોને વહેંચી દીધું. તે ભંગીની ચાળીમાંના આ અપૂર્વ પ્રસંગની આખા ખડ્ગપુરમાં ખબર પડ્યાથી લોકો એમ સમજવા લાગ્યા કે, મહારાજ એટલે પૂર્ણ પરબ્રહ્મ સાક્ષાત્ દત્તના અદ્વૈત

અવતારરૂપે પ્રકટ થયા છે અને એમનામાં એવું અઘાટત સામર્થ્ય છે કે, પહેલાં કદી એવી વાત જોયાંમાં કે સાંભળ્યાંમાં આવી નથી તે બની છે, તે એ કે, તેમની પાસે બેસી બધા બ્રાહ્મણ લોકો ભંગીઓનાં ઘરમાં અને તેમનીજ જગ્યામાં સોળ સોમવારનું વ્રત ઉદ્યાપન કરી ત્યાંજ જમ્યા વગેરે. તેથી મહારાજની અઘટિત લીલાની જ્યાં ત્યાં પ્રશંસા થવા લાગી અને ત્યારથી ખડ્ગપુરના લોકની ભક્તિ વધી; તેથી મહારાજને લોકોના દર્શનનો બહુજ ત્રાસ થવા લાગ્યો. રોજ સૈંકડો સ્ત્રીપુરૂષોનાં ઝુંડનાં ઝુંડ સ્હવાર સ્હાંજ મહારાજને દર્શને, કોઈ પૂજા માટે તો, કોઇ ફુલના હારતોરા મહારાજના ગળાંમાં ઘાલવા માટે, એક સરખા આવવા લાગ્યાં. વરંડામાં તડકો તથા દક્ષિણનો પવન દહાડે કે રાત્રે આવે નહીં તે માટે તે વરંડાની લંબાઈ પહોળાઇના માપની એક મ્હોટી ટટ્ટી ( સાદડી ) મજબૂત રહે એવી, ટોપલી બનાવનાર લોકો પાસે ખાસ તૈયાર કરાવી, પાત્રાબાબુ ચિન્નાસ્વામી વગેરે લોકોએ ત્યાં બાંધી હતી. તે સાદડી ફાવે ત્યારે ઉંચે કરી બધું ખુલ્લું પણ થઇ જતું અને ફાવે ત્યારે તેને નીચે પાડી બંધ પણ કરી લેવાતું. મહારાજ સ્હવારમાંજ એમની રીત પ્રમાણે તે વરંડામાંજ શૌચે બેસી ઉપર કહ્યાં પ્રમાણે તે લઈ નાંખી આવતા અને શૌચ વિધિનીજ ડીબ (હાણકાં) માં જમતા. શૌચ વખતે ત્યાંના સીકકાવાળી બે ઈંટો પગ નીચે લઇ શૌચે બેસતા. તેમની બેસવાની જગ્યા તે વરંડામાં પશ્ચિમાભિમુખ હોઈ એક દોઢ હાથનો કંતાણનો ટુકડો બેસવા માટે લઇ, ઘાસ ભરેલો કંતાણનો તકીઓ નામદેવ જોર જુલમથી આપી ગયો હતો તે બળજબરી કર્યેજ પાછળ અઢેલવા લેતા હતા; ત્યાં બેસતા ત્યારે શૌચ વખતની બે ઇંટો તેમની આગળ સામેજ મૂકી રાખતા અને. તે ઈંટો ઉપરજ બેઉ પગો લાંબા કરી બેસવાની તેમની રીત હતી. જે આવે તેણે ઇંટો ઉપર મૂકેલા પગોની પૂજા કર્યા કરવી અને મહારાજે કહી રાખ્યું હતું કે, "હું જો કોઇ વખત કોઇની પૂજાને વખતે ન હોઉં તો તે ઇંટોની પૂજા કરી જવું. મ્હારે માટે રોકાઇ રહેવું નહીં." તેથી કોઇને ઉતાવળ હોય અને મહારાજ

ન હોય તો તે વખતે તે ઘંટોની પૂજા કરી લોકો જતા હતા અને તેજ ઘંટો મહારાજ શૌચ્ય વખતે પગ નીચે રાખતા. આટલો સખત ઉન્હાળો હતો છતાં, મહારાજ ભર તાપમાં ઉઘાડે પગે, કાંઈ પણ પગમાં પહેર્યા શિવાય ફાવે ત્યાં તડકામાં ફરી, ફાવે ત્યાં તડકામાં કામ કર્યા કરતા. લોકોના દર્શનના ત્રાસને લીધે મહારાજ તે સ્થાન (ઠેકાણું) છોડી ગમે ત્યાં તાપ તડકામાં પડી રહેતા. કોઇ કોઈ વખત પાસેજ ભંગીઓનું કચરાનું ફુંડું હતું ત્યાંજ જઇ બેસતા અથવા તો તે કચરાપર પડી રહેતા. મહારાજની વચ્ચે વચ્ચેથી ભ્રમિષ્ટ અવસ્થા થતીજ હતી. તે વખતે ગાંડા પેઠે ફાવે તેવું પણ કરતા. કોઇ વખત વિષ્ટા (ગુ) ચુંથતા બેસતા, તો કોઇ વખત વિષ્ટા શરીરે ચોળી આવતા, તો કોઈ વખત શરીરે લાગેલી વિષ્ટા ચાટતા બેસતા, કોઈ વખત કોઇ એકાંત સ્થળમાં સ્હવારથી તદ્દન ખુલ્લી જગ્યામાં ભર તડકામાં જે પડી રહેતા તે સંધ્યાકાળ સુધી બીલકુલ હાલચાલ કર્યા વગર જેમ એકવાર પડયા હોય તેમજ ભરતડકામાં પડયા રહેતા. સેંકડો લોકો ત્યાં પણ દર્શને જતા. આખો દિવસ લોકો ત્યાં જાય પરંતુ મહારાજ હાલે નહીં, બોલે નહીં, ચાલે નહીં એક સરખા નિશ્ચેષ્ટ પડી રહ્યા જેવું પણ ઘણીવાર કરતા. કોઇ કોઇ વખત પૂજા તથા દર્શન માટે આવેલા લોકોને ફાવે તેવી ગાળ દઇ તેમનાં પૂજાનાં સાહિત્ય તથા નૈવેદ્ય ફેંકી દેતા, મારકુટ કરી હાંકી કહાડતા અને પાછળથી મ્હોટે મ્હોટેથી રાગ તાણી રડતા પણ બેસતા. ઘણું ખરૂં દિવસમાં ગમે ત્યારે (પણ) રડતા. કોઇ વખત ક્રમી તો કોઇ વખત વધારે. કોઇ પૂજા કરવા માંડે કે પૂજા કરતાં કરતાંજ એમનું રડવાનું શરૂ થતું. કોઇ કોઈ વખત મ્હોટેથી હસતા પણ હતા. કોઈ વખત કંતાણનો ટુકડો શરીરપર રાખતા, નહીં તો નાગા ઉઘાડાજ આખો દિવસ ગમે ત્યાં પડી રહેતા. ઠીક લહેરમાં હોય તો બધાં જેમ કરે તેમ કરાવી લેતા. નહીં તો જ્યાં ત્યાં વેરણ છેરણ કરી નાંખી ગમે ત્યાં ચાલ્યા જતા. અત્યાર સુધી મહારાજ દર ગુરૂવારે કોઇને પાસે ન આવવા દેતાં પોતેજ એકલે હાથે પાણી લઇ નહાઈ લેતા. ભંગીઆળીમાં આવ્યાં પછી પણ એ

ઘણુ ગુરૂવાર મહારાજના સ્નાનના ( નેમ ) ગયા, પછી ગુરૂવારને આગળને દિવસે લક્ષ્મીબાઇ વગેરે કેટલીક સ્ત્રીઓએ મસલત કરી મહારાજને પૂછયું. "આવતી કાલે ગુરૂવાર છે. તમારૂં તો સ્નાન થશેજ. પણ અમારા મનમાં એમ આવેછે કે અહીંઆ જેટલી લંગીની છોકરી હોય તે બધીને ન્હવરાવવી, તો તે માટે અમને રજા આપો."

મહારાજ—"લક્ષ્મીબાઈ, તમને આ જે સદ્બુદ્ધિ થઇ છે તે પરમાર્થ દૃષ્ટિએ બહુજ સારી છે. પરંતુ લોકદૃષ્ટિએ તે સારી નથી. ખરેખરાં પરમાર્થબુદ્ધિવાળા ભક્તિવાન જે હશે તેમને તો આનંદ થઈ તેનો લાભ પણ તેઓ લઇ શકશે. પરંતુ જે એવા નહીં હોય તે લોકો નિંદા કરશે."

લક્ષ્મીબાઈ—"નિંદા કરનાર લોકો સાથે શી નિસ્બત? જે નિંદા કરશે તે ઘેર રહેશે. પરંતુ પરમેશ્વરી માર્ગમાં જેને ફાયદો કરી લેવો હોય તેનો તે ફાયદો શા માટે ગુમાવવો?"

મહારાજ—"આ કાંઇ એક બે જણનું કામ નથી."

લક્ષ્મીબાઇ—"બધાંની તૈયારી છે. ઘણાંઓનો અંદર અંદર વિચાર થયો તેથીજ આ વાત તમારી આગળ કહાડી. તેમાં તમારો ટેકો ( અનુમોદન ) હોય તો અમો ફાવે તે કરી શકીશું.

મહારાજ—"લક્ષ્મીબાઈ, વિચાર કરો ( જુઓ ) તમારો બધાંનો વિચાર હોય તો આ છે પુણ્યકર્મ. એની આડે હું કાંઇ આવવાનો નથી. પણ હું મ્હારી મેળે તમો એ કરો એમ કહેતો નથી, અને મ્હેં મ્હારી મેળે તમારા આગળ આ વાત પણ કહાડી નથી."

લક્ષ્મીબાઇ—"તમો કહો છો એમ અમો શા માટે કહીએ? દેવ ( ઈશ્વર ) કોઈ દિવસ એમ સ્પષ્ટ કહે છે કે? પણ અમને આ'વી બુદ્ધિ થઇ માટે તે ગુપ્ત રીતે ઈશ્વરેજ આપેલી હોવી જોઇએ. તમો અમને ન કહો. પણ કરવામાં કાંઈ દોષ કે હરકત તો નથી ને?"

મહારાજ—"પરમાર્થ દૃષ્ટિએ દોષ કે હરકત કાંઈ નથી.

બધાંમાં એ ઉત્તમ છે. પરંતુ લોકરીતની બાબતમાં તમો બ્રાહ્મણ લોકો એનો વિચાર તમોજ તમારો કરો. ”

લક્ષ્મીબાઈ—“ ગમે તે થાવ, આવતી કાલે અમો તૈયારી કરીશુંજ. ”

મહારાજ—“ હું કાંઇ કહેતો નથી. તમને જેમ ઠીક દેખાય તેમ કરો. જાવ હવે. ”

બીજે દિવસે લક્ષ્મીબાઈ વગેરે સર્વ સ્ત્રીઓએ, ભંગી, મહાર, માંગ, મુસલમાન વગેરે ગરીબ નીચ જાતની કન્યાઓને બે ત્રણ વર્ષની વયથી માંડી બાર તેર વર્ષની ઉમ્મર સુધીની નહીં પરણેલી કન્યાઓને ન્હવરાવવાની, ખવરાવવાની વગેરેની તૈયારી કરી. તે ગુરૂવારનો દિવસ હતો તેથી મહારાજે કહ્યું, “ કન્યાઓને ન્હવરાવવાનું કામ તમો કરોજ છો. તે થઈ રહે પછી હું ન્હાઇશ. ” પછી છોકરીઓને આ વાતની ખબર પડી એટલે બધી ભેગી થઈ. લગભગ બસો છોકરીઓ હશે. બધી બ્રાહ્મણની અને બંગાલી સ્ત્રીઓ, કેટલીક મદ્રાસી તથા તેલંગી સ્ત્રીઓ મળી ઘણીએ સ્ત્રીઓએ ભેગાં થઇ તેલ ચીકાખળી ચોળી માથું ચોળી, શરીરે પણ તે ચોળી, ત્યાં હાંડાના હાંડા પાણી તપાવ્યું હતું, તે પાણીથી બધાંને સ્વચ્છ સ્નાન કરાવ્યું. પછી બધાંએ તે કન્યાઓને હળધર કંકુના ચાંલ્લા કરી, પહેરવાને બધાંને વસ્ત્રો પણ આપ્યાં અને શિરો ખિચડી ત્યાંજ રાંધી તેમને ખવરાવ્યાં પણ ખરાં. તેમનું સ્નાન થઇ રહ્યાં પછી મહારાજનું સ્નાન થયું. આ પ્રમાણે કુમારી ( કન્યા ) પૂજનનો પહેલો ગુરૂવાર બહુ સરસ રીતે ઉજવાયો. એજ પ્રમાણે દર ગુરૂવારે બધી સ્ત્રીઓએ ભેગાં થઈ દરેક છોકરીને ન્હવરાવી, ખવરાવી કુમારીપૂજન કરવાનું કામ મહારાજ ખડ્ગપુરમાં હતા ત્યાં સુધી ચાલુજ રાખ્યું હતું. પછી તો કુમારીપૂજન દર ગુરૂવારે ખૂબ ઠાઠથી થવા માંડયું. એટલે કે પાસેના ચોકમાં ( મેદાનમાં ) બે મ્હોટા મ્હોટા થાંભલા રોપી એક મ્હોટો ચોપાળો બાંધ્યો, અને તે ચોપાળાની ચારે બાજુ કેળ બાંધી વાજતેગાજતે બધું કરતાં અને સ્ત્રીઓ ગીત ગાતી. આવી રીતે બધી

કન્યાઓને તથા ચોપાળાપર ઝુલાવતાં ઝુલાવતાં ન્હવરાવવાનું ધોવરાવવાનું ખવરાવવાનું કામ ચાલ્યું હતું. આવી રીતનું કુમારી પૂજન હંમેશ ચાલુ રહ્યું. દર ગુરૂવારે કુંવારી છોકરીઓનું ન્હવ-રાવવાનું શરૂ થયાં પછી મહારાજનું પોતાનું દર ગુરૂવારનું સ્નાન કરાવી લેવાનું વા પોતાની જાતે ન્હાવાનું મહારાજે છોડી દીધું. ફક્ત એક મહિના પછી મહારાજ જ્યારે હજામત કરાવતા તે દિવસેજ ન્હાઈ લેતા. વચ્ચે કોઇ પણ વખત નહીં. કયાંઇ અમં-ગલ સ્થિતિમાં મહારાજે કામ કર્યું હોય અને તે શરીરે લાગ્યું હોય તો પણ તે વચમાં કદી પણ ન્હાતા નહીં. પરંતુ આશ્ચર્યની વાત એ કે ગંધાતું મેલું શરીરે લાગ્યું હોય અથવા વાસ મારતી ગટરમાં આળોટી આવ્યા હોય તોપણ તે શરીર પરજ સૂકાઇ જઈ એની મેળેજ જતું રહેતું હતું. છતાં કોઇ પણ વખત તેમના શરીરની કે એમના કંતાણના ટુકડાની વાસ આવતી નહીં. ગમે ત્યારે તેમને જુઓ તો તેઓ હંમેશ સ્વચ્છ સ્નાન કર્યું હોય એ'વા દેખાતા. એટલુંજ નહીં પણ જોનારને તો તેમના શરીર પર અપૂર્વ તેજ દેખાતું. મહિના પછી હજામત થયાં પછી તે જો ગુરૂવારજ હોય તો મહારાજને પણ તે ચોપાળા ઉપર બેસાડી તેમની આસ-પાસ તેજ ચોપાળા ઉપર ભંગીની ખૂબ છોકરીઓને બેસાડી વાજાં વિગેરેના ઠાઠમાઠ સાથે તે કુમારીઓ સહિત મહારાજને સ્નાન કરાવવામાં આવતું. આવી રીતે મહારાજને ન્હવરાવવા વખતે ઘણા મ્હોટા મ્હોટા ઑફીસના લોકો પણ એટલા પ્રસંગ માટેજ એક કલાકની રજા લઈ, સઉ પોત પોતાની સ્ત્રી સાથે, મહારાજના શરીર પર બે લોટા પાણી રેડવા આવતા. આગળ કહ્યુંજ છે કે મહારાજ હંમેશ ન્હાતી વખતે નાગા ઉઘાડાજ રહેતા. મહારાજ ખડ્ગપુરમાં હતા તે દરમ્યાન પહેલાં કદી નહીં બનેલી અને ભવિષ્યમાં કદી નહીં બને એવી, અનેક પ્રકારની, નિત્ય નવી નવી અઘટિત, વિલક્ષણ, અવર્ણનીય, અપૂર્વ લીલા હંમેશ થતીજ થતી. તે કયાં સુધી વર્ણવીએ? તે થોડા થોડા વખતમાં પણ તેમની જુદી જુદી કદી ન જોયેલી અવસ્થા તથા જુદી જુદી કરણીના, તેમજ કદી ન સાંભળેલા જુદા જુદા શબ્દોના અનુભવ આવતા હતા. તેમની જે

જે અવસ્થાઓ જે જે કરણીઓ થતી તથા કે જે શબ્દો બોલવામાં આવતા તે બધામાં જગતને લેવા લાયક ઉપદેશજ ભર્યો હતો. મહારાજની લીલા આખા ખડ્ગપુરમાં પ્રસરીજ એટલુંજ નહીં પરંતુ આસપાસના દૂર દૂરનાં ગામડાં સુધી પણ મહારાજની કીર્તિ પ્રસરી તેથી ગામે ગામના લોકો મહારાજના દર્શન માટે આવવા લાગ્યા.

ભંગીની ચાળીમાં ગયા ત્યારથી તે ભંગી લોકો સાથે મહારાજ પાયખાનાં (જાજરૂ) સાફ કરવા જતા. ભંગી લોકો સાફ કરતી વખતે ફાવે તેમ કામ કરતા. (ઠુલી ભરેલી) જાજરૂની જગ્યા, પગ મૂકવાનાં પગથીઆં તથા ડબ્બો મૂકે છે તે જગ્યા મહારાજ પોતાને હાથે ઘસી નાંખીને તેમજ પાસેની મોરીઓ (પણ) હાથેજ સાફ કરી પાણી વગેરે નાંખી સાફ કરતા. ગામના જાજરૂ પણ સાફ કરવા જતાજ હતા. પરંતુ ઘરવાળા રોકતા. તેથી તે છોડી દઇ સરકારી જાજરૂ સાફ કરવા જતા હતા. તે જાજરૂ ધોવાનો ભંગીઓનો વખત દિવસે ત્રણ ચાર વાગ્યાને સુમારે હતો. તે જાજરૂનું કામ કરી આવે એટલે તે ભંગીઓના ઘરમાં કોઇ દળતું હોય તો ત્યાંજ મહારાજ દળતા બેસતા. પાંચ છ વાગે જે દળવા બેસતા તે એક કલાક દળતા. સંધ્યાકાળની વખતે લોકો નિત્ય નિયમ પ્રમાણે દર્શન માટે આવવા લાગતા એટલે પછી દળવાનું છોડી મેદાનમાં કચરો નાંખવાનાં કુંડાંને અઢેલી બેસતા. પછી ધીમે ધીમે એક પછી એક બધા લોકો તે કુંડાંની આજુબાજુએ મહારાજના પગ પર નમન કરી (માથું મૂકી) દર્શન લઇ બેસે એટલે મહારાજ લહેરમાં અનેક પ્રકારનું ઉપદેશ પ્રદ ભાષણ કરતા, તે લગભગ એક કલાક સુધી. અંધારૂં થવા લાગે એટલે મહારાજ ત્યાંથી ઉઠતા. ઉઠતાંજ બધાં ફરી મહારાજના પગ પર માથું મૂકી દર્શન લઇ, મહારાજ, “જાવ હવે કરો તમારો તમારો ધંધો,” કહે એટલે સઉ પોત પોતાને ઘેર જતા. તરતજ મહારાજનો ખાવાનો વખત થતો; તેથી લક્ષ્મીબાઇ વગેરે બધાંએ આણેલી ખાવાની ચીજોમાંથી મહારાજ ફાવે તે ખાઇ, રહેલું ભંગીઓને વહેંચી આપી, સ્ત્રીઓ સઉ પોતપોતાને ઘેર જતી અને

મહારાજ એકલાજ રાત્રે નવ વાગ્યાથી આખી રાત સ્વસ્થ પડી રહેતા. કોઇ કોઇ વખત ખાધાં પછી પણ તે સ્ત્રીઓ તથા પુરૂષોમાંથી કોઈ હોય તો તેમની સાથે પ્રસંગને અનુસરી વાત કરતા. રાત્રે દસ અગીઆર વાગ્યા સુધી પણ બેસતા. એવી રીતનો હંમેશનો ઘણો ખરો કાર્યક્રમ ચાલુ હતો. ભંગીઓની સાથે જાજરૂઓ સાફ કરવાનું કોઇ કોઇ વખત કાંઈ કારણસર ટળતું. પરંતુ દળવાનું કામ ઘણું ખરૂં દરરોજ કરતાજ. કોઈ કોઈ વખત સવારના પ્રહરમાં ભંગી લોકોનાં આગળના દિવસનાં એઠાં વાસણો, કાંઇક માટલીઓ (હાંલ્લાઓ) મહારાજ ઘસતા બેસતા. કોઇ વખત તેમના ઘણા દિવસનાં મેલાં કપડાં ભંગી લોકોનો અમુક નળ હતો તે નળ ઉપર લઈ જઈ મહારાજ ધોતા. કોઇ કોઈ વખત તેમને પાણી ભરી આપવાનું કામ પણ કરતા. સાથે સાથે બાગુ મહારણીના કામ માટે પણ વચ્ચે વચ્ચે જતા. કોઇ કોઈ વખત ભંગી લોકોની કચરો કસ્તર તથા મેલું ભરી નાંખવાની ગાડી હોય છે, તેવી એક ગાડીને જોડવાના બે પાડા હતા, તેમને બાંધવાની જગ્યા તે ચાળીમાંજ હતી, ત્યાં જઈ તેનું છાણ કચરો કહાડી તે પાડાની જગ્યા સાફ કરી, બધું છાણ એક જગ્યાએ ભેગું કરી તેનાં છાણા થાપતા બેસતા; કોઇ પણ કામ કરતા હોય તે વખતે કોઇ દર્શને કે પૂજા માટે સ્ત્રી કે પુરૂષ આવે તો તેમના તરફ લક્ષ ન આપતાં મહારાજ પોતાનું કામ પૂરૂં થાય ત્યાં સુધી તે કર્યાજ કરતા. તેમાં સ્ત્રીઓનાં કામમાં દળવા, ખાંડવા, છાણાં થાપવાંનાં વગેરે કામોમાં—આઇપૂર્ણા, લક્ષ્મીબાઇ સીતાબાઈ વગેરે જેવી સ્ત્રીઓ મહારાજને તે કામો કરવા લાગતાં. મહારાજની લહેરમાં આવે તો તેમને કરવા દેતા, નહીં તો કોઈ કોઇ વખત દૂર હાંકી મૂકી તે કામ પૂરૂં થાય ત્યાં સુધી મહારાજ એકલાજ કરતા. કોઈ કોઇ વખતે સ્ત્રીપુરૂષોને મહારાજ ખૂબ મારતા. રોજ કોઇને કોઇને તો માર મળતોજ. કોઇ વખત લાકડાંથી, તો કોઇવાર લાકડીથી, તો કોઇ વખત હાથાથી, તો કોઇ વખત હાથ તથા મૂઠીથી, કોઇવાર ઈંટના ટુકડા ફેંકીને, વધુ શું કહીએ કોઇ કોઈ વખત તો ભંગીઓના પગનો જોડા હાથમાં, આવ્યો તો

તેથી પણ મારતા. દર્શને આવનાર કોઇપણ પુરૂષ જોડા પહેરી મહારાજને દર્શને જતો નહીં. જોડા પહેરી આવનારને મહારાજ મીઠાશથી પાસે બોલાવી લેતા અને તે પાસે આવી જોડા કહાડે કે તેનો હાથ પકડી તેજ જોડા તેના માથાં પર ખુબ જોરથી મારતા. એક વખત મહારાજ હાથ પકડે એટલે તે માણસ ગમે તેટલો સશક્ત હોય અને મહારાજ ગમે તેવા સૂકાઇ લાકડાં જેવા બની ગયા હતા તોપણ મહારાજના હાથમાંથી તેનો હાથ છૂટતો નહીં. મહારાજ જ્યારે છોડે ત્યારે છૂટે. પછી મહારાજ જોડાનો માર મારી રહે એટલે હાથ છોડી દેતા અને તેના જોડા ગમે ત્યાં દૂર ફેંકી દેતા. આ જોઇ મહારાજ માટે લોકો આશ્ચર્ય પામતા કે મહારાજના શરીરમાં રકત માંસ નથી, ફક્ત હાડકાં છે છતાં કેટલું બળ છે કોઇપણ મહેનતનું કામ હાથમાં આવે એટલે તેને પૂરૂં કરે ત્યારેજ છોડતા. ત્યાંના ઘણાખરા લોકો કહેવા લાગ્યા કે, "આપણા બાપથી પણ આવું થોડું પણ કામ નહીં થઇ શકે. આપણે તો દીહામાં જોરાવર (શકિતવાન). મહારાજ એકવાર હાથ પકડે પછી છોડાવવાનો પ્રયત્ન કરીએ તોપણ છૂટતો નહીં. આખો દિવસ ખાય નહીં પીએ નહીં છતાં એટલું બધું જોર મહારાજમાં કયાંથી આવે છે? ખરેખર મહારાજ એક ઇશ્વરી વિભૂતિ છે. બધા કહેતા કે, આવા સત્પુરૂષ હાલના વખતમાં જોવામાં કે સાંભળવામાં નથી." આખા ખડ્ગપુરમાં જ્યાં ત્યાં દહાડે અને રાત્રિએ ઑફીસમાં પણ મહારાજ વિષે અને તેમની અઘટિત લીલાનીજ હંમેશાં વાતો ચાલુ રહેતી. પછી તો સેંકડો લોકોને ઉઠતાં, બેસતાં, ખાતાં, પીતાં, સૂતાં, ઑફીસમાં જતાં, કાંઇપણ કામ કરતાં મહારાજનોજ ધ્યાસ લાગ્યો. તેથી કોઇ કોઇને તો મહારાજ એમને ત્યાં આવ્યા ન હોય છતાં આવ્યાનો ભાસ થતો. આવી રીતે મહારાજને લીધે આખાં ખડ્ગપુરમાં આનંદનો કલ્લોલ થઇ રહેતો અને પોતાનાં કામ કરતાં કરતાં પણ લોકોનાં મન મહારાજ પાસે એક સરખાં દોડતાં. મહારાજનો ઘણાખરાને તે ચડસજ લાગી એક વ્યસન જેવુંજ થઇ પડયું હતું.

---

# પ્રકરણ અઢારમું.

## ભંગીવાડમાં ( ચાલુ )

હવે ચૈત્ર મહિનો પૂરો થઈ અધિક મહિનો એટલે અધિક વૈશાખ શરૂ થયો હતો. બ્રાહ્મણ વગેરેમાં હિન્દુ ધર્મની રીત પ્રમાણે અધિક મહિનાનું માહાત્મ્ય બહુ માન્યું છે. તે પ્રમાણે નિયમ ધર્મ પાળનારા હોયછેજ. એ'વા આ અધિક મહિનાને પુરૂષોત્તમ મહિનો પણ કહે છે. એ'વા આ પુરૂષોત્તમ મહિનામાં મહારાજ એ સાક્ષાત્ વિષ્ણુમૂર્તિ પૂર્ણ સિદ્ધપુરૂષ આ ખડ્ગપુરમાં અવતર્યા ( ઉતર્યા ) હતા તેથી અધિક મહિનાને નિમિત્તે જે જે કાંઇ પુણ્યકર્મો કરવાં હોય તે બધાં મહારાજ આગળ તે ભંગીની ચાળીમાંજ સેંકડો બ્રાહ્મણ વગેરે લોકો આવી કરવા લાગ્યા. મહારાજની રોજ યથાવિધિ બરોબર પૂજા વગેરે શરૂ થઇ. કોઇ કોઇ સ્ત્રીઓએ મહારાજને નિમિત્તે ઉપવાસ, નક્તવ્રત કરવાનું, પારણાં કરવાનું, એક ભુક્ત રહેવાનું વગેરે શરૂ કર્યું. તેજ પ્રમાણે ભંડારા કરવાનું શરૂ થયું. ભંડારો એટલે સેંકડો ગરીબ ગુરબાં લોકો, ભંગી, મહાર વગેરે લોકોને બ્રાહ્મણ લોકો રસોઈ કરી અન્નદાન કરે તે. એવી રીતે રોજ ભંડારા થવા લાગ્યા. આજે એકનો, તો કાલે બીજાનો, પરમદિવસે ત્રીજાનો, એવી રીતે દરેક દિવસના ભંડારાના ખર્ચની વ્યવસ્થા જેની તેજ કરતા: રસોઇ કરવા જોઇએ તેટલા બ્રાહ્મણો તથા તેમની સ્ત્રીઓ મદદે આવતાં. આ બધું કરવાનું મહારાજ પોતે પોતાની મેળે કદી પણ કહીને કરાવતા એમ નહોતું. ઉલટા મહારાજ કાંઇપણ ન કરવાનું કહેતા, "તમો મ્હારા આગળ આ ત્રાસ ના વધારો." એમ હુંમેશ કહેતાજ હતા. પરંતુ તેમના હૃદયમાં મહારાજ માટે પૂર્ણ ભક્તિ-ભાવ વધતો જતો હતો તેથી, આપોઆપ એમને પ્રેરણા થઈ, ખૂબ આનંદથી મહારાજની કાંઇપણ સેવા થાય એવી પ્રબળ ઇચ્છાથી લોકો કર્યાંજ કરતા. મહારાજના વરંડા પાસે એક મ્હોટી ઓસરી બાંધી, રસોઇની સવડ તેમાં કરવાના ઉદ્દેશથી, એક-

નાથરાવ મિસાળ વગેરે લોકોએ, મહારાજ ત્યાં નથી એમ જોઈ, લાકડાં વગેરે ત્યાં લાવી નાંખ્યાં. પરંતુ મહારાજને તે વાતની ખબર પડી એટલે તે ઓસરી બાંધવાની તેમણે મના કરી અને મેદાનમાં ખુલ્લી જગ્યામાંજ લોકોએ રસોઇ કરવા માંડી. પરંતુ લોકોને આથી બહુ અડચણ થવા લાગી અને એટલી અડચણ વેઠીને પણ લોકો તો કરવાનાજ, એવો એમનો નિશ્ચય જોઈ મહારાજને દયા આવી. મહારાજના છેવટના વરંડામાં તેનાથી સ્હેજ આગળ તેને અડકીનેજ એક ભંગીનું ઘર હતું. તેમાં રહેનાર ભંગી થોડાજ વખત ઉપર ક્યાંઇ ગયો હતો તેથી તેનો વરંડો ખાલીજ પડ્યો હતો. તે વરંડામાં મહારાજ જઈ બેસવા લાગ્યા અને મહારાજ જે વરંડામાં પહેલાં બેસતા હતા તે વરંડો રસોઈ કરવાના ઉપયોગમાં લેવા મહારાજે કહ્યું. આથી બધાંને આનંદ થયો. પહેલી ઘણી ખરી અડચણ જતી રહી અને બધું રીત પ્રમાણે થવા લાગ્યું. વરંડા સામે ટટ્ટી (સાદડી) નો ન્હાનો મંડપ હતો તે પણ આપ્યો હતો. પાણી માટે એક લાકડાનું પીપ વરંડામાં બહારના ભાગમાં ભીંતને ટેકવીનેજ મૂકયું હતું. જેનો ભંડારો હોય તેના ઘરની સ્ત્રીઓ તથા બીજી બ્રાહ્મણ સ્ત્રીઓ સ્હવારમાંજ તે પીપ તથા બીજાં હાંડા ગાગરમાં પાણી ભરી મૂકતાં અને આખો દિવસ રસોઈ કરી સંધ્યાકાળે છ સાડાછ વાગ્યાને સુમારે બધા ભંગી લોકોને મહારાજ પોતે પોતાને હાથે અન્ન વહેંચી આપતા અને વહેંચણી કરવામાં સ્ત્રી તથા પુરૂષ વર્ગ મહારાજના હાથમાં આપવાના કામમાં મદદ કરતા. રોજજ આ'વા ભંડારા થવા લાગ્યા તેથી ભોજન માટે બે ત્રણ પદાર્થો મહારાજે નક્કીજ કરી રાખ્યા હતા. ભાત, વઘારવાળી દાળ (ખાટી દાળ) અને એકાદું શાક અથવા ભજીયાં અથવા કોરૂં પીઠલું (બેસન ચણાના લોટનો બનાવેલો પદાર્થ) એટલી ત્રણ ચીજો અને જેને જેવી અનુકૂળતા હોય તે પ્રમાણે એક પકવાન્ન, એ ચાર પદાર્થો રોજ જુદા જુદા થતા. પછી કોઇ પકવાન્નમાં બુંદીના લાડુ, શિરો, કેશરી ભાત કે જલેબી કરતા. મહારાજ એ પ્રમાણે બધું અન્ન વહેંચી આપતા. દરેકને તેનું પેટ ભરાય એટલું

અન્ન આપતા અને જેનો ભંડારો હોય તે પોતાની શક્તિ પ્રમાણે એક આનો, કાંઈ નહીં તો અર્ધો આનો દક્ષિણા તથા પાન બીડું બધાંને આપતા. કોઈ કોઈ વખત મહારાજ એવે પ્રસંગે કાંઈ કારણ-સર ગુસ્સે થતા તો તેટલો વખત બધાંને ત્રાસ થઈ અડચણ પડતી. ગુસ્સાના ઝપાટામાં, "કોઈને અન્ન નથી ખવરાવવું, આજ બધું ઉંચકીને હેઉછું ગુખાડીમાં નાંખી. નીકળો તમો બધાં અહીંથી" એમ ખૂબ ગુસ્સે થતા ત્યારે બધા લોકો આજુબાજુએ થઈ જતા. પછી થોડે વખતે મહારાજજી બધાંને બોલાવતા અને અન્ન વહેંચવાની વ્યવસ્થા ચાલુ થતી. ભંડારાનું અન્ન વહેંચતી વખતે બહુએ અન્ન લેનારા (લેવા માટે) ભેગા થતા અને બીજાએ સેંકડો લોકો દર્શન માટે ભેગા થયા હોયજ; પરંતુ મહારાજની એક એવીજ રીત અને પદ્ધતિ હતી કે આટલા (બધા) લોકોમાં કોઇ પણ પ્રકારે કલબલ ગડબડ કે ફોગટની વાતો અથવા તો તે ગરીબ લોકોમાં પણ અંદર અંદર અન્ન મેળવવા માટે ધાંધલ વગેરેનો એક ચકાર અક્ષર પણ કોઇ મ્હોં વાટે કહાડતું નહીં. ચુપ ચુપ તથા શાંત રીતે બધાંને અન્ન વહેંચવા વગેરેનું કામ થતું. મહારાજ બોલતા તેજ. કાંઇ જરૂરનું બોલવાનું હોય તો મહારાજ તેટલુંજ બોલતા. નહીં તો એક બાજુએ હાથે અન્ન વહેંચતા અને મ્હોંએ ગમતી સુરમાં પોતાનાજ મન સાથે **अहं हि सर्व यज्ञानां भोक्ताच प्रभुरेव च ।।** એ વાક્ય બોલતા. વચ્ચે વચ્ચે **नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ॥** વગેરે પણ બોલ્યાં કરતા. બધાંને વહેંચાઈ રહ્યા પછી અને બધા લોકો ગયા પછી, કાંઇ વધ્યું હોય તે, જો મહારાજની આજ્ઞા થાય તો, બધા પ્રસાદ તરીકે લેતા. પરંતુ મહારાજ રોજ આજ્ઞા કરતા નહીં. તેમની લહેરમાં આવે ત્યારેજ કોઈ વખત તે અન્નનો પ્રસાદ લેવા કહેતા; અથવા તો પોતે પણ આપતા. આવી રીતે પ્રસાદ વગેરે લઈ બધા જાય પછી મહારાજ પોતાનું ભોજન લેતા. આ અન્ન વહેંચણીનું કામ પૂરું થતાં કોઈ કોઇ વખત રાત્રિના નવ દસ પણ વાગતા. આખો દિવસ મહારાજ ભૂખ્યા રહેતાજ અને એવું મોડું થાય ત્યારે

રાત્રે દસ અગીઆર વાગે પોતે ખાતા. અધિક મહિનાને નિમિત્તે સેંકડો લોકો પોતપોતાની ઇચ્છા પ્રમાણે મહારાજ માટે પૂજાપો, નૈવેદ્ય લાડુ વગેરેનાં દાન લઇ આવતાં હતાં. મહારાજની લહેર હોય તો બધું કરાવી લેતા. એક દિવસે ચિંતામણરાવ મંગળૂરકર નામના ગૃહસ્થે એક સુખડનો ચૌરંગ કરાવી આણ્યો. અને તે ઉપર મહારાજને બેસાડી સુગંધી તેલ ઓટણું ( કપૂર કાચલી ઘઉંલા વિગેરે સુગંધી પદાર્થોમાંથી બનાવેલ ભૂકો ) વગેરે ચોળી તેમને ન્હવરાવી તેજ ચૌરંગ ઉપર મહારાજની પૂજા વગેરે ખૂબ ઠાઠથી કરવી એવા ઉદ્દેશથી ( હેતુથી ) તે બધું લઈ આવ્યા. તે વખતે મહારાજ મેદાનમાંના કચરાના કુંડાને અઢેલી ત્યાં પડેલા કચરા પર પડી રહ્યા હતા. સેંકડો લોકો પણ પૂજા તથા દર્શન માટે ભેગા થયા હતા. જે ગૃહસ્થે ચૌરંગ વગેરે આણ્યું હતું તેમણે તે ( બધું ) મહારાજ જ્યાં બેઠા હતા તે કુંડાં આગળ મહારાજની સામે લાવી મૂક્યું અને પોતાની ઇચ્છા મહારાજને જણાવી. મહારાજે તે ચૌરંગપર ન્હાવાનું વગેરે કરવાની ના પાડી.

તે ગૃહસ્થ—" મહારાજ, આપને માટે ચૌરંગ વગેરે ખાસ કરાવી લાવ્યો છું તેથી તેનો ઉપયોગ આપને માટે થાય એ'વી ઇચ્છા છે."

મહારાજ ( શાંતપણે )—મ્હારે માટેજ તમોએ એ બધું આણ્યું છે, તો મ્હનેજ તેનો ઉપયોગ થાય એવીજ જો તમારી ખરેખર ભક્તિ હોય, તો હું કહું તે પ્રમાણે કરશો કે ? તેમ જો કરો તો ચૌરંગ અને પૂજા વગેરે મ્હને અને મ્હારી ઉપરનો જે કોઈ હશે તેને કાયમને માટેજ મળશે.

તે ગૃહસ્થ—" મહારાજ, તમારી આજ્ઞા પ્રમાણે કરીશ."

મહારાજ—" ઠીક; ત્યારે હું કહું તે શિવાય બીજી કાંઈ પણ ગાંડી ઘેલી કલ્પના ન કરતાં તે પ્રમાણે કરવામાં અનમન ન કરતા.

ગૃહસ્થ—" મહારાજ, ના. તમો કહેશો તેમજ કરીશ."

મહારાજ—" જા ત્યારે આ આજુબાજુએ કાંડીબાંડી તેમજ કાંઇક ખૂબ કચરો પડ્યો દેખાયછે તે બધો ભેગો કરી લઇ આવ." તે પ્રમાણે ખૂબ ભેગો કરી આણ્યો. પછી મહારાજ બેઠા હતા તે કુંડાની સામેજ, તેમાંથી કાંડી વગેરે કચરાનો ઢગલો

કરી તે ઉપર ચૌરંગ મૂકવાનું કહ્યાથી તે પ્રમાણે તે ગૃહસ્થે કર્યું. બાકી રહેલા સળી કચરો ચૌરંગ ઉપર મૂકીદો અને દીવાસળી ઘસી સળગાવીદો એમ મહારાજે કહ્યાથી તે ગૃહસ્થે તરતજ તેમ કર્યું. ફરી મહારાજે કહ્યું:-હવે આ સળગેલા (બળતા) અગ્નિનારાયણમાં સાક્ષાત્ બધા દેવો છે અને હું પણ છુંજ તેથી આણેલું પૂજા સાહિત્ય, ચંદન, ફુલ, હાર, તોરા, સુગંધી અત્તરો, હળધર, કંકુ અબીલ, ગુલાલ, નૈવેદ્ય, અગરબત્તી કપૂર વગેરે બધું તે પ્રદીપ્ત થયેલા અગ્નિનારાયણમાં સમર્પણ કરી દો." એમ મહારાજે કહ્યું તેથી તે ચૌરંગ પણ સળગી ઉઠયો અને તેની (તેમાંથી) મ્હોટી મ્હોટી જવાળા નીકળવા લાગી. તેમાં ઉપર કહ્યાં પ્રમાણે તે ગૃહસ્થે આણેલું બધું પૂજા સાહિત્ય અર્પણ કરી (નાંખી) દીધું.

મહારાજ—"હવે તે અગ્નિનારાયણની ત્રણ પ્રદિક્ષણા કરો"

તે પ્રદક્ષિણા ફરી તે ગૃહસ્થે મહારાજના પગપર માથું મૂકી સાષ્ટાંગનમસ્કાર કર્યા. મહારાજે પણ તેના માથાપર હાથ મૂકી કહ્યું, "ગભરાતો નહીં, તારૂં કલ્યાણ થયું." આ'વો આશિર્વાદ આપ્યો. તે અગ્નિનારાયણમાં તે ચૌરંગ વગેરે બળી ભસ્મ થયાં. બીજે દિવસે મહારાજ તે રાખમાં આળોટતા પડ્યા હતા. કોઇ કોઈ તે રાખ મહારાજનો પ્રસાદ વિભૂતિ (ભસ્મ) સમજી લઈ ગયા.

એક દિવસે એકનાથરાવ મિસાળનાં સ્ત્રી અંજનીબાઇ પૂજા માટે આવ્યાં તે વખતે મહારાજ કુંડાં પાસેજ કચરામાં બેઠા હતા. અંજનીબાઇ ત્યાંજ મહારાજની સામે પૂજા માટે આવીને બેઠાં એટલે મહારાજે ખૂબ મીઠાશથી—"કેમ અંજનીબાઈ? ઠીક છો? પૂજા માટે આવ્યાં?"

અંજનીબાઇ (ખૂબ પ્રેમથી)—"હા, આજે મ્હને અધિક મહિનાની બરોબર પૂજા કરવા દો.

મહારાજ—"હા, હા, અંજનીબાઇ, અધિક મહિનોછે એટલે રોજની પૂજા કરતાં કાંઇ વિશેષ સુંદર થવી જોઇએ."

અંજનીબાઈ—"ત્યારે ધરો (તમારો) પગ આગળ."

એટલામાં મહારાજ જ્યાં બેઠા હતા ત્યાંજ કઠરામાં મહારાજની ડાબી બાજુએ પલાંઠી પાસેજ એક ભંગીની ફાટી ગયેલી સ્ત્રી સ્લીપર હતી તે મહારાજે લઇ પોતાના માથાંપર મૂકી અને તરતજ તે પોતાના હાથમાં લઇ મહારાજે પોતાની સામેજ મૂકી અને અંજનીબાઈને કહેવા લાગ્યાઃ—"અંજનીબાઇ પૂજા માટે તમે મ્હને મ્હારો પગ તમારા આગળ ધરવા કહો છો, પણ તમારૂં ભાગ્ય કેટલું મ્હોટું ? (તે સ્લીપરને હાથ લગાડી) આ પગ જુઓ. સાક્ષાત્ પરમાત્મા જે મ્હારો બાપ છે તેનો આ પગ છે. જો આ સ્લીપરના પગની પૂજા કરવામાં આવે તો ત્રિભુવનમાં વ્યાપી ઉરેલો જે ત્રીજો વામન અવતારનો પગ તેનીજ પૂજા કર્યા બરોબર થાય. ફાટયો તુટયો સ્લીપર દેખાય છે ખરો પરંતુ વામન અવતારમાં બલિરાજાનાં માથાં ઉપર મૂકેલા પગનીજ યોગ્યતાનો છે. તેથીજ તેને વામનાવતારનો પગ સમજી મ્હેં મ્હારા મસ્તક (માથાં) પર ધારણ કર્યો." એમ કહી ફરી તેને પોતાનાં માથાંપર ધારણ કરી ફરી નીચે મૂકયો.

અંજનીબાઇ—"ઠીક ત્યારે હું આ ફાટેલા જોડાનીજ પૂજા કરૂં છું."

મહારાજ—"તમને હું પૂજા કરવાનું કહેતો નથી. તમારો અધિકાર કેટલો મ્હોટો ? તમો મ્હોટાં પૈસાવાળાંનાં બાઇસાહેબ અને તમો આ'વા આ ભંગીના ફાટેલા જોડાની પૂજા કરો, તો આ બધી સ્ત્રીઓ તમારે માટે કહેશે, કે અંજનીબાઇને પેલા ગાંડાનો છંદ લાગી ગાડાં થઇ ગયાં છે."

અંજનીબાઇ—"કહેતો કહેવા દો. પણ હુંતો એનીજ પૂજા કરીશ અને તમારી પણ કરીશ"

મહારાજ—"તે જોડાની તમો પૂજા કરો એમ હું નથી કહેતો. આ ફાટેલા જોડાનું શું માહાત્મ્ય છે એટલુંજ મ્હેં કહ્યું. વામનાવતારનો વધેલો એ ત્રીજો પગ છે."

અંજનીબાઇએ તે ફાટેલા જોડાની પૂજા કરી અને મહારાજની પણ કરી.

અંજનીબાઈ—"ઠીક, ત્યારે મહારાજ. હવે આ જોડાની પૂજા કરી; તે પૂજા કરેલો જોડો અહીંજ પડી રહેવા દેવો એ મ્હને ઠીક લાગતું નથી. માટે તે પ્રસાદ તરીકે આપો હું મ્હારે ઘેર જઈ તેની પૂજા કરતી જઈશ.

મહારાજ——"આ શું અંજનીબાઇ? તમે આ ખાસડાંની પૂજા કરી તો કરી પણ વળી ઘેર લઇ જાવ છો એ શું સારૂં દેખાય છે? તે ખાસડું શું કાંઈ વિષ્ણુની પાવડીઓ છે કે સત્પુરૂષની પાવડી છે? અરે તે તો ભંગીનાં ફાટેલાં રદ્દી થયેલાં ખાસડાં."

અંજનીબાઇ—"તે ગમે તે હોય. તમારા હાથના તે વિષ્ણુના પગજ છે." એમ કહી અંજનીબાઈએ મહારાજના પગનો અને હાથનો તે ખાસડાંને સ્પર્શ કરાવી લીધો અને પોતાને ઘેર લઈ ગયાં."

અધિક મહિનો હતો તેથી જે તે મહારાજ આગળ ફાવે તે દાન લાવતાં. તેમાં ઘણું ખરૂં અનારસાં ( માલપુડા જેવો પણ ચોખાના લોટમાંથી બનાવેલો પણ તેથી જરા કઠણ પદાર્થ ) લાડુ, ઘોંડા લાવતાં. "ઘોંડા" એટલે પુરણ ઘાલી ચોખાના લાડુ જેવા કર્યા હોય છે. એવાં દાનો સાથે ખંડ, નાળીએર વગેરે મહારાજને અર્પણ કરવા લાવતા હતા. રોજ ભંડારા ચાલુજ હતા. તેમાં કોઇએ ઘોંડાનું પકવાન્ન કરી તે ઘોંડા પણ વહેંચ્યા. મહારાજ તે ઉપરથી બોલ્યા. "આ ઘોંડાના લાડુનો મહિનો. તે લાડુ ખાવા અને કોઇને પણ ખવરાવવા. ઘોંડા શેને કહે છે? તો પત્થરને. આ પુરૂષોત્તમ મહિનામાં પુરૂષોત્તમની પ્રાપ્તિ કરી લેવાની તેથી ઘોંડે એટલે પત્થર ખાતાં આવડવા જોઇએ. અમે આપણું મન પત્થર જેવું બનવું જોઇએ. પત્થર જેવું મન થાય તેને પરમેશ્વરજ સમજવો. પરમેશ્વરની મૂર્તિ પણ પત્થરનીજ બનાવે છે. જે પુરૂષની અથવા જે સ્ત્રીની મનની વૃત્તિ પત્થર જેવી થાય તેને દેવજ સમજવાં. "**पाषाण सदृशा नारी सा ज्ञेया जगदंबिका.**" ॥ જે સ્ત્રીના મનની સ્થિતિ પત્થર જેવી થાય એટલે કે કોઇપણ પ્રકારે તેના મનને સારા માઠાંનો આંચકો વાગતો નથી અને કોઇપણ પ્રકારે વાસનાના

વિકાર થતા નથી–એવી સ્ત્રીને સાક્ષાત્ જગદંબિકા સમજવી. આખા જગત્‌ની જનની માતાજ તે. કયાંક એમ સાંભળ્યું છે કે લોખંડના ચણા ખાધા શિવાય દેવપણું આવતું નથી. તો લોખંડના ચણા અને ઘોંડા એટલે ન્હાના ન્હાના પત્થરા તે બેઉ એકજ; માટે કાંઇ નહીં તો પત્થરા ખાતાં આવડવા જોઇએ. હંમેશ નહીં તો આ મહિનામાં તો પત્થર (ના ટુકડા) ખાતાં આવડવા જોઇએ કે નહીં? તમો લોકોથી સ્ત્રીઓથી તે પત્થર ખવાતા નથી તેથી સારા સારા પુરણનો લાડુ કરો છો અને ગળ્યું ગળ્યું ખાયાં કરો છો એવા ઘોંડા ખાધાથી કાંઇ પુરૂષોત્તમની પ્રાપ્તિ થશે કે? એવા ઘોડાની વિષ્ટાજ તો થશે. તમો કહેશો કે મહારાજ આમ ગમે તે ખાવાનું શું કહો છો? અરે! ફાવે તે શેનું? તમો પાષાણ પત્થરા ના ખાતા પરંતુ તે પત્થરના ટુકડાનો તમારી સાથેનો સંબંધ પેટમાં લીધો હોય એવું તો કરી દેખાડવું જોઇએ. અમો ન્હાનપણમાં વાળુ (રેતી) ની ભાજી (શાક) ખાતા હતા. વાળુ એટલે નદીની ચણા જેટલી કાંકરી. તમો પૂછશો તે કે'વી રીતે ખાતા હતા? તો તેની હકીકત કહું છું. અમારા ગામમાં એક નાના વિસાજી નામનો ભગવદ્‌ભક્ત સાધુ પુરૂષ થઇ ગયા, તેની ટુંકામાં હકીકત આ પ્રમાણે હતી.

પરોઢીએ ચાર વાગે ઉઠી, સ્નાન સંધ્યા કરી, તેમની પડોસમાંજ લક્ષ્મીનારાયણનું મંદિર હતું ત્યાં ભજન કરતા બેસતા. ભજન થઈ રહે એટલે ભાત રાંધવાનું તેનું એક દરરોજનું વાસણ હતું તેમાં ગમે તેવા ચોખા, એટલે ચોખા ઉત્તમ પ્રકારના ન હોઇ, તેમાંથી કાંકરા કચરો વગેરે ન કહાડતાં, તેમજ તે ચોખા ધોયાં શિવાયજ, એમને એમજ, પેલાં વાસણમાં પ્રમાણસર પાણી મૂકી, જરૂર જેટલોજ નીચે દેવતા સળગાવી, તે વાસણ ચૂલા પર મૂકી તે ઉપર ઢાંકણું ઢાંકવાનું. તે ભાત રાંધવાનું વાસણ પણ અંદરથી સ્વચ્છ હોય તો હોય, કોણે જોયું? પરંતુ ઉપરથી કેટલાક મહિનાથી બળી બળી કાળું મેશ જેવું થઈ ગયેલું તે ભાતનું વાસણ ચુલા ઉપર મૂકી હાથમાં પાંદડાં તોડવા માટે લાંબો આંકડો અને એક કોથળો

એટલુંજ લઇ બારણે તાળું મારી બહાર નીકળતા. તે એકલાજ હતા. અને તે ગામ બહાર આંબાવાડીઆમાં જઇ આંબાના ન્હાનાં મ્હોટાં પાંદડાં આંકડા વડે તોડી કોથળો ભરી લઇ આવતા અને પોતેજ તૈયાર કરી મૂકેલ સળીનો ઝુડો લઇ તે આંબાનાં પાંદડાંની પત્રાવળી કરતા. એવો પત્રાવળી કરવાનો એમનો નિત્યનિયમ હતો. તેથી એમના ઘરમાં પત્રાવળીના પડદા (બંડલ) બાંધેલાં હતાં અને કોઇ પણ માંગવા આવે તેને ધર્માદા આપતા. જમવાના કામમાં બ્રાહ્મણ વગેરે લોકોમાં પત્રાવળીની જરૂર હોયછેજ. બાર વાગી જાય પછી ધાબળી પહેરી ચુલા ઉપર મૂકેલો ચડી રહેલો ભાત કહાડી તમાં મીઠું મરચું અને બીજું (એવું) કાંઈ નાંખી ખાતા. કોઇ વખત કોઈ જમવા બોલાવે તો જતા. તેમને જો કોઈને ત્યાં વગર બોલાવે જમવા જવું હોય તો દસ વીસ પત્રાવળીઓ લઈ ખૂબ વહેલા પરોઢીએ કોઇ ઉઠે નહીં એવાં થોડાં થોડાં અંધારાંમાંજ તે પત્રાવળી લઇ જેમને ઘેર જમવા જવાનું હોય તેને પાછળને કે આગળને બારણે સવડ હોય તે પ્રમાણે તે ઘરનાં આંગણાંમાં ભીત ઉપરથી અંદર તે પત્રાળીઓ નાંખી દેતા. સ્હવારમાંજ તે ઘરવાળાને ઉઠી આંગણાંમાં પત્રાવળી દેખાતી એટલે તે ઘરવાળા તથા તેનાં ઘરનો સ્રી વર્ગ સમજી જતાં કે આજે નાના વિસાજી જમવા આવશે. જમવાની વખતે એટલે અગીઆર બાર વાગે તેમને કોઇ જમવા માટે તેડવા ન જતું પણ તે પોતાની મેળેજ ધાબળી પહેરી હાથમાં લોટો લઇ બહારની ઓસરીમાં એક બાજુએ આવીને બેસી રહેતા. ઘરમાં જમવાની તૈયારી થાય એટલે ઘરનાં માણસોમાંથી કોઇ, "નાના ચાલો, પત્રાવળી પીરસાઇ છે" એમ કહેતું કે મુંગા મુંગા નાના ઉઠીને ઘરમાં પીરસેલી પત્રાવળીપર જઈ બેસતા. નાના ઘણાખરા બધાંનાં ઘરમાં ઘુસેલા (ગયેલ) હોવાથી તેમને બધાંના ઘરોની ખબર હતીજ. તે કોઇ પણ વખત કારણ વગર વધારે બોલતા નહીં. બપોરને વખતે કયાંઇ પોથી પુરાણ ચાલતાં (વંચાતાં) હોય તો ત્યાં સાથે આંબાનાં પાંદડાં અને સળીનો ઝુડો લઈ જઇ એક બાજુએ બેસી પુરાણ પણ સાંભળતા

અને પત્તાવળી પણ કરતા. તેમને તપખીર સુંઘવાની ટેવ હતી તેથી તપખીરથી ભરેલી લોખંડની દાબડી હંમેશ એટીમાં રહેતી (રાખતા). તેમની તપખીરનું વર્ણન એવું છે કે, ગામમાં તંબાકુ વેચનાર દુકાનદારો તંબાકુના પડામાં નીચે જે કાંડીઓ (સળીઓ) રસ્તા ઉપર ફેંકી દેતા તે તંબાકુની સળી ભેગી કરી ઘેર લાવી ચટણી વાટવાના નિસાતરા ઉપર વળંટાથી વાટી જાડી જાડી ભૂકા જેવી બનેલી તપખીર તે સુંઘતા હતા અને તેમની પાસે કોઇ હોય તો ડબ્બી ઉઘાડી તેની સામે તે તપખીરની ડબ્બી ધરતા. હવે નાનાની તપખીર બધા જાણી ગયાજ હતા એટલે કોઇ પણ તે લેતું નહીં. પરંતુ નાના, સામો માણુસ ન લે તો, બળજબરીથીજ પોતાને હાથે તે ડબ્બીમાંથી ચપટી ભરી ન લેનારાનું નાક પકડી તેમાં ભરતા. અમને પણ આવો પ્રસંગ ઘણીએ વખત આવ્યો હતો. હું તે વખતે ન્હાનો હતો. અમને જોરજુલમથી પકડી અમારા નાકમાં ઘાલતા. તેમના મ્હોંમાં હંમેશ આમળાનો ટુકડો રાખતા તે ચાવ્યાં કરતા. બપોરે સોપારી વગેરે કોઇ પણ ચીજનું વ્યસન નહોતું. કોઇ કોઈ વખત તે પાન ખાતા હતા. તેમનાં પાનબીડાંની વાત આવી હતી. તંબોળી લોકો સડયાં પડયાં પાનો રસ્તા ઉપર ફેંકી દે છે. ત્યાં તંબોળીઓની ખુબ દુકાનો હતી, તેથી તેવાં સડેલાં પાન રસ્તાપર ફેંકી દીધાં હોય તે ભેગાં કરી લાવતા. તેમને કોઇ સારાં પાન આપે તો તે તે લેતા નહોતા. તેવાં સડેલાં કહોયલાં જેટલાં પાન મળે તેટલાં લઇ, સળી ગયેલાં સડેલાં કહોમલાં (કીડાવાળાં) સોપારી તેમના ઘરમાં પેદા કરીજ રાખ્યાં હોય, તે બેઉ લઇ પોતાના ઘરના બારણાં આગળ પોતાનો નિસાતરો વળંટો લઇ, તેમને દાંત નહોતા, બધાં ઘરડા હતા તેથી, તે નિસાતરા ઉપર આણેલાં બધાં સડેલાં પાન તેમાં બે ચાર સોપારી, થોડો ચુનો તે પ્રમાણે કાથાનો ગાંગડો નાંખી, તેમાં વળી થોડું ઘી–તે ઘી પણ ઘણા દિવસનું ઘરમાં લીલું થઇ ગયેલું–અને ગૉળનો ન્હાનો ગાંગડો નાંખી, એ બધી ચીજો ભેગી કરી બરોબર વાટી તેનો ગોળો બનાવતા. એવી રીતે તૈયાર

થયેલ તે મ્હોટો ગોળો નિસાતરાપર મૂકી નાના તે પાનબીડું ખાતા બેસતા અને એટલામાં જો કોઈ આવે અને પૂછે, "કેમ, નાના શું કરોછો?" તો નાના કહેતા, "પાનબીડું ખાઉંછું." પછી આવનારને પણ નાના તે ના કહ્યાં કરે છતાં પણ તે બળજબરીથી તેના મ્હોંમાં ઘાલી થોડું ખાવાની ફરજ પાડતા. નાનાનું પાનબીડું બધા જાણતાજ. તે પાનબીડું ખાઈ બીજાને તો જીવ ગભરાઇ ઉલટી જેવુંજ થતું હતું પણ કોઇને પ્રત્યક્ષ ઉલટી થતી નહીં. નાના તોએ પાનબીડું બહુ સ્વાદથી ખાતા. સંધ્યાકાળ થાય એટલે લક્ષ્મીનારાયણના મંદિરમાં જે એક સરખા ભજને બેસે તે બાર એક વાગ્યા સુધી બધા લોકો સૂઈ જતા ત્યાં સુધી નાનાનું ભજન ચાલુજ. કોઈ તેને જોરજુલમથી બે આના, ચાર આના, પૈસો બે પૈસા આપે કે તરત તે દિવસે હલવાઇને ત્યાંથી તેટલાજ પૈસાના બર્ફી પેંડાજ લઇ આવતા અને તેના ઘરમાં માટીનું મ્હોટું માટલું હતું તે માટલામાં બર્ફી પેંડા ઉઘાડાજ નાંખી મૂકતા. એવી રીતે જે જે થોડા પૈસા મળે તેના બર્ફીપેંડા આણી તે માટલામાં ભર્યા કરતા. તે માટલું ભરાય ત્યાં સુધી તેમનો આ ક્રમ ચાલુજ. તેમાંથી પોતે ખાતા નહોતા. તે માટલું ભરાતાં બે મહિના લાગે કે ચાર મહિના. તે જ્યારે ભરાય ત્યારે પછી, તેમાંથી થોડા થોડા એક કટકાની ઝોળીમાં લઇ, તે ઘણા દિવસના વાસી થયેલા હોવાથી ખાટા થઈ કુગાઈ ગયેલા હોય તેવાને તેવાજ તે લઈ, તે ઝોળીમાંથી રસ્તામાં જે મળે તેને એક મ્હોટો લાકડા જેવડો ગોળો આપેજ જતા. પછી ગમે તે મળે, ન્હાનાં છોકરાં છૈયાં, સ્ત્રી પુરુષ, ગરીબ શ્રીમંત કે કોઇ અધિકારી હોય, દરેકને ઝોળીમાંથી કહાડી તે ગોળાને ચોળા લેનારના મ્હોં સામે જોયાં શિવાય, મ્હોં ગમે તે બાજુએ રાખી, ફક્ત હાથજ લેનાર આગળ લંબાવી તે આપતા. હવે આ નાનાની રીત બધાંને ખબરજ હતી કે ના કહી એટલે તે બળજરીથી મ્હોંમાં ઘોંચશે એટલે તે આપવા માંડે કે તે લેતા અને ચાલતા થતા. તેમની રીતભાત તથા તેમનો દેખાવ ગાંડાપેલાંજ હતાં. ચાલે ક્યાં અને જુવે ક્યાં! એવીજ બોલની રીત. રસ્તે કુત્રાં, ગધેડાં, ગાય, બળદ મળે

તો તેના આગળ ગોળો ગોળો ખરીં પ્રેમથી નાંખી દેતા. એ પ્રમાણે તે માટલું બે ત્રણ દિવસમાંજ ખલાસ કરતા. તે નાનાને કોઈ પૂછે કે, "કેમ, નાના જમ્યા કર્યા કે આજે શાક શેનું કર્યું હતું? તો તે કહેતા જાંબુના ઝાડના પાંદડાંનું, જાંબુનું ઝાડ તેના ઘરની પાછળ આંગણાંમાં હતું. કોઇ વખત પૂછીએ, "આજે શેનું શાક, તો આંબાનાં પાંદડાંનું. વળી કોઇ વખત કોઈ પૂછે તો કહેતા કે આજે બાવળના પાલાનું શાક, અને વળી કોઇ વખત કોઇ પૂછે તો કહેતા કે આજે કડવા લીંબડાનાં પાંદડાંનું શાક. ફરી કોઇ દિવસ કોઇ પૂછે તો કહે વાળુનું (કાંકરાનું) શાક. વાળુ એટલી નદીના કાંકરાનું. આ'વી રીતે તે નાના બજારમાંથી સારાં શાક કદી લાવતા નહીં. ઉપર કહેલાં પાંદડાંનાં શાકજ હંમેશ, કોઈવાર એક તો કોઈ વખત બીજાં, ફક્ત મરચું મીઠુંજ નાંખી ઉપર કહ્યા પ્રમાણે ભાતમાં નાંખી (મેળવી) ખાતા. તેના વખતમાં મ્હને જનોઇ આપ્યું હતું. લંગોટી સાથે હું મરાઠી નિશાળમાં ભણવા જતો હતો. કોઈ વખત બારસને દિવસે કે બીજે જે કોઇ દિવસે નાનાની ઇચ્છા થાય તો મ્હનેજ ફક્ત તે જમવા બોલાવતા, પણ તે કાંઇ આગળથી કહી રાખતા નહીં. નિશાળ છુટતાં પહેલાં નાના નિશાળમાં આવતા અને મ્હારાં સ્લેટ દફતર લઈ, હાથ પકડી, માસ્તરને પૂછયાં વગર પોતાને ઘેરજ લઇ જઇ મારાં સ્લેટ દફતર એક બાજુએ મૂકી દેતા અને મ્હારા શરીરપરનાં બધાં કપડાં તેજ કહાડી મૂકતા અને એક મ્હોટી કથરોટ હતી તેમાં મ્હને બેસાડી પછી ચુલા ઉપર એક સાધારણ મ્હોટો લોટો તપાવેલું પાણી પોતાનેજ હાથે મ્હને કથરોટમાં બેસાડી મ્હારા શરીર ઉપર માથાં ઉપર રેડી ન્હવરાવતા. હવે તેટલાં પાણીમાં કાંઇ ન્હવાય થોડુંજ?" તેથી તે કથરોટમાં પડેલું પાણી ફરી કહાડી લેતા અને ફરી મ્હારા શરીર પર રેડતા. આ'વી રીતે બે ચાર વખત તેજ પાણી લઇ મ્હને ન્હવરાવતા. પછી તેમનાંજ ગમે તેવા મેલાં કપડાં (ટુવાલ)થી તે મ્હારૂં શરીર લૂછી નાંખતા, અને મ્હારી ભીની લંગોટી કહાડી નીચોવી તેને સૂકાવા નાંખી દેતા અને મ્હને એક ફાટેલો ધાબળીનો ટુકડો લંગોટી જેવો પહેરવા આપ-

તા. પછી તે કથરોટનાં પાણીનું તે પોતે ( તેને તીર્થજળ સમજી ) આચમન લેતા. એ થઇ રહે એટલે મ્હને એક પાટલાપર બેસાડી મ્હારા કપાળપર કંકુનો એક ઉભો પટ્ટો ખેંચતા અને પછી જમવાનું પીરસતા. જમવામાં પહેલાં કહ્યું તે પ્રમાણેનો ભાત અને ઉપર કહ્યાં તેમાંનું એકાદું શાક. પરંતુ તે શાક કદાચ હું ન ખાઉં તેથી ફક્ત મ્હારે માટેજ થોડું દુધ અને ખાંડ લાવી મૂકતા. પછી તે ભાત એક ગંદી ( કચરાવાળી ) થાળીમાં પીરસી મ્હારી આગળ મૂકતા અને જે કાંઈ શાક કર્યું હોય તે તથા દુધ પીરસતા. મ્હને ભાવતું નહીં છતાં તે કહેતા તેથી ખવાય તેટલું તે ખાતો. પછી જમી રહું એટલે ત્યાંજ કશામાં હાથ ધોવાની ફરજ પાડતા. તેમના ઘરમાં મોરી નહોતી અને બહાર પણ હાથ ધોવા જવા દેતા નહોતા. પછી તે મ્હારીજ થાળીમાં જે કાંઇ રહ્યું હોય તેમાંજ ફરી બીજો ભાત લઇ શાક પીરસી જમી લેતા. તેમનું ભોજન એટલે હું હાથ ધોઇ લંગોટી કપડાં પહેરૂં એટલાજ વખતમાં, પાંચ મિનીટમાંજ ખાઇ છૂટા થઇ જતા, અને બે પૈસાના એક ઢબ્બુની દક્ષિણા મ્હારા હાથમાં મૂકતા, મ્હારે નાકે એમની તપખીર લગાડતા, અને પછી મ્હને કહેતા, " જા " એટલે હું મ્હારાં સ્લેટ દફતર લઈ ઘેર જતો. આવી રીતે કોઇ કોઇ વખત એમની ઇચ્છા થાય એટલે એ પ્રમાણે ઘેર લઈ જઇ જમાડતા. પછી જુદે જુદે વખતે જુદું જુદું શાક હોય. તેવી એક વખતે તેમણે વાળુ ( કાંકરા, મઇડીઆ ) નું શાક કર્યું હતું. તે કાંકરાના શાક વખતે મ્હેં પૂછ્યું, " નાના, આ શાક હવે કેમ ખાવું ? "

નાના—" અરે, તે કાંકરા કાંકરા એક બાજુએ કરી તેના પાણીમાં ભાત કાલવી ખાવો. "

હું—' નાના, આ શાક કે'વી રીતે કર્યું ? "

નાના—" અરે, નદીમાંની રેતી ( કાંકરી ) લાવવી, ચુલા પર તપેલું મૂકી તેમાં તેલ નાંખી તેમાં રાઇ, હળદર, જીરૂં, મરચાંની ભૂકી નાંખવી અને એક બે પોસ ( આડી મૂઠી ) કાંકરી રેતી લઈ, તેમાં આપણે જેટલું કાલવણ ( જેટલો રસો શાક ) કરવું હોય

તેટલું પાણી તથા એ કાંકરા–રેતી ભેગાં કરી વઘાર આવે એટલે એકદમ તે પાતેલાંમાં નાંખવાં. થોડાં મરચાં થોડું મીઠું તથા થોડો મસાલો નાંખી ઉપર ઢાંકણું ઢાંકી તે કાંકરા–રેતી ચડવા દેવાં. બરોબર એક કલાક રંધાય (ચઢાય) એટલે થયું. પછી તે રેતી–કાંકરા નીચે બેસી જાય છે અને તે રેતી–કાંકરાનો બધો અર્ક તે પાણીમાં આવે છે. તેથી આ રેતી કાંકરાનું શાક બહુ સ્હર્યું સ્હર્યું લાગે છે. હાવે તો તે રેતી–કાંકરાને વઘારમાં નાંખતાં પહેલાં તેલમાં શેકી નાંખવાં અને પછી પાણી તથા રેતી–કાંકરા વઘારમાં નાંખવાં." એમ કહ્યાથી હું તે કાંકરાના શાકના પાણીમાં ભાત મેળવી ખાવા લાગ્યો તો ખરેજ તે રેતી–કાંકરાના અર્કનો સ્વાદ તે પાણીમાં આવ્યો હોવાથી તે મ્હને બહુ સ્વાદિષ્ટ લાગ્યું અને મ્હેં કહ્યું, "નાના, ખરે-ખરજ આ કાંકરાનું શાક બહુ સરસ લાગ્યું." પછી તેમાંથી ચણા જેવડા, કેટલાક તેથી પણ મ્હોટા એવા તે રેતીના કાંકરા પણ મ્હને પીરસ્યા, મ્હેં પૂછયું, "નાના હવે આ કાંકરા કેમ ખાવા ?"

નાના—"અરે ચૂસીને ફેંકી દેવા." તે પ્રમાણે તે હું ચૂસીને ફેંકી દેતો હતો. પછી નાનાએ ખાતી વખતે તેમાંના કેટલાક કાંકરા પણ ખાધા. મ્હેં કહ્યું, "નાના અરે આ કાંકરા તમો કેમ પેટમાં ઉતારી જાઓ છો ? તમારૂં પેટ દુખશે ને ?

નાના—"એથી શું થાય ? શાકમાં એ કાંકરાના કાંકરા નીકળી જાય છે. પણ તું ના ગળી જતો. તું તારે તેનું પાણીજ ખાતો જા." એવી રીતે એ નાનાનાં બધાં શાક ખાવાનો પ્રસંગ મ્હને આવ્યો હતો. હું તેને ત્યાં જમવા જઇ તે પદાર્થ ખાવાનો કંટાળો જણાવતો પણ નાના કહેતા, "કંટાળો ના કર. હું જે ખવાડું તે ખાતો જા. તેથી ત્હારૂં આગળ ઉપર બહુ સારૂં થશે અને વિદ્યા પણ આવશે." પછી હું તો ન્હાનો નિશાળમાં જતો છોકરોજ હોવાથી આપણને વિદ્યા આવડશે એવી આશાથી તે જેમ તેવું ખવરાવે તે ખાતો. કડવા લીંબડાનું શાક પણ તેણે ખૂબ વખત ખવરાવ્યું. પણ તેમાં શાકમાં (શો ગુણ હતો) શી ખુબી હતી તે કેમ જાણું, તેનું જેમ તેવું ગાંડું ઘેલું કરવું (મીઠું) વગેરે ખાધાથી કંઈ ત્રાસ થતો નહોતો. સાર શો. તો આ પિંડ

(પત્થરા) ના મહિનામાં પત્થર નહીં તો નિદાન કાંકરીના પત્થર (કાંકરા) નું તો ઉપર કહ્યાં પ્રમાણે શાક કરી તેનું પાણી તો પેટમાં નાંખવું જોઇએ ને ? ” મહારાજે કહેલી નાનાની આવી વાત સાંભળી બીજે દિવસે ભંડારો હતો તેમાં રીત પ્રમાણે હંમેશ પેઠે જે પદાર્થો (ચીજો) કરવાના તે કર્યા પરંતુ વધારામાં થોડું કાંકરાનું શાક પણ કર્યું હતું. પછી સર્વ સ્ત્રીઓ તથા પુરૂષોએ બધાંએ તે કાંકરાનાં શાકનું થોડું થોડું પાણી પીધું. મહારાજે પણ તેમની ખાવાની વખતે તે ભાત પર રેડી ખાધું. આ શાક લક્ષ્મીબાઇએજ બનાવ્યું હતું.

એક દિવસે ભંડારાની ખાટી દાળ ચડતી હતી. તે વખતે પાસે કોઇ નહોતું. એ વખતે ઉપરથી ખૂબ મ્હોટી બે ગરોળી (ઘીલોડી) તે ઉકળતી દાળમાં પડી, તે દાળ સાથે તે ગરોળીઓ પણ ઉકળતી હતી. ખૂબ વખત પછી તે દાળ ચડી તૈયાર થઇ ગઇ તેથી કોઇ તે તપેલું ઉતારવા ગયા તો તે વખતે અંદર રંધાઈ ગયેલી બે ગરોળી દેખાઇ. તે વખતે મહારાજને હાંક મારી તેમને તે દેખાડી. મહારાજે તે પોતાને હાથે કહાડી નાંખી. સ્ત્રીઓએ પૂછ્યું કે “ હવે આ દાળ નાંખી દેવી કે તેનો ઉપયોગ કરવો ?

મહારાજ—“ આપણે બધાં મળી એ દાળ ખાઇ નાંખીશું. ” બધાંએ એજ વાત કબૂલ રાખી. પછી મહારાજે બધાંને અન્ન વહેંચતી વખતે ખાટી દાળ વહેંચી અને ખુબ શિલ્લક રાખી (વધારી) અને બધું અન્ન અપાઈ રહ્યું પછી દર્શને આવનારાં બધાં સ્ત્રીપુરૂષોને પણ મહારાજે, “ આજે અહીંજ જમીને જજો ” એમ કહ્યાથી બધા જમવા બેઠા. તે દિવસે અન્ન પણ ખૂબ વધ્યું હતું. બધાંને મહારાજે તે ખાટી દાળ અને ભાત પોતાને હાથેજ પીરસ્યાં. બધાંને તે દાળ બહુજ સરસ લાગી. પછી પાછળથી સ્ત્રીવર્ગ અને મહારાજ ખાવા બેઠા. મહારાજે અને બધી સ્ત્રીઓએ તેજ દાળ ફડકાવી ફડકાવી ખાધી. બીજે દિવસે બધાં વિસ્મિત થયાં કે તે ગરોળીઓ દાળમાં ખૂબ વખત સુધી ઉકળતી

હતી. તેનું ઝેર તે દાળમાં ગયું હતું છતાં તે દાળથી કોઇને કાંઈ ત્રાસ થયો નહીં. આ બધાંનેજ એક ચમત્કાર લાગ્યો.

અધિક માસ નિમિત્તે દાન આપવાની ચીજો, ઘોંડે, અનારસાં વગેરે જે કાંઇ આપવાનું હોય તે તેત્રીસ તેત્રીસ આપવાં એવું છે, તેથી ગાર્ડમામાની સ્ત્રીએ ઘોંડાનું દાન આણ્યું અને તે ઉપરાંત તેત્રીસ લૂગડાં તેત્રીસ ખંડ ( ચોળીના ) તથા તેત્રીસ નાળીએર મહારાજને અર્પણ કરી મ્હોટા ઠાઠમાઠથી ભંડારો પણ કર્યો. પછી તે લૂગડાં અને ચોળીના ખંડ તેત્રીસ ભંગડીઓને વહેંચવામાં આવ્યા. તેવીજ રીતે અધિક મહિનામાં જેટલા ભંગીઆ, મહાર, આંધળાં પાંગળાં, હતા તે તથા કેટલાંક ગરીબ ગુરબાં, તેમની સ્ત્રીઓ તથા જે બધી છોકરીઓ દર ગુરૂવારે ન્હાવામાં કુમારી પૂજનમાં આવતાં તે બધાં માટે ભક્તોએ ખૂબ કાપડ લૂગડાં ચોળીના ખંડ વગેરે આણ્યાં અને મહારાજને હાથે બધાંને વહેંચવામાં આવ્યાં. બધી છોકરીઓને છીંટની ઘાઘરી અને પોલકું, મ્હોટી સ્ત્રીઓને લૂગડાં અને ચોળીનો ખંડ, અને પુરૂષોને ધોતીઆં અને પહેરણ—એ પ્રમાણે બધાંને વસ્ત્રદાન પણ થયાં. પ્રયાગક્ષેત્રમાં ગંગાયમુનાના સંગમમાં સૌભાગ્યદાન, વેણીદાન, કરવાનું બહુ મ્હોટું માહાત્મ્ય છે. તેથી મહારાજના પગ પાસેજ ગંગા યમુના સંગમ અને પ્રયાગક્ષેત્ર એ મહારાજ પાસેજ છે, એવી પુષ્કળ લોકોની પૂર્ણ ભાવના થઇ ગયાથી, ખૂબ સ્ત્રીઓએ મહારાજનાજ ચરણ ઉપર અનેક પ્રકારનાં સૌભાગ્યદાન અર્પણ કર્યાં અને ગાર્ડમામી અન્નપૂર્ણા વગેરે કેટલીક સ્ત્રીઓએ મહારાજના પગ ઉપરજ વેણીદાનનો વિધી કર્યો. ગાર્ડમામીએ સૌભાગ્યદાન આપતી વખતે ( નાકની ) વાળી, ( કાનનાં ) વાળીઆં, માથાનાં ફુલો વગરે કેટલાંક દાગીના બહુ કીંમતી હોવા છતાં મહારાજના ચરણ પર અર્પણ કર્યાં, મહારાજે ગાર્ડમામા, મામી વગેરે સર્વે સ્ત્રી પુરૂષોને કહ્યું, " મ્હારે કોઈપણ પ્રકારની જરૂર નથી, તેમજ મ્હારો કોઈપણ પ્રકારે અધિકાર નથી; છતાં તમો લોકો મ્હારી પાસે ભારે કીંમતની અનેક ચીજો દાગીના વગેરે લૂગડાં ખંડો એ બધું મ્હારા આગળ લાવી નાંખો છો તો આ

વસ્તુને હું શું કરૂં ? મ્હારે શું કાંઈ ઘર છે, કે મ્હારે શું સ્ત્રી છોકરાં વગેરે સંસાર છે, કે જેમને એ વસ્તુઓ ઉપયોગી થઈ પડે ? એતો કોઇ નથી. બોલી ચાલી આ ભંગી વગેરે લોકોનેજ એ ભરવાનાં. તેમની રીત પ્રમાણે તેમને પણ પુષ્કળ અપાયું છે, માટે હવે પ્રસાદ સમજી સઉએ સઉસઉની ચીજો લઈ જવી; એમ ખૂબ રીતે મહારાજે કહ્યું છતાં કોઇએ મહારાજને આપેલી ચીજોમાંથી એકપણ લીધી નહીં. પછી તરતજ વૈશાખ મહિનામાં ભાગુ મહારણીનાં દીયરનાં લગ્ન નીકળ્યાં તેથી તે ગરીબના લગ્નમાં ઉપયોગ થાય એ હેતુથી મહારાજ આગળ આવેલાં બધાં દાગીનાં કેટલાંક લૂગડાં ચોળીનાં ખંડો નાળીએર વગેરે તે ભાગુ મહારણીને આપી દીધાં. આ'વી રીતે રોજ જુદી જુદી રીતે સેંકડો સ્ત્રીપુરૂષોદ્વારા અધિક મહિના નિમિત્તે પૂજા, નૈવેદ્ય, ભંડારા વસ્ત્રદાન સૌભાગ્યદાન વગેરેના, મહારાજના ઉત્સવ સમારંભ ઉપરાંત દર ગુરૂવારે થતા કુમારી પૂજનના ઉત્સવ સમારંભ થતાં થતાં અધિક માસ પૂરો થઇ વૈશાખ મહિનો શરૂ થયો.

હવે વૈશાખ સુદ ત્રીજ ( અક્ષય તૃતીયા ) આવી. તે નિમિત્તે મહારાજ આગળ મહારાજનેજ ગૌરી ધારી હળધ કંકુનો મ્હોટો સમારંભ કરવો એ પ્રમાણે બધાંએ ઠેરવ્યું હોવાથી આગળને દિવસે બધાં સ્ત્રીપુરૂષોએ મહારાજને વિનંતી કરી કે બધાંના મનમાં કાલે સમારંભ કરવાનું છે. માટે આપ કાલનો દિવસ શાંત રહી અમારી પાસે તે કરાવી લેજો.

મહારાજ—તમારે જે કરવું હોય તે કરો. તે વખતે મ્હારૂં શાંતપણું રહેછે કે બીજી કોઇ સ્થિતિ થાય છે તે હું શું કહું ? તમારે નશીબે શાંતપણે થઇ જાયતો ઉત્તમજ નહીં તો જેમ થાય તેમ થવા દેવું." સર્વે સ્ત્રીઓએ કહ્યું, "અમારી જો ખરે-ખરી ભકિતજ છે તો આ બધું શાંતપણે થઇ જશે. અમો આવતી કાલે સમારંભ કરીશુંજ. તે પ્રમાણે બીજે દિવસે કોઇનો પણ મ્હોટો ભંડારો હતોજ અને સર્વે સ્ત્રીઓએ પોતપોતાનાં હળધ કંકુ તથા દાનનો સામાન એટલે ખંડ, નાળીઅર, બંગડીઓ, મંગળસૂત્ર, લાડુ, ઘુઘરા, અનારસાં, પહુઆ, ચણાની દાળ તથા

ભીનવેલા ચણા, પતાસાં, કોપરાં, ખાંડ, વગેરે સેંકડો જણાના ઘરોઘરનાં સામાન લાવી મહારાજનેજ ગોર (ગૌરી) સમજી તેમનેજ લુગડું તથા ગળામાં ફુલનો હાર વગેરે પહેરાવી મહારાજને હળદર કંકુ વગેરે સાક્ષાત્ શંકરની પાર્વતી ગૌરી પ્રમાણે કરવા લાગ્યા. તે વખતે મહારાજે છાણનાં પાંચ છાણાં પોતાના પગ નીચે મૂકી ત્યાં પગ ઉપરજ તથા તે છાણાં ઉપર હળધ કંકુની પૂજા વગેરે કરાવી લીધી. એ દિવસે મહારાજ આગળ ચોળીના ખંડ તથા નાળીએરનો ઢગલો થયો. તેવીજ રીતે લાડુ, ઘુઘરા, અનારસાં, ભીજવેલા ચણા તથા દાળનો પણ મ્હોટો ઢગલો થયો. એવી રીતે સંધ્યાકાળે ચાર વાગ્યાથી અઢી કલાક સમારંભ થયાં પછી દાળ, ચણા કોપરા ખાંડ વગેરે સ્ત્રીઓને હળધ કંકુ આપી અંદર અંદર વહેંચી લીધાં. પાન સોપારી વહેંચાયાં. આ પ્રમાણે બધું થયાં પછી બીજા ભંગી લોકોની સ્ત્રીઓને પણ તે ગૌરીનો પ્રસાદ વહેંચી રોજપેઠે મહારાજ ભંડારાનું અન્ન વહેંચવા લાગ્યા. તે બધું અન્ન વહેંચાઈ રહ્યાં પછી ઘણાં સ્ત્રી પુરૂષો, મુખ્યત્વે બ્રાહ્મણ વર્ગનાં તથા બીજાં પણ, વધેલા અન્નનો પ્રસાદ લેવા માટે બધાં બેઠાં અને મહારાજે તથા કેટલીક સ્ત્રીઓએ બધાંને પીરસ્યું. થોડો થોડો પ્રસાદ લઇ કેટલાક ગયા અને કેટલાક (ત્યાંજ) રહ્યા. તે દિવસે રાત્રે થોડી લાઈટ પણ કરી હતી. હવે છેવટે કેટલીક સ્ત્રીઓનું તથા મહારાજનું ખાવાનું રહ્યું હતું. તે તૈયારીમાં હતાં એટલામાં પાંચ સાત મ્હોટા ગૃહસ્થો મહારાજને દર્શને આવ્યા. મહારાજનો ખાવાપીવાનો તે વખત હોવાથી, એવે કઢંગે વખતે આવી ઉભા રહ્યા તેથી, તે વખતે મહારાજ ચ્હીડવાઇ તે લોકો ઉપર ગુસ્સે થયા.

ખડ્ગપુર શહેરમાં કદી ન બને એવી અતર્ક્ય, કોઈની પણ વિચાર શક્તિની બહારની, અગમ્ય લીલાઓ મહારાજ પોતે પોતાની મેળે કાંઈ ન કરતા છતાં પોતાની મેળે બનતી. આ’વી અનેક પ્રકારની મહારાજની લીલાનો પ્રસાર તે ભાગમાં દૂર સુધી દિવસે દિવસે એકદમ વધતો ગયાથી, બહાર ગામના પણ લોકો મહારાજને દર્શને આવવા લાગ્યા. કલકત્તા, કાશી વગેરે ઠેકાણેથી

ઘણાએ લોકો મહારાજને દર્શને આવતા હતા. અધિક મહિનો પૂરો થયો એટલે ભંડારા વગેરે કાંઇ કમી થયા એમ નહોતું. મહારાજ ખડ્ગપુરમાં હતા ત્યાં સુધી રોજના ભંડારા તથા કુમારી છોકરીઓને ન્હવરાવવાના ગુરૂવારના સમારંભ ચાલુજ રહ્યા. બીજી એક ગીતા નામની મહારણી હતી તે ખૂબ દૂર સ્ટેશનની પાસે રહેતી હતી. તે મહારાજ પાસે હજી સુધી કોઇ વખત આવી નહોતી અને મહારાજને તેણે કદી જોયા પણ નહોતા. તેને એક દિવસે વિચિત્ર દૃષ્ટાંત ( સ્વપ્ન ) થયું તે એવું કે, " મહારાજ નગ્ન સ્થિતિમાં પોતાને ઘેર આવ્યા. તેમને જોતાંજ ગીતા મહારણીને લાગ્યું કે કોઈ નાગા ઉઘાડા મહારાજ આ ગામમાં આવ્યાનું સંભળાય છે તેજ આ હશે, એમ લાગ્યાથી તે સ્હવારમાંજ સ્નાન વગેરે આટોપી, શુચિર્ભૂત થઈ, પૂજા સાહિત્ય લઇ, સ્હવારમાંજ સાત વાગે, એટલે જે વખતે પૂજા કરનારા લોકોની બહુ અવર-જવર નહોતી તેવો વખત જોઇ, તે ગીતા મહારણી આવી અને વરંડા બહાર પશ્ચિમ બાજુની ભીંતે પૂજા સાહિત્ય લઇ બેસી રહી. તે વખતે મહારાજના વરંડાને બાંધેલી સાદડી બંધ હતી, અંદર મહારાજની શૌચક્રિયા ચાલુ હતી. મહારાજનું શૌચક્રિયાનું કામ થઈ રહ્યાં પછી હંમેશના નિયમ પ્રમાણે તેઓએ પોતાને હાથે બહાર તે મેલું નાંખવાની જગ્યામાં નાંખી દીધું અને પછી મેલું નાંખવાની જગ્યામાંજ—મેદાનમાં—નગ્ન અવસ્થામાંજ કેટલોક વખત ઉભા રહી, મ્હોં વડે કાંઈ બોલતાં બોલતાં ( હોઠ પટપટાવતાં ) ચારે બાજુએ નજર નાંખ્યા કરવાની તેમની રોજની રીત હતી અને પોતાના શરીરની આજુબાજુએ ઉલટી સુલટી કેટલીક પ્રદક્ષિણા ફરી પછી પોતાની જગ્યા ઉપર થાકી ગયા હોય તેમ આવી બેસી રહેતા. મહારાજને સ્વસ્થ બેઠેલા જોઇ ગીતા મહારણી પૂજા માટે અંદર આવી. તે ગીતા મહારણી તરફ જોતાં તે મહારની કે કોઇ હલકી જાતની હશે એમ જોનારને લાગતું નહોતું. સાધારણ રીતે તે કોઇ મરાઠાની, સ્વચ્છ, ટાપ ટીપથી રહેનારી, વિનયશાળી બાઇ જેવી દેખાય તેવી દેખાતી હતી.

મહારાજ—"બાઈ, તમો કોણ? આટલાં જલદી પૂજા માટે આવ્યાં? મ્હારે હજી હાથપગ વગેરે ધોવાનાં છે." એ ઉપરથી તે બાઈ વધારે ન બોલતાં, પૂજાસાહિત્ય આગળ લાવી, માથું ઢાંકી, નીચું મ્હોં રાખી પૂજા માટે આવી બેઠી. મહારાજ નગ્ન અવસ્થામાંજ થાકી (થાકયા જેવા) અઢેલીને બેઠા હતા. તરતજ સ્વપ્નમાં જોયાં પ્રમાણે મહારાજની તે દિગંબર મૂર્તિ જોઇ તેને બહુ આનંદ થયો; તેણે ખૂબ ભકિતભાવથી પૂજા કરી અને પછી પૂજાનો નિયમજ પકડયો. પૂજામાં ખંડ પડે એટલે તે અપવાસ કરતી. મહારાજ સંધ્યા કાળે કુંડાં પાસે આવીને બેઠાં પછી હંમેશ પ્રમાણે ઑફીસો છુટયાં પછી સેંકડો લોકો દર્શને આવે અને મહારાજ કાંઈ ઉપદેશ વ્યાખ્યાન કરતા હોય તો તે વખતે પણ ગીતા મહારણીની આખા દિવસમાં પૂજા ન થઇ હોય તો સંધ્યાકાળે બધા લોકોમાં આવી પૂજા કરતી. તે વખતે મહારાજની જો લહેર ન હોય તો તેને હાંકી કહાડતા ત્યારે તે અપવાસ કરતી. સારાંશ કે તે ગીતા મહારણીની ભકિત જોઇ, તેની પૂજા તો ચાલુજ હતી પણ બીજાં ઘણા સ્ત્રી પુરૂષોએ પૂજાનો નિયમ પકડયો હતો

## પ્રકરણ ઓગણીસમું.

### ભંગીવાડમાં (ચાલુ).

વૈશાખ મહિનાના સુમારમાં મહારાજના જમણા હાથની આંગળીએ ન્હેરૂં થયું હતું, તે વખતે તેમની આંગળી બહુ દુખતી હતી. એક સરખા, "ઓબા, ઓબા," કરતા હતા. પછી કોઈ કાંઇ ઔષધ લગાડતું, તો કોઇ કાંઇ ઔષધ ચોપડતું, છતાં તે કાંઇ સારૂં થતું નહીં. એક દિવસ રાત્રે અંદર બહુજ સણકો મારવા લાગ્યો. તેથી રાત ઘણી ગઈ હતી છતાં ઉઠી મહારાજ એકલાજ ચિન્નાસ્વામીને ઘેર આવ્યા, તેમને ઉઠાડયા. ચિન્નાસ્વામી અને સુવર્ણા બેઉએ ઉઠી મહારાજે કહ્યાં પ્રમાણે પોટીસ તૈયાર કરી તેમને ખૂબ વખત શેક કર્યો. એક કલાક એ પ્રમાણે શેકી તે પોટીસ બાંધી

લીધું અને એમને એમજ પાછા આવી મુકામપર પડી રહ્યા. રોજ લોકો જુદા જુદા ઉપાયો કહ્યાં કરતા અને મહારાજ પણ જે કોઇ કાંઇ કરતું તે કરવા પણ દેતા. ડૅાકટર વગેરે બધાના ઉપાયો થયા. એમ થતાં થતાં પંદર દિવસ ત્રણ અઠવાડીઆં વહી ગયાં પણ કાંઇ સારૂં થયું નહીં. રોજ ભંડારા ચાલુજ હતા. મહારાજને આટલું દર્દ હતું છતાં ભંડારાનું અન્ન મહારાજ ડાબે હાથે વહેંચતા. ભંડારાનું અન્ન વહેંચતાં વહેંચતાં ગમ્મત ખાતર "**अहं हि सर्व यज्ञानां**" તથા "**नाहं प्रकाशः**" "**न हि ज्ञानेन सदृशं**" હંમેશ મ્હોંએ બોલતા. નહીં તો પછી કોઇ કોઇ વખત," અરેરે બાઇ હવે શું કરૂંરે" એ કાંઇ જુદાજ ગમ્મત લાગે એવા સ્વરમાં બોલી ગમ્મત કરતા. આ સાંભળી લોકોને મોજજ પડતી. એક દિવસ ત્રીજે પ્રહરે મહારાજ જે ઉઠયા તે એકદમ ગયા ગાર્ડમામીને ઘેર. બારણામાં જઈ બેસી અન્નપૂર્ણાને હાંક મારી અને કહ્યું," તારે ત્યાં લીંબુનું અથાણું છે કે? તે કહે, "હા."

મહારાજ—"તો લાવ બે ચીરી." ગાર્ડમામી અને અન્નપૂર્ણાએ મહારાજને અંદર આવવા માટે ખૂબ આગ્રહ કર્યો. પરંતુ મહારાજે કહ્યું, "હું અંદર નથી આવતો. પહેલું મ્હારે માટે અથાણું લાવ." પછી તેણીએ લીંબુનું અથાણું આણ્યું.

મહારાજ—"મ્હારી આ આંગળીને લીંબુનું અથાણું ખાવાનું મન થયું માટે હવે બાંધ બે ચીરી એની ઉપર" પછી તે પ્રમાણે અન્નપૂર્ણાએ મહારાજની આંગળીને પહેલાં જે ઔષધો લગાડ્યાં હતાં તે કટકાથી લુછી નાંખ્યાં, અને પછી તે લીંબુનું અથાણું બાંધી આપ્યું. તરતજ મહારાજ ઉઠી પોતાના મુકામ પર આવ્યા. પછી મહારાજ કોઇનો પણ ઉપાય ન કરતાં રોજ અન્નપૂર્ણાનું લીંબુનું અથાણુંજ બાંધતા. તેથી પાંચ છ દિવસમાં આંગળી સારી થઇ.

બંગાળી સ્ત્રીઓમાં બહુ ઓઝલ (પડદો) હોય છે તે કદી પણ બહાર નીકળતાં નથી. જરૂરજ હોય તો રાત્રે બહાર નીકળે છે. તે પ્રમાણે મહારાજના દર્શન માટે કેટલીક બંગાળી સ્ત્રીઓ રાત્રે આવવા લાગી. પછી પછી મહારાજ માટે ઓઝલ છોડી દઇ

દહાડે પણ આવવા લાગી. દર ગુરૂવારે કુમારી પૂજન માટે અને છોકરીઓ ન્હવરાવવા પણ આવતી. બંગાળી પુરૂષોમાંથી તો પુષ્કળ આવતાજ હતા. તેજ પ્રમાણે પંજાબી લોકો અને તેમની સ્ત્રીઓ પણ હંમેશ દર્શને આવતાં. તેમાં એક પંજાબી સ્ત્રી મહારાજની બહુજ ભક્તિ કરતી હતી. મહારાજ માટે રોજ નૈવેદ્ય અને પાંચ પાન બીડાં તે કરી લાવતી. તે બીડાં એટલે ખડ્ગપુરનાં ખાવાનાં પાન, જે વડનાં મ્હોટાં પાંદડા જેવડાં હોય છે, તે કાળા રંગનાં બહુજ ગરમ હોય છે. એવાં પાંચ પાંચ પાનનું એક એક બીડું કરી પાંચ બીડાં રોજ મહારાજને તે આણી આપતી. મહારાજ પહેલેથી કોઈ વખત પણ બીડું ખાતાજ નહોતા. પાન બીડું તો શું પણ મહારાજને કોઈ પણ પ્રકારનું બીડી તંબાકુનું પણ વ્યસન નથી. સોપારીનો એકાદો ટુકડો પણ મ્હોંમાં નાંખતા નહીં. મહારાજ તે પંજાબી બાઈને કહેતા, "આટલાં બધાં બીડાં તમો શા માટે લાવો છો? હું તો કાંઈ ખાતો નથી. અને મ્હને હરસનું દર્દ છે. તે આ બીડાંથી તો વધારે વધી જશે."

પંજાબી સ્ત્રી—"હવે હું તો લઈ આવીશું; ગમે તેને આપી દો. પણ હું તો રોજ લાવ્યાં કરીશ." પછી તે બીડાં મહારાજ કોઈને પણ આપી દેતા. તેને બે છોકરી હતી, તે છોકરીને મહારાજ આગળ બેસાડી તેમની પાસે નાનક પંથનાં ગાયન તે ગવડાવતી. તે સ્ત્રી નાનક પંથની હતી, નાનકશાહ નામના મહાસિદ્ધ પુરૂષ થઈ ગયા. તેમના રચેલા કેટલાક ઉપદેશના ગ્રંથો તે રોજ વાંચતી અને તેમાંની અનેક પ્રકારની વાતો મહારાજને કહેતી પણ હતી. મહારાજની જે અવસ્થા અને જે લીલા છે તેજ પ્રમાણે નાનકશાહના પણ ચરિત્રમાં એમની લીલા વર્ણવી છે અને નાનકશાહે પોતાના ગ્રંથોમાં પોતાની સ્થિતિનું વર્ણન કરી મૂક્યું છે. મહારાજની સ્થિતિ નાનકશાહના જેવીજ—તેમના ગ્રંથમાં વર્ણન કર્યા જેવીજ—છે તેથી તે પંજાબીબાઇની મહારાજ ઉપર બહુ ભક્તિ મ્હોટી. એક દિવસે સંધ્યાકાળે ઘણાંએ સ્ત્રી પુરૂષો દર્શન માટે ભેગાં થયાં હોઇ મહારાજ હંમેશ પ્રમાણે કચરાના કુંડાં પાસે બેઠા હતા. બધાં દર્શન લઇ બેઠાં પછી મહારાજ કાંઈક

ઉપદેશની વાતો કહેતા હતા તેમાં બધાંનું લક્ષ હતું. બોલતાં બોલતાં મહારાજે કહ્યું કે, "એક વખતે મ્હારી બેઉ આંખો આંધળી બની ગઇ હતી. પછી એક સ્ત્રીએ મ્હારી તે આંધળી આંખો કહાડી લઈ બીજી આંખો બેસાડી આપી. તે કોઈ એક મરી ગયેલાં જનાવરની હતી કે માણુસની હતી–પણુ તે કોઈની લાવી અને મ્હારી આંખોની જગ્યાપર લગાડી દીધી. હાલમાં તે જડેલી (ચ્હોડેલી) આંખો કો'ની હશે તે કો'ને ખબર? પરંતુ આ આંખોથી માણુસના જેવું કાંઈ દેખાતું નથી. હાલ આટલા બધા લોકો બેઠા છો તેમાં કેટલાક મ્હને ગધેડાં જેવા દેખાય છે, કેટલાક વાંદરા જેવા દેખાય છે અને કેટલાક દેવ જેવા દેખાય છે. કોઇ કોઇ વખત તમો લોકો આવો છો તો બધાજ ગધેડાં જેવા, કોઈ કોઈ વખત બધાજ વાંદરા જેવા અને કોઇ વખત બધાજ દેવ જેવા દેખાવછો, ત્યારે તમોજ લોકો ખરેખર તેવા હશો કે મ્હારીજ આંખો બગડી હશે; કોઇનું પણુ મ્હને લાગ્યું (વળગ્યું) તેથી મ્હને આમ વાંકુચુંકુ દેખાતું હશે. મ્હારી આંખોજ ખરાબ તેથી એમ દેખાતું હશે કે તમોજ તેવા હશો તેથી મ્હને એમ દેખાય છે એ કો'ને ખબર? તેમાંથી એકજણુ બોલ્યો, "મહારાજ, તમારી આંખો તો દિવ્યચક્ષુ છે પણુ અમેજ ગધેડા છીએ."

મહારાજ—"અરે તમારે એકલા માટે જે લાગતું હોય તે કહો. "અમે" કહી બધાનેજ ગધેડા કહ્યાથી બીજાને માઠું લાગશેને? બીજો બધા લોકો–"મહારાજ ખોટું કયાંથી લાગે? અમો તો ગધેડાજ છીએ. આપને અમો ગધેડા દેખાઇએ છીએ તેજ ખરૂં."

મહારાજ—"અરે, મ્હારા કહ્યા પ્રમાણે તમો લોકો જો ગધેડા હોવાનું કબૂલ કરી લેશો તો હું વાંદરા કહુંછું તે પણુ કબૂલ કરવું પડશે"

બધાં—"હા, અમને વાંદરા કહો તો વાંદરાજ છીએ."

મહારાજ—"તમો એ બેઉ વાત કબૂલ કરોછો તો ત્રીજી વાત, "તમો લોકો દેવ જેવા દેખાવછો," એમ જે હું કહુંછું તે

પણ તમારે કબુલ કરવું પડશે. તે ઉપરથી બધા બોલ્યા, "મહા-
રાજ, અમે દેવ શેના ?"

મહારાજ—"દેવ નથી એમ તમો કહોછો તો પછી ગધેડા, વાંદરા, પણ શેના ? ત્યારે તે પણ નહીં ? અરે તમો "ગાઢવ" (ગધેડા) છો એમ જે મ્હને દેખાય છે તેનો અર્થ તમો ખરાબ ના લેશો, તે "ઢ" ને બદલે "ધ" એટલે "ગાધવ" કહેવું. ગાધવ એટલે સાર્વભૌમ રાજા, અથવા ગાધવ એટલે સાક્ષાત્ વિષ્ણુ જેવા તમો મ્હને દેખાવછો; અને માકડ (વાંદરા) એટલે મારૂતિ (હનુમાન) કહો, અથવા રામના સૈન્યમાં જેટલાં માંકડાં હતાં તેજ તમો છો એમ કહો. મ્હેં તમને કાંઇ ખરાબ થોડુંજ કહ્યું છે ? એટલે કે ત્રણે પ્રકારે જેવા તમો મ્હને દેખાવછો તે દેવ જેવાજ દેખાવછો. આ જન્મમાં તમને તેનો અનુભવ નથી; પણ મ્હને એવું દેખાય છે તેથી આવતા જન્મમાં કોઇ સાર્વભૌમ થશો, કોઈ મારૂતિ જેવા થશો તેથીજ તો મ્હને આમ દેખાય છે. નહીંતો મ્હારી આંખો બગડી છે તેનો આ ગુણ હશે. મ્હને માણસના જેવું દેખાતું નથી તેનો એક ઉપાય છે. મ્હને હમેશ આંખે વાંકુ ચુકું દેખાય છે. માટે મ્હારી આંખમાં મરચાં વાટી ભરવાં જોઇએ. તે મરચાં પાંચ જાતના છે, એક ધોળાં, કાળાં, લાલ, લીલાં અને પીળાં એવાં પાંચે જાતનાં મરચાં વાટી, કાંઈ નહીંતો મળે તેટલી જાતના વાટી, કોઇએ મ્હારી આંખમાં ભરવાં જોઇએ. જેની ખરી ભક્તિ હશે તે આવતી કાલે મરચાં વાટી લાવી મ્હારી આંખમાં ભરશે. મ્હારી આંખ સુધરે એવી જેની ઇચ્છા હોય તેણે લાવવાં." સાંભળનારામાં પેલી પંજાબી બાઇએ પણ આ વાત સાંભળી હતી. તેથી બીજે દિવસે તે પંજાબી બાઇએ તેને જે મળ્યાં તે મરચાં વાટી તે લઇ આવી. મહારાજ મુકામપર ન હોઇ ગામ બહાર એક જાજરૂ પાસે પુલ આગળ બેઠા હતા. મહારાજને શોધતી શોધતી તે બાઇ ત્યાં આવી તે બહુ ભોળી હતી. તેણે મહારાજને મરચાં વાટી આણ્યાનું જણાવ્યું. મહારાજ—"ભર મ્હારી આંખમાં." તે પ્રમાણે તેણે તરતજ વાટી આણેલાં મરચાં મહારાજની આંખમાં ભરી દીધાં

(આંજ્યાં). ભરતાં પહેલાં, મરચાં આંખમાં આંજ્યાથી તકલીફ (દુઃખ) થશે એમ ધારી તે ભરતી નહોતી. પણ મહારાજે કહ્યું, "ત્હેં વાટી તો આણ્યાં છે. હું કહુંછું તે પ્રમાણેજ જો તું કરતી હોય તો ભરીદે મ્હારી આંખોમાં." એટલે એના ભોળા સ્વભાવ પ્રમાણે તેણે મહારાજની આંખમાં ભર્યાં. મહારાજ, "ઓ, ઓ, ઓબા." કરવા લાગ્યા. થોડે વખતે ખૂબ પાણીબાણી નીકળ્યાં પછી ધીમે ધીમે મહારાજ મુકામપર આવી પડી રહ્યા. કોઇ પૂછતું તો મહારાજ કહેતા કે પેલી પંજાબણે મ્હારી આંખમાં મરચાં ભર્યાં. પછી કોઇએ ઘી વગેરે ચોપડયું તેથી બીજે દિવસે તે (આંખો) સારી થવા લાગી.

ગામ બહાર ગામના જાજરૂનું ગંદું પાણી વહી જવાની એક મ્હોટી ગટર હતી અને તે ગટર પાસેજ સરકારી જાજરૂ હતાં. તે જાજરૂમાંથી એની મેળેજ વિષ્ટા મુત્રનાં ભેગાં થયેલાં પાણીનો બધો રગડોને રગડો વહેતો વહેતો જઇ તે મ્હોટી ગટરને મળે એવી વ્યવસ્થા કરવામાં આવી હતી. ત્યાં જમીનમાં એક બારી કરી અંદરથીજ તે રગડો વહી જવાનો નળ હોઇ બારીમાંથી તે રગડો પડવાની જગ્યા હતી તેની ઉપર બારીનું પાટીયું ઢાંકયું હતું. મહારાજે તે પાટીયું ઉઘાડી અંદર જોયું તો અંદર વિષ્ટા વહી જતી જણાઇ પછી મહારાજે તે બારી ફરી બંધ કરી દીધી અને આખો દિવસ તે બારી ઉપર બેસી રહ્યા. સંધ્યાકાળનો વખત થાય એટલે, સેંકડો લોકોનો મહારાજ મુકામપર ન હોય તો જ્યાં હોય ત્યાં જઇ દર્શન લેવાનો નિયમ હતો. ખરાબ જગ્યાએ મહારાજ હોય તો ત્યાં પણ સ્ત્રી પુરૂષો જતાં. પછી મહારાજ ગાળ દઇ તેમને હાંકી પણ મૂકતા, પરંતુ ગમે તેમ હોય તો પણ દર્શન લીધાં શિવાય લોકો રહેતા નહોતા. તે પ્રમાણે અહીં પણ લોકો દર્શન માટે આવ્યા. તેમાં કોઇ સ્ત્રીએ મહારાજની માનતા માની હતી તે માનતા પૂરી કરવા મહારાજ માટે પૂજા સાહિત્ય ત્યાંજ લઈ આવી. પછી તેણે જે પૂજા સાહિત્યમાં આણ્યું હતું તે લૂગડાં ચોળી તથા બીજું સર્વ પૂજા સાહિત્ય મહારાજને અર્પણ કર્યું.

મહારાજે તે લૂગડું લઈ તે લૂગડાંમાં પૂજાનું નાળીએર, ચોળીનો ખંડ વગેરે બાંધી તે ગાંસડી બેઠા હતા તે બારીનું પાટીઉં ઉઘાડી અંદર વિષ્ટાનો વ્હેળો વ્હેતો હતો તે નળ ઉપર મૂકી દીધી, બારીનું પાટીઉં ફરી બંધ કરી દીધું અને તે પૂજાવાળી સ્ત્રીને કહ્યું, "બાઈ, ત્હારી માનતા પૂર્ણ થઈ. ગભરાઈશ નહીં. તારૂં બધું ઠીક થઇ જશે. તારી માનતા મ્હેં જગદંબા અંબાબાઇ (અંબીકા દેવી)ને પ્હોંચાડી દીધી, કાંઈ ચિન્તા ના કરીશ. તારૂં કલ્યાણ થશે. દેવ તારૂં ભલું કરશે," મહારાજે તેને આ'વો આશીર્વાદ આપ્યો. બીજે દિવસે તે હદમાં રહેતી ભંગડીને તે લૂગડું ચોળી મળ્યાં. મહારાજનો ખાવાનો વખત થયો, અંધારૂં થવા આવ્યું, છતાં મહારાજ ત્યાંથી ઉઠયા નહીં. લક્ષ્મીબાઇ કહેવા લાગ્યાં, "ખાવાનો વખત થયો." મહારાજે કહ્યું, "અહીંજ લઇ આવો," તેથી લક્ષ્મીબાઈ, સુવર્ણા વગેરે હંમેશની આવનારી સ્ત્રીઓ મહારાજનું ખાવાનું લઈ ત્યાં આવ્યાં. ત્યાંજ મહારાજે જે ખાવું હતું તે ખાધું અને પછી ત્યાંથી રાત્રે પાછા પોતાના મુકામ પર આવ્યા.

તેવીજ રીતે એક દિવસ મહારાજ કોઇની પણ દૃષ્ટિએ પડ્યા શિવાય સ્હવારથીજ ગામ બહાર નીકળી પડ્યા અને ત્યાં મુસલમાન લોકોએ હજારો રૂપીઆ ખર્ચી એક મ્હોટી ભવ્ય મસીદ બાંધી હતી, તે મસીદમાં જઇ બેઠા. ખૂબ વખત બેઠાં પછી મસીદની પાછળ મસીદના કમ્પાઉંડમાં કોઇ દેખી ન શકે એ'વી જગ્યામાં ખૂબ કુટેલા કાચના ટુકડા બધે પડ્યા હતા તેની ઉપરજ મહારાજ પડી રહ્યા. આખો દિવસ સ્ત્રીઓએ તથા કેટલાક પુરૂષોએ મહારાજને ખોળી કહાડવા ખૂબ શોધ કરી, પરંતુ કયાંઇ પત્તો લાગ્યો નહીં. છેવટે પત્તો લાગતાં લાગતાં (એંધાણી મળતાં મળતાં) મુસલમાન લોકોએજ તેમને ખબર આપી. પુષ્કળ મુસલમાન લોકો પહેલાં મહારાજ પાસે મસીદ પાછળ એમની (મહારાજની) વાતો સાંભળતા બેઠા હતા. પછી સંધ્યાકાળે બીજા ખૂબ લોકો આવ્યા અને પછી ત્યાંજ કેટલોક વખત વાતો કરી ત્યાંજ બધાંના દર્શન થયાં એટલે

મહારાજે કહ્યું, "જાવ હવે તમો તમારે ઠેકાણે, હું પણ મ્હારા મુકામ પર જાઉં છું."

એક દિવસે મહારાજ જે લહેરમાં આવ્યા તે ખૂબ ભંગી સ્ત્રીઓ મહારાજ પાસે ભેગી થઈ હતી તેમની સાથેજ વાત કરતા બેઠા. તે સ્ત્રીઓ અને કુમારીકા પૂજન વખતે ન્હવડાવવામાં આવતી છોકરીઓ રોજ મહારાજ પાસે આવી તેમના હાથ પગ દાબતાં અને સેવા કરતાં. વાતો કહેતા બેઠા હતા ત્યારે એક ભંગીસ્ત્રીના પગમાં સાંકળાની જોડ હતી તે કઢાય ઘલાય એવી હતી તેથી તેણીએ તે પોતાના પગમાંથી કહાડી મહારાજના પગમાં ઘાલી. મહારાજ ગમ્મતમાં હસવા લાગ્યા અને બોલ્યા, "હવે તમારૂં લુગડું પહેરાવો એટલે હું સુંદર ભંગડી બનીશ." પછી ગમ્મત ગમ્મતમાં કોઈએ પોતાનું જુનું પહેરેલું લુગડું પણ આણી આપ્યું. મહારાજે ગમ્મત ખાતર તે ભંગડીનું લુગડું ગમે તેમ શરીરે વીંટાળ્યું, સ્ત્રી પેઠે છેડો માથાપર પણ લીધો, અને આખો દિવસ એમજ રહેવાં દીધું. દર્શન તથા પૂજા માટે કોઈ આવે એટલે મહારાજ કહેતા, "કરો મ્હારી ભંગડીની પૂજા." અને સાંકળા ઘાલેલા પગ મહારાજ તેમના આગળ ધરી કહેતા, "પડો ભંગડીને પગે." બધા તે ભંગડીના વેષમાં મહારાજ હતા તેમના પગપર માથું મૂકી દર્શન લેતા તથા પૂજા કરતા. ભંગી સ્ત્રીઓ તથા છોકરીઓ પણ બીજી બ્રાહ્મણ સ્ત્રીઓ પેઠે મહારાજની પૂજા કરવા માટે પૂજા સાહિત્ય લાવી પૂજા કરતાં; બ્રાહ્મણો પેઠે સ્નાન વગેરે કરી સ્હોળું પહેરી સ્વચ્છ પાણીનો લોટો ભરી લઈ જતાં; તેમને જોઈએ તો તે ભંગી હશે એવી કલ્પના પણ આવે નહીં! આવી રીતે કેટલીક ભંગડી તથા તેમની છોકરીઓ મહારાજ માટે ભાત ભાખરી નૈવેદ્ય લાવી ખવરાવતી પણ હતી.

મહારાજ ભંગી ચાળીમાં ગયા ત્યારથી રોજ ભંડારાનાં અન્ન, ઉપરાંત દિવસે આવતાં નૈવેદ્યનાં પુષ્કળ ભાણાં, કપડાં વગેરે ખૂબ ચીજો ભંગીને મળતી તેથી તેમને મોજ થઈ પડી હતી. તેમની છોકરીઓ તથા સ્ત્રીઓએ ત્યાં એક મ્હોટો ઝુલો

બાંધી રાખ્યો હતો. તે ઝુલા પર બેસી, મહારાજની લીલાનાં કાંઇ ગાયન બનાવ્યાં હતાં તે ગાતાં અને હીંચકા ખાતાં. ગામની કેટલીક બ્રાહ્મણની સ્ત્રીઓ લક્ષ્મીબાઈ વગેરે પણ ભેગાં થઈ મહારાજને હિંડોળાપર બેસાડી પેલી છોકરીઓ વગેરે પણ બેસતાં અને હીંચકા નાંખી ગાયન પણ ગાતાં.

એક વખતે બપોરે બે વાગ્યાને સુમારે ખૂબ વરસાદ આવ્યો. મહારાજ એકલાજ વરંડામાં બેઠા હતા અને ઉપરથી ખૂબ ગળતું હતું. તેને લીધે વરંડામાં ખૂબ પાણી ભેગું થઈ કાદવ થયો અને તેમની જગ્યા ઉપર ઘુંટણ સુધીનું પાણી થયું. એટલા વરસાદમાં મિરા દોડતી દોડતી આવી અને મિરા અને મહારાજ બેઉએ અંદર ભેગું થયેલું પાણી ઉપસી બહાર કહાડી નાંખ્યું. મહારાજને વરસાદ લાગેછે અને ઉપરથી ગળેછે એ વાતની ખબર પડી એટલે પાત્રાબાબુ, ચિન્નાસ્વામી વગેરે કેટલાક લોકો તેટલા વરસાદમાં મીણકાપડ લઈ આવ્યા અને તેમણે તે મહારાજના વરંડાની અગાશીપર બીછાવી દીધું. થોડે વખતે વરસાદ રહ્યો. મહારાજ તેમને તેમજ અંદર ભીના કાદવમાંજ ઈંટો માંડી તે ઉપર બેસી રહ્યા. ચિન્નાસ્વામી વગેરે ભક્તલોકોએ પલંગ તથા કાંઈ નહીં તો કેટલાંક પાટીઆં મહારાજને ભીનું ન લાગે તે હેતુથી સૂવા બેસવા માટે આણ્યાં પરંતુ મહારાજે તે લીધાં નહીં. વરસાદ રહી જઇ, આકાશ સ્વચ્છ થયું એટલે હંમેશ પ્રમાણે બધા લોકો સંધ્યાકાળે દર્શને આવ્યા ત્યારે મહારાજે કહ્યું, “ આજે વરસાદને લીધે જ્યાં ત્યાં ભીનું થયું છે; વધારે કોઇ રોકાશો નહીં. દર્શન લઈ જાવ સઉસઉને ઠેકાણે. ”

કોઈક—“ મહારાજ એકદમ વરસાદ ખૂબ તૂટી પડયો. ”

મહારાજ—“ આગળ ઉપર એક દિવસે આથી પણ વધારે વરસાદ પડશે અને તેજ દિવસે બધી જાતના માણસોનો વરસાદ અહીં વરસશે. ”

જ્યેષ્ઠ મહિનામાં દશહરા નિમિત્તે દસ દસ ચીજો, દસ દસ ફળો, તેમાંએ તે કેરીના દિવસ હોવાથી દસ દસ કેરીઓ,

પુષ્કળ લોકો મહારાજને લાવી આપતા અને મહારાજ તે બધાંને વહેંચી દેતા. ગાર્ડમામા તથા મામી મહારાજ કેરી ખાય એ હેતુથી ઉત્તમ ઉત્તમ કેરીઓ લઇ આવતાં. તેમના આગ્રહને વશ થઈ મહારાજ એક બે ચીરીઓ લેતા પણ હતા. પછી જેઠ સુદ પૂનમ આવી. તે વટસાવિત્રીને દિવસે મહારાજનેજ વટવૃક્ષ ( વડનું ઝાડ ) સમજી બધી બ્રાહ્મણની તેમજ બીજી જાતની સ્ત્રીઓ વટસાવિત્રીની પૂજા માટે બધું પૂજાસાહિત્ય લઈ આવ્યાં અને બધાંએ, " **वटमूल ब्रह्मासावित्री देवताभ्यो नमः** " એમ કહી મહારાજના ચરણુનીજ યથાવિધિ ( વિધી પ્રમાણે ) પૂજા કરી તથા મ્હોટો સમારંભ કરી મહારાજ સામે વટસાવિત્રીનાં ગાયનો ( ગાણાં ) વગેરે ગાઇ આનંદ કર્યો. તે દિવસે પણ ખૂબ કેરી આવી હતી તે બધાંને વહેંચી દીધી.

એક વખત રાવસાહેબ વિનાયકરાવ શિંગવેકરના ભાઇ શ્રીધરપંથ માંદા પડયા. ડૉકટરના કહ્યાંથી તેમને હવાફેરે બહાર ગામ લઈ ગયા હતા. મહારાજે તેને, " ઠેકાણું છોડી બહારગામ ના જશો, " એમ કહ્યું પણ હતું. પરંતુ તે ગયાજ. થોડાજ દિવસમાં ખૂબજ પ્રકૃતિ બગડી ગયાથી તેમને ઘેર પાછા લાવ્યા. પછી તેમની માંદગી વધારેજ વધવા લાગી. ત્યારપછી કેટલેક દિવસે શ્રીધરપંથે મહારાજના દર્શન માટે તીવ્ર ઇચ્છા દર્શાવી તેની હઠજ પકડી તે ઉપરથી તેની સ્ત્રી આનંદીબાઇ તથા રાવસાહેબે, શ્રીધરપંથથી ઉઠાતું બેસાતું નથી તેથી તે આવી શકે એમ નથી માટે મહારાજને શ્રીધરપંથને દર્શન આપવા તેમને ઘેર આવવાની વિનંતી કરી. મહારાજ—" ઠીક છે. આવીશ મ્હને હવે બોલાવવાનું કાંઇ કારણ નથી. મ્હારા ધોરણ પ્રમાણે હું આવીશ. અને તેમને કહેજો કે હું તેના ઉશીકાં તથા પગ આગળ બેઠોજ છું. " એક બે દિવસ ગયા. મહારાજ હજી આવતા નથી એ જોઈ શ્રીધરપંથે ફરી, " મહારાજને લઈ આવો, " એમ સૂચવ્યું. તે પ્રમાણે ફરી બોલાવવા આવ્યા. મહારાજે કહ્યું, " આજના આખા દિવસમાં હું ગમે ત્યારે આવુંછું એમ એને કહો અને તમારાં માથાં

તથા પગ આગળ બેઠોછું એમ પણ કહેજો." આજે આખા દિવસમાં મહારાજ ગમે ત્યારે આવશે એવી જાણ થવાથી, હમણાં આવશે, હમણાં આવશે, એમ કરતા કરતા શ્રીધરપંથ એક સરખી રાહ જોતા મહારાજ તરફજ આંખો રાખી પડયા રહ્યા હતા. મહારાજ તરફજ એક સરખું લક્ષ હોવાથી પાસે પોતાનાં પત્ની છોકરાં આવેલાંની પણ તેમને ખબર પડતી નહોતી. કોઇ બળજબરી કરી તેમની સાથે બોલવા માંડે તો, "મ્હારી સાથે કોઇએ બોલવું નહીં. મહારાજનાં સ્મરણમાં તેમનાજ ધ્યાસમાં તેઓ કયારે આવશે એવી રીતે હું એમની વાટ જોઉંછું તેથી મ્હારી પાસે તમારાં કોઇની જરૂર નથી અને તમારો મ્હારો કાંઈ સંબંધ નથી. તમે લોકો બેઇમાન (જુઠાં) છો. મહારાજને લઇ આવો કહુંછું તો તેમને લાવતાં નથી. નહીં તો મ્હને ત્યાં લઇ જાવ. હવે દહાડો વીતી સંધ્યાકાળ થવા આવી. મહારાજ હજી આવતા નથી. તેમને લઈ આવો નહીં તો મ્હને ત્યાં લઇ જાવ, એમાંનું જો તમો (કાંઈ) નહીં કરો તો તમો કોઇ મ્હારાં નથી અને મ્હને તમારાં બધાંનો કંટાળો આવ્યો છે. કોઇએજ મ્હારા આગળ ફરકવું નહીં." રાતે સાત આઠ વાગી ગયા તો-પણ મહારાજ આવ્યા નહીં, તેથી શ્રીધરપંથે રાત્રેજ મહારાજને લઈ આવો, નહીંતો મ્હારો ખાટલો ઉંચકીનેજ ત્યાં લઈ જાવ એમ કહ્યું તેથી રાતે નવ દસ વાગે આનંદીબાઈએ મહારાજને વિનંતી કરી.

મહારાજ—"એ આનંદીબાઈ, તેમને કહો કે આજે મ્હને વખત મળ્યો નથી. કાલે સ્હવારમાંજ નહીં તો સંધ્યાકાળ સુધીમાં હું જરૂર આવું છું. અને આ પવન તથા ઠંડીમાં એમને અહીં ના લાવતાં. એમને કહેજો કે, "હું તમારા માથાં તથા પગ આગળજ તો છું. હજી હું તમને કેમ દેખાતો નથી?"

મહારાજનો એ સંદેશો પહોંચ્યો એટલે, સ્હવારમાંજ મહારાજ આવશે તેથી રાત કયારે પૂરી થાય અને સ્હવાર કયારે થાય એમ મહારાજના ધ્યાસમાં સ્હવારનાજ વાટ

જોતા બેઠા. જેમ જેમ સ્હવારનો વખત પાસે આવતો ગયો તેમ તેમ હમણાં મહારાજ આવશે હમણાં મહારાજ આવશે એનુંજ જીવને એક સરખું ચિન્તન થયાં કર્યું. પણ સ્હવાર થઇ ખૂબ વખત નીકળી ગયો તોએ મહારાજ આવ્યા નહીં તેથી શ્રીધરપંતે ફરી મહારાજને બોલાવવા મોકલ્યા. મહારાજે કહ્યું, "તેમને કહો કે હું કાલ રાત્રે આવ્યો હતો પણ બારણાં બંધ જોયાં, તમારી આંખો મળી હશે, શા માટે ઉઠાડવા, એમ ધારી હું પાછો ગયો. હવે થોડાજ વખતમાં હું આવું છું એમ કહો." તે પ્રમાણે શ્રીધરપંતે કહ્યું કે મહારાજ રાતે આવી ગયા અને હવે થોડા વખતમાંજ આવવાના છે એટલે તે સાંભળી તેમને ખૂબ આનંદ થયો અને હવે થોડા વખતમાંજ આપણને મહારાજનાં દર્શન થશે એનો એક સરખો ધ્યાસ કરતા બેઠા. મહારાજની કરણી અગાધ, તેમની લીલાનું કોણ વર્ણન કરી શકે? મહારાજ રોજ આવુંછું આવુંછું કહે છે પણ આવતા નથી, એનો વર્મ કોઇના ધ્યાનમાં આવ્યો નહીં, એનું રહસ્ય કોઇને ન સમજાયું. જેમને ઘેર જઇ મહારાજ અન્ન ગ્રહણ કરતા હતા તેમનાજ બંધુના આત્માને શું ફરી જન્મ મરણના ફેરામાં નાંખે? શ્રીધરપંતનું ભવિષ્ય ઘણાએ દિવસ પહેલાંજ સમજાઈ ગયું હતું તેથી તેમની આખરની વખતે તેમને આત્મસ્વરૂપમાં મેળવી લેવા માટેજ મહારાજના ધ્યાસમાંજ શ્રીધરપંતને આખર સુધી રાખવાના હતા, માટે તે ધ્યાસ વધે એ સબબસર આજે આવુંછું એમ કહી મહારાજ છેતરતા હતા. છેવટ મહારાજ, થોડો વખત થઇ ગયો તોપણ આવતા નથી, એ જોઇ નવ દસ વાગે ફરી બોલાવવા મોકલ્યું. પછી મહારાજે બોલાવવા આવનારને કહ્યું કે, "જાવ તમે, હું આવ્યોજ તમારી પાછળ." એમ કહ્યાથી બોલાવવા આવેલ માણસ પાછા ગયા અને શ્રીધરપંતને તે પ્રમાણે કહ્યું કે મ્હારી પાછળજ મહારાજ આવે છે. પછી શ્રીધરપંત, મહારાજ આવ્યા, આવ્યા એવોજ ધ્યાસ ધરવા લાગ્યા. તોએ ખૂબ વખત નીકળી ગયો છતાં મહારાજને ન આવેલા જોઈ ફરી કહ્યું કે, "જાવ તેમને લઇ આવો. તેમને કહો કે તમારે માટે મ્હારો

જીવ ગભરાઇ રહ્યો છે." ફરી મહારાજને ત્યાં બોલાવવા આવ્યા (નિમંત્રણ આવ્યું) અને કહેવડાવ્યા પ્રમાણે મહારાજને કહ્યું. એટલે મહારાજ તરતજ ઉઠ્યા અને, "ચાલ, હું ત્હારી સાથેજ આવું છું, જા, જઇને કહે કે મહારાજ આવ્યા છે. દોડતો દોડતો જઈ એમ કહે, મ્હારાથી દોડાતું નથી, તેથી હું તારી પાછળજ આવ્યો એમ કહે." મહારાજ બોલાવનારની સાથેજ નીકળ્યા અને બોલાવનારાએ દોડતા જઇ કહ્યું કે, "મહારાજ અહીં આવવા નીકળ્યા છે અને તે હમણાંજ આવ્યા એમ સમજો." એમ સાંભળતાંજ તેમને જે એકદમ આનંદ થયો તે આનંદના ઉભરામાં મહારાજ ત્યાં પ્રત્યક્ષ ગયા નહોતા છતાં પણ પ્રત્યક્ષ આવ્યાનો અનુભવ શ્રીધરપંતને આવ્યો. શ્રીધરપંત બધાંને કહેવા લાગ્યા, "મહારાજ પ્રત્યક્ષ આવ્યા, બધાં દર્શન લો, હું હવે તેમની સાથે જાઉં છું." એમ પ્રત્યક્ષ આવ્યાનું કહેતાં કહેતાં, "મ્હને હવે બધે મહારાજજ દેખાય છે, જ્યાં ત્યાં મ્હને મહારાજ શિવાય કાંઇ દેખાતુંજ નથી," એમ મહારાજ વિષે બોલતાં બોલતાં મહારાજના આત્મસ્વરૂપમાં પોતાના આત્માનું ઐકયત્વ એમણે કરી લીધું. તેમનો ઉત્તરાવધિ કરવાની બાબતમાં રાવસાહેબ મહારાજને પૂછવા આવ્યા. મહારાજે કહ્યું, "તમારી લોક રીત પ્રમાણે શાસ્ત્ર પદ્ધતી પુરઃસર જે કરવું જોઇએ તે કરો. તેનાં સંબંધમાં મ્હારે જે કરવાનું હતું તે મ્હેં ચાર દિવસ પહેલાંજ કરી નાંખ્યું. તેને ઉત્તમ સદ્‌ગતિ મળી, કાંઈ ચિંતા કરશો નહીં" પછી થોડા દિવસમાંજ સંધ્યાકાળને વખતે બધાં લોકો મહારાજને દર્શને સ્હેજ આવ્યાં અને કાંઇક ઉપદેશપ્રદ ભાષણ ચાલુ હતું તેમાં શ્રીધરપંત વિષે કાંઇક બોલવું શરૂ થયું એટલે મહારાજ બોલ્યા.

**अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।**
**यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥**

"ભગવાનના આ વચન પ્રમાણેજ શ્રીધરપંતનો અંત થયો. જેમ રામનો ધ્યાસ કરતા કરતા આખરે દશરથનો અંત થઇ દશરથ રામરૂપ બની ગયા તેમ. ધ્યાસ ક'યારે લાગે, કે જ્યારે

કોઇ ચીજ આપણને જોઇતી હોય છતાં તે મળતી ન હોય અને મળવાનો સંભવ હોય તો તેનો એક સરખો ધ્યાસ શરૂ થાય છે. તે ધ્યાસમાંજ છેવટ થાય (મરણ થાય) તો તેવી ગતિ તેને મળે છે. અંતકાળ પહેલાંજ જો તે વસ્તુ મળે તો ઉપર કહ્યા પ્રમાણે તેનો ઉપયોગ થતો નથી." તેથી પરમેશ્વરબુદ્ધિથી મહારાજનો ધ્યાસ આખરસુધી શ્રીધરપંત કર્યા કરે અને તે ધ્યાસમાંજ દશરથ પેઠે તેનો અંત આવે તેથીજ "હું આવુંછું, આવું છું" એમ કહી આશા આપી મહારાજ પ્રત્યક્ષ ગયા નહીં.

રાવસાહેબ વિનાયકરાવના બીજા ભાઇ ગંગાધર મહારાજ એ અક્કલકોટના સ્વામી મહારાજના શિષ્યોમાંના બાળાપ્પા હતા તેમના શિષ્ય હતા. ગંગાધર મહારાજ અક્કલકોટમાં રહેતા હતા. અક્કલકોટથી મહારાજની કીર્તિ સાંભળી તે ખડ્ગપુર દર્શને આવ્યા. તે શિષ્ય થયા ત્યારથી ભોજન વગેરે અન્ન લેતા નહોતા પણ દુધ, કેળાં વગેરે લઈ અપવાસ કરતા. મહારાજને દર્શને આવ્યા પછી મહારાજ એ સાક્ષાત્ દત્તના અવતાર અક્કલકોટના સ્વામીજ અવતર્યા છે એવી એમની પૂરેપૂરી ખાત્રી થયાથી એમણે મહારાજને શિર સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને ત્યાં રહ્યા તે દરમ્યાન યથાસાંગ મહારાજની પૂજા વગેરે કરતા હતા. રાવસાહેબે મહારાજ પ્રીત્યર્થ બે મ્હોટા મ્હોટા ભંડારા કર્યા ત્યારે ગંગાધર મહારાજ આગળ પડી મહારાજની સેવા કરતા. ભંડારાનું અન્ન વહેંચ્યાં પછી બધા બ્રાહ્મણોએ (શેષ) અન્નનો પ્રસાદ મહારાજે કહ્યાથી લીધો. તેવીજ રીતે મહારાજે ગંગાધર મહારાજને પણ કહ્યું. ગંગાધર મહારાજે પોતે રોજ અપવાસ કરે છે, હવે આ ભંગીની ચાળીમાં અન્નગ્રહણ કેમ કરાય, વગેરે કોઇપણ પ્રકારની કલ્પના ન ઉઠાવતાં, મહારાજ એ સાક્ષાત્ દત્ત અવધૂત છે અને અન્ન લેવાની તેમનીજ આજ્ઞા છે એમ સમજી તેમણે પણ ત્યાં અન્નવાળાં ભોજનનો પ્રસાદ લીધો. મહારાજ હંમેશ બધાને કહેતા કે, "તમો બ્રાહ્મણ લોક છો. તમો સઉસઉના ધર્મ પ્રમાણે જરૂર ચાલ્યાં કરો. સ્વધર્મ પ્રમાણે આચરણ

કરવાથીજ પરમેશ્વરની પ્રાપ્તિ થાય છે. અધર્મ અથવા વિરૂદ્ધ આચરણથી તે થતી નથી. અદ્વૈત અવસ્થાની જરૂર છે પરંતુ તે અદ્વૈત અવસ્થા સ્વધર્માચરણ શિવાય મળતી નથી, અહીં આ ભંગીની ચાળીમાં તમો કર્મઠ, ધર્મ પ્રમાણે ચાલનારા એ'વા બ્રાહ્મણ હો તોપણ મ્હારે લીધે અહીં ધર્મ વિરૂદ્ધ ચાલવાનો અને આ અપવિત્ર જગ્યામાં ખાવાપીવાનો પ્રસંગ આવ્યો તેથી તમો લોકો ભ્રષ્ટ થયા અને તમને મહાદોષ લાગ્યો એમ સમજશો નહીં, કારણ એ બધું તમો મ્હારી આજ્ઞા તરીકે કરો છો અને મ્હને તમો પૂર્ણ પરબ્રહ્મ સચ્ચિદાનંદ સદ્‌ગુરૂ દત્ત અવતાર સમજો છો તેથી તમને કોઈપણ પ્રકારે દોષ લાગતો નથી એટલુંજ નહીં, પણ ખૂબ મ્હોટો ફાયદો થઈ રહ્યો છે. જોકે એમ કરવાને હું તમને પ્રત્યક્ષ હુકમ કરતો નથી પણ તમારૂં ખરૂં કલ્યાણ કરનાર જે અદૃષ્ટ પરમાત્મા છે તેજ તમારી પાસે મ્હને નિમિત્ત બનાવી તે કરાવી લે છે. એટલે એમાં તમારો એટલો તો મ્હોટો ફાયદો થઇ રહ્યો છે કે પરમાત્મા મ્હને નિમિત્ત બનાવી તમારામાં અદ્વૈતનું બીજારોપણ કરે છે. એ કદી પણ ફોગટ જશે નહીં. જન્મમરણના ફેરામાંથી મુક્ત થઈ અખંડ સુખમાં જવા માટે અદ્વૈતની જરૂર છે. માટે તે અનુભવ જો આ જન્મમાં નહીં આવે તો તે આવતા જન્મમાં આવશે. આવતા જન્મમાં જે જે થવાનું હોય છે તેની તૈયારી આ જન્મમાં કરવામાં આવે છે. અખંડ સુખના અનુભવ માટે અનેક જન્મોથી તમો તમારા ધર્મ પ્રમાણે આચરણ કરતા કરતા આવો એજ એની મુખ્ય તૈયારી. પરંતુ તે સ્વધર્માચરણની તૈયારી વડે સત્પુરૂષદ્વારા અદ્વૈતનું બીજા રોપણ કરી લેવું પડે છે અને પહેલાં તમો ઘણાએ જન્મોથી સ્વધર્મ પ્રમાણે આચરણ કરતાજ આવ્યા છો તેથીજ તમને સદ્‌ગુરૂનો મેળાપ થઇ અદ્વૈત બીજારોપણનો વખત આવ્યો. ક્યાંઈ એવું એક વાકય સાંભળવામાં આવ્યું છે:—

" आदौ [illegible]मवर्णिताः क्रियाः
कृत्वा समासा[illegible]ते शुद्ध मानसः।

समाप्य तत्पूर्वमुपात्तसाधनः
समाश्रयेत्सद्गुरुमात्मलब्धये ॥

આ શ્લોકનો ભાવાર્થ પણ એવોજ છે કે પહેલાં જન્મો-જન્મ વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે યથાશાસ્ત્ર રીતસર ચાલી, શુદ્ધ અંતઃકરણ થઇ ધર્માચરણનું જે પુણ્યરૂપી સાધન બને તે સાધન સહિત આત્માનંદની પ્રાપ્તિ માટે એટલેજ અદ્વૈતાનંદ માટે સદ્‌ગુરૂ પાસે જવું. આત્મપ્રાપ્તિ એટલે આખા જગત્ અને જગત્‌ની બહાર જે આત્મા છે તે અને આપણા આત્મામાં કાંઇ ભેદાભેદ જ્યારે રહેતો નથી તેજ વખતે અદ્વૈત અવસ્થા અને ખરા આત્માનંદની પ્રાપ્તિ થાય છે. તેથી તમો લોકોને અહીં—તમોએ જાણી જોઇ તે પ્રસંગ આણ્યો નથી અને હું પણ કાંઇ જોરજુલમથી કરાવતો નથી—એની મેળેજ સ્વયં કાંઈપણ પ્રયત્ન શિવાય અદ્વૈતનું બીજારોપણ થઇ રહ્યું છે, એટલા પરથીજ તમારી સ્વધર્મ આચરણની બાજુ પાછળના જન્મથીજ પૂરી થતી આવેલી હોવી જોઇએ. પરંતુ આટલું લક્ષમાં રાખો કે મ્હારી સામે આ ભંગીની ચાળીમાં જો મ્હારા નિમિત્તથી ધર્મવિરૂદ્ધ વર્તન થાય છે તો તેની કાંઈ હરકત નથી. પરંતુ મ્હારી નજર બહાર તમારે ઘેર જો ધર્મવિરૂદ્ધ આવી ભ્રષ્ટ રીતે ચાલશો તો તે માટે હું જવાબદાર નથી, તમો કહેશો મહારાજ આગળ અમે ફાવે તે પ્રમાણે ભ્રષ્ટ પ્રકારે ચાલ્યા તો હવે ઘરમાં એવીજ ભ્રષ્ટ રીતે ચાલવામાં શી હરકત છે? તો એમ નહીં ચાલે. પૂર્ણ અદ્વૈતનો અનુભવ આવે ત્યાં સુધી અને સદ્‌ગુરૂ કૃપા પૂર્ણ (પૂરેપૂરી) થાય ત્યાં સુધી આપણે આપણું ધર્માચરણ કદી પણ છોડવું નહીં. સદ્‌ગુરૂ મારફતે તેમની આજ્ઞા જેટલુંજ વિરૂદ્ધ ચાલવાનો વખત આવે તેટલુંજ વિરૂદ્ધ ચાલવું. પરંતુ તેમની આજ્ઞા ભંગ ન કરવી, તેથી મ્હારી સામે જે થાય છે તે ઉત્તમજ છે. પરંતુ ઘેર કાંઈ એમ ના કરશો. તમારા ધર્મ પ્રમાણેજ ચાલજો નહીં તો.

**विपरीत करणी होय जरी । विपरीत भरणी तशीच ती होय ॥**
**परी जी सद्विपरीतता सद्गुरु कृपेविना न ती होय**

તમો વિપરીત (ઉલટા) ચાલશો તો તેજ પ્રમાણે તમારે વિપરીત ભોગવવું પડશે. પરંતુ જે વિપરીતતા (ઉલટાપણા) વડે સત્ સુખની પ્રાપ્તિ થાય છે તે સદ્વિપરીતતા સદ્ગુરૂ કૃપા વગર થતી નથી. તમારાથી અહીં જે વિપરીત થઈ રહ્યું છે એજ વિપરીતને સદ્વિપરીત જાણો. આ સદ્વિપરીત એટલેજ તમારી ઉપર સદ્ગુરૂ કૃપાજ છે એમ સમજો.

એક દિવસે તેજ ગંગાધર મહારાજ, જે વખતે મહારાજને દર્શને જવાનો વખત નહોતો તે વખતે આવ્યા તેથી મહારાજે કહ્યું, "આવ્યા, તો દર્શન લો અને જાવ; હાલ થોભતા નહીં." ગંગાધર મહારાજે દર્શન કર્યાં પણ "જા" કહ્યું છતાં જાય નહીં. મહારાજે પુષ્કળ રીતે મીઠું બોલી કહ્યું તોપણ ન જાય. થોડા ગુસ્સે થઇ કહેવા માંડયું. તોએ જાય નહીં. પછી એક થપ્પડ મારી અને વરંડા બહાર કહાડ્યા તોપણ તે જાય નહીં. છેવટે મહારાજ લાકડું લઇ તેના શરીરપર ધસ્યા તોપણ ન જાય. આખર ફાવે તેવી ગાળો દઇ તે લાકડાંએ ખૂબ માર્યા તો એ ન જાય, છેવટ મહારાજે કહ્યું, "આટલા માર્યા છતાં જતા નથી તો હવે અહીં બેસી તો રહો." એમ કહેતાંજ તે બેસી રહ્યા. મહારાજ—"હવે અહીંથી હાલતો (જતો) નહીં. હું કહું ત્યારે ઉઠજે." એમ કહ્યાથી તે બેસી રહ્યા અને મહારાજ કયાંઇ (ફાવે ત્યાં) ફરવા ગયા અને થોડા વખતમાં પાછા આવ્યા. આવીને જુએ છે તો તે ઉઠી ગયેલા. લોકોએ આખરે તેમને કહ્યું કે, "મહારાજે તમને બેસી રહેવા કહ્યું હતું છતાં તમો શા માટે ઉઠ્યા ? એક તો તમારે એમણે "જા" કહ્યું ત્યારે જતા રહેવું હતું, નહીં તો બેસ કહ્યું ત્યારે, "ઉઠ" કહે ત્યાં સુધી બેસી રહેવું હતું. તમારી ઉપર આજે મહારાજની પૂર્ણ કૃપા થવાનો વખત આવ્યો હતો. તમોએ હાથમાં આવેલું ફળ ગુમાવ્યું. "વગેરે કહી લોકોએ ગંગાધર મહારાજને દોષ દીધો (ઠપકો આપ્યો) મહારાજે પણ કહ્યું, "એટાને સરસ મળતું હતું પણ તેણે પોતાને હાથે તે ખોયું."

સુમારે વીસ બાવીસ વર્ષનો એક ભણેલો બ્રાહ્મણનો છોકરો હતો. તેને નોકરી ચાકરીનો પ્રયત્ન કરવા છતાં મળતી નહોતી. ચાર પાંચ વાગ્યાને સુમારે તે મહારાજ પાસે આવ્યો. તેના પગમાં બૂટ સ્ટૉકિંગ શરીર પર રીત પ્રમાણે કોટ વગેરે કપડાં અને માથા પર ટોપી હોઇ મહારાજના દર્શન માટે તે દૂર ઉભા રહી પગમાંથી બૂટ કહાડતો હતો.

મહારજ—"બૂટ કહાડ્યાં વગર એમને એમજ આવ મ્હારે પગે પડવા. તે—"હું બૂટ સાથે કે'વી રીતે આવું?" તેને ધાક લાગ્યો કે રખેને મહારાજ મારશે તો નહીં?"

મહારાજ—"બ્હી નહીં. હું તને બૂટ સહિત બોલાવું છું માટે એમજ આવ." બીજાં ખૂબ સ્ત્રી પુરૂષો બેઠાં હતાં. પછી મહારાજે તેને બૂટ સાથે બોલાવ્યાથી તે અંદર ગયો. પગપર માથું મૂકી નમસ્કાર કર્યા એટલે મહારાજ કહે છે, "મ્હારી સામેજ બેસ." તે મહારાજ પાસે બેઠો એટલે મહારાજ તેની સાથે લહેરમાં કાંઇ વિનોદ કરતા કરતા બોલ્યા, "તારૂં ભલું થશે. હું માગું તે આપીશ કે?"

તે—"હા"

મહારાજ—"તારા પગના બૂટ આપશે કે?"

તેને અને બીજા લોકોને ધાસ્તી લાગી કે એના પગના બૂટ લઇ એનેજ ટીપેરશે (ઠોકશે) પરંતુ તેવું કાંઈ કર્યું નહીં. મહારાજે બૂટ માંગ્યા કે એણે તરતજ બૂટ કહાડી આપ્યાં. મહારાજે તે બૂટ હાથમાં લઇ ટાળ (કરતાલ) વગાડે તેમ એકપર એક ઠોકી વગાડતાં વગાડતાં, "વિઠ્ઠલ વિઠ્ઠલ રામકૃષ્ણ હરી" એમ બોલતા બેઠા.

મહારાજ—"જો, ત્હારા બૂટનો કેટલો મ્હોટો અધિકાર કે હું તેની કરતાલ બનાવી રામકૃષ્ણ હરી કહેતો બેઠો; ત્યારે આ બૂટ મ્હને આપી દે છે કે?"

તે—"લ્યો મહારાજ."

મહારાજ—“ ફક્ત બુટ લઇ શું કરૂં ? ત્હારા પગમાં જે મોજાં છે તે આપને ? ”

તેણે મોજાં પણ કહાડી આપ્યાં.

મહારાજ—“ ફક્ત બૂટ પહેરી હું ઉઘાડો કેવી રીતે ફરૂં ? તારા શરીર પરનાં કપડાં આપને ? ”

તેણે તરતજ શરીરપરનો કોટ કહાડ્યો અને જેકીટ ખમીસ બધાં શરીરપરનાં કપડાં કહાડી મહારાજને આપ્યાં.

મહારાજ—“ હવે આટલી ટોપીજ શા માટે રાખે છે રે ? તેથી તેણે ટોપી પણ કહાડી આપી. હવે ફક્ત પહેરેલાં ધોતીઆં શિવાય તેની પાસે બીજું કાંઇ નહોતું. મહારાજ—“ હવે એટલું ધોતીઉં રહ્યું તે રહેવા દે. ”

તે—“ મહારાજ, કહો તો ધોતીઉં પણ કહાડી આપું. ”

મહારાજ—“ જવા દે હવે, બહુ થયું. ત્હારૂં ધોતીઉં લઉં તો ત્હારે પહેરવાને બીજું કાંઇ નથી. મ્હારી પેઠે ઉઘાડો બંબ નાગો બની તને ઘેર જતો જોઈ લોક હસશે ને ? ”

બધી સ્ત્રીઓ હસવા લાગી અને તે પણ હસવા લાગ્યો.

મહારાજ—“ જો, તેં હજી ધોતીઉં કહાડ્યું નથી તોએ લોકો હસેછે તો કહાડીને તું નાગો નાઓજ ગામમાં જાય તો લોકો કેટલું હસે ? માટે હવે ધોતીઉં ફક્ત પહેરેલું રહેવા દે અને જા હવે. મ્હેં તારાં બધાં કપડાં કહાડી લીધાં તેથી ખોટું લગાડીશ નહીં. તને પરમેશ્વર સરસ સરસ બીજાં નવાં કપડાં આપશે. તે દર્શન લઇ એમને એમજ ઉઘાડો ગયો. તેનાં લીધેલાં બધાં કપડાં અને બૂટ મહારાજે એક ભંગીને આપી દીધાં. તેનું કાંઈ પાપ હશે તે મહારાજે કહાડી લીધું. ક’યા પ્રકારે મહારાજ કે’વી કે’વી લીલા કરી કો’નું કો’નું કે’વી કેવી રીતે પાપહરણ કરતા હતા તેની કોઇને કલ્પના નહોતી. મહારાજ જે જે કાંઈ કરતા હતા તે સારૂં હોય કે માઠું પણ તે બધી લીલા આખા જગતના કલ્યાણ માટેજ હતી. જેનાં કપડાં કહાડી લીધાં તેના દોષોનું હરણ થતાંજ સંભવનીય નહતું છતાં એકાએકજ તેનું લગ્ન

થયું અને મહારાજના કહ્યા પ્રમાણે ધોતીઉં, શરીરપરનાં કપડાં વગેરે સાસરા તરફથી નવાં નવાં ખુબ કિંમતનાં મળ્યાં અને સારી નોકરી પણ મળી.

એક દિવસે એક ગૃહસ્થ કાશીથી મહારાજને ગંગાના પાણીનું સ્નાન કરાવવાના હેતુથી ગંગાજળ લઈ આવ્યા અને માથાંથી તે પગ સુધી ગંગાજળ રેડવા દેવા માટે મહારાજને વિનંતી કરી. મહારાજે કહ્યું, "ગંગા એ પાપી જનોને પવિત્ર કરે છે અને પાપી લોકો તેનાથી પવિત્ર થાય છે. માટે તમો મ્હારા શરીર પર નાંખવા માટે ગંગાજલ લાવ્યા છો તેથી તમારો તો મ્હોટો ઉપકાર થયો છે. કારણ હું તો મહા પાપી છું. પરંતુ મ્હારે કહેવું પડે છે કે મ્હારાં પાપો એટલાં બધાં છે કે કોઈ પણ પવિત્ર કરનારી ગંગા જેવી નદીઓથી મ્હારાં પાપો ધોવાવાં શકય નથી. માટે વિનાકારણ બિચારી તે ગંગાને શું કામ ત્રાસ આપવો? તમો લોકોનાં પાપો ગંગાવડે સહેજમાં ધોવાઈ જાય છે, કારણ તમારાં પુણ્ય પુષ્કળ અને પાપ થોડાં. તેથી ગંગાનો ઉપયોગ તમો લોકો કરો તેજ ઉત્તમ. વિષ્ટા ઉપર અત્તર નાંખવાથી વિષ્ટાનું વિષ્ટાપણું જેમ જતું નથી તેમ મ્હારી પર ગંગા નાંખી મ્હારાં પાપો કોઇ પણ પ્રકારે કમી થાય એ શકય નથી. હું કેવળ પાપ મૂર્તિજ તો છું." આ'વી રીતે મહારાજે પોતાના શરીર પર ગંગા ન નાંખવા માટે અનેક રીતે કહ્યું પણ પેલા ગૃહસ્થ મહારાજના શરીર પર ગંગા નાંખવાનો આગ્રહ કાંઈ છોડે નહીં. છેવટે મહારાજે શાંતિથી કહ્યું કે હવે ત્હારા મનમાંજ છે તો નાંખ પરંતુ આ તમારી ગંગા રેડ્યાં પછી મ્હારી બીજી ગંગા છે. તે ગંગામાં મ્હારે ન્હાવું પડશે. તમો લોકોની ગંગા કાશીમાંજ છે. પણ મ્હારી ગંગા ફાવે ત્યાં છે. પાયખાનાં (જાજરૂ) માંથી વહેતું આવે તે અને ગામમાંનું ગંદું વહી આવે છે તે ગટરનું પાણી તે મ્હારી ગંગા. તમો આ કાશીની ગંગા મ્હારા શરીરપર નાંખો કે મ્હારે મ્હારી ગંગાનું પાણી મ્હારા શરીર પર રેડવું પડશે તો તમોએ રેડેલી ગંગાનું શું રહ્યું? છતાં તે કાંઈ સાંભળે નહીં. આખરે મહારાજનાં શરીર પર તે ગંગાજળ ઢાલવ્યું. અર્ધોક લોટો મહારાજના શરીર

પર રેડી બાકી રહેલું ગંગાજળ બધાં બેઠાં હતાં તેમના હાથમાં તીર્થ તરીકે સ્રી પુરૂષોને આપ્યું તે વખતે એ'વો ચમત્કાર થયો કે મહારાજના શરીરપર રેડતી વખતે બધાં શુદ્ધ સ્વચ્છ ગંગાજળ જોતાંજ હતાં અને તેજ લોટામાંનું ગંગાજળ બધાંના હાથપર રેડતી વખતે ગંદાં ગટરનાં પાણી જેવું બધાંને દેખાયું. મહારાજે કહ્યું, "જુઓ મ્હારી ગંગા તે ખરી. તમારી ગંગા ગઇ અને મ્હારી ગંગા એટલે ગટરનું પાણી તે તમારા લોટામાં આવ્યું. તમારી કાશીની ગંગા કરતાં પણ મ્હારી ગંગાનું માહાત્મ્ય વધારે હશે તેથી તમારા લોટામાં જે કાશીનું ગંગાજળ હતું (કાશીની ગંગા હતી) તેણે પણ મ્હારી ગંગાનું રૂપ ધારણ કરી ખાત્રી કરી આપી. હવે મ્હારી ગંગામાં જઇ મ્હારે સ્નાન કરવું જોઇએ. આ બુઆએ (ગૃહસ્થે) તો મ્હારા શરીરપર કાશીની ગંગા રેડી પણ મ્હારી ગંગા કોઇ મ્હારા શરીરપર રેડશે કે? જો કોઇ લાવીને નહીં રેડે તો હું તો આ જાઉછું મ્હારી ગંગામાં એટલે ગટરમાં સ્નાન કરવા. મ્હારા કહ્યાં પ્રમાણે મ્હારી ગટરમાંની ગંગાનું જળ લાવી તે મ્હારા શરીરપર રેડનારને પણ ખૂબ પુણ્ય થશે. એટલામાં ગાડૅમામા બોલ્યા. "મહારાજ આપની આજ્ઞા હોય તો હું ગટરમાંની ગંગાનું પાણી લઇ આવું અને આપના શરીરપર રેડું." મહારાજ—"કોઇ પણ લાવો. પરંતુ મ્હારી ગંગાવડે મ્હારે સ્નાન કરવું જોઇએ." તરતજ ગાડૅમામાએ એક હાંડો લીધો અને બીજા બે ત્રણ જણા તથા મેનાબાઇ વગેરે કોઇ સ્રીએ ગાગર તો કોઇકે હાંડો લઇ તદ્દન ગંધાતું જાજરૂમાંથી વહી આવતું પાણી અને રેલ્વેના કામમાંનું તેલવાળું ચીકણું પાણી બધાંએ વહી જતી મ્હોટી ગટરમાંથી સાત આઠ હાંડા ગાગરો ભરી આણ્યું. મહારાજ વરંડામાં બહાર એક ઈંટ ઉપર નાગા ઉઘાડા બેઠા અને બધાના દેખતાંજ ગાડૅમામા વગેરેએ મહારાજના શરીર ઉપર માથાં ઉપરથી જેટલું પાણી આણ્યું હતું તે રેડયું. મહારાજે તે પાણીનો કોગળો કર્યો અને તે પાણી પીધું પણ મ્હોંમાં પાણી લેતાં તે બોલ્યા, "કેવું સરસ પાણી લાગ્યું? અને કેટલું સ્વચ્છ છે? આ ગંગાની સ્વ-

સ્વચ્છતાનો તથા પવિત્રતાનો તમને ખ્યાલ નથી. આ ખરેખરૂં વિષ્ણુ પાદોદક તીર્થ (વિષ્ણુ ચરણનું તીર્થ) વા શંકરના માથાંપરની સાક્ષાત્ ગંગા" એમ મહારાજ બોલે છે એટલે બધા લોકોનાં દેખતાંજ હાંડામાનું ગંદુ પાણી મહારાજના માથાં પર પડતું ત્યાં સુધી ગંદુ દેખાતું. પણ માથાં ઉપરથી ઉતરવા લાગે (નીચે પડવા લાગે) કે ખરેખરજ અતિ સ્વચ્છ ગંગાના પાણી કરતાં પણ સ્વચ્છ તે નીચે પડતું પાણી બધાને દેખાયું. પછી સર્વ સ્ત્રી પુરૂષોએ મહારાજના શરીર પરથી નીચે પડતું તે ગંગા કરતાં પવિત્ર અને અમૃત જેવું મધુર પાણી તીર્થ (પવિત્ર જલ) તરીકે પીધું. આ કેવી આશ્ચર્યની વાત અને કે'વો અઘટિત ચમત્કાર! એટલે કે ગંગા એ ગટરનું પાણી બની અને ગટરનું પાણી સાક્ષાત્ (ખરેખરી) ગંગા બની એવી આ મહા-રાજની અલૌકિક લીલાઓ કયાં સુધી વર્ણવવી? તે ખડ્ગપુરના ભંગીઓની ચાળી એટલે વૈકુંઠ વા કૈલાસજ છે એમ બધા લોકોના મુખમાંથી ઉદ્ગાર નીકળવા લાગ્યા. એક દિવસે મહારાજે કહ્યું હતું કે, "આ ખડ્ગપુર, અને તેમાં આ ભંગીની ચાળી એ મ્હોટી પુણ્યભૂમિ છે. ઘણા (અનેક) સેંકડો વર્ષ પહેલાં અહીં પાસેજ કાશી અને ગંગા હતાં તેથી આ જગ્યામાં મ્હોટા મ્હોટા તપસ્વી ઋષિઓ તપશ્ચર્યા કરતા હતા. સેંકડો વર્ષ પહેલાં આ ઘોર અરણ્ય હતું, તેના પુરાવા તરીકે હજી પણ આ ભાગમાં બધું જંગલ રાન દેખાઇ આવે છે. આ ખડ્ગપુરની નવી વસ્તી થઇ ત્યારે બધું રાન તથા મ્હોટાં મ્હોટાં ઝાડો તોડીને જગ્યા ખુલ્લી કરવી પડી."

ખડ્ગપુર ગામ જંગલમાં હોવાથી શહેરની બહાર કેટલેક અંતરે ખૂબ જંગલ હોઈ તેમાં જંગલી જનાવરો, વાઘ વગેરે હિંસ્ર પ્રાણીઓ પુષ્કળ હતાં. મહારાજની ભંગીનીચાળ ગામ બહાર ખૂબ દૂર હતી અને ઉન્હાળાના દિવસ હોવાથી પવન આવે તે માટે વરંડાને બાંધેલી સાદડીઓ ઉંચી રાખી મહારાજ વરંડાના બારણા પાસેજ રાત્રે સૂતા હતા. બીજા ભંગી ભંગડીઓ પણ પોતપોતાના બારણા સામે ખાટલો નાંખી સૂતાં હતા. આ'વે વખતે મધ્ય

રાત્રી પછી મહારાજના વરંડા પાસે રોજ એક વાઘ આવતો હતો. તે વાઘ ભંગીની ન્હાની બકરીઓ એક બે વખત પકડી લઇ ગયો હતો. ભંડારા માટે એક મ્હોટું લાકડાનું પીપ પાણી માટે મહારાજના વરંડાના ખૂણા ઉપર બહારના ભાગમાં રહેતું, તેમાં હંમેશ પાણી પણ રહેતું તે પાણીની આશાથી તે વાઘ હંમેશ આવતો હતો, અને પાણી પી મહારાજના વરંડામાં તેમની તદ્દન પાસેજ બેસી રહેતો; પછી પરોઢ થવા આવે અને થોડું અંધારૂં હોય એવામાંજ એકદમ ઉઠી લાંબી લાંબી ફલંગો મારતો એકદમ પશ્ચિમ દિશા તરફ જતો રહેતો. એવી રીતે ઘણા વખત ભંગી લોકોની નજરે પડ્યાથી તે ગભરાવા લાગ્યા અને મહારાજને કહેવા લાગ્યા, "અમે કોઇ પણ રીતે તેને પકડીને મારી નાંખશું. તમારી પાસે આવી રોજ બેસે છે અને અમો લોકો છોકરાં છૈયાં સાથે બહારજ પડયા હોઇએ છીએ. તેજ એક બે બકરીઓ લઇ ગયો."

મહારાજ—"તે જો મ્હારી પાસે આવી બેસેછે, તો તે કોઇપણ પાછળના જન્મમાં સારો હશે. માટે તે કાંઇ કોઇને દગો નહીં કરે. કેટલેક દિવસે તે આવતો એની મેળે બંધ થશે." એ પ્રમાણે કેટલાક દિવસો સુધી તે આવતો હતો તે દરમ્યાન એક દિવસે પરોઢીઆના સુમારમાં એક ભંગડીના ખાટલા ઉપરથી એક બે ત્રણ મહિનાનાં છોકરાંને મ્હોંમાં પકડી અધર ઉંચકી લઇ ગયો. થોડે વખતે અજવાળું થયું કે તરતજ તે છોકરાંની મા જાગી જુએ છે તો તે છોકરૂં ન મળે. ગભરાઇને તે મ્હોટે મ્હોટે રડવા લાગી. તે બધા ભંગી લોકો મહારાજ પાસે આવી તે દુઃખ રડવા લાગ્યા. મહારાજે કહ્યું, "તે વાઘનો હિસ્સો હશે તે લઇ ગયો. હવે તેનો કાંઇ ઉપાય છે? હવે તેનાપર નજર રાખી તેને પકડી મારવાનો જે ઉપાય કરવો હોય તે કરો. તે હંમેશ જે રસ્તે જાય છે તે તમે કોઇ કોઇ વખત જોયો છે, તેજ રસ્તે તમો થોડે દૂર જઇ જુઓ. તે છોકરાંનો કાંઇ પત્તો લાગે તો જુઓ અને હવે શોક ના કરશો. ઈશ્વરની ઇચ્છા પ્રમાણે જેમ થાય તેમ થવા દો. પછી કેટલાક લોકો તે વાઘની તપાસ કહાડવા કહાડવા

સરાસરી માઈલેક દૂર ગયા એટલે એક સાધારણ ન્હાના ખાડામાં તે છોકરૂં દેખાણું. પણ તે છોકરૂં મર્યું નહોતું. તેને વાઘે ખાધું નહોતું. તે છોકરાના માથાં ઉપર અને ગરદન પાસે તેના દાંત લાગી થોડું રક્ત (લોહી) નીકળ્યું હતું અને તે છોકરૂં તે જગ્યા ઉપર રડતું પણ નહોતું. પહેલાં રડી રડી પછી તેને ઉંઘ આવી ગઈ હશે એમ દેખાય છે. પછી તે છોકરાંને ઉંચકી ઘેર લઇ આવ્યા. આ ઉપરથી વાઘ ત્યાંજ તે છોકરાંને નાંખી ચાલતો થયો એમ નક્કી થયું. વાઘનાં જડબાંમાં ગયાં પછી જીવતા રહેવું શક્ય ન હોઇ ફક્ત મહારાજેજ તે છોકરાંને વાઘની દાઢમાંથી બચાવ્યું એમાં કાંઈ શંકા નથી. બધા લોકો આશ્ચર્ય પામ્યા અને મહારાજની અઘટિત ગુપ્ત શક્તિનું બધા વર્ણન કરવા લાગ્યા. તે પછી પણ તે વાઘ આવતોજ હતો. ભંગી લોકો જાગતા રહી તે કયારે આવેછે વગેરે જોતા બેઠા. તો મધરાત પછી તે આવી પહેલો પીપમાં મ્હોં ઘાલી પાણી પીતો. એ તે ભંગી લોકોએ જોયાં કર્યું. પછી મહારાજના વરંડામાં ઘુસી જ્યાં ત્યાં ફેરી મહારાજ ઉંઘતા હોય ત્યારે મહારાજ પાસે બેસી રહેતો. તેના ભયથી કેટલાક ભંગી લોકો જાગતા બેસી રહેતા. રોજ જાગતા બેસવાનો ત્રાસ પડતો તેથી તેને પકડવા માટે મહારાજના વરંડા સામે જે ભંગીનાં ઘર હતાં તે ઘરની પશ્ચિમ બાજુની ભીંતે તે ભંગી લોકોએ માંસ લગાડી મૂક્યું અને તે માંસની આજુબાજુએ એક એવો દોરડાંનો કાંઇક યુક્તિ કરી ફાંસો બનાવ્યો કે તે દોરડાંનો છેડો અગાશી ઉપર મૂકી, એક બે ભંગીઓ ચોર પેઠે તે અગાશી ઉપર તે જ્યાંથી આવતો હતો તે દિશામાં નજર રાખી બેઠા. તે વાઘ આવતો કે મહારાજના વરંડામાં જઇ બેસતો. પરંતુ પેલી માંસ લગાડેલી ભીંત આગળ જતો નહીં. છેવટે મહારાજે કહ્યું, "તમો શા માટે પ્રયત્ન કરો છો ? એની મેળેજ થોડા દિવસમાંજ તેનું આવવાનું બંધ થઈ જશે. એમ મહારાજે કહ્યું પછી કેટલેક દિવસે આપોઆપજ એ આવતો બંધ થઇ ગયો.

એક દિવસે સંધ્યાકાળને વખતે મહારાજ બહાર બેઠા હોઈ લોકો પણ આવી બેઠા. મહારાજ કાંઇક વાતો કરતા કરતા બહાર બેઠા હતા

એવાંમાં ઝરમર વરસાદ શરૂ થયો. મહારાજ લોકોને કહેવા લાગ્યા, "તમારાં કપડાં ભીંજાશે, તમે તમારા ઘેર જાવ હવે." કેટલાક લોકો અને સ્ત્રીઓ કહેવા લાગ્યાં, "મહારાજ, તમો પણ હવે અંદર તમારા મુકામ પર જાવ, તમો પણ ભીંજાવ છો."

મહારાજ—"મ્હારે હજી અહીંથી ઉઠવાનો વખત થયો નથી." તે વખતે મહારાજ કુંડાં પાસે બેઠા હતા. મહારાજે કહ્યું, મ્હારૂં શું ભીંજવાનું હતું? તમારાંજ કપડાં; ધોતીઆં લૂગડાં ભીંજશે. મ્હારૂં ભીંજાવા જેવું કાંઇજ નથી. વાતમાંને વાતમાં વરસાદ વધ્યો. બધા રાવસાહેબ વગેરે લોકો ભીંજવા માંડ્યા. પરંતુ મહારાજના ઉઠયા શિવાય કોઇ ઉઠેજ નહીં. મહારાજે ખૂબ કહ્યું કે, "જાવ ભાઇઓ," પરંતુ બધાંએ નિશ્ચય કર્યો કે મહારાજ ઉઠે ત્યાં સુધી કોઇએ ઉઠવુંજ નહીં, તેથી મહારાજ ઉઠે નહીં અને બીજા કોઇપણ ઉઠે નહીં. છેવટે ખુબ ધડધડ (મુસળધાર) વરસાદ પડવા લાગ્યો. ખુબ વખત સુધી મહારાજે વરસાદમાંજ બોલ્યા કર્યું હતું. પછી આખરે અંધારૂં થયું. મહારાજનો ખાવાનો વખત થયો તેથી મહારાજ ઉઠયા એટલે બધાં ઉઠયાં. મહારાજ પણ પોતાને સ્થાને અંદર ગયા તો લક્ષ્મીબાઈએ દેવતા વગેરે કાંઈ તૈયાર કર્યો હતો, તે ઉપર મહારાજે પોતાના શરીર પરનું શુણપાટનું કંતાણુ સૂકવ્યું અને થોડે વખતે વરસાદ બંધ થયો. તે વખતે મહારાજે બધા ભંગીઓને કહ્યું, "હવેથી તે વાઘ કાંઈ નહીં આવે. ગભરાતા નહીં, તે અહીંની હદ છોડી બીજી હદમાં ગયો. હવે તે આવવાનો નથી ત્યારથી વાઘનું આવવાનું બંધ થયું. મહારાજ હતા તે દરમ્યાન એવી અનેક ચમત્કાર ભરી લીલા બની. બધુંજ કહેવા જઇએ તો તેનો બહુ વિસ્તાર થાય તેથી ટુંકામાં વર્ણન કર્યું છે.

મહારાજની કીર્તિ ચારે બાજુએ પ્રસરી હોયાંથી અને મહારાજ અદ્વૈત અવસ્થામાં હતા તેથી કોઇપણ હલકી ઉંચી જાતના લોકોને મહારાજનો સ્પર્શ કરી દર્શન લેવાનો પ્રતિબંધ નથી એ વાતની ખબર પડતાં પુષ્કળ ખ્રિસ્તી લોકો પણ મહારાજને દર્શને આવતા અને મહારાજ પણ જ્યાં ખ્રિસ્તી લોકોનાં

અલગ ઘરો હતાં ત્યાં પણ જવા લાગ્યા. ખ્રિસ્તી લોકોનું તથા તેમની સ્ત્રીઓનું મહારાજને ખૂબજ ઓળખાણ થવાથી મહારાજની ગમે તેવી ગંદી દેખાતી અને કંતાણનો ટુકડોજ શરીરપર લીધેલી મૂર્તિ (આકૃતિ) હતી છતાં મહારાજ તેમના મહોલ્લામાં જતા એટલે તેમનો નિયમ વગેરે આ પ્રમાણે હતો. સ્ત્રીઓ તેમને બહુ માન આપી પોતાના ઘરમાં ખુરસીપર બેસાડી ફુલના હાર ફુલો વગેરે મહારાજને આપતી અને અતિશય પ્રેમથી મહારાજ સાથે વાતો કરતી અને મહારાજ પણ તેમના પુરૂષ સ્ત્રીઓ સાથે તેમને અનુકુળ થઇ પડે એવી ખ્રિસ્તી ધર્મની વાતો કહેતા અને કોઈ વખત લહેર લાગે તો તેમના મહોલ્લામાંની ઘરની સામેની ગટરનો કચરો પણ કહાડતા. તે લોકો મરઘી બકરી ખાઇ ઠેર ઠેર તેમના ઘર આગળ ગટર પાસે મરઘીનાં પીછાં તથા બકરાંના હાડકાં નાંખી મૂકતાં તે ભેગાં કરી સાફસુફ કરતા અને જ્યાં જ્યાં ગટરમાં કચરો ગંદવાડ વગેરે હોય તે સ્વચ્છ કરી નાંખતા. તે લોકો એમ ન કરવા મહારાજને પુષ્કળ પ્રકારે કહેતા, પણ મહારાજ તો જેટલું કરવાનું તેટલું કર્યાંજ કરતા, પછી તેમનીજ સ્ત્રીઓ મહારાજના ખરડાયલા હાથ પગ ધોવા માટે પાણી લાવતાં, ધોઈ નાંખતાં અને મહારાજને ઘરમાં લઈ જઇ ખુરસી પર બેસાડતાં. કોઈ કોઈ વખતે તે ખ્રિસ્તી લોકો સંધ્યાકાળે ચારપાંચ વાગ્યાને સુમારે તેમની પાસેજ મ્હોટા મેદાનમાં તેમની ફુટબૉલ રમવાની જગ્યા હતી ત્યાં રમતા હોય તે વખતે મહારાજ પણ ત્યાં જઇ દૂર છેટેથી તે ગમ્મત જોતા બેસતા. એક દિવસે મહારાજ તેમની રમત જોતા એક બાવળના ઝાડ નીચે બેઠા હતા. ત્યાંના કેટલાંક ન્હાનાં મ્હોટાં છોકરાં તોફાની હતાં. મહારાજ ગાંડા છે એમ સમજી તેમણે ઠઠ્ઠા કરવાના ઉદ્દેશથી ફાટ્યા ત્રુટયા જોડાનો હાર કરી ધીમે રહી મહારાજની પાછળથી મહારાજના ગળામાં ઘાલ્યો અને મ્હોટેથી હસતાં હસતાં કાંઇક બોલી મહારાજની મજાક કરતા હતા. તે હાર તેમજ રહેવા દઈ તે જે વર્તણુંક ચલાવી રહ્યા હતા તે મોજ શાંતપણે જોતા મહારાજ બેઠા પછી કોઇ ખ્રિસ્તી

લોકો તે જોઇ તે છોકરાંઓ ઉપર ગુસ્સે થયા અને મહારાજ પાસે આવી મહારાજના ગળાંમાનો હાર કહાડવા લાગ્યા.

મહારાજ—"ના કહાડો. એ પણ મ્હને બહુ સુંદર લાગે છે. ફુલનો તો કોઇપણ ઘાલે છે. આ પહેરાવનારાનું પણ ઇશ્વર બહુ ભલું કરે છે. મ્હારી આવી સુરતને આ ફાટ્યા તુટ્યા જોડાનો પણ હાર બહુ સુંદર દેખાય છે માટે રહેવા દો. મ્હેં એ પ્રેમથી પ્હેર્યો છે." તેથી મહારાજે તે હાર કહાડવા ન દીધો. પછી થોડે વખતે તેમની રમત વગેરે પૂરાં થયાં એટલે તે લોકોએ મહારાજને પોતાના મહોલ્લામાં લઈ જઇ એક નેતરની ખુરસી હતી તે ખુરસી ઉપર એક સારા ખ્રિસ્તી ગૃહસ્થના ઘરના વરંડામાં બેસાડ્યા. મહારાજના ગળામાં પેલો ખાસડાંનો હાર હતોજ. એટલામાં ત્યાંના લોકો ભેગા થયા તેમાંથી તેની એક ખ્રિસ્તી બાઇએ મહારાજના હાથમાં પોતાના બગીચા-માંના ફુલો કહાડી આણી આપ્યાં અને તે પ્રેમથી વાત કરતી બેઠી.

બાઇ—"આ જોડાનો હાર કહાડી નાંખો."

મહારાજ—"રહેવા દો." તે સ્ત્રીના માથાં ઉપર તે લોકો પહેરે છે તેવી ઘાસની કે નેતરની એક ઘુંકહાની જેવી ટોપી હતી મહારાજ—"તમારા માથાંપરની ટોપી મ્હારાં માથાંપર રાખ્યાંથી કે'વું દેખાય?" એમ કહેતાંજ તે બાઇએ પોતાનાં માથાંપરની ટોપી કહાડી મહારાજના હાથમાં આપી મહારાજે તે પોતાનાં માથાં પર મૂકી. મહારાજ તરફ જોઇ મહારાજ ગમ્મત કરે છે એમ સમજી જઇ બધાં હસવા લાગ્યાં. મહારાજ પણ હસતા હસતા બોલ્યા, "હવે હું કે'વો દેખાઉંછું?"

કોઈ—"મહારાજ, તમો ઈશ્વર છો. તમો કાંઈ પણ પહેરો તો પણ સારા દેખાવછો." પછી કોઈ એક સ્ત્રીએ મહારાજને આરસો લાવી દેખાડ્યો. મહારાજે આરસામાં જોઈ હસતાં હસતાં કહ્યું, "અમારા લોકોમાં હોળીમાં જેવો વેશ લે છે તેવો હોળીનો વેષ બન્યો; ગળાંમાં ફાટેલા જોડાનો હાર અને માથાં ઉપર સાહે-બની ટોપી એવોજ પહેરવેશ મ્હને બહુ શોભે છે અને વળી

શરીરપર કંતાણુનો ટુકડો. હવે એવી ટોપી હું હંમેશ પહેરતો જઇશ." તે બાઇ બોલી, "આપને જોઇએ તો ટોપી લઈ જાવ"

મહારાજ—"જોઇશે તો માંગીશ. હવે તમો તમારી આ ટોપી લો." એમ કહી મહારાજે પોતાના માથાં ઉપરની ટોપી કહાડી તે બાઈના માથાંમાં ઘાલી, અને મહારાજ જવા માટે ઉઠયા.

બધા—"મહારાજ, વધારે બેસો, વધારે બેસો."

મહારાજ—"ના, હવે હું જઇશ.

લોકો—"ફરીથી જરૂર આવજો,"

મહારાજ—"લહેર આવશે તો આવીશ." કહી મહારાજ ચાલતા થયા.

ફરી બે ત્રણ દિવસે મહારાજ પેલા ખ્રિસ્તી લોકોના તરફ ગયા. પરંતુ તેમને ઘેર ન જતાં સીધા આગળ નીકળી ગયા તો એમને જણાયું કે ત્યાંથી આગળજ થોડે દૂર ખૂબ હાડકાં ભેગાં કરી મ્હોટા મ્હોટા ઢગલા કરી રાખ્યા હતા. તે ઢગલા પાસે એક ન્હાનું અમસ્તું ઘર હોઇ તે હાડકાં જોખવા માટે એક મ્હોટો કાંટો પણ ત્યાં ટાંગી રાખ્યો હતો અને તે કામ કરનારાં એક બે માણસો પણ ત્યાં હતાં. તેની સાથે જે વાત કરવાની હતી તે કરી તે હાડકાંના જે મ્હોટા મ્હોટા ઢગલા હતા તે ઢગલા પર જઇ મહારાજ બેઠા. થોડો વખત એક ઢગલા ઉપર, ત્યાંથી પછી બીજા ઢગલા ઉપર એમ પ્રત્યેક ઢગલા ઉપર થોડો થોડો વખત બેસી સંધ્યાકાળે મહારાજ પાછા પોતાના મુકામ ઉપર આવ્યા. એમ એક બે દિવસને આંતરે કેટલાક દિવસો સુધી મહારાજ તે હાડકાંના ઢગલા પર જઈ બેસતા અને કોઇ કોઇ વખત લાંબા વખત સુધી તે ઉપર પડી પણ રહેતા હતા. અને મુકામ પર આવ્યાં પછી બધા લોકો દર્શને આવે એટલે બધા લોકોમાં મહારાજ કહેતા પણ હતા કે આજે હું પેલા મ્હોટા મ્હોટા હાડકાંના ઢગલા ઉપર જઈ બેસી રહ્યો હતો.

કોઈ—"મહારાજ, તેમાં કાંઇ પણ તમારો હેતુ હોવો જોઇએ."

મહારાજ—"હેતુ શેનો આવ્યો ! પરંતુ પરમેશ્વરે હાલની સ્થિતિમાં તો નિદાન તદ્દન ગંદી અમંગલ અપવિત્ર સ્થિતીમાંજ મ્હારી ઘટના કરી હોય એમ દેખાય છે અને મ્હને પણ તેજ ઠીક લાગે છે. એમાં પરમેશ્વરી હેતુ કદાચિત્ આ'વો હશે કે ? મ્હને તો એમ લાગતું નથી. પરંતુ પૂર્ણ પરબ્રહ્મ સચ્ચિદાનંદ જગતના ઉદ્ધાર માટે આ અવતાર છે એમ તમો લોકો કહોછો તે પ્રમાણે જો તમારા મનની પક્કી ખાત્રી થઈ હોય અને કદાચિત્ તે ખરૂં પણ હોય તો પછી તે હાડકાં જે જે જનાવરોનાં હોય તે હાડકાંને મ્હારો સ્પર્શ થઈ તે જનાવરોના જીવોનો ઉદ્ધાર શા માટે ન થવા દેવો ? તમારા બાપ દાદાનો ઉદ્ધાર થાય તેથી તેમનાં હાડકાં કોઈ કોઈ ગંગામાં નાંખેજ છે કે નહીં ? કોઇ સત્પુરૂષ હોય તેના પગમાં બધાં તીર્થો, બધાં ક્ષેત્રો, બધા દેવતાનો વાસ હોય છે તેથી તેમના ચરણનેજ પોતાના વડીલોનાં હાડકાંનો સ્પર્શ કરી વિસર્જન કરે છે. અહીં પણ તમો સત્પુરૂષજ સમજો છો તો પછી જો મ્હારા ચરણમાં ગંગાદિ બધાં તીર્થો હોય તો પછી તે બિચારાંઓ કે જેમનાં ઉદ્ધાર માટે કોઇ કાંઇ ક્રિયા વગેરે કરતું નથી તેવાં અનેક જનાવરોના જીવો એમનાં હાડકાંને મ્હારા ચરણનો સ્પર્શ થયાથી સદ્ગતિએ જાય તે માટે તે જનાવરોનાં હાડકાંના મ્હોટા મ્હોટા ઢગલા ઉપર જઇ મ્હારે બેસવાની જરૂરજ છે. તમો લોકો તમારા બાપ દાદા માટે અથવા તમારા પોતાની સદ્ગતિ માટે તમને જ્ઞાન છે તેથી તમો મ્હારો અથવા મ્હારા જેવાનો સહવાસ કરી ફળ મેળવશો. પરંતુ અનાથ જેમને જ્ઞાન નથી એવા જડ જીવોનો ઉદ્ધાર સાક્ષાત્ પરમેશ્વરજ સત્પુરૂષ મારફતે કરે છે. પરમેશ્વર જડજીવોના ઉદ્ધાર માટેજ અવતાર લે છે.

**अवतार तुम्हां धराया कारणें । उद्धराया जन जडजीवा ॥**

( જડજીવોનો ઉદ્ધાર, એ તમારે અવતાર લેવાનું કારણ છે. ) એવું એક તુકારામ મહારાજનું વાક્ય સાંભળવામાં છે. એટલે કે જડ જીવોનો ઉદ્ધાર માટે એઓ છે. જડ એટલે જેમને પોતાનું સારૂં માઠું સમજાતું નથી એટલે કે જેમને કોઇ પણ પ્રકારનું

અભિમાન નથી તેનું નામ જડ. જેમને અભિમાન છે અને જેને સારૂં માઠું સમજાય છે તે જડ નથી અને તેમને માટે પરમેશ્વર કાંઈ કરતો નથી. મનુષ્ય અવસ્થામાં હોઈ જેણે જડપણું સ્વીકાર્યું છે એટલે જે અભિમાન છોડી રહે છે, તેનો પરમેશ્વર છે. માટે તમો લોકોની યોગ્યતા મ્હોટી છે. તમો લોકો મનુષ્ય હોઈ તેમાંએ સારી યોગ્યતા તથા અધિકાર વાળા હોવા છતા બધું અભિમાન છોડી બધાંથી નીચ અવસ્થા એટલેજ જડ અવસ્થા સ્વીકારી આ ભંગીઓની ચાળીમાં મ્હારો અધિકાર નથી છતાં મ્હને પૂર્ણ સત્પુરૂષ સમજી સહવાસ કરો છો. તો એ પ્રમાણે તમોએ જડ સ્વરૂપ સ્વીકાર્યું હોવાથી મ્હારી મારફતે પરમેશ્વર તમારો ઉદ્ધાર કરી તમને અખંડ સુખમાં લઈ જાય છે એમ નક્કી જાણો. ત્યારે તમો મનુષ્યોનો મ્હારી મારફતે ઉદ્ધાર થાય અને તે બિચારા જનાવરોના શા માટે ન થાય? તમોએ જો મ્હને સત્પુરૂષજ ઠેરવ્યો છે તો સત્પુરૂષને બધા સરખાજ. પછી તે જનાવરોમાં ગધેડાં, ડુક્કરો, કુત્રાં, બકરાં, ગાય, ભેંસ, વગેરે હજારો જનાવરોનાં જો તે હાડકાં છે તો તેટલાં બધાંનો ઉદ્ધાર થયો કે નહીં? શ્રીરામે જડરૂપ શિલા થઈ પડેલી અહિલ્યાનો પોતાના ચરણ સ્પર્શથી ઉદ્ધાર કર્યોજ હતો તેજ પ્રમાણે આ સમજવું. તમારા જેવા સારા સારા પુણ્યવાન પવિત્ર બ્રાહ્મણોનો ઉદ્ધાર કોઈ પણ સત્પુરૂષ સ્હેજમાં કરી શકે છે. પરંતુ સત્પુરૂષ અવસ્થા કાંઈ સાધારણ નથી. સત્પુરૂષની અવસ્થાથી બીજી મ્હોટી અવસ્થા કોઈ પણ નથી. અને અત્યંત હીન તથા અપવિત્ર, મહાપાપી તથા ગધેડાં, કુત્રાં, ડુક્કરો વગેરે જીવોને સદ્ગતિએ લઈ જઈ ઉદ્ધાર કરનારા જે સત્પુરૂષ તેજ પૂર્ણત્વે પહોંચેલા સત્પુરૂષ સમજવા. હું તેવો નથી છતાં બળાત્કારીથી સત્પુરૂષપણું તમો લોકોએ મ્હને આપ્યું અને મ્હારે પણ લેવાનો વારો આવ્યો તેથી તે પ્રમાણે હંમેશ અદ્વૈત અવસ્થામાં રહી ભંગી મહાર નીચ જાતિના જીવોનો અને જનાવરો જેવી નીચ યોનિના જીવોનો ઉદ્ધાર કરવાની કામગીરી તમોએ મ્હારી પર નાખી. આ ખડ઼કલામાં આવતાં પહેલાં મ્હને સત્પુરૂષ કહેવા પૂર્ણ ભક્ત અનિષ્ટાનંદ

અવસ્થા પ્રમાણેનો કોઈપણ સમજતું નહોતું અને તે પ્રમાણેની કામગિરી કરવાનો પ્રસંગ પણ મ્હને આવ્યો નહોતો. તમોજ લોકોએ મ્હને સત્પુરૂષ ઠેરવી મ્હારી પાસે અહીંના જડ જીવોનો અને હીન જાતિઓના જીવોનો ઉદ્ધાર કરાવી લીધો અને કરાવી લો છો અને પરમેશ્વરજ તમારામાં પ્રવેશ કરીને કહો અથવા તમોને એવી બુદ્ધિ આપીને કહો, તમારી મારફત મ્હને સત્પુરૂષ બનાવી ઉદ્ધાર કરવાનું કામ કરાવી લે છે, એટલે તમોજ પરમેશ્વર છો એમ કહેવામાં શી હરકત છે ? અરે, પોતાના બાપદાદાને પાણી રેડી, તેમનાં શ્રાદ્ધ કરી, તેમની સદ્દગતિની ક્રિયા કોઇપણ કરેજ છે. પરંતુ આપણી જે નાત જાતનાં નહીં એવા કોઈ મૃત જીવને, આપણા શત્રુના જીવોને તથા હીન જાતિના જીવોને અથવા પશુપક્ષી વગેરેના જીવોને સદ્દગતિ મળે તે માટે તેમને નામે ઉત્તરક્રિયા વા શ્રાદ્ધાદિ ક્રિયા અથવા તો તેમને માટેજ જે પુણ્ય કર્મ વગેરે કરે, તેજ ખરો મનુષ્ય, તેનેજ સત્પુરૂષ કહેવો. પોતાના પરિવાર માટે વા પોતાને માટે કોઈપણ કરે, પરંતુ બીજાને માટે કરે તજ ખરો.

"આ ઉપરથી મ્હને એક વાત યાદ આવી તે સાંભળી રાખો. એક પતિ પત્ની (વરવહુ) હતાં. તેમાં સ્ત્રી બહુજ પુણ્યશાલી, સાધ્વી હતી. કર્મ ધર્મ સંયોગથી તેના વરનો એક શત્રુ હતો જે તેના પતિ ઉપર બહુજ ભયંકર સંકટો લાવતો. છતાં તેનો પતિ હરેક પ્રકારે તે શત્રુનો ત્રાસ સહન કરતો. કર્મ ધર્મ સંયોગે તે શત્રુ વગર કારણે ત્રાસ આપતો હોવાથી તે પાપને લીધે તે માંદો પડ્યો. તે શત્રુની સ્ત્રી હતી તે પોતાના વરના શત્રુપણાંના કાર્યમાં મદદ કરતી હતીજ. તેથી તેને લીધે ભેગાં થયેલાં પુષ્કળ પાપને પરિણામે તે શત્રુ બહુજ માંદો પડયો, જીવવાનો ભરોસો રહ્યો નહીં અને એનો અંતકાળ પાસે આવવા લાગ્યો. આ'વી વખતે જેમનું શત્રુત્વ એ કરતો હતો તેમને, તે બેઉ સજ્જન સ્ત્રી પુરૂષને, તે શત્રુ મરે છે એ જાણી ખુબ ખોટું લાગ્યું. તે જો મરી જાયતો તે બિચારાની સ્ત્રી ઉપર બહુજ ભયંકર પ્રસંગ આવશે એવો વિચાર મનમાં લાવી તે બિચારી સાધ્વી સ્ત્રીને દયા આવી

તેથી તે બેઉ પતિ પત્ની તે શત્રુની ખબર લેવા ગયાં. તે શત્રુની સ્ત્રી પોતાની ઉપર હવે દુઃખ આવી પડવાનું છે એ સમજી જઈ મ્હોટેથી રડતી હતી. તેની પાસે જઇ તે સાધ્વી બોલી, “બહેન ગભરાઇશ નહીં.” તે પોતાના વરની ખબર લેવા આવી છે એ જોઈ, અમો આમની સાથે શત્રુ પેઠે દુશ્મનાઈ કરીએ છીએ છતાં તે વાત મનમાં ન લાવતાં મ્હને દીલાસો આપવા માટે આ આવી છે, એવો વિચાર કરી તે સાધ્વીના પગ પર માથું મૂકી તે બોલી, “અમારી જે ભૂલો થઇ હોય તે ક્ષમા કરો અને કાંઇ ઉપાય ખબર હોય તો તે મ્હારા વર માટે કરો અને મ્હને આટલું ચુડીદાન આપો.” છેવટે તે સાધ્વીએ પતિવ્રતા ધર્મ પાળી આ લોક તથા પરલોક માટે પોતાનાં અખંડ સૌભાગ્ય માટે અનેક પ્રકારે જે પુણ્ય ભેગું કર્યું હતું તે તે બાઈનાં શત્રુપણાંનો વિચાર કર્યા વગર, પોતાને સૌભાગ્ય ન મળે તો હરકત નહીં એવી રીતની મનની તૈયારી કરી, તે સ્ત્રીનો વર જીવે અને તે સ્ત્રીને આ લોક તથા પરલોકનું સુખ મળે તે માટે તેણે પોતાનું પેલું પુણ્ય તે બાઇના હાથમાં પાણી રેડી અર્પણ કર્યું, અને તે શત્રુની સ્ત્રીને કહ્યું કે, “હવે ગભરાતી નહીં, સંધ્યાકાળ સુધીમાં તારો વર સાવધ થઈ સારો થઇ જશે અને ત્હારૂં સૌભાગ્ય કાયમ રહેશે; એમ કહી તે સાધ્વી સ્ત્રી પોતાને ઘેર ગઇ. તેણીના પુણ્યથી તે શત્રુને ભાન આવી તેનો કાળો કાળ આવ્યો હતો તે ટળ્યો અને તે સારો થયો. સારાંશ પોતાને માટે અને પોતાના પરિવાર માટે પુણ્ય વગેરે કોઈ પણ કરે, પરંતુ બીજા માટે તેમાંએ હીન, પાપી, શત્રુ, પશુ પક્ષી વગેરેના કલ્યાણ માટે જે કોઇ કાંઈ કરે તેનીજ યોગ્યતા ત્રિભુવનમાં શ્રેષ્ઠ છે.” એટલું બોલી મહારાજે કહ્યું, “ચાલો, જાવ હવે અંધારૂં થયું.” મહારાજ ઉઠ્યા અને સઉ પોતપોતાને ઘેર ગયા.

મહારાજ પાસે આવી કેટલાક મુસલમાન લોકો રોજ અગરબત્તી, કપૂર લાવી બાળતા. એક દિવસે, નવ દસ વાગ્યાને સુમારે પાસે કોઇ નહોતું. તે વખતે મહારાજ શાંત પણે આંખો મીંચી કાંઈક ધ્યાનમુદ્રામાં અઢેલી બેઠા હતા. એ’વે વખતે કેટલાક પાંચ

દસ મુસલમાન લોકો મહારાજના વરંડામાં આવી બેઠા અને અંદર અંદર વાતો કરવા લાગ્યા કે, "મહારાજ તો ઇશ્વરના ધ્યાનમાં બેઠા છે. મહારાજજ પોતે ઇશ્વર છે છતાં એ ધ્યાનમાં બેઠા છે. થોડો વખત જ્યાં સુધી મહારાજ આંખો ઉઘાડે નહીં ત્યાં સુધી બેસો." બધા બેસી રહ્યા, પછી થોડો વખત ગયો એટલે તે બોલવા લાગ્યો, "બીડી કહાડો." પછી કોઇએ બીડી કહાડી અને દીવાસળીની પેટી કહાડી, તેમનામાંના કોઇએ કહ્યું, "મહારાજને બીડી આપો." પછી ત્યાંથીજ કોઇ કહેવા લાગ્યા, "મહારાજ, બીડી લઇ લો." એવી રીતે એક બે વખત કહી, "મહારાજ આંખ ઉઘાડતા નથી" એ જોઇ તેમનામાંના એકને બાકીનાએ કહ્યું, "મહારાજની પાસે, નજીક જઈ બીડી આપી દે. ના, ના, ગુસ્સો શેનો કરે, જાવ ડરો નહીં." એમ કહી એક જણ બીડી અને દીવાસળીની પેટી લઈ એકદમ મહારાજ પાસે જઈ બેઠા અને પહલાં બે ચાર અગરબત્તી સળગાવી મૂકી; પછી હાથમાં બીડી લઇ," મહારાજ બીડી લઈ લો, "એમ એક બે વાર બોલ્યો. છતાં મહારાજે આંખો ના ઉઘાડી. બીજો તેને કહેવા લાગ્યો, "બીડી સળગાવીને આપી દો." તેથી એમણે બીડી સળગાવી અને કહેવા લાગ્યા, મહારાજ, બીડી સળગાવી છે, લઇ લો." છતાં મહારાજે આંખો ઉઘાડી નહીં. પછી ફરી બીજા લોકો એને કહેવા લાગ્યા કે, "બીડી મહારાજને મ્હોંએ લગાડો." તે કહેવા લાગ્યો, "મહારાજ ગુસ્સે થશે." બીજો કહેવા લાગ્યો, "ગુસ્સે નહીં થાય મ્હોંએ લગાડો" એમ કહ્યાથી તેમણે તે સળગાવેલી બીડી મહારાજના મ્હોંમાં ઘાલી. મહારાજ ધીમેથી આંખો ઉઘાડી કહેવા લાગ્યા, અરે આ શું છે ? તમો આ'વું આ શું કરી રહ્યા છો ?"

મુસલમાન—"કાંઇ નહીં, મહારાજ. આપને બીડી આપી રહ્યા છીએ અને આપની મુલાકાત માટે અમો લોકો બીજે ગામથી આવ્યા છીએ."

મહારાજ—"ઠીક છે." ફરી તેમણે તે સળગાવેલી બીડી મહારાજ આગળ ધરી. ત્યારે મહારાજે કહ્યું, "ઠીક આપ લઇ લો."

મુસલમાન—નહીં મહારાજ, પહેલા આપ લો.

મહારાજ—"ના, પહેલાં તમોજ સળગાવો, એક બે દમ લઇ લો."

મુસલમાન—"ઠીક, મહારાજનો હુકમ છે તો પહેલાં લઈ લો." પછી તે મુસલમાનોએ પહેલાં બીડી પીધી અને એક બે દમ લીધાં પછી મહારાજ આગળ ધરી. પછી તેજ બીડી મહારાજે પોતાને મ્હાંએ લગાડી એક બે દમ લીધા અને ફરી તે બીડી તેમની પાછી આપી. પછી મહારાજનો પ્રસાદ ગણી તેજ બીડી બધાએ થોડી થોડી પી પૂરી કરી. પછી તે વખતને અનુસરી જે કાંઇ બોલવાની જરૂર હતી તે બોલવું થયાં પછી મહારાજ કહે છે, "જાવ હવે. કરો આપ આપનો ઉદ્યોગ." એમ કહ્યાથી તે લોકો ગયા. જતાં જતાં મહારાજે કહ્યું, "બધાંએ મળી બીડી બાળી મૂકી તો મારી સામે તમો લોકોનાં બધાં પાપો બળી ગયાં એમજ સમજો." બધા, "અચ્છા મહારાજ" કહી ચાલતા થયા.

એક દિવસે રાવસાહેબ વિનાયકરાવની છોકરી સોનુબાઇ સંધ્યાકાળે મહારાજને દર્શને આવી અને બીજા લોકો પણ દર્શને આવી દૂર ઉભા હતા. મહારાજ એમની જગ્યા પર નથી એ જોઈ સોનુબાઇ, કોઈના પણ ઘરમાં મહારાજ દળતા હશે એમ તેમની હંમેશની રીત ઉપરથી મારી ભંગીની ચાળીમાં મહારાજને શોધતી ફરવા લાગી. એ ચાર ગલીની પેલી તરફ દક્ષિણ બાજુએ આવેલી ગલીમાં એક ભંગીના ઘરમાં મહારાજ દળતા બેઠા હતા. તે જોઇ સોનુબાઇ મહારાજને દળવા લાગ્યા એસવા લાગી.

મહારાજ—"સોની, તું ઘંટીને હાથ ના લગાડતી અને અહીં ઉભી ના રહેતી."

સોનુબાઇ—"દર્શન માટે લોકો આવી ઉભા રહ્યા છે. હવે દળાણ પૂરૂં કરી, ચાલો.

મહારાજ—"મ્હારૂં દળાણ પૂરૂં થાય ત્યાં સુધી હું કાંઇ આવતો નથી. થોડું બાકી છે તે પૂરૂં કરી આવું છું. તું જા."

સોનુબાઇ—"ત્યારે હું દળવા લાગું છું." મહારાજ ના કહેતા હતા છતાંએ સોનુબાઇ બળજબરીથી મહારાજને દળવા લાગ્યાં.

મહારાજ—"સોની, જા હવે."

સોનુબાઇ—"તમો ચાલો."

મહારાજ—"હું થોડે વખતે આવું છું. તું આગળ થા."

સોનુબાઈ—"હું નથી જવાની." મહારાજે થોડા ગુસ્સે થયાં જેવું કરી–"જતી નથી ત્યારે શું ત્હારે અહીંજ રહેવું છે?" (સોનુબાઈ થોડાં હિમ્મતવાન હતાં એટલે)–"હા, હા, હું અહીંજ રહીશ."

મહારાજ—"અહીં શું ભંગીના ઘરમાં રહીશ?"

સોનુબાઈ—"ભંગીના ઘરમાં શા માટે? તમારી પાસેજ રહીશ. તમો જ્યાં બેસશો ત્યાં રહીશ."

મહારાજ—"અરે, વધુ ના બોલ. ચાલી જા."

સોનુબાઈ–તમો ગુસ્સે થાવ કે કાંઈ પણ કરો. હું આજે તો કાંઇ જવાની નથી. હું અહીંજ તમારી પાસે રહીશ."

આખરે મહારાજ, લોકો આવીને ઉભા રહ્યા હતા ત્યાં ચાલતા થયા. મહારાજ હંમેશ પેઠે કુંડાં પાસે બેઠા અને બધાં દર્શન લઈ ત્યાંજ બેઠા. મહારાજે થોડો વખત કાંઈ વાતો કરી બધાંને કહ્યું, "જાવ" એટલે બધાં ગયાં. બધાં જતાં હતાં ત્યારે સોનુબાઇએ એના બાપને કહ્યું કે હું આજે મહારાજ પાસેજ રહીશ. તેમણે પણ મહારાજ પાસે રહેવા માટે રજા આપી. તેથી બધા ગયા અને તે રહી. મહારાજે જવાનું ખૂબ કહ્યું અને ફરી ગુસ્સે થયા. કુંડાં પાસે પુષ્કળ કચરો તથા રાખ પડ્યાં હતાં તે રાખ અને કચરામાં મહારાજ આળોટતા પડ્યા અને ગુસ્સે થઈ બોલ્યા, "સોનુ, જાય છે કે નહીં?"

સોનુબાઈ—"તમો ગુસ્સે થાવ તોએ શું? નિદાન (=કાંઇ નહીં તો) આજે તો હું જવાની નથી."

મહારાજ—"હું રાખમાં કચરામાં આળોટતો પડ્યોછું અને તું શા માટે અહીં ઉભી રહી છે?"

સોનુબાઇ તરતજ મહારાજની પાસેજ તે રાખમાં કચરામાં આવી બેઠાં, છેવટે એ જતાં નથી એમ જોઈ મહારાજ પોતાની જગ્યા ઉપર વરંડામાં આવ્યા. સોનુબાઇ પણ વરંડામાં આવ્યાં. એટલામાં મહારાજનો ખાવાનો વખત થયો. લક્ષ્મીબાઈ વગેરે સ્ત્રીઓએ રોજ પેઠે મહારાજનું ખાવાનું આણ્યું. મહારાજે ખાધું. સોનુબાઈ પણ ત્યાંજ જમ્યાં. તે વરંડામાંજ એક બાજુએ સોનુબાઇ સૂતાં. સ્હવારમાંજ ઉઠતાંવેંતજ સોનુબાઇને જે દેખાવ રાત્રે દેખાયો હતો તે તેમણે મહારાજને કહ્યો. તે આ પ્રમાણે "એક મ્હોટું અરણ્ય હતું. તે અરણ્યમાં એક મ્હોટું મેદાન હોઇ તે મેદાનમાં ખૂબ મ્હોટો પ્રકાશ હતો. તે પ્રકાશ સૂર્યના કે ચંદ્રના કે દીવાના જેવો નહોતો. તે કે'વો હતો તે કાંઇ કહી શકાતું નથી. અને તે પ્રકાશમાં હું હતી ત્યાં સુધી મ્હને એટલો તો આનંદ થવા લાગ્યો કે તે આનંદનું વર્ણન કરી શકાય એમ નથી. જગતના આનંદોમાંનો કોઇ પણ પ્રકારનો તે આનંદ નહોતો. કેવો હતો તે કાંઇ કહી શકાય એમ નથી. તે પ્રકાશમાંથી તથા તે આનંદમાંથી નીકળવાનું મનજ થતું નહોતું. તે વખતે મ્હને તમો એક સરખા (નિરંતર) યાદ આવતા હતા. અને હું મહારાજના વરંડામાં હતી ત્યાંથી અહીં આટલા બધા આનંદમાં કયાં આવી? મહારાજ પાસે પુષ્કળ આનંદ ભર્યો હશે. તેમણેજ મ્હને ખરો આનંદ આપવા માટે અહીં આણી હશે એમ મનમાં થતાં થતાં અને તે આનંદનો અનુભવ લેતાં લેતાંજ હું જાગી ગઇ."

એમ મહારાજને તેણે કહ્યું, પછી ચાર પાંચ દિવસ મહારાજ પાસેજ સોનુબાઈ રહ્યાં અને મહારાજનાં કહ્યાંથી તે ઘેર ગયાં. સોનુબાઇ મહારાજ પાસે હતાં તેટલા દિવસો જુદી જુદી જાતના ચમત્કારોના અનુભવો તે લેતાં હતાં.

## પ્રકરણ વીસમું

### ભંગીવાડમાં (ચાલુ).

એક દિવસે પાંચ વાગે મહારાજે હંમેશ પ્રમાણે સંધ્યાકાળને વખતે પેલાં ગંધાતાં કચરાથી ભરેલાં કુંડાં પાસે બેસી દર્શને આવેલા લોકો સાથે કાંઇક બોધ (ઉપદેશ) ની વાતો કરતાં કરતાં ત્યાં એક મેલી ફાટેલી ટોપી પડી હતી તે પોતે માથે પહેરી લીધી અને ગમ્મતમાં કહેવા લાગ્યા "**राजाकी टोपी चिंधडेकी मेरी टोपी सुन्नेकी**" ("રાજાની ટોપી ચીંથરાંની, મ્હારી ટોપી સુનાની") એમ ચાર પાંચ વખત બોલ્યાંજ કર્યું. આ સાંભળી બધી સ્ત્રીઓ હસવા લાગી.

મહારાજ—શું કહું તમો લોકોને? હું આ'વો મૂર્ખ છું અને (છતાં) તમે મ્હને દેવ કરી નાંખ્યો, દેવ કાંઇ આ'વો હોય કે? તે તો સારો કિરીટ કુંડલોવાળો ચતુર્ભુજ પીતાંબર પહેરેલ હોય છે એ'વું એનું વર્ણન છે. તે પ્રમાણે તો અહીં કાંઇ પણ દેખાતું નથી. તમોએ એવા મૂર્ખને દેવ ઠેરવ્યો તો તમારી યોગ્યતા કે'વી. તમોજ તો ખરા દેવ છો. હું તો—

**अहं मूर्खो महामूर्ख महामूर्खो शिरोमणि ।**
**यूयं पूज्याः पंडिताश्च माऽगच्छन्तु ममान्तिके ॥**

એનો અર્થ શો? અહં એટલે હું. હું કે'વો છું? મૂર્ખ. ફક્ત મૂર્ખ નહીં મહામૂર્ખ. ફક્ત મહામૂર્ખ નહીં પણ સેંકડો મહામૂર્ખો હોય તેનો શિરોમણિ એટલે શ્રેષ્ઠ અથવા બધા મૂર્ખોમાં શ્રેષ્ઠ કોણ તો હુંજ. એટલે મ્હારા પછી મૂર્ખપણાંની હવે કોઇપણ પાયરી શિલ્લક રહી નહીં. મ્હારા કરતાં બીજો વધારે મૂર્ખ રહ્યોજ નહીં. એ'વો હું તો છું. અને તમો લોકો કે'વા છો? **यूयं** એટલે તમો કે'વા છો? તો પૂજ્ય એટલે પૂજા કરાવી લેવા યોગ્ય એટલે દેવજ. પંડિત એટલે મહા વિદ્વાન છો. એવા જે તમો લોકો તેમણે **ममान्तिके** એટલે મ્હારી પાસે એટલે મ્હારા સહવાસમાં **माऽगच्छन्तु** ન આવ્યાં કરવું, આવવું. તો આ'વા

મ્હારા ઢંગ છે. પ્રથમ હું જ્યારે અહીં આવ્યો ત્યારે કાંઈ મ્હારી આ'વી સ્થિતિ ન્હોતી. ખિમાસ્વામીને ત્યાં તમો લોકો દેવ લોકો છો તેથી મ્હારી પાસે આવવા લાગ્યા અને હું તો દેવ નથી. મ્હેં ધાર્યું, જોઇએ તો ખરા આ આપણી ઉપર દેવભાવ ક્યાં સુધી ટકે છે તેથી હું ગયો મહારણીને ઘેર. હું સારો હતો. તમારા ત્રાસને લીધે મહારણીને ત્યાં મ્હારે જવું પડ્યું એટલે એક રીતે તમેજ મ્હને મહારણીના ઘરમાં ઘાલ્યો. મ્હને લાગ્યું હવે આપણે મહારના ઘરમાં છીએ તેથી હવે કાંઈ આ લોકો આવશે નહીં. જોઉં તો, તમો લોકો મહારના ઘરમાં આવવા લાગ્યા; ત્યારે મ્હને વિચાર આવ્યો હવે ભંગીઆના ઘરમાં જઈ જોઉં, એમ કરીશ એટલે તો નહીં આવે. મ્હારે શું ભંગીઆ અને બ્રાહ્મણો બધા સરખાજ થઇ પડ્યા. જોઉં તો તમો લોકો ભંગીઆના ઘરમાં આવ્યા. એ પરથી શું સાબીત થયું? જ્યાંનું જે હોય ત્યાં તે જાય છે ( **जेथल्या तेथें जात असते** ). એ કહેવત પ્રમાણે મૂળના આપણે બધા ભંગીના ઘરમાંનાજ છીએ. ત્યાંથી કેટલોક વખત સુધી જુદા જુદા જન્મો લઈ ચક્કર ફરતા ફરતા ફરી પહેલે ઠેકાણે ભંગીઆના ઘરમાં આવ્યા. ભંગીલોકો કોણ હોય છે? તો સાક્ષાત્ પરમેશ્વર. આપણામાં પરમેશ્વરી અંશ બહુ કમી પણ ભંગીઓમાં પરમેશ્વર અવસ્થા વધારે છે. જ્યાં સહનશક્તિ વધારે ત્યાં પરમેશ્વરી અવસ્થા વધારે. બધાંમાં અપવિત્ર, અમંગલ શું તો નરક. તે તમારૂંજ ગુ તમારી પાસે હોય તે સહન થતું નથી, એટલુંજ નહીં પણ તમારી સ્ત્રીઓ, છોકરાંની ગાંડ ધોતાં નાક મરડે છે એટલે એટલું પણ તમાસથી સહન થતું નથી અને ભંગી લોકો તમોએ કહાડેલી વિષ્ટાની ટોપલીની ટોપલીઓ રોજ કહાડે છે; એટલે એ'વી ભયંકર દુર્ગંધ તે લોકો સહન કરી શકે છેને? ત્યારે તે લોકો સહન કરી શકે છે માટે તેમનામાં ઇશ્વરી અવસ્થા વધારે છે, એમ સિદ્ધ થાય છે. તમોમે સાધારણ ઠંડુ થઈ ગયેલું ( વાસી ) અન્ન ભાવતું નથી અને તમારાજ ઘરમાંનાં

વાસી, અજીઠાં, ઓટ્યાં, ઉતરી ગયેલાં, ગંધાતાં શાક દાળ વગેરે બગડી ગયેલ અન્ન, તે તમારા ઘરનાં સ્ત્રી વર્ગ સ્હવારમાંજ તમારૂં પાયખાનું (જાજરૂ) ઝાડવા ભંગડી આવે એટલે તેને ગળે ઘાલે છે. સારૂં તાજું અન્ન તેમને તમો કદી ખવરાવતા નથી, તે બિચારા તેવુંજ વાસી બગડી ગયેલું ઘેર લઇ જઇ ખાય છે. આ હું કાંઇ ઉપર ઉપરનું કહુંછું એમ નથી. અહીંની ભંગડીઓને ખાતાં જોઇ છે. તેમનાં છોકરા છોકરી કેટલીક સ્ત્રીઓ ગામમાંનું એવુંજ કંઇ વાસી બગડી ગયેલું નવ દસ વાગે ખાતાં બેઠાં હતાં. સ્હેજ હું તે બાજુએથી જતો હતો ત્યારે જોયું, મ્હેં ત્યાં એમની પાસે ઉભા રહી તેમને પૂછ્યું, "તમો આ કયાંનું અન્ન ખાવછો? ત્યારે તેણે કહ્યું "ગામનાં સ્ત્રી લોકોએ આપેલું" પછી તે અન્ન જોઇનેજ મ્હને બહુ ખરાબ લાગ્યું. પછી મ્હેં નીચે બેસી તે અન્નના પદાર્થોનો કાંઇક સ્વાદ લઇ જોયો તો મ્હોંમાં સુદ્ધાં ઘલાય નહીં, આવી રીતે તે બગડી ઉતરી ગયું હતું. તેમની મ્હને બહુ દયા આવવા લાગી આ હાલની વાત નથી. હું જ્યારે મહારણીની ઝુંપડીમાં રહેતો હતો ત્યારે હું અહીં રોજ ફેરી મારવા આવતોજ હતો તે વખતની આ વાત છે. ફાગણ ચૈત્રની આ વાત છે. હવે તો શું? તે બિચારાંઓને તમો લોકો રોજ સુગ્રાસ (સારૂં સારૂં) ખવરાવો છો પણ આ તમારૂં અન્ન સંતર્પણ કાંઇ ફોગટ જવાનું નથી; કારણ તે ભંગી એટલે પરમેશ્વરજ છે. તેમનું નામ ભંગી શાથી? તો જે ભંગ થનાર (ભાંગી જાય) તેનો ભંગ કરનાર (તેને ભાંગનાર) અથવા ભંગ થનાર જે છે તેનું હરણ કરનારજ તેને કહો. આ ગુણ પરમેશ્વરે તેમનામાં મૂકયો છે માટે તેમનું નામ ભંગી એટલે કે.આપણામાં જે ભંગ પામે એવું છે, ભંગ પામનારૂં એટલે અશાશ્વત તેનું હરણ કરી એટલે તે ભંગ કરી એટલે તેનો નાશ કરી, અભંગ જે એટલે શાશ્વત્ એટલેજ પરમાત્માની અવસ્થા આપનારા તે છે. તેથી ભંગી નામ પરમેશ્વરનું છે અને તેજ કામગિરી કરનારા તે છે. કંઇ કામગિરી? તો ભંગ પામનારૂં હરણ કરી આપણને અભંગજ આપનારા તેથી તે પરમેશ્વરજ છે

એમ સમજો. તે લોકોની આપણા લોકોને કલ્પના નથી અને ઉતરી ગયેલું બગડી ગયેલું અન્ન તેમને આપણે આપીએ છીએ એટલે પરમેશ્વરનેજ તેવું અન્ન ખવરાવ્યા જેવું થયું. ભંગનો ભંગ કરનારા જે હોય છે તે પોતે અભંગ અવસ્થામાં જાય છે તેથી આપણે અભંગ અવસ્થામાંના, સેંકડો જન્મ ચક્કર (ચક્કાકારે) ફરતા ફરતા ફરી તે ભંગી પદે એટલેજ ફરી પૂર્વવત્ આપણે અભંગપદે જઈ રહ્યા છીએ એમ પક્કેપણે સમજો. તેથી મ્હેં જે આ ટોપી માથે પહેરી છે તે ખરી સોનાની અને રાજા જે ટોપી પહેરે છે તે સમજવી ચીથરાંની. મ્હારૂં આ બધું ઉલટુંજ છે. "**नाथांच्या घरची उलटीच खूण, संताच्या घरची उलटीच खूण.**" (નાથના ઘરની ઉલટીજ નિશાની; સંતોના ઘરની ઉલટીજ નિશાની) તેથી કહું છું કે રાજાની ટોપી ચીથરાંની, મ્હારી ટોપી સોનાની "**राजाकी टोपी चिथडेकी, मेरी टोपी सुवर्णेकी**"

એટલામાં કાળીદાસ નામનો એક ત્યાંનો મોચી, જે ઘરનો સુખી હોઇ જેની મહારાજ ઉપર પૂર્ણ ભક્તિ ચ્હોંટી હતી તે ખૂબ પૂજા સામાન લઈ મહારાજ સામે આવી બેઠો. તેમણે તે પૂજાના સામાનમાં કર્મ ધર્મ સંયોગે, મહારાજે ટોપીની વાત ચલાવી હતી તો, તે મોચીએ પણ મહારાજ માટે એક ઉત્તમ પ્રકારના કિરીટના (મુગુટ) જેવી એક ટોપી તૈયાર કરી આણી હતી.

મહારાજ—"હવે અત્યાર સુધી સોનાની ટોપી પહેરી હતી તે આ કહાડી મૂકું છું અને હવે આણે આણેલી જેને તમો ઉત્તમ સોના જેવી કહો છો તે હું ચીથરાંની સમજી હવે પહેરૂં છું." એમ કહી મોચીએ આણેલો પેલો કિરીટ મહારાજે માથાપર પહેર્યો અને શરીરપર કેટલાંક કીંમતી કપડાં નાંખ્યાં (પહેર્યાં). બધાં સાહિત્ય વડે પૂજા થઇ અને મહારાજે પણ તે બધી કરાવી લીધી. તરતજ તેણે પોતાની પાસે જે દાગીના હતા, કાંઈ ચીજ વસ્તુઓ હતી તે બધી મહારાજને શરીરે પહેરાવી દીધી. તેના ઘરની તિજોરી પેટીઓ વગેરેની ચાવીનો ઝુડો મહારાજના પગ

ઉપર ફેંકી દીધો અને પોતાના શરીરપરનાં કપડાં તથા પહેરેલું ધોતીઉં એ બધું કહાડી કાડી દૂર ફેંકી દીધું અને એકદમ નાગા ઉઘાડા થઇ મહારાજના પગઆગળ માથું મૂકી સાષ્ટાંગનમસ્કાર કર્યા અને મહારાજની ત્રણ પ્રદક્ષિણા કરી નાગો ઉઘાડોજ મહારાજ આગળ કેટલેક દૂર બેસી મ્હોટે મ્હોટેથી રડવા લાગ્યો. તેનો આ'વો પ્રકાર જોઈ બધા લોકો એકદમ ચકિત થઇ ગયા; છેવટે મહારાજે તેને ધોતીઉં પહેરવા કહ્યું. તે કાંઇ સાંભળે નહીં. તેની સ્ત્રીને તેને પહેરાવવા કહ્યું, તે પણ મહારાજ પાસેથી ઉઠે નહીં. આખરે મહારાજે તેને બીજા કોઈની પાસે બળાત્કારીથી ધોતીઉં પહેરાવ્યું અને તેણે શરીર ઉપર જે દાગીના પહેરાવ્યાં હતાં તે કહાડીને પાછાં આપવા લાગ્યા, તો તે પાછાં લે નહીં પછી મહારાજે ગુસ્સે થઇ જોર જુલમથી તે તેની સ્ત્રીને સ્વાધીન કરી જે જે તેણે આણ્યું હતું કુંચી વગેરે બધું તેની સ્ત્રીને આપી તેને તેની સાથે મહારાજે ઘેર મોકલી દીધો અને બધા લોકો દર્શન લઈ પોતપોતાને ઘેર ગયા, તેના પર મહારાજની કૃપા થઇ એમ લોકો સમજતા. આ કાલિદાસ મોચીનું ખડગપુરમાં મ્હોટું કારખાનું હોઇ તે બહુ મ્હોટો શ્રીમંત હતો. પરંતુ તેની પૂર્ણ પુણ્યાઇને લીધે કહો અથવા તેનો યોગાયોગ તેવાજ હતો તેથી કહો આગળ થઈ ગયેલા પૂર્ણ ઈશ્વરના પરમભક્ત રોહિદાસ ચમાર પ્રમાણેજ એને પણ વૈરાગ્ય ઉત્પન્ન થઈ તેણે પોતાનું સર્વસ્વ મહારાજના ચરણમાં અર્પણ કરી એકદમ છુટા થઇ મહારાજનો નિઃસીમ ભક્ત બની તેમની ભક્તિએ લાગ્યો. પછી તે મોચી ઘેર બહુ ન જતાં, પહેરેલાં કપડાં શિવાય શરીરપર કાંઇ પણ ન લેતાં ઉઘાડોજ ફાવે ત્યાં ફરવા લાગ્યો, અને ગાંડા પેઠે મ્હોં વાટે ફાવે તેવા શબ્દો બોલી પાગલ પેઠે વર્તન કરવા લાગ્યો. લોકોને તેને લીધે ત્રાસ થાય નહીં તેથી કોઇએ તેને પોલીસના તાબામાં સોપ્યો. તે છુટી જાય નહીં તેથી તેને એવી યુક્તિથી દોરડાં વડે બાંધી મૂકવા કે તેનાથી છુટાય નહીં આવી રીતે બાંધી મૂકે તો પણ તે પોતાની મેળે છુટી જતો હતો. કેમ છુટયો, કોણે છોડ્યો એનો કોઇને ખ્યાલ પણ આવતો નહીં, એવી રીતે

ત્રણ ચાર દિવસ, જુદી જુદી રીતે હાથ પગ પણ બાંધી મૂક્યા હોય છતાં છૂટીજ જતો. કોઇ કહેતું મહારાજની તેના ઉપર કૃપા થઇ છે તો તે શું હવે કાંઇ બંધાય કે? પછી પોલીસ લોકોએ તેનો પીછો છોડી દીધો. પછી લોકોને ત્રાસ થાય નહીં તે માટે મહારાજેજ તેને એક દિવસે ખૂબ માર્યો ત્યારથી તે એક જગ્યાએ ગમે ત્યાં બેસી રહેતો, પછી તે વૈરાગ્ય સ્થિતિમાંજ રહેતો. હાલ કયાંઇ કયાંઇની તીર્થયાત્રા કરતાં કરતાં મહારાજનું ભજન કરે છે અને મહારાજ જ્યાં હોય ત્યાં પણ કોઇ કોઈ વખત દર્શને આવે છે.

દાસોપંત ખાસનીસને ત્યાં ઘણા દિવસથી પાંજરામાં પોપટ પાળ્યો હતો. તે એક દિવસ છૂટી (ઉડી) મહારાજની ભંગી ચાળીમાં આવ્યો. આશ્ચર્યની વાત એ કે તે પોપટનું પાંજરૂં કોઇએ ઉઘાડયું ન હોઇ તે બંધ પાંજરાંમાંથી આપોઆપ ભંગીની ચાળીમાં આવી મહારાજ જે વરંડામાં બેસતા હતા ત્યાંજ તેમની આસપાસ ઉંચી જગ્યામાં બેસી અવાજ કરતો હતો. લક્ષ્મીબાઇએ કહ્યું, અમારો પોપટ પાંજરામાંથી કેવી રીતે નીકળ્યો અને કેવી રીતે અહીં આવ્યો એ કાંઇ અમને સમજાતુંજ નથી અને અહીંતહીં ન જતાં મહારાજનાજ વરંડા પાસે અહીંથી ત્યાં ત્યાંથી અહીં ઉડી બેસતો. તેને પકડવાને પુષ્કળ ખટપટ થતી હતી તોપણ કોઇના હાથમાં તે આવ્યો નહીં. ચાર પાંચ દિવસ પછી મહારાજે તેને થોડો ભાત દેખાડી મ્હોં આગળ મૂક્યો તો ઉપરથી ઉડી નીચે આવી ખાવા લાગ્યો. એટલામાં મહારાજે તેને પકડી ખાસનીસને ત્યાં પહોંચતો કર્યો, પરંતુ પછી તે બહુ દિવસ જીવ્યો નહીં.

ભંગી લોકોએ તેમના દેવને તે ચાળીમાંજ એક ઠેકાણે, પત્થરના બનાવી, ખૂબ દિવસથી માંડી રાખ્યા હતા. તે લોકો રોજ તેની પૂજા કરતા. કોઈ કોઈ વખત તે લોકો તે દેવને ડુક્કરનો કે બકરીનો બળી આપતા હતા. તેમના દેવ આગળ તે પશુનું બલીદાન આપતી વખતે તે લોકો મહારાજને બોલાવી જતા. મહારાજને તે કહેતા કે "મહારાજ આજે અમારો સપરમો દિવસ છે. અમારા દેવને

સુવરનું બલીદાન આપીએ છીએ તો એ વખતે આપ જો પાસે રહો તો એ જનાવરનો આત્મા પરમેશ્વર પાસે ચાલ્યો જશે. ” મહારાજ પણ તે ડુક્કરનું બલીદાન થાય ત્યાં સુધી ત્યાં બેસતા હતા. પ્રથમ તે લોકો ડુક્કરને ન્હવરાવે ધોવરાવે છે અને પછી તેને તે દેવ આગળ લાવી બાંધી મૂકે છે અને તે દેવની યથાસાંગ તેમની રીત પ્રમાણે પૂજા વગેરે કરી પછી તે ડુક્કરને દેવ આગળ છુટું ઉભું કરી, તે દેવનો જે કોઈ ભક્ત હોય છે તે કાંઇ મંત્ર બોલે છે. પછી બે ચાર જણા મળી તે ડુક્કરને નીચે પાડે છે, તેના પગ બેઉ બાજુથી બે જણાં પકડી રાખે છે, એક જણ તેનાં મ્હોં નાક દાબી રાખે છે અને પેલો જે ભક્ત હોય છે તે હાથમાં એક મ્હોટું લોખંડનું ખીલા જેવું હથીઆર જેનો આગળનો ભાગ તીર જેવો બાણ પેઠે અણીદાર હોય છે તે હાથમાં લઇ તે ડુક્કરની છાતીમાં એટલે કાળજાં પાસે એકદમ ઘોંચી દે છે અને મ્હોં વડે કાંઈ મંત્ર બોલતો જાય છે. પછી તેનો જીવ જાય ત્યાં સુધી તે ડુક્કર થોડો વખત ત્યાંજ પડયું રહે છે. તેનું બહાર નીકળેલું લોહી તે દેવતાને તે લોક વહે છે. આ બધું થયું ત્યાં સુધી મહારાજ ત્યાંજ બેઠા હતા. પછી તેનો જે વિધિ થવાનો હોય તે થવો શરૂ થયો એટલે મહારાજ ઉઠી પોતાને ઠેકાણે ગયા. પછી તે ડુક્કરનો જીવ ગયા પછી તે લોકો તેને દૂર લઇ જઇ તેના શરીરપરના વાળ જતા રહે તે માટે તેને કચરા કસ્તરમાં શેકે છે અને ઘેર લાવી તેને કાપી તેનું માંસ વગેરે કહાડી તેની મ્હોટી રસોઈ કરે છે. તેના લોહીની કઢી કરે છે. મસાલો વગેરે નાંખી તૈયાર થાય એટલે બીજી પણ રસોઈ કરી પછી તે ચડેલી રસોઇનો નૈવેદ્ય તેમના તે દેવને અર્પી બધા લોકો આનંદથી મઝામાં મહારાજનું નામ લઇ ભોજન કરતા. મહારાજ પણ વચ્ચે વચ્ચે તેમની તે ગમ્મત જોતા હતા અને તેમના તે કામમાં મદદ પણ કરતા હતા. જેમ ભગવાન, સજન કસાઇને ઘેર બકરાં મારી કાપવામાં મદદ કરતા હતા તેમનો હેતુ પણ તે પશુનો આત્મા પરમેશ્વર રૂપજ થાય એજ હતો. મહારાજ તો ભંગી લોકો જેવી નીચ જાતીના લોકોને પોતાનો સહવાસ કરાવી

(આપી) ડુક્કર જેવાં પશુઓનો નાશ તે લોકો કરતા ત્યારે તેમાં મહારાજ મદદ કરતા હતા. કામ કરવા લાગતા હતા એમાં પણ એજ ઉદ્દેશ હતો કે પૂર્ણ પરબ્રહ્મ મહારાજના સહવાસથી તે નીચ ભંગી લોકોનો અને તે ડુક્કર જેવા પશુના આત્માનો પરમેશ્વરને ત્યાં ઉદ્ધાર થાય.

મહારાજ જે વરંડામાં બેસતા હતા તેના પશ્ચિમ ભાગમાં આવેલાં મેદાનમાં દક્ષિણ બાજુએ ન્હાના મ્હોટા ખાડા, ખૂબ અંતર ઉપર (દૂર) હતા, તોએ તે મહારાજને દેખાતા હતા. તેમાંના એક છાછરા ખાડામાં એક જટા દાઢી વધારેલો કોઇ બુઓ (મહારાજ) સંધ્યાકાળે ચાર પાંચ વાગ્યાને સુમારે સાથે કાંઇ સામાન લાવી મહારાજને દેખાય એવી રીતે તે ખાડાની જગ્યામાં નાગો થઇ ત્યાં દેવતા સળગાવી નાગો નાગોજ ત્યાં કાંઈ હોમ કર્યા જેવું કરીને, નાગો નાગોજ તે હોમની આજુ-બાજુએ પ્રદક્ષિણા ફર્યા કરતો. એમ કેટલાક દિવસો સુધી કર્યાજ કરતો મહારાજ રોજ વરંડામાં બેઠા બેઠા તેની આ ગમ્મત જોયાં કરતા. દર્શને આવનારાં કેટલાંક સ્ત્રી પુરૂષોને પણ તેને દેખાડી મહારાજે કહ્યું કે પેલો કોણ ભૂતીઓ બુઓ છે? તે મ્હારી પર મેલી વિદ્યાનો પ્રયોગ કરે છે? તેના પ્રયોગથી મ્હારૂં શું થવાનું છે? મ્હારૂં જે થવાનું તે બધું થઇ ગયું. તે તો જે કરે છે તે કરી મ્હારી શક્તિ મેળવવાનો કાંઇ પ્રયત્ન કરે છે. તેથી તેને શું મ્હારી કળા પ્રાપ્ત થશે? અને મળે તોએ મ્હારૂં શું કમી થવાનું છે? કોઇપણ ગમે એટલું મ્હારી પાસેથી લઇ જાય તો મ્હારૂં કાંઇ કમી થશે નહીં. મ્હારી પાસે અપરંપાર ભર્યું છે. એ તો કેટલાએ દિવસથી આ પ્રયોગ કરી રહ્યો છે. જો એ એમ ન કરે એમ મ્હેં ઇચ્છયું હોત તો મ્હેં તેને ક્યા-રનો હાંકી મૂકયો હોત. મ્હેં મ્હારા મનમાં ધાર્યું જવા દો. તે જે કરે છે તે કાંઇ મેલી વિદ્યાનો પ્રયોગ કહો કે કાંઈ સાધના કહો તે કરીને જો તેને મ્હારી પાસેથી કાંઇ ફાયદોજ થતો હોય તો ભલેને બિચારો ફાયદો કરી લે! આખરે તેની મુદ્દતના જે દિવસો હતા તે વીતી ગયા એટલે આપોઆપજ આવતો બંધ થયો.

મહારાજ જે વરંડામાં બેસતા હતા ત્યાં ભંગી લોકોની એક ન્હાની બકરી હંમેશ મહારાજ આગળ આવી બેસતી. એક દિવસે સંધ્યાકાળની વખતે બધા લોકો દર્શને આવી બેઠા હતા ત્યારે મહારાજ વરંડામાં પોતાની જગ્યા ઉપર અઢેલીને બેઠા હતા અને તે વખતે તે બકરી પણ મહારાજ પાસે બેઠી હતી. કાંઇ વાતો કરતા કરતા મહારાજ બોલ્યા, "આ બકરી રોજ અહીં આવી બેસે છે. એનું કાંઈપણ ઋણાનુબંધ હોવું જોઇએ. આ બકરીનો મહિમા સાધારણ ન હોતાં મ્હોટો હોવો જોઇએ. બકરીને ક'યે ક'યે નામે જુદા જુદા દેશોમાં ઓળખવાની રીત છે તે કોઈને ખબર છે કે? કોઈ બકરી કહે છે. કોઇ શેળી કહે છે, તે શેળીનોજ અપભ્રંશ કોઇ શેરડી કહે છે એવાં નામો તમને કોઈને ખબર છે કે નહીં?

કોઈ—"તેને અજા પણ કહે છે."

મહારાજ—"અજા સંસ્કૃતમાં કહે છે. ત્યારે આપણી સામે બેઠેલી જે અજા કહો કે શેરડી કહો કે શેળી કહો તેનું માહાત્મ્ય બહુ મ્હોટું છે એ અહીં આવીને બેસે છે માટે હું તેને રોજ નમસ્કાર કરૂં છું. આ શેરડી જે કોઈ બિચારા ભંગીની હોય તે બહુ ભાગ્યશાળી છે." એવીજ રીતે મહારાજ તે શેળીને શેરડી શબ્દથી સંબોધી કોઈના લક્ષમાં આવે નહીં એ'વી રીતે તે શેરડીનુંજ એટલે શેળીનુંજ માહાત્મ્ય કહેતા બેઠા. "આ શેરડી એ'વી દેખાય છે કે આ શેરડીમાં મ્હને બધા દેવોજ દેખાય છે. આ શેરડી અહીં બેઠી છે ખરી; પરંતુ બેઠાં બેઠાં હજારો કારભાર કરે છે અને હજારો ઠેકાણે તેનું ગમન થોડાજ વખતમાં થઇ જાય છે." એવી રીતે તે શેળીનું નિમિત્ત કરી શેળીને શેરડી કહી શિડીનુંજ વર્ણન કરતા બેઠા. આ વખતે અષાડ મહિનો હતો. મહારાજે તે શેળીને શેરડી નામ આપી તેના મહિમાનું ખૂબજ વર્ણન કર્યું. તે ઉપરથી મંગરૂળકર નામના ગૃહસ્થને મહારાજને મ્હોં-એથી શેરડી શબ્દ સાંભળ્યો કે તરતજ 'શિર્ડી' નામનું એક ગામ હોઈ ત્યાં સાઈબાબા 'નામના એક મ્હોટા અવલિયા પુરૂષ છે એમ પહેલાં કોઈવાર સાંભળ્યું હતું તેની યાદ આવી,

આપણે શિર્ડી સાઈબાબાને દર્શને જવું જોઈએ એમ હશે તેથી મહારાજે આ શેળી ઉમરથી શિર્ડીના મહિમાનું વર્ણન કરી આપણને ઈશારો કર્યો હશે એમ નક્કી કરી, અષાડી એકાદશી નિમિત્તે પંઢરપૂર જાઉં છું એમ બધાંને કહી તે ચાલતા થયા. એ ગૃહસ્થ પંઢરપૂર જતાં કે ત્યાંથી આવતાં શિર્ડી ગયા, સાઈબાબાનાં દર્શન લીધાં અને પ્રસંગોપાત ત્યાંના સાઈબાબાના ભક્તો સાથે વાતો કરતાં કરતાં કહ્યું કે ખડ્ગપુરમાં પણ એક મહાસિદ્ધ પુરૂષ પ્રકટ થયા છે. એમ કહી મહારાજની ખડ્ગપુરમાં ચાલી રહેલી લીલા બધી કહી. છતાં મહારાજની આ લીલા સાંભળી આપણા શિર્ડીના ઉપાસની બાબાજ ખડ્ગપુરમાં છે એમ શિર્ડીના લોકો પણ કાંઈ સમજ્યા નહીં અને તે મંગરૂળકરને પણ મહારાજ શિર્ડીના છે એવો ખ્યાલ નહીં. તેથી ફરી સહજ બોલતાં બોલતાં કોઈએ પૂછ્યું કે ખડ્ગપુરના તમારા જે મહારાજ છે તે આવ્યા ક્યાંથી? ત્યારે તેણે કહ્યું કે નાગપુરમાં પિલ્લે અટક ધરાવતા એક ડૉકટર તેમને ત્યાંથી એઓ આવ્યા છે એમ અમારા સાંભળવામાં છે. આ સાંભળી ડૉ. પિલ્લેએજ ઉપાસની મહારાજને સંતાડી મૂક્યા છે એમ સાઈબાબાએ કહ્યું હતું તેની યાદ આવી મહારાજ ખડ્ગપુરમાં છે એ વાત બધાં સમજી ગયાં. આ ઉપરથી મંગરૂળકર પણ ખડ્ગપુરના સિદ્ધપુરૂષ છે તેમનું નામ ઉપાસની મહારાજ હોઈ તે શિર્ડીનાજ છે એમ એ પણ સમજી ગયા. પછી તે મંગરૂળકરના કહેવા ઉપરથી શિર્ડીના લોકોને અદ્ભૂત આશ્ચર્ય થયું અને સાઈબાબા પાસે પણ કોઈએ વાત કહાડી કે ઉપાસની મહારાજ તો ખડ્ગપુરમાં હોઈ તેમનો ત્યાં મહિમા ખૂબ વધી ગયો છે. તેમનો આજે પત્તો લાગ્યો.

સાઈબાબા—"તમને આજે પત્તો લાગ્યો. પેલા ભાઉને તો પહેલેથી ખબર છે. ( સાઈબાબા ડૉ. પિલ્લેને "ભાઉ" કહેતા. ) પછી પેલા મંગરૂળકરે મહારાજનું નામ, ગામ, અટક તથા શિર્ડીમાં એ ઘણું વર્ષો અન્ન પાણી સિવાય રહ્યા હતા વગેરે સાઈબાબાની એમની ઉમર [illegible] થઈ હતી વગેરે માહિતી મેળવી ખૂબ આનંદથી તે મંગરૂળકરે ખડ્ગપુર આવી મહારાજની શિર્ડીની હકીકત

ખડ્ગપુરમાં પ્રસિદ્ધ કરી. હજી સુધી એટલે ગઇ અશ્વિન સુદ પૂર્ણિમાથી તે અષાડી પૂર્ણિમા સુધી એટલે દસ મહિના, મહારાજ કયાંથી આવ્યા, એઓ કોણ છે, એમનું નામ તથા ગામ તથા પહેલાંની હકીકતની આજસુધી કોઇને ખબર નહોતી. મંગરૂળકરે તે પ્રસિદ્ધ કર્યાથી બધાંને બહુજ આનંદ થયો અને મહારાજને નામે ખૂબ જયજયકાર થવા લાગ્યો. તેથી મહારાજ ખૂબ ચ્હીડાયા અને મંગરૂળકર પૂજા માટે આવ્યા ત્યારે તેનું બધું પૂજાસાહિત્ય ફેંકી દઈ તેને લાતે લાતે માર્યો; કેટલેક વખતે શાંત થયાં પછી મહારાજ —"જે થયું તે ઠીક થયું. હવે ખડ્ગપુરનું અને મ્હારૂં ઋણાનુબંધ પૂરૂં થયુંજ સમજો. મહારાજનાં આવાં બોલવાથી બધાંને લાગ્યું કે કોણ જાણે કદાચિત્ મહારાજ ગયાજ તો તેમની યાદગીરી આપણી પાસે જોઇએ, એ'વો વિચાર કરી મહારાજનો ફોટો લેવાનું ઠેરવ્યું. તે પ્રમાણે મહારાજ પાસે ફોટો સંબંધી વાત કહાડી એટલે બે ચાર દિવસ તો તેમને ધમકાવી ન્હસાડીજ મૂકયા. એક દિવસ સંધ્યાકાળે પાંચ વાગ્યાને સુમારે વરંડાની બહાર ભીતના ખૂણા પાસે લાકડાના પીપને અઢેલી જમણો હાથ કમર ઉપર મૂકી દક્ષિણાભિમુખે ઉભા હતા. કાંઇ બોલતા પણ હતા. મહારાજ આનંદમાં છે એ જોઇ ફોટોગ્રાફરે એકદમ કૅમેરા ઉભો કર્યો. મહારાજ તે જોતાંજ બોલ્યા, "હું ના કહેતો હતો છતાં તમોએ છેવટ આ પ્રસંગ આણ્યોજ." કેડ પર હાથ રાખી, શરીર પર કંતાણ લઈ પીપને અઢેલી ઇંટ ઉપર ઉભા હતા એટલામાં ફોટો લઇ લીધો.

સત્પુરૂષ મહાત્મા, અવતારિક પુરૂષો જગતના કલ્યાણ માટે જ્યાં પ્રકટ થાય છે તેમની પાસે આ લોક તથા પરલોકના કલ્યાણ માટે જે હઝારો લોકો ભેગા થાય છે તે બધાના કલ્યાણ માટે તે હઝારો જણના સમુદાયમાં તેમની અંદર અંદરજ કોઇ પણ બાબતમાં મતભેદ પડી થોડા પ્રમાણમાં પણ વિરૂદ્ધ બાજુ ઉત્પન્ન થવાની જરૂર હોય છે. જેમ શ્રીકૃષ્ણ પરમાત્માના વખતમાં કૌરવ પાંડવ હતા. પરમેશ્વરના બધા ભક્તોજ પરંતુ તે ભક્તોમાં



શ્રી ઉપાસની મહારાજ ( ખડ્ગપુર )

કેટલાક ઉલટી રીતે ચાલનારા અને કેટલાક સુલટી રીતે ચાલનારા હોવાની જરૂર છે એટલે અંદર અંદરજ એકમેકના દોષોનું હરણ થઇ બેઉ બાજુઓ, પક્ષો મુક્ત થઈ જાય છે. પરંતુ આ સત્પુરૂષના સાન્નિધ્યમાં થવાની જરૂર છે. કારણ એ બધો તે સત્પુરૂષનોજ ખેલ હોય છે. તેજ પ્રમાણે મહારાજના ખડ્ગપુર છોડી જતાં પહેલાં સુમારે મહિનો દોઢ મહિનો મહારાજને ત્યાં આવનારા સેંકડો હજારો લોકોમાં બ્રાહ્મણ લોકો પણ પુષ્કળ હતા અને બધા ખડ્ગપુરના હતાજ. પછી કાંઈ કારણસર બ્રાહ્મણ બ્રાહ્મણમાં મતભેદ પડી એકમેકની સલાહ મસલત (સંપ) થી ચાલતું હતું તે એકેકની સલાહ મસલતમાં કેટલીક બાબતમાં ફેર પડવા લાગ્યો તેથી દ્વેષ ઉત્પન્ન થઈ કેટલાક થોડા બ્રાહ્મણો બીજા બધા લોકો સાથે શત્રુત્વ કરવા લાગ્યા (લોકોથી વિરૂદ્ધ ચાલવા લાગ્યા.) તેમાં જે સમજુ હતા તેઓ ત વિરૂદ્ધ પડેલાને કહેતા કે, "આપણે બધા જણા મહારાજની સેવામાં હોવાથી આપણે અંદર અંદર વિરૂદ્ધ મત પ્રમાણે ચાલવું એ ઠીક નથી. વગેરે ખૂબ ડહાપણની વાતો તે લોકો કહેતા. પરંતુ જે કેટલાક થોડા વિરૂદ્ધ પડ્યા હતા તેમાં કોઈ ડાહ્યું કે સમજદાર ન હોયાથી અને બધા તોફાની તથા જક્કી હોવાથી પોતાની હઠ ચલાવી, ડાહ્યા, સમજણવાળા લોકો હતા તેમને કાંઇ નજીવા કારણ માટે પણ તે વિના કારણ ત્રાસ આપવા લાગ્યા અને મહારાજની ભક્તિ તથા સેવામાં અડચણ નાંખવા લાગ્યા. તે લોકો ગમે તેટલાં વિઘ્નો આણુતા, તથા ગમે તેટલો ત્રાસ આપતા હતા છતાં, મહારાજની ભક્તિમાં લાગેલા બ્રાહ્મણ વગેરે સેંકડો લોકો તે થોડા કુસંપ પ્રેમી વિરૂદ્ધ મતવાળા લોકોની પર્વા ન કરતાં તેઓ પોતે મહારાજની સેવા અને ભક્તિ વધારેને વધારેજ કરવા લાગ્યા. હંમેશ પેઠે ભંડારા, કુમારી પૂજન, છોકરીઓને ન્હવરાવવું વગેરે એ બધું ઠેઠ સુધી ચાલુજ હતું. તેમનાથી વિરૂદ્ધ પડેલા બ્રાહ્મણલોકોની સ્ત્રીઓ ભંગીઓની છોકરીઓને ન્હવરાવવા હંમેશ પ્રમાણે આવતીજ હતી. છતાં તે વિરૂદ્ધ પડેલા લોકો બીજાને કહેતા, "મહારાજ પૂર્ણ પરબ્રહ્મ

અદ્વૈત અવસ્થામાં પૂર્ણ થયા છે, તેમની વાત બરોબરજ છે. પણ આપણે બ્રાહ્મણ લોકોએ ભંગીની ચાળીમાં ભંગીઓની અડક આભડ તથા ત્યાં ખાવાપીવાનું કરવું એ બરોબર નથી. મહારાજ ભંગીઓની ચાળીમાં બેસે તો ભલે બેસે પણ આપણે બ્રાહ્મણ લોકોએ ત્યાં શું કામ જવું ?" બીજા લોકો કહેવા લાગ્યા કે, "તમો કેટલાક લોકો વિરૂદ્ધ પડી અમોને દોષ દોછો, પરંતુ તમો પણ અત્યાર સુધી ભંગીની ચાળીમાં અમારી સાથે ખાતા પીતાજ હતા અને તમારે ત્યાંની સ્ત્રીઓ ભંગીની છોકરીઓને ન્હવરાવવા ઠેઠ હજી સુધી તો આવ્યાં કરે છે. અષાડી પૂર્ણિમાના ભંડારા વખતે પણ તમો લોકો ખાવાપીવામાં હતાજ છતાં, વિના કારણ અમને શા માટે દોષ દોછો ? મહારાજને તો તમો પૂર્ણ પરબ્રહ્મ કહોછોજ અને મહારાજ ગમે ત્યાં હોય તોપણ તે યોગ્યજ છે એમ પણ કહોછો. તો તેમને માટે આપણે તો જવાનું; માટે તે ગમે ત્યાં હોય તો તે બદલ શંકા ઉઠાવવી એ ઠીક નહીં, આજ સુધી મહારાજે બધાંને ઉપદેશ કર્યો તે એકેક શબ્દ વેદ વાકય જેવોજ છે. આપણા પવનીના હરિદાસબુઆ એ કે'વા વિદ્વાન અને કેટલા કર્મઠ ! તેમણે પણ કહી મૂકયું કે મહારાજ એ પૂર્ણ જીવન્મુક્ત હોઇ તેમનું એકેક વાકય ઉપનિષદની પંક્તિનું છે, એમ છે તો મહારાજ પાસેથી આપણે પણ આ લોક તથા પરલોકમાં કલ્યાણ કરી લેવું જોઇએ તે છોડી અંદર વાદાવાદ શા માટે કરવી ?"

વિરૂદ્ધ પક્ષના લોકો—મહારાજ પૂર્ણ છે, અમો કયાં ના કહીએ છીએ ? પરંતુ તમારો અમારો તેમના જેવો અધિકાર નથી. માટે આપણાથી ભંગીની ચાળીમાં કેમ જવાય ?

બીજા લોકો—"આપણો અધિકાર એવો ન હોય તેથી શું થયું ? તે અધિકાર આવવા માટે તે ગમે ત્યાં હોય તોપણ તેમને પગે પડવા આપણે ત્યાં જવુંજ જોઇએ. મહારાજના ગુણ દોષ જોવાનો આપણને શો અધિકાર છે ? "વગેરે કહી પુષ્કળ પ્રકારે રાવસાહેબ વિનાયકરાવ એકનાથરાવ મિસાળ વગેરે મ્હોટા મ્હોટા લોકોએ તે વિરૂદ્ધ લોકોને ખૂબ સમજાવ્યા.

પરંતુ તે તો પોતાનુંજ કહેવું પકડી બેઠા તેથી તેઓ ફાવે તે ઉપસ્થિત કરી લોકોને ત્રાસ આપતાજ હતા. પરંતુ બીજા લોકો તેમના ત્રાસની કાંઈ પર્વા કરતા નહોતા. તેમનું બધાંનું તો જે ચાલતું તે ચાલતુંજ હતું. પછી પછી તે વિરૂદ્ધ લોકોએ મહારાજ અહીં છે તેથી બધા તે ભંગીની ચાળીમાં જાય છે માટે મહારાજ જાય એ'વી કાંઇ પણ યુક્તિ શોધી કહાડવાનો વિચાર કરી, મહારાજ એ કોઇ પાગલ, ગાંડા છે, ફાવે તેને પત્થર મારે છે, ગાળ દઈ સ્રીપુરૂષોની આબરૂ લે છે, પોતાની ગાંડછામાં વિષ્ટાના ટોપલા માથાંપર લેછે, ફાવે ત્યાં ગટરમાં ગંધાતા કચરા કસ્તરમાં આળોટતા પડે છે, એઓ બ્રાહ્મણ હોવા છતાં ભંગીઓનાં, મહારના ઘરમાં ફાવે તેવાં કામો કરે છે, અને ભંગીના કચરા કસ્તરનાં કુંડાં પાસે બેસે છે. એવી રીતે તે પોતે ધર્મ છોડી ચાલે છે. એ'વા તે મહારાજ પાસે સેંકડો હઝારો લોકો જાય છે, તે પોતે ગાળ દઇ હાંકી મૂકે છે છતાં સેંકડો લોકો જાય છે અને તે પણ બધા ધર્મભ્રષ્ટ થાય છે. માટે આ વાતનો કાંઇ બંદોબસ્ત થવો જોઇએ એવાજ કાંઇક ભાવાર્થવાળી એક અરજી તે વિરૂદ્ધ પક્ષવાળાઓએ સરકારમાં આપી. પછી એકનાથરાવ વગેરે લોકોએ પેલા વિરોધીઓએ (સામાવાળાઓએ) અરજી કર્યાની વગેરે હકીકત મહારાજને કહી.

મહારાજ—"તેમણે જે જે અરજીમાં લખ્યું છે તે કાંઇ ખોટું થોડુંજ છે? અરજીમાં લખ્યાનું જે તમો કહો છો તેવીજ તો મ્હારી સ્થિતિ છે. તેમાં એમણે ભૂલભરેલું શું લખ્યું છે? ત્યારે તમો લોકો શા માટે આવો છો? ના આવો, તમો મ્હારી પાસે આવી ભ્રષ્ટ થતા હો એમ જો તમારા મનમાં આવતું હોય તો તમારે ના આવવું અને હું પણ તમને ઘણા દિવસોથી એજ તો કહેતો આવ્યો છું કે હું ભંગી બન્યો છું, મ્હારી પાસે કોઇએ ન આવવું. ન આવવા માટે ખુબ પ્રકારે ગાળો દઇ માર મારી તમો લોકોની અશ્રદ્ધા થાય અને તમો લોકો આવો નહીં એ માટે પણ હું ઘણી રીતે ભંગી પેઠે ચાલતો હતો. ત્યારે તે સામાવાળાઓએ લખ્યું તે શું ખોટું છે?" બીજા લોકો બોલ્યા,

મહારાજ તમે ફાવે તે કહો તોપણ તમો પૂર્ણ પરબ્રહ્મ હોઈ આપનાપર અમારો જે પૂજ્યભાવ બંધાયો છે તે નાશ પામતો નથી.”

મહારાજ—“ઠીક ત્યારે, તેમને જે યોગ્ય લાગે તે તે કરે અને તમને જે યોગ્ય હોય તે તમો કરો. તેમની વાટે જવાનું તમારે શું કામ? તે સામાવાળા જે થયા છે તે સામાવાળાની જરૂરજ હોય છે. વિરૂદ્ધપક્ષને લીધે સુલટી બાજુ પક્કી બનતી જાય છે. જેમ જેમ તે વિરૂદ્ધપણું કરતા જાય અને તમો તેની બેપર્વાઈ કરતા જાવ તેમ તેમ તમો પાકા બનતા જાવ છો અને તે પાકાપણું વિરૂદ્ધને લીધેજ થતું હોવાથી વિરૂદ્ધ પડનારા લોકોનું પણ કલ્યાણુજ છે તેથી મ્હારે તો બેઉ સરખાજ છે. તમો લોકોની પરમેશ્વરજ કસોટી કરી જુએ છે, એમ સમજો. પહેલો હુંજ વિરૂદ્ધ બની મ્હારે છંદે ના ચ્હડો તેથી મ્હેં તમને ફાવે તેવો ત્રાસ આપ્યો. પરંતુ મ્હારા ત્રાસની તમે પર્વા ના કરી. મ્હારા તરફથી આજસુધી થનારા ત્રાસને લીધે તમો કસોટીમાં પાર પડ્યા છો. હવે બીજા મારફતે તમારી અને તમારા દેવની એટલે મ્હારી નિંદા કરાવી તમો કેટલા પાક્કા બન્યા છો તેની તે પરમેશ્વર કસોટી કરી જુએ છે માટે તે વિરૂદ્ધ લોકો જે કરે તે કરવા દો. તમો ફક્ત તેમની વિરૂદ્ધ ના ચાલો અને શાંત રહો એટલે બસ.” એવીજ રીતનું કાંઈ મહારાજે એમને કહ્યું.

એક દિવસે મહારાજ તેમનું પોતાનું સંધ્યાકાળનું ખાવા-પીવાનું આટોપી વરંડામાં તેમની બેસવાની જગ્યાપર બેઠા હોઈ રાતે આઠ નવ વાગ્યાને સુમારે લક્ષ્મીબાઇ વગેરે કેટલીક સાત આઠ સ્ત્રીઓ બેઠી હતી. મહારાજ બધાને ઉપદેશની કેટલીક વાતો કહેતા હતા અને વરંડા બહાર કેટલાક ભંગી લોકો પણ વચ્ચે વચ્ચે બેઠા હતા. તેમની સાથે મહારાજ વાતો કરતા હતા અને સ્ત્રીઓ સાથે પણ બોલતા હતા તે પણ તે ભંગી લોકો સાંભળતા હતા. તે અષાડવદના દિવસો હોવાથી આ વખતે બહાર અંધારૂં હતું. આ વખતે તે વિરૂદ્ધપક્ષના ચાર પાંચ બ્રાહ્મણો, દરેક હાથમાં ફાનસ લઇ મહારાજના દર્શનનું નિમિત્ત કરી કાંઇક

કપટ બુદ્ધિથી આવ્યા હતા. તે બધાના હાથમાં ફાનસ હોવાથી લક્ષ્મીબાઇએ તે લોકોને ઓળખી મહારાજને કહ્યું, "આ સામા પક્ષના લોકો આવ્યા છે." મહારાજને પણ તે વરંડાથી ઘણે દૂરથીજ આવ્યા હોય એમ દેખાતું હતું. તેમની કપટબુદ્ધિ જાણી જઇ મહારાજે લક્ષ્મીબાઈ વગેરે સ્ત્રીઓને તરતજ કહ્યું, "તમો કોઈ બોલતાં નહીં મૌન ધારણ કરી બધાં ગુપચુપ બેસો, હસતાં પણ નહીં. બંગડીઓનો પણ અવાજ ના કરતાં. તે આવે તો આવવા દો. હું ગમ્મત કરૂં છું." એમ કહી બધાં ગુપચુપ રહ્યાં. મહારાજ પણ ગુપચુપ બેસી રહ્યા. એટલામાં તે લોકો પાસે વરંડા બહાર આવ્યા. બહાર ભંગી લોકો બેઠા હતા તે ભંગીઓને આવેલા લોકો વિરૂદ્ધપક્ષના છે કે કેમ તે કાંઇ ખબર નહોતી. તેઓએ ધાર્યું કે કોઇ દર્શને આવ્યા હશે, એટલામાં તે સામાવાળાઓએ ભંગીઓને પૂછયું, "મહારાજ કયાં છે?"

ભંગી—"વરંડામાં અંદર બેઠા છે. જાવ દર્શન લઇ લો."

એ સાંભળી તે લોકો હાથમાં ફાનસ લઈ બધા વરંડામાં ઘુસ્યા અને બધો વરંડો જોવા લાગ્યા તોએ પણ મહારાજ કયાંઇ દેખાયા નહીં, ફરી વરંડા નીચે જઈ ભંગીઓને ફરી પૂછયું, "મહારાજ તો ત્યાં નથી. ત્યારે તમો મહારાજ બેઠા છે એમ કેમ કહો છો?"

ભંગી—"મહારાજ તો વરંડામાં બેઠા છે. અમો તો એમને જોઈ રહ્યા છીએ. હમણાં તો અમારી સાથે વાતચીત કરતા બેઠા છે ત્યારે તમો ના શેના કહો છો? જાવ અંદર જુઓ."

ફરી તે બધાએ બધા જણા હાથમાં ફાનસ લઇ વરંડામાં આવી તે પાંચ છ ફાનસના પ્રકાશ વડે આખો વરંડો શોધી વળ્યા તોપણ મહારાજ તથા લક્ષ્મીબાઈ વગેરે કોઇ તેમને દેખાતાંજ નહોતાં, પછી તે લોકો અંદર અંદર કહેવા લાગ્યા કે, "આ ભંગી લોકો આપણી મહારાજ અહીં નથી છતાં ખોટું કહી, મશ્કરી કરે છે. તેથી ફરી વરંડાની બહાર બધા જઇ તે ભંગી લોકોને કહેવા લાગ્યા, "અરે! અમારી મશ્કરી કેમ કરી? મહારાજ કયાં છે એ સાચ્ચું કહો.

"તે ભંગીઓમાં એક છાતીવાળો હતો તે કહેવા લાગ્યો "બાબુ-સાહેબ, અમારી તો ભંગીની જાત. તમો બાબુ લોકોની અમો મશ્કરી કરીએ કે?"

વિરુદ્ધપક્ષવાળાઓ—"અરે મશ્કરી નહીં તો શું છે? અમો બધા જણાએ વરંડામાં જોયું તો નથી દેખાતા."

ભંગી—"તમને નહીં દેખાય તો તેને અમો શું કરીએ? તમારૂં દીલ કાંઇ કપટી હશે તેથી તમો નથી દેખતા. અમને તો એમજ દેખાય છે કે તમો બાબુલોકો મહારાજના દર્શન માટે નહીં આવ્યા હો, તમારી કાંઇ ભક્તિ સાચી દેખાતી નથી, મહારાજ તમને કેમ દેખાતા નથી? અમને પણ એ મ્હોટો અચંબો લાગે છે. અમને તો સ્પષ્ટ સાફ દેખાય છે કે મહારાજ બેઠા છે અને તમારા આવતાં પહેલાં સારી સારી વાતો અમારી સાથે કરતા હતા. જાવ. અંદર જુઓ આપનું દીલ સાફ કરીને જાવ."

ફરી બધાએ ફાનસ લઈ મહારાજને ચારે તરફ જોયા પણ મહારાજ કયાંઇ દેખાતા નહોતા. એમ ચાર પાંચ વખત તેમણે ફાનસ લઇ આખા વરંડામાં જોયું; પરંતુ મહારાજ કાંઈ દેખાયા નહીં; છેવટે ભંગી લોકો જુઠ્ઠા છે એમ અંગ્રેજીમાં બોલી બધા ગયા. ખૂબ દૂર ગયા પછી તે સ્ત્રીઓમાં હાસ્ય ઉભરાયું અને ભંગી લોકો પણ હસ્યા. તેમને પણ મ્હોટું આશ્ચર્ય લાગ્યું કે મહારાજે કે'વો અદ્દભૂત ચમત્કાર કર્યો. એકલા મહારાજજ દેખાયા નહીં એટલુંજ નહીં પણ સ્ત્રીઓ વગેરે કોઇજ દેખાયું નહીં એજ મ્હોટી આશ્ચર્યની વાત લાગી હસવા લાગ્યા. તે લોકો વરંડા પાસે આવ્યા નહોતા તે વખતેજ મહારાજે કહી રાખ્યું હતું કે તમો કોઇ બોલવાનો વગેરે અવાજ ના કરતાં. હું એ લોકોની ગમ્મત કરૂંછું. તે પ્રમાણે મહારાજે તે વખતે અઘટિત ગમ્મત કરી દેખાડી.

એક દિવસે ખાસનીસે ભંડારો કર્યો, તેને આગળને દિવસે લક્ષ્મીબાઈ ખાસનીસ મહારાજને પૂછવા આવ્યાં, "આવતીકાલે અમારો ભંડારો છે તો આવતી કાલે પકવાન્ન શું કરૂં?"

મહારાજ—"આપણે ગરીબ માણસ, આપણે શા માટે ભંડારા ખંડારાની ભાંજગડમાં પડવું? આજ સુધી તમો રોજ મ્હને ખવરાવોછો એજ શું થોડું થયું? એ ભંડારા કરતાં પણ પુષ્કળ થયું." એમ મહારાજે કહ્યું છતાં લક્ષ્મીબાઇએ કહ્યું કે ભંડારો કરવાનો અમારો નિશ્ચય થયો છે. તે કાલે કરવાનો છે. પરંતુ પકવાન્ન શું કરવું તેટલું તમે કહો. લાડુ કરૂં કે શિરો કરૂં કે કેશરી ભાત?" જે તમો કહો તે કરીશ.

મહારાજ—"હું તો કહું છું કે તમો આ ભાંજગડમાં ના પડો. પણ હવે છેજ તમારા મનમાં તો ફાવે તે પકવાન્ન કરો.

લક્ષ્મીબાઇ—"તમો મ્હોં વાટે બોલશો તે પકવાન્ન કરીશ."

મહારાજ—"મ્હારા મ્હોંમાંથીજ શા માટે કહડાવો છો? તમને ફાવે તે કરો.',

લક્ષ્મીબાઇએ હઠજ પકડી.

મહારાજ—"મ્હારા મ્હોંમાંથી શું નીકળે. અને શું નહીં! તમોએ જે પકવાન્નોનાં નામો કહ્યાં તેથી જુદુંજ કહેવાની મ્હને બુદ્ધિ થાય તો?"

લક્ષ્મીબાઈ—"જુદું કહો."

મહારાજ—"જે તમારાથી થશે તેજ કહીશ. પણ મ્હારા કહ્યાં પછી તેમાં ફેરફાર ન થવો જોઇએ. નહીં તો પૂછવામાં શી શોભા?

લક્ષ્મીબાઇ—ના, ના, તમો કહેશો તેજ કરીશ.

મહારાજ—"ઠીક છે તો આવતી કાલે આમ કરો. થોડા બાજરીના અને થોડા જુવારના રોટલા અને અંબાડાંની ભાજીનું શાક. આ બે જણસો શિવાય ત્રીજી કોઇપણ ચીજ નહીં જોઇએ."

લક્ષ્મીબાઇ હસીને—"આ શું મહારાજ. મ્હેં પકવાન્નની કેટલીક કેટલીક તૈયારી કરી રાખી છે.

મહારાજ—"અરે, તૈયારી કરી રાખી હોય તો તે શું ફોગટ જાય છે?" ઘરમાં ઘી, પ્રસંગે પ્રસંગે ઘી જોઇએજ છે. ખાંડની પણ જરૂર પડેજ છે રવાનો પણ ઉપયોગ હોયજ છે. ઘરમાં ને ઘરમાં પ્રસંગે પ્રસંગે તેનો ઉપયોગ થઇ જશે."

લક્ષ્મીબાઇ—"ત્યારે શું તમારા મનમાં અંબાડાંની ભાજીનું શાક અને રોટલાજ કરવાનું છે?"

મહારાજ—"હા શાક રોટલાજ પરમેશ્વરને ખરી રીતે તો ગમે છે. હું કાંઇ ગમ્મતમાં (હસતો હસતો) કહેતો નથી.

લક્ષ્મીબાઈ—"ત્યારે હું જાઉં છું અને લોટની વ્યવસ્થા કરૂં છું. બે ત્રણ ગુણ જેટલા લોટની જરૂર પડશે તે ઘંટીમાંથી દળાવી લાવવાની તજવીજ કરૂં છું અને બધી સ્ત્રીઓને આવતી કાલે રોટલા કરવા બોલાવું છું."

મહારાજ—"જાવ ત્યારે અને કરો કાલે રોટલા ભાજીની તૈયારી." લક્ષ્મીબાઈ ગયાં અને તે પ્રમાણે તેમના પતિને કહી તૈયારી કરવા માંડી. દાસોપંત ખાસનીસે પણ કહ્યું, "મહારાજને જેમાં સંતોષ અને તેમની જેવી આજ્ઞા તેજ પ્રમાણે કરવું એ ઠીક. "તે પ્રમાણે બીજે દિવસે રોટલા કરવા સ્ત્રીઓ ભેગી થઇ. અને પ્રત્યેક પોતપોતાના જુદા ચૂલા તથા જુદી જુદી તાવી પર મૂકી રોટલા કરવા મંડ્યાં. ઘણી ખરી સ્ત્રીઓને રોટલા કરતાં આવડતા નહોતા. બે ચાર કોઈ દેશસ્થના ઘરની સ્ત્રીઓ હતી તે ફક્ત રોટલા કરતી હતી અને તેમને આવડતા હતા. બાકીની કોકણસ્થની સ્ત્રીઓને આવડતા નહોતા તેથી મહારાજ તેમની ઠઠ્ઠા કરવા લાગ્યા. "અરે, સ્ત્રીના જન્મમાં મુખ્ય તો રોટલા કરતાં આવડવા જોઇએ, અને તે રોટલા વરને ખવરાવતાં આવડવા જોઇએ. એ આવડે તો ખરો સ્ત્રીનો જન્મ. એજ રોટલા તમને કરતાં આવડતા નથી તો જે રોટલા (ભાકરી) થી વરને અજરામર કરી પોતાનું સૌભાગ્ય કાયમ–અખંડ કરી લેવાનું હોય છે તે ભાકરી (રોટલા) તમને કયાંથી આવડે? તમો ઘણાં ખરાં તો તમારા વરોનાં લાડકાં, લાડે લાડે જીવતાં હશો. તેમના આગળ તમો ભાતનું ટોચકું, તુવેરની મોળી દાળ, અને ચોપડાંના ટુકડા એ તમને આવડતું હશે અને એ મૂકતાં હશો; અને ગળ્યાંમાં શિરો, બહુ થાય તો લાડુ આવડતા હશે. એ શિવાય તમને શું આવડે? કેશરી ભાત કે જલેબી થોડીજ કરો,

ચાલો ઠીક, હાલ નથી આવડતો તો આખો દહાડો કર્યા કરો એટલે આવડશે. પહેલા પહેલાં બે ચાર રોટલા બગડશે પણ પછી સારા થશે. "પછી મહારાજ પોતે પણ પાસે બેસી રોટલા કરી દેખાડવા લાગ્યા. મહારાજે કેટલાક જુવારના અને કેટલાક બાજરીના એમ બેઉ જાતના રોટલા હાથ ઉપર તથા થાબડીને કરી દેખાડ્યા. પછી જેમને આવડતા નહોતા તેમને પણ રોટલા આવડવા લાગ્યા અને બધાંએ મળી જેટલા જોયતા હતા તે ચાર પાંચ વાગ્યા સુધીમાં તૈયાર કર્યા તથા અંબાડાની ભાજીનું શાક પણ ખૂબ તૈયાર કર્યું. હંમેશ પેઠે મહારાજે સંધ્યાકાળે બબ્બે ત્રણ ત્રણ રોટલા એકેકને વહેંચી આપ્યા.

ખડ્ગપુરમાં ચંદુબાબા નામના મ્હોટા (અવલીયા) ઓલીયા હતા તે કોઇ સાથે બોલતા નહોતા અને હંમેશ ઉઘાડા રહેતા. ફક્ત એક ન્હાની અમસ્તી લંગોટી રાખતા અને તે પણ કોઇ વખત પહેરતા, નહીં તો ફેંકી દેતા. તે ગામ બહાર દૂર ગમે ત્યાં પડી રહેતા અને કોઇ કોઇ વખત ગામમાં ફર્યા કરતા. ગામમાં કયાંઇ ફરતાં ફરતાં લંગોટી કહાડી ખાંધ ઉપર મૂકી દેતા અને થોડો વખત ત્યાંજ થોભી આમ તેમ પ્રદક્ષિણા કર્યા પ્રમાણે ફરી પછી આગળ ચાલવા માંડતા. એક દિવસ રસ્તા ઉપર તેઓ અને મહારાજ મળ્યા. મહારાજને જોતાંજ તે ઉભા રહ્યા. મહારાજ તરફ જોતાં જોતાં તેમણે પોતાની લંગોટી છોડી ખાંધ (ખભાપર) નાંખી મહારાજ તરફ લાંબો વખત નીહાળી જોતા ઉભા. મહારાજ પણ તે હતા ત્યાં સુધી તેમના તરફ જોતા ઉભા રહ્યા. પછી તે ચાલ્યા ગયા એટલે મહારાજ પણ ફાવે તે એક બાજુએ ગયા. પછી સંધ્યાકાળની વખતે મહારાજ હંમેશ પ્રમાણે કચરાના કુંડાં આગળ બેઠા હોઇ બધા દર્શને આવ્યા ત્યારે મહારાજ બોલ્યા, "તમારા ગામમાં એક મ્હોટા અવલિયા છે, તમો જેમને ચંદુ-બાબા કહો છો તે. તેમની યોગ્યતા બહુ મ્હોટી છે, તેમના આગળ હું તદ્દન તુચ્છ છું. કયાં સૂર્યનારાયણ અને કયાં આગીઆનો પ્રકાશ? તે આગીઆ જેવી મ્હારી દશા. મ્હારામાં કાંઇ અર્થ નથી. તમારા એવા ચંદુબાબાને ખૂબ દિવસોથી છોડી, (**મી કશાંત કાય**

आणि फाळ्यांत पाय ) હું કંઈ પણ ગણત્રીમાં નહી એવો છું છતાં તમને મ્હારી પાસે આવવામાં શું વધારે લાગે છે તે તમો જાણો. મ્હને તો તે મળ્યા હતા તો હું પણ તેમને પગે પડ્યો. તેમાંથી કોઇ બોલ્યું, મહારાજ, તેમની પાસે કોઇ કોઈ જાય છે પરંતુ અમે એક વાર ગયા ત્યારે તેમણે તેમની મેળેજ આપના દર્શન હંમેશ લેવાનું કહ્યું."

મહારાજ—"તે તમારા ગામના એક સિદ્ધ અવલિયા છે. તેમની પાસે પણ કોઈ કોઇ વખત જતા જાવ."

મહારાજ કોઈ કોઈ વખત કેટલાંક ન્હાનાં છોકરાં અને મ્હોટાં છોકરાં સાથે તથા ભંગીઓનાં છોકરાં સાથે પણ ગેલ્લી દંડા બૉલ, લખોટી વગેરેની રમતો હંમેશ રમતા. મહારાજ રમવા આવે છે એ વાતની તે છોકરાંઓને ખબર પડી એટલે તે છોકરાં આવી મહારાજને બોલાવી જતાં. મહારાજ આગળ કોઇ ફ્રુટ નાળીએર વગેરે મૂકે એટલે મહારાજ તે લઇ તે છોકરાંમાં જઇ તેમની અને છોકરાંની રમત પૂરી થાય એટલે નાળીએર ફોડી છોકરાંઓને વહેંચી આપતા.

એવી રીતે અનેક પ્રકારની અઘટિત લીલા તથા ચમત્કારો દેખાડતાં દેખાડતાં સેંકડો લોકોના ઉદ્ધાર માટે દુઃખ ભોગવતાં ભોગવતાં તથા અજ્ઞાન લોકોને સદુપદેશ દેતાં દેતાં તથા પાપીજનોના પાપ હરણ કરતાં કરતાં અષાડ મહિનો પૂરો થઇ શ્રાવણ મહિનો શરૂ થયો. મહારાજનો આગળ શો વિચાર છે તે તે કોઈને જાણવા દેતા નહીં. મહારાજ કાયમ ખડગપુરમાં રહે અને તે પ્રમાણે મહારાજને લાયક હોય તેવી કાયમની વ્યવસ્થા કરી આપવા માટે બધાં મહારાજને કહેવા લાગ્યાં. પરંતુ મહારાજ જવાબ આપતા કે, "ઈશ્વરની ઇચ્છા પ્રમાણે જે ઠર્યું હશે તે થશે. તેના ખેલ તે જાણે," આટલુંજ કહેતા, પરંતુ પોતે કયારે ખડગપુર છોડી જવાના છે અથવા, છોડી જવાના નથી એનો સ્પષ્ટ ઉદ્ગાર મહારાજે કદી કર્યોજ નહીં.

હંમેશ પ્રમાણે ગુરૂવારે છોકરીઓને સ્નાન કરાવી જમવાવી કુમારી પૂજન કરવાનું તથા ભંડારાકરવાનું આજુજ હતું એટલામાં

અષાડ વદ અમાસના સુમારમાં રવીવારની છુટ્ટી જોઈ વ્યંકટેશ નારાયણ વૈદ્ય એટલે બાબુરાવ, ગાર્ડમામાના ભાણેજ અને તેમનાં શ્રી અન્નપૂર્ણાબાઈ બેઉએ ભંડારો કરવાનો વિચાર ઠેરવી આગળને દિવસે મહારાજને ભંડારા માટે આજ્ઞા કરવા વિનંતી કરી. મહારાજે કહ્યું, "આવતીકાલેજ શા માટે? આગળ જોઈશું ગમે ત્યારે."

બાબુરાવ અને અન્નપૂર્ણા–"આવતી કાલે રવીવારની રજા છે. આવતીકાલેજ કરવા માટે હુકમ થાય તો ઠીક"

મહારાજ—"જુઓ ભાઈ તમને બહુ ત્રાસ પડશે. શા માટે આ ભાંજગડમાં પડો છો? પછી આગળ ઉપર જોઈશું ગમે ત્યારે." અન્નપૂર્ણા—"પરંતુ આવતીકાલેજ અમારો ભંડારો થાય એવી અમારી ઈચ્છા છે. અમે બધી તૈયારી કરી મૂકી છે તે ફોગટ જશે માટે અમને આવતી કાલ માટેજ આજ્ઞા કરો."

મહારાજ–"જુઓ ભાઈ, તમને જેમ અનુકુળ આવે તેમ. તમને ત્રાસ પડશે તેથી કહું છું"

અન્નપૂર્ણા અને બાબુરાવ–"પણ અમો તો અમારે તમારા ચરણે પડીએ છીએ. બધું સાંભળી લેનાર તમે છો." એમ બોલ્યાં એટલે મહારાજે તેમને જવાની આજ્ઞા આપી તેથી તે ગયાં અને બીજા દિવસ માટેની તૈયારી કરવા લાગ્યાં. બીજે દિવસે પરોઢથી સૂર્યોદય થતાં પહેલાંથીજ ખૂબ વરસાદ શરૂ થયો. "વરસાદ કાંઇ બેસી રહે છે કે? ઉઘડી જશે, એમ ધારી અન્નપૂર્ણાએ તે ઉઘડી જવાની વાટ ન જોતાં પાણી ભરવાનું કામ, તથા લાકડાં વગેરે રસોઈનો સામાન લાવવાનું કામ તેના પતિની મદદ લઇ કરવા માંડયું. તે વખતે મહારાજ પડદામાં શૌચક્રિયા માટે બેઠા હતા. અન્નપૂર્ણાને કાંઇ લઇ આવેલી જોઇ મહારાજ પડદાની પાછળથી–"અન્નપૂર્ણા, ત્યારે તમારો આજનો વિચાર કર્યોજ કે?"

અન્નપૂર્ણા—"હા, હાલ સામાન આણી રહ્યાં છીએ."

મહારાજ—"વરસાદ તો ખૂબ આવી રહ્યો છે અને

ત્હારૂં ઘર પણ દૂર છે. ત્યારે આ ત્રાસમાં તમારો કેમ મેળ ખાશે ?"

બાબુરાવ—"આ ત્રાસ થશે એ તો આપે કાલે અમને જણાવ્યું હતું. છતાં અમારો નિશ્ચયજ એટલે અમે આજે કરવા માંડયું, વરસાદ બંધ રહી જશે. તે બેસી થોડોજ રહે છે ?"

મહારાજ—"કો'ને ખબર બેસી રહે છે કે જાય છે એમ મહારાજે કહ્યું તેથી બાબુરાવ કાંઈ સામાન લાવવા ગયા અને અન્નપૂર્ણા વરંડામાં વરસાદ ઉઘડવાની વાટ જોતી બેસી રહી. નવ-દસ વાગવા આવ્યા પણ વરસાદ બંધ પડી ઉઘાડ કાંઈ નીકળે નહીં. વરસાદ જોરમાં હોવાથી ચૂલામાં દેવતા નાખી તે સળગાવવાનું પણ બને એમ નહોતું. છેવટે આજે ભંડારાનું કામ થશે કે નહીં એ બાબતની અન્નપૂર્ણાબાઈને ચિંતા થવા લાગી. અન્નપૂર્ણાએ મહારાજને કહ્યું, તમારા મનમાં શું છે ? અમારો ભંડારો આજે ન થાય એમ કે ?

મહારાજ—"આવતી કાલે તમને ત્રાસ થશે એ મ્હેં કાલેજ કહ્યું."

અન્નપૂર્ણા—"ગમે તેમ કરો. હવે આ વરસાદ બંધ કરો."

મહારાજ—"ઠીક ત્યારે હું હવે તને યુક્તિ કહું છું તે કર. તું આજે પકવાન્ન શું કરવાની છે ?

અન્નપૂર્ણા—"રવાના લાડુ."

મહારાજ—"ઠીક ત્યારે તું ગમે તેમ કરી ચૂલો સળગાવ અને પહેલાં દાળ વગેરે બીજું કાંઇ ન રાંધતાં (ચેડવતાં) પ્રથમ કઢાઇ મૂકી લાડુ કર. પેલા ઘીમાં રવો શેક.'

અન્નપૂર્ણા—"અરે, પણ ચારે બાજુએ પાણીજ છે. ચૂલો કેવી રીતે સળગાવું ? વરસાદ ઉઘડ્યાં શિવાય કાંઇ સૂઝતું નથી, અને તમો તો આ વરસાદમાં રવો શેકવાનું કહો છો."

મહારાજ—"અરે હા, પણ જો ત્હારે વરસાદ જલદી બંધ કરી ઉઘાડ પાડવો હોય તો તેની યુક્તિ કહે કે તેનો ઉપાય કહે તે આજ છે કે તું ચૂલા પાસેનું પાણી વગેરે કહાડી નાંખી દેવતા

સળગાવી, લ્હોયું મૂકી ઘી નાંખી, રવો શેકવા લાગે કે વરસાદ બંધ થયોજ સમજ." તે પ્રમાણે અન્નપૂર્ણાબાઇ ગમે તેમ કરી ચૂલામાંનું પાણી કહાડી નાંખી, દેવતા સળગાવી, ચૂલા પર કઢઇ (લ્હોયું) મૂકી, તેમાં ઘી નાંખી રવો શેકવા લાગી. પહેલો ઘાણ શેકાઇ રહ્યો ન રહ્યો એટલામાં એકદમ વરસાદ બંધ થયો. એક દસ મિનીટમાંજ એક ઝીણું ટીપું પણ પડતું બંધ થયું અને તરતજ એક પંદર વીસ મિનીટમાં વાદળ વેરાઈ જઈ તડકો પણ નીકળ્યો. જ્યાં ત્યાં એકદમ કામ શરૂ થઈ ગયું. અન્નપૂર્ણા વગેરે બધાંને બહુ આશ્ચર્ય લાગ્યું. "મહારાજે, રવો શેકતાની સાથેજ, વરસાદ બંધ થશે" એમ કહ્યું, તે એકદમ અનુભવમાં આવ્યાથી બધાંને આનંદ થયો. બધાં મહારાજને કહેવા લાગ્યાં "બધું તમારા હાથમાં છે. આ બધો તમારોજ ખેલ. તમો ફોગટ અમારી પરીક્ષા લો છો." મહારાજ—"અરે અન્નપૂર્ણા એમાં મ્હારા હાથમાં કાંઇ નથી. જેવી જેની ભક્તિ હોય તેને તે પ્રમાણે દેવ ઉપયોગી થઇ પડે છે. ત્હારી ભક્તિ અને નિશ્ચય જોઈ દેવે વરસાદ બંધ કર્યો." પછી ગાડેમામા, લક્ષ્મીબાઇ, બાબુરાવ વગેરે લોકોએ જોરમાં રસોઈનું કામ ચલાવ્યું. તેજ વખતે વરસાદ ઉઘડ્યા પછી એક યુરોપીઅન સાહેબ અને બીજા કેટલાક લોકો દસ અગીઆર વાગ્યાને સુમારે મહારાજને જોવા માટે ત્યાં આવ્યા. મહારાજ પાસેના વરંડાની બાજુમાં નાળું હતું તેમાં પગ મૂકી બેસી રહ્યા હતા. તે સાહેબ અને તે લોકો મહારાજ પાસે ન આવતાં અને કાંઈપણ ન બોલતાં દૂરથી મહારાજની સામેની ગલીમાં અહીંથી ત્યાં અને ત્યાંથી અહીં એમ ફરી, મહારાજ તરફ જોતા જોતા, પાંચ દસ મિનીટ ત્યાં રહી, કાંઇપણ બોલ્યાં શિવાય તે સાહેબ ચાલતા થયા. પછી ચાર વાગ્યા સુધીમાં રસોઇનું ઘણું ખરૂં કામ પૂરૂં થઇ ગયુંજ હતું. લાડુથી ભરેલી મ્હોટી મ્હોટી ટોપલીઓ વરંડા બહાર મૂકી હતી. શાકના મ્હોટા હાંડા પણ વરંડા બહાર મૂક્યા હતા. તે વખતે મહારાજ કચરાના કુંડા પાસે પડી રહ્યા હતા. મહારાજના દર્શન માટે એકનાથરાવ મિરાળ રાવસાહેબ વગેરે બધા લોકો, પોલીસ ડીપાર્ટમેંટના મુખ્ય

અધિકારી યુરોપિયન સાહેબ ઘોડાઉપર બેસી, બીજા બે ત્રણ યુરોપિયન સાહેબો, તથા બીજા કેટલાક લોકો તે ભંગીની ચાળીમાં આવ્યા. બધી ગલીઓમાંથી ફરતા ફરતા પૂર્વ બાજુએથી મહારાજની ગલીમાં ઘોડાપર બેસીનેજ આવતા હતા. આવતાં આવતાં તે વરંડા બહાર લાડુ વગેરે પુષ્કળ ખાવાની ચીજો રાંધી તૈયાર મૂકી હતી તે જોતા જોતા તે સાહેબે, મહારાજ કુંડાં પાસે કચરામાં પડ્યા હતા ત્યાં આવી ઘોડા ઉપરજ બેઠા બેઠા ત્યાં ઘોડો ઉભો કર્યો. તેમને જોતાંજ મહારાજ પડ્યા હતા તે ઉઠી કુંડાંને અઢેલી ઉભા રહ્યા. તે વખતે ખડ્ગપુરના બધી જાતના હજારો લોકો ચારે બાજુએથી એટલા તો ભેગા થયા કે મહારાજે કહ્યું હતું તે પ્રમાણે એકદમ જાણે માણસોનો ખૂબ વરસાદ વરસ્યો હોય એમ લાગ્યું. જ્યાં ત્યાં માણસોજ માણસો. લોકોને એમ લાગવા માંડ્યું કે હવે ફલાણા ઉપરીસાહેબ મહારાજ પાસે ગયા છે; હવે શું થાય છે તે જોઇએ. તેમાં સામાવાળીઆઓ પણ હતાજ, એટલામાં તે સાહેબોએ મહારાજને પૂછ્યું કે, “આપ ક્યાંથી આવ્યા ?”

મહારાજ—“નાગપુરથી.” એ ઉપરાંત સાહેબે મહારાજને કાંઇ પૂછ્યું નહીં. પણ એકનાથરાવને અંગ્રેજીમાં કહેવા લાગ્યા, “આવા મહાત્મા લોકોની શક્તિ બહુ મ્હોટી હોય છે. તેમના આગળ કોઇનું કાંઈ ચાલતું નથી. હું તેમના તરફ કાંઈ ખરાબ બુદ્ધિથી આવ્યો નથી. મ્હારા કાનપર આવ્યું હતું કે આ ઠેકાણે કોઈ મહાત્મા આવ્યા હોઇ સેંકડો લોકો દર્શને આવે છે. પણ તે લોકોમાં અંદર અંદર કાંઈ ટંટો દહડાઈ છે, એમ ખબર પડ્યાથી કાંઇ ધાંધલ તથા મારામાર થાય નહીં તેના બંદોબસ્ત માટે હું આવ્યો છું. મહારાજની વાટે જવાનો મારો અધિકાર નથી.” તે કચરામાં કુંડાને અઢેલી મહારાજની ઉભેલી મૂર્તિ જોઈનેજ સાહેબ લોકો દિગ્મૂઢ બની ગયા. પછી તેમનામાં વિલક્ષણ શક્તિ હોવી જોઇએ એ’વી તે સાહેબની ખાત્રી થઇ ગઇ અને મહારાજ આગળ તેમની વધારે પૂછપરછ કરવાની તે સાહેબની હિમ્મત થઇ નહીં. ઉપરાંત એકનાથરાવ મિસાળે

એમને અંગ્રેજીમાં, મહારાજને લીધે મહારાજના આવ્યા પછી સૈંકડો ગોર ગરીબોને, ભંગી, મહાર વગેરે લોકોને હંમેશ ખૂબજ અન્ન મળવા લાગ્યું. લાડુ વગેરે રાંધેલા ખોરાક બહાર મૂકેલો સાહેબે પ્રત્યક્ષ જોયોજ હતો અને મહારાજ પોતે પોતાની મેળે કોઇને પણ ત્રાસ આપવા માટે ગામમાં વગેરે જતા ન હોઈ ફાવે તેનાં મહેનતનાં કામો કરે છે વગેરે વગેરે, જે ખરી હકીકત હતી તે એકનાથરાવે કહ્યાંથી સાહેબ ખુશ થયા, પેલા વિરૂદ્ધ પક્ષવાળાઓએ પણ એની વિરૂદ્ધ રીતનું સાહેબને અંગ્રેજીમાં કહ્યું. તેમનું સાંભળી તેમને સાહેબે અંગ્રેજીમાં કહ્યું પ્રત્યક્ષ જોયાં પછી તમારૂં કહેવું મ્હને પસંદ નથી. તમો મૂર્ખ જુઠ્ઠા છો. એમ તે સામાવાળાઓને તિરસ્કાર પૂર્વક કહી તેમણે પોતાનો ઘોડો ફેરવ્યો. થોડાં દસ વીસ પગલાં ગયાં પછી પાછા ફરી જુએ છે તો સાહેબની સાથે એક કુત્રો હતો તે તેમને કાંઇ દેખાયો નહીં. તે સાહેબ તે કુત્રાને આમ તેમ શોધવા લાગ્યા પણ તે કુત્રો કયાંઈ જડ્યો નહીં. તે સાહેબ ઘોડા પર બેસી આખી ભંગીની ચાળીમાં અને બધા લોકોના મેળામાં ચારે બાજુએ તે કુત્રાને શોધતા અને "**हमारा कुत्ता हमारा कुत्ता**" કહેતા કહેતા ફરતાજ હતા. મહારાજ કુંડાં પાસેજ ઉભા હતા. હવે કુત્રો કયાંઇ મળતો નથી એ જોઇ મહારાજને પૂછવા તે સાહેબ પાછા આવ્યા અને તેમણે મહારાજને પૂછ્યું, "મ્હારો કુત્રો કયાં ગયો?"

મહારાજ—"એ આપને ઘેરજ ચાલ્યો ગયો." એમ કહ્યું એટલે સાહેબે ઘેર જવા માંડ્યું. અત્યાર સુધી તે સાહેબનો કુત્રો મહારાજના પગ પાસેજ બેઠો હતો. પરંતુ સાહેબને કે બીજા કોઇને પણ દેખાયો નહીં. રાતને વખતે પેલા સામાવાળાઓ મહારાજના વરંડામાં મહારાજને જોવા (શોધતા) આવ્યા હતા તેમના બધાના હાથમાં મ્હોટા લાઈટવાળાં ફાનસ હોઈ ખૂબ લાંબા વખત સુધી શોધ્યાં કરતા હતા છતાં મહારાજ તથા બીજાં બેઠેલાં બૈરાં કોઇજ તેમને દેખાયાં નહીં. તેજ પ્રમાણે તે

કુત્રો મહારાજ પાસે બેઠો હોઇ, સાહેબને અથવા બીજા કોઇને દેખાયો નહીં. સાહેબ ચાલ્યા ગયા પછી મહારાજે તે કુત્રાને થાબડી કહ્યું, "જા ત્હારા માલિક ચાલ્યા ગયા, એના પહેલાં તું તારે ઘેર ચાલ્યો જા" એમ મહારાજે કહ્યું એટલે એકદમ તે કુત્રાને જતાં બધાં લોકોએ જોયો અને બધાંને આશ્ચર્ય થયું. તે કુત્રો સાહેબ ઘેર ગયા નહીં તે પહેલાં તો ઘેર જઇ પહોંચ્યો. આ બધા ચમત્કારની ત્યાં ભેગા થયેલા લોકોને ખબર પડી એટલે તેઓ મહારાજની અઘટિત લીલાનાં સાશ્ચર્ય વખાણ કરવા લાગ્યા. આ વાતની તે સાહેબને પણ ખબર પડી એટલે મહારાજની તે સાહેબ પણ ભક્તિ કરવા લાગ્યા અને પછી થોડાજ વખતમાં સંભવ નહોતો છતાંએ તે સાહેબનો પગાર પણ વધ્યો તેથી સાહેબ પણ એમની ખૂબ ભક્તિ કરવા લાગ્યા. તે ગયા પછી તે દિવસે હંમેશ પ્રમાણે બધા ભંગી લોકોને જોરગરીઓને અન્ન વહેંચી આપતાં અન્નપૂર્ણા તરફ જોઈ કહ્યું, "આજે અન્નપૂર્ણાના ભંડારના અન્નનો પ્રસાદ સાહેબ લોકો તેમજ બીજી બધી જાતોને પહોંચ્યો એમ સમજો. સ્હવારે ખૂબ વરસાદ પડ્યો તેથી બધી જમીન ધોવાઈ ગઈ અને સંધ્યાકાળે આ જગ્યામાં માણસોનો વરસાદ પડી, તે બધાં માણસો આ જગ્યામાં આવ્યાં તેથી તેમનાં બધાંનાં પાપો ધોવાઇ જઈ તે પાવન થઈ ગયાં છે. હવે પછી અહીંનું કાંઇ કર્તવ્ય રહ્યું હોય એમ દેખાતું નથી તેથી ઇશ્વરી સંકેત પ્રમાણે મ્હારો અને ખડ્ગપુરનો કેટલો સંબંધ હવે પાછી છે તે કોણ જાણે?

આ સાંભળી બધા સમજી ગયા કે મહારાજનો હવે જલદીજ વિયોગ થવાનો સંભવ છે અને તેથી બધાંના મનમાં મ્હોટો ધ્રાસકો પડ્યો. કારણ સેંકડો દિવસોથી સેંકડો સ્ત્રી પુરૂષોની મહારાજ સાથે માયા થઈ ગઇ હતી. એક ક્ષણ પણ મહારાજનાં સ્મરણ શિવાય કોઇની પણ જતી હોય એમ નહોતું બનતું. ક્ષણે ક્ષણે મહારાજ-નોજ બધાંને એક સરખો ધ્યાસ લાગેલો હતો. તેમાંએ સ્ત્રી વર્ગને તો બહુજ માયા અને ધ્યાસ લાગ્યો હતો. મહારાજને પણ બધાં માટે પ્રેમ બંધાયો હોવાથી બધાંને છોડી જવાનું મનમાં આવે કે

મહારાજને એક સરખું રડવું આવતું. મહારાજ શા માટે રડે છે એમ કોઇ પૂછે તો મહારાજ કહેતા કે મ્હારા સુખ દુઃખની યાદ આવ્યાથી રડવું આવે છે, એવું કાંઇ પણ કહી દેતા. અષાડ મહિનો પૂરો થઈ શ્રાવણ મહિનો શરૂ થયો એટલે ખડ્ગપુર છોડી જવાનો વિચાર મહારાજે જો કે કોઈને કહ્યો નહીં છતાં તેમના મનમાં તે માટે વિચાર ચાલતા જ હોવા જોઇએ, કારણ તે પ્રસંગ એટલે મહારાજના વિયોગ જન્ય દુઃખનો ભયંકર પ્રસંગ કોઈના મનમાં કે સ્વપ્નમાંએ નહોતો છતાં તે એકદમ ગુપ્ત રીતે આવ્યો. શ્રાવણ સુદ ચોથને દિવસે હંમેશ પેઠે બોલવા ચાલવાનું વગેરે ચાલુ હતું. સંધ્યાકાળે મહારાજનું ખાવા પીવાનું લક્ષ્મીબાઇને હાથે થયું. રાત્રે નવ દસ વાગ્યા સુધી પણ કોઇને કાંઈ પણ સમજવા ન દેતાં રાતે વરંડામાં સૂતા. ભંગી લોકોને પણ કોઇને કાંઇ ખબર પડવા ન દીધી. કોઇને જવાની ખબર પડવા દેવાથી પોતાને જવામાં ખૂબ અડચણ ઉત્પન્ન થશે અને માયાને લીધે પ્રેમ તોડી જતાં બહુ ત્રાસ થશે એ જાણી કોઇને કાંઈ પણ પ્રકારે પહેલેથી કાંઈ પણ ન સમજવા દેતાં રાત્રે બાર વાગ્યા બાદ એટલે બે વાગ્યા પછી એટલે બીજા દિવસનો પાંચમનો દિવસ શરૂ થયો તે વખતે અપરાત્રે મહારાજ ત્યાંથી વરંડામાંથી ગુપ્ત થયા.

---

## પ્રકરણ એકવીસમું.

---

### પાછા શિર્ડી તરફ.

પરોઢમાં ઉઠ્યા એટલે ભંગી લોકોને તથા બીજા કેટલાક લોકોને મહારાજ દેખાયા નહીં છતાં પ્રથમ કોઈનેં કલ્પના આવી નહીં; કારણ મહારાજ ફાવે ત્યારે ફાવે ત્યાં ફરતા રહેતાજ એ બધાંને ખબર હતીજ. અગીઆર બાર વાગ્યા પછી પૂજા કરનારાં જ્યારે આવવા લાગ્યાં ત્યારે તેઓ વરંડામાં બેસી મહારાજની વાટજ જોતાં રહ્યાં. મહારાજ અહીં તહીં ક્યાંઈ ગયા હશે, હજી કેમ આવતા નથી એવો વિચાર આવતાં મહારાજ અહીં તહીં

હશે એમ ધારી સ્ત્રીઓ પૂજા સાહિત્ય લઈ આમ તેમ ફરવા લાગી. ભંગી લોકોને પૂછયું તો તેમણે કહ્યું કે, "આજે સ્હવારના કાંઈ દેખાતા નથી. રાતના બે વાગ્યા સુધી તો વરંડામાં હતા અને ત્રણેક વાગ્યાના સુમારથી તો કાંઈ દેખાયા નહીં. અમો હર વખતે રાત્રે કલાક બે કલાકે ઉઠી અહીં પહેરો ભર્યા કરીએ છીએ તે વખતે ત્રણ વાગ્યાને સુમારથી તો કાંઈ દેખાતું નથી." પછી લોકોએ ધાર્યું મહારાજ કયાં ગયા તે કો'ને ખબર. પછી બધાં પુરૂષો, સ્ત્રીઓ તથા ભંગી લોકો ચારે બાજુએ મહારાજને શોધતાં ફરવા લાગ્યાં.

મહારાજ જે નીકળ્યા તે પોતાની આત્મશક્તિના પ્રભાવથી તેજ દિવસે એટલે શ્રાવણ સુદ પાંચમે નીકળ્યા હતા તેજ રાત્રે નાગપુર આવી, રાત્રે ત્રણ ચાર વાગ્યાને સુમારે ડૉ. પિલ્લેના ઘરની બહાર વરંડો હતો તેમાં, પોતાના શરીર પરનું કંતાણ અર્ધું પાથરી અર્ધું ઓઢી માથું મ્હોં ઢાંકી પડી રહ્યા. ઘરનાં બારણાં અંદરથી બંધ હોઈ ડૉકટર વગેરે બધા લોકો અંદર સૂતા હતા. મહારાજે કોઈને પણ હાંક મારી નહીં, સ્હવારમાંજ હંમેશ પ્રમાણે ઘરનાં માણસો સૂઈ ઉઠ્યાં એટલે સામેનું બારણું ઉઘાડી વરંડો ઝાડી સાફ કરવા અંદરથી એક બાઇ બહાર આવી, તે બાઇએ પહેલાં મહારાજને જોયા હતા. જો કે મહારાજ મ્હોં ઢાંકી પડી રહ્યા હતા છતાં તે બાઇએ અનુમાનથી ઓળખ્યા અને દૂરથીજ તેમને જોઇ મહારાજજ અહીં આવી સૂતા છે એવી એની પક્કી ખાત્રી થઇ, અને તેણે તરતજ અંદર જઈ ડૉ. પિલ્લે અને તેની સ્ત્રીને ખબર આપી. તેમણે પણ બહાર આવી જોયું, દૂરથીજ તે મહારાજ છે એમ અનુમાનથી ઠેરવ્યું અને તેમને ઉંઘ આવી હશે એમ ધારી, કોઇએ ગડબડ કરવી નહીં, તે જ્યારે ઉઠે ત્યારે ઉઠવા દો, એમ કહી બધાં અંદર ગયાં એટલે મહારાજ જાગતાજ હતા તે તરતજ ઉઠી અંદર ગયા. મહારાજ અંદર પેઠા કે તરતજ ડૉ. પિલ્લે તથા તેમનાં પત્ની લક્ષ્મીબાઇ બેઉ મહારાજને એકદમ પ્રેમથી ભેટી પડ્યાં. ખૂબ આનંદ થયાથી તે આનંદોદધિની ભરતી આવી તે રડવા લાગ્યાં, પછી બધાંએ મહારાજના પગ પર માથું મૂકી નમ-

સ્કાર કર્યો અને મહારાજ માટે વ્યવસ્થા કરવા લાગ્યાં તથા મહારાજ સાથે ખડ્ગપુરના પ્રેમની વાતો કરવા લાગ્યાં. ડૉ. પિલ્લે અને તેમના ભાઇ ચિન્નાસ્વામી વચ્ચે મહારાજ વિષેની ખડ્ગપુરની બધી હકીકતનો પત્ર વ્યવહાર પહેલેથીજ ગુપ્તપણે ચાલુ હતોજ, તેથી મહારાજ પાસેથી તે વાતો સાંભળવાની કાંઇ બહુ જરૂર નહોતી છતાં પ્રેમના ઉછાળામાં કેટલીક વાતો કર્યા કરી.

હવે અહીં ખડ્ગપુરમાં આખો દિવસ બધા લોકોએ મહારાજની ચારે બાજુએ શોધ કરી અને કાંઈ નહીં તો સંધ્યાકાળે રાત્રે તો મુકામ પર આવશે એમ ધારી તેમની જગ્યા ઉપર પુષ્કળ લોકો રાત્રે દસ વાગ્યા સુધી વાટ જોતા બેઠા. છેવટે નિરાશ થઇ, મહારાજ હવે ખડ્ગપુર છોડી ગમે ત્યાં ગુપ્ત થયા અથવા તો કોઇ પણ અદષ્ટ માર્ગે ફરી નાગપુર ગયા હોય એમ તેમને લાગવા માંડયું. રેલ્વે રસ્તે ગયા હશે એમ ધારી સ્ટેશન ઉપર તપાસ કરી. પરંતુ ત્યાં પણ પત્તો લાગ્યો નહીં. તે આખા દિવસમાં આખા ખડ્ગપુરમાં અને તેની આસપાસના ભાગમાં મહારાજને અમે જોયા એમ કોઇએજ કહ્યું નહીં. એટલે કોઇનીજ દષ્ટીએ તે પડ્યા નહીં, તેમના દર્શનની હવે આશા રહી નહીં. એમ જાણી આખા ખડ્ગપુરના મહારાજના ભક્તો, સ્ત્રીઓ તથા પુરૂષો બહુજ દુઃખી થયાં. ઘેર ઘેર બેચેની થઇ. દરેકને પોતપોતાનો ધંધો સૂઝે નહીં એવું બન્યું અને કેટલાક આંખમાં પાણી લાવી રડતા બેઠા. સ્ત્રીઓ તો મહારાજને લીધે બહુજ વિલાપ કરતી ઘેર ઘેર રડતી બેઠી. ભંગીઓની સ્ત્રીઓ અને ભંગી લોકો તેમની છોકરીઓ, નામા મહાર, ભાગુ મહારણી વગેરે સેંકડો લોકો શોક કરતાં રડતાં રહ્યાં. ખડ્ગપુર સુનું સુનું લાગવા માંડયું. જ્યાં ત્યાં દીલગીરી. મહારાજ માટે હંમેશ જે અવરજવર થતી તે બધા ( મહારાજ પાસે ) ત્યાં આવતા જતા બંધ થયા તેથી તે બાજુની, ભંગીની ચાળી તરફની, અવરજવર એકદમ બંધ થઇ. મહારાજનો પુષ્કળ દિવસનો સહવાસ એકદમ ત્રુટ્યો હોવાથી તેમના વિયોગનું દુઃખ કોઇ કોઇ સ્ત્રીઓથી સહન ન થઇ શકયાથી

તેઓ મ્હોટે મ્હોટે ઘરમાં ને ઘરમાં રડવા લાગી. તેમાં ગાર્ડમામી, લક્ષ્મીબાઇ, અન્નપૂર્ણા વગેરે સ્ત્રીઓને હંમેશ રડવું આવતું, અને તેમને ખાવા પીવાનું પણ સૂઝતું નહોતું. કેટલાક લોકો મહારાજના દર્શન થતાં નહીં તેથી ભોજન છોડી અપવાસનાજ પદાર્થો (ફરાળ) ખાઈ દિવસો કહાડવા લાગ્યા. એ'વી રીતે મહારાજ વિષે ચારે બાજુએ હાહાકાર થઇ ગયો અને જેના તેના મ્હોંમાં, મહારાજ ક્યાં ગયા? કોઇએ ક્યાંઇ જોયા કે? વગેરે પૂછપરછ હંમેશ ચાલુજ હતી. જેમની જેમની પૂર્ણ ભક્તિ હતી તેમને ગુપ્ત રૂપે મહારાજ દર્શન આપતા હતા. કોઇ કહેતું કે મહારાજને ફલાણે ઠેકાણે કામ કરતા આજે અમે જોયા. ત્યાં પૉલ સાહેબ હતા. તેમને ત્યાં મહારાજ દુધ પીવા જતા હતા. કોઇ કહેતા છોકરાં સાથે ગેલી દંડા લખોટી રમતા અમે જોયા. આ'વી રીતે મહારાજ ગયાં પછી મહારાજ માટે ભક્તિ પ્રેમનો તેમનો ધ્યાસ લાગ્યો હતો તેથી કોઇને કોઇ પણ પ્રકારે મહારાજ ઘણાને દેખાયા જેવું લાગતું હતું. ભંગી ચાળીમાં તો ભંગી લોકોને કેટલાએ દિવસો સુધી ગમતું નહોતું. સ્ત્રીઓને ખાવા પીવાનું ભાવતું નહીં તથા ઉંઘ પણ બરોબર આવતી નહોતી. મહારાજ ગયા પછી બીજે દિવસે ચિન્નાસ્વામીએ, "કાલે અમુક વખત પછી મહારાજનો આખા ખડ્ગપુરમાં ક્યાંઇ પત્તો નથી માટે તમારે ત્યાં આવ્યા હોય તો જણાવો," એ મજકુરનો નાગપુર ડૉ. પિલ્લેને તાર કર્યો. ડૉ. પિલ્લેએ પણ સામો તાર કર્યો કે મહારાજ જે વખતથી ખડ્ગપુરમાં દેખાતા બંધ થયા તેજ દિવસે એટલે કાલે રાત્રે તે અહીં આવી પહોંચ્યા. એવી રીતના ડૉ. પિલ્લેના તારની ખડ્ગપુરમાં ખબર પડ્યાથી અને ખડ્ગપુરનો તાર ડૉ. પિલ્લેને મળ્યો એટલે બેઉ બાજુના (નાગપુર તથા ખડ્ગપુરના) લોકો બહુ આશ્ચર્યમાં પડ્યા કે ખડ્ગપુરથી નાગપુર આવવાને રેલ્વે ગાડીએ લગભગ ત્રણ દિવસ લાગે છે છતાં મહારાજ એક દિવસમાંજ તેને તેજ દિવસે તથા વખતે ખડ્ગપુરથી નાગપુર એકદમ કે'વી રીતે ગયા એ ચમત્કાર જાણી બધા વિસ્મીત થયા; અને તેમના અનેક ચમત્કારો સંભારી મહારાજની અદ્દ્ભુત શક્તિની તથા

અઘટિત લીલાની આનંદ સહિત સ્તુતિ કરવા લાગ્યાં. તેમના વિયોગ દુઃખમાં કેટલાક પુરૂષોએ અને સ્ત્રીઓએ મહારાજની લીલા તથા વિયોગ દુઃખની કથાઓ, ગાયનો, કેટલાંક ભજનો, અનેક જાતનાં કવનો ( ગેયપદ્યો ) ઘણુંએ રચ્યાં છે. તેમના સ્મારક તરીકે ત્યાંના લોકો તે ભંગી ચાળીના મેદાનમાં મહારાજ જે કચરાનાં કુંડાં પાસે બેસતા હતા તે જગ્યા ઉપર રોજ ભજન કીર્તન આરતિ વગેરે કરવા લાગ્યા અને તેમના નામની તે જગ્યા ઉપર સ્થાપના કરી.

મહારાજ નાગપુર પાછા આવ્યા પછી ડૉ. પિલ્લેને ત્યાં લગભગ આખો શ્રાવણમહિનો રહ્યા. તે દરમ્યાન ડૉકટરનું સ્નેહી મંડળ કેશવરાવ બુટી વગેરે મહારાજને દર્શને આવતું. શિંદીના ડૉકટર ગણુપતરાવ પણ એક બે વાર નાગપુર આવી ગણેશ ચતુર્થી ઉપર મહારાજને શિંદી લઈ ગયા અને પછી શિંદી હતા તે દરમ્યાનજ અશ્વિનમાસના નવરાત્રમાં દુર્ગાપૂજાની રજામાં ખડ્ગપુરનાં સેંકડો લોકો મહારાજનાં દર્શન માટે શિંદી આવ્યા. અને દસબાર દિવસ પુનમ સુધી રહ્યા. તે દરમ્યાન એટલે પુનમ સુધી બધાં ખડ્ગપુરના લોકો મહારાજના ભજનપૂજનનાં આનંદમાંને આનંદમાં દિવસો ગાળતાં હતાં. ડૉ. ગણુપતરાવે ખડ્ગપુરના લોકો રહ્યા તે દરમ્યાન મ્હોટો ભંડારો કર્યો. શિંદી ગામના લોકોને જમવા બોલાવ્યા હતા અને સેંકડો ગોરગરીબ લોકો પણ આવ્યા હતા. લાડુ વગેરે પકવાન્ન કરી બધાને તૃપ્ત કર્યા. ડૉ. ગણુપતરાવે ગામના લોકોને જમવા બોલાવ્યા ત્યારે ગામમાં એક ગાણુપત્ય ( ગણુપતી-ભક્ત ) ગૃહસ્થ હતા. તેમના નિયમ પ્રમાણે તે પરાન્ન લેવાના નહોતા. પરંતુ તે વખતે તે મહારાજને દર્શને આવ્યા, અને મહારાજ જે ખોલીમાં બેઠા હતા ત્યાં ગયા. એ ગૃહસ્થ વયોવૃદ્ધ હોઈ બ્રહ્મચારી હતા. તેમનાં જનોઇ ( યજ્ઞોપવીત ) થયાં ત્યારથી તેમણે ગાણુપત્ય વ્રત સ્વીકાર્યું હતું. સ્વભાવે તેઓ બહુ શાંત અને સાત્વિક હતા. પછી મહારાજનું દર્શન લઈ તે પાસે બેઠા. તે ગાણુપત્ય હતા તેની મહારાજને કાંઈ ખબર નહોતી. સહેજ ડૉ. ગણુપતરાવના આગ્રહથી ગણેશચતુર્થી વિષે મહારાજે

કાંઇક વાતો કર્યા કરી અને ગણુપતી વિષેજ મહારાજ થોડું થોડું બોલતા હતા. બોલતાં બોલતાં મહારાજ પાસે નૈવેદ્યનો ખૂમચો પડ્યો હતો તેમાંથી લાડુ લઇ મહારાજે તેમના હાથમાં પ્રસાદ તરીકે મૂક્યો. ગણુપતી વિષે મહારાજની વાત ચાલુ હતી ત્યારે તેમને ખુબ પ્રેમ ઉત્પન્ન થઈ આંખોમાંથી પાણી કહાડી પ્રેમથી તે બોલ્યો, "આજે હું મ્હોટો ભાગ્યશાળી બન્યો, કૃતાર્થ થયો, મ્હારાં વ્રતની આજે પૂર્ણુતા થઇ, આપ મ્હને સાક્ષાત ગણુપતી સ્વરૂપજ દેખાવ છો, મ્હારા હાથમાં જે આજે પ્રસાદ મળ્યો તે ગણુપતીએજ આજે મ્હને આપ્યો તે વિચારથી તેમણે તે પ્રેમથી પોતાના મ્હોંમાં નાંખ્યો અને બોલ્યા, "આજ-સુધી મ્હને જનોઇ અપાયાં બાદ મ્હેં કોઇના હાથનું પરાન્ન ખાધું નથી. હું આજસુધી મ્હારા હાથનુંજ રાંધેલું ખાતો આવ્યો છું આજે મ્હારા વ્રતનું ઉદ્યાપન આપને હાથે થયું તેથી મ્હારીપર ગણુપતીની કૃપા થઇ એમ મ્હને પ્રત્યક્ષ દેખાઇ આવ્યું. થોડા દિવસ પહેલાં મ્હને સ્વપ્ન થયું હતું અને ગણુપતીએ સ્વપ્નામાં આવી કહ્યું હતું કે મ્હારા મૂળ સ્વરૂપનું દર્શન તને જલદીજ થશે; મ્હારા નિરાકાર નિર્ગુણ સ્વરૂપનું એક નગ્ન પરમહંસ સત્પુરૂષનેરૂપે ત્હને દર્શન થશે એવો સાક્ષાત્કાર ગણુપતીએ જ્યારથી મ્હને કરાવ્યો ત્યારથી હું તેના અનુભવની વાટજ જોતો હતો. તેથી આજે મ્હારો જન્મ સફળ થયો" એમ કહેતા કહેતા આંખો-દ્વારા અશ્રુ પાડતા પાડતા મહારાજના પગને વળગી પડ્યા અને એમના પગ ઉપર વારંવાર માથું મૂક્યાં કર્યું, અને કહેવા લાગ્યા, "હવે મ્હારો આત્મા તમો તમારા આત્મામાં જલદી મેળવી લો." મહારાજે તેમનું હરેક પ્રકારે સાંતવન્ કરી હજી તમને પ્રત્યક્ષ રીતે સિદ્ધિ વિનાયક ગણુપતી દર્શન આપશે અને તમારી ઇચ્છા પ્રમાણે તેજ ગણુપતી તમને તેને પોતાને પદે પહોંચાડશે વગેરે વગેરે કહ્યું.

પછી ખડ્ગપુરના લોકોએ દસબાર દિવસો મહારાજના ભજનપૂજનમાં ખૂબ આનંદમાં શિદીમાં ગાળ્યા અને મહારાજની આજ્ઞા લઇ અશ્વિન સુદ પુનમ પહેલાં કે પછી બધાં ખડ્ગપુર

ચાલ્યાં ગયાં. એ દરમ્યાન પ્રસંગે પ્રસંગે ડૉ. ગણપતરાવ અને તેમનાં પત્ની સરસ્વતીબાઇ બેઉને મહારાજ તરફથી એક બે વાર માર ખાવાના રૂપમાં પ્રસાદ મળ્યો અને તેણે પોતાની સ્ત્રી માટે એક ભારે કીંમતની પચ્ચીસ રૂપીઆની સાડી આણી હતી તે તેમની પાસે બળાવી મૂકી અને બીજાં કેટલાંક કપડાં તથા ઘરમાં સાડી વગેરે હતું તે કેટલાક ગોર ગરીબ ભંગી લોકો વગેરેને અપાવ્યાં. ખડ્ગપુરના લોકો ગયા પછી થોડા દિવસ શિરડી રહી નાગપુરના કેટલાક લોકોના આગ્રહને લીધે કાર્તિક સુદમાં મહારાજ નાગપુર આવ્યા. મહારાજ સ્ટેશનપર આવ્યા કે તરતજ સેંકડો લોકો મહારાજને આપવા માટે હારતોરા લઇ આવ્યા. મહારાજ ગાડીમાંથી નીચે ઉતર્યા એટલે તરતજ લોકોનાં ટોળે ટોળાં દર્શન માટે ભેગાં થવાં લાગ્યાં, પરંતુ સ્ટેશન ઉપર વધારે વખત ન થોભતાં પહેલેથી ઠર્યા પ્રમાણે પ્રથમ, શંકરલાલ કોચિંગ કલાર્કને ત્યાં જવાનું નક્કી થયું હતું તેથી શંકરરાવ ટાંગામાં મહારાજને પોતાને ઘેર લઈ ગયા. તેમનું ઘર સીતાબીર્ડીપર હતું. મહારાજ તેમને ત્યાં કાર્તક સુદ અગીઆરસ બારસ સુધી હતા. ત્યાં હતા ત્યાંસુધી સેંકડો લોકોની દર્શન માટે ગર્દી થવા લાગી. ત્યાં એક ભગવદ્ભક્ત, બ્રાહ્મણ જાતના દરોગાસાહેબ હતા. તેમણે પોતાને ઘેર આવી જવા મહારાજને અનન્ય ભાવે બહુજ વિનંતી કરી. મહારાજે બીજા કોઇને ત્યાં જવાની ચોખ્ખી ના પાડી. દરોગાસાહેબ "મનુષ્ય જન્મ લઇ મ્હારા જન્મનું સાર્થક આપ મ્હારે ઘેર આવો એમાંજ હું સમજું છું." એમ કહી બહુજ લાગણીથી તે રડવા લાગ્યા. છેવટે મહારાજે ફક્ત તેમને ઘેર જવાનું કબૂલ કર્યું, અને બારસે નીકળી તેમને ઘેર ગયા. મહારાજ ઘેર આવવાના હતા તેથી તે દરોગાસાહેબે પોતાના ઘરની સામે મ્હોટો મંડપ બાંધી મંહારાજને બેસવાની જગ્યાએ એક સિંહાસન જેવી જગ્યા કરી, હાંડીઓ વગેરે ટાંગી ખાસ શોભા કરી હતી. તેમને ઘેર ગયા પછી તે દેખાવ જોઇ તે સુશોભિત જગ્યામાં મહારાજ બેઠા નહીં. પણ તેમનીજ જગ્યાની હદમાં સામેના આંગણામાં મેદાન હતું તેના એક ખૂણામાં કચરો કસ્તર નાંખવાની તથા છોકરાં છૈયાં

હઘવાની એક ઉકરડા જેવી જગ્યા હતી તે રહી પડેલી જગ્યામાં એક મ્હોટું ઉંબરાનું ઝાડ હતું, તે ઝાડ નીચે રહી ગંદી જગ્યામાં મહારાજ જઈ બેઠા. મહારાજ ગમે ત્યાં બેસે તોપણ તેમને કોણ પ્રતિબંધ (મના) કરી શકે અને અમુકજ જગ્યાએ બેસો એમ કોણ કહી શકે ? છેવટે મહારાજને તેમને પસંદ પડેલી જગ્યામાં ઉંબરાનીચે બેઠેલા જોઇ સાક્ષાત્ દત્તમૂર્તિ આવી ન હોય એમ જોનારાને દેખાઈ આવતું હતું. સેંકડો લોકો મહારાજ સાથે આવ્યા હતા, તેમણે મહારાજ જ્યાં બેઠા હતા ત્યાંજ મહારાજના દર્શન લીધાં. દરોગાસાહેબે કેટલાક લોક ભેગા કરી થોડા વખતમાં તે પણ જગ્યા સ્વચ્છ કરી તેજ ઝાડ નીચે બીજો એક મંડપ બાંધ્યો શહેરમાંથી સેંકડો લોકો ત્યાંજ મહારાજને દર્શને આવવા લાગ્યા અને ત્યાંજ મહારાજ આગળ ભજનપૂજનાદિક સમારંભ સેંકડો લોકો કરવા લાગ્યા. કાર્તિકી પુનમને દિવસે દરોગાસાહેબે ખૂબ મ્હોટા ઠાઠમાઠથી પૂજા કરી અને મહારાજ બેઠા હતા ત્યાં મહારાજ ગળાં સુધી ડુબી જાય એટલી લાખો તુળસી વહી. તે તુળસીથી મહારાજ આખા ઢંકાઈ ગયા હતા. તેજ દિવસે દરોગાસાહેબે મ્હોટો ભંડારો કર્યો. સેંકડો ન્હાની મ્હોટી યોગ્યતાવાળા લોકોને, ગોર ગરીબોને, અન્નદાન કર્યું. ત્યાંથી બીજે દિવસે શ્યામરાવ લોખંડેને ઘેર એક દિવસ રહી મહારાજ પછી બિરાને ઘેર આવ્યા. ખડ્ગ-પુરમાં જે બિરા હતી તેનુંજ સાસરૂં નાગપુરમાં હતું. તેના પતિરાજ કૃષ્ણરાવ ગાઢે તેને ઘેર શુક્રવાર દરવાજે રહેતા. ત્યાં તેના ઘરના માળ ઉપર રાત્રીને વખતે કોઇને ખબર પડવા ન દેતાં મહારાજ ગુપચુપ આવ્યા. લોકોનો ત્રાસ ન થાય તેથી રાત્રે એકલાજ નીકળી બિરાને ઘેર માળ ઉપર આવી રહ્યા. આખી રાત ત્યાં સૂઇ રહી મહારાજ હજી તો ઉઠ્યા નહોતા, તેમનાં શૌચ મુખમાર્જન (મ્હોં ધોવાનું) વગેરે થયાં નહોતાં તે વખતનાજ, મહારાજ આ ઘરમાં આવીને રહ્યા છે એની કોઇએ ખબર આપી નહોતી, તોએ સ્હવારમાંજ હજારો લોકો દર્શન માટે બિરાનાં ઘર સામે ભેગા થયા. મહારાજનું બધું આટોપાયું પછી આઠ વાગે તે બધા લોકોને દર્શન આપવાની

ફરજ પડી; ત્યારથી રોજ શહેરમાંનાં સેંકડો હજારો લોકોની આખો દિવસ અવરજવર ચાલુજ હતી. કોઈ કોઈ વખત મહારાજ પાસે સેંકડો લોકો ભેગા થતા ત્યારે ઉપદેશપ્રદ ભાષણ પણ ચાલતું. કોઈ કોઇ તે ભાષણ એક બાજુએ બેસી લખી પણ લેતા હતા. એક વકીલની સ્ત્રી રોજ આવતી હતી અને મહારાજ બોલતા તે એક બાજુએ બેસી લખી લેતી હતી. એક સાસુ પોતાની વહુને મહારાજનાં દર્શન માટે લઈ આવી. તે સાસુ હોંશિઆર હોઈ સાધુ સંતો તરફ તેની ઘણીજ ભક્તિ હતી તે હિમ્મતવાન તથા સ્પષ્ટ બોલનારી હતી, તે વહુને કહેતી કે, મહારાજને પગે બરોબર પડ, પગ દબાવતી બેસ, સાસુ કહે તેમ તે વહુ કરતી. "આગળ ખસી સારી રીતે બરોબર દાબ." એ પ્રમાણે તે કરવા લાગી, તે સાસુબાઇએ મહારાજને કહ્યું, "મહારાજ આ મ્હારી વહુને ખૂબ મારો, તમારી રીતનો એને માર મારી તમો એને પહેલા નંબરની જગ્યામાં લઇ જઇ બેસાડો, અને એને બરોબર માર્યા શિવાય ઘેર મોકલતા નહીં. અને વહુને પણ કહી મૂક્યું કે, "માર ખાધાં શિવાય ઘેર આવતી નહીં" એવું બધું કહી તે સાસુબાઈ ચાલતી થઇ; સેંકડો લોકો બેઠા હતા તેમના દેખતાં તે સાસુબાઇ એ'વી રીતે કહી ચાલતી થઈ. મહારાજ લોક આગળ કાંઇક ઉપદેશની વાતો કહી રહ્યા હતા અને તે વહુ મહારાજની સેવા કરતી બેઠીજ હતી. એમ થતાં થતાં સંધ્યાકાળ થઈ, સંધ્યાકાળ થયાં પછી તે સાસુબાઈ ફરી આવ્યાં અને મહારાજ જે ખોલીમાં બેઠા હતા ત્યાં બારણાં આગળ ઉભાં રહી વહુને બોલાવી તેણે પૂછ્યું, મહારાજે તને મારી કે? તેણે કહ્યું, "ના"

સાસુ—"ઠીક, ત્યારે તો મહારાજને કહે કે મ્હારી સાસુ આવી છે બોલાવવા, સંધ્યાકાળની દીવાબત્તી કરવાની છે. મ્હને મારો અને જવાદો," સાસુબાઈ એમ વહુને કહેતી હતી ત્યારે બધા લોકો તે સાંભળતાજ હતા.

મહારાજ—(સાસુબાઇને) આજીમા, શું કહો છો?

સાસુબાઈ—"ના મ્હેં ધાર્યું સંધ્યાકાળ થઇ, ઘેર દીવાબત્તી કરવાનો વખત થયો. તેથી આ વહુને જો મારી હોય તો લઇ જાઉં." આવી રીતનાં તેના બોલવાથી બધાં હસવા લાગ્યાં અને મહારાજ પણ હસ્યા.

મહારાજ—એો, આજીમા મારવાનું કામ કાંઇ સ્હેલું છે ? મારવા માટે મ્હને કાંઇ તેનો ગુન્હો તો દેખાવો જોઇએ ? અને મ્હને પણ ગુસ્સો તો આવવો જોઇએ. ત્યારે મારવાનો પ્રસંગ આવે. મારો કહે એટલે કોઇ મારે છે કે ? સંધ્યાકાળ થઈ છે. દીવાબત્તીનું ઘરનું કામ કરવા માટે તેને લઇ જાવ."

સાસુબાઈ—"હું ત્હેને માર્યા શિવાય લઇ જવાની નથી. (વહુ તરફ જોઇ) જા, રે, જઇને બેસ મહારાજની સેવા કરતી."

મહારાજ—"અરે આજીમા એમ શું કરો છો ? સંધ્યાકાળનો કામનો વખત. તેને લઇ જાવ. મ્હને ક્યા'રે ગુસ્સો આવે તે કેમ કહેવાય ? હું મારૂં શા માટે ?"

સાસુબાઈ—"તમારો માર મળ્યા શિવાય હું કાંઇ તેને ઘેર લઇ જવાની નથી. આજે નહીં તો કાલે, પરમદિવસે, ગમે ત્યારે મારો. તમારો માર મળ્યાં શિવાય ખરેખરૂં કલ્યાણ થતું નથી એ મ્હને બરોબર ખબર છે. મ્હને ખુબ વર્ષો થયાં છે. હું કાંઇ એ'વી ગાંડી ઘેલી નથી. મ્હને બધા સત્પુરૂષોની નિશાનીઓ ખબર છે. માટે તેને ઠીકઠીક બરોબર માર મારી પહેલા નંબરની જગ્યામાં બેસાડો. ઘેર કાંઇ તેનું કામ નથી. હું બધું કરીશ, અને તેનું જમવાનું તથા તમારૂં ભાણું પીરસી લઇ, આવતી જઇશ અને વહુ તરફ જોઇ કહ્યું કે મહારાજના હાથનો માર ખાધાં શિવાય ઘેર આવતી નહીં. આવશે તો ઘરમાં નહીં ઘાલું." એવી રીતે બડબડી સાસુબાઈ એકદમ ચાલતી થઇ. છેવટ, તે વહુએ મહારાજની ઘણાજ ભકિતપ્રેમથી સેવા ચલાવી તેથી મહારાજ તરફથી માર ખાઇ લેવાનો તેણે કદી પ્રસંગ આણ્યોજ નહીં. તેનું નામ ધોંડી હતું, એક વકિલાતના અભ્યાસ કરનાર ગૃહસ્થની તે સ્ત્રી હતી. તે અને શંકરરાવ કોચિંગ કલાર્કની સ્ત્રી પારૂબાઇ અને શ્યામરાવ લોખંડેની સ્ત્રી સાળુબાઇ—એ ત્રણે જણાં

મહારાજ નાગપુરમાં હતા ત્યાં સુધી તેમની વ્યવસ્થા વગેરે કરવા માટે મહારાજ પાસેજ સેવાધર્મ બજાવી રહેતાં હતાં.

એજ ઘોંડીબાઇના સસરા વૃદ્ધ હોઈ ઘણા દિવસથી માંદા પડ્યા હતા તેથી તેમનાથી મહારાજને દર્શને અવાતું નહોતું અને મહારાજ કે'વા છે વગેરેની પણ ખબર નહોતી. તેમના છોકરા પાસેથી ફક્ત મહારાજની ઉપર ટપકે ખબર તેમને પડી હતી તેથી તે ખબર પ્રમાણેજ તે વૃદ્ધ આજોબા મહારાજનો એક સરખો ધ્યાસ કરતા કરતા પ્રત્યક્ષ દર્શન ક્યારે થશે એનો વિચાર કરતા કરતા બિછાના પર પડી રહેતા. એક દિવસ તે પોતાની સુવાની ખોલીને અંદરથી સાંકળ વાસી, ફાનસ તદ્દન ન્હાનું કરી સૂતા હતા. તે રાતે ઠંડી હોવાથી તેમનું શરીર તેમને ભારે લાગવા માંડ્યું અને કમ્મર તથા બરડો તદ્દન અકડાઈ જઈ તેમનાથી ઉઠી પણ શકાતું નહીં. કમ્મર તથા બરડો ખૂબ દુખવા લાગ્યાં તેથી તે કોઇને પણ હાંક મારવા લાગ્યા અને કોઇ પણ મ્હને ઉઠાડો એમ બોલ્યા. પરંતુ રાત્ર બહુ વીતી ગઇ હોવાથી બધાજ ઉંઘમાં હતાં અને તેમના શરીરમાં તો ખૂબ દર્દ થવા લાગ્યું. આ'વી વખતે તે વૃદ્ધ આજોબાને એક વિચિત્ર જાતનો સાક્ષાત્કાર થયો તે આ પ્રમાણે—ખોલીને અંદરથી કડી હતી તોપણ મહારાજ તે ખોલીમાં પ્રકટ થયા અને ફાનસ રજવાઈ ( બૂઝાઇ ) ગયું હતું તે મહારાજે સળગાવી અજવાળું કર્યું. પછી તે આજોબાની ગરદન નીચે હાથ ઘાલી ઉઠાડી બેસાડ્યા, અને તેમની પાછળ બેસી મહારાજે તેમના બરડો, કમ્મર વગેરે જ્યાં જ્યાં દુખતાં હતાં ત્યાં ત્યાં પોતાને હાથે ચાંપ્યાં. ચાંપતાં ચાંપતાં તે ડોસાજીનું દુઃખ ખૂબ ઓછું થઇ જઈ, ઉઠી ઉભા રહેવાનું વગેરે એમના સ્વાધીનનું બની ગયું ( કોઈની મદદ શિવાય એ બધું પોતે કરી શકયા. ) આ પ્રમાણે થતાંજ દસ પંદર મિનીટમાં આ બધો પ્રકાર બની ગયો એટલે મહારાજ ગુપ્ત થયા. તે આજોબા પોતાને આટલા વખત સુધી કો'ણે ચાંપ્યા, કોણે ઉઠીને બેસાડ્યા, કો'ણે ફાનસ સળગાવ્યું એ બાબતમાં ( મ્હોટી ગફલતમાં પડી ) બહુ અચંબો પામી ગયા. મહારાજનો હાથ લાગ્યાથી તેઓનાથી તરતજ ઉઠી

ઉભા રહી શકાવા લાગ્યું. તેમણે ઉઠી ખોલીનાં બારણાંની કડી ખોલી, પોતાની ભોજાઇને હાંક મારી. એ જે એમની ભોજાઇ તે ઘોંડીબાઈની કાકી સાસુ. તેને સગ્ગી સાસુ નહોતી. તે ભોજાઇને હાંક મારી કે તરતજ તે ઉઠી ખોલીમાં આવી અને થયેલો ચમત્કાર આજોબાએ પોતાની ભોજાઇને કહ્યો અને બોલ્યા "તમો જે મહારાજ પાસે જાવ છો તેમણેજ મ્હારી ખોલીમાં આવી, બારણે કડી હતી છતાં અંદર આવી મ્હને તેમણેજ ઉઠાડી વગેરે કરી ચમત્કાર દેખાડયો હોવો જોઇએ. તેમના શરીરપર કંતાણનો ટુકડો હતો તે મ્હને દેખાઇ આવ્યો હતો." તે ભોજાઇની મહારાજ ઉપર બહુ ભક્તિ હતી તેણે કહ્યું, "હા, હા, તેજ મહારાજ તમારી ખોલીમાં આવ્યા હોવા જોઇએ, અને તેમણેજ તમને ઉઠાડ્યા. તેમનો મહિમા બહુ મ્હોટો છે."

આજોબા—"હા, મ્હને પણ બહુ આશ્ચર્ય લાગે છે કે મ્હારો બરડો તથા કમ્મર તદ્દન અકડાઈ જકડાઈ ગયાં હતાં. બધે સણકામારી શરીર દુખતું હતું. મ્હારાથી હાલચાલ પણ થતી નહોતી છતાં તેમનો હાથ લાગ્યો કે તરતજ મ્હારૂં દુઃખ નાશ પામ્યું અને હું એક દમ ઉઠી કેમ ઉભો રહી શકયો એનું મ્હને પોતાનેજ આશ્ચર્ય થાય છે. હવે ગમે તેમ હો આવતી કાલે તમો મ્હારો હાથ પકડી મ્હને મહારાજને દર્શને લઈ જજો બીજે દિવસે તે ભોજાઈ સ્હવારમાંજ મહારાજ પાસે આવી ઘોંડીના સસરાને દર્શન માટે લઇ આવવાની પરવાનગી માગવા લાગી.

મહારાજ—"તેના જીવને ઠીક નથી. હાલમાંજ ન આણતાં ચાર પાંચ દિવસ જવાદો. પછી લઈ આવજો. ચાર પાંચ દિવસ પછી તે આજોબાની તબીયત ખૂબજ સુધરી હોવાથી તે બીજાની મદદ વિના પોતેજ પગે ચાલતા મહારાજને દર્શને આવ્યા અને મ્હોટેથી અવાજ કહાડી રડવા લાગ્યા, કે "પુષ્કળ દિવસનો હું માંદો, બિછાનામાં ઠેકાઈ રહેલો હતો, ફાવે તેવાં (ઘણાંએ) ઔષધો ખાઇ કંટાળી ગયો હતો અને હું જીવીશ કે મરીશ એની શંકા હતી. એવી મ્હારી સ્થિતિમાંથી મહારાજ, આપે મ્હને

બચાવ્યો." એમ કહી રાત્રે થયેલો સાક્ષાત્કાર બધા આગળ મહારાજને તેમણે કહ્યો.

મહારાજ—"હું હંમેશ માંદોજ હોઉં છું. મ્હારાથી કયાંઇ જવાતું નથી અવાતુંએ નથી અને એટલી ટાઢમાં તે રાતે હું શા માટે તમારી ખોલીમાં આવું? આવ્યો હશે કોઇપણ તમારા જીવનો દેવ હશે તે. તમારી પાસે કાંઈ પુણ્ય હશે તેથી તમારા સંકટના વખતમાં તે તમારી પાસે દોડી આવ્યો. હું તો કયાંઈ જતો નથી અને આવતોએ નથી. તમારી ઘોડી અહીં સેવા કરે છે તેની પુણ્યાઇથી તમને પરમેશ્વર ઉપયોગી થઇ પડ્યો હશે. તમારૂંજ તમને ઉપયોગી થઈ પડે છે તેમાં અમો શું કરીએ છીએ?"

આજોબા—"મહારાજ, આપની લીલા અગાધ છે. અમને શું આપનો અંત લાગે?

ત્યાં એક સ્ત્રી સાધ્વી હતી. તેની ઉપર કાંઈ સત્પુરૂષની કૃપા થયેલી હોવી જોઇએ. તેની સેવા ભજનમાં પણ કેટલાક લોકો હતા. પોતે સ્ત્રીજાતી છે એ કોઇને સમજાય નહીં તેથી કહો અથવા તેનો જે ઉદ્દેશ હોય તે ખરો, પરંતુ તે હંમેશ પુરૂષવેશમાં રહેતી હતી; અને તે પુરૂષ પહેરવેશ પણ શ્રીમંતી ઠાઠનો માથે જરીનું મંદીલ, કાનમાં ઉત્તમ વાળીઉં, હાથમાં સોનાની કલ્લી, જમણા હાથની આંગળીમાં વીંટી, ઉત્તમ પ્રકારનું રેશમી ધોતીઉં પહેરેલું, શરીરપર સારાં ભારે કપડાં પહેરેલાં, કપાળે સરસ પ્રકારનું ટીલું કરેલું, એવી રીતનો (દેખાવ) ઠાઠ હોયાથી જેમને ખબર ન હોય તેમને એ સ્ત્રી હોયાંનો કદી પણ ખ્યાલ આવે નહીં એમ હતું. તેની ઉમર આશરે પચ્ચીસની અંદર હતી. આવી રીતે તે પોતાના કેટલાક સેવકોને સાથે લઈ મહારાજને દર્શને આવી. તેની રીતભાત પણ બહુ સભ્ય હતી. દર્શન લઈ મહારાજથી થોડાક અંતર ઉપર (થોડે દૂર) નમ્રતાથી તે હાથ જોડી બેસી રહી. હવે, તે સ્ત્રી હતી એ મહારાજને ખબર નહોતી, છતાંએ તેને જોઈ મહારાજે સ્ત્રીપુરૂષોનોજ વિષય બોલવો શરૂ કર્યો. તેનો મુદ્દો એજ હતો કે ફક્ત સ્ત્રીજાતિ ધર્મથી કે ફકત પુરૂષજાતિ ધર્મથી

પરમેશ્વરની પ્રાપ્તિ થતી નથી. સ્ત્રીપણું તથા પુરૂષપણું એ બેઉ ભેગાં થઈ, સ્ત્રીસ્વભાવ તથા પુરૂષસ્વભાવનું પૂરેપૂરૂં પિછાન થઇ સ્ત્રીપુરૂષની પેલેપાર ( આગળ ) જ્યારે માણુસ જાય છે ત્યારે અંદરથી પરમેશ્વરનો ખરો અનુભવ તેને આવે છે. કોઈ પુરૂષો પણ સ્ત્રી વેશમાંજ રહી પરમેશ્વરની પ્રાપ્તિની ખટપટ કરે છે, વગેરે વિવેચન થયાં પછી તે સાધ્વી સ્ત્રી મનમાં સમજી કે મહારાજે એને ઓળખી ગયાંની નિશાની આપી, મહારાજના પગ ઉપર માથું મૂકી, “ મહારાજ, આપના જેવાની મ્હારી ઉપર જે કાંઇ કૃપા થઇ છે તેજ આપ પૂર્ણ કરો એ હેતુથી હું આવી છું. આપનો કૃપા આશિર્વાદ મ્હારીપર વર્ષાવો. આપનાં વિવેચનથી મ્હારી ખાત્રી થઇ ચૂકી છે.” તે સ્ત્રીજાતિ છે એ ગામમાં ખબરજ હતી. મહારાજે તેને ઓળખી કહાડી પોતાના ભાષણમાં ગુપ્ત રીતે તે સ્ત્રી હોયાંનું ઓળખાણ આપ્યું તેથી બધાં બહુ આશ્ચર્ય પામ્યાં.

નાગપુર શહેર મ્હોટું હોવાથી સ્હવારથી તે રાત્રે બાર વાગ્યા સુધી મહારાજના દર્શન માટે સેંકડો હજારો લોકોનાં ટોળે ટોળાં હંમેશ આવતાંજ હતાં. મ્હોટા મ્હોટા કેટલાક અધિકારી લોકો અને કેટલાક શ્રીમંતો પણ પુષ્કળ આવતા હોવાથી મહારાજને પણ તેમની તેમની યોગ્યતા પ્રમાણે ચાલવું પડતું. બે મહિના મહારાજ તે મિરાને ત્યાં રહ્યા. એક દિવસે મિરાના વર કૃષ્ણરાવે મહારાજને નિમિત્તે મ્હોટો ભંડારો કરી ગોર ગરબોને અન્નદાન કર્યું, અને માગસર માસની આખરે મહારાજનો નાગપુર છોડી જવાનો નિશ્ચય થયો તે પહેલાં ચાર દિવસ ચિન્નાસ્વામી ખડ્ગપુરથી આવ્યા હતા તે મહારાજ સાથે જવા તૈયાર થયા. મ્હારી સાથે કોઈ આવશો નહીં એમ મહારાજે કહ્યું છતાં ચિન્નાસ્વામીએ પોતાનો આગ્રહ છોડ્યો નહીં. નાગપુરથી નવ દસની ગાડીએ પહેલાં શિંદી ઉતરી ત્યાંથી આગળ જવાનું ઠર્યું હતું, તેથી રાત્રે આઠ વાગ્યાને સુમારે મહારાજ જવાના એમ ખબર પડી એટલે સેંકડો લોકો મહારાજને પહોંચાડવા માટે ભેગા થયા. ડૉ. પિલ્લે, મરાઠે સાહેબ, વૈદ્ય વકીલ સાહેબ, એવા કેટલાક અધિકારીઓ અને બીજા ઘણા

લોકો મહારાજ સાથે નીકળ્યા. મહારાજને બેસવા માટે ટાંગો વગેરે આણ્યું હતું પણ મહારાજ ટાંગામાં બેઠા નહીં તેથી બધા પગેજ ચાલવા લાગ્યા. મહારાજ થોડા આગળ ચાલ્યા એટલે પેલી ઘોડીનું ઘર આવ્યું તેથી તેના સસરાએ મહારાજને પોતાના ઘરમાં લઈ જઇ, પૂજા કરી, હાર તોરા પહેરાવી થોડું દુધ પાયું. પછી મહારાજ ત્યાંથી તરતજ નીકળ્યા. તેમના ઘરની બહાર નીકળ્યા એટલામાં પોલીસનો એક મુખ્ય અધિકારી મહારાજની સામે આવ્યો, મહારાજને સાષ્ટાંગનમસ્કાર કરી, હાથ જોડી ઉભો રહ્યો, અને મ્હારી એક વિનંતી છે તે મહારાજ સાંભળી લે, એમ એણે કહ્યું. હું પોલીસ ડીપાર્ટમેંટનો અધિકારી છું. મ્હારા ઉપરી અધિકારીના હુકમ ઉપરથી હું આપની આગળ આવ્યો છું. ઉપરીનો હુકમ એવો છે કે મહારાજ નગ્ન છે. શહેરમાંથી નગ્ન જવાની સરકારી કાયદા પ્રમાણે મનાઇ છે, આ માટે કાંઇ પણ વસ્ત્ર શરીરપર લઈ પછી મહારાજે અહીંથી ચાલવા લાગવું. એમ તે પોલીસના અધિકારીએ કહ્યું કે તરતજ મહારાજે એટલુંજ કહ્યું કે, “હું તમને નાગો દેખાઉં છું કે?” પાસેજ વૈદ્ય વકીલ સાહેબ ઉભા હતા તેઓએ મહારાજ તરફ આંગળી કરી, પોલીસને કહ્યું, “મહારાજ નાગા ક્યાં છે? નાગા હોયાનું તમારે સાબીત કરી આપવું પડશે.” એમ કહેતાંજ તે પોલીસ અધિકારીને મહારાજે ઉત્તમ પ્રકારનો પીતાંબર પહેરેલો અને એમની ચતુર્ભુજ મૂર્તિ એની દ્દષ્ટીએ પડી, અને સેંકડો લોકોને મહારાજે પીતાંબર પહેર્યો હોય એવો દેખાવ દેખાયો. તે પોલીસ અધિકારી મહારાજને ફરી સાષ્ટાંગનમસ્કાર કરી બોલવા લાગ્યો “મહારાજ એ સાક્ષાત્ પીતાંબરધારી ભગવાન શ્રીકૃષ્ણ મ્હારી દ્દષ્ટીએ પડી રહ્યા છે. હું તેમને નાગા કેમ કહી શકું? મહારાજને જવા માટે મ્હારા તરફથી કાંઇ પણ પ્રતિબંધ નથી. મહારાજ નગ્ન ન હોઈ પીતાંબર ધારી છે એમ હું જાતે જોઉં છું, તેથી એજ પ્રમાણે હું ઉપરીને કહીશ.” એમ કહી તે અધિકારી બાજુએ થઈ ગયો અને મહારાજ એકદમ આગળ ચાલવા લાગ્યા. મહારાજના ભક્તો બધાએ મ્હોટેથી જય જયકાર પુકાર્યો.

મહારાજના શરીર પર કાંઈ નહોતું છતાં પેલા પોલીસ અધિકારીની અને સેંકડો લોકોની દૃષ્ટી મહારાજે કે’વી રીતે બદલી નાંખી અને તેમને પીતાંબર પહેરેલો દેખાવ કે’વી રીતે દેખાડ્યો તે વિષે હઝારો જણ બહુજ આશ્ચર્ય પામ્યા અને રસ્તે મહારાજનો એક સરખો જય જયકાર કરતા લોકો આગળ ચાલ્યા. ડૉ. પિલ્લે વગેરે કેટલાક સીતાબર્ડીના લોકો મહારાજને ખૂબ આગ્રહ કરી, પોતાને ત્યાં પૂજા માટે લઈ ગયા. પૂજા માટે એટલે તે પૂજા સાથે મહારાજને કાંઈ દક્ષિણા વગેરે કોઇ આપે તો તે તે લેતા હશે એમ કોઈ સમજતું હોય તો તે ભૂલ ભરેલું છે. જેમણે પોતાના શરીરને ઢાંકવા એક કચ્ચર ચીથરાંની ન રાખી તે શું સેંકડો પ્રકારના ધન માટે ભીખ માગે ? ફક્ત બળજબરીથી મહારાજને પોતાને ત્યાં લઇ જવા અને પોતાની જગ્યાને તેમના પગ લાગે એ’વી તેમની ઇચ્છા હતી અને તેવીજ તેમની ભક્તિ હતી. એવાઓનેજ ઘેર મહારાજ જઇ, જે કાંઈ હાર વા ફુલ કોઇ બળજબરીથી આપતું તે ગમે તેમ કરી લીધાં જેવું કરી તથા તેમનું દુધનું વાસણ મ્હોંએ લગાડી એઠું કર્યા જેવું કરતા. ગાડીનો વખત થવા આવ્યો હતો તેથી મહારાજ સ્ટેશન પર આવ્યા. ગાડીનો વખત થયો કે મહારાજ ગાડીમાં જઈ બેઠા અને તેમને પહોંચાડવા માટે શિર્ડી સુધી ખૂબ સ્ત્રીઓ તથા પુરૂષો આવ્યા હતા, તે પણ ગાડીમાં બેઠાં. રાત્રે અગીઆર બાર વાગ્યાને સુમારે મહારાજ શિર્ડી આવ્યા. ચિન્નાસ્વામી પણ સાથે હતાજ. શિર્ડીમાં ડૉ. ગણુપતરાવનું મન રાખવા એક દિવસ રહ્યા. પછી પુષ્કળ વર્ષોથી મહારાજ એમના પૂર્વ અવસ્થાના મ્હોટા ભાઇ તથા માતુશ્રી વગેરે પરિવારને મળ્યા નહોતા અને શિર્ડીમાં રહ્યા ત્યારથી અને ખડ્ગપુર, નાગપુરથી નીકળ્યા ત્યાં સુધીમાં મહારાજ કડક તપશ્ચર્યાને લીધે તથા લોકોના ત્રાસને લીધે એટલા કંટાળી ગયા હતા કે ગમે ત્યાં શાંતિમાં દિવસો કહાડવાના હેતુથી મ્હોટાભાઇ પૂણે હતા તેમને ત્યાં જવાનો નિશ્ચય કરી ચિન્નાસ્વામીને સાથે લઇ શિર્ડી સ્ટેશન ઉપર આવ્યા. સ્ટેશન પર બેઠા હતા એવામાં એક સ્ત્રીએ તેનું માંદું છોકરૂં મહારાજના ખોળામાં લાવી મૂકયું. મહારાજે ક્ષણ ભરજ તે છોકરાં તરફ જોઇ તેને

તે ફરસ બંધી (પત્થરની) જમીન ઉપર ફેંકી દીધું. પરંતુ નવાઇની વાત એ કે તે છોકરાંને કાંઈ પણ નુકસાન ન થતાં થોડાજ દિવસમાં તે છોકરૂં તદ્દન સારૂં થઈ ગયું. બીજે દિવસે મહારાજ કોપરગામ પહોંચ્યા. તે ત્યાં એક ધર્મશાળામાં રહ્યા અને ચિન્નાસ્વામી પોતાના ભાઇને એટલે ડૉ. પિલ્લેને મહારાજ આવ્યાંની ખબર કહેવા એકલાજ શિર્ડી ગયા. ડૉ. પિલ્લે, દિક્ષીત, દુર્ગાબાઈ અને બીજા લોકોને, મહારાજ કોપરગામની ધર્મશાળામાં ઉતર્યા છે એ વાતની ખબર પડતાંજ તે બધા મહારાજના દર્શન માટે કોપરગામ ગયા. પછી મહારાજ અને ચિન્નાસ્વામી ઘોંડ તરફથી પૂણે ગયા. પોતાની વિપરીત સ્થિતિ એટલે નાગી ઉઘાડી, એક ફાટેલા કંતાણનો ટુકડો લીધેલી એવી વિપરીત સ્થિતિ પોતાના કુટંબમાં જઈ તેમને કેમ દેખાડાય, એ વિચારથી મહારાજને શરમ આવી તેથી તે સંધ્યાકાળેજ શહેરમાં ધુસ્યા અને તેમના ભાઈના ઘરની પાસે થોડેજ દૂર એક હોજ હતો તે હોજ પાસે અંધારાંમાં બેસી રહ્યા. પોતે આવનાર છે એમ આગળથી જણાવ્યું પણ નહોતું આ'વે આ ગાંડે ઘેલે અવતારે ભાઈના ઘરમાં કેમ જવાય તેનો વિચાર કરતા બેસી રહ્યા. ચિન્નાસ્વામી સાથેજ હતા. તેમને ભાઇને ત્યાં મોકલી ભાઇનેજ હોજ પાસે બોલાવી લીધા. પછી ભાઇઓ મળ્યા. મહારાજે કહ્યું, "મ્હારી આ'વી ગાંડીઘેલી કદ્રૂપી થયેલી સ્થિતિમાં તમારા ઘરમાં કેમ અવાય? તમારો પરિવાર મ્હને જોઇ શું ધારશે? હું ફક્ત તમને મળવા માટે આવ્યો હતો તો તમને મળ્યો, હવે હું અહીંથીજ પાછો જાઉં છું." પણ ભાઈના આગ્રહને લીધે કેટલાક દિવસ મહારાજ તેમને ત્યાં પુણે રહ્યા. ત્યાં પણ મહારાજની ખબર પડવા માંડી એટલે કેટલાક લોકો આવવા જવા લાગ્યા. તેથી મહારાજને ત્યાં પણ શાંતિ ન લાગી. ચિન્નાસ્વામી સાથે આવ્યા હતા તેમને મીઠું બોલી પાછા ખડ્ગપુર જવા કહ્યું. સાત આઠ દિવસ રહી મહારાજની આજ્ઞાથી તે ખડ્ગપુર ગયા. પુણામાં દસબાર દિવસ કહાડી પોતાની જન્મભૂમીની ઘણા વર્ષોથી મુલાકાત લીધી નહોતી તેથી મહારાજ સટાણા મુંજવડ ગયા. સટાણાથી સુમારે અર્ધા પા માઇલને અંતરેજ મુંજવડ ગામ છે

ત્યાં મહારાજના ન્હાનાભાઇ રહે છે. ત્યાં મહારાજને શાંતતા લાગી તેથી ત્યાં કેટલાક દિવસો રહ્યા. સુમારે મહિનો દોઢ મહિનો ત્યાં રહી મહા મહિનાના સુમારમાં પાછા શિર્ડી આવ્યા.

## પ્રકરણ બાવીસમું

### રાહુતા તથા અહમદનગર

શિર્ડી આવ્યા પછી ફરી પહેલાં પ્રમાણે મહારાજ ખંડોબાના દેવળમાં રહ્યા. મહારાજ શિર્ડી આવ્યા છે એની ખબર પડી એટલે બધાં મહારાજને મળવા તથા તેમના દર્શન માટે આવ્યાં. દુર્ગાબાઇ પહેલાં પેઠેજ મહારાજ માટે ખાવા પીવાનું લાવી તેમની દેખરેખ રાખતાં, તેવીજ રીતે દિક્ષીત વગેરે કેટલાક લોકો મહારાજની વ્યવસ્થા રાખતા. સાઇબાબાને ત્યાં આવનારા સેંકડો લોકો મહારાજ પાસે પણ દર્શન માટે આવતા, ખડ્ગપુરની મહારાજની લીલા તથા અઘટિત ચમત્કારો સંબંધી મહારાજની કીર્તિ ચારે બાજુએ પ્રસરી હોવાથી પહેલાં કરતાં લોકોએ મહારાજ પાસે વધારેજ આવજાવ કરવા માંડી. નાનાવલી નામના બળાજબરીથી ગાંડા બની ગયેલા ગૃહસ્થ, મહારાજને પહેલાં બહુ ત્રાસ આપતા હતા તેજ પ્રમાણે હાલપણ તે ત્રાસ આપવાનો ક્રમ ચાલુજ રહ્યો.

રાહુતાના ખુશાલસિંગ વાણીઆ એ મ્હોટા શાહુકાર હતા અને સાઇબાબાને ત્યાં હંમેશ આવતા જતા હતા, તે પ્રમાણે મહારાજ પાસે પણ આવતા હતા. તેમના ચિરંજીવ દોલુશેઠની મહારાજ ઉપર પણ પહેલેથીજ ભક્તિ હતી તેથી મહારાજના દર્શન માટે રાહતેથી તે હંમેશ આવતા હતા; તેવીજ રીતે રાહતાથી પાસેજ સાકોરી નામનું ગામ છે ત્યાંના શંકરપાટીલ, રોહિદાસ તથા સખારામ પાટીલ હંડવતે વગેરે કેટલાક લોકો પણ શિર્ડી મહારાજના દર્શન માટે હંમેશ આવતા હતા. અને શંકરપાટીલ વગેરે મહારાજને હંમેશ વિનંતી કરતા કે, “ બાબા

અમારે ગામ ચાલો." ખડ્ગપુર નાગપુરના ભાગમાં મહારાજને "મહારાજ" કહેવાનો વહિવટ હતો. શિર્ડી તરફના ભાગમાં મહારાજને "બાબા" કહેવાનો રિવાજ છે. એ પ્રમાણે શંકર-પાટીલ, સખારામપાટીલ એ મહારાજને સાકોરી લઈ જવા માટે હંમેશ વિનંતી કરતા. તેવીજ રીતે દોલુશેઠ તો મહારાજને રાહતે લઇ જવા માટે હંમેશ કહેતાજ હતા. દર્શન નિમિત્તે પુષ્કળ લોકો મહારાજ પાસે આવતા હતા તેથી તેમનો ત્રાસ ટાળવા માટે મહારાજ પહેલાં પ્રમાણેજ હંમેશ ગામ બહાર, રાનમાં, વનમાં, ખેતરમાં વગેરે ઠેકાણે જઇ બેસતા, સંધ્યાકાળે ફક્ત ખાવા માટેજ મહારાજ દેવળમાં આવતા. બહુ ત્રાસ ન હોય તો દેવળમાંજ બેસી રહેતા. ડૉ. પિલ્લે તથા તેમનાં પત્ની પણ મહારાજ પાસે હંમેશ આવતાં. કોઇ કોઇ વખત મહારાજ દેવળમાં હોય અને કોઇ દર્શને આવે તો તેને મહારાજ બેસાડી વાતચીત પણ કરતા હતા. નહીં તો પહેલાં પ્રમાણે ગાળ દઇ મારીને હાંકી પણ મૂકતા. કોઇ કોઇ વખત ગામ બહાર કોઇનું કામ કરવા જતા. કોઇ કોઇ વખત ભંગીવાડમાં દળવા પણ જતા. એવીજ રીતે મહારાજને શિર્ડી આવે ગમે તેમ કરતાં છ મહિના થયા. દુર્ગાબાઈ, વાસુકાકા વગેરેનો પહેલેથી ખંડોબાના દેવળમાં નૈવેદ્ય લઈ આવવાનો નિયમ હતો. તે પ્રમાણે વાસુકાકા એમનો નૈવેદ્ય વડના ઝાડનીચે મહારાજના દેવળમાં જે કુત્રાં રહેતાં તેમને તથા કાગડાને નાંખી (ખવરાવી) જતા હતા. મહારાજ નહોતા તોએ તેમનો ક્રમ ચાલુજ હતો. એક દુર્ગાબાઈજ મહારાજ દેવળમાં હોય ત્યારે નૈવેદ્ય લાવી ત્યાં ખવરાવતાં; દેવળમાં ન હોય તો જ્યાં હોય ત્યાંથી શોધી કહાડી ત્યાં નૈવેદ્ય લઈ જતાં. મહારાજ ખાય કે ન ખાય તોએ દુર્ગાબાઇનો આ ક્રમ ચાલુજ હતો. કોઈ વખત મહારાજ એકાંતમાં વિચાર કરતા હોય તેવામાં, રાહતેથી કોઈ આવતું તો મહારાજને બેઠેલા જોઈ તેમનાં દર્શન લઇ ચાલ્યું જતું. એવી રીતે એક દિવસે રાહતેથી તથા શિર્ડીથી આવનારા જનારા લોકો મહારાજના દર્શન લઇ કોઇ ચાલ્યા જતા તો કોઇ મહારાજ પાસે બેસી રહેવા લાગ્યા. મહારાજ પાસે એ પ્રમાણે જનારા આવનારા પુષ્કળ લોકો બેસી રહ્યા, તેમાં સાકોરીના

શંકરપાટીલ વગેરે કેટલાક લોકો હતા. એમ બેસતાં બેસતાં ઘણાએ લોકો તે અર્ધા રસ્તા ઉપરજ મહારાજ પાસે ભેગા (ટોળું) થઇ બેઠા; એટલામાં દસ અગીઆર વાગ્યાને સુમારે શિડીને રસ્તેથી પાંચ છ જણા કેટલાક સરકારી અધિકારી લોકો આવતા હતા. મહારાજ બધાંને ઉદ્દેશી બોલ્યા, "તમારે કોઇને કાંઇ કામ ધંધો હોય તો જાવ સઉસઉનો ધંધો કરો." તે સરકારી લોકોએ જવાબ આપ્યો, "અમને હવે કાંઇ ઉતાવળ નથી. અમારે ઘેર આજે અહિનોમનું શ્રાદ્ધ છે; કોઇની માનાં છે કોઇની સ્ત્રીનાં છે. આજે અમારે ખૂબ મોડુંજ થવાનું છે માટે ઘડીભર આપનાં ચરણપાસે સહવાસ થાય એ હેતુથી બેઠા છીએ. તેમનો તે અહિનોમનો શબ્દ સાંભળી મહારાજ અહિનોમ વિષે બોલવા લાગ્યા. અહિનોમ એટલે શું? સુવાસિની (સૌભાગ્યવતી) સ્ત્રીઓનીજ અહિનોમ કરે છે. એ શ્રાદ્ધ કરવાથી તેમને કે'વી સદ્‌ગતી મળે છે અને તેનું પરિણામ તેના વર ઉપર પણ કે'વી રીતે થાય છે વગેરે, શાસ્ત્ર પ્રમાણે મહારાજ સમજાવતા હતા. એ વિષય પર ખૂબ લંબાણથી તેમણે બોલ્યા કર્યું. પરંતુ તે વિષયનો સાંભળનારને કંટાળો ન આવતાં બધાને ગમતોજ હતો. વચ્ચે વચ્ચેથી મહારાજ તેમને જવા માટે ઇસારો કરતા હતાજ. પરંતુ તે વિષય એટલો કંઇક મોહક રીતે કહેતા હતા કે, કોઇને પણ સાંભળતાં તે છોડી જવાનું મન થતું નહીં. તેથી બોલતાં બોલતાં ચાર વાગવા આવ્યા. બધા તડકામાં બેઠા હતા. મહારાજ કહેવા લાગ્યા, "કયારના તમો લોકો સખ્ત તાપમાં બેઠા છો! હવે ચાર વાગવા આવ્યા, તમારાં ઘરનાં માણસો તમારી રાહ જોતાં હશે! એમ કહ્યાં છતાં પણ સો પચાસ, માણસો બેઠા હતા તેમાંથી કોઇ જાય નહીં. છેવટે મહારાજે કહ્યું કે, "તમો લોકો કોઇ જતા નથી તો થોડા વખતમાં ખૂબ જોરમાં પુષ્કળ વરસાદ પડશે." તે લોકોએ કહ્યું, "વરસાદનું તો કાંઇ ચિન્હ દેખાતું નથી તો તે આવે કયાંથી?" મહારાજે કહ્યું, જો કે ચિન્હ દેખાતું નથી તોપણ તમને મ્હને ઉઠાડવાને તે આવશે. તે અધિકારી લોકો બોલ્યા, "અમો પણ શું કરીએ?

અમને આપનાં ચરણ પાસેથી ઉઠવાનું ગમતુંજ નથી," મહારાજે કહ્યું, "ઠીક ઉઠવાનું નહીં ગમતું હોય તો વરસાદજ તમને ઉઠાડશે." એમ કહી મહારાજ ફરી કાંઇ વાતો કહેતાજ રહ્યા. બોલતાં બોલતાં તે બધાંનાં મન મહારાજ તરફ એવાં તો તલ્લીન થઇ ગયાં કે તેમને કશાનુંએ ભાન રહ્યું નહીં. એટલામાં બહાર પંદર વીસ મિનીટમાં એકદમ ચારે બાજુએથી વાદળાં ઘેરાઇ આવ્યાં અને પાંચ મિનીટમાં ધોધમાર વરસાદ શરૂ થયો. વસ્તુ-સ્થિતિ આટલી હદે પહોંચી છતાં તે લોકો તો મહારાજની વાતમાંજ ગર્ક થઈ ગયા હતા. મહારાજે મનમાં વિચાર કર્યોજ હશે કે આમને પહેલેથી સૂચવ્યું છતાં કોઇજ ગયું નહીં તો ભીંજાવા દો બધાને. એટલામાં એકદમ વરસાદ ધોધો શરૂ થયો. મહારાજ બેઠા હતા ત્યાંથી હાલ્યા નહીંજ અને બોલ્યા, "ભાઇઓ, હવે તો જાઓ." બધા બોલ્યા, "બાબા, વરસાદ તમને પણ લાગે છે. તમો પણ હવે ઉઠો એટલે અમે પણ જઇએ," મહારાજ બોલ્યા, "મ્હારે ઉઠીને શું કામ છે? હું ઉઠું તોપણ મ્હને વરસાદ લાગશેજ, બેઠો છું તોપણ લાગશેજ! ઉઠીને હું જાઉં પણ કયાં? મ્હારે શું તમારાં જેવાં ઘરબાર છે? કાંઈ છત્રી છે? જ્યાં બેસું ત્યાં મ્હારે સરખુંજ!" એટલામાં મહારાજના માથાંપર કોઇએ છત્રી ધરી, મહારાજે કહ્યું, "મ્હારે છત્રી નહીં જોઇએ, તમો લોકો છત્રી લો." લોકો બોલ્યા; "મહારાજ, તમો ન લો તો અમો પણ કેમ લઇએ?" મહારાજે કહ્યું, "અરે, તમારાં કપડાં ભીંજાય છે, મ્હારૂં શું ભીંજવાનું છે? તમારી પેઠે મ્હેં કાંઈ કોટ પાટલુન પહેર્યાં છે કે તે ભીંજાઇ જવાનાં છે?" આખરે મહારાજ કાંઈ (પોતાની) જગ્યાપરથી ઉઠયા નહીં અને લોકોપણ એમને એમજ બેસી રહ્યા. તે અધિકારી લોકો પણ છત્રી ઓઢયાં શિવાયજ બેઠેલા હોયાથી તેમનાં ભારે કપડાં–કેટલાકને માથે જરીના ફેંટા હતા, કેટલાકને માથે ટોપીઓ હતી–તે બધાં ભીંજાઈ તરબોળ થઇ ગયાં. શંકરપાટીલ વગેરે લોકોની પણ પાઘડીઓ વગેરે ભીંજાઇ તરબોળ થયાં. તે અધિકારી લોકોની બે ત્રણ સાઇકલો તથા એક બે ઘોડા હતા. તે ઘોડા

ઉપરનાં ભીંજી ગયેલાં કપડાં ( સુકો ) તથા તે પણ ભીંજાઈ ગયાં. વરસાદ કાંઇ થોભે નહીં. તે જોરમાં આવતો હતો. મહારાજ બોલ્યા, "હજુએ જાવ!" લોકો બોલ્યા, "બાબા, આપના ઉઠ્યા શિવાય અમો કાંઈ જતા નથી." મહારાજ બોલ્યા, "મ્હારે જ્યારે ઉઠવું હશે ત્યારે ઉઠીશ." આવી રીતે અર્ધા કલાક સુધી તે મુસળધાર વરસાદમાં લોકો બેસી રહ્યા. છતાં કાંઇ ઉઘાડ નીકળ્યો નહીં. એટલામાં આ'વા ધોધમાર વરસાદમાંજ દુર્ગાબાઇ પોતાના નિયમ પ્રમાણે, પોતે ભૂખ્યાં ભૂખ્યાં, મહારાજના નૈવેદ્યનું ભાણું લઇ આવ્યાં. મહારાજને નૈવેદ્ય અર્પણ કર્યા શિવાય દુર્ગાબાઇ પોતે કાંઇ ખાતાં નહોતાં. દુર્ગાબાઇ તે નૈવેદ્ય લઈ તે વરસાદમાંજ મહારાજની પાછળ આવી ઉભાં રહ્યાં. તે જોઇ શંકરપાટીલ બોલ્યા, "બાબા, બાઇ નૈવેદ્ય લઇ આવ્યાં છે ને?" પાછળ જોતાંજ દુર્ગાબાઇને આવેલાં જોઈ, તરતજ મહારાજ ઉઠ્યા અને બધાને કહ્યું કે, "જાવ હવે, જ્યાં જવું હોય ત્યાં." પછી સઉસઉને ઠેકાણે ચાલતા થયા. ત્યારબાદ શંકરપાટીલ, મહારાજને અને દુર્ગાબાઇને શ્રીખંડ્યાના ખેતરની પૂર્વ બાજુએ કેટલેક દૂર ખેતરમાં એક ઝુંપડી હતી, ત્યાં લઇ ગયા. ત્યાં પછી દુર્ગાબાઇએ આણેલા અન્નમાંથી જે થોડું ઘણું ખાવું હતું તે ખાઇ દુર્ગાબાઇને મહારાજે જવા કહ્યું. દુર્ગાબાઇએ પણ પાછાં શિર્ડી જઇ ભોજન કર્યું. દુર્ગાબાઇની પાછાં ફરતી વખતે વરસાદ ઉઘડ્યો અને તે વખતે તદ્દન સંધ્યાકાળ થઈ હતી. શંકરપાટીલે મહારાજને મીઠા શબ્દોમાં વાત કરી કહ્યું, "હવે કાદવપાણીમાં તમો અહીં તહીં ક્યાંઇ ન જતાં અહીં પાસેજ સાકોરી છે ત્યાં ચાલો." મહારાજને પણ કાંઈ લાગ્યું તેથી તેઓ પણ તેમની સાથે સાકોરી ગયા. સાકોરીમાં સ્વતંત્ર "દુકાન" કરીને એક ન્હાનું ઘર હતું તે ખાલીજ હતું તેથી મહારાજને આખી રાત ત્યાંજ રાખ્યા. બીજે દિવસે સ્હવારના આઠ નવ વાગ્યા સુધી ત્યાં રહી પાછા મહારાજ શિર્ડી આવ્યા.

રાહતાના દોલુશેઠને પણ મહારાજ સાકોરી આવી શિર્ડી ગયાની ખબર મળ્યાથી મહારાજને દર્શને શિર્ડી ગયા. મહારાજ

વડના ઝાડ નીચે દેવળની સામે મહારજ બેઠા હતા દોલુશેઠ પણ ત્યાંજ ઝાડ નીચે આવી બેઠા. બપોરનો બે ત્રણ વાગ્યાનો વખત હતો. એ વખતે દોલુશેઠ મહારાજને કહેવા લાગ્યા, "સાકોરી તમો ગયા તો હું પણ તમને હવે રાહતે લઈ ગયાં શિવાય રહેવાનો નથી." મહારાજ કાંઈક વાત કરતા હતા, એટલામાં કેટલાક શિર્ડીના લોકો મહારાજને દર્શને આવ્યા. તેમાં એક સ્ત્રી એક હાંડો (ચરૂ–બોઘરણું) દુધનો તથા કેટલુંક પૂજા સાહિત્ય લઈ મહારાજ આગળ આવી હતી. તે મહારાજ પાસે પૂજા, દર્શન કરે છે એટલામાં પેલા ત્રાસ આપનારા નાનાવલી આવ્યા અને આવતાંની સાથેજ ફાવે તેવા ચાળા કરી ત્રાસ આપતાં આપતાં તે દુધનું વાસણ તેમણે ઉંચકર્યું અને મહારાજ બેઠા હતા તેમના આખાં શરીરપર તે નાનાવલીએ દુધ ખાલી કર્યું તેની ઉપર અહીંથી ત્યાંથી કેટલીક સૂકી ભીની માટી લાવી મહારાજના આખા શરીર પર માથાં પરથી શરૂઆત કરી નાંખી અને મ્હોટી મ્હોટી કીકીઆરી મારી હસ્યાં કર્યું. થોડો વખત તેને ફાવ્યો તેવો ત્રાસ આપી તે ચાલતા થયા. આ બધો પ્રકાર જોઈ દોલુશેઠને મહારાજની ખૂબ દયા આવી તેથી એમણે હાથ જોડી વિનંતી કરી, "બાબા તમને અહીં બહુજ ત્રાસ પડે છે, મ્હારાથી જોવાતું નથી" વગેરે; અને આંખમાં પાણી લાવી કહેવા લાગ્યા કે, "હું આવતી કાલે ગાડી લઈ આવીશ, તમને ગાડીમાં બેસાડી લઇ જઈશ અને આરામમાં બગીચામાં રાખીશ." વગેરે વગેરે. એ પ્રમાણે વાતચીત થયાં પછી બીજે દિવસે દોલુશેઠે મહારાજને રાહતે લાવી પોતાના બગીચામાં મકાન હતું તેમાં રાખ્યા. તે ભાદરવો મહિનો હતો.

મહારાજ વિષે ખડ્ગપુરના લોકોનો અને દોલુશેઠનો પત્રવ્યવહાર ચાલુ હતો. દોલુશેઠે ખડ્ગપુરવાળાઓને મહારાજ રાહતે આવ્યાનું જણાવ્યું. ખડ્ગપુરના લોકોને ખૂબ આનંદ થયો અને તેમણે જવાબમાં જણાવ્યું કે, "અમો બધા લોકો દુર્ગાપૂજાની રજામાં એટલે અશ્વિનનાં નવરાત્રમાં રાહતે આવીએ છીએ." દોલુશેઠે પહેલાં એમને જણાવ્યું હતું કે, "મહારાજને નિમિત્તે

અમો રાહતામાં મ્હોટી સસાહ કરવાના છીએ.” ખડ્ગપુરથી બધાએ જણાવ્યું કે, “મહારાજ માટે મ્હોટા ઉત્સવની તૈયારી કરો, અમો બધા આવીએ છીએ.” મહારાજે દોલુશેઠને કહ્યું કે, “સસાહના ઉત્સવની ભાંજગડમાં ના પડો.” દોલુશેઠે કહ્યું, “બાબા, તમારા નિમિત્તથી સેંકડો લોકો ભજન વગેરે ભક્તિમાર્ગે વળ્યા છે અને આ સપ્તાહ વગેરેથી તેમને તે માર્ગનો ચડસ વધારે લાગશે. ઉપરાંત ગોરગરીબોને અન્નદાન થશે. તમારે નિમિત્તે પુષ્કળ લોકોને પુણ્ય પ્રાપ્તી થશે અને અમને બધાંને ઉત્સાહ આવશે. માટે તમો ના કાંઇ ના કહો.” દોલુશેઠ એ બહુ કામ કરનાર, ભક્તિવાન અને લોકોમાં વજન ધરાવનાર માણુસ હતા. તેથી મહારાજથી તેમના વચનનો અનાદર થઇ શકયો નહીં. આખરે ઠર્યું. તે પ્રમાણે દોલુશેઠે મહારાજ નિમિત્તે સસાહ તથા ઉત્સવની તૈયારી જોરથી શરૂ કરી.

મહારાજનું શરીર અશક્ત હતું તેથી, તેમને બેસવા માટે ભુસું ભરી કોથળાની એક ગાદી તૈયાર કરી આપી. તેવીજ રીતનો એક તકીઓ પણ કરી આપ્યો. મહારાજ રાહતે આવી રહ્યા ત્યારથી તેમનાં ખાવાપીવાની વ્યવસ્થા દોલુશેઠે ઉત્તમ પ્રકારે કરીજ હતી, છતાં દુર્ગાબાઇના નિયમ પ્રમાણે તે રોજ મહારાજ માટે નૈવેદ્ય લાવતાંજ હતાં. રોજ સંધ્યાકાળે દુર્ગાબાઇ આવી ફરી પાછાં શિર્ડી જતાં હતાં. એવો એમનો ક્રમ રોજ ચાલુજ હતો. દુર્ગા-બાઇની આવી નિઃસ્સીમ ભક્તિ જોઇ, રોજ દોઢ કોસ આવવું અને પાછું દોઢ કોસ જવું અને તેમાંએ દુર્ગાબાઇ સંધ્યાકાળ સુધી ભૂખ્યાંજ રહેતાં, મહારાજને ખવરાવ્યાં શિવાય તે ખાતાં નહોતાં, તેથી રોજ આવવા જવાનો દુર્ગાબાઇને ત્રાસ થાય છે, એમ ધારી દોલુશેઠ દુર્ગાબાઇને પાછાં જતી વખતે પોતાના ઘરની બળદગાડી આપી શિર્ડી પહોંચાડતા. નવરાત્રમાં દોલુશેઠના બગીચામાં નામ–સસાહ શરૂ થઇ તેમાંજ શ્રીમદ્ભાગવતની સસાહ પણ શરૂ કરી હતી. ઉપરાંત કીર્તન કરનાર હરિદાસબુઆ પણ હતાજ. નામ સસાહ માટે ગામેગામની પુષ્કળ દિંડીઓ, મંડળીઓ, આવી હતી. રાત દહાડો એક સરખો ભગવન્નામનો ઘોષ મહારાજ આગળ શરૂ થયો. મહારાજના રહેવાનાં મકાન

આગળ બગીચામાં મ્હોટો મંડપ બાંધ્યો હતો અને વધારે રોશની કરી હતી. ગામેગામ આ વાતની ખબર પ્રસર્યાથી હજારો લોકો મહારાજના દર્શન માટે રાહતા આવવા લાગ્યા. જેટલા જેટલા લોકો રોજ આવતા તે બધાંની ખાવાપીવાની વ્યવસ્થા દોલુશેઠે રાખી હતી. એ'વી રીતે સાત દિવસ સુધી ખૂબ મ્હોટો ઉત્સવ સમારંભ ચાલુ રહ્યો. ખડ્ગપુરના લોકો પણ, સેંકડો સ્ત્રીપુરૂષો, રાહતે આવ્યાં હતાં. મહારાજનો ઉત્સવ સમારંભ જોઇ ખડ્ગ-પુરના લોકોને બહુજ આનંદ થયો. એકનાથરાવ વગેરે ત્યાંના મ્હોટા મ્હોટા લોકો પહેલેથીજ ખરાં અંત:કરણથી મહારાજની ભક્તિ કરતાજ હતા; ખડ્ગપુરમાં મહારાજ માટે પુષ્કળ ઉત્સવ સમારંભ કર્યાજ હતા; તેમાં આ રાહતાનો દેખાવ જોઇ ખડ્ગ-પુરના સ્ત્રી પુરૂષોને એટલો આનંદ થયો કે તેનું વર્ણન કરી શકાય નહીં. સ્ત્રી અને પુરૂષો મહારાજપર બહુજ લુબ્ધ બની આંખમાંથી આનંદાશ્રુ પાડતાં હંમેશ મહારાજની આસપાસ ટોળું વળી ( ઘેરો ઘાલી ) બેસીજ રહેતાં; ઉપરાંત રાહતાના લોકો અને બીજા ગામે ગામના દર્શને આવનાર લોકોની ઠઠ પણ મહા-રાજ આગળ બેઠી હોયજ. મહારાજ પ્રસંગાનુસાર ઉપદેશપ્રદ બોલતા. મહારાજના શબ્દો હંમેશ મહત્વના હોયાંને લીધે, કોઇ કોઇ મહારાજ બોલતા ત્યારે લખી પણ લેતા. એક દિવસે એક એ'વો વિચિત્ર ચમત્કાર થયો કે મહારાજ આગળ કેટલાક દસ વીસ લોકો અને દોલુશેઠ વગેરે લોકો બેઠા હતા એવામાં કોઇ એક બાઇ મહારાજને દર્શને આવી અને તેણે મહારાજ આગળ એક સંત્રું મૂક્યું. મહારાજે તે સંત્રાં ઉપરજ કાંઇકિ વાત ચલાવી. એક વગર ત્યાં બીજું સંત્રું નહોતું. મહારાજે તે એક સંત્રું પોતાના હાથમાં લીધું અને તેને ચારે બાજુએથી બહુજ આનંદથી તેને કેટલોક વખત જોયાં કર્યું અને મ્હોંએ વાતો ચાલતીજ હતી. એટલામાં મહારાજે તે સંત્રું છોલ્યું અને તેમાંની એકેક ચીરી તે દરેકને આપવા લાગ્યા. દોલુશેઠ વગેરેની નજર મહા-રાજના હાથમાંનાં પેલાં સંત્રા પર હતીજ. સંત્રાને અર્ધું ફોડી મહારાજ એક એક ચીરી પ્રત્યેકને આપતા હતા ત્યારે પંદર વીસ

જણા ત્યાં બેઠા હતા. તેમાં એક એક ચીરી બધાંને આપતા હતા એવામાં ચાર પાંચ માણસો બીજાં આવ્યાં, તેમને પણ તરતજ તેમાંથી આપ્યાં કરી. એક સંત્રાંમાં બહુ તો દસ બાર ચીરીઓ હોય છે. મહારાજે તે બેઠેલા પંદર વીસ માણસોને આપી તરતજ આવેલાં ચાર પાંચ માણસોને પણ એકેક ચીરી આપી. એટલામાં ફરી બીજાં પાંચ છ માણસો આવ્યાં, તેમને પણ ચીરી આપ્યાં જ કરી. દૌલુશેઠ વગેરે કહેવા લાગ્યા, "બાબા આવી રીતે લોકો આવ્યાંજ કરશે અને તમો એક સત્રામાંથી ક્યાં સુધી ચીરીઓ પહોંચાડશો ?" મહારાજ હું આપું છું ત્યાં સુધી ચીરીઓ કોઇ પણ આવે તેને પહોંચી વળશે. બધાંને અપાઇ રહ્યાં પછી થોડો વખત જાય છતાં જો લોકો નહીં આવે તો તેમના નશીબમાં નથી. એ'વી રીતે મહારાજે એક સંત્રાંમાંથી એક એક ચીરી સુમારે ચાળીસ માણસોને વ્હેંચી. પછી કોઈ પણ આવતું નથી એમ જણાયું ત્યારે, મહારાજે હાથમાંના સંત્રાંની છાલ (છોડું) નીચે નાંખી અને હાથ પર હાથ મારી તાળી વગાડ્યાં જેવું કરી કહ્યું, "હવે ખલાસ, હવે કોઇ આવશે તો તેને કાંઇ નહીં મળે." આ ચમત્કાર જોઈ બધાં દિઙ્મૂઢ બની ગયા. સપ્તાહને છેવટને દિવસે ગોપાળકાલા વગેરે બહુ ઠાઠથી થયું અને અન્ન સંતર્પણની તૈયારી અશ્વિન સુદ બારસે કરી, ગામે ગામ દૌલુશેઠે મહારાજનો ઉત્સવ કર્યાની બાતમી પ્રસરી તેથી હઝારો લોકો જમવા માટે ભેગા થયા. બધી રસોઈ તૈયાર થઇ ગયાં પછી, રસોડાંમાં મહારાજને લઈ જઈ મહારાજની દ્રષ્ટી બધી રસોઇ પર ફેરવાવી લીધી તથા બધાં અન્નને મહારાજના હાથનો સ્પર્શ કરાવ્યો. મહારાજ રસોડાંમાં ગયા તે વખતે એમની સાથે ગાર્ડમામાની વહુ (છોકરાની વહુ) અન્નપૂર્ણાની આંગળી ઝાલી એને સાથે લઈ ગયા અને તેને કહ્યું કે, "ત્હારૂં નામ અન્નપૂર્ણા છે. તું બધાં અન્ન પર નજર નાંખ," એમ કહી મહારાજે તેના હાથનો સ્પર્શ કરી બધી રસોઇપર નજર નાંખી અને દરેકમાંથી કે'વું થયું છે કે'વું નહીં તેનો સ્વાદ પણ લીધો. જીંજેમાં મોળી દાળ, ભાત, શાક ખાટી દાળ અને શિરો હતો. આ બધાના ખૂબ મ્હોટા મ્હોટા દગલા કરી રાખ્યા હતા.

આ અન્ન એક વારજ રાંધ્યું અને જમનારા લોકો, સેંકડો ગામે ગામના હજારો લોકો ભેગા થયા. એકંદર પચ્ચીસ ત્રીસ હજાર લોકો જમ્યા. છતાં પણ અન્ન એમને એમજ શિલ્લક. તે પૂરૂં થયું નહીં. બીજે દિવસે પણ કેટલાક હજાર લોકો ફરી જમ્યા છતાં તે અન્ન પુરૂં થાય નહીં, અને આગળને દિવસે રાંધ્યું હોવાથી કાંઇ ખરાબ થયું હોય તો તેવું પણ કાંઇ બન્યું નહીં. જાણે કે હાલ તાજોજ માલ તૈયાર કર્યો હોય તેમ ભાત શિરો ગરમનો ગરમજ. બીજે દિવસે કે ત્રીજે દિવસે તે અન્નને અગ્નિ સ્પર્શથી ગરમ કર્યું નહોતું તોએ પહેલા દિવસનું જેવું હતું તેવુંજ ગરમ. એમ એક સરખા ત્રણ દિવસ રહ્યું, લોકો આ પ્રમાણે ત્રણ દિવસ ગરમ ગરમ અન્ન ખાતાજ હતા. આખરે બધા લોકો પોતપોતાને ગામે ગયા તોપણ અન્ન વધ્યુંજ. એમ એ ત્રણ દિવસ મળી ચાળીસ હજારથી વધારે લોકો જમ્યા તોપણ અન્ન શિલ્લક હતુંજ, હવે એનું શું કરવું ? એમ દૌલુશેઠે મહારાજને પૂછ્યું. મહારાજે કહ્યું, “નદી નાળામાં માછલી વગેરે હોય તેને, કાગડા, કુત્રાં, ગાય વગેરેને ખાવા નાંખી દો.” એ પ્રમાણે મહારાજની આજ્ઞા થવાથી તે પ્રમાણે તેની વ્યવસ્થા કરવામાં આવી. પછી ખડ્ગપુરના લોકો પણ તેમની રજા પૂરી થઇ તેથી મહારાજની આજ્ઞા લઇ ખડ્ગપુર ગયા. આવી રીતે સપ્તાહ તથા ઉત્સવ અતિશય મ્હોટા ઠાઠથી ઉજવવામાં આવ્યો. પછી એજ સુમારમાં સાઇબાબા પણ શિર્ડીથી રાહતા થોડો વખત આવ્યા હતા. ત્યારબાદ મહારાજ કેટલાક દિવસ રાહતામાં રહ્યા. દુર્ગાબાઇ એમના નિયમ પ્રમાણે શિર્ડીથી મહારાજ માટે નૈવેદ્ય લાવતાંજ હતાં. એક દિવસે દુર્ગાબાઇને શિર્ડીથી રાહતે આવતાં પગમાં અર્ધી આંગળી જેટલો લાંબો મ્હોટો કાંટો ભોંકાઇ ગયો, છતાં તે કાંટાની પર્વા ન કરતાં દુર્ગાબાઇએ પગે ચાલતાં રાહતે આવવાનો પોતાનો ક્રમ ચાલુજ રાખ્યો. તેમણે તે બાબત કોઇને કહ્યું એ નહીં અને પગમાંથી કાંટો કહાડ્યો પણ નહીં. એવી રીતે દસ બાર દિવસ તે કાંટાની વેદના સહન કરતાં કરતાં રોજ પગેજ ચાલી આવ જાવ કરતાં

હતાં. પછી તેનું દુ:ખ બહુ વધતું ગયું એટલે તે લંગડાતાં લંગડાતાં આવ્યાં, ત્યારે બધાંને વિચાર આવ્યો કે બાઈ લંગડાય છે શાથી? તોએ બાઇએ પેટ ખોલી વાત કરી નહીં; છેવટે મહારાજે તે જોયું કે તરતજ મહારાજે થોડા ગુસ્સે થયાં જેવું કરી કહ્યું, "આટલા દિવસ તે કાંટો ત્હેં શા માટે પગમાં રાખ્યો? કોઇને કહ્યું કેમ નહીં?" વગેરે. તેમનો પગ બહુ દુખતો હતો તેથી કોઇને (કાંટો) કહાડવા પણ દે નહીં. છેવટે મહારાજે બાઇનો પગ ઝાલી રાખ્યો અને દોલુશેઠના કેટલાક લોકોએ બહુ યુક્તિથી ચીમટાથી તે કાંટો ખેંચી બહાર કહાડ્યો, અર્ધો આંગળ લાંબો આડો પેસી ગયેલો કાંટો જોઇ દુર્ગાબાઇએ આટલા દિવસ એ કેમ સહન કર્યું અને એવા એ દુ:ખમાં રોજ દોઢ કોસ આવવું અને દોઢ કોસ જવું, એ કેટલી મુસ્કેલ વાત છે એ ખ્યાલમાં આવતાં બધા વિચારમાં પડયા. દુર્ગાબાઈની આ'વી સ્થિતિ જોઇ–વચ્ચે દુર્ગાબાઈ ગાડી બળદ વગર શિર્ડી પાછાં જતાં હતાં તેથી–ફરી દોલુશેઠે દુર્ગાબાઈ માટે શિર્ડીથી આવવા માટે ગાડી મોકલવી શરૂ કરી, અને શિર્ડી પાછાં જવા માટે પણ ગાડી આપી પહોંચાડતા. દુર્ગાબાઇને પાછાં શિર્ડી જવુંજ પડતું હતું, કારણ પહેલેથી દુર્ગાબાઇએ સાઈબાબાની નૈવેદ્ય વગેરે જે સેવાઓ આરંભી હતી તે તેમની ચાલુજ હતી. તે સેવા કરીને પણ મહારાજની પણ સેવા તેમણે ચાલુ રાખી હતી.

શિર્ડીમાં સાઈબાબા પાસે પુષ્કળ પુરૂષો અને સ્ત્રીઓ સેવા માટે રહ્યાં હતાં; નામનું સેવામાં રહેવું. બાકી ઘણાંએ એવાં છે કે, ત્યાં રહે, ખાય પીએ અને ગપ્પાં માર્યા કરે, નહીં તો અંદર અંદર "તમો આ'વા અમો આ'વા" વગેરે કરી લ્હડા લ્હડી, વાદાવાદી કર્યા કરે. એકેકની અદેખાઈ કરે, એકેકનું સહન ન કરે, મત્સર બુદ્ધિ તથા પોકળ અભિમાન દેખાડ્યાં કરે, એવાજ બહુ હતા. કોઈ જો એક બે મરદો કે એક બે સ્ત્રીઓ નિષ્કપટ બુદ્ધિથી ફક્ત પોતાના જીવનું તથા દેહનું સાર્થક થાય, આ દુ:ખદાયક સંસાર પ્રપંચ અને જન્મમરણમાંથી મુક્ત થવાય, એ માટેજ શુદ્ધ અંત:કરણ તથા પ્રમાણિકપણાંથી પોતાની મ્હોટાંપણાં વગે-

રૈની (વ્યવહારિક) યોગ્યતા તથા લોક રીત પ્રમાણેની લાજ લજ્જા વગેરેનું બધું અભિમાન છોડી, પોતાના જીવ, દેહની પર્વા ન કરતાં ફક્ત નિષ્કામ બુદ્ધિથી એક સાઈબાબાનેજ માટે ફાવે તેવી સેવા કરનાર જો કોઈ હોય તો તેને બીજા સહન કરી શકતા નહીં અને તેના સત્કર્મની કોઇપણ રીતે નિંદા કરી તેમાં વિઘ્ન નાંખનારાજ લોકોની સાઇબાબા પાસે ભરતી હતી. પોતાના જીવની દેહની તથા લોક લજ્જાની પર્વા ન કરતાં ફક્ત સાઈબાબાની આજ્ઞામાં રહી ફાવે તેવો ત્રાસ સહન કરી સેવા કરનારાં જે હતાં તેમાં એક દુર્ગાબાઇ અને પુરૂષોમાં એક મેઘો.

પહેલ વ્હેલાં દુર્ગાબાઇ શિર્ડી સાઈબાબાને દર્શને આવ્યાં ત્યારે સાત આઠ દિવસ રહી જવાનો વિચાર કરી સાઇબાબાને જવા માટે પૂછયું. સાઇબાબાએ કહ્યું, “ તને જે અહીં ખેંચી તે કાંઇ જવા માટે નહીં. ત્હારે હાથે ખૂબ મ્હોટાં મ્હોટાં કામો થવાનાં છે.” દુર્ગાબાઇએ કહ્યું, “મ્હને અહીં દરેક રીતની અડચણ છે. મ્હારે એક ન્હાનું છોકરૂં છે તેને બધી અડચણ પડશે. માટે મ્હને જવા દો તો સારૂં.” સાઇબાબાએ જવાબ આપ્યો, “ તું કશાની ચિન્તા ના કરીશ. લીમડાવાળા વાડામાં લીમડાના ઝાડ નીચે ત્રણ દિવસ મુંગીચુગી બેસી રહે. કોઇની સાથે બોલતી નહીં. ચોથે દિવસે ત્હારી બધી વ્યવસ્થા એની મેળે થઈ જશે.” દુર્ગાબાઇ બોલ્યાં, “ત્રણ દિવસ મ્હને કાંઇ ન હોય તોએ ચાલશે. પણ આ છોકરાં માટે દુધબુધની તો વ્યવસ્થા થવી જોઇએ.” બાબા બોલ્યા, “દુધની કાંઇ પણ સવડ ના કરતી. ત્રણ દિવસ તેને પણ ના ખવરાવતી અને તું પણ ના ખાઇશ. તે છોકરાંને લઈ ઝાડ નીચે એક જગ્યાએ બેસી રહે પછી બધું થઇ જશે.” એમ સાઇબાબા બોલતા હતા એ’વામાં દુર્ગાબાઇની આંખમાં પાણી આવ્યાં અને તે રડવા લાગ્યાં. બાબાએ તેમના શરીર ઉપર હાથ ફેરવ્યો અને કહ્યું, “ રડ નહીં, આપણો અલ્લા માલિક છે.” એમ કહી તેને જવા કહ્યું. દુર્ગાબાઇએ નિશ્ચયજ કર્યો કે સાઇબાબાની આજ્ઞા પ્રમાણેજ ચાલવું. તેમાં આપણું

સારૂં થાય કે ખરાબ થાય. એવો નિશ્ચય કરી તેમની આજ્ઞા પ્રમાણે લીમડાવાળા વાડામાં, લીમડાના ઝાડ નીચે બેઠાં.

આ લીમડાના ઝાડનું માહાત્મ્ય એ'વું છે કે, તે ઝાડની આસપાસ જે વસ્તી છે તે પહેલાં ત્યાં નહોતી. તે જગ્યા ગામની સ્મશાનભૂમિ છે અને ત્યાં મુસલમાન લોકોની બહુએ કબરો છે. સાઇબાબા જગતમાં પ્રખ્યાતિમાં આવ્યા તે પહેલાં તે સ્મશાનમાં જે લીમડાનું ઝાડ હતું તેની નીચેજ કેટલાંક વર્ષો તપ કરતા બેઠા હતા. તે ઝાડ પાસેજ જમીનમાં ખૂબ ઉંડાણુમાં પુષ્કળ વર્ષોની ઉપરથી માટી પડી પડી ઢંકાય ગયેલી એક સમાધિ છે. તેજ ઠેકાણે સાઠેસાહેબે વાડો બાંધ્યો ત્યારે પાયો ખોદતી વખતે તે સમાધિ ખુલ્લી થઇ, તે સમાધિમાં કોઇપણ મહાપુરૂષ એમને એમ છે એવો ભાસ થવા લાગ્યો. પછી એ વાત સાઇબાબાને કહી એટલે સાઇબાબાએ કહ્યું કે એ જગ્યાએ કોઇએ હાથ લગાડવો નહીં. ત્યાં મ્હારા મુરશદ (ગુરૂ) છે. તેથી તે જગ્યા ઉપરજ ભીંતની બાજુ આવતી હતી તેથી તે બાંધતી વખતે સમાધિના જેટલી મ્હોટી કમાન લઇ નીચે તે જગ્યા એમની એમ રાખી તે કમાનપર ભીત બાંધી. તે જગ્યા વાડાના માળ ઉપર ચ્હડવાનો જે દાદર છે તેને અડી કમાન છે તે. એ લીમડાના ઝાડ નીચે સાઇબાબા પુષ્કળ દિવસ બેસી રહ્યા હતા. તેથી તે જગ્યાનું અને તે લીમડાના ઝાડનું વિશેષ માહાત્મ્ય છે. તેજ ઝાડ નીચે સાઇબાબાએ દુર્ગાબાઇને ત્રણ દિવસ એક સરખી બેસાડી અને તે ન્હાના છોકરાને પણ દુધ વગેરે કાંઇ ન મળ્યું છતાં તે ન રડતાં મુગું મુગું શાંત રહ્યું. પછી ચોથા દિવસથી બાળાભાઉ ચાંદોરકરને ત્યાં તેની બધી વ્યવસ્થા આપોઆપજ થવા માંડી, સાઇબાબા જે જે કહેતા તેમની આજ્ઞા પ્રમાણે તે હંમેશ ચાલતાં. તેમણે કહી રાખ્યું હતું કે, "કોઇ પણ સાથે ન બોલતાં, મૌનવ્રત ધારણ કરી, કોઇનું પણ પડયું કામ જે હોય તે કરતી જા, એટલે મ્હારી સેવા કર્યા બરોબર છે." તે પ્રમાણે દુર્ગાબાઇનો ત્યાંનો કાર્યક્રમ હતો. પરોઢીએ ચાર પાંચ વાગે ઉઠી પોતાનું નિત્ય સ્નાન વગેરે આટોપી, સાઇબાબાના ફોટાની અને સાઇ-

બાબાએ તેના છોકરાના હાથમાં બે રૂપીઆ આપ્યા હતા તે બે રૂપીઆની થોડો વખત બેસી પૂજા કરતાં અને જે લીમડાના ઝાડનીચે સાઈબાબા બેઠા હતા અને દુર્ગાબાઈને બેસાડ્યાં હતાં, તે ઝાડની રોજ બે ત્રણ, અથવા વખત મળે તો વધારે માળાની પણ, પ્રદક્ષિણા ફરતાં. પ્રદક્ષિણા ફરતી વખતે હંમેશ ગુરૂમંત્ર જપતાં. પછી શ્રીસાઈબાબાની આજ્ઞા પ્રમાણે કોઈનું પણ પડ્યું કામ કરતાં અને આરતિ પહેલાં સાઇબાબાની પૂજા માટે જઈ, સાધારણ તેમને ત્રાસ ન થાય એ'વી રીતની પૂજા કરી તેમની પાછળ બેસી હંમેશ તેમની કમ્મર દાબ્યાં કરતાં અને સાઇબાબા કહે કે, "બસ કર" એટલે દાબવાનું બંધ રાખતાં.

એક દિવસે દુર્ગાબાઇએ પોતાના છોકરા માટે, તે ન્હાનો હતો તે વખતે તેને ખવરાવવા માટે, એક ન્હાનાં વાસણમાં બાબાની મસીદમાં, તેમની તે પવિત્ર ધુણી ઉપર ભાત રાંધવા મૂક્યો અને પછી બાબાની પીઠ તથા કમ્મર દાબતાં બેઠાં. થોડે વખતે તે ભાત ચડી તૈયાર થયો. દુર્ગાબાઇનો અડક આભડનો નિયમ બહુ કડક હતો. એટલામાં કોઈ અડાણી માણસ બાબાની ધુણી પાસે જઈ ચલમમાં નાંખવા માટે દેવતા કહાડવા, કે બીડી સળગાવવા આવ્યો. તે ગમે તેવો પણ અડાણીજ હતો. તેણે દુર્ગાબાઇએ દેવતાપર મૂકેલું વાસણ એક બાજુએ કર્યું. આ જોઈ દુર્ગાબાઇને બહુજ ખોટું લાગ્યું. પરંતુ બાબાની સેવા કરતાં હતાં ત્યાંથી તે ઉઠ્યાં નહીં. અનાયાસેજ જ્યારે બાબા ઉઠ્યા ત્યારે તે ઉઠ્યાં પરંતુ બાબા પાસે બેઠાં હતાં તેટલામાં ભાતનાં વાસણને શૂદ્ર અડ્યો તેથી તે બદ્દલ તેમને ખરાબ લાગ્યું અને બાબાની પાછળ બેઠાં બેઠાં રડતાંજ હતાં. છોકરાને ખાવાનો વખત થઇ ગયો અને હવે બીજો ભાત ક્યારે ચડે તેની ચિંતાથી તેમણે રડ્યાં કર્યું. તે વખતે તે છોકરાનું જનોઈ આપ્યું નહોતું, છતાં શૂદ્રે સ્પર્શ કરેલો ભાત હું છોકરાને કેમ ખવરાવું, એ વિચારથી દુઃખિત આંખમાં પાણી લાવી રડ્યાંજ કર્યું. પછી બાબા ઉઠ્યા એટલે, સાઈબાબા એટલે તે પૂર્ણજ બધાંના અંતસાક્ષી, તેઓ તે બધું દુર્ગાબાઇનું રડવાનું કારણ સમજ્યા તેથી સાઈબાબાએ દુર્ગાબાઇના

શરીરપર હાથ ફેરવી કહ્યું, " દુર્ગે, રડતી નહીં, આપણા દરબારમાં કશાનીજ આભડછટ નથી, આ મસીદ જેવી તેવી નથી. સેંકડો જન્મના પાપી લોકો પણ અહીં પવિત્ર થાય છે. માટે આ ભાત કાંઇ અભડાયો નથી. મ્હારા પોતાના હાથથી સળગાવેલી ધુણીમાં રાંધેલા ભાતને કોઈપણ અડે તો શું અભડાય ? ત્યાં મ્હારા હાથનો અગ્નિનારાયણ છે. તેની ઉપર રાંધેલો ભાત તે છોકરાને તું ખવરાવે છે માટે તે છોકરાનું નશીબ આગળ ઉપર ઘણું સારૂં છે. માટે કોઈપણ પ્રકારે તું સંશય લાવીશ નહીં. તેજ તેને ખવરાવ, તમો બેઉ મ્હારાં પ્હેલાંનાં બહુ વ્હાલાં માણસો છો." એમ કહી તે રડતાં હતાં તેમને પાસે લઈ શરીર પર હાથ ફેરવ્યો, ત્યારપછી તે દિવસથી દુર્ગાબાઇએ બધા સંશયની કલ્પના છોડી દઈ ફક્ત સાઈબાબાના સ્પર્શને લીધેની આભડછટ માનવાનું છોડી દીધું. એટલુંજ નહીં પણ કાંઇ વ્હેમ પડતાં સાઇબાબાને સ્પર્શ કરી પવિત્ર થઈ જતાં, સાઇબાબાનીજ આજ્ઞા પ્રમાણે ચાલતાં અને તેમની ધુણી ઉપર ભાત રાંધી તે છોકરાને ખવરાવતાં. પછી તેઓ નૈવેદ્ય તૈયાર કરી આરતિના વખત પહેલાં નૈવેદ્ય લઇ જતાં, નૈવેદ્ય પણ એવી રીતનો લાવતાં હતાં કે, જાણે સાઇબાબાએ દુર્ગાબાઇને અમુક કરી લાવવાનુંજ કહી મૂક્યું હોયને ! એટલે કે દુર્ગાબાઈના મનમાં આવતું કે, આપણે ફલાણી એક ચીજ કરી લઇ જવી એને તે બાબા ખાય તો ઠીક એવાંજ કાંઈક ધોરણુસર તેઓ તે પદાર્થ લઇ જતાં કે તે પદાર્થ બાબા ખાસ ખાતાજ. પછી દુર્ગાબાઇને એ'વો આનંદ થતો કે, પોતે જ લઇ ગયાં હતાં તેને બાબાએજ પોતાની મન પસંદ ચીજ બનાવી અને તમને તે ગમી, એ પ્રમાણે સાઇબાબાની સેવા વગેરે હંમેશ મૌન ધારણ કરી કરતાં, ઉપરાંત કોઇનું પણ કાંઇગણ મહેનતનું કામ હોય તોપણ પોતાના જીવની પર્વા કર્યા શિવાય તે સાઈબાબાની સેવા સમજી કરતાં. દુર્ગાબાઇની એકંદર આ'વી એકનિષ્ઠ ભક્તિ જોઇ ખાપર્ડેસાહેબને પણ બહુ આનંદ થતો અને દુર્ગાબાઇ મારફતે સાઈબાબાને પોતાનો નૈવેદ્ય પહોંચે તે માટે ખાપર્ડે-સાહેબે દુર્ગાબાઇને દરમહિને પંદર રૂપીઆ મોકલવાનું ચાલુ રાખ્યું.

પછી એક દિવસે તે છોકરાનું જનોઇ થયું ત્યારે તે છોકરાને ભિક્ષાના કાંઇ પચાસ પોણોસો રૂપીઆ મળ્યા હતા તે દુર્ગાબાઇએ ક્યાંઈ રાખ્યા હતા, તે કોઈ ચોરી ગયું. એટલે દુર્ગાબાઇ રડતાં બેઠાં. રહવારમાંજ નવ દસ વાગ્યાને સુમારે, સાઇબાબા લેંડીએ જવા નીકળ્યા. તેમના જવાના રસ્તા ઉપરજ દુર્ગાબાઇનું ઘર હતું. બાબાને આવેલા જોઇ આંખો લૂછતાં લૂછતાં દુર્ગાબાઇએ એકદમ ઘરની બહાર આવી બાબાના પગ પર માથું મૂક્યું. તેમની તે રડતી મુદ્રા જોઈ બાબા દુર્ગાબાઈના માથાં પર હાથ મૂકી બોલ્યા, “અરે, દુર્ગે. રડવું શા માટે? આપણે રૂપીઆનો શો કાળ? એ'વા હજારો રૂપીઆ ત્હારા હાથમાં ફરશે. ગાડે ગાડાં ધન આપીશ. જવા દે. ગયા તો જવા દે.” એ'વી રીતે દુર્ગાબાઇને શાંત પાડી બાબા આગળ ચાલતા થયા.

પછી કેટલેક દિવસે ચાર જણ આગળ દુર્ગાબાઈ તથા તેમના છોકરા વિષે સાઇબાબાએ એ'વો ઉદ્ગાર કહાડ્યો કે, “આ દુર્ગીનો છોકરો પાછળના જન્મમાં મ્હારો કરતાલીઓ હતો. તેણે ખાવાનું છોડ્યું, પીવાનું છોડ્યું, બધું છોડી દઈ રાત દહાડો મ્હારા ભજનમાંજ કરતાલ કુટ્યાં કરી. એ બીજેજ ક્યાંઇ જન્મ લેવાનો હતો, પરંતુ મ્હેંજ એને આ દુર્ગીના પેટમાં ઘાલ્યો. આ દુર્ગીનો અને મ્હારો પહેલાંનો ઋણાનુબંધ હતો; અને આ છોકરાનો અને મ્હારો પણ પૂર્વ જન્મનો ઋણાનુબંધ હતો તેથી આ દુર્ગી માટે આને એના પેટમાં નાંખ્યો અને તેને માટે એને વા એને માટે તેને એમ બેઉને મ્હારા તરફ ખેંચી લીધાં. તે બેઉનું કાંઇ ખરાબ છે કે? પુષ્કળ જન્મોથી તે મ્હારાંજ તો છે, “તેના જનોઇ વગેરે થયાં પછી માધવરાવ વગેરે લોકોએ સાઇબાબાને પૂછ્યું, “દુર્ગાબાઇના છોકરાને-રઘુનાથને ભણવા ક્યાં રાખવો? ઉમરાવતી ખાપર્ડેસાહેબને ત્યાં કે મુંબઇ કાકાસાહેબ દિક્ષીતને ત્યાં? સાઈબાબાએ જવાબ આપ્યો. “તેને શીખવવાને માસ્તરજ નથી.” “ત્યારે કોણ ભણાવશે? “તેનો માસ્તર અલ્લા (ઈશ્વર) છે. તેના અલ્લા માલિક છે” પછી કેટલાક લોકોએ અંદર અંદરજ વિચાર કરી તેને દાદાસાહેબ ખાપર્ડેને ત્યાંજ

ઉમરાવતી રાખ્યો હતો. દાદાસાહેબ ખાપર્ડેની સાઇબાબા ઉપર પૂર્ણ ભક્તિ હતી અને દુર્ગાબાઈ ફક્ત નિષ્કામ બુદ્ધિથી સાઈબાબાની સેવામાં એક નિષ્ઠાથી રહેતાં હતાં તેથી દુર્ગાબાઇને માટે પણ ખાપર્ડે સાહેબનો બહુ સારો અભિપ્રાય હતો.

સાઇબાબાની દુર્ગાબાઇ ઉપર તથા એમના છોકરા ઉપર પૂર્ણ કૃપા છે એવી આગાહી સાઇબાબાએ કર્યા પ્રમાણે, પછી ઉપાસની મહારાજના રૂપમાં સાઇબાબાનોજ લીલા અવતાર હોયાથી પહેલાંના દરબાર કરતાં આ દરબાર મ્હોટો હોયાથી તેમાં દુર્ગાબાઇનું ખાસ મહત્વ હતું. ઉપાસની મહારાજની સેવામાં દુર્ગાબાઇ હંમેશ રહેવા લાગ્યાં તેનુંએ કારણ સાઇબાબાનીજ આજ્ઞા. ખંડોબાના દેવળમાં મહારાજ બે ત્રણ વર્ષો અન્ન પાણી શિવાય કેવળ શુષ્ક શરીરે પડ્યા હતા, તે વખતે દુર્ગાબાઈ સાઇબાબાની પાછળ કમ્મર ચાંપતાં બેઠાં હતાં ત્યારે દુર્ગાબાઇની સાથે કાંઈક અંતઃકરણ ખોલી (ખુલ્લે દીલે) વાત કરતાં કરતાં સાઇબાબા બોલ્યા, "વિઠોબાના દેવળમાં તું કોઇ વખતે જાય છે કે? (સાઇબાબા ખંડોબાના દેવળને વિઠોબાનું દેવળ કહેતા હતા) દુર્ગાબાઈ બોલ્યાં, "કોઈ કોઇ વખત જાઉં છું." સાઇબાબાએ કહ્યું. "ત્હેનાં હાડકાંની સળીઓ બની ગઇ છે. તેના હાથ પગ બધા બરૂ જેવા થઇ જશે, મ્હારે હવે તેનામાંજ જવાનું છે. હવે મ્હારી જે અહીં સેવા કરે છે તે તેનીજ તું ત્યાં કરતી જા એટલે મ્હારી સેવા કર્યા પ્રમાણેજ થશે. સાઇબાબાની આ પ્રમાણેની આજ્ઞા હોયાથી, મહારાજની વૃત્તિ બહુ કડક હતી તથા દુર્ગાબાઇને મહારાજે ખૂબ વખત માર માર્યો છતાં પણ તે પહેલેથીજ બધું સહન કરતાં કરતાં ટકી રહ્યાં. બધી વાસનાઓથી વિરક્ત, સાદા ભોળા સ્વભાવે અને પોતાનું ગમે તેવું હોય તો હરકત નહીં પણ કોઇનુંએ કલ્યાણ થાય એ બુદ્ધિથી બધાંને સરખાં લેખી તે ચાલતાં. તેમના છોકરા રઘુનાથનું ન્હાનપણથીજ દેવ ધર્મ તરફ લક્ષ હતું તેથી, ન્હાનપણમાં બીજા લોકો આરતિ પૂજા વગેરે કરતા હતા તે જોઇ, પોતાના જેવડાં જેવડાં છોકરાં ભેગાં કરી ગમે ત્યાં એક બાજુએ દેવ માંડી, છોકરાં છોકરાં ભેગાં થઇ જેમ જોતાં તેજ રીત પ્રમાણે પૂજા આરતિ કરતાં.

સાકોરી આવ્યા પછી પણ ન્હાની ઉમ્મરમાંજ તેણે પોતાને હાથે એક જુદું પોતાનું દેવળ પોતાનેજ હાથે ઝાડ નીચે સ્થાપ્યું અને બધા સરખે સરખાએ ભેગા થઈ તે દેવળમાં એક માટીનાજ મહાદેવ બનાવી બેસાડ્યા. રોજ ભજન, પૂજન, આરતિ એમ હંમેશ સ્હવાર સાંજ કરતા. એક દિવસે વરસાદ આવ્યો. તે ગમે તે'વું તો એ માટીનુંજ દેવળ. તે પડી ગયું એટલે બેઠા રડવા અને તે દિવસે ખાધું પણ નહીં, છેવટે તેને બીજે દિવસે ઇંટ ચુનાનું એક દેવળ બાંધી આપ્યું. પછી તેની ભક્તિ ખૂબજ વધી. રોજ મ્હોટા ઠાઠમાઠથી છોકરાં મળી પૂજા આરતિ કરતાંજ હતાં પણ તે ઉપરાંત તેણે એક છોકરાં છોકરાં જેવી ન્હાની શી પાલખી કરાવી લીધી અને તેમાં સાઈબાબાનો ફોટો તથા મહારાજનો ફોટો મૂકી દર સોમવારે અને દર ગુરૂવારે છોકરાં છોકરાં ભેગાં કરી તે પાલખી દેવળની આસપાસ ખૂબ ઠાઠથી ભજન કરતા કરતા ફેરવતા. તે છોકરાંનુંજ જોઇ પછી મ્હોટા મ્હોટા લોકોએ પણ દર ગુરૂવારે પાલખી કહાડવાનું શરૂ કર્યું અને તે વહિવટ હજી ચાલુ છેજ.

પછી દોલુશેઠના અતિશય આગ્રહથી મહારાજ દોલુશેઠ સાથે અહમદનગર ગયા. નગરમાં દોલુશેઠની જીનિંગ એટલે રૂની મીલ હતી. ત્યાં તેમનો મ્હોટો બંગલો હતો. ત્યાં મહારાજના પગ લાગે એ માટે મહારાજને દુર્ગાબાઈ સાથે નગર લઈ ગયા. ત્યાં આઠ દિવસ મહારાજ રહ્યા. ત્યાં પણ દોલુશેઠના બંગલામાં મહારાજ આવ્યા છે એમ ખબર પડી એટલે સેંકડો લોકો દર્શને આવવા લાગ્યા. એક વખત કેટલાક લોકો આવ્યા એટલે તે લોકોને આવતાં વેંતજ મહારાજ બોલ્યા, "કંઈ બાજુએ આવ્યા છો ?" લોકો કહે "નમસ્કાર માટે આવ્યા." મહારાજે કહ્યું, "નમસ્કાર જેવું મ્હારામાં શું છે? લોકોમાં એવો કહેવાનો રિવાજ છે કે, "ચમત્કાર શિવાય નમસ્કાર નહીં." મ્હારી પાસે તો કાંઇજ ચમત્કાર નથી. હું શું માટીનું સોનું કરી દેખાડું છું? કે પત્થરના રૂપીઆ કરૂં છું? કે બાવળના ઝાડ પર કેરી લાવું છું? કે મરી ગયેલાં માણસ જીવતાં કરૂં છું? કે છોકરાં આપું છું? કે કોઇની દરિદ્રતા દૂર કરૂં છું? મ્હારી પાસે તમોએ શો ચમત્કાર જોયો

કે તમો નમસ્કાર કરવા આવ્યા ? "ચમત્કાર હોય ત્યાં નમસ્કાર" એમ કહેવત છે તો જ્યાં ચમત્કાર ન હોય ત્યાં નમસ્કાર શા માટે કરવા ? "તેમનામાં કોઇક એક ચતુર હતો તે બોલ્યો "મહારાજ, ચમત્કારને નમસ્કાર એમ જે કોઇ કહેતું હોય તે તદ્દન ભુલ ભર્યું છે. સત્પુરૂષ મહાત્મા કાંઇ ચમત્કાર દેખાડાવે છે કે ? આપના જેવા પૂર્ણપદે પહોંચેલા સત્પુરૂષોને કોઇજ પ્રકારની વાસના નથી હોતી. તો પછી એમને ચમત્કાર દેખાડવાનું પણ શું કારણ ? ચમત્કાર દેખાડી તેઓ લોકોને ભુલાવામાં નાંખતા નથી. ચમત્કાર દેખાડનારાને અમો સત્પુરૂષજ લેખતા નથી. માટે "ચમત્કારને નમસ્કાર" નહી પણ "નમસ્કારને ચમત્કાર" એ વાત ખરી છે. મહારાજ અમારી અક્કલ પ્રમાણે તો જે આપના જેવા સત્પુરૂષને અનન્ય ભાવે શરણે જઇ નમસ્કાર કરે—તે એક બે નમસ્કારથી કાંઇ નહીં વળે—પણ સેંકડો દિવસો સુધી રોજ નમસ્કારો કર્યા હોય, નમસ્કાર કરતાં કરતાં કપાળે ઢીમણાં થાય તે વખતે તે નમસ્કારોને લીધે જે પુણ્ય ભેગું થાય તેજ પુણ્યાઇના બળે આપોઆપ તે સત્પુરૂષને નિમિત્તે તે નમસ્કાર કરનારને તેને મનપસંદ ચમત્કારોનો અનુભવ આવવાનો હશે. નમસ્કારનું પરિણામ જે અનુભવમાં આવે છે તેનેજ આગળ ઉપર ચમત્કાર કહેવામાં આવે છે એમ અમને અમારી અક્કલ પ્રમાણે લાગે છે. "ચમત્કાર ત્યાં નમસ્કાર" એમ જો હોત તો શરૂઆતથીજ ચમત્કાર વિના કોઇએ દેવને ભજ્યા ન હોત અને નમસ્કાર પણ ન કર્યા હોત, તથા પહેલેથીજ લોકોનું કહેવું એ'વુંજ હોત કે, "હે દેવ, તું અમને અમારી રીત પ્રમાણેનો ચમત્કાર દેખાડ એટલે અમો તને ભજીએ, નમસ્કાર કરીએ.' પણ એવો તો કાંઇ પહેલેથી રિવાજ નથી. દેવ આપણને ચમત્કાર દેખાડે, આપણી રીત પ્રમાણે હેતુ પૂર્ણ કરે વા ન કરે, પરંતુ દેવનું નામ લઇ, દેવળમાં જઇ નમસ્કાર કરવાનો તેમજ સાધુ સંતોને પણ નમસ્કાર કરવાનો પહેલેથી વહિવટ (રિવાજ) છેજ. આપને શી ગરજ છે! આપને તો બધાજ સરખા. અમો કાંઇ આપનામાં ચમત્કારની શક્તિ હોય અને અમને એનો અનુ-

ભવ આવે એ બુદ્ધિથી દર્શને આવ્યાજ નથી. અમારા નમસ્કાર જ્યારે પૂર્ણ થશે ત્યારે અમારે જોઇતો હશે તો એની મેળેજ ચમત્કાર અનુભવમાં આવશે. તે ચમત્કાર કાંઈ આપને દેખાડવો પડે છે એમ નથી. તેનો આધાર અમારી સત્કર્ણી ઉપર છે."

મહારાજ—"હા, તમો ક્હોછો તેમ પણ હશે. મ્હને એ ખબર નહોતી." "નમસ્કાર ત્યાં ચમત્કાર" એજ ખરૂં છે એ વાત તમારા હાલનાં કથાંથી મ્હારા લક્ષમાં આવી. મ્હેં આજ પર્યંત "ચમત્કાર ત્યાં નમસ્કાર" નીજ વાત સાંભળી હતી.

એક દિવસે નગરમાં દૌલુશેઠના બંગલામાં મહારાજ હતા ત્યારે કાંઇ પણ કારણને લીધે મહારાજ સંધ્યાકાળથી ખૂબજ ગુસ્સામાં હતા. મહારાજને જે બંગલામાં રાખ્યા હતા ત્યાં પાસેજ બીજા બંગલામાં દૌલુશેઠ અને તેની સ્ત્રી વગેરે રહેતાં હતાં. તેમને બે સ્ત્રીઓ હતી. રાત્રે દૌલુશેઠ તથા તેની સ્ત્રીઓ એક જગ્યાએ અંદરની ખોલીમાં સૂતાં હતાં. ખોલીને અંદરથી સાંકળ વાસી હતી, અને બંગલાના બહારનાં બારણાં બેઉ કાચનાં હતાં. તે કાચનાં બારણાંને અંદરથી સાંકળ વાસી તે ઉપરાંત તાળુ માર્યું હતું. બરોબર બાર વાગ્યાને સુમારે મહારાજ પોતાની સૂવાની જગ્યામાંથી ઉઠી બહાર આવ્યા અને મ્હોટે મ્હોટે ગાળ દઈ ખૂબ ક્રોધથી દૌલુશેઠને અને તેની સ્ત્રીઓને હાંક મારી, "બારણું ઉઘાડો" એમ કહેવા લાગ્યા. મહારાજનાં આ બૂમરાણથી દૌલુશેઠનાં સ્ત્રીઓ તથા દૌલુશેઠ બધાં જાગ્યાં. પરંતુ બારણું કાંઈ ઉઘાડે નહીં. બધાંને ધાસ્તી લાગી કે મહારાજ જો અંદર આવશે તો એકેએકને સારી પેઠે ઠોકશે. તેથી ખોલીમાંથી બધાં બહારના ભાગમાં આવ્યાં પરંતુ પેલા બહારના બંગલાનું બારણું ઉઘાડ્યું નહીં. પછી મહારાજે બળજબરીથી હાથથી બારણું ધકેલવા માંડ્યું. મહારાજ બારણા પાસે આવ્યા છે એમ પેલાં કાચનાં બારણાંમાંથી દેખાયું એટલે તે બધાં ફરી અંદરથી ખોલીમાં જઈ બેસી રહ્યાં. પછી મહારાજે તે બારણાં ઉપર એક બે લાતો મારી તોએ તે બારણાં ઉઘડ્યાં નહીં. છેવટે મહારાજે ખૂબ ગુસ્સાના સપાટામાં,

"બારણાં ઉઘાડોછો કે કાચ ફોડી નાંખું?" એમ કહ્યું. અંદરનાં બધાંએ વિચાર કર્યો કે, "ગમે તે થાવ તોપણ બારણાં કાંઈ ઉઘાડવાં નહીં, એવો નિશ્ચય કરી કોઈ પણ બહાર બારણું ઉઘાડવા ન આવ્યાં પણ અંદરજ ભરાઇ (સંતાઈ) બેઠાં. આખરે મહારાજે બે ત્રણ લાતો મારી છતાં તે બારણાં ઉઘડ્યાંજ નહીં ત્યારે ત્યાં એક પીત્તળની ખાંડણી પડી હતી—શેર બશેર વજન-વાળી—તેનો દસ્તો લઇ તે બારણા ઉપર જોરથી ફેંક્યો. તે તે કાચ ઉપર જઇ જોરથી અથડાયો. તરતજ ખાંડણી હતી તે પણ ઉંચકી તે પણ ખૂબ જોરથી કાચપર ફેંકી. એવા તો જોરથી તે ફેંકીને મારી કે આથી એકે ઝપાટે બે ત્રણ કાચ ફુટી ગયા હોત. એવી રીતે તે ખાંડણી ફેંકીને બારણાપર મારતાંજ બારણાં એકદમ ઉઘડી ગયાં. પરંતુ અંદરનું તાળું એમનું એમ નકુચામાં હતું. કાચ પણ એ'વાને એવાજ રહ્યા તેને બીલકુલ નુકસાન આવ્યું નહીં આ'વી રીતે બારણાં ઉઘડી ગયેલાં જોઇ, દૌલુશેઠનાં મ્હોટાં વહુ જે વધારે સમજુ હતાં, તે હાથમાં ફાનસ લઇ બહાર આવ્યાં અને મહા-રાજ આગળ હાથ જોડી ક્ષમા માંગવા લાગ્યાં, "અમારો કાંઈ ગુન્હો થયો હોય તો માફ કરો" વગેરે વગેરે. પછી તરતજ દૌલુશેઠ તથા તેમનાં ન્હાનાં ન્હાનાં વહુ પણ આવ્યાં અને તેમનો બધો પરિવાર ભેગો થઇ કહેવા લાગ્યો કે, "કેટલો મ્હોટો પત્થર તમો બારણાપર માર્યો તથા આ ખાંડણી પરાળ માર્યા પણ બારણાનાં કાચને કાંઇ નુકસાન આવ્યું નહીં, અને અંદરથી સાંકળ તાળું વાસ્યાં હતાં છતાં બારણાં કે'વી રીતે એકદમ ઉઘડી ગયાં, એ વિષે બધાં આશ્ચર્ય પામ્યાં, પછી થોડા દિવસ ત્યાં રહી મહારાજ પાછા રાહતે આવ્યા.

રાહતે આવ્યા પછી એક દહાડો બગીચામાં એક બાજુએ મહારાજ સ્નાન કરતા બેઠા. નાગા ઉઘાડાજ સ્નાન કરતા હતા. તે વખતેજ શિર્ડીના કેટલાક લોકો, મહારાજ રાહતે આવ્યા છે એમ જાણી એમને દર્શને આવ્યા. તે બધા મહારાજ સ્નાન કરી આવે ત્યાં સુધી એક બાજુએ બેઠા. તેમાંના એક સગુણ નામના

ગૃહસ્થ મહારાજ સ્નાન કરતા હતા ત્યાં જે આડ હતી ત્યાં ઉભા રહી ડોકાવી ડોકાવી જોતા હતા. ચોર પેઠે ડોકાવીને તે જોવાનું મહારાજને પસંદ ન પડ્યાથી, એકદમ ગુસ્સે થઈ ન્હાતા ન્હાતાજ નાગા નાગા બહાર આવ્યા અને તે સગુણને પકડી મારતા મારતા તે બગીચાના દરવાજા બહાર સડક ઉપર આવી તેને કેળનાં છોડાંવડે પેટભરી માર્યો અને કહાડી મૂકયો. પરંતુ ચમત્કાર એ બન્યો કે તે ગૃહસ્થ ઉપર મહારાજની કાંઈ કૃપાજ થવાની હતી તેથી તેને માર ખાવાનો પ્રસંગ આવ્યો. મહારાજના મારનું પરિણામ તેમની ઉપર એ'વું આવ્યું કે તેને બાર વર્ષની દમની માંદગી હતી—તેથી તે તદ્દન કંટાળી ગયો હતો. તે તેનો દમ તેને મહારાજે માર્યો તે દિવસથી તદ્દન બંધ પડી ગયો. તેની પ્રકૃતિ સુધરી ગઈ અને પછી તે ભક્તિ માર્ગે લાગ્યો.

ત્રણ ચાર દિવસ રાહતે રહી મહારાજ સાકોરી આવ્યા. ત્યાં સાકોરીના લોકોએ ગામમાં એક ન્હાની ધર્મશાળા (ચાવડી) હતી અને જ્યાં લોકો કોઈ કોઈ પ્રસંગે બેસતા ઉઠતા હતા તે સાફ કરી નાંખી. ત્યાં મહારાજે મુકામ કર્યો. લોકો ત્યાં દર્શને આવવા લાગ્યા. દુર્ગાબાઈ પણ શિર્ડીથી એમને માટે ભોજન લાવતાં. તેજ વખતે રાહતામાં પ્લેગ શરૂ થયો. આજુબાજુના ગામડાંમાંથી પટોપટ માણસો મરવા લાગ્યાં, પરંતુ એક સાકોરીમાં પ્લેગ થયો નહીં. છતાંએ લોકો બ્હીકના માર્યા ખેતરમાં જઈ રહેવાનો વિચાર કરવા લાગ્યા. પોતાની સાથે મહારાજને પણ આવવા માટે તે લોકો આગ્રહ કરવા લાગ્યા. પરંતુ મહારાજ કહેતા, "સાકોરીમાં પ્લેગ નથી છતાં તમો શા માટે ફોગટ જાવ છો? પરંતુ આજુબાજુના ગામડામાં પ્લેગનું વધતું જતું પ્રમાણ જોઇ લોકો એક પછી એક સટસટ ખેતરોમાં ઝુંપડાં બાંધી રહ્યા, અને મહારાજ એકલાજ સાકોરીમાં રહ્યા. ફક્ત બપોરે બધા એમને દર્શને આવતા, ત્યારે તેઓ ફરી ફરી આગ્રહ કરતા. એ'વી રીતે દસ દિવસ ગયા, મહારાજ એકલાજ ગામની ચાવડીમાં રહ્યા. એક વખત એમણે ગામનો કચરો સાફ કરવાનો વિચાર કરી ઝાડઝુડ કરવાની શરૂઆત કરી; એક અઠવાડીઆમાં એમણે

આખું સાકોરી ઝાડી નાંખ્યું. એક વખત દુર્ગાબાઇ હંમેશ પ્રમાણે મહારાજનું ભોજન લઇ આવ્યાં, તેમને પાછાં જતાં રાત્રી થઈ ગઇ તેથી તે ત્યાં રહ્યાં, એટલા દિવસમાં તે ભયાનક બની રહેલાં સાકોરીમાં તેટલી એકજ રાત્રે મહારાજને દુર્ગાબાઇની સોબત મળી. તે પણ મહારાજ સાથે રસ્તા ઝાડવા લાગતાં. દર્શને આવનાર લોકો પૂછે તો મહારાજ કહેતા કે હું પ્લેગને ઝાડી નાંખું છું. ધીમે ધીમે પ્લેગ કમી થયો. અને વીસ બાવીસ દિવસે લોકો પાછા સઉસઉને ઘેર આવ્યા એટલે મહારાજ ઉઠી શિર્ડી ગયા અને એમનાં હંમેશનાં ખંડોબાનાં દેવળમાં જઈ રહ્યા.

સાઇબાબાને દર્શને આવનારા જનારા લોકોને એ વાતની ખબર પડી તેથી તેઓ ખંડોબાના દેવળમાં મહારાજને દર્શને આવવા લાગ્યા. મહારાજ તે લોકોને, "અહીં દર્શને આવવું નહીં" વગેરે કહી, પુષ્કળ પ્રકારે પહેલાં પ્રમાણે મના કરતાજ હતા. બીજા, હંમેશ સાઇબાબા પાસે રહેનાર, સાઇબાબાના કેટલાક મ્હોટા મ્હોટા અને કેટલાક ન્હાના ન્હાના એવા ઘણાએ સાઇબાબાના ભક્તોથી માત્ર મહારાજનો વધતો જતો મહિમા સહન ન થઇ શક્યો તેથી મહારાજ સાથે બીજી રીતે ટંટોફીસાદ કરવા લાગ્યા. મહારાજને કાંઇ પણ રીતે ત્રાસ થઈ તે કંટાળી શિર્ડી છોડી જાય એ'વી રીતનો તે મત્સરી અભિમાની લોકો ગુપ્ત રીતે પ્રયત્ન કરવા લાગ્યા. તેમનો અહીં વિશેષ ઉલ્લેખ કરવાનું કાંઇ કારણ નથી, તેમાંના કેટલાક મત્સર કરનારા અભિમાની લોકો મરી પણ ગયા છે અને કેટલાક છે તે હજી સુધી ત્રાસ આપેજ છે. મહારાજને હરસનો રોગ હોવાથી અને તેમને કશાનીએ કાંઇ જરૂરજ ન હોવાથી તે કોઇનીજ ભાંજગડમાં પડતા નહોતા. પણ જોર જુલમથી કોઇ એમને વિનાકારણ છેડવા આવે તો તેની એક મહારાજ બરોબર ખબર લેતા. ફાવે ત્યારે મહારાજ દેવળમાં રહેતા નહીં પણ પહેલાં પ્રમાણે ખેતરમાં તથા વનમાં કાંઇ પણ કામ કરતા ફરતા.

શિર્ડીમાં એક કૃષ્ણ સ્વામી હતા. કાકાસાહેબ દિક્ષીતે એ

સ્વામીને પોતાના ઘરમાં રાખ્યા હતા. કાકાસાહેબ દિક્ષીત એ સાઇબાબાના ભક્ત હોઇ સ્વભાવે બહુ ભોળા હતા. તે સ્વામીના બાહ્ય વેષથી ભોળવાઈ જઇ તેઓ સ્વામી પર ખૂબ પ્રેમ રાખતા. પરંતુ એ સ્વામી ખરા સ્વામી નહોતા. એ મિશનરી લોકોમાંના કોઈ સ્વામી જેવાં ભગવાં કપડાં પહેરી શહેરમાં રસ્તે રસ્તે ઉભા રહી ખ્રિસ્તી ધર્મનું પ્રતિપાદન કરનારા હોય છે તેમાંના એક હતા. તેમણે એક સાઈબાબાના નામનું કવિત્વ રચી આણ્યું હતું. તે સાઈબાબા આગળ બેસીને બોલી બતાવ્યું. સાઇબાબા અંતરજ્ઞાની. તેમણે એ વાત તરતજ જાણી તેમને તે વાતની ઓળખાણ આપી. સાઇબાબા બોલ્યા, “કેમ સ્વામી મહારાજ, તમને સાંભળવાને હઝાર પાંચસો લોકો ભેગા થાય છે કે નહીં?” પરંતુ એને આપેલી આ ઓળખાણ એની એનેજ સમજાઈ. તે મિશનરીઓ-માંના એક છે એમ સ્વામીએ કોઇનેજ ખબર પડવા ન દીધી અને ઘણા દિવસો સુધી એ વાત કોઇએ જાણીજ નહીં. તે જે સાઇ-બાબાના નામનાં પદો રચી લાવ્યા હતા તે પદો બધાં ખ્રિસ્તી ઇસુનાંજ સ્તવન કરવા માટે પહેલાં કોઇએ બનાવ્યાં હતાં તે બધાં પદો એમનાં એમ રાખી તેમાંનું ઇસુનું નામ કહાડી તેને બદલે સાઇનું નામ મૂકી દીધું હતું. પછી તે પોગળ ઘણે દિવસે બહાર પડયું.

એક દિવસે મહારાજ સંધ્યાકાળની વખતે દેવળ બહાર વડના ઝાડ નીચે કેટલાક લોકો સાથે વાતો કરતા બેઠા હતા. એજ વખતે પેલા સ્વામી સાઈબાબા પાસે બેઠા હતા અને સાઈબાબાની તદ્દન પાસે બેસી જાણે સાઇબાબાનીજ યોગ્યતાવાળા પોતે હોય તેવા રોફથી તે કહેવા લાગ્યા, “કેમ છો બાબા, તમારી તબીઅત ઠીક છે?” આ’વા ઉદ્ધતાઇના શબ્દો સાંભળી, સાઇબાબાના મનમાં આવ્યું હશે કે “આને એક વખત બરોબર સજા થવી જોઇએ. એ’વો વિચાર કરીનેજ કે શું, સાઈબાબાએ સ્વામીને કહ્યું, “હાં ઠીક છે. જા પેલા વિઠોબાના દેવળમાં અને ચારસો રૂપીઆ માગી લઇ આવ.” સ્વામીએ પૂછયું, “ઉપાસની મહા-રાજ પાસેથી લઈ આવું?” સાઈબાબાએ કહ્યું, “હા, હા, જલદી લઇ આવ.” પછી સ્વામી મહારાજ જે નીકળ્યા તે આવ્યા એકદમ

મહારાજ ઝાડ નીચે બેઠા હતા તેમની આગળ; અને તદ્દન મહારાજના મ્હોં સાથે મ્હોં અડકાવી ઉદ્ધત પેઠે અર્ધા પગ પર ઉકડા બેસી બેઉ એડીઓ ઉંચી કરી બોલ્યા કે, "બાબાએ તમારી પાસેથી ચારસો રૂપીઆ લઇ આવવાનું કહ્યું છે; તેથી હું ચારસો રૂપીઆ માંગવા આવ્યો છું માટે ચારસો રૂપીઆ આપો." જે માર ખાવાને લાયક હોય, જેમને મહારાજ પાસેજ માર મરાવવો હોય, એવાને સાઈબાબા કાંઇ બ્હાનું કહાડી કોઈ કોઇ વખત મહારાજ પાસે મોકલતા. તે પૈકી આ સ્વામી, મહારાજ પાસેથી માર મેળવવાની લાયકાત ધરાવતા હતા તથી સાઇબાબાએ તેમને રૂપીઆનું નિમિત્ત કરી મહારાજ પાસે મોકલી આપ્યા. સ્વામી મહારાજ પાસે બેઠાજ હતા અને સ્વામી જો કે સશક્ત હતા તથા દેખાવમાં લાંબા પહોળા હતા છતાં મહારાજે પોતાના ડાબા હાથથી એકદમ તેમનો જમણો હાથ પકડી તેમના વાંસા ઉપર જમણે હાથે ગુમ્મા મારવા શરૂ કર્યા. તે હાથ છોડાવી લેવાનો પ્રયત્ન કરતા હતા છતાં મહારાજના હાથમાંથી તેનો હાથ તેનાથી છોડાવાયો નહીં. ગુસ્સાના સપાટામાં મહારાજે કહ્યું, "ત્હને ફક્ત ગુમ્મા મારવાથી કાંઈ ફાયદો નહીં થાય." તેથી પાસેજ એક લાકડું પડયું હતું તે મહારાજે હાથમાં લીધું અને તેનો હાથ પકડ્યો હતો તે છોડી દઈ તેના માથાના વાળ પકડ્યા. તેના આખા માથાં પર વાળ, ગરદન સુધી રાખી બાકીના કાતરી નાંખેલા અને બેઉ બાજુએથી ગરદન સુધી વાળ લટકતા રાખી વચ્ચેથી સ્ત્રીઓ પેઠે સેંથો પાડી તેલ નાંખી ઓળ્યા હતા. એ'વા તે છેલ બટાઉ સ્વામીના વાળ પકડી લાકડાંથી પીઠ પર મારી છુટ્યા અને ફાવે તેવી ગાળો દઇ બોલ્યા, 'ત્હારે આ છેલ બટાઉ જેવાં ભગવાં કપડાં, માથાં પર સ્ત્રી પેઠે સેંથો કહાડેલા વાળ રાખવાનો ત્હારે શા માટે શોખ જોઇએ? સ્વામી કહેવરાવી પોલાં મ્હોટાંપણાંનો ડોળ કરી લોકોને ફસાવવાનો ધંધો ત્હારે શા માટે જોઇએ?" એમ કહી લાકડાથી મારતાં મારતાં બોલ્યા, "થયા કે ચારસો રૂપીઆ? મળ્યા કે નહીં તને?" પછી સ્વામી પણ બોલ્યા, "મહારાજ બસ, હવે મ્હને ખૂબ શિક્ષા થઈ. એવી રીતે તેને ખૂબ મારી

છોડી દીધો. પછી તે સ્વામી ફરી સાઈબાબા પાસે ગયા. સાઇ-બાબાએ પૂછયું, “કેમ રૂપીઆ લાવ્યો કે?” સ્વામીએ જે બન્યું હતું તે કહ્યું. સાઇબાબા બોલ્યા, “મ્હને એણે ચારસે રૂપીઆ ન આપ્યા તો ભલે પણ ત્હને તો મળ્યા એ સારૂં થયું. સ્વામી-એ કહ્યું, “આ શું બાબા, મ્હને શું ત્યાં માર ખાવા મોકલ્યો? બાબા હસતા હસતા બોલ્યા, “અરે, કોઈ વખત માર પણ ખાવો, રોજ સારૂં સારૂં શું ખાવું? હું ખૂબ માર ખાતો હતો.”

એક દિવસે દૌલુશેઠના બાપ ખુશાલસિંગ સાઇબાબાને દર્શને કોઇ કોઇ વખત આવતા તે પ્રમાણે આવ્યા હતા. સાઇબાબાનાં દર્શન લઇ પાછા જતાં મહારાજના દર્શન માટે ખંડોબાના દેવળમાં આવ્યા. સંધ્યાકાળનો પાંચ વાગ્યાનો વખત હતો. આકાશમાં સાધારણ વાદળાં હોઇ થોડાજ વખતમાં થોડા વરસાદના છાંટા થઇ ગયા હતા. તે વખતે ખુશાલસિંગ સાથે બીજું કોઇ નહોતું. ખુશાલસિંગના આવતા પહેલાંજ મહારાજ દેવળ બહાર શરીર પર કંતાણ વગેરે શિવાય નાગા નાગાજ દક્ષિણ બાજુના ખેતરમાં લઘુ શંકા (પિશાબ) માટે બેઠા હતા. મહારાજ મૂત્ર વિસર્જન કરી પાછા આવી જુએ છે તો ખુશાલસિંગ દહેરાંનાં બારણાં સામે બહાર ઉભા હતા. તેમને જોઇ મહારાજ બોલ્યા, “આજોબા હું નાગો ઉઘાડો પિશાબ કરવા બેઠો હતો અને એજ વખતે તમો આવી ઉભા રહ્યા.” ખુશાલસિંગ બોલ્યા, “મહારાજ, આપની આ આ’વી નિરાકાર દિગંબર મૂર્તિનાં દર્શન થયાં. આજે હું બહુ ભાગ્યશાળી થયો.” તેથી મહારાજના પગપર એમણે સાષ્ટાંગનમસ્કાર કર્યા. પછી મહારાજ નગ્ન અવસ્થામાં કમ્મરપર હાથ રાખી ઉભા અને ખુશાલસિંગ હાથ જોડી તેમની આગળ ઉભેલા, એ’વી સ્થિતિમાં મહારાજ કાંઇ બોલતા હતા એટલે ખુશાલસિંગે બોલતાં બોલતાં કહ્યું, “મ્હારા માથાપર તમારો હાથ અને મ્હારૂં માથું તમારા પગપર એવી રીતે હંમેશ રહે એવો મ્હને આશીર્વાદ જોઇએ, બીજુ કાંઈ નહીં. મ્હારો છોકરો દૌલુ તે તો તમારા ચરણનો દાસ થયોજ છે. માટે તેનીપર આપ છાયા કરો.” એમ કહી, “હવે સંધ્યાકાળ

થઈ છે, મ્હને જવાને હુકમ ( આજ્ઞા ) આપો અને તમારા હાથનું કાંઇ પણ, માટી પણ લઇને આપો, તેનેજ હું તમારો પ્રસાદ લેખીશ." મહારાજે કહ્યું, "પરમેશ્વર કૃપા કરે તેજ પ્રસાદ સમજવો. વળી બીજો માટીનો પ્રસાદ શા માટે માંગવો? માટીનો પ્રસાદ કોઈ કાંઇ ખાય છે થોડોજ" ખુશાલસિંગ બોલ્યા, "નહીં ખાવાની વસ્તુ હોય તો અમે કપાળે લગાડીશું પણ કાંઈ પણ તમારા હાથનો પ્રસાદ જોઇએ." એટલામાં મહારાજે ડાબો હાથ ખુશાલસિંગ સામે ધર્યો. ખુશાલસિંગ બોલ્યા, "શું દક્ષિણા આપું?" એટલામાં એમણે ખીસાંમાંથી એક રૂપીઓ કહાડ્યો અને મહારાજના હાથપર મૂકયો, મહારાજે તરતજ કહ્યું, "એ મ્હારા હાથને લાગેલો રૂપીઓ તમો લઇ જાવ તેમણે તરત તે રૂપીઓ ઉંચકી લીધો અને તે રૂપીઓ ફરી ખીસાંમાં મૂકે ન મૂકે એટલે તો તરત બીજો રૂપીઓ મહારાજના હાથપર કાયમનો કાયમજ, ખુશાલસિંગ તે જોઈ બોલ્યા, "મહારાજ આ શું? હું તો દિગ્મૂઢ બની ગયો." મહારાજ બોલ્યા, "એ સાઇબાબાની લીલા હશે. તમારી ઉપર તેમની બહુ કૃપા છે તેથી પ્રસાદ તરીકે બીજો રૂપીઓ મળ્યો તે લ્યો ઉંચકી." તે પણ રૂપીઓ હાથમાં લે ન લે એટલામાં મહારાજના હાથપર બે જાડી રોટલીઓ અને તેનાપર કોરૂં પીઠલું. તે જોઇને તો ખુશાલસિંગ બહુજ ચકિત થઇ ગયા, એટલામાં ગામના ચાર જણા આવ્યા. મહારાજ નગ્નને નગ્ન એમજ ઉભા હતા, આ બધો ચમત્કાર જોઇ ખુશાલસિંગે તે ચારજણને પેલા બે રૂપીઆની તથા બે રોટલી પીઠલાંની વાત કહી. પછી મહારાજે એક રોટલી અને અર્ધું પિઠલું ખુશાલસિંગને ત્યાંજ ખવરાવ્યું અને એક પોળી અને બાકીનું પીઠલું સાઇબાબાને ત્યાં જનારા આવનારામાંના જે ચાર જણા આવ્યા હતા તેમને આપી દીધું. પછી બધાંને જવા કહ્યું તે પ્રમાણે બધા ગયા. એ બે રૂપીઆનું શું કરવું એમ ખુશાલસિંગે પૂછ્યું તે ઉપરથી મહારાજે કહ્યું કે "એની પૂજા કરતોજા; અને આ વાત કોઇને કહેતો નહીં."

શિર્ડીમાં બાળાભાઉ ચાંદોરકર માંદા પડ્યા. માંદગી વખતાં

વધતાં આખર તેમનો દેહ છુટવાનો વખત આવી પહોંચ્યો, ત્યારે તેમને મહારાજ પોતાની સામે ઉભા છે, એમ દેખાવા લાગ્યું. ખરી રીતે તે વખતે મહારાજ ખંડોબાના દેવળમાં હતા. તે પોતાની પત્નીને કહેતા કે, "મહારાજ આવ્યા છે તેમને આસન આપ અને મ્હને ઉઠાડી બેઠો કર એટલે હું મહારાજને નમસ્કાર કરૂં." પરંતુ બાકીના લોકો કહેતા કે અમને મહારાજ દેખાતા નથી. એમ રોજ ચાલ્યું હતું. આખરે તદ્દન છેલ્લે દિવસે તે બોલ્યા, "ખરેખરજ મ્હને વાયુ થયો છે અને હું તેથી બડબડું છું એમ નથી. તમોજ બધાં આંધળાં છો. મહારાજ મ્હને સ્પષ્ટ દેખાય છે. મ્હને ઉઠાડીને બેસાડો. મ્હને લઇ જવા માટે તે પોતે આવ્યા છે;" પછી તેમનાં પત્નીએ તેમને ઉઠાડીને બેસાડ્યા, એટલે તેમને દેખાતા મહારાજના પગપર પોતાનું ડોકું નમાવી બાળાભાઉ બોલ્યા, "મહારાજ આ બધા લોકો આંધળા છે. પરંતુ આપનું સત્ય સ્વરૂપ મ્હને દેખાય છે. તમો મ્હને લઇ જવાનેજ આવ્યા છો, એ મ્હને ખબર છે. ચાલો મ્હારી તૈયારી છે! એમ કહી તેમનો પ્રાણ નીકળી ગયો!!!

હરસના રોગને લીધે મહારાજને વચ્ચે વચ્ચેથી બહુ ત્રાસ થતો હતો, એવે વખતે મહારાજને કાંઇ સૂઝતું ન હોવાથી એનો શું ઇલાજ કરવો વગેરેનો તે વિચાર કરતા. કોઇ જો કાંઇ ઉપાય કહે વા કોઇ જો કાંઇ દવા પોતેજ તૈયાર કરી મહારાજને આપી જાય તો તેમને ફાવે તો એક બે દિવસ તે ઉપાય ઔષધ કરે અને પછી છોડી દેતા. સાકોરીના શંકરપાટીલ તથા સખારામ પાટીલ કોઇ કોઈ વખતે મહારાજને દર્શને આવતાજ હતા અને તેમના હરસ માટે શંકર પાટીલ પોતાના ઘરની ગાયનું ઘી તથા માખણ મહારાજના પેટમાં જાય એ હેતુથી તેમની સ્રી સીતાબાઇ દ્વારા તથા કોઈ કોઈ વખત પોતે પણ તે લઇ આવી દુર્ગાબાઇને સોંપતા. મહારાજે પોતાના હરસ સંબંધે ધીમે ધીમે એ'વા વિચાર ઠેરવ્યો કે કોઇ સારા ડૉકટરને હાથે ઑપરેશન કરાવી તે હરસની જડજ કહાડી નાંખવી. એમ નક્કી કર્યાથી સાઈબાબાને ત્યાં મુંબાઇના કેટલાક ભક્ત લોકો

આવતા હતા તેમણે મહારાજને કહ્યું, "અમો તમને મુંબાઇ લઇ જઇએ અને એ'વા તો સરસ ડૉક્ટર પાસે લઈ જશું કે તે ખૂબ કાળજીથી અને સારૂં કામ કરે. કોઈ એક ડૉક્ટરનું નામ કહેતું તો કોઈ બીજાનું નામ કહેતું. મહારાજ તે બધાંનું સાંભળી લેતા અને પોતાને માટે કોઇને વધારે ત્રાસ ન થવા દેતાં, પોતે પોતાની મેળે એકલાજ જ્યાં બહુ ઓળખાણના કોઈ હોય નહીં, એવા ગામમાં જઇ ત્યાંના ડૉક્ટર પાસે ઑપરેશન કરાવી લેવું એમ મહારાજે નક્કી કર્યું. મુંબાઇ જેવે ઠેકાણે ગયાથી ત્યાં પુષ્કળ લોકો ઓળખીતા હોયાથી, દુઃખના સમયમાં તેઓ દર્શને આવે તેને લીધે વધારેજ ત્રાસ થાય તેથી મુંબાઇ જવાનો તેમને વિચાર થયો નહીં. આખરે એમણે મિરજમાં ડૉ. વૉનલેસ સાહેબ પાસે ઑપરેશન કરાવી લેવાનું ઠેરવ્યું. પરંતુ પોતાનો મિરજ જવાનો વિચાર કોઇને પણ જાણવા દીધો નહીં.

રાહતેથી શિર્ડી આવ્યા ત્યારથી લોકોના દર્શનનો પણ મહારાજને બહુજ ત્રાસ થવા લાગ્યો હતો. ઉપરાંત મહારાજનો મહિમા વધતો જતો હોવાથી, તેમનો ઉત્કર્ષ સહન ન કરી શકનારા જે સાઇબાબા પાસે મ્હોટા મત્સર કરનારા લોકો હતા, તેમના તરફથી પણ થોડો ગુપ્ત રીતે તો થોડો ખુલ્લી રીતે ત્રાસ થવા માંડ્યો. એ ત્રણ મહિના શિર્ડી રહી, મહા શિવરાત્રી વીત્યાં બાદ મીરજ જવા માટે કોઈકની મારફત સાઇબાબા પાસેથી આજ્ઞા મેળવી. તેમનો હુકમ થયો એટલે પહેલા મહારાજ એકલાજ શિર્ડીથી નીકળી રાહતાને અર્ધે રસ્તે શ્રીખંડ્યાની વાડી છે ત્યાં આવી રહ્યા. શ્રીખંડ્યાની વાડીમાં આવી રહ્યા છે એની ખબર પડ્યાથી શિર્ડીથી એટલે દૂર પણ ઘણાએ લોકો દર્શન માટે આવતાજ હતા અને રાહતાના તથા સાકોરીના પણ શંકર પાટીલ, સખારામ પાટીલ વગેરે લોકો પણ આવવા લાગ્યા. દુર્ગાબાઇ તો રોજ નૈવેદ્ય લઈ આવતાંજ હતાં. મહારાજ મીરજ જવાના છે એવો બુમાટો પ્રસર્યાથી પુષ્કળ લોકો દર્શને આવવા લાગ્યા અને શંકર પાટીલે કહ્યું કે, "તમને સ્ટેશન ઉપર પહોંચાડવા માટે હું પોતે ગાડી બળદ લઈ પહોંચાડી દઈશ અને

તમો પાછા આવશો ત્યારે પણ હું ફરી સ્ટેશન ઉપર ગાડી બળદ લઇ આવીશ. પછી પંદર વીસ દીવસ મહારાજ શ્રીખંડ્યાની વાડીમાં રહી જરૂર જેટલો સામાન સાથે લઇ દુર્ગાબાઇ સાથે ફાગણ મહિનામાં ત્યાંથી નીકળી ગયા. સ્ટેશન ઉપરથીજ શરીરપર કંતાણ ન લેતાં મહારાજ એક સાધારણ ધોતીઉં ઓઢી ગયા.

---

## પ્રકરણ ત્રેવીસમું

---

### ઠેકઠેકાણેનો પ્રવાસ.

ચિતળી સ્ટેશન ઉપર ગાડીમાં બેઠાં પછી બીજે ત્રીજે દિવસે મહારાજ મીરજ જઇ પહોંચ્યા. એક દિવસ મીરજ ગામમાં કહાડી બીજે દિવસે ગામથી ઘણેજ છેટે આવેલાં વૉનલેસ સાહેબનાં દવાખાનામાં ગયા. ત્યાં તે લોકોના કાયદા પ્રમાણે ચાલી, મહારાજ, સાહેબ આગળ જઈ ઉભા રહ્યા એટલે એમણે તરતજ બે ત્રણ દિવસમાંજ ઑપરેશન કરવાનો દિવસ નક્કી કર્યો અને ત્યાંજ દુર્ગાબાઈને લઈ તેમણે ( ડૉકટરે ) આપેલી જગ્યામાં રહ્યા. મહારાજની બધી વ્યવસ્થા દુર્ગાબાઇ રાખતાંજ હતાં, ઠરેલે દિવસે મહારાજે, “મ્હને કલૉરોફૉર્મ ન આપતા,” એમ કહ્યું છતાં કલૉરોફૉર્મ આપ્યાં શિવાય અમારાથી સારૂં કામ થઇ શકશે નહીં અને જેટલો અમારે વખત જોઇશે તેટલો લઇ શકાશે નહીં માટે કલૉરોફૉર્મ આપ્યાથી તમારા દર્દનાં જડમૂળ બધાં કહાડી નાંખી શકાશે. છેવટે મહારાજે કલૉરોફૉર્મ લેવાનું કબુલ કર્યું એટલે કલૉરોફૉર્મ આપી મહારાજને ઑપરેશન કર્યું, ઑપરેશન થઇ રહ્યાં પછી, ચાર પાંચ દિવસ તે દવાખાનામાં રહી, તેમના હાથ નીચેના ડૉકટર, કમ્પાઉન્ડર વગેરે લોકોની રીતભાત મહારાજને ન પસંદ પડ્યાથી ઘા રૂઝાયો નહોતો છતાં મહારાજ તે દવાખાનામાંથી નીકળી ત્યાંના સરકારી દવાખાનામાં આવ્યા; અને ત્યાંના સિવિલસર્જન પાસે ઘા વગેરે સારૂં કરાવી લીધું. સરકારી દવાખાનામાં લગભગ મહિનો હતા. એ દરમ્યાન મહારાજના

લોકોને ખબર પડ્યાથી બે વખત મહારાજના ખર્ચ માટે ડૉકટર વગેરેની ફી આપવા માટે એમણે દરેક વખતે સો, સો રૂપીઆ મોકલ્યા. પરંતુ તે ન લેતાં મહારાજે પાછા મોકલ્યા. ઉપરાંત ખડ્ગપુરની કેટલીક સ્ત્રીઓએ મહારાજની પ્રકૃતિને ઉપયોગી થઇ પડે એવી ચીજો જેવી કે આમળાંનો મુરબ્બો વગેરે બે ત્રણ જાતની કાંઇક ચીજો મોકલી. મહારાજ વિષે આટલા દિવસ સુધી કોઇને ખરી ખબર નહોતી. પરંતુ ખડ્ગપુરના નારાયણ પુરૂષોત્તમ ખાડિલકરની મહારાજ ઉપર પૂર્ણ ભક્તિ હતી તેથી તેમણે તેમના પિતા કોલ્હાપુર રહેતા હતા તેમને કાગળ લખી જણાવ્યું કે, તમો મહારાજના દર્શનની ખૂબ અપેક્ષા કરતા હતા તો હવે મહારાજ તમારી પાસેજ મીરજ આવ્યા છે. ત્યાં જઇ દર્શન લો અને તેઓ આવે તો કોલ્હાપુર પણ લઇ જજો વગેરે વગેરે. તે પ્રમાણે પુરૂષોત્તમ મહાદેવ ખાડીલકર બીજા કેટલાક લોકોને લઇ કોલ્હાપુરથી મીરજ આવ્યા. સરકારી દવાખાનામાં મહારાજનાં દર્શન લીધાં અને કોલ્હાપુર આવવા માટે એમણે મહારાજને વિનંતી કરી. તેમનો ખૂબજ આગ્રહ જોઇ મહારાજ બોલ્યા, "આજોબા (દાદાજી) તમો મુરબ્બી છો. તમો ખરા પ્રેમથી બોલાવો છો; તો મ્હારી પ્રકૃતિ હવે સારી થવા આવી છે. તદ્દન સારી થઇ જાય એટલે પછી આવવાનો વિચાર કરીશ અને મ્હને સવડ પડતે દિવસે આવીશ. ફરી તમો કોઇ મ્હને બોલાવવા વગેરે આવશો નહીં." એમ કહી તેમને રવાના કર્યા. પછી પાંચ છ દિવસ થયા નહીં એટલે ફરી કોલ્હાપુરના બીજા કેટલાક લોકો તથા ખાડિલકર આજોબા આવ્યા. ફરી તે લોકોએ કોલ્હાપુર જલદી આવવા માટે આગ્રહ કર્યો. મહારાજે તેમને શીખામણની વાતો કહી અને "હું જલદીજ આવીશ. તમો કોઇજ હવે ફરી આવશો નહીં," એમ કહી બધાને રવાના કર્યા, મહારાજની પ્રકૃતિ સાધારણજ ઠીક થઇ હતી. મહારાજને પણ પોતાની પ્રકૃતિ સારી થયાં પછી કોલ્હાપુરનાં મહાલક્ષ્મી દેવીને દર્શને જવું હતુંજ, અને દુર્ગાબાઇએ પણ મહારાજનું આ જીવલેણ દર્દ જલદી સારૂં થાય તે માટે કોલ્હાપુરની દેવીની બાધા પણ લીધી હતી તે માટે

જવાનુંજ હતું. તેથી રામનવમીના સુમારમાં મીરજના દવાખાનાના ડૅાકટરની રજા લઈ તે પોતે તથા દુર્ગાબાઈ એમ બેજ જણાં કોલ્હાપુર ગયાં. સ્ટેશન ઉપર ગાડી લગભગ પરોઢીએ પહોંચી. અજવાળું થયું ત્યાં સુધી સ્ટેશન ઉપરજ રહ્યા. સ્હવારમાં ટાંગો કરી પહેલા એકદમ સીધા અંબાબાઇના દેવળમાંજ આવ્યા અને દુર્ગાબાઈ તથા મહારાજ બેઉ જણાં અનન્યભાવથી જગન્માતાનાં દર્શન કરી થોડો વખત તેમનું (દેવીનું) ધ્યાન ધરતાં ઉભાં રહ્યાં. પછી એક પ્રદક્ષિણા ફર્યા, બીજી ફર્યા અને ત્રીજી ફરતાં ફરતાં ત્યાં બીજા પુષ્કળ લોકો, દેવીના દર્શને હંમેશ પ્રમાણે, આવવા લાગ્યા એટલે એવી કાંઈક આશ્ચર્યની વાત બની કે, જેટલા દેવીને દર્શને આવતા હતા તેમાંના કોઇએ પણ મહારાજને અગાઉ જોયા નહોતા, તેમજ મહારાજ પણ એમનામાંના કોઇને પણ ઓળખતા નહોતા તથા મહારાજનો પહેરવેશ દવાખાનામાં જેવો હતો તેવોજ હતો ધોતીઉં વગેરે પહેરેલું, છતાં મહારાજ પ્રદક્ષિણા ફરતા હતા ત્યારે ત્રીજી પ્રદક્ષિણાથી માંડી બધા લોકો મહારાજની પાછળ પાછળ પ્રદક્ષિણા ફરતા હતા. મહારાજ બધી થઈ નવ પ્રદક્ષિણા ફર્યા અને ફરી રહ્યા એટલે મહારાજે દેવી આગળ સાષ્ટાંગ નમસ્કાર કર્યા. નમસ્કાર કરી ઉભા રહ્યા એટલે તરતજ બધા લોકો મહારાજના પગ પર માથું મૂકી એમનાં દર્શન લેવા લાગ્યા. મહારાજ કહેવા લાગ્યા, "અરે આ શું ? તમો દેવીને દર્શને આવ્યા હોઈ મ્હારે પગે શા માટે પડો છો ? મ્હારૂં કાંઇ તમને કોઇને ઓળખાણ છે કે ? હું મ્હારે મીરજનાં દવાખાનામાંથી માંદગીમાંથી ઉઠી કુળદેવીને દર્શને આવ્યો તો તમો મ્હારાં દર્શન લો છો એ શું ? ત્યાંના બધા લોકો બોલ્યા, "મહારાજ, જોકે અમે પહેલાં કદી આપને જોયા નથી, છતાં અમને કાંઇ એવી બુદ્ધિ (એ'વો ભાવ) થાય છે કે આપ નક્કી કોઇ પણ વિભૂતીજ છો."

મહારાજ, "અરે ! વિભૂતિ જેવાં મ્હારામાં શાં ચિન્હો છે ? હું ફક્ત માંદો છું." લોકો કહેવા લાગ્યા, "આપને ક્યાંઇ ઉતરવું હોય તો અમારે ઘેર ચાલો. અમો તમારી વ્યવસ્થા કરીશું," બીજો કહે, "અમારે ઘેર ચાલો" એ'વી

રીતે જે તે મહારાજને પોતાને ઘેર લઈ જવા માટે હાથ જોડી વિનંતિ કરવા લાગ્યા. એમ થોડા થોડા ભેગાં થતાં થતાં મહારાજની આસપાસ સો-પચાસ લોકોનો ઠઠ્ઠો (સમૂહ) ભેગો થઇ તે મહારાજના દર્શન લેવા લાગ્યા. એટલામાં મહારાજે પૂછ્યું કે અહીં પુરૂષોત્તમ મહાદેવ ખાડિલકર ક્યાં રહે છે? તેમનું સરનામું મહારાજ પાસે હતુંજ. છતાં લોકોને પૂછ્યું તે ઉપરથી મહારાજની ઈચ્છા ખાડિલકરને ત્યાં જવાની દેખાઇ આવ્યાથી બધા લોકોએ તેમને ખાડિલકર દાદાને ઘેર કુંભાર-ગલીમાં પહોંચતા કર્યા. મહારાજને આવેલા જોઇ આલોણાને અને એમના ઘરના પરિવારને બહુજ આનંદ થયો. થોડો વખત મહારાજ તેમને ત્યાંજ થોભ્યા પછી મહારાજ માટે તેજ ગલીમાં કુંભાર સ્વામીની સમાધિના મઠની પાસે એક ઇલાયદું ઘર જોઇ રાખ્યું હતું ત્યાં મહારાજને રાખ્યા અને ખાવાપીવાનો બધો બંદોબસ્ત કર્યો. નારાયણરાવ ખાડિલકરના મસીઆઇ ભાઈ શંકરરાવ કાળે તથા સદાશિવરાવ કાળે મહારાજની સેવામાં રહેવા લાગ્યા. સદા-શિવરાવની સ્ત્રી જાનકીબાઈ પણ મહારાજની ખાવાપીવાની તથા નૈવેદ્યની વ્યવસ્થા કરતી હતી. ધીમે ધીમે આખા શહેરમાં બૂમાટો થયો. સેંકડો સ્ત્રી પુરૂષો દર્શન તથા પૂજા માટે આવવા લાગ્યાં. મહા-રાજની પ્રકૃતિ સાધારણજ હતી તેથી ત્યાંના બે ડૉકટરો અને એક બે વૈદ્ય મહારાજની કાંઇક સેવા થાય એ હેતુથી રોજ સ્હવાર સાંજ આવતાજ હતા અને જરૂરી ઔષધપાણીની વ્યવસ્થા રાખતા. સાત આઠ દિવસ તેજ ઘરમાં રહ્યા પછી લોકોની દર્શન માટે બહુ ગર્દી થતી હતી તેથી તે જગ્યા ન્હાની પડવા માંડી. ત્યાં "જ્ઞાન ચક્ષુ" પ્રેસ સામેના ઘરમાં યેસુઅક્કા નામની કુંભાર સ્વામીની ભક્ત–શ્રી કુંભારસ્વામીની પૂજા અર્ચા તથા રાત દહાડો કરતાલ તથા વીણા વગાડી પહેરો કરતી (ભરતી) હતી, તેની પણ મહારાજનું દર્શન લીધાંથી ભક્તિ મ્હોટી હોવાથી તેણે પણ બધાંને તથા મહારાજને વિનંતી કરી કે, "મહારાજ મ્હારે ત્યાંજ આવે." એ વિનંતી બધાએ માન્ય રાખ્યાથી મહારાજને યેસુ-અક્કાને ત્યાંજ તેના ઘરના માળપર રાખ્યા. તે જગ્યા ખૂબ

મ્હોટી હતી, ઉપર બધી સોઇવાળી જગ્યા હોઇ સેંકડો લોકો આવે તો તેમને માટે બસ થાય એ'વી હતી; પછી સેંકડો લોકો મહારાજના દર્શન તથા પૂજા માટે તેજ જગ્યામાં માળ ઉપર આવવા લાગ્યા. બધાંને મહારાજ હંમેશ કહેતા હતા કે, તમો લોકો પાસેથી દર્શન પૂજન કરાવી લેવાની લાયકાતનો હું નથી. હું માંદો હોવાથી ડૉકટરનો ઇલાજ કરવા મીરજ આવ્યો હતો અને બીજા રોગીઓ પેઠે ખાટલાપર પડ્યો હતો વગેરે, પુષ્કળ રીતે કહેતા હતા છતાં તે કોઇએ ન સાંભળ્યું અને બધા કહેવા લાગ્યા, "મહારાજ, આપ ગમે તેમ કહો તોએ કોલ્હાપુરનાં ભાગ્ય મ્હોટાં છે તેથી આપ તેને પાવન કરવા માટે માંદગી નિમિત્તે અહીં આવ્યા. અમને લાગે છે આપ સાક્ષાત્ દત્તના અવતાર છો. કોઈ કહે કુંભારસ્વામીજ મહારાજને રૂપે પોતાના ભક્તને દર્શન આપવા આવ્યા છે. એ'વી રીતે સેંકડો લોકોની મહારાજ ઉપર ભકિત વ્હોટી. ત્યાં લોકો મહારાજના ભજન પૂજનાદિ તથા ઉત્સવો કરવા લાગ્યા અને જુદા જુદા પકવાન્નોના નૈવેદ્ય લાવવા લાગ્યા. યેસુઅક્કા તો રોજ ચાંદીનો ખુમચો અને એક ન્હાનું વાસણ પંચપકવાન્નથી ભરી લાવતાં હતાં. પ્રસંગોપાત મહારાજ અનેક પ્રકારે ઉપદેશપ્રદ ભાષણ પણ કરતા હતા. મહારાજનો વિચાર કોલ્હાપુરમાં બહુ દિવસો રહેવાનો નહોતો, રોજ, કાલે જાઉં છું, પરમ દિવસે જાઉં છું એમ કહ્યાંજ કરતા હતા. પરંતુ લોકોના આગ્રહને લીધે ગમે તેમ કરી એમને એક મહિનો રહેવું પડયું. શંકરરાવ કાળે ખને સદાશિવરાવકાળે એ મહારાજ નિમિત્તે મ્હોટું બ્રાહ્મણ સંતર્પણ કર્યું. હવે મહારાજ જલદીજ જશે એમ બધાંને લાગવા માંડ્યાથી મહારાજનો ફોટો લેવાની તૈયારી કરી. મહારાજ ખૂબ ના કહેવા લાગ્યા તોએ બધાંનો આગ્રહજ બહુ. ફોટોગ્રાફર મહારાજને કહેવા લાગ્યો, મહારાજ આપનો ફોટો મ્હારે હાથે લેવાય તો મ્હારી કળા વિદ્યાનું સાર્થક થયું એમ હું સમજીશ. મ્હારી પાસે આટલી સેવા કરાવી લો. છેવટે મહારાજે કબૂલ કર્યું અને કહ્યું, "તમારો વખત થાય ત્યારે મ્હને હાંક મારજો એટલે હું નીચે આવીશ." એ સાંભળી

બધાંને બહુ આનંદ થયો અને ફોટો લેવાની જગ્યા એક જુદીજ તૈયાર કરી. મહારાજને બેસવા માટે એક ઉત્તમ સિંહાસન અને આજુબાજુએ અનેક પ્રકારે શણગારેલાં ન્હાનાં ન્હાનાં ઝાડનાં કુંડા વગેરે મૂકયાં હતાં. મહારાજનો ફોટો લેવા જેટલી જગ્યા ખૂબ શણગારી સુંદર બનાવી હતી. એ'વી તૈયારી થયાં પછી ચાર વાગ્યાને સુમારે મહારાજનો ફોટો લેવા માટે મહારાજને નીચે લઇ ગયા. તે ઘરની બહાર કેટલાંક ઘર દૂર તે ફોટો લેવાની જગ્યા હતી. તેથી મહારાજને રસ્તા ઉપરથી લઈ ચાલ્યા. મહારાજ બોલ્યા, એટલે દૂર મ્હને કયાં લઈ જાવ છો ? " તેમાંના કોઇ મુખ્ય હતા તે બોલ્યા, અહીંથી પાસેજ ફોટો લેવા માટે ખાસ એક સુશોભિત જગ્યા તૈયાર કરી છે, ત્યાં સુધી આપ ચાલો. મહારાજ કહે, " સુશોભિત જગ્યામાં લઇ જઈ મ્હારો ફોટો લેશો કે ? " કોઇ મુખ્ય હતા તે કહે, " હા, લોકોની હોંસ છે. " એમ વાત કરતાં તે જગ્યાએ પહોંચ્યા એટલે મહારાજે તે સુશોભિત ચીજો વાળી જગ્યા જોઇ અને બોલ્યા, " હું ફોટોજ લેવા દેવાનો નથી. જે જગ્યા સુશોભિત બનાવી છે તેનોજ ફોટો લ્યો. અરે, તમો મ્હારો ફોટો લેશો કે તે સુશોભિત ચીજો વાળી જગ્યાનો ? મ્હારા ફોટો માટે બાકીનાં ઢોંગ ધતીંગ શા માટે જોઇએ ? છેવટે મહારાજ એમને એમજ પાછા ફરી પોતાના મુકામ પર જાય છે એ જોઈ ફોટોગ્રાફર તથા બીજા મુખ્ય લોકો કહેવા લાગ્યા "મહારાજ અમારે તમારી ઇચ્છા વિરૂદ્ધ કાંઇ કરવું નથી. આપને ત્યાં ન બેસવું હોય તો ના બેસો. આપને ફાવે ત્યાં બેસો પણ આપનો ફોટો આપો." એમ કહી બધા મહારાજ આગળ આડા ઉભા.

મહારાજ—" ઠીક ત્યારે. તમારી ઇચ્છાજ છે તો તો હું અહીંજ ગમે ત્યાં બેસું છું. તમારે જે કરવું હોય તે કરી લો. " એમ કહી મહારાજ રસ્તા ઉપરજ ઉભા હતા, તે રસ્તાની એક બાજુએ કોઈના ઘરના જાજરૂની બારી પાછળના ભાગમાં—જેમાંથી ભંગી અંદરનાં મેલાંનો ટોપલો કહાડી લે છે—હતી તે બારી પાસે ( બારીએ અઢેલી ) મહારાજ બેઠા અને મેલું પાણી વહી જવાની જે મોરી હતી, તે મોરી ઉપર પગ રાખી, તે બારીની



શ્રી ઉપાસની મહારાજ.
( કોલ્હાપુરમાં લેવાયલો ફોટો )

સાથે દબાઈ નાગા ઉઘાડા ગાલે હાથ લગાડી બેઠા અને બોલ્યા, “લ્યો, હવે મ્હારો ફોટો. તેમાં આ જાજરૂની બારી પણ આવવી જોઇએ” પછી મહારાજની ઇચ્છા જે પ્રમાણે હતી તે પ્રમાણે ફોટોગ્રાફરે કૅમેરા મૂકયો, એટલામાં જાજરૂની બારી તરફ તે ઘરવાળીનાં કેટલાંક છાણાં થાપેલાં હતાં. તે છાણાં એક સ્ત્રી એક બાજુએ કરી દેતી હતી. મહારાજ બોલ્યા, “એ છાણાંને બાજુએ ના કરશો. છાણા ફોટોમાં આવ્યાં તો શું થયું?” મહારાજે એમાંથી બે છાણાં લઇ પોતાના પગ નીચે મૂકી દીધાં. એવી તે ગંદી જગ્યામાં મહારાજ બેઠા હતા તે વખતે તેઓ જેમ બેઠા હતા તેમજ ફોટો લીધો. તેજ ફોટો હાલ ઘણે ઠેકાણે પ્રસિદ્ધ છે. પછી અક્ષયતૃતીયા વીતી ગઇ એટલે બધાંની રજા લઈ, અંબાબાઇનાં દર્શન કરી પુર્ણિમાને સુમારે મહારાજ કોલ્હાપુરથી નીકળ્યા. મહારાજની નીકળતી વખતે એક સ્ત્રીની અઢીસો રૂપીઆની વાળી ખોવાઇ ગઇ હતી. તે બહારગામથી દર્શન માટે આવી હતી અને તે આવ્યાં પછી કોલ્હાપુરમાં વાળી જતી રહી હતી. મહારાજે એટલુંજ કહ્યું કે, “ગભરાતી નહીં, મળી જશે.” એવીજ રીતે મહારાજને ત્યાં કોઇ કોઈ ચાંદીનાં વાસણોમાં ભરી નૈવેદ્ય લાવતાં હતાં, તેમાંથી કેટલાંકનાં ઘણાંએ ચાંદીના વાસણો ઉતાવળમાં જતાં રહ્યાં, તે વિષે પણ મહારાજના કાન ઉપર વાત આવી ત્યારે મહારાજે કહ્યું, “બધાંના વાસણ જડશે.” એમ કહી મહારાજ ચાલતા થયા. મહારાજ ગયા પછી આઠ દિવસમાં બધાં વાસણો તથા પેલી વાળી જડ્યાં. મહારાજ કોલ્હાપુરથી નીકળી પુણે આવતાં વચ્ચે ખંડોબાના દર્શન માટે જેજુરી ઉતર્યા ત્યાં ચાર પાંચ દિવસ રહી, ડુંગર ચ્હડવાની શક્તિ હજી આવી ન હોવાથી ખંડોબાની નીચેની પાયરીપરથીજ રોજ દર્શન વગેરે લઈ ત્યાંથી દુર્ગાબાઈ સાથે નીકળી પુણે પોતાના ભાઇને ત્યાં આવ્યા. મીરજમાં ઑપરેશન કરાવ્યું હોવાથી મહારાજને કેટલાક દિવસો સ્વસ્થ પડી રહેવાની જરૂર હતી. તે સ્વસ્થતા માટે શાંતિમાં પુણે કેટલાક દિવસો રહેવાના ઉદ્દેશથી ત્યાં આવ્યા. પરંતુ ત્યાં પણ બાતમી પ્રસરી જઇ દર્શન માટે

લોકોની ગર્દી થવા લાગી અને કોઇ કોઈ મહારાજને પોતાને ઘેર આવવા વિનંતી કરવા લાગ્યા. એ પ્રમાણે પુણામાં પણ મહારાજને સ્વસ્થતા ન મળ્યાથી ગમે તેમ પંદર દિવસ ત્યાં કહાડી ત્યાંથી નીકળી સટાણા, મુંજવડ દુર્ગાબાઈ સાથે ગયા. ત્યાં પણ પંદર દિવસ રહી ફરી શિર્ડી જવાના ઉદ્દેશથી નીકળ્યા. સ્ટેશન ઉપર આવતાં રસ્તામાં સપ્તશૃંગ પર્વતપર આવેલાં અંબામાના દર્શન લઇ આગળ જવાના હેતુથી દુર્ગાબાઇ સાથે મુંજવાડથી સપ્તશૃંગી આવ્યા. આ સપ્તશૃંગી પર્વતનો કિલ્લો નાશિક જીલ્લામાંના કળવણ તાલુકામાં વણી ગામ પાસેજ છે. એ બહુ ઉંચો હોઈ જમીનથી ઠેઠ અંબામાનાં સ્થાન પર્યંત ત્રણ ચાર કોસ ઉંચો ચ્હડાવ છે એમ કહે છે. પર્વતની તળેટીમાં પશ્ચિમ ભાગ તરફ થોડીક વસ્તી છે. તે બાજુએજ દુર્ગાબાઇ તથા મહારાજે થોડી રસોઈ કરી, ખાવાનું કામ આટોપી, જરૂર જેટલું જે સામાન સાથે હતું તેમાંનું અર્ધું દુર્ગાબાઇએ તથા અર્ધું મહારાજે એમ બેઉએ લઇ લઇ, દહાડે લગભગ અગીઆર વાગે તે પર્વત ચ્હડવાની શરૂઆત કરી. સંધ્યાકાળે અજવાળાં છતાં પહોંચી જવાશે એમ એમણે ધાર્યું હતું પણ તે ભૂલ ભરેલું ઠર્યું, તે પર્વત ઉપર તે દેવીના ભક્તોની તથા પૂજારી વગેરે લોકોની વસ્તી છે. દુર્ગાબાઇ તથા મહારાજ બેઉની પ્રકૃતિ અશક્ત હોવા છતાં એટલો ઉંચો ચ્હઢાવ ઠેઠ સુધી ચ્હડાશે કે નહીં તેનો વિચાર ન કરતાં કેવળ (ફક્ત) જગદંબાનું નામ લઇ તે બેઉ નીકળ્યાં હતાં. જે બાજુએથી એમણે ચ્હડવાની શરૂઆત કરી હતી ત્યાં ચ્હડવા માટે પગથીઆં કે રીતસરનો રસ્તો નહોતો, સાધારણ એક પગથી હતી તે જ્યાં લઇ જાય ત્યાં મહારાજ જવા લાગ્યા. તે પર્વતને ચ્હડવા માટે પગથીઆંવાળો રસ્તો છે, પરંતુ મહારાજ જે બાજુએથી ચ્હડ્યા તેની તદ્દન સામી બાજુએ, વણીગામ તરફથી છે. મહારાજનો અને દુર્ગાબાઇનો ચ્હડતાં ચ્હડતાં જીવ તળે ઉપર થઇ ગયો. તેમાં વળી પાસે જરૂરી સામાનનો બોજો હતો. અર્ધોપર્ધો ડુંગર ચ્હડ્યા એટલામાંજ સંધ્યાકાળ થવા આવી. જીવ હાંફી ગયો. ચ્હડતાં ચ્હડતાં મ્હોં કોરૂં પડી ગયું. વચ્ચે ક્યાંઇ

પાણીનું ટીપુંએ નહોતું અને ડુંગર તો હજી પુષ્કળ ચ્હડવાનો બાકી હતો. મહારાજ બોલ્યા, "દુર્ગાબાઈ હવે કેમ કરીએ? ગભરાઈશ નહીં, આપણને અંબામા સંભાળશે," દુર્ગાબાઈ બોલ્યાં, "મ્હારૂં કાંઇ બગડવાનું નથી. જો આપના ચરણ આગળ અંબામા જોઇતી સંભાળ લે તો તો હું ભાગ્યશાળીજ છું." એમ અંદર અંદર કાંઇ કાંઇ વાતો તથા ગમ્મત કરતાં કરતાં ચ્હડ્યાં કર્યું. ચ્હડતાં ચ્હડતાં સંધ્યાકાળ થઇ ત્યારે મહારાજે દુર્ગાબાઇને કહ્યું, હવે તો સંધ્યાકાળ પડી, ત્યારે હવે આટલો મ્હોટો ડુંગર આપણાથી કેમ ચ્હડાશે?" ઠેઠ સુધી નજ જવાય અને રસ્તો ન સુઝે તો અહીંજ ગમે ત્યા ડુંગરમાં રાત કહાડીશું. પરંતુ આ ડુંગરમાં વાઘ વગેરે જનાવરો પણ પુષ્કળ છે એ મ્હને ખબર છે, આપણે સાથે કોઈ સોબતી પણ ના લીધો. ચાલો, ચ્હડાય એટલું દેખાય ત્યાં સુધી ચ્હડીએ. તદ્દનજ અંધારૂં થઇ જાય તો પછી ત્યાંજ રાત કહાડીશું, અંબામા સંભાળી લેશે. તે પ્રમાણે ચ્હડતાં ચ્હડતાં તદ્દન અંધારૂં થયું ત્યાં સુધી બેઉજણાંએ ચ્હડ્યાં કર્યું. કર્મ ધર્મ સંયોગે પછી સપાટ જમીન આવી, સરસ રાજમાર્ગ વધુ અવરજવરવાળો આવ્યો. મહારાજ બોલ્યા, "હવે ઘણું ખરૂં ઢોળાવ પુરો થયો હશે. સપાટ રસ્તો આવ્યો છે તો વસ્તી પાસેજ હશે. આથી અંધારૂં થઇ ગયું છતાં રસ્તો દેખાતો હોવાથી તે ચાલ્યાંજ કરતાં હતાં. રાતે આઠ નવ વાગ્યાનો સુમાર થયો ત્યારે તે રસ્તેથી ઘણા ઉંચાઇ પર આવેલા ભાગમાં ખૂબ દૂરથી દીવાનો પ્રકાશ પડવા લાગ્યો તથા ઘંટાનો અવાજ સંભળાવા માંડ્યો. તે ઘંટ દેવીની રોજ આરતિ વગેરેનો હોવો જોઇએ. તે ઘંટ લાંબા વખત સુધી વાગ્યાં કર્યો. આથી બેઉને ધીરજ આવી કે હવે તો તદ્દન પાસેજ હશે તેથી ચાલતાં ચાલતાં તે સપાટીજ હતી છતાં તે ઘંટનો અવાજ કેટલેક વખતે બંધ થઇ ગયો. હમણાં વસ્તી આવશે, પછી આવશે, એમ કરતાં લગભગ દસ અગીઆર વાગ્યાનો સુમાર થયો એટલે આખરે વસ્તી આવ્યાંનો અવાજ સંભળાયો. પછી તે વસ્તીમાં પેઠા એટલે રાત ઘણી થઇ ગઈ હતી તેથી જ્યાં ત્યાં લોકો સૂઇ ગયા હોઈ બધું ચૂપચાપ

હતું. છતાં થોડા લોકો જાગતા હતા. મહારાજ અને દુર્ગાબાઇની બોલાચાલીથી તેમનો અવાજ એ લોકોએ સાંભળ્યો હોવાથી એક જણ ઉઠી મહારાજ પાસે આવી–“ તમો કોણ છો. કયાંથી આવ્યા છો. અમો તમને ઉતરવાની જગ્યા આપીએ વગેરે કહેવા લાગ્યો. પછી એક જણને ત્યાં મહારાજ અને દુર્ગાબાઇએ જઈ મુકામ કર્યો. તેમની થોડી મદદ લઇ દુર્ગાબાઇએ પછી ભાત પિઠલું તૈયાર કર્યાં અને થાકી લોથ થઇ ગયાં હતાં તેથી તે ખવાય એટલું ખાઈ શાંતિથી સૂઇ રહ્યાં. સુતાં વેંતજ બેઉને એકદમ ગાઢ નિદ્રા આવી ગઇ તે સ્હવારે અજવાળું થવાના સુમારમાંજ જાગ્યાં. નવાઈની વાત એ હતી કે, આખો દિવસ એટલો મ્હોટો ઢોળાવ ચ્હડીને આવ્યા છતાં બીજે દિવસે સવારે હાથ પગ દુખવા, ગંઠાઇ જવા વગેરે કોઇ પણ પ્રકારની તકલીફ જેવું બીલકુલ લાગ્યું નહીં. જાણે કે એઓ ઢોળાવ ચ્હડી આવ્યાંજ ન હોય. સારા માણસને હંમેશ જેમ લાગતું તેમજ લાગ્યું. એ ઉપરથી એ અંબાબાઇનીજ કૃપા છે એમ તે સમજ્યા. પછી સ્નાન વગેરે કરી પૂજા સાહિત્ય લઇ મહારાજ તથા દુર્ગાબાઇ અંબાબાઇને (અંબામા) દર્શને જવા નીકળ્યાં, ત્યાંથી અંબામાના દેવળ સુધી ચ્હડી જવાને સુમારે ચારસોં પાંચસો પગથીયાં હશે તે ચ્હડી ગયાં. અંદર પ્રવેશ કર્યો એટલે અઢાર ભુજાવાળી નવદુર્ગાની તે ભવ્ય મૂર્તિ જોઈ મહારાજ અને દુર્ગાબાઇને એક પ્રકારનો પ્રેમ ઉત્પન્ન થઈ બેઉ જણાં આંખમાંથી અશ્રુ સારતાં એક સરખાં ઉભાંજ રહ્યાં અને તે મૂર્તિની ધ્યાન ધારણામાં નિમગ્ન થતાં મહારાજને જે અનુભવ આવ્યો હોય તે તેઓજ જાણે. તે મૂર્તિની ડાબી બાજુએ એક ન્હાની કોટડીમાં અંધારાંમાં દીવાના પ્રકાશમાં એક મૂળ સ્વરૂપની ન્હાની દેવી હતી. ત્યાં મહારાજ બેઠા એટલે તે કાળીભમ્મર પત્થરની મૂર્તિ જોઇ તેમને ત્યાંથી ઉઠવાનુંજ મન થાય નહીં, તે બેઉ દેવીઓની મૂર્તિ જોઈ પૂજા વગેરે જે કરવાનું હતું તે કરી, મહારાજ અને દુર્ગાબાઇએ આખો દિવસ ત્યાંજ કહાડ્યો. સંધ્યાકાળે બેઉ જણાં ફરી નીચે આવ્યાં અને દુર્ગાબાઇએ કરેલી રસોઇ બેઉ જણે મળી ખાધી. એ’વી રીતે રોજ દેવીને દર્શને જઇ સંધ્યાકાળે રાતે પાછાં આવી રસોઇ કરી

જમતાં. આઠનવ દિવસ ત્યાં રહી, મહારાજને જે કરવાનું હતું તે કરી, ત્યાંથી નીકળ્યાં. આ વખતે તેઓ જે રસ્તેથી ડુંગર ચ્હડ્યાં હતાં તેની સામેની બાજુએથી એટલે વણીગામની બાજુએથી (વણીગામ વાળે રસ્તે) ઉતરવા માંડયું. આ બાજુએ ઉપરથી ઠેઠ નીચે સુધી પાયરી (પગથીઆં) છે. તે પગથીઆં ઉતરતાં ઉતરતાં એક બે વગ્યાને સુમારે નીચે આવી પહોંચ્યાં. ત્યાં નીચે ધર્મશાળા છે. ત્યાં કેટલોક વખત વિસામો ખાઇ પાસેજ કોસ દોઢ કોસપર વણીગામ હતું તેથી ધીમે ધીમે પગેજ ચાલી ગામમાં ગયા. ગામમાં પણ એક મ્હોટી ધર્મશાળા છે તે ધર્મશાળામાં ઉતર્યા. તેમને શું લાગ્યું તે કોણ જાણે, ત્યાં પણ સાત આઠ દિવસ રહી ત્યાંથી બળદગાડીએ નાશિક આવ્યા. નાશિકમાં ગોદાવરી તીરે એક દિવસ રહી, પંચવટીમાં નારો-શંકરના, કાળારામ ધોળારામ અને બીજા કેટલાક દેવોનાં દર્શન લઇ, યશ્વંતરાવ મહારાજનાં (દેવ મામલતદારના) દેવળમાં જઇ ત્યાં પણ દર્શન કરી પછી સ્ટેશન ઉપર આવી એકદમ ચિતળીની ટીકીટ લઇ બપોરે બે અઢી વાગે ચિતળી સ્ટેશનપર આવ્યા. સાકોરીના શંકરપાટીલને કંઈ ગાડીએ પોતે ચિતળી સ્ટેશન ઉપર ઉતરવાના હતા તે અગાઉથી જણાવ્યું હતું તેથી શંકરપાટીલ સ્ટેશન ઉપર બળદગાડી લઇ હાજર હતાજ. મહારાજ અને દુર્ગાબાઇ ગાડીમાં બેઠાં પછી મહારાજે "શિર્ડી પહોંચાડી દો" કહ્યાં છતાં શંકરપાટીલ એમને શિર્ડી ન લઇ જતાં સાકોરીજ લઈ ગયા. અમારા સાકોરીમાં આજનો દિવસ મુકામ કરો, આવતી કાલે શિર્ડી પહોંચાડીશ એમ કહી મહારાજને સાકોરી આણ્યા. ગામમાં ગાડી લઇ જતાં ગામ બહાર મારૂતીનું દેવળ હતું તે મહારાજની દૃષ્ટિએ પડયું. મહારાજે કહ્યું, "અહીંજ થોડો વખત રહી સંધ્યાકાળે શિર્ડી જઇશું." મહારાજની ઇચ્છા પ્રમાણે ગામના દરવાજા બહાર મારૂતીના દેવળમાંજ મહારાજને રોકાવા દીધા. પછી સાકોરી ગામના લોકો દર્શન માટે આવ્યા એટલે શંકરપાટીલ તથા સખારામ પાટીલે કહ્યું, "હવે સંધ્યાકાળ થઇ (માટે) અહીંજ રહો અમો બધી તજવીજ કરીશું." તેથી

તેમના આગ્રહને લીધે મહારાજ આખી રાત્રિ દેવળમાં રહ્યા. બીજે દિવસે શંકરપાટીલે મહારાજના તથા દુર્ગાબાઈનાં સીધાં સામાનની તજવીજ કરી.

મહારાજ—"હવે રસોઈ પાણીની, સીધાં સામાનની ભાંજગડમાં શા માટે અમને નાંખો છો? હવે અમને શિર્ડીજ જવા દો."

શંકર પાટીલ—"રસોઇ પાણી કરી ખાઇ પી લો. પછી બપોર પછી સંધ્યાકાળે જઇશું શિર્ડી. બપોર થયાં પછી ફરી શંકરપાટીલ તથા સખારામ પાટીલના આગ્રહથી બે ત્રણ દિવસ તો સાકોરી રહેવાનું ઠર્યું. તે બે ત્રણ દિવસમાં મહારાજ ગામ બહાર ફાવે ત્યાં આમતેમ ફર્યા કરતા હતા. શંકર પાટીલ તથા સખારામપાટીલ વગેરે લોકોનો વિચાર એવો હતો કે મહારાજ હવે શિર્ડી વગેરે સ્થળે ન જતાં સાકોરીમાંજ કાયમના રહે તો ઠીક. તે પ્રમાણે મહારાજ આગળ સાકોરીમાંજ રહેવા માટે તે હંમેશ વિનંતી કરતાજ હતા અને મહારાજનું મન મેળવી ત્રણ દિવસથી પણ ફરી થોડા દિવસ વધારે રહેવા માટે મનાવ્યા. એમ દસ દિવસ રહ્યાં પછી પાટીલ વગેરે લોકો કહેવા લાગ્યા કે, ગમે તેમ કરી અમારા ગામમાં હજી વધારે દિવસ મહારાજ રહે એવી અમારી બહુ ઈચ્છા છે. તેમનો ખૂબ આગ્રહ જોઇ મહારાજે વિચાર કર્યો કે, "જવાદો, આપણે ગમે ત્યાં રહી દિવસજ કહાડવાના છે. તો પાટીલની ઇચ્છા પ્રમાણે અને તેનો આગ્રહજ જો છે તો પછી અહીંજ શા માટે થોડા દિવસ ન રહેવું? આપણને અહીં કંટાળોજ આવે તો પછી આગળ જોઇશું. ઈશ્વરની ઈચ્છાથી કહો કે સાઇબાબાની ઇચ્છાથી કહો આપણે દિવસો કહાડવાના છે. આપણે પોતે કાંઈ સ્વતંત્ર રહ્યા નથી. સાઇબાબાએ આપણે માટે હવે આગળ જેમ જેમ ઠેરવ્યું હશે તેમ તેમ થશે. આપણને પોતાને આ લોકમાં, પરલોકમાં સુખ માટે કહો કે દુ:ખ માટે કહો—પોતાને માટે કાંઇજ કર્તવ્ય બાકી રહ્યું દેખાતું નથી કેવળ સાઈબાબાના હાથમાં સપડાઇ ગયાથી તેમની લીલા અગાધ છે, તેઓ તેમની અનંત લીલામાંથી ગમે તે એક લીલામાં તેમને ફાવે તેટલા દિવસો ફાવે તે રીતે આપણને રાખશે. આપણું

બધુંજ સાઈબાબા ઉપર અવલંબી રહ્યું છે અને આપણી બધી જવાબદારી એમણેજ લીધી છે. તેથી હવે આપણાં સારાં માઠાં વિષે કોઈપણ જાતનો વિચાર તથા કર્તવ્ય રહ્યાં નથી. એ'વી રીતે મનમાં ઠેરવી પોતાના તરફથી કોઈને કાંઈ ઉપદ્રવ થાય નહીં તે માટે ગામનો સંબંધ છોડી સાકોરી ગામ બહાર ગમે તે એકાંત જગ્યામાં રહેવાના ઉદ્દેશથી, ગામના પશ્ચિમ ભાગમાં વાવ હતી તેની પાસેની સ્મશાનભૂમિમાં, ગામ સામેની વણ ખેડાતી પડતર જગ્યામાં, જયાં નિવડુંગ વધી ગયા હતા તે જગ્યામાં જઈ બેઠા. આ જોઈ ગામના લોકોએ તેમને તેજ જગ્યામાં એક ન્હાની ઝુંપડી બાંધી આપી અને ત્યાં મહારાજ તથા દુર્ગાબાઈ રહેવા લાગ્યાં. તે વખતે અષાડ શ્રાવણના દિવસો હતા. એવા તે ચારે બાજુએ મ્હોટા મ્હોટા કાંટાવાળા નિવડુંગોના ઝાડના બેટમાં મહારાજ દુર્ગાબાઈ સાથે રહ્યા. મહારાજની ખાવાપીવાની સીધાં સામાનની તજવીજ શંકરપાટીલના તરફથી થતી.

સાકોરીમાં દાજીકાકા નામના કુળકર્ણી સદ્દગૃહસ્થ ઘરના સુખી હતા. તેમનાં માતુશ્રીને બેઉ આંખે દેખાતું નહોતું અને ખૂબ વૃદ્ધ હોઈ માંદાં હતાં. તેમને મહારાજના દર્શનની બહુ ઈચ્છા થયાંથી દાજીકાકા મહારાજને વિનવી પોતાને ઘેર લઈ ગયા અને માતોશ્રીને દર્શન કરાવ્યાં. મહારાજ એમનાં માતુશ્રી સાથે થોડો વખત વાતો કરતા બેઠા હતા એટલામાંજ દાજીકાકાનાં પત્નીએ મહારાજ માટે તરતજ દશમી વગેરે કાંઈ તાજું તાજું કરી મહારાજ આગળ લાવી મૂક્યું. તેના આગ્રહને લીધે મહારાજે તે થોડું ખાધું અને પછી મહારાજ પોતાની જગ્યા પર આવ્યા. ત્યારથી દાજીકાકા પણ મહારાજના નૈવેદ્ય માટે રોજ સીધું સામાન પહોંચાડવા લાગ્યા.

મહારાજ આવી સાકોરીમાં રહ્યા છે એ વાત ચારે બાજુએ પ્રસરી તેથી શિર્ડી સાઈબાબા માટે આવનારા લોકો તથા બીજા લોકો મહારાજના દર્શન માટે સાકોરી આવવા લાગ્યા. તેમાં અમીદાસ મ્હેતા એ સાઈબાબાના તથા મહારાજના પૂર્ણ ભક્ત હોવાથી

તેઓ સાકોરી આવી મહારાજને ખૂબ આગ્રહ કરી મુંબાઇ આવવા વિનવવા લાગ્યા. આખરે મહારાજ ના ઇલાજે મુંબાઇ શીવ સ્ટેશને ગયા. ત્યાં મહારાજ માટે એક હવાવાળો સુંદર બંગલો જોઇ રાખ્યો હતો તે બંગલામાં અમીદાસે એમને રાખ્યા. એ રામનવમી નવરાત્રના દિવસો હતા તેથી અમીદાસ, સાઇબાબા, તથા મહારાજના મુંબાઈના ભક્તજનોએ મહારાજ નિમિત્તે રામજન્મનો ઉત્સવ, નવ દિવસ ભજન પૂજનાદિક કરી ખૂબ મ્હોટો સમારંભ કરી રામનવમીને દિવસે ખૂબ ઠાઠમાઠથી ઉજવ્યો અને બીજે દિવસે ભંડારો કર્યો.

મહારાજ શીવમાં સુમારે મહિનો દોઢ મહિનો રહ્યા. પછી ત્યાંથી તેઓ ઉદાસી બુઆના આગ્રહને લીધે તળેગામ ગયા. તળેગામ એક બે દિવસ ઉદાસી બુઆના મઠમાં રહી તેઓ શેલારવાડીની ગુફાના કોતરકામ જોવા ગયા. પછી પાછા તળેગામ આવી પુણાધોંડ રસ્તે ચિતળી ગયા અને ચિતળીથી સાકોરી આવ્યા.

સાકોરીમાં આવી મહારાજ ઝુંપડીમાં રહ્યા પછી સાઇબાબા વિદ્યમાન હતા ત્યારેજ બે મ્હોટી મ્હોટી સપ્તાહ થઇ, હઝારો લોકોએ બેઉ સપ્તાહના મ્હોટા ઉત્સવ સમારંભ કર્યા હતા. તે પછી ફરી ભાદ્રપદ પુનમે થયેલી સપ્તાહ પૂરી થયાં પછી તરતજ અશ્વિન સુદ દસમ એટલે દસરાને દિવસે સાઈબાબા સમાધિસ્થ થયા. પછી સમાધિની પૂજા અર્ચા, આરતિ વગેરે ગોવિંદ કમલાકર દિક્ષીતે કરવી, એમ બુટીસાહેબે ઠેરવી, દિક્ષીતનાં ખાવા પીવાની વગેરે તજવીજ બુટીસાહેબે કરી તેથી દિક્ષીત પણ શિર્ડીમાં સાઇબાબાની સમાધિની પૂજા આરતિ વગેરે યથાસાંગ કરવા લાગ્યા. વચ્ચે વચ્ચે (કોઇ કોઇ વાર) તે દિક્ષીત સાકોરી પણ મહારાજને દર્શને આવતા હતા. એ'વી રીતે કેટલોક વખત વીત્યાં બાદ સાકોરીમાં બીજી જે મ્હોટી સપ્તાહ થઈ તે ચૈત્ર મહિનામાં રામ નવમીના નવ દિવસોમાં થઇ તે ઉત્સવ સમારંભ પછી સપ્તાહની વખતે મહારાજની ઝુંપડી સામે એક ન્હાનું અમસ્તું દેવાલય બનાવી તેમાં સાઈબાબાના તથા મહારાજના ફોટો અને પાદુકા

(પાવડીઓ) મૂક્યાં હતાં, તેનાંજ પૂજા આરતિ વગેરે યથાસાંગ ભક્તિ ભાવથી કરવાં એમ દિક્ષીતના મનમાં આવ્યાથી, શિર્ડીની સાઇબાબાની સમાધિની પૂજા આરતિ વગેરે છોડી તે સાકોરી આવી રહ્યા. તે વખતે મહારાજે દિક્ષીતને સાકોરી આવીને ન રહેતાં, શિર્ડીમાંજ બુટીસાહેબે એમની બધી વ્યવસ્થા કરી હતી તેથી ત્યાંજ સાઇબાબાની સમાધિની પૂજા વગેરે કરી રહેવા અને શિર્ડી છોડી સાકોરી ન આવવા વિષે મહારાજે દિક્ષીતને પુષ્કળ રીતે કહ્યું; પરંતુ તે ન સાંભળતાં સાકોરીમાંજ બીજી સપ્તાહના ઉત્સવ સમારંભ વખતે જે ન્હાનું શું દેવળ બાંધી એમાં પાદુકા (પાવડીઓ) સ્થાપી હતી તેની તથા બેઉ ફોટાની પૂજા આરતિ વગેરે કરવાનુંજ એમણે નિયમિત ચાલુ રાખ્યું. દિક્ષીત એ પોતે બ્રહ્મચારી હોઇ, નામનાજ બ્રહ્મચારી નહોતા પણ આજ સુધી તેમનું હરેક સ્ત્રી વિષે પૂર્ણ દુર્લક્ષ્ય દેખાઈ આવે છે. તે પોતે એકલા છે અને આજ સુધી પંદર સોળ વર્ષ થયાં હશે તે બધાં સાઇબાબાના તથા મહારાજના સહવાસમાં તથા તેમની સેવામાંજ વ્યતીત (પસાર) થયાં. એ પોતે શુચિર્ભુત વૃત્તિથી ચાલતા હોઇ પહેલેથી પોતે બ્રહ્મચારી હોવાથી મારૂતીનીજ ભક્તિ કરતા હતા. રોજ મારૂતીની પૂજા, મારૂતીનો રૂદ્રાભિષેક, રામાયણના સુંદરકાંડ તથા રામ હૃદયનાં હંમેશ પારાયણ કરતા. ઉપરાંત મારૂતી એ શંકરનાજ અવતાર હોવાથી, શંકરનો પણ નિત્ય રૂદ્રાભિષેક તથા સોમવારનું વ્રત તેઓ હંમેશ કરતા. રૂદ્રનો અભિષેક કરવાને સૂર્યોદય થતાં જો બેઠા હોય તો બીજા દિવસનો પ્રાત:કાલ થાય ત્યાં સુધી કોઈ પણ ચીજ માટે વચ્ચે ઉઠ્યાં શિવાય ચોવીસ કલાક એક સરખા રૂદ્રાવર્તન કર્યાંજ કરતા એમ પણ કોઇ કોઇ વખત જોવામાં આવ્યું છે. એવી તેમની એકનિષ્ઠ ભક્તિ હતી. જરૂર જેટલીજ એટલે ફક્ત શરીર રક્ષણ માટેજ ખાદ્યપેય વસ્તુની તેમને ઇચ્છા થતી બાકી બધી વાસના છોડી નિષ્કામ બુદ્ધિ રાખી સાકોરીમાંજ તેઓ પૂજા આરતિ તથા પાદુકાની પૂજા કરી રહેવા લાગ્યા.

આ અરસામાં દાસોપંત ખાસનીસ બહુ માંદા પડ્યા. પુષ્કળ ડૉકટર વૈદ્યના ઔષધોપચાર થયા, પરંતુ દહાડે દહાડે દાસોપંતની

માંદગી વધતીજ ગઇ. દાસોપંતને પણ પોતે એ માંદગીમાંથી ઉઠશે એવી આશા રહી નહીં. દાસોપંત એ મહારાજના એકનિષ્ઠ ભક્ત હોવાથી, મહારાજના પગ આગળજ પોતાનું મરણ થાય એ હેતુથી, "મ્હને ગમે તેમ કરી સાકોરી મહારાજ પાસે લઈ જાવ" એવી હઠજ પકડી બેઠા. તેમની એવી અવસ્થામાં આટલો દૂરનો પ્રવાસ દાસોપંતથી કેમ સહન થશે એવી ધાસ્તી તેમનાં પત્ની લક્ષ્મીબાઇને તથા આપ્ત વર્ગને લાગતી હતી. પરંતુ દાસોપંતે બહુજ આગ્રહ પકડ્યાથી બીજાંનો કાંઈ ઈલાજ ચાલ્યો નહીં. આખરે મહારાજનું નામ લઇ દાસોપંતને સાકોરી આણ્યા, તેમની તે વખતની તદ્દન નજીક મૃત્યુ આવેલાંના જેવી સ્થિતિ હોવા છતાં ફક્ત મહારાજની ઉપરની એમની દૃઢ શ્રદ્ધાને જોરે, તેમનો પ્રવાસ ખાસ કાંઈ અડચણ પડ્યાં શિવાય પાર પડ્યો. સાકોરીમાં તેમને વિઠોબાના દેવળમાં મૂકી લોકોએ તે હકીકત મહારાજને જણાવી, ત્યારે મહારાજે કહ્યું, "તેમને અહીં શા માટે આણ્યા? લાવવાની કાંઈ જરૂર નહોતી. લાવ્યાજ તો કાંઈ હરકત નહીં. ઇશ્વર સમર્થ છે."

બીજે દિવસે સાકોરી ગામમાં એક ઘર ભાડે લઇ, ત્યાં દાસોપંતને રાખ્યા. ઔષધોપચાર બંધ કરી મહારાજના પગનું તીર્થ (પગ ધોયલું પવિત્ર પાણી) લક્ષ્મીબાઇ રોજ લઈ જતાં અને તેમને દાસોપંતને ઔષધ પેઠે થોડું થોડું પાતાં હતાં. મહારાજનાં ચરણ તીર્થ તથા અહોરાત્ર તેમના નામ સ્મરણ—એ બે ઉપાયોથી દાસોપંતની પ્રકૃતિ આઠ પંદર દિવસમાં પહેલાં પેઠે નિરોગી થઈ ગઈ. ખડ્ગપુરમાં માંદા પડ્યા ત્યારે તેમણે નોકરીનું રાજીનામું આપ્યું હતું. હવે મહારાજનીજ કૃપાથી તે રોગમુક્ત થયા, તેથી મહારાજેજ પોતાને જીવદાન આપ્યું એમ સમજી તેમના ચરણ પાસેથી હવે દૂર ન રહેવાનો એમણે સંકલ્પ કર્યો; અને મહારાજનાં ભજન પૂજન કરવામાંજ તે પોતાનો વખત ગાળવા લાગ્યા. મહારાજે તેમના નિશ્ચયની કસોટી કરવા માટે, "પહેલાં પેઠે નોકરી વગેરે કાંઇ પણ કરો, અહીં મ્હારી પાસે બેસી રહેવાથી શો ફાયદો છે?" એમ બે ચાર વખત એમને કહી જોયું. પરંતુ દાસોપંતે પોતાનો નિશ્ચય ન બદલતાં મહારાજની એકનિષ્ઠાથી સેવા ચાલુ રાખી.

આ પછી અશ્વિન સુદ પુનમને દિવસે રાહતાની નિશાળના હેડ માસ્તરે કુમારી પૂજનનો મ્હોટો સમારંભ કર્યો. તે વખતે મુંબાઇ, પુણા, વગેરે મ્હોટાં મ્હોટાં શહેરોના લોકો આવ્યા હતા. તેમણે પણ તે પછીની પુનમે એવોજ ઉત્સવ કરી ગોર ગરીબોને અન્નદાન કર્યું. પછી ફરી કાર્તિકી પુનમને દિવસે પણ કુમારી પૂજન વગેરે થઇ ભક્ત લોકોએ ખૂબ દાન ધર્મ, અન્ન સંતર્પણ વગેરે કર્યા.

તેજ વખતે અનુસૂયા બાઇ નામના એક સુશિક્ષિત વિદ્વાન બાઇ મહારાજના દર્શન માટે સાકોરી આવ્યાં હતાં, તેમને વિદ્યાનો વ્યાસંગ ઘણો હતો. ભગવદ્‌ગીતા, દાસબોધ, જ્ઞાનેશ્વરી વગેરે ગ્રંથો ઉપરથી સ્ત્રીવર્ગમાં તેઓ ઉત્તમ પ્રવચન કરતાં. શ્રી સાઇબાબાની હયાતીમાં આ બાઈ શિર્ડી જતાં હતાં. તેવેજ એક પ્રસંગે સાઇબાબાએ "આત્મજ્ઞાન કરી આપીશ," એવો આશીર્વાદ આપ્યો હતો એમ એમને લાગતું હતું, શ્રી સાઇબાબા સમાધિસ્થ થયાથી તે આશીર્વાદ ક્યારે ફળશે એમ અનુસૂયા બાઇને લાગવા માંડયાથી તે સંબંધમાં મહારાજની કાંઈક કૃપા થાય એ ઉદ્દેશથી (હેતુથી) તેઓ આ વખતે સાકોરી આવ્યાં હતાં. દર્શન પછી તે બાઇએ મહારાજને બધી હકીકત કહી કૃપાની યાચના કરી ત્યારે મહારાજ બોલ્યા, "અરે બાઇ, હું કાંઇ સાઇબાબા નથી. તમો મ્હારી પાસે આવ્યાં તે વ્યર્થ છે. હું આવો પ્રાક્તનાનુસાર (નસીબાધીન) દુઃખોમાં સપડાયલો મનુષ્ય છું. તમો સારાં વિદ્વાન છો તો હું તમને શું જ્ઞાન આપી શકવાનો હતો?" છતાં તે બાઈ, સાઇબાબા અને ઉપાસની મહારાજ એકજ છે એવી ભાવનાથી, મહારાજની પૂજા અર્ચા કરતાં સાકોરી ગામમાં રહ્યાં. માગસર સુદ પુનમને દિવસે દત્ત જયંતીનો ન્હાનો ઉત્સવ થયો તે વખતે અનુસૂયાબાઇએ દત્તાવતાર પર ભક્ત મંડળી આગળ પુરાણ કહ્યું (કથા કરી), એ ત્રણ મહિના પછી મહારાજનો પ્રસાદ લઇ તે પાછાં પોતાને ગામ ગયાં.

દત્તજયંતી પછી બીજેજ દિવસે સંક્રાન્તિનો તહેવાર હોય છે. તે પ્રસંગે પણ કેટલાક શ્રીમંત લોકોએ ગોર ગરીબ લોકોને અન્ન

અને વસ્ત્રો વહેંચ્યાં. નગર જીલ્લામાં તે વખતે દુકાળ પડયાથી ચારો બહુ મોંઘો થઇ ગયો, તેથી પુષ્કળ અનાથ જનાવરોને ચારો વગેરે ખવરાવવામાં ભક્ત લોકોએ ખૂબ દ્રવ્ય ખર્ચ્યું. એ'વાં સત્કૃત્યમાં મદદ થાય એ હેતુથી ગામે ગામના હીંદુ, પારસી વગેરે બધા ભક્તો, મનીઑર્ડરથી ન્હાની મ્હોટી રકમ મોકલતા; અને ગોર ગરીબોને અન્ન–વસ્ત્રદાન તથા જનાવરોને ચારો નાંખવાનું કામ સાકોરીમાં ઘણાએ દિવસો સુધી એક સરખું ચાલુ રહ્યું.

શકે ૧૮૪૨ એટલે સને ૧૯૨૧ માર્ચના ગુડી પડવા (ચૈત્ર સુદ એકમ)થી તે પુનમ સુધી રામ જન્મનો ઉત્સવ કરવાનું ઠેરવી, (ભક્ત) લોકોએ મહારાજની ઝુંપડી આગળજ એક રાતમાં એક ન્હાનું દેવળ બાંધી તેમાં મહારાજનો અને સાઇબાબાનો એમ બે ફોટા મૂકયા તથા દત્તાત્રયની પાદુકાની પણ સ્થાપના કરી. પછી રામનવમી સુધી. ફોટો તથા પાદુકાની શોડષોપચારી પૂજા ભજન વગેરે કરીને નોમને દિવસે ખૂબ ઠાઠથી રામજન્મ કર્યો. રામનવમીની રાત્રે પાલખી કહાડી ભજનની ગર્જના સાથે તે સાકોરી ગામમાં ફેરવી. રોજ ગોર ગરીબોને અન્ન સંતર્પણ ચાલુ હતુંજ, આ'વી રીતે પખવાડીઉં ખૂબ આનંદ તથા ઉલ્હાસથી ઇશ્વર સેવામાં પસાર થઈ ગયું. પછી પુનમને દિવસે અમીદાસ મ્હેતાએ મહારાજને શ્રી સાક્ષાત્ સત્યદેવ માની સત્યનારાયણની પૂજા કરી અને ખૂબ અન્નદાન કર્યું.

આ અરસામાં રીટાયર્ડ જડજ મીસ્ટર નૌરોજી ખંડાલાવાળા પોતાના માંદા છોકરાને લઈ મહારાજ પાસે આવ્યા હતા. તે છોકરો હંમેશ માંદો રહેતો હોવાથી નોકરી ચાકરી મળવાનું અશક્ય હતું તથા મળે તો તેને બરોબર બજાવી શકે એમ નહોતું. દર્શન કરી હાથ જોડી મહારાજ સામે મી. ખંડાલાવાળા ઉભા હતા એટલામાં મહારાજે કહ્યું, "ઇશ્વર સમર્થ છે. બધું સારૂં થઇ જશે. " મહારાજના આશીર્વાદ પ્રમાણે થોડાજ વખતમાં તે છોકરાની પ્રકૃતિ સુધરી અને તેને નોકરી પણ મળી એમ ખબર પડી છે.

વૈશાખ વદ બીજ એ મહારાજની સાલગિરીનો દિવસ

હોવાથી તે દિવસે પણ પૂજા વગેરે કરી ભક્ત લોકોએ મ્હોટો ઉત્સવ કર્યો. આ જન્મોત્સવ ખડ્ગપુરના ભક્ત લોકો ખડ્ગપુરમાં દરસાલ કરે છે. આ વખતે તેમણે ઉત્સવ માટે પૂજાનો સામાન, ભારે ભારે કપડાં લત્તાં તથા દક્ષિણાની એક મ્હોટી રકમ સાકોરી મોકલી આપી હતી.

પછી જેઠ મહિનામાં સ્ત્રીઓનો વટસાવિત્રી પુનમનો તહેવાર આવ્યો. તે દિવસે સાકોરીમાંની સ્ત્રીઓએ મહારાજની ઝુંપડી પાસેના વડનાં ઝાડની પૂજા કરી પછી મહારાજની પણ પૂજા કરી. સખારામ પાટીલનાં પત્ની મહારાજનેજ વટવૃક્ષ (વડનું ઝાડ) માની તેમની પૂજા કરવા માટે મહારાજ પાસે આવ્યાં ત્યારે મહારાજે નિવડુંગના એક ઝાડ તરફ આંગળી દેખાડી તેને કહ્યું, “તે ઝાડની પૂજા કર.” તેણે પણ મહારાજની આજ્ઞા માથે ચ્હડાવી તે દિવસે તે નિવડુંગનીજ પૂજા કરી. ત્યારથી દર વર્ષે વટપુર્ણિમાને દિવસે સાકોરીની સ્ત્રીઓ મહારાજનીજ પૂજા કરે છે.

આજ અરસામાં ઇન્ફ્લ્યુએન્ઝાએ આખા હિન્દુસ્તાનમાં પ્રસરી ઘણાએ પ્રાણ નાશ કર્યો. આ રોગ સાકોરીમાં ચાલ્યો ત્યારે મુડદાં ઉપાડવા કોઇ ન મળતું હોવાથી તે એમનાં એમ એક બે દિવસ પડી રહેતાં. એવાં એક બે પ્રેતો (મુડદાં) ગામમાં પડી રહ્યાં છે એ વાત જ્યારે મહારાજને કાને આવી ત્યારે તેમણે પોતે તેને ઉંચકી સ્મશાનમાં લઈ જઈ તેની વ્યવસ્થા કરી.

અષાડી પુનમ—ગુરૂપુર્ણિમા—એ દિવસ સાકોરીમાં દર વર્ષે થનારા ઉત્સવોમાં એક મહત્વના ઉત્સવનો દિવસ છે, પુરાણમાં તેને વ્યાસ પૂજાનો દિવસ માન્યો છે. એ દિવસે પોતાના સદ્ગુરૂની પૂજા કરવી, એમ પ્રત્યેક ભક્તને થતું હોવાથી, સાકોરીમાં મહારાજના ખુબ ભક્ત લોકો ભેગા થાય છે. એ દિવસે દેવળમાં કોઇ કોઇ, શક્તિ હોય તો પાદુકા, (પાવડીઓ) ઉપર લઘુરૂદ્રાભિષેક પણ કરે છે. મહારાજની યથાવિધી પૂજા વગેરે કરી ભક્ત મંડળનાં દર્શન થાય તે વખતે પ્રસંગવશાત મહારાજ થોડું

ઉપદેશપ્રદ વ્યાખ્યાન કરે છે. કોઇ કોઇ એ દિવસે ભૂખ્યા રહી બીજે દિવસે પારણાં કરે છે. આ સાલના ઉત્સવમાં યશ્વંતરાવ બોરાવકેએ ખૂબજ દાન ધર્મ વગેરે કરી, બહુ ઠાઠથી મહારાજની પૂજા કરી. યશ્વન્તરાવ એ મહારાજના ભક્ત છે. દરેક ઉત્સવમાં શક્તિ પ્રમાણે તેઓ પોતાના હિસ્સાનું ઉત્સવનું કામ આળસ વગર એકનિષ્ઠાથી તથા ભક્તિથી પાર પાડે છે, બીજે દિવસે મહાપ્રસાદ લઇ ભક્ત લોકો પાછા જાય છે.

આ ઉત્સવ પ્રસંગના અરસામાં મહારાજની ઝુંપડીની આજુબાજુએ એક ઉડતો પોપટ કેટલીક છોકરીની દૃષ્ટિએ પડ્યો. તેને તેઓએ પકડી એક પાંજરાંમાં પૂરી તે પાંજરૂં દહેરાંમાં ટાંગી મૂકયું. પાંજરાંમાં રાખ્યાં પછી પહેલાં પહેલાં તો તે પોપટ તેને નાંખવામાં આવતા દાણા પાણી ખાતો પીતો; પરંતુ કેટલેક દિવસે તે બીલકુલ ખાતો બંધ થઇ ગયો અને પાણી પણ પીતો નહોતો. આવી રીતે અન્ન પાણી વર્જ કર્યાથી તે પોપટ તદ્દન ક્ષીણ થતો ચાલ્યો અને એક દિવસે તેણે તે પાંજરાંમાંજ દેહ છોડ્યો. મહારાજ તે પોપટની હકીકત સાંભળી કહેતા કે, "તે તપશ્ચર્યા કરે છે." તેના મૃત દેહને વડના ઝાડ નીચે દાટ્યો અને તે જગ્યાએ મહારાજની આજ્ઞાથી શનિદેવનું એક ન્હાનુંશું દેવળ બાંધવામાં આવ્યું. દર શનીવારે તથા અમાવાસ્યાને દિવસે તે શનિદેવની પૂજા અર્ચા કેટલાક ભક્તો કરે છે.

સાઈબાબા સમાધિસ્થ થયાં પછી સુમારે એક વર્ષે, "આપણે હવે કાશી જવાના છીએ," એમ મહારાજ કહેવા લાગ્યા. કાશી જવામાં તેમનો ખરો હેતુ શો હશે તે કોઇનેજ સમજ પડી નહીં. એ વિષે કોઇ પૂછતું તો મહારાજ કહેતા કે, "સાઈબાબાના કાંઇક કાર્ય માટે મ્હારે ત્યાં જવાની જરૂર છે." મહારાજ કાશી જવાના છે એ વાતની ખબર પડતાંજ પુષ્કળ લોકો, "અમે આપની સાથે આવીએ છીએ," એમ મહારાજને કહેવા લાગ્યા અને ખૂબ લોકોએ મહારાજ માટે તથા બીજાં સત્કર્મ માટે કેટલુંક દ્રવ્ય પણ મહારાજને મોકલી આપ્યું. તે વખતે કોઇ કાંઇપણ દ્રવ્ય, કપડાં, ચાંદીનાં વાસણો વગેરે મહારાજ આગળ

મૂકતું તો મહારાજ તેનો સ્વીકાર કરતા નહોતા તેથી, બહારથી આવેલી બધી રકમ એક જગ્યાએ ભેગી કરી તેમાંથી કાશી ગયાં પછી દાન ધર્મ કરવાનું ભક્ત મંડળે ઠેરવ્યું. આ ભેગી કરેલી બધી રકમ રા. યશ્વન્તરાવ બોરાવકે પાસે અનામત રાખી. કાશી જવા માટે પચાસ સાઠજણા તૈયાર થયા અને મહારાજની તેમને તે માટે પરવાનગી મળી. બાપુસાહેબ જોગ, દાસોપંત ખાસનીસ, ગો. ક. દિક્ષીત, યશ્વન્તરાવ બોરાવકે તથા એમના ઉપરાંત ગામ માંના શંકર પાટીલ વગેરે પ્રમુખ મંડળી પોતપોતાના ખર્ચની સ્વતંત્ર રીતે તજવીજ કરી મહારાજ સાથે કાશી જવા તૈયાર થયા. પરંતુ મહારાજે તેમને કહ્યું કે, "પ્રથમ હું એકલોજ આગળ જઈશ અને પછી પંદર દિવસે તમો લોકોએ સાકોરીથી નીકળવું." મહારાજ કાશીમાં ક્યાં ઉતરવાના છે અને એમનો કાશીમાં કે'વી રીતે મેળાપ થશે એ વિષે મહારાજે કાંઇ પણ કહ્યાં શિવાય ફક્ત એટલુંજ કહ્યું, "હું તમને કાશીમાં ગમે ત્યાં મળીશ. ચિંતા કરવાનું કાંઈ કારણ નથી." ઠરેલે દિવસે સાથે કાંઈ પણ સામાન ન લેતાં, શરીરપરનાં ફક્ત એક કંતાણ સહિત મહારાજને એમની આજ્ઞા પ્રમાણે ભક્તજનોએ ચિતળી પહોંચાડ્યા. "મ્હને ફક્ત અંકાઇની (યેવલા અને મનમાડની વચ્ચેના સ્ટેશનની) ટીકીટ કહડાવી આપો" એમ મહારાજે કહ્યું અને તે પ્રમાણે અંકાઇની ટીકીટ કહડાવી આપી ભક્તોએ તેમને મનમાડની ગાડીમાં બેસાડી દીધા.

આ પછી મહારાજ કાશી ક્ષેત્રમાં ભક્ત મંડળને મળ્યા ત્યાં સુધીની હકીકત મહારાજ શિવાય બીજા કોઇને ખબર હોવાનો સંભવ નથી અને મહારાજના બોલવામાં પણ કદી તે હકીકતની બહુ વાત આવી નથી. જે થોડી થોડી ત્રુટક ખબર મહારાજે પ્રસંગોપાત કહી તે ઉપરથી નીચેની વાત તદ્દન ટુંકાણમાં આપીએ છીએ.

ચિતળી સ્ટેશનેથી નીકળી, મહારાજ અંકાઇ આગગાડીમાંથી ઉતર્યા. અંકાઇના ડુંગર ઉપર જઇ એમણે અગસ્તિ ઋષિનાં સ્થા-

નનાં દર્શન કર્યાં. પછી અંકાઇથી તે એકદમ ૐકારેશ્વર (માંધાતા) ગયા. મહારાજે પોતાની સાથે એક પણ પૈસો લીધો નહોતો તેથી આ પ્રવાસ એમણે પોતાનાં આત્મ સામર્થ્યથીજ અથવા કે'વી રીતે કર્યો તે તેમની તેમનેજ ખબર. પહેલાં ખડ્ગપુરથી નાગપુર એક રાત્રીમાં પાછા આવ્યા, તે પ્રમાણેજ આ વખતે તેઓ ગયા હોય તો કો'ને ખબર! ૐકારેશ્વરમાં એક બે દિવસ રહી પછી મહારાજ ઉજ્જન ગયા. ઉજ્જનમાં ક્ષિપ્રા નદીમાં સ્નાન કરી તેના તીર પર બેસી પોતાનું આન્હિક આટોપ્યું અને સંધ્યાકાળ સુધી ત્યાંજ બેસી રહ્યા. પછી મહાકાલેશ્વરના દર્શન લઇ તે રાત તેમણે તે દેવળમાં કહાડી. બીજે દિવસે સ્હવારમાં મહારાજ ઉજ્જનથી પ્રયાગક્ષેત્ર (અલ્લાહાબાદ) ગયા. ત્યાં ત્રિવેણી સંગમ ઉપર ધર્મ વિધિ આટોપી શહેરમાં જવા નીકળ્યા. જતાં રસ્તામાં એમને જોઇ એક મુસલમાનના મનમાં શું આવ્યું તે તેનેજ ખબર, તેણે એકદમ મહારાજના પગ પકડ્યા, અને પોતાને ઘેર આવી રહેવા માટે બહુ બહુ વિનવવા લાગ્યા. મહારાજે કહ્યું, "તમારૂં મ્હારૂં પહેલાંનું કાંઇ ઓળખાણ નથી છતાં તમો મ્હારે પગે પડી મ્હને ઘેર આવીને રહો એમ કહો છો એનું શું કારણ?" તે મુસલમાન બોલ્યા, "મ્હને આજ સુધી ખૂબ સાધુ સંતોના દર્શન થયાં હોવાથી આપ કોઈ પણ મહાત્મા છો એમ આપને જોતાંજ મ્હારૂં મન મ્હને ખાત્રીપુર્વક કહેવા લાગ્યું. મ્હારે હાથે આપની કાંઈ પણ સેવા થાય તે માટે આપ મ્હારે ત્યાં આવી રહો એવી મ્હારી આપને હાથ જોડીને પ્રાર્થના છે." તે ગૃહસ્થનો શબ્દ મહારાજથી તરછોડાયો નહીં. તેથી તેને ઘેર જવાનું એમણે કબૂલ કર્યું.

તે મુસલમાન ગૃહસ્થ ધાન્યના વ્હેપારી હતા. બજાર પેંઠમાં તેમની દુકાન હતી અને દુકાનના પાછળના ભાગમાંજ તે રહેતા હતા. ઘેર લઇ જઇ તેમણે મહારાજનું યોગ્ય આદર આતિથ્ય કરી ખાવા માટે કેટલાંક ફળો, મેવા મીઠાઇ, દૂધ વગેરે આપ્યાં. મહારાજે થોડું દુધ પીધું અને તેમના આગ્રહને લીધે તે દિવસ ત્યાંજ રહી કહાડ્યો, બીજે દિવસે સ્હવારેજ ઉઠી, "હું ગંગા ઉપર ન્હાવા માટે જઇને આવું છું." એમ તે મુસલમાનને

કહી મહારાજ ઘર બહાર નીકળ્યા. યમુનાના ઘાટ પરની અવર્ણ્-નીય નૈસર્ગિક શોભા જોતા જોતા ફરતાં ફરતાં યમુનાનું પાણી ઉંચે ચ્હડાવવા માટે બાંધેલા પંપહાઉસના કમ્પાઉંડમાં કેટલાક લોકોને કામ કરતા જોઇ, મહારાજ તે મજુર લોકોમાં ભળ્યા અને તેમની સાથે કામ કરવા લાગ્યા. સંધ્યાકાળ થઇ છતાં મહારાજ ઘેર પાછા આવ્યા નહીં, એ જોઇ તે મુસલમાન ગૃહસ્થ મહારાજની શોધમાં આખું ગામ ભટકયા, એટલે કે તેમને મહારાજ જડ્યા નહીં. શોધતાં શોધતાં સ્હેજ તે પંપહાઉસ આગળ આવ્યા અને જુએ છે તો મહારાજ મજુરોમાં કામ કરે છે! મહારાજ પાસે જઈ તેમને ઘેર આવવા માટે વિનંતી કરી અને ભાડાંનો ટાંગો કરી તે મહારાજને પોતાને ઘેર લઇ ગયા. થોડું દુધ વગેરે પી મહારાજ તે રાત ત્યાંજ એ મુસલમાનને ઘેર રહ્યા. બીજે દિવસે તે મુસલમાનના એક દેણુદારે તદ્દન અચાનક એક હઝાર રૂપીઆ પાછા લાવી આપ્યા. એ રૂપીઆ એક ગૃહસ્થ પાસે લ્હેણા હતા અને તે વસુલ થાય તે માટે તે મુસલમાને તેની ઉપર ફરીઆદ કરી હતી. તે ફરીઆદનો ચુકાદો મુસલમાનની વિરૂદ્ધ આવ્યો હતો અને તે રૂપીઆ તદ્દન ગયા એમ એ મુસલમાનને લાગતું હતું. પરંતુ નવાઈ જેવી વાત એ કે તે દેણુદારે પોતાની મેળે ઉપર પ્રમાણે તેનું દેવું ફેડયું. એટલે કે એ મહારાજની કૃપાનું પરિણામ છે, તે વગર સાપે ગળેલું માણેક ફરી મળવું અશકય, એમ તે મુસલ-માનને લાગે એ સ્વાભાવિકજ હતું. મહારાજને હવે ત્યાંજ રહે-વાનો તે મુસલમાન આગ્રહ કરવા લાગ્યા ત્યારે મહારાજે તેમને કહ્યું, " મ્હારાથી અહીં વધુ રહેવાય એમ નથી. મ્હારે કાશી જવાનું છે."

પછી મહારાજે ત્યાંથી એમનો મુકામ ઉપાડવાનો નિશ્ચય કર્યો, અને એક દિવસે મધરાતને સુમારે ત્યાંથી નીકળી તેઓ કાશી ગયા.

## પ્રકરણ ચોવીસમું.

### તીર્થયાત્રા.

પ્રયાગમાં જે રાત્રે મહારાજ ગુપ્ત થયા, તેને બીજે દિવસે પરોઢીઆંના શાંત વખતે મહારાજ કાશીની ગંગાના પુલની નીચે એક એકાંત જગ્યામાં આવ્યા. તે બાજુએ લોકોની ગર્દી નહોતી તેથી મહારાજને ત્યાં ગમી ગયું, અને અહીંજ ગંગા કિનારે આ એકાંત જગ્યામાંજ શ્રીસાઇબાબા સંબંધે આપણે જે કાંઈ કરવાનું છે. તે માટે આ યોગ્ય જગ્યા છે એમ વિચાર કરી, ચાર દિવસ સુધી અન્નપાણી વગર નિશ્ચલ સ્થિતિમાં તેઓ બેસી રહ્યા. તેટલા દિવસોમાં તેમની તે નિશ્ચલ સ્થિતિમાંજ ( અવસ્થામાંજ ) તેમની રીત પ્રમાણેનું સાઇબાબા તથા બીજા મહાત્મા માટે જે કાંઇ કર્તવ્ય ( કરવાનું ) હતું તે બધું કર્યું. પછી પાંચમે દિવસે નિશ્ચલ અવસ્થામાંથી નીકળી ગંગામાં સ્નાન કરી આખો દિવસ ફરી તેમને જે કર્તવ્ય કરવાનું હતું તે થઈ રહ્યાં પછી, મહારાજ સંધ્યાકાળને વખતે કાશી શહેરમાં ગયા. થોડો વખત આમ તેમ ફરતાં ફરતાં તેમની દ્દષ્ટીએ એક સંસ્કૃત પાઠશાળા પડી. તે પાઠશાળાના કમ્પાઉંડમાં એક બાજુએ વિદ્યાર્થીને રહેવા માટે એક મકાન બાંધેલું હોઈ બીજી બાજુએ મુખ્ય શાલાગૃહ હતું. તે મકાનની વચમાં એક સુંદર પાણીનો હોજ પણ હતો. આ પાઠશાળા નજરે પડતાંજ મહારાજ અંદર ગયા, અને શાલાગૃહમાં જઇને બેઠા. તે વખતે વિદ્યાર્થીઓ બહાર ગયા હતા. એટલામાં આ શાળાના કામપર દેખરેખ રાખનારા ગૃહસ્થ ત્યાં આવ્યા. મહારાજ તરફ જોતાંજ તે કોઇપણ સાધુપુરૂષ છે એમ લાગ્યાથી તેમણે પૂછ્યું, "મહારાજ, આપ અહીં કેમ બેઠા છો ?" મહારાજે ઉત્તર આપ્યો, "પાણી પીવાને અંદર આવ્યો છું. થોડી વિશ્રાંતિ ( વિસામો ) લેઉં છું." "ખુશીથી ફાવે તેટલો વખત બેસો. કાંઈ હરકત નથી." એટલું કહી, તે ગૃહસ્થ ચાલતા થયા. મહારાજ બેઠા હતા તેની સામેજ વિદ્યાર્થીઓને ખાવા બેસવા માટે પાકશાળા ( રસોડું ) હતી

તેથી અંદર રસોઇ કરતી સ્ત્રીને મહારાજ દેખાતા હતા. તે ગૃહસ્થ ગયાં પછી તે બાઇએ મહારાજને રસોડામાં બોલાવી લઇ બેસવા માટે એક પાટલો આપ્યો અને તે કાંઇક પૂછપરછ કરવા લાગી. એનો મહારાજે યોગ્ય જવાબ આપ્યો. પછી ત્યાંનું તેનું બધું કામ આટોપી મહારાજને તે પોતાને ઘેર લઈ ગઈ. તેનું ઘર ત્યાંના પ્રસિદ્ધ રામકૃષ્ણ દિક્ષીતના વાડામાં હતું. રામકૃષ્ણ દિક્ષીતને મહારાજ એ કોઈ મહાત્મા છે એમ વિચાર આવ્યાથી, રામકૃષ્ણ દિક્ષીતે તથા તે બાઇએ મહારાજની યોગ્ય વ્યવસ્થા ( તજવીજ ) કરી. પોતાના અધિકારની કોઇને ખબર ન પડે તે માટે મહારાજ ખબરદારી રાખતા હતા છતાંએ મહારાજ તરફ કેટલાક લોકોનું લક્ષ જઇ એ કોઇપણ યોગ્ય અધિકારી મહાત્મા છે એમ ઘણાં ખરાની સમજ થઈ તેથી કોઈ કોઈ દર્શનની ઇચ્છાથી મહારાજ પાસે આવવા લાગ્યા. વે. શા. સં. રામકૃષ્ણ દિક્ષીત મહારાજ સાથે વાત કરતા હતા ત્યારે તેમને મહારાજે કહ્યું, "ખૂબ લોકો આવવાના છે. માટે તેમને ઉતરવા માટે એક બે મ્હોટી મ્હોટી જગ્યાઓ જોઇ રાખો. "દિક્ષીતે પૂછ્યું, "કેટલા લોકો આવશે ?" મહારાજે કહ્યું, "કેટલા આવશે તેનું પ્રમાણ હાલજ કહી શકાય એમ નથી."

મહારાજે પોતાના ભક્ત મંડળને કહી રાખ્યા પ્રમાણે તે બધા લોકો પંદર દિવસે સાકોરીથી નીકળ્યા. તેવીજ રીતે મહારાજ કાશી ગયા એ વાતની ખબર પડી એટલે બીજી જગ્યાના મુંબાઈ, પુણા, ખડ્ગપુર, નાગપુર, કોલ્હાપુર વિગેરે શહેરોના પારસી, ઇરાની, બ્રાહ્મણ, મરાઠા, તેલંગી, મદ્રાસી, બંગાલી વગેરે અનેક જાતના હઝારો લોકોનો મેળો મહારાજના દર્શન માટે ભેગો થયો. મહારાજ રામકૃષ્ણના વાડામાં છે એમ તેમને રામકૃષ્ણ દિક્ષીત તરફથીજ સ્ટેશન પરજ ખબર પડી, અને તેમને માટે રામકૃષ્ણ દિક્ષીતે જે જગ્યાઓ જોઇ રાખી હતી ત્યાં તે લોકોને ઉતારો આપવા લઇ ગયા. સવસાહેબ સાઠે, બાપુસાહેબજોગ, વિનાયકરાવ, એકનાથરાવ વગેરે લોકોને—કેટલાકને વિઠોબાના મંદિરમાં, કેટલાકને આટાળેને ઘેર, કેટલાકને દિક્ષીતના વાડામાં ઉતરવાની

વ્યવસ્થા કરી; તથા નવરોજી શેઠ ફર્દુનજી શેઠ વગેરે પારસી લોકોની વ્યવસ્થા શ્રીમંત ભય્યા સાહેબના બંગલામાં કરી હતી. ભય્યા સાહેબનું નામ શિવરામ ભય્યા મહાજની હતું. તેમના ભાઈનું નામ જયરામભય્યા છે. કાશીમાં એ અત્યંત વજનવાળા, શ્રીમંત તથા ધાર્મિક રેશમી કપડાનાં વેપારી તરીકે પ્રસિદ્ધ છે. એમણે કાશીમાં સુંદર રામમંદિર બાંધ્યું છે.

પછી થોડા દિવસમાં મહારાજને નિમિત્તે અનેક ગામ ગામના ખૂબ લોકો ભેગા થવા માંડ્યા તેથી બીજા વાડા, જગ્યા વગેરે શોધી ત્યાં તેમની રહેવાની સવડ કરવી પડી.

રામકૃષ્ણના વાડામાં આવ્યાં પછી હવાપાણીની ફેર બદલીને લીધે મહારાજને સર્દી, ઉધરસ થયાં. ત્યાંની કેટલીક વૃદ્ધ સ્ત્રીઓએ એમને કાઢો તથા ઔષધ ચાલુ કર્યાં હતાં. બધા આવેલા લોકો મહારાજના દર્શન માટે રામકૃષ્ણ દિક્ષીતના વાડામાં આવવા લાગ્યાં. તે જગ્યા બહુ ન્હાની હોવાથી એક દિવસે મહારાજ ઉઠી બહાર નીકળ્યા. શહેરમાં પહેલાં કેટલોક વખત ફરી, પાસેના એક એક દત્તમંદિરમાં ગયા. પછી મંદિરને પાછળને બારણેથી બહાર નીકળી તેઓ મેદાનમાં આવ્યા. ત્યાં એક ગલીમાં પડી રહેલો બહુ વિશાળ ઉજ્જડ એક વાડો હતો. તે વાડામાં કોઈપણ પ્રકારની ઇમારત બાંધવામાં આવી નહોતી ત્યાં મારૂતીનું એક પડી ગયેલું ન્હાનું દેવળ હતું. તેનીજ પાસે એક જીર્ણ થઈ ગયેલી પત્રાંની ન્હાની ઝુંપડી હતી. તે ઝુંપડી નજરે પડતાંજ મહારાજ ત્યાં ગયા અને અંદર જઇ બેઠા. ઝુંપડીમાં તથા તે કમ્પાઉંડમાં બધે અત્યંત ગંધાતો કચરો પડ્યો હતો. ભક્ત લોકોએ તેમને ( ત્યાં ન રહેવા ) પુષ્કળ વિનવ્યા પરંતુ, " આપણે કાશીમાં છીએ ત્યાં સુધી અહીંજ રહીશું એમ મહારાજે કહ્યું. ત્યાંના કેટલાક લોકોએ, " તે ઝુંપડીમાં પિશાચની બાધા છે. ત્યાં કોઇની આવવાની છાતી નથી " વગેરે બહુ કહી જોયું. પરંતુ મહારાજે તેમનું પણ સાંભળ્યું નહીં. " જ્યાં પિશાચનો વાસો હોય તેજ જગ્યા આપણા રહેઠાણને યોગ્ય, " એમ તે બોલ્યા ત્યારે લોકો નિરૂપાય બન્યા અને તેમણે તે જગ્યા સાફ કરી, મહારાજ ના ના કહેતા હતા છતાં પણ તે

લોકોએ ત્યાં મંડપ ઉભો કર્યો. ત્યાં લોકો દર્શન માટે આવવા લાગ્યા. કાશીના લોકોને પોતાના ક્ષેત્રમાં દૈવી સંપત્તિવાળા સત્પુરૂષ આવ્યા છે એમ ખબર પડતાંજ ત્યાં સ્ત્રીપુરૂષોની ગરદી દિવસે દિવસે વધવા લાગી. કાશીના વિદ્વાન્ પંડિત અને વૈદિક લોકો મહારાજને દર્શને આવી એમનો ઉપદેશ તથા ધાર્મિક વિવેચન અતિશય ઉત્કંઠિત ચિત્તથી બેસી સાંભળતા એક વખતે મહારાજે દેહ અને દેહી, પ્રકૃતિ અને પુરૂષ વિગેરે ગુઢ વિષયોનું વિવેચન કર્યું તે સાંભળી પંડિત તથા વિદ્વાન લોકો ચકિત (સ્તબ્ધ) થઇ ગયા. આજ પર્યંત અમે ખૂબ અધ્યયન (અભ્યાસ) કર્યાં, શાસ્ત્ર ગ્રંથ તથા આચાર્યની ટીકાવાળા ગ્રંથ મનનપૂર્વક વાંચ્યા, પરંતુ આ ગુઢ વિષયોનું આટલું સ્પષ્ટ, આધાર સહિત અને અનુભવ જન્ય જ્ઞાન અમે મહારાજને મ્હોંએથીજ પ્રથમ સાંભળ્યું, એમ એ વિદ્વાનોએ કેટલીએવાર કબુલ કર્યું, એ મ્હોટા મ્હોટા વિદ્વાન્ પંડિત લોકો મહારાજને સાષ્ટાંગ-નમસ્કાર કરતા.

બાપુસાહેબ જોગ અને બીજા લોકો, રામકૃષ્ણ દિક્ષીત, ગોપીનાથ ભટ અને બીજા વિદ્વાન બ્રાહ્મણોને લઇ મહારાજપાસે આવ્યા. તેમણે મહારાજની ઇચ્છા પ્રમાણે ક'યા ક'યા વિધી કરવાના તે ઠેરવ્યા. ચૈત્ર સુદ એકમથી રામનવમી સુધી રોજ સ્હવારથી બાર વાગ્યા સુધી ચાળીસ વિદ્વાન વૈદિક બ્રાહ્મણો બેસાડી અધ્યાત્મ રામાયણ, ભગવદ્ગીતા, સપ્તશતી, વિષ્ણુસહસ્ત્રનામ, રામ ગીતાનાં પારાયણો કરાવી, ગાયત્રી પુરશ્ચરણ કરાવી, પછી આખરે શતચંડી વિધિ કરવો એમ ઠર્યું. આ બધું શ્રી સદ્ગુરૂ સાઇબાબા અને બીજા સમાધિસ્થ થયેલા સંતોના પ્રીત્યર્થે કરવાનું ઠેરવી, શ્રી વિઠ્ઠલ મંદિરમાં હોમ હવન કરવાનું બધું સાહિત્ય બાપુસાહેબ વગેરે લોકોએ મહારાજનાં કહ્યાં પ્રમાણે લાવી કુંડ વગેરે તૈયાર કરાવી અનુષ્ઠાનની જગ્યાએ સાઇબાબા વગેરે સત્પુરૂષોના ફોટા મૂકયા. બ્રાહ્મણોએ અનુષ્ઠાન માટે બેસવા માટે હદ્દ કરી (બાંધી) લઇ એકમથી કાર્યની શરૂઆત કરી. રોજ હવિર્દાન કર્યા પછી અનુષ્ઠાન

માં બેઠેલા બ્રાહ્મણોનું ભોજન થતું; ત્યાર પછી મહારાજના ભક્ત મંડળનું ભોજન થઇ અન્નદાન કરવામાં આવતું. આવો કાર્યક્રમ રામનવમી સુધી ચાલ્યો હતો. રોજ જુદાં જુદાં પકવાન્નો કરવાનું નક્કી કર્યું હતું. છેલ્લે દિવસે દાન આપવા માટે, પચાસ ગાયો વાછરડાં સહિત વેચાતી લઇ રાખી હતી તે દાન કરી. મ્હોટા મ્હોટા પૈસાવાળાઓને, શ્રદ્ધાવાળાઓને અથવા તો યાત્રાળુઓને આવી રીતની શતચંડીનો વિધિ ગોદાન તથા હઝારો પાત્રો રોજ જમે એવું અન્નદાન એ બધી વાતો સાધ્ય નથી, પરંતુ મહારાજે ફક્ત પોતાની ઇચ્છાથી આ બધી વાતો કરી (સાધ્ય બનાવી).

એક બાજુએ અનુષ્ઠાન ચાલતું હતું અને બીજી બાજુએ મહારાજના દર્શન માટે લોકોનાં ટોળે ટોળાં આવ્યાં કરતાં, એવો તે વખતનો અપૂર્વ દેખાવ હતો દર્શને આવનારા ભાવિક લોકોને મહારાજ કહેતા, “કાશી એ આદ્ય પવિત્ર સ્થાન, તેમાં રહેનારા તમો પુણ્યવાન્ લોકો. તમારાં દર્શન માટે હું ખાસ આવ્યો છું. મ્હારેજ તમને નમસ્કાર કરવાના, પણ ઉલટા તમોજ મ્હને નમસ્કાર કરો છો એ શું?” ત્યારે એક જણે ઉત્તર આપ્યો, “મહારાજ, કાશી એ પવિત્ર અને પાપમોચન સ્થાન છે એ ખરૂં, પરંતુ એવાં કેટલાંક પવિત્ર તીર્થો સત્પુરૂષના પગ આગળ વાસ કરે છે, તેથીજ આપનાં પવિત્ર ચરણ તીર્થનાં વંદન કરવા અમો આવીએ છીએ.”

કાશીના ચુનીલાલ વૈદ્ય અને શિવરામભય્યા મ્હોટા પૈસાદાર શેઠીઆ મહારાજના દર્શન માટે સ્હવારે તથા સાંજે આવતા. શિવરામ ભય્યાના ભાઇ જયરામભય્યાને અર્ધાંગ વાયુ (લકવો) થયાથી તેમનાથી ઉઠીને પણ બેસી શકાતું નહોતું. મહારાજની કીર્તિ સાંભળી તેમને દર્શને જવાનું એમના મનમાં વારંવાર આવતું. આખરે ચાર નોકરોએ તેમને ઉંચકી ગાડીમાં નાંખ્યા અને મહારાજને દર્શને લઈ આવ્યા. તેમણે મહારાજને નમસ્કાર કર્યા અને અત્યંત કરૂણસ્વરે જયરામભય્યા બોલ્યા, “મહારાજ મ્હને અર્ધાંગવાયુ થયો છે અને મ્હારી અંતરની ઇચ્છા છે કે

આપના દર્શન લેવા રોજ આવું. માટે ગમે તેમ કરો પણ મ્હારી આટલી ઇચ્છા પૂર્ણ કરો." ત્યારે મહારાજે કહ્યું, ઠીક ત્યારે આવતી કાલથી આવતા જાવ, પરંતુ ગાડીમાં ન આવતાં પગે ચાલતા, કોઇની મદદ લીધાં શિવાય આવવું જોઇએ." એ સાંભળીજ જયરામ ભૈયા આશ્ચર્યથી બોલ્યા, "મહારાજ એ કેમ બને? મ્હને ઉંચક્યાં શિવાય મ્હારાથી બેસાતું નથી; તો હું કે'વી રીતે ચાલીશ?" તે ઉપરથી મહારાજે કહ્યું, "મ્હારી પાસે આવવું હોય તો ચાર નોકરોની મદદ લઇ ચાલતા આવો, નહીં તો બીલકુલ આવતાજ નહીં." મહારાજના આ'વા ઉત્તરથી જયરામભય્યાથી કાંઇ બોલાયું નહીં. તો એ મહારાજની આજ્ઞા પ્રમાણે આવતી કાલથી ચાલતા આવવાનો એમણે નિર્ધાર (નિશ્ચય) કર્યો અને તે પ્રમાણે બીજે દિવસે ખૂબ મહેનતે મહારાજનું નામ લેતા લેતા પગેજ ચાલતા લાકડી અને નોકરોની મદદથી તેઓ મહારાજના દર્શન માટે આવ્યા. પછી થોડે દિવસે નોકર વિના ફક્ત લાકડીને ટેકે અને પહેલા કરતાં સ્હેજ વધુ ઝડપથી ચાલી આવવા લાગ્યા. આ જોઇ ત્યાંના લોકોને બહુ અચંબો થવા લાગ્યો અને મહારાજની અઘટિત શકિતનો પ્રભાવ લોકોમાં પ્રસરવા માંડયો.

રામ નવમીને દિવસે મ્હોટો ઉત્સવ રામ જન્મોત્સવ કર્યો. મહારાજની ઝુંપડી આગળ વાજાના નાદ સહિત તે ઉત્સવ ખૂબ ઠાઠથી ઉજવાયો. મહારાજની પૂજા અને આરતિ કરી મ્હોટો ભોજન સમારંભ થયો. ભકતોએ ગોર ગરીબોને અન્ન વસ્ત્ર અને દ્રવ્યનાં દાન અઢળક હાથે કર્યાં. બ્રાહ્મણોને યથાયોગ્ય દક્ષિણા આપવામાં આવી. સાધુ સંન્યાસી, વૈરાગીઓને અન્ન વસ્ત્ર તથા દ્રવ્યદાન કર્યાં. આ ઉત્સવ પ્રીત્યર્થે ભકતોએ હજારો રૂપીઆ ખર્ચ્યા એ તેમની ભકિતનું ચિન્હજ હતું. રાત્રે કીર્તન ગાન તાન પણ કર્યાં

તે ઉન્હાળાના દિવસ હતા. તેસાંએ કાશીનો ઉન્હાળો એટલે અત્યંત સખત અને મહારાજ જે પત્રાંની ઝુંપડીમાં બેસતા હતા તેમની ઉપરનાં પત્રાં સ્હેજ હાથ પહોંચે એટલાં પાસે ઉંચા હતાં તેથી તે પત્રાં તપી તેનો એટલો ત્રાસ થતો કે કોઇ પાસુ

ત્યાં બેસી કે ઉભું રહી શકતું નહીં. પરંતુ મહારાજ તો આખો દિવસ તે પત્રાંનો તાપ સહન કરી અંદર એક ન્હાનો ખાટલો હતો તે ઉપર પડી રહેતા. ઉપરાંત ખાટલો દોઢ બે હાથ ઉંચો હોવાથી પત્રાંની વધારે પાસેનો તાપ મહારાજ પોતાને શરીરે સોસતા.

આ'વી રીતે બધો ઉત્સવ પાર પડ્યો. વે. શા. સં. યજ્ઞેશ્વર શાસ્ત્રી દિક્ષીત બહુ માનથી મહારાજના ચરણ આગળ બેસી રોજ રાત્રે વેદાંતના ગ્રંથોનું વાંચન કરતા અને મહારાજનો ઉપદેશ ગ્રહણ કરી તેમના ચરણને નમસ્કાર કરતા. રાવસાહેબ સાઠેએ એક રાત્રે બ્રાહ્મણો પાસે મહારાજની ઝુંપડી આગળ મંત્ર જાગરણ કરાવ્યું અને બ્રાહ્મણોને યથાસાંગ દક્ષિણા આપી બધાને સંતુષ્ટ કર્યા. યશ્વન્તરાવ, શંકર પાટીલ વગેરે સર્વ જણાએ આ ઉત્સવમાં અત્યંત મહેનત કરી.

પુનમ સુધીમાં ઉત્સવનું બધું કામ પૂરૂં થયું એટલે, "જેમણે જવું હોય તેમણે જવું." એમ મહારાજે કહ્યું, ત્યારે લોકોએ, "મહારાજ, તમો કયારે આવશો? એમ પૂછ્યું ત્યારે તે બોલ્યા, "હું જેમ એકલો આવ્યો તેમજ એકલો બધાંની પછી આવીશ." આથી સઉ લોકો પોતપોતાની સવડ પ્રમાણે પાછા ફર્યા. ખાસનીસને પણ મહારાજે જવાનું કહ્યું, પરંતુ તે કાંઇ સાંભળે નહીં તોએ મહારાજે ફરી આગ્રહ પૂર્વક કહ્યું છતાં મહારાજના ચરણ છોડી જવાની તેણે ના પાડી. સાંભળતાજ નથી એમ જોઇ મહારાજ બોલ્યા, "ઈશ્વરની જેમ ઇચ્છા હોય તેમ કરો."

ઉપર પ્રમાણે મહારાજે ખાસનીસને જવા માટે કહ્યું તે પહેલાંજ એક દિવસે બાપુસાહેબ જોગને ખાસનીસે કહ્યું, "બાપુસાહેબ, ગમે તે જાય તો પણ તમારે પાછળ રહેવું પડશે, અને મ્હારે માટે તમારે બહુ કઠણ પ્રસંગ આવનાર છે એવી રીતનું મ્હારૂં ભવિષ્ય મ્હને પક્કેપણે સમજાઇ ગયું છે. "બાપુસાહેબ બોલ્યા, "તમારા બોલવાનો અર્થ મ્હને સમજાયો નહીં." ખાસનીસે કહ્યું, "ન સમજાયો હોય તો સમજાશે." એ ઉપરથી ખાસનીસનાં બોલવા ઉપરથી તેમનું આગળનું ભવિષ્ય તેમને બરોબર સમજાયલું હોવું જોઇએ. ખાસનીસને તેમનું ભવિષ્ય

પહેલેથી સમજાયું તેથી તેમના પર મહારાજની કૃપા હોવી જોઇએ અને તેથીજ મહારાજે જવા માટે ગમે એટલું કહ્યું પણ તેમણે તે સાંભળ્યું નહીં. "કાશીક્ષેત્રમાં, તેમાંએ મહારાજના સાનિધ્યમાં જે કાંઇ પોતાનું થવાનું હોય તે થાવ," એવો મનમાં વિચાર કરી તે ગયા નહીં. પછી એક બે દિવસો વીત્યા નહીં એટલેજ તેઓ માંદા પડ્યા. તે વખતે ઘણા ખરા લોકો પાછા ફર્યા હોઇ, બાપુસાહેબ, દુર્ગાબાઇ, માંદા ખાસનીસ અને તેમનાં પત્ની લક્ષ્મી-બાઇ એટલાંજ પાછળ રહ્યાં હતાં.

માંદા પડતાંજ ખાસનીસે ખાવા પીવાનું એકદમ વર્જ્ય કર્યું. તેમને ખૂબ તાવ હતો છતાં તેમની વૃત્તિ આનંદી હતી. ચુની-લાલ વૈદ્ય તથા બીજા ડૉકટરોએ એમને તપાસી નવજ્વર હોયાંનો મત આપ્યો. પરંતુ ખાસનીસ ઔષધ લે નહીં! નવ દિવસ સુધી તે પૂરેપૂરા શુદ્ધિમાં હતા એટલુંજ નહીં પણ એવા સીતમ તાવમાં પણ મહારાજ જ્યારે જ્યારે એમની ખબર કહા-ડવા જતા ત્યારે તે ઉઠીને બેસતા, તેમને ભક્તિ પુરઃસર નમ-સ્કાર કરતા અને તેમની સાથે વાત કરતા. મરણની આગળની રાતે તેમણે પોતાની સ્ત્રીને કહ્યું, "આવતી કાલે હું તમને આ જગ્યાએ દેખાવાનો નથી. હવે પછી તું મહારાજની હંમેશ સેવા કરજે. મ્હેં આજસુધી અંતઃકરણ પુર્વક મહારાજની સેવા કરી, તેનું મ્હને આ ફળ મળે છે. આવા પવિત્ર ક્ષેત્રમાં સદ્‌ગુરૂચરણ નજીક મ્હારૂં મૃત્યુ થશે એ મ્હારૂં પરમ ભાગ્ય! એ મ્હારી મુક્તિ." તેમના આ બોલવા પ્રમાણેજ બીજે દિવસે મહારાજ પાસે બેઠા હતા તેમની સાથે બોલતાં બોલતાં મહારાજના શબ્દ સાંભળવામાં ચિત્ત ગુંગ થયું હતું તે વખતેજ સૂર્યોદય વખતે તેમનું દેહાવસાન થયું!!!

ખાસનીસ જે કાંઈ બોલ્યા હતા તેનો અર્થ હવે બાપુસા-હેબના લક્ષમાં આવ્યો. તેમણે ખાસનીસના મૃતદેહ પર ગંગા કિનારે અગ્નિ મૂકયો; અને મહારાજની આજ્ઞા પ્રમાણે પંદર દિવસ બ્રાહ્મણો પાસે તેમની બધી વિધી કરાવી તેમને નામે

દાન ધર્મ પણ કર્યાં. મહારાજે અને બાપુસાહેબે લક્ષ્મીબાઇનું પુષ્કળ પ્રકારે સાંત્વન કરી, "**काश्यां मरणान्मुक्तिः**" વગેરે વાક્યના તથા ભગવદ્‌ગીતાના કેટલાંક વાક્યના આધારથી ખાસનીસને મુક્તિપદ મળ્યાંની ખાત્રી કરી આપી. પછી તરતજ મહારાજની આજ્ઞાથી બાપુસાહેબ, લક્ષ્મીબાઇ વગેરે જે લોકો પાછળ બાકી રહ્યાં હતાં તે પાછા સાકોરી ગયાં. ફક્ત મહારાજ અને દુર્ગાબાઇ કાશીમાં રહ્યાં. તેઓ બીજો એક મહિનો ત્યાં રહ્યાં હતાં. તે ઉન્હાળાના દિવસો હતા. દહાડે દહાડે ગરમી વધવા લાગી; મહારાજ હતા તે ઝુંપડી સળગેલી ભઠ્ઠી પ્રમાણે લાગતી. તે જગ્યા છોડી થંડકવાળી જગ્યામાં આવી રહેવા માટે કાશીના લોકો તેમને એક સરખા વીનવતા હતા; પરંતુ "કાશીમાંથી હવે અમો જલદીજ જવાના છીએ તો થોડા દિવસ સારૂ શા માટે જગ્યા બદલવી?" એમ કહી મહારાજે તે ઝુંપડી છોડી નહીં. તે એકલાજ તે તપી જતી, શરીરના લોહીનું પાણી કરનારી, ઝુંપડીમાં બેસતા છતાં ત્યાંએ દર્શન માટે એક સરખા લોકો આવ્યાંજ કરતા.

મહારાજ કાશીમાંથી જનાર છે એ વાતની ખબર પડતાંજ ચુનીલાલ વૈદ્ય શિવરામભય્યા અને બીજા લોકો મહારાજનો ફોટો લેવા માટે ખુબ આગ્રહ કર્યા કરતા હતા. પછી એક દિવસે તે કમ્પાઉંડમાં, જે બિલ્લીના ઝાડના ઉન્હાળાને લીધે પાંદડાં ખરી પડ્યાં હતાં અને નવાં પાંદડાં આવવાની શરૂઆત થઇ હતી તેની નીચે સંધ્યાકાળે પાંચ વાગે સ્હેજ બેસી લોકો સાથે ઉપદેશની કાંઇક વાતો કરતા હતા તે વખતે ફોટોગ્રાફરે મહારાજનો ફોટો લઇ લીધો. આ ફોટો પણ બધે પ્રસિદ્ધ છે. મહારાજ કાશીથી દુર્ગાબાઇ સાથે રેલ્વે માર્ગે નીકળ્યા, ત્યારે તેમને સ્ટેશનપર મૂકવા માટે અસંખ્ય લોકો ભેગા થયા હતા. મહારાજ ગયામાં આવ્યા, ત્યાં વિષ્ણુપદનાં દર્શન, ફલ્ગુ નદીમાં સ્નાન તથા બીજી ધાર્મિક વિધી કરી મહારાજ ફરી દુર્ગાબાઇને લઇ કાશીમાં પાછા આવ્યા. ત્યાં એકાંતમાં ત્રણ દિવસ રહી તે ત્યાંથી નીકળ્યા અને અયોધ્યા આવ્યા. તે પુરાણ પ્રસિદ્ધ સ્થળમાં આવી, સરયૂ નદીમાં સ્નાન કરી, બધી વિધિ આટોપી, રામદર્શન લઇ, અનેક તીર્થો, કુંડો અને



શ્રી ઉપાસની મહારાજ

( કાશીમાં લેવાયલો ફોટો )

જગ્યાઓ જોઇ, દુર્ગાબાઇએ કબીરમઠમાં કબીરપંથી લોકોને દ્રવ્ય-દાન આપ્યું. બાપુસાહેબે કાશીથી નીકળતી વખતે દુર્ગાબાઇની પાસે દ્રવ્યનિધિ આપ્યો હતો. તે દ્રવ્યમાંથી તેણીએ ગયા, અયોધ્યા વગેરે ઠેકાણે દાનધર્મ કર્યો. ત્રણ દિવસ તે અયોધ્યામાં હતાં ત્યાં સુધી દુર્ગાબાઇ વાંદરાને ચણા વહેંચતાં, રામસ્થાન ઉપર એકજ જગ્યા ઉપર રામમંદિર અને મસીદ હોયાંનો અદ્વૈત દેખાવ જોતાં મહારાજને તે સ્થાન ઘણું રમણીય દેખાવા લાગ્યું. તે બેઉ પવિત્ર જગ્યાએ જઈ મહારાજે દેવ દર્શન લીધાં.

એક વખતે મહારાજ સરયૂ નદી ઉપર સ્હવારમાંજ સ્નાન કરવા ગયા હતા ત્યાં કોઇક ગામની એક વિધવા બાઇ પોતાની પાસેનું ન્હાનું પોટલું ઘાટપર મૂકી નદીમાં સ્નાન માટે ઉતરી. તીર્થના ઉપાધ્યાય તેને માટે મંત્રો બોલી રહ્યા છે, એટલામાં કેટલાક વાંદરાઓનું ટોળું આવ્યું. તેમાંથી એક વાંદરાએ તે બાઇનું પોટલું સ્હેજ ઉપાડી લીધું અને પછી તે ટોળું કયાંનું કયાં દૂર નીકળી ગયું. આ જોઇ તે સ્ત્રી બહુ શોક કરી રડવા લાગી. તે પોતાના પતિને, માબાપને બ્રાહ્મણના મંત્રદ્વારા પાણી આપતી હતી તે તરફ તેનું લક્ષ ચોંટતું નહોતું. તે બ્રાહ્મણે પણ તેને પુષ્કળ સમજાવી, ‘વાંદરાના હાથમાં ગયેલું ફરી મળવું શકય નથી. અહીંના વાંદરા બહુ પરાક્રમી હોઇ ઘણાંનાં તે આવી રીતે લઈ જાય છે.’ તે બાઇ બોલી, હું મ્હારે ગરીબ, મ્હારી પાસે જે કાંઈ થોડું ઘણું હતું તે બધું પોટલામાં ગયું. હવે હું ગામ પાછી કેવી રીતે જાઉં ? રેલ્વે ટીકીટના પૈસા કયાંથી આપું ? વગેરે બોલતી બોલતી બહુજ શોક કરવા લાગી. આ બધો પ્રકાર જોઇ તે બાઇની તે સ્થિતિ લક્ષમાં લઇ મહારાજ બોલ્યા, “બાઇ, જવા દો ગયું તો. તમો પણ દેવદ્વારમાં, તીર્થને કિનારે મંહાનદીમાં ઉભાં છો. તમારા બાપદાદાઓને, તમારા પાતરાજને પાણી આપો છે તે વખતે તે ગાંસડી રામના દૂતોજ લઇ ગયા તેથી તમારા બાપદાદાના તથા પતિદેવના પાપનું પોટલું ગયું એમ સમજો એમાં શું ખરાબ થયું ? આ’વા પુણ્યક્ષેત્રમાં આવી પાપની ગાંસડી તો જવી જોઇએ. માટે તમો શોક ન કરતાં તમારા

હાથમાં પાણી આપવાનું જે કામ છે તે ચાલુ રાખો.” તે બાઈ બોલી, “અમો ગરીબનું એટલુંજ હતું તેથી અમને તેનુંજ મહત્વ. હવે મ્હારી પાસે ખાવાને પણ પૈસો નથી.” મહારાજ બોલ્યા, “તમારી ગાંસડીમાં કાંઈ વસ્તુઓ હતી કે?” બાઇ બોલી, “હા, મ્હારૂં મ્હારે ગરીબનું ખાવાનું હોઇ, પૈસા, કેટલીક નોટો તથા મ્હારા જીવ પેઠે સંભાળેલી કેટલીક ચીજો હતી.” મહારાજ બોલ્યા, “જે ખાવાની ચીજો હશે તે તે વાંદરા ખાશે અને બાકીની ગાંસડી દેવ તેને બુદ્ધિ આપશે તો એમને એમ અહીં આણી મૂકી દેશે. તું બ્રાહ્મણના મંત્ર તરફ લક્ષ આપ. ચિન્તા ના કર,” તે ન્હાવાનું તથા પાણી આપવાનું (તર્પણનું) કામ બ્રાહ્મણ મારફતે પુરૂં કરે છે એટલામાંજ તે વાંદરાઓએ કાંઈ થોડું ચૂંથી ખોળી નાંખેલું તે પોટલું જ્યાંથી ઉપાડી ગયા હતા તેજ જગ્યા ઉપર લાવી મૂકયું અને તે ટોળું ચાલતું થયું. બાઇના બધા પૈસા વગેરે તેમાં હતા એ જોઈ તે બાઇને આનંદ થયો. ખાવાની ચીજોજ ફક્ત તેમાં નહોતી.

અયોધ્યાથી નીકળી મહારાજ અલ્લાહબાદ આવ્યા. યમુનામાં સ્નાન કરી ત્યાંના તીર્થો કર્યા; પછી ત્રણ દિવસ તે પવિત્ર સ્થળમાં રહી તે સ્ટેશન ઉપર આવ્યા. તેમણે ત્રીજા વર્ગની ટીકીટ લીધી હતી, પરંતુ ગાડીમાં જગ્યા ન હોવાથી પોલીસે એમને બીજા વર્ગના ડબ્બામાં બેસાડ્યા. મનમાડ સુધી તેઓ એજ ડબ્બામાં પ્રવાસ કરતા હતા છતાં રેલ્વેના કોઇપણ અધિકારીઓએ તેમને કાંઇ પૂછ્યું નહીં. મનમાડ ઉતરી મહારાજ દુર્ગાબાઇ સાથે દૌલતાબાદ ગયા અને ત્યાંથી તેઓ વેરૂળના ઘૃષ્ણેશ્વર નામના શિવલિંગના દર્શને ગયા. ત્યાં એક દિવસ રહી ત્યાંની જોવા જેવી કોતરકામ વાળી ગુફા જોયાં પછી ફરી મનમાડથી ચિતળી જવાને નીકળ્યા. મહારાજ ચિતળી સ્ટેશન ઉપર આવ્યા ત્યારે રાત્ર થઇ હતી. આખી રાત તે સ્ટેશનપરજ રહ્યા. પરંતુ ટાંગાવાળાઓએ ત્યાં એમની સારી વ્યવસ્થા રાખી હતી. બીજે દિવસે સ્હવારે તે ટાંગામાં સાકોરી આવી પહોંચ્યા.

મહારાજ કાશીથી આવ્યા પછી ઠેકઠેકાણેના લોકોને મહારાજ કાશીથી પાછા આવ્યા છે એની ખબર પડ્યાથી, સેંકડો, હજારો લોકો, અનેક ગામોથી દર્શન માટે સાકોરી આવવા લાગ્યા. તેમાં પારસી, મુસલમાન, બ્રાહ્મણ, હિન્દુ વગેરે વગેરે ઘણા ખરા બધી જાતના લોકોની અવરજવર શરૂ થઇ. ચિતળી સ્ટેશનથી સાકોરી દસ માઇલ છે. સાકોરી આવવા માટે પહેલાં પહેલાં સ્ટેશન ઉપરથી આવવાને બળદગાડી ટાંગા વગેરે કાંઇ મળતાં નહોતાં. કોઇને નસીબે જો કોઈ ખેડુતનો ખટારો મળી જતો તો તેમાં બેસીને આવતા; નહીં તો તો ઘણા ખરાને પગે ચાલતાં આવવું પડતું. પારસી સ્ત્રીઓને તેમજ કેટલાક શ્રીમંત સ્ત્રીપુરૂષોને પગે ચાલવાની ટેવ નહોતી છતાં મહારાજનું નામસ્મરણ કરતા તેઓ તડકામાં ચાલતાજ સાકોરી સુધી આવતાં. એક ટપાલનો ટાંગો ચાલુ હતો તેમાં ત્રણ ચાર માણસો કરતાં વધારે આવી શકતાં નહોતાં; ત્યારબાદ ધીમે ધીમે એક બે બળદગાડીઓ સ્ટેશન પર હાજર રહેવા લાગી; પછી કેટલેક દિવસે વધારે વધારે લોકોની અવરજવર શરૂ થયાથી એક બે ટાંગા પણ તૈયાર થયા. આવી રીતે કોઇક ટાંગામાં, કોઈક બળદગાડીમાં અને કોઈ કોઇ પગે ચાલીને પણ આવતા. હાલ તો બે ત્રણ મોટરો પણ શરૂ થઇ છે. સાકોરી આવ્યા પછી સેંકડો ભલા, ન્હાના મ્હોટા શ્રીમંત લોકો આવવા લાગ્યા. પરંતુ તેમની રહેવાની અને ખાવાની વ્યવસ્થા સાકોરીમાં નહોતી. તે વખતે મહારાજ પારસી વગેરે શ્રીમંત લોકોને કહેતા કે, "ત્હમો મ્હોટા મ્હોટા લોકો, તમો પુણ્યવાન્, તમોને ઇશ્વરે મ્હોટાંપણાંનો અધિકાર આપ્યો છે, સરકારમાંથી તમને મ્હોટી મ્હોટી પદ્વી મળી છે. તમો લોકો તમારા ઘરમાં બધા પ્રકારની સવડવાળી સ્થિતિમાં તથા સુખમાં રહેનારા છો, છતાં હું એક નહીં જેવો, સાધારણ માણસ જેવો માણસ, મ્હારાં દુઃખકારક પ્રારબ્ધને લીધે અનેક પ્રકારની દુર્દશા ભોગવતો પડ્યો છું, મ્હારામાં કોઈ પણ પ્રકારની વિદ્યા નથી, ગુણ નથી, મ્હોટાપણું નથી, પરોપકારનું સામર્થ્ય નથી, સર્વ પ્રકારે દરિદ્રી છું; તો એ'વો જે હું, તેને દેવ સમજી દર્શને આવ્યા

કહો છો તેથી મ્હને મનમાં બહુ દીલગીરી થાય છે અને શરમ લાગે છે. તમો લોકો દેવ જેવા, તમારા આગળ હું શું અને કે'વી રીતે બોલું તે પણ મ્હને સમજાતું નથી. તમારૂં કંઇ રીતે માન રાખવું એ પણ મ્હને સમજાતું નથી. હું પોતે ફક્ત નચીંજ છું, તેથી તમારી યોગ્યતા પ્રમાણે કાંઈ બેસવા આપવું કે ઉપહાર માટે ચ્હાપાણી વગેરે આપવાં, એવી રીતનું કોઇપણ ન્હાનું મ્હોટું આપના જેવું આવે તો આદર સત્કાર મ્હારાથી થતો નથી. હું આ જંગલમાં કોઇને ઉપયોગ નહીં એ'વી ગંદી પડી રહેલી જગ્યામાં મ્હારાથી કોઇને ઉપદ્રવ થાય નહીં એ હેતુથી એક બાજુએ પડી રહ્યો છું. તો આવી ગંદી જગ્યામાં આપ હવે કયાં રહેશો, કયાં બેસશો, કયાં ખાશો, કયાં પીશો, એ'વી રીતની તમો લોકો માટે મ્હને ચિંતા થવા માંડી છે. આસપાસ તમારે રહેવાને, રોકાવાને કયાંઇ જગ્યા નથી, ખાવાને કાંઈ ઠેકાણું નથી" વગેરે વગેરે મહારાજે કહ્યાથી તેમાંના કેટલાક આબરૂદાર મ્હોટા લોકો કહેવા લાગ્યા, "મહારાજ અમો અથવા અમારા જેવા ગરીબ શ્રીમંત જે જે કોઇ આવે છે અને આવે તે અમો લોકો કાંઇ અહીંઆ રહેન કરવા કે એશઆરામ કરવા માટે વા અમારી સગવડ જોવા માટે કે નીરાંતે ખાવા પીવા માટે આવ્યા નથી અને આવશું પણ નહીં. અમો ઘેર અમારાં સારાં માઠાં નશીબ ને લીધે જન્મોજન્મ સુખદુઃખ ભોગવતા આવ્યાજ છીએ. તે અમારાં સારા માઠા નશીબનો આપનાં ચરણ આગળજ નિકાલ થઈ (અંત આવી), આ ખોટા જગત્‌માંથી છૂટી, અખંડ ઈશ્વરના ચરણનો અથવા તો આપના જેવા મહાત્માઓનો લાભ મળે, એટલા માટેજ ફાવે તેટલા પૈસા ખર્ચી, દૂરદૂરથી અમો લોકો આવીએ છીએ અને સેંકડો લોકો આવે છે. માટે આપ ગમે ત્યાં બેઠા હો તે જગ્યા ગમે તેવી હોય તોપણ તે અમને વૈકુંઠ ભૂમિ જેવી છે. તમારા પગ આગળજ અમો છીએ તેથી ગમે તે પ્રકારની અડચણ હોય તોપણ તેનું અમને કાંઇ લાગતું નથી; બધું સવડભર્યુંજ છે એમ અમને લાગે છે. આપના દર્શનનો જેમને જેમને લાભ થયો તે બહુ ભાગ્યશાળી છે એવી અમારી પક્કી ખાત્રી થઇ છે. જેમને

જેમને આપના દર્શનનો લાભ થયો છે એવા ઘણાએ લોકોને સાક્ષાત્કાર થઈ તેમનો ઈષ્ટ હેતુ પૂર્ણ થયાની અમને ખબર છે અને અમારા હૃદયમાં પણ આપને માટે પૂર્ણ ખાત્રી થઇ છે; માટે આપના સહવાસમાં અમને કોઇપણ જાતની તકલીફ થાય તો તે સહન કરવામાં અમને આનંદ આવે છે. જગત્ માટે આપ આપના શરીર તથા જીવને ન લડાવતાં ફાવે તેવાં દુઃખ કષ્ટો સહન કરી કડક તપશ્ચર્યા કર્યા કરો છો, એ'વી એકંદર આપની સ્થિતિ લક્ષમાં આવ્યાથી અમો જાણીએ છીએ કે આપના જેવા યોગી પુરૂષ હાલના કાળમાં જોવામાં અથવા સાંભળવામાં નથી. આપનું વર્ણન જેટલું કરીએ તેટલું થોડુંજ છે, માટે આપ કાંઇ ચિન્તા ના કરો. અમારી ઇચ્છા હશે તેટલા દિવસો અમો ગમે ત્યાં ખાઇશું પીશું. અમારે લાયક જે સેવા હોય તે બજાવવા અમો તૈયાર છીએ," મહારાજ બોલ્યા, "તમો સેવા કરવા તૈયાર છો. પરંતુ સેવા કરાવી લેવાની મ્હારી લાયકી તો જોઇએ. વળી સેવા કરાવી લેવા જેવું મ્હારૂં કાંઈજ રહ્યું નથી. તેથી મ્હારૂં પોતાનું કાંઇ કામ કરવાનું તમો કહેતા હો તો મ્હારૂં કાંઈ કામજ નથી અને તમો લોકો પાસેથી મ્હારે કાંઈ ઉપયોગ કરી લેવા જેવું કાંઇજ નથી. તેથી હું પણ મ્હારી સેવા તરીકેનું શું કામ તમને કહું ?" કોઇક મહારાજ આગળ પહેલાંજ અથવા તો જતી વખતે નોટો રૂપીઆ મૂકતા હતા તે જોઇ મહારાજ કહેવા લાગ્યા કે, "આ મ્હારા આગળ ન મૂકો. આ નોટો પૈસા વગેરે કશાનોએ મ્હને ઉપયોગ નથી થતો. તમો આ મૂકયાં પછી હું એનું શું કરૂં ? મ્હારે ઘરબાર પેટી વગેરે કાંઇ નથી તો કયાં રાખું ? મ્હારો કાંઇ પરિવાર પણ નથી કે તેને આનો ઉપયોગ થાય. માટે તમો લોકો એ ન મૂકો." એમ કહી મહારાજ જેનું તેને તરતજ પાછું આપી દેતા. કોઇ કાંઇપણ લાવે તો મહારાજને પોતાને તેનો કાંઈ ઉપયોગ ન હોવાથી તે લેતાજ નહોતા અને હજી પણ લેતા નથી; પરંતુ આપણને કાંઈક પુણ્ય મળે અને આપણા કુળના દોષો નાશ પામે, પાપરૂપી પ્રારબ્ધનો ક્ષય થાય તે માટે મહારાજ લેતા નથી તો બળજબરીથી મહા-

રાજને ખબર ન પડવા દેતાં, મહારાજને ક્યાંઇ જતા રહેલા જોઇ, તેમના બેસવાના ગુણપાટ નીચે કેટલીક બહુ કીંમતની નોટો, ગીનીઓ વગેરે જેની જેવી શક્તિ હોય તે પ્રમાણે મૂકી મહારાજની રજા લઇ જતા. કોઇ કોઈ દુર્ગાબાઇ પાસે જઇ તેમને હાથે પગે પડી, "આટલી અમારી ગરીબની સેવા ગમે તેમ કરી લો અને મહારાજ માટે તેનો ઉપયોગ કરો," એમ કહી પરભાર્યા દુર્ગાબાઇને રૂપીઆ, નોટો વગેરે આપવાની ખટપટ કરતા. પરંતુ દુર્ગાબાઇ પોતે પૂરેપૂરાં નિસ્પૃહ હોવાથી તેમને પણ કોઇએ કાંઈ આપેલાંનો ઉપયોગ દેખાતો નહોતો, તેથી તે પણ કોઇ કાંઇ આપતું તો લેતાં નહીં. "મહારાજને કોઇજ વાતની અપેક્ષા ન હોયાથી, અને મ્હને પણ કશાંની જરૂર નથી તેથી તમો આણેલું કાંઇ મ્હને આપતા નહીં કારણ કે મ્હારે તેનો કાંઈ ઉપયોગ નથી," એમ કહી દુર્ગાબાઇ પણ લેતાં નહીં. એટલું એ કર્યા છતાં કોઇ જોર જુલમથી દુર્ગાબાઇને આપવાજ માંડે તો, "મહારાજ મ્હારીપર ગુસ્સે થશે," એમ કહી બળજબરીથી દુર્ગાબાઇ તેમને તેમનું પાછું આપી દેતાં. આપનારા લોકો સમજી ગયા કે, દુર્ગાબાઇ પણ લેતાં નથી અને મહારાજ પણ લેતા નથી; પરંતુ પોતાને કાંઈ પણ પુણ્યની પ્રાપ્તિ થાય તે હેતુથી તેઓ પહેલાં કહ્યાં પ્રમાણે મહારાજના બેસવાના કોથળા નીચે મૂકી દેતા અથવા તેમની ઝુંપડીમાં દુર્ગાબાઇના વપરાશમાં જે ભાગ હતો તે ભાગમાં દુર્ગાબાઇનો હંમેશનો વાપરવાનો એક ગોખલો હતો. તે ગોખલામાંજ દુર્ગાબાઈ ન હોય ત્યારે કાંઇ નોટો વગેરે મૂકીદઇ ચાલ્યા જતા. કોઈ કોઇ તો મહારાજ તથા દુર્ગાબાઇ એ કાંઈ લેતાંજ નથી એ જોઇ પોતાને મુકામે પાછાં ગયાં પછી દુર્ગાબાઇને કે મહારાજને નામે મનીઑર્ડર કરી મોકલવા લાગ્યા. મનીઑર્ડર પણ મહારાજ તથા દુર્ગાબાઈ પાછા મોકલતાં. પછી કેટલાક લોકો મહારાજના કે દુર્ગાબાઇના નામથી રજીસ્ટર કાગળમાં નોટો મૂકી મોકલવા લાગ્યા. મહારાજ તો પોતાને નામે કાંઇ આવે તો પાછુંજ મોકલતા. પરંતુ દુર્ગાબાઇને નામે આવેલાં રજીસ્ટરો, અંદર નોટો હોયાંનો સંશય ન હોય તો

દુર્ગાબાઈ સહી કરી લેતાં પણ હતાં. સંશય આવે તો પાછાં મોકલતાં. એ'વી રીતે કેટલાક દિવસો ગયા પછી પુષ્કળ લોકોએ મહારાજ અને દુર્ગાબાઈને વિનંતી કરી કે, "આપ જો કોઇપણ પ્રકારે અમારી પાસે સેવા લો નહીં, અને અમારો અધિકાર તો સેવા ધર્મનો છે તો અમે તો સંસારી; અમારાં શરીર, જીવ, મનનો ઉપયોગ આપના જેવા મહાત્માના સેવા ધર્મમાં થઈ શકતો નથી, તેથી શરીર, જીવ, મન મદદથીજ મેળવેલાં દ્રવ્ય મારફતેજ સેવા કરવી એજ અમને સવડ પડતું લાગવાથી, આપને જો કે જરૂર નથી છતાં અમારાં જન્મો જન્મનાં પાપો દૂર થાય તે માટે અમો અમારી શક્તિ પ્રમાણે દ્રવ્ય આપની આગળ લાવી નાંખીશુંજ. અમો જોર-જુલમથી પણ તે લાવવાના તો ખરા; તમો તેનું ફાવે તે કરો. અમારા જન્મો જન્મના દોષ પરિહાર માટે દાન ક્રિયા સત્કર્મો વગેરે પુણ્ય કરવાને અમને આપના શિવાય બીજું કોઇ પણ સ્થાન ખબર નથી. જગતનું પાપ હરણ કરી તેનો ઉદ્ધાર કરવા માટેજ જો આપનો અવતાર છે એમ અમો સમજીએ છીએ તો ફાવે તેવી વાસનાઓ વધારી—વાસના વધારવી એ એક પાપજ છે—તે વાસના તૃપ્ત કરવા માટે પાપાચરણથી મેળવેલું ધન છે તેથી તે ધન પણ પાપજ. એ'વી રીતે પાપ રૂપ ધન ભેગું કરી તેને લીધે આવેલાં મ્હોટાપણાં અભિમાન વગેરે—અર્થાત્ તે મ્હોટાપણું પણ પાપજ—પાપો નાશ કરવા માટે તે પાપ રૂપી ધન નાશ કરવાનું અમને કયાંઇ ઠેકાણું દેખાતુંજ નથી. તો આપ ના કહો તે કેમ ચાલે?" મહારાજ બોલ્યા, "દ્રવ્ય એટલે તે એક પાપ રૂપજ છે. તે નાંખવા માટે તમો લોકો આ સ્થાનને યોગ્ય ધારો છો, એટલે કે એક પ્રકારનું અમંગલ ગુ ગંધાતા કચરા કસ્તર નાંખવાની જગ્યાના જેવુંજ આ ઠેકાણું છે, એમજ જો તમારૂં કહે-વાનું હોય તો વિષ્ટા, ગંધાતી ચીજો, કચરો નાંખવા માટે એક ઉકરડો કરવામાં આવ્યો હોય છે, ત્યાં કચરા કસ્તર, વિષ્ટા, ગંધાતી ચીજો વગેરે નાખનારા નાખી તે ભેગું થાય એટલે તેની વ્યવસ્થા પણ તે નાંખનારા અથવા નાંખનારામાંથી કોઇ પણ કરી તે ઉકરડાનો સારોજ ઉપયોગ કરે છે, પરંતુ તે ઉકરડો અથવા તે ઉકરડાની

જગ્યા એ પોતેજ વિષ્ઠા, ગંધાતી ચીજો વગેરે કચરો લેતાં નથી તથા ભેગો પણ કરતાં નથી; તથા લેવા માટે પ્રયત્ન પણ કરતાં નથી; તેમજ ભેગા થયેલા ઉકરડાની વ્યવસ્થા પણ કરતાં નથી. તે પ્રમાણે અહીં સમજો. પાપ નાખવાની આ જગ્યા બનીછે એ તમોજ ઠેરવો છો અને પાપરૂપી ધન નાખવાને તમોજ આવો છો પણ તેની વ્યવસ્થા ફક્ત મ્હને કરવાનું કહોછો. તમારાં કહ્યાં પ્રમાણે હું ઉકરડાની જગ્યા જેવો થયો. એટલે જેમ તમો પાપ લાવી નાંખવાને તૈયાર છો તેમ તેની વ્યવસ્થા પણ તમોજ કરો. હું મ્હારે ફક્ત પડયો છું." લોકો કહે, "મહારાજ આપને તો કાંઈ જરૂર નથી. લાવી નાંખનારા લાવી નાંખશે અને વ્યવસ્થા કરવાનો વખત આવશે ત્યારે કોઈ વ્યવસ્થાપક પણ ઉત્પન્ન થશે. આપ બધી વાતોમાંથી છૂટા થયા છો, માટે આ વાતનો પણ આપને વિચાર કરી શું કામ?" આ પછી મહારાજ પ્રસંગ પ્રમાણે ચાલવા લાગ્યા. કોઇ કોઇ વખત મહારાજ મૂકનારને ગાળો દઇ તેજ પૈસા તેના શરીર પર ફેંકી તે વડે મારતા. કોઈ કોઇ વખત તેમનાં દેખતાંજ તેમની નોટો ફાડી પણ નાંખતા. કેટલાકની નોટો ગુસ્સાના ઝપાટામાં બાળી પણ નાંખી. શિર્ડીમાં હતા ત્યારે તો કોઇની મ્હોટી કીંમતની નોટ કુક્કરના ગળામાં બાંધી હતી. તે છતાં પણ લોકોનું આવવાનું તથા તેમની સાથે પૈસાનું આગમન પણ થતુંજ. છેવટે મહારાજે વાદ છોડી દીધો. કોઈ પણ મહારાજ આગળ પૈસા મૂકે તો તેને હાથ ન લગાડતાં મહારાજ ઉઠીને ગમે ત્યાં ચાલ્યા જતા. પછી મહારાજનાજ ભક્તોમાંથી કોઇ તે ઉંચકી લઈ તેની વ્યવસ્થા કરવા લાગ્યો. અત્યાર સુધી મહારાજ આગળ ફાવે તે વસ્તુ તથા પૈસા વગેરે આવતા તોએ મહારાજ તેને હાથ ન લગાડતાં ઉઠી જતા. તેનું ગમે તે થાવ! પછી કોઇ પણ નીમેલો ગૃહસ્થ તેની વ્યવસ્થા કરતો અને જે આવતું તેનો મહારાજની આજ્ઞા પ્રમાણે બધાં સત્કર્મોમાં ઉપયોગ થતો. હજી સુધી મહારાજ કોઈની પાસે એક પૈસો પણ માગતા નથી. ઉલટા એમ કહે છે કે, "તમો લોકો સંસારી, છોકરાં છૈયાંવાળા છો. તમારે પૈસાની વધારે જરૂર હોય છે અને મ્હારે પૈસાની બીલકુલજ

જરૂર હોતી નથી." એમ કહ્યા છતાં પણ લોકોને તો જે કરવાનું તે કરતાજ હતા.

કાશીથી મહારાજ પાછા આવ્યા પછી, એક દિવસે ખૂબ જોસમાં પવન આવી દેવળ આગળ બાંધેલો ટટ્ટી કંતાણનો માંડવો ભાંગી પડી ગયો. ત્યારે શેઠ ફૂદુંનજી, યશ્વન્તરાવ બોરાવકે વગેરે કેટલાક ભક્ત લોકોએ, તે માંડવાને બદલે લાકડાંનો પાક્કો સભા મંડપ બાંધવાનો અંદર અંદર વિચાર કરવા માંડ્યો. સભા મંડપ બાંધવા માટે જરૂરી રકમ એક ઘડીમાં ભેગી થશે એવો તેમને પૂરેપૂરો ભરોસો હતો. પરંતુ બધી વાત મહારાજની પરવાનગી પર અવલંબી રહી હોયાથી તેમણે મહારાજને પૂછ્યું, "અમો બધા ભક્તો ઉઘરાણું કરી જુના માંડવાની જગ્યા ઉપર એક સભા મંડપ બાંધીએ છીએ, તે માટે મહારાજની રજા જોઇએ." ત્યારે મહારાજે કહ્યું, "તમને ફાવે તે તમો કરો. તમો ભજન પૂજન કરવાના, ત્યારે બેસવા માટે તમો સભા મંડપ બાંધો છો તે તમારા સત્કૃત્યની વચ્ચે હું શા માટે આવું ?" એવી રીતે મહારાજની રજા મળતાંજ બધા ભક્તોએ કમ્મર કસી અને કામ ખૂબ ઝપાટામાં ઉપાડ્યું. પૈસાવાળાઓએ પૈસાથી. ગોર ગરીબોએ શરીરવડે આ સત્કૃત્યને યથાશક્તિ મદદ કર્યાથી, તદ્દનજ થોડા વખતમાં તે સભા મંડપનું કામ પૂરૂં થયું અને ત્યાંજ ભજન આરતિ વગેરે હંમેશ થવા લાગ્યાં. હાલ આ સભામંડપની જગ્યાએ બે માળવાળો પત્થરનો સભા મંડપ બાંધ્યો છે, તેની હકીકત આગળ આવશે.

હવે દીવસે દીવસે મહારાજને દર્શને આવનારા લોકોનું પ્રમાણ વધતું ગયું, અને ગુરૂપુર્ણિમા, ગોકુળ–અષ્ટમી, કૃષ્ણ જયંતી, ગણેશચતુર્થી વગેરે દિવસે ગામે ગામથી ભક્તો ભેગા થઇ ખૂબ આનંદથી ઉત્સવ કરવા લાગ્યા. ઉત્સવની સમાપ્તીને દિવસે ભક્તજનોની શક્તિ અનુસાર અન્નદાન પણ થતું હતું.

શ્રી સાઈબાબા શકે ૧૮૪૧ ની વિજયા દશમીને દિવસે સમાધિસ્થ થયા. પછી બે વર્ષે દસેરા આવ્યા એટલેકે શ્રી સાઇબાબાની બીજી પુણ્ય તિથિને દિવસે મુંબાઇમાં એક મ્હોટા પ્રમા-

ણમાં ઉત્સવ કરવો અને તે પ્રસંગે મહારાજને મુંબાઈ લઈ જવા એ’વો વિચાર અમીદાસ મ્હેતાજીના મનમાં આવવા લાગ્યો. તે પ્રમાણે મહારાજને વિનંતી કરવી એ હેતુથી મ્હેતાજી દસરાના પંદર દિવસ આગમચ સાકોરી ગયા. મ્હેતાજીની વિનંતી સાંભળી મહારાજ બોલ્યા–“ પહેલાં એક વખત મ્હને લઈજ ગયા હતા. હવે મ્હને લઇ જવાની ભાંજગડમાં ના પડો અને હાલ મ્હારી આવવવાની ઇચ્છા નથી. આ ઉપરથી મ્હેતાજી ખૂબજ આગ્રહ તથા કાલાવાલા કરી રડવા લાગ્યા.

મહારાજ—“ હજી પંદર દિવસ છે ને ? પછી આગળ કેમ મેળ આવે તે જોઇશું. એ ઉપરથી, “ આપને લેવા હું બે માણસ મોકલીશ, ” એમ કહી મ્હેતાજી ચાલ્યા ગયા.

દસરાને આઠ દિવસ રહ્યા તેથી મ્હેતાજીએ મહારાજને મુંબાઈ લાવવા પોતાનાં બે માણસો મોકલ્યાં. પરંતુ મહારાજે તે આવેલા ગૃહસ્થોને ખાલી હાથેજ પાછા મોકલ્યા. તે જોઇ અમીદાસ મ્હેતાજી પોતે મહારાજ પાસે આવ્યા અને તેમણે મહારાજ આગળ ધરણુંજ ધર્યું કે, “ ગમે તેમ કરી મહારાજે પુણ્યતિથીના ઉત્સવ માટે મુંબાઈ આવવુંજ. ” ના, હા કરતાં કરતાં, મહારાજે મ્હેતાજીનું કહેવું કબૂલ કર્યું અને તે પ્રમાણે દસરાને આગળને દિવસે મહારાજ મ્હેતાજી સાથે મુંબાઈ ગયા. અમુક ગાડીએ મહારાજ મુંબાઈ આવે છે એમ મ્હેતાજીએ પહેલેથીજ જણાવ્યું હતું તેથી સ્ટેશન પર ગાડીને વખતે મહારાજનું સ્વાગત કરવા માટે પારસી, ભાટીઆ, બ્રાહ્મણ વગેરેનો બહુ મ્હોટો સમુદાય ભેગો થયો હતો. મહારાજના ગળાંમાં ગાડીમાંથી ઉતરતાંજ સેંકડો લોકોએ હાર વગેરે પહેરાવી જયજયકાર પોકાર્યો. પછી પુષ્પહારથી ઉત્તમ રીતે શણગારેલી એક મોટરમાં મહારાજને બેસાડી ખૂબ ઠાઠથી ફેરવતા ફેરવતા લોકો તેમને માધવબાગમાં લાવ્યા. અમીદાસ મ્હેતાજીએ માધવબાગમાં બધી વ્યવસ્થા પહેલેથીજ કરી મૂકી હતી. મહારાજની રહેવાની બધી વ્યવસ્થા શેઠ વિઠ્ઠલદાસે કરી હતી. મહારાજની સાથે દુર્ગાબાઇ પણ હતાં. તેજ મહારાજ માટે રસોઇ વગેરે કરતાં.



શ્રી ઉપાસની મહારાજ ( મુંબાઈ, માધવબાગ )

મહારાજના ગયા પછીથી સાકોરીના ઘણા ભક્તો ઉત્સવ માટે મુંબાઇ ગયા. ઉત્સવને મુખ્ય દિવસે એટલે વિજયાદશમીએ, પુણેથી પણ ઘણાએ લોકો ઉત્સવ માટે મુંબાઇ ગયા હતા. ખડ્ગપુરથી ઘણા ભક્તલોકો દુર્ગાપૂજાની રજા હોવાથી ગયા વર્ષ પેઠે સાકોરી આવ્યા હતા. પરંતુ મહારાજ મુંબાઇ ગયા છે એમ ખબર પડતાંજ, તે લોકો પણ મુંબાઈ ગયા. આ'વી રીતે મુંબાઈમાં તે ઉત્સવ માટે ચારે બાજુએથી બહુ મ્હોટો ભકત સમુદાય ભેગો થયો હતો.

વિજયાદશમીએ શ્રી સાઈબાબાની પુણ્યતિથી ખૂબ મ્હોટો સમારંભ કરી ઉજવવામાં આવી. ભજન પૂજન થઇ રાત્રે હરિકીર્તન પણ થયું; અને બીજે દિવસે ભંડારો થઈ ગોરગરીબ, તથા આંધળા પાંગળાને અન્નદાન થયું. મહારાજના દર્શન માટે આખો દિવસ હઝારો લોકો આવતાજ હતા. તેમને વચ્ચે વચ્ચે મહારાજના ઉપદેશપ્રદ પ્રવચનોનો લાભ મળતો હતો. મહારાજનો ઉપદેશ ચાલતો ત્યારે ભેગો થયેલો જનસમૂહ તદ્દન તટસ્થ (બોલ્યાં ચાલ્યાં વગર) બેસી રહેતો. એ'વી રીતે ચાર દિવસ થયા પછી, થોડા વધારે દિવસ મુંબાઇમાં રહેવા માટે બધા લોકો બહુ આગ્રહ કરવા લાગ્યા, તેથી પુણા, ખડ્ગપુર, નાગપુરથી આવેલા લોકો પાછા ગયા. પછી મહારાજ પંદર વીસ દિવસ ત્યાં રહી દીવાળીના એક બે દિવસ આગમચ સાકોરી ગયા. આ પંદર દિવસમાં મહારાજ મુંબાઇના કેટલાક પૈસાદાર ભાટીઆ ગૃહસ્થોને ઘેર તેમના આગ્રહને લીધે ગયા હતા. ત્યાં દરેક ઠેકાણે, મહારાજની પૂજા થતી અને ઘણુંએ દ્રવ્ય દક્ષિણા તરીકે એમના આગળ મૂકવામાં આવતું. પરંતુ તેમાંથી એક પૈસાને સુદ્ધાં મહારાજે સ્પર્શ ન કર્યો અને તે આવેલી રકમો જેની તેને એમની એમ પાછી આપી. માધવબાગમાં અને દ્વારકાદાસ શેઠજીના બંગલામાં મહારાજના ફોટા લેવામાં આવ્યા, તેમાંથી માધવબાગમાં લીધેલો ફોટો મુંબાઇમાં બહુ પ્રસિદ્ધ હોવાથી અહીં આપ્યો છે.

## પ્રકરણ પચીસમું

### સ્મશાનનું-વૈકુંઠ કૈલાસમાં રૂપાંતર.

મહારાજ મુંબાઇથી આવ્યાં પછી લોકોની અવરજવર વધુ શરૂ થઈ તેથી અને તેમાં મહારાજ માટે ભક્તિભાવવાળા કેટલાક મ્હોટા શ્રીમંત તથા કેટલાક ગરીબ હોઇ પરમેશ્વર પ્રીત્યર્થે વધારે દિવસ રહી મહારાજની સેવા થાય એવી ઇચ્છા રાખનારા પુષ્કળજ લોકો હોવાથી, રહેવા તથા ખાવાની અડચણ કાંઇક કમી થાય એ ઉદ્દેશથી કેટલાક ભલા લોકોએ, લોકોને રહેવા માટે કેટલીક કોટડીઓ બાંધવાનો વિચાર કરી, અનુકુળ સ્થિતિવાળા લોકોએ મહારાજને વિનંતી કરી કે, "મહારાજ આપની ભક્તિ કરનારા સેંકડો હઝારો લોકો આવી રહ્યા છે, અને ભવિષ્યમાં ઘણા આવશેજ, માટે તેમને રહેવા માટે કેટલીક કોટડીઓ બાંધવાનો હુકમ કરો તો અમો તે સેવા કરવાને સેવા ભાવથીજ તૈયાર છીએ." મહારાજ બોલ્યા, "હું કોઇને કોઇજ પ્રકારનો હુકમ કરતો નથી, કોઇને બાંધો પણ કહેતો નથી અને ન બાંધો પણ કહેતો નથી. મ્હારે કાંઈ કોટડીમાં આવી રહેવું નથી અને તમો લોકોની સવડ માટે પરમેશ્વર પ્રીત્યર્થે કાંઈ સેવા થાય એ ઉદ્દેશથી તમો કહોછો તો કોઇપણ સત્કર્મમાં પુણ્યકર્મમાં આડે આવવાનું કાંઈ કારણ નથી. કોટડીઓ બાંધવાથી સત્કર્મ થશે. લોકોને રહેવાની સવડ થશે અને એઓ રહેવા લાગ્યા કે મ્હને એકલાને વધારે ત્રાસ થશે." લોકો કહેવા લાગ્યા, "મહારાજ, આપે લોકોનો ત્રાસ સહન કરવાને અવતાર લીધો. હવે ત્રાસ નહીં જોઇએ એમ કહે કેમ ચાલે? રહેવાની સવડ ન કરો છતાં લોકોની અવરજવર કાંઇ બંધ થવાની નથી અને આપને જે ત્રાસ થવાનો તે થવાનોજ; માટે આપ હુકમ આપો," છેવટે મહારાજે, "સવડ આવે એમ કરો," એમ કહી નાંખ્યું. મહારાજની આજ્ઞા થઈ એમ સમજી કોટડીઓ બાંધવાનું કામ શરૂ થયું. આ કામમાં પહેલેથી મુખ્ય કડીઆ

રાહતાના મીઠુભાઇ નામના મુસલમાન જાતના હતા. તેમની ઉમ્મર ન્હાની હોવા છતાં, કારિગીરીના કામમાં બહુ હોંશીઆર હોઇ સ્વભાવે ગરીબ અને શાંત હતા. તેમની પણ મહારાજપર ખૂબ ભકિત હતી. મહારાજને એ મુસલમાનના નિયમ પ્રમાણેના અલ્લા, ખુદા, સાઇમૌલા, સાઇબાબા સમજી મહારાજની કામગિરી પોતાને મળ્યાથી તે બહુજ આનંદ માનવા લાગ્યા અને કામ માટે કાંઇ મહેનતાણું વગેરેનો બહુ વિચાર ન કરતાં જે મળે તેમાં સમાધાન માની સેવાધર્મ બુદ્ધિથી ઇમાન ઇતબારથી (એકનિષ્ઠા તથા પ્રમાણિકપણાથી) કામ કરવા લાગ્યા. ઉપરાંત જરૂર જેટલા બે ચાર કડીઆ પણ હાથ નીચે રાખી કામ કરવા લાગ્યા. મજુર લોકોની ખાસ જરૂર હતીજ પરંતુ સેવા માટે બહાર ગામથી આવનારા ભકત લોકોએ મજુર લોકોને કામે લગાડવાની મના કરી, "અમને કાંઇક શારીરિક સેવા કરવાનો લાભ મળે તે માટે અમોજ મજુર લોકોનું કામ કરીએ છીએ," એમ કહી મજુર લોકોને કામે ન લગાડતાં મહારાજને ત્યાં આવનારા સેંકડો લોકો, પોતે પોતાની મેળે સ્ત્રીઓ તથા પુરૂષો કડીઆઓના હાથ નીચે રહી પત્થર, ચુનો, ઈંટ આપવાનાં, પાયો ખોદવાનાં, ચુનાની ઘાણી ચલાવવાનાં, બાંધકામ ઉપર પાણી રેડવાનાં વગેરે જે જે પરમેશ્વરનાં કામો હતાં તે તે બધાં આવનારા જનારા લોકોજ મહારાજની સેવા સમજી ઇમાન ઇતબારથી કરતા હતા. તે મજુર લોકોમાં પારસી લોકોની સ્ત્રીઓ પુરૂષો અને બીજા પણ ગરીબ શ્રીમંત સ્ત્રીઓ પુરૂષો છોકરીઓ બધાં પોતપોતાનું અભિમાન છોડી હલકાં ભારે કામો કરતાં. તેજ વખતે પાંડોબા નામના સુતારી કામમાં બહુ હોંશીઆર કારીગર પુણાના રહીશ સ્હેજ મહારાજના દર્શન માટે આવ્યા. તેમને પણ પોતાની હોંશીઆરીનો ઉપયોગ મહારાજના ચરણમાં જે સુતારી કામો થઇ રહ્યાં હતાં તે કામોમાં સેવાધર્મથીજ કરવાની સદ્બુદ્ધિ થઇ અને તે પોતે પોતાના હાથ નીચે બે ત્રણ સુતાર લઇ સુતારીકામ કરવા લાગ્યા. કડીઆ કામમાં મીઠુભાઇ મુખ્ય અને સુતારકામમાં પાંડોબા મુખ્ય. એ બેઉ પહેલેથીજ કામની શરૂઆતથીજ હતા. હાલ તેમનામાંના

એક પાંડોબાજ સાકોરીમાં મહારાજના ઇમારતી કામો કર્યા કરે છે. પહેલાં પહેલાં કામો શરૂ થયાં ત્યારે કામ કરનારા લોકોની ધાંધલને લીધે પાસેજ દક્ષિણ ભાગમાં જે સ્મશાનભૂમિ હતી ત્યાં જઈ મહારાજ બેસતા હતા. ત્યાં ખૂબજ પ્રેતો દાટવાની જગ્યા હતી. ઠેકાણે ઠેકાણે તેમની કબરો, બધે નિવડુંગના કાંટા-વાળાં ઝાડો ખૂબ વધી ગયેલાં હતા. તેમાં સેંકડો ઝેરી સર્પો ફરતા હતા, તે જગ્યામાં કોઇ જઇ શકતું નહોતું. એ'વી જગ્યામાં મહારાજ હંમેશ જઇ બેસતા. કોઇ કોઇ વખત રાત્રે પણ તે સ્મશાનમાંજ પડ્યા રહેતા. તેમના દર્શન માટે કોઇ તે સ્મશાનમાં જવા લાગે તો તેમને મહારાજ આવવા દેતા નહોતા. પછી, મહારાજ હંમેશ સ્મશાનભૂમિમાંજ બેસે છે અને લોકોને દર્શન આપવા માટેજ પહેલાંની ઝુંપડીમાં આવે છે એ જોઇ મહારાજના કહ્યા પ્રમાણે તે સ્મશાનમાં પણ મહારાજ માટે એક ઝુંપડી બાંધી આપી; પછી મહારાજ તે ઝુંપડીમાંજ એકલા રહેવા લાગ્યા અને સુમારે દોઢ વર્ષ સુધી તે સ્મશાનભૂમિમાં કોઇનેજ આવવા દીધા નહીં. કોઇ આવવા માંડે તો ગાળો દઇ કહાડી મૂકતા. દર્શન માટેજ ફક્ત પહેલાંની ઝુંપડીમાં લોકો માટે જતા હતા. રાત દહાડો મહારાજ તે સ્મશાનની ઝુંપડીમાંજ પડી રહેતા. રાતને વખતે ઝુંપડીમાં કે ઝુંપડીની બહાર દીવો પણ કરવા દેતા નહીં. અંધારાંમાંજ તે ભયંકર જગ્યામાં એકલાજ રહેતા. તેમજ ઠંડી વરસાદ કે કોઇપણ પ્રસંગે તેમણે તે ભયંકર જગ્યાની ઝુંપડી છોડી નહીં. દોઢ વર્ષ પછી તે સ્મશાનભૂમિની ઝુંપડીમાં કોઇ જવા લાગતું તો તેને આવવા દેવા લાગ્યા, કોઇ પૂછવા માંડે કે, " આટલા દિવસ શા માટે અમને અહીં આવવા દેતા નહોતા ? તો મહારાજ કહેતા કે, " આ પુષ્કળ વર્ષની જુની સ્મશાનભૂમિ હતી. સેંકડો વર્ષોથી મરી ગયલાં માણુસોનો આ સ્મશાનમાંથી ઉદ્ધાર થયો નથી તેથી બધાં ભૂતો બની અહીં રહ્યાં હતાં, તેમનો ઉદ્ધાર થાય ત્યાં સુધી હું અહીં આજ પર્યંત કોઇને આવવા દેતો નહોતો. હવે તે બધાંની સદ્ગતિ થઇ છે તેથી હવે તમો કોઈ આવો તો કોઇને ભય નથી." કોઈ

લોકો કહે કે, "મહારાજ, આવાં ભયંકર સ્મશાનમાં રાતને વખતે પણ અંધારાંમાં એકલાજ પડી રહેતાં તમને કાંઇ ભય લાગતો નથી? આ ભૂતો તમને કાંઈ કરતાં નથી?" મહારાજે કહ્યું, "હું પણ એક મરેલું ભૂતજ તો છું. ભૂતને ભૂત શું કરે? મ્હારી પાસે મરેલા જીવોનો ઉદ્ધાર કરવાની કામગિરીજ આવી છે. આખી રાત અહીંના ભૂતો સાથે તેમની રીત પ્રમાણેની મીઠી વાતો કરી, તેમના આશાબદ્ધ જીવો મારી નાંખી, તેમને સદ્‌ગતિ આપવાનું કામ પરમેશ્વરના હુકમથી મ્હારી પાસે આવ્યું. પરમેશ્વર મ્હને સંભાળે છે. પરમેશ્વર આગળ તે ભૂતો મ્હને શું કરે? હું તો મ્હારે પરમેશ્વર હુકમ કરે તે કોઇપણ કામ કરૂં છું. તમો જેમ, હું નથી કહેતો છતાં, કાંઇપણ સેવા તરીકે કંઈંજ કરો છો તેમજ પરમેશ્વરે જે જે મ્હને કહ્યું, અને તે જે જે હુકમ મ્હને કરશે તે પ્રમાણે તે કામ કરવાનું સામર્થ્ય પણ તેજ આપે છે અને તે પ્રમાણે મ્હારે પણ તે કરવુંજ પડે છે; તેથી હવે પછી જે જે કાંઇ મ્હારી તરફથી થયાં જેવું અથવા મ્હેં કર્યા જેવું લોકોમાં દેખાય, તે બધું જગતના કલ્યાણ માટે તે પરમેશ્વર મ્હારી પાસે મ્હને નિમિત્ત બનાવી કરાવી લે છે, એમ સમજવું.

મહારાજની તે સ્મશાનભૂમિમાં કાંટાવાળાં ખૂબ નિવડુંગનાં ઝાડો વધ્યાં હતાં તે કહાડી નાંખવા માટે સાકોરીના તુકારામ તથા અંબુ નામના બે ચમાર ભાઇઓને સદ્‌બુદ્ધિ થઇ. તેમને પોતાને પણ મહારાજની સેવાનો કાંઇક લાભ મળે એ ઉદ્દેશથી બહુ નમ્રતાથી મહારાજ સાથે મીઠું બોલી તેમની પરવાનગી લઇ તે નિવડુંગો કાપી નાંખી તે સ્મશાનભૂમિ સાફ કરી નાંખી. પહેલાંની ઝુંપડીની જગ્યામાંના નિવડુંગો કહાડવાની શરૂઆત એ ચમારોએજ કરી હતી. તેમનુ જોઇ રાહતાના માસ્તર વગેરે બીજા લોકોએ પણ એમને મદદ કરી હતી. મહારાજની સ્મશાન-ભૂમિની જગ્યા સાફ થયાં પછી તેજ ચમારની મદદથી મહારાજે તે સ્મશાનભૂમિમાં આસરે બસો આંબાનાં ઝાડો રોપ્યાં અને તે પહેલાંજ સ્મશાનભૂમિમાં શંકરનો વાસ હોય છે તેથી બિલ્લીનાં

ઝાડો પણ પુષ્કળ રોપ્યાં. તે ઝાડમાં પાણી રેડવા માટે તે જગ્યાએ તે ચમાર લોકોએ એક કુવો પણ ખોદયો. ચમારોએ બિલ્લી, આંબા વગેરે ઝાડો ઉપર ખુબજ મહેનત કરી. મહારાજ પોતે પણ તે ચમારો સાથે પાણી રેડવા વગેરેનું કામ કરવા લાગતાજ હતા. પછી જેમ જેમ આંબાના છોડ મ્હોટા થવા લાગ્યા તેમ તેમ પાણી રેડવાના તથા કયારા સાફ કરવા વગેરે કામમાં મહારાજને દર્શને આવનારાં સ્ત્રી પુરૂષોજ મદદ આપતાં હતાં. મ્હોટા મ્હોટા લોકો પણ પોતાનું અભિમાન છોડી ઝાડમાં પાણી રેડવા માટે હાંડા, ગાગર, ડબ્બા લઈ પાસેજ વાવ હતી તેનું પાણી માથા પર વહી ઝાડમાં રેડતા. એવાજ પ્રકારનાં મહેનતનાં કામો પરમેશ્વર પ્રીત્યર્થે સેવા સમજી આવનાર જનારા ભકત લોકો, સ્ત્રી પુરૂષોજ કરતાં. તેમની સાથે મહારાજ પણ કરવા લાગતા. હાલ તે આંબાનાં ઝાડો મ્હોટાં થઈ તેને કેરીઓ પણ આવવા લાગી છે. તે મહારાજના બગીચાના આંબાના ઝાડમાં એક આમ્રવલ્લી પણ ઉત્પન્ન થઈ. આમ્રવલ્લી એટલે વેલ જેવું આંબાનું ઝાડ. તે ઝાડ બીજાં ઝાડો પેઠે ઉપર વધતું નથી પણ દ્રાક્ષના વેલા પ્રમાણેજ વેલ પેઠે ચારે બાજુએ નીચેનું નીચે પ્રસરતું પ્રસરતું વધે છે, તેથી તે ઝાડ નીચે બરોબર મજબૂત માંડવો તૈયાર કરવામાં આવ્યો છે તેની ઉપર તે આમ્રવલ્લીનો વિસ્તાર વધ્યો છે. આમ્રવેલી જેવી વેલ પહેલાં પુરાણ કથામાં સાંભળવામાં હતી, પરંતુ મહારાજના બગીચામાં પ્રત્યક્ષ ઉત્પન્ન થયેલી જોઇ ઘણું આશ્ચર્ય લાગે છે. એ આમ્રવલ્લી અહીં કેમ ઉત્પન્ન થઈ તે સમજાવી મહારાજે તેનું માહાત્મ્ય પણ કહ્યું છે તેથી તે આમ્રવલ્લી નીચે સાક્ષાત્ પરમેશ્વરની જાગૃત વસ્તી છે એમ સમજી લોકો તે વેલ નીચે પૂજા દર્શન વગેરે કરે છે. આપણા બાપદાદાના ઉદ્ધાર માટે સેંકડો વર્ષે એકાદી પુણ્ય ભૂમિમાં આ'વી આમ્રવલ્લીની ઉત્પત્તિ થાય છે. તેની નીચે એકનિષ્ઠાથી અનુષ્ઠાન વગેરે સત્કર્મો કર્યાથી તેનું મ્હોટું અગાધ પુણ્ય છે તથા ઇશ્વરી સાક્ષાત્કાર પણ તે આમ્રવલ્લી નીચે અનુભવમાં આવે છે. આ મહારાજની પુણ્યભૂમિમાં કદી ન સાંભળેલી જોયેલી એવી અઘટિત પુષ્કળ વાતોનો અનુભવ લેવા માંડે તો તેનો અનુભવ આવે છે.

મહારાજની પહેલાંની ઝુંપડી સામે બાંધેલાં દેવળમાં, દિક્ષીત, બાપુસાહેબ જોગ વગેરે લોકો દેવળમાં પાદુકા હતી તેની સ્હવારે તથા સાંજે પૂજા આરતિ વગેરે કરતા હતા અને તે હજી ચાલુજ છે. બપોરની આરતિ થયાં પછી, બધા સ્મશાનભૂમિમાં નવી બાંધેલી ઝુંપડીમાં મહારાજને દર્શને જઇ બધાંનાં દર્શન થઈ રહ્યા બાદ, મહારાજની પરવાનગી લઇ ભોજન વગેરે કરતા. તેવીજ રીતે સંધ્યાકાળની આરતિ થાય એટલે પણ, બધા રાત્રે આઠ સાડા આઠ વાગે મહારાજને દર્શને સ્મશાનમાં આવેલી ઝુંપડીમાં જતા. મહારાજ પોતાની ઝુંપડીમાં રાત્રે હંમેશ દીવો ન સળગાવતાં અંધારાંમાં એકલાજ રહેતા હતા એ આગળ કહ્યુંજ છે. રાત્રિને વખતે લોકો દર્શને આવવા માંડે એટલે ફાનસ સાથે લઇ જવું પડતું હતું. તે પ્રમાણે બાપુસાહેબ, વકીલમામા વગેરે લોકો ફાનસ લઇને જતા. પછી મહારાજ, “થોડો વખત બેસો,” એમ કહે તો બધા બેસે અને બેઠાં પછી મહારાજની લહેર હોય તો ઉપદેશની વાતો કહેતા. બાપુસાહેબ શિર્ડીમાં હતા ત્યારે સાઇ-બાબાની આજ્ઞાથી એકનાથી ભાગવત રોજ વાંચવાનો એમનો નિયમ હતો. બાપુસાહેબ સાકોરી રહેવા આવ્યાં પછી પણ તેમનો એકનાથી ભાગવત વાંચવાનો નિયમ ચાલુજ હતો અને મહારાજે પણ, “દેવળમાં બેસી એકનાથી ભાગવત વાંચ્યાં કરવું,” એમ કહ્યું હતું. તે પ્રમાણે સંધ્યાકાળે ચાર પાંચ વાગે બાપુસાહેબ એકનાથી ભાગવત દેવળમાં બેસી વાંચવા લાગ્યા. વકીલમામા વગેરે લોકો પણ સાંભળવા બેસતા. આશ્ચર્યની વાત એ કે રાતે બધા લોકો દર્શને જાય એટલે મહારાજ કાંઈ વિષય પર સ્હેજ બોલવા માંડે કે બાપુસાહેબે તે દિવસે જે વિષય એકનાથી ભાગ-વતમાં વાંચ્યો હોય તેજ વિષય મહારાજના બોલવામાં નીકળતો અને એકનાથી ભાગવતમાં બાપુસાહેબ વગેરે લોકોને જે વિષય સમજાયા ન હોય અથવા કયાંઇ કાંઇ મુશ્કેલી પડી અટકી પડયું હોય તે બધાંનો મહારાજ કાંઈ સ્હેજ બોલવા લાગે એટલે આપો-આપ ઉકેલ થઈ, વગર પૂછે બધાંને સમજાઇ જતું હતું. તે જોઇ બધાંને બહુ આનંદ તથા આશ્ચર્ય થતાં કે તેઓ પોતે કોઇએ

મહારાજને પૂછયું કર્યું કાંઈ નહીં છતાં આજની કથાના વિષયનું મહારાજે સ્પષ્ટીકરણ કરી ખુલાસો કરી સંશય દૂર કર્યો; તેવીજ રીતે કોઈ દિવસ એકનાથી ભાગવતમાંનો બીજે દિવસે નીકળનારો વિષય મહારાજ પહેલેથીજ બોલી દેતા. તેજ પ્રમાણે દર્શને આવનારા લોકોના મનમાં કાંઇ વિચારો ચાલુ હોય તો તે ધોરણ પ્રમાણે મહારાજનું બોલવું શરૂ થઇ, તે બોલવામાં દરેકના મનમાં ચાલતા વિચારો, તેના ખુલાસા, તથા સંશય નિવૃત્તિ એ બધું મહારાજ બોલતા તેમાં પ્રત્યેકના વિચારોના પોતાની મેળે મહારાજને પૂછયાં શિવાય ખુલાસા થઈ જતા. બાપુસાહેબ એકનાથી ભાગવતમાં જે વાંચતા હતા તેજ મહારાજને ત્યાં લોકો આવે એટલે નીકળતું અને મહારાજે જે કોઇ વિષય પર બોલી દીધું હોય તો તેજ વિષય બીજે દિવસે બાપુસાહેબના એકનાથી ભાગવતમાં નીકળતો.

બાપુસાહેબ સાકોરી કાયમ માટે રહેવા આવ્યા પછી અને મહારાજ પોતે પાંજરામાં પૂરાયા તેના પુષ્કળ દિવસો પહેલાં, બાપુસાહેબને એ'વો તો પ્રત્યક્ષ સાક્ષાતકાર થયો કે, ઉપાસની મહારાજના દર્શન લેતી વખતે તેઓ ન દેખાતાં તેમને બદલે પ્રત્યક્ષ સાઇબાબાજ દેખાવા લાગ્યા અને સાઇબાબાની મૂર્તિ નિહાળે છે એટલામાં ફરી ઉપાસની બાબા દેખાવા લાગ્યા. આવી રીતનોજ અનુભવ બાપુસાહેબને કાશીથી આવ્યાં પછી પુષ્કળ વખત થતો. બાપુસાહેબની પૂર્ણ ભાવના તથા શ્રદ્ધા ઉપાસની મહારાજ પર તે સાઇબાબા પ્રત્યક્ષજ છે એવી પૂર્ણ નિશ્ચયાત્મક બુદ્ધિથી થઇ હતી તેથી ઉપાસની મહારાજના પગ પર માથું મૂકતી વખતે બાપુસાહેબનું અંતઃકરણ પ્રેમથી ઉભરાઇ જતું અને તેઓ આનંદાશ્રુ ગાળતા હાથ જોડી બેસી રહેતા. મહારાજ પૂછતા, "બાપુસાહેબ આવી રીતે આંખોમાંથી પાણી શું કામ કહાડો છો?" બાપુસાહેબ જવાબ આપતા, "મ્હને આપ પ્રત્યક્ષ સાઇબાબાજ દેખાવ છો, તેમનામાં અને તમારામાં મ્હને કાંઈ ફરક દેખાતોજ નથી, અને સાઇબાબા હતા ત્યારે આપને વિષે તેઓ જે જે કહેતા તે બધું બરાબર હતું. હવે તેનો બધાંને અનુભવ આવી રહ્યો છે.

સાઈબાબા જેમ પૂર્ણ પરબ્રહ્મ તેમ તેજ આપ પૂર્ણ પરબ્રહ્મ છો, એવી અમારી ખાત્રી થઇ ગઈ છે. પ્રત્યેકસે મનોમય ખાત્રી થઈ રહી છે. પગલે પગલે દરેક વાતમાં જુદી જુદી રીતે ખાત્રી થયાંજ કરે છે. જેના તેના મનોધર્મ પ્રમાણે પ્રત્યેકને આપ સાક્ષાત્ પરમેશ્વરજ કહો કે પ્રત્યક્ષ દત્તરૂપ કહો અથવા સાઈબાબા છો એવોજ અનુભવ આવી રહ્યો છે." બાપુસાહેબનું એ બધું સાંભળી લઇ મહારાજ બોલ્યા, "બાપુસાહેબ, તમો આ જે કાંઇ કહો છો તે મ્હને કાંઇ સમજાતું નથી. તમો લોકો તે સાઇબાબાના કહો કે કોઇ પણ પરમેશ્વરના છો તેથી તમો લોકોને આ દુઃખકારક ભવસાગરમાંથી કહાડી ખરા અખંડ આનંદ સાગરમાં લઇ જવા માટે તેમણે મ્હને એક નિમિત્ત માત્ર બનાવ્યો છે. બાકી તમો કહો છો તેવી કાંઇ મ્હારી સ્થિતિ ન હોઈ તમો જેવા ચાર જણા છો તેમાંનોજ હું એક સાધારણ માણસજ તો છું. ઠીક મ્હારામાં જેને જેને જેમ જેમ દેખાઇ આવે તેજ પ્રમાણે પરમેશ્વર પણ અનુભવ આપશે." એ'વી રીતે બાપુસાહેબ પેઠે સેંકડો લોકોને સાક્ષાત્કાર અનુભવમાં આવવા લાગ્યો અને મહારાજ પણ બધાંને બાપુસાહેબને આપ્યો તેવોજ જવાબ આપતા હતા.

બાપુસાહેબે મહારાજ પાસે વિનંતી કરી કે, "મ્હને જો આપ સાઇબાબાથી જુદા દેખાતાજ નથી તો પછી શિર્ડી હું હતો ત્યારે સાઈબાબાની પૂજા આરતિ વગેરે કરવાનો જે મ્હારો નિયમ હતો તેજ નિયમ હું અહીં આપની આગળ શા માટે ચાલુ ન કરૂં? અને હું જેમ સાઈબાબાની આરતિ કરતો હતો તેજ પ્રમાણે આપની સામે પણ આરતિ મ્હારેજ કરવી એ વિષે રોજ પ્રેરણા થતી હોઈ, રોજ આપની સાઇબાબા પ્રમાણે આરતિ કર્યા શિવાય જમવું નહીં એ માટે એક સરખુ મન તલપાપડ થઈ રહ્યું છે. માટે આપ સાઈબાબા પેઠે આરતિ કરાવી લેવા માટે મ્હને આજ્ઞા કરો," બાપુસાહેબનું આ'વું બોલવું સાંભળી મહારાજ બોલવા લાગ્યા કે, "બાપુસાહેબ સાઈબાબાનો અધિકાર ક્યાં? તેમના બરોબરીઆ તરીકે મ્હને લેખી તેમની પેઠે મ્હારી આરતિ વગેરે કરવાનો તમો વિચાર કરો છો પણ તે કરાવી લેવું એના જેવી શરમાવા

લાયક બીજી કોઇપણ વાત છેજ નહીં. તમો તો મ્હને સાઇબાબા જેવા દેખાવ છો. તેમાં મ્હારાથી ઉમ્મરે તમો મ્હોટા પણ છો. તમારી પાસે હું સાઇબાબા પેઠે આરતિ કરાવી લેઉં એ કાંઈ મ્હને શોભે નહીં. તમારી પાસેજ શું પણ કોઇની પણ પાસે હું પૂજા આરતિ કરાવી લઉં તો મ્હારા જેવો મહામૂર્ખ બીજો કોઇજ નથી એમ હું સમજીશ. તમો આરતિ કરી મ્હને મહામૂર્ખ ઠરાવશો એમ જણાય છે. અરે, હું કુ ગ્રામમાં રહેનારો, ગંદા, ભયાનક મસાણ (સ્મશાન)માં આવી પડ્યો, મ્હને કોઇનોજ આધાર નથી. મ્હારી દુર્દશા હુંજ ભોગવી જાણું. હું શું દુઃખ ભોગવું છું તે તે બિચારા સાઇબાબાને ખબર. તે બધાં પર પૂર્ણ કૃપાળુ, દયાઘનજ તે, તેમને મ્હારી કાંઈ દયા આવી હશે તેથી મ્હને ધીરજ આપવા માટેજ તમારા રૂપમાં તે સાઇબાબા મ્હારી પાસે આવી રહ્યા છે, એમ હું સમજું છું અને તમો અહીં આવ્યા ત્યારથી મ્હને બહુજ ધૈર્ય આવ્યું તથા મનને સમાધાન લાગવા માંડ્યું, માટે હવે આપના શિવાય મ્હને અહીં કોઇનો આધાર નથી. ઠેક ઠેકાણેના લોકો આવે છે તે ફક્ત પોતાની મતલબ માટે મ્હને ત્રાસ થાય એવી રીતે મ્હારી આસપાસ જંજાળ વધે એટલા માટે ફક્ત આવે છે. મ્હને ધીરજ આપનારા મ્હારી સવડ જોનારા કોઈજ નથી, માટે તમારે પિતા પ્રમાણે મ્હારી સંભાળ લેવી. સાઈબાબાની આપના ઉપર પૂર્ણ કૃપા છે, આપની યોગ્યતા બહુ મ્હોટી છે. આ હું ઉપર ઉપરનું બોલું છું એમ નથી. સાઇબાબા પૂર્ણ પરબ્રહ્મ. તેમનું વર્ણન કોણ કરી શકે ? અને મેઘા પછી તમારી પાસેજ સાઇબાબા આરતિ કરાવી લેતા હતા તે ઉપરથી તેમના જેવી યોગ્યતાવાળાની આરતિ કરવાને તમોજ યોગ્ય હતા એમ સિદ્ધ થાય છે. એ ઉપરથી લાયકને લાયક (સરખે સરખા શોભે) એ કહેવત પ્રમાણે સાઇબાબાના જેવીજ યોગ્યતા તમારી હશે તેથીજ સાઇબાબા તમારી પાસેજ આરતિ કરાવી લેતા હતા. તેથી તમો અહીં છો એટલે તેજ છે એમ હું સમજું છું, તમો મ્હારી આરતિ કરવાનું કહો છો એટલે સાઈબાબાજ મ્હારી આરતિ કરશે એમ થશે. તમો

આરતિ કરવા માંડો એટલે તેના જેવું મ્હોટું દુઃખ, મહામૂર્ખપણું તથા નિર્લજ્જપણું મ્હારૂં બીજુ શું હોઇ શકે? આ માટે મ્હારી આરતિ કરવાનું તમો મનમાં પણ ના લાવતા" વગેરે પુષ્કળ પ્રકારે મહારાજે કહ્યું, પરંતુ સાઇબાબા પ્રમાણે ઉપાસની બાબાની પણ આરતિ કરવા માટે બાપુસાહેબના મનમાં બહુજ જોરાવર પ્રેરણા થતી હોઇ તે માટે તેમનો વલોપાત વધુજ વધવા લાગ્યો. બેચાર દિવસ થયા નહીં એટલે ફરી, બાપુસાહેબ તથા વકીલમામાએ મહારાજ પાસે આવી, ફરી બધા સાથે બાપુસાહેબે આરતિ માટે વિનંતી કરી, ત્યારે મહારાજે કહ્યું, "દેવળમાં આરતિ પૂજા થાયજ છે તેજ યોગ્ય છે. હવે ફરી મ્હારી પાસે કરવાનું કાંઇ કારણ દેખાતું નથી." બાપુસાહેબ વગેરે કહેવા લાગ્યા, "આપને હવે કશાંનુંએ કારણ રહ્યુંજ નથી. પણ અમારે માટે ભક્તિમાર્ગની બુદ્ધિ (દૃષ્ટિ) એ અમારા તરફથી જે ત્રાસ થાય તે આપને સોસવોજ પડશે, અમારે માટે, જગત્ માટેજ, સાઇબાબાએ આપને પૂર્ણ અવસ્થા આપી દિગંબર બનાવી મૂકયા છે. માટે જગત્‌ના કલ્યાણ માટે જે જે ત્રાસ આપને સોસવો પડે તે તે સાઇબાબા આપની પાસે સોસાવશેજ." મહારાજ બોલ્યા, "હું પણ સાઇબાબાના તડાકામાં બરોબર સપડાઈ ગયો; તેજ મ્હને જેમ નચાવે તેમ મ્હારે પણ નાચવુંજ જોઇએ. પરંતુ મ્હને દેવ (ઇશ્વર) સમજી મ્હારા પર ભક્તિ રાખી જે જે તમો લોકો કરો છો અથવા સેંકડો લોકો આવ જાવ વગેરે કરે છે તે જેટલું ટળાય એટલું ટાળવાનો મ્હારાથી બને એટલો ઉપાય કરી જોઉં છું અને ભવિષ્યમાં પણ કરી જોઇશ, અને એટલું કર્યાં છતાંએ મ્હારા નસીબનો ખેલ જે પ્રમાણે સાઇબાબાએ ઠેરવ્યો હશે તે પ્રમાણે તેને લીધે થનારો ત્રાસ પણ મ્હારે સહન કરવોજ જોઇએ; આ પછી બધા, આરતિ માટે બાબાને રોજ આગ્રહ કરતાજ હતા. મહારાજની રજા શિવાય બળજબરીથી આરતિ કરવા માંડ્યાથી મહારાજ ગુસ્સે થશે અને આરતિનું સામાન વગેરે ફેંકી દેશે એ ભયથી એકદમ આરતિ શરૂ કરવાની કોઇની હિમ્મત થતી નહોતી.

સાકોરી આવ્યા પછી આસરે બે વર્ષ પછી મહારાજે પાંડોબા

મિસ્ત્રી પાસે કોઇને પણ ખબર ન પડવા દેતાં, ગુપ્ત પણે એક પાંજરૂં તૈયાર કરાવી, ઝુંપડીમાં કોઇને આવવાનો વખત નથી એવો વખત જોઈ, તે તૈયાર કરેલાં લાકડાનાં પાંજરાને ઝુંપડીમાં લાવી, શકે ૧૮૪૧ માર્ગશીર્ષ સુદ અગીઆરસને દિવસે એક કલાકમાં તે પાંજરૂં પોતાની ઝુંપડીમાં જડાવી દઇ, તે પાંજરામાં મહારાજ પોતે પૂરાઇ ગયા. પાંજરાની અંદર બહાર જવા માટે કયાંઇ બારણું બારી ન હોઇ ચાર ચાર આંગળને અંતરે લાકડાના સળીઆ બરોબર જડી દઇ ઉપર હેઠ ઝુંપડી સાથે તે પાંજરૂં જડી દીધું હતું. તે પાંજરૂં સાડાત્રણ હાથ લાંબુ અને સવાબે હાથ પહોળું હતું. એ'વા પાંજરામાં મહારાજ પોતે ગોંધાઇ (પૂરાઇ) રહ્યા.

જે દિવસે મહારાજ પાંજરામાં પૂરાયા તે દિવસે પૂરાયાં પછી સંધ્યાકાળથી જે કોઇ દર્શન માટે અગર કાંઈ કારણુસર ઝુંપડીમાં આવવા લાગ્યા તે વખતે ઝુંપડીમાં એકદમ પાંજરૂં અને તેમાં મહારાજ બરોબર પૂરાયલા, એ દેખાવ જોઇ ભક્ત લોકોના મનમાં ધ્રાસ્કો પડી બધા ભયભીત થયા. મહારાજ પહેલેથી જગતના કલ્યાણ માટે ફાવે તેવી કષ્ટદાયક દુ:ખી અવસ્થાઓ સોસતા આવ્યાજ છે, તેમાં વળી આ'વાં આ ટુંકડાં ન્હાનાં પાંજરામાં પૂરાઇ ગયા એ પણ શું ઓછું દુ:ખ છે? બધા શારીરિક હરવાના ફરવાના વ્યવહાર બંધ થયાથી, મહારાજને બહુજ ત્રાસ થશે એ જોઇ બધાંને બહુજ ખરાબ લાગી, કોઇ કોઈ સ્ત્રીપુરૂષોને રડવું આવ્યું અને બધાં હાથ જોડી વિનંતી કરવા લાગ્યા કે, "મહારાજ આપે આ શા માટે કરી લીધું અને આ દુ:ખ હાલ તમારે લેવાની શી જરૂર? અમારી બધાંની પ્રાર્થના છે કે આપે આ પાંજરામાંથી નીકળવું." વગેરે પુષ્કળ પ્રકારે બાપુસાહેબ, વકીલમામા વગેરે અને ઉપરાંત સ્ત્રીઓએ કહ્યાથી મહારાજ બોલ્યા, "હું બહાર હતો તેજ મ્હને દુ:ખ જેવું લાગતું હતું. હાલ પાંજરામાં છું તેજ મ્હને ઠીક લાગે છે. મ્હને પણ પરમેશ્વરી હુકમ છુટ્યો હશે તેથી મ્હારે આમ કરવું પડયું હશે. એમ કરવાનું શું કારણ એમ તમોએ પૂછ્યું તો તે કારણ મ્હને પણ ખબર નથી; જેના હુકમથી મ્હને પાંજરામાં પૂરાવાનો વખત આવ્યો એનું

કારણ તેનું તેનેજ ખબર. કોઇએ પૂછ્યું; "મહારાજ, કેટલા દિવસ આમ ગોંધાઇ રહેવાનું?" મહારાજ બોલ્યા, "તે પણ હું કહી શકતો નથી. તેની મુદ્દત મ્હને ખબર પડી નથી. ઈશ્વરનો હુકમ થશે ત્યારે બહાર નીકળીશ. તમો લોકો બીલકુલ શોક ન કરો. કાંઇપણ તમારા બધાંના કલ્યાણ માટેજ મ્હને ગોંધાઇ રહેવાનો પરમેશ્વરી સંકેતથી પ્રસંગ આવ્યો હોવો જોઇએ. તમારા પરમેશ્વર સંબંધી જે જે નિયમો ચાલુ છે તે ચાલુ રાખ્યા કરો. મ્હારાથી હવે અહીં તહીં ક્યાંઈ પણ આવી શકાય એમ નથી. આવે જાય તેમની બધી તજવીજ કર્યા કરજો. આખરે ઈલાજ ન હોયાથી મહારાજ આગળ કોઈથીજ વધારે બોલી શકાયું નહીં; તેથી બધા દર્શન લઇ શોકથી ખિન્ન બની પોતપોતાને ઠેકાણે ગયા. રાત પડી હતી તેથી મહારાજ એમની મેળે એકલાજ અંધારાંમાં પાંજરામાં પૂરાઇ પડ્યા રહ્યા.

મહારાજે પોતાને પાંજરામાં પૂરી લીધા પછી બધાંને એમ લાગ્યું કે, મહારાજ ઉપર નીચે ચારે બાજુએથી પાક્કો બંદોબસ્ત કરી લીધેલાં પાંજરામાં પૂરાયા છે તેથી આ કાંઈ થોડા દિવસ માટે ન હોઈ મહારાજ વધારે દિવસ પાંજરામાં રહેશે એમ દેખાય છે. માટે હવે આરતિ શરૂ કરવાને હરકત નથી. હવે કાંઇ આરતિનું સામાન ફેંકી દેશે એવી ધાસ્તી રહી નથી. બહુ થાય તો પાંજરામાં ને પાંજરામાં બેઠા બેઠા ગાળો દયાં કરશે. આપણે એમની ગાળબેળ તરફ લક્ષ ન આપવું, આરતિ વગેરે જે કાંઇ કરવાનું તે બધું પાંજરા સામે કર્યા કરવું એટલે થયું. પાંજરામાં ગયાં પછી બીજે દિવસે બાપુસાહેબ વગેરે નિશ્ચય કરી મહારાજની આરતિ શરૂ કરવા માટે આજ્ઞા લેવા આવ્યા અને કેટલીક પુખ્ત સ્ત્રીઓ પણ "આરતિ શરૂ કરવા માટે બાબા હવે તો હુકમ આપોજ" એમ કહેવા લાગી. બાપુસાહેબ કહેવા લાગ્યા," આપ હુકમ આપો કે ન આપો. હું આરતિ શરૂ કરીશજ: અને આરતિ જો ન કરાવી લેવી હોયતો પાંજરામાં ગોંધાઈ ન રહેતાં પહેલાં પેઠે બહાર રહેવા જાઓ." આવી રીતે બધાંનું બહુ જોરમાં બોલવું સાંભળી મહારાજ બોલ્યા," હાલ કેટલાક દિવસો જવા દો. પછી તમો કહોછો તેમો

વિચાર કરીશું." બાપુસાહેબ વગેરે બોલ્યા," બે ચાર દિવસમાં જ આપ હુકમ આપવાના હો તો અમે થોભીએ," મહારાજ બોલ્યા," હવે પાસેજ સંક્રાંતિ આવી છે તે વખતે મ્હારા જીવને જેમ લાગશે તેમ કહીશ." બાપુસાહેબ બોલ્યા," ઠીક છે, અમો સંક્રાંતિ પર્યંત ખમી જઇશું (થોભીશું,) સંક્રાંતિ સુધીમાં તમો કહેશો તો ઉત્તમજ. નહીં કહો અને જો ગાળ બેળ કરવા માંડશો, તો અમો સંક્રાંતિથી આપની સામે આપ પ્રત્યક્ષ સાઇબાબાજ છો એવો અમારો પાક્કો નિશ્ચય થયાથી સાઇબાબાનીજ આરતિ સમજી અમો આરતિ કરીશું." આ પ્રમાણે બાપુસાહેબ તથા બધા (ભકત) લોકો બોલી દર્શન લઈ ગયા.

ખડગપુરના રાવસાહેબ વિનાયકરાવ શિંગવેકરની છોકરી સોનુબાઇની મહારાજ ઉપર બહુજ ભક્તિ હોવાથી તથા બીજી સ્ત્રીઓની પણ મહારાજ ઉપર ભક્તિ હોયાથી, મહારાજે સ્હેજ પણ કોઇને ખબર પડવા ન દેતાં એકદમ પોતાને પાંજરાંમાં પૂરી દીધા તેથી બધાંને બહુ દુઃખ થઈ તેઓ રડવા લાગ્યાં. સોનુબાઇ તો મહારાજનાં પાંજરાં આગળથી ખસે નહીં અને એક સરખાં રડવા લાગ્યાં. મહારાજે મીઠું બોલી તેમને ગમે તેમ કરી સમજાવ્યાં સોનુબાઇ પોતે ચતુર અને ધોરણ (નિયમ) સમજી તે પ્રમાણે ચાલનારાં હતાં તથા પરમેશ્વરપર તેમની બહુ ભક્તિ હોયાથી તેમણે સર્વે સ્ત્રીઓને સમજાવી અંદર અંદર નક્કી કર્યું કે, મહારાજ પાંજરામાં પૂરાયા છે તે જગતના કલ્યાણ માટે તેમને કાંઈ દેખાતું હશે તેથી તેઓ ત્રાસ સોસી લે છે, માટે આપણે પણ બધાંએ મળી તેમને માટે કહો કે પરમેશ્વર માટે કહો અથવા તેઓ પાંજરાંમાંથી જલદી છુટે તે માટે, આપણે બધી સ્ત્રીઓ ભેગી થઇ રાતદિવસ નામસ્મરણનો, ભજનનો, ઘોષ (ની ગર્જના) ચાલુ રાખી મહારાજ આગળ સપ્તાહ શરૂ કરીએ. સોનુબાઇનું એ બોલવું બધાંને પસંદ પડયું તેથી સોનુબાઇ તરતજ મહારાજ પાસે આવી બોલ્યાં, તમારા આગળ નામ સપ્તાહ શરૂ કરવી એવું અમારે સ્ત્રીઓ સ્ત્રીઓમાં ઠર્યું છે. અમો બધી સ્ત્રીઓ મળી દિવસ રાત્રિના પહેરા વહેંચી લઇ શરૂ કરીએ છીએ. મહારાજ

બોલ્યા, "અરે! સોનું, ત્હેં વિચાર કર્યો તે બધો સારોજ છે. પરંતુ તમો સ્ત્રીઓને તકલીફ થાય તો કેમ ચાલે?" સોનુબાઇ બોલી, "અમને કોઇને તકલીફ થતી નથી, ઉલટું બધી સ્ત્રીઓને ખૂબ આનંદ તથા ઉલ્લાસ થાય છે માટે તમો અમોને હુકમ આપો." છેવટે હા, ના કરતાં મહારાજે કહ્યું, "દેવનું નામ-સ્મરણ કરવાનો તમે વિચાર કર્યો છે તો તે પુણ્યના કામમાં હું શા માટે આડો આવું? પણ કરવાનું દેવળમાં કરો. અહીં મ્હારી સામે નહીં કરતાં." મહારાજે એ'વી રીતે પરવાનગી આપી છે એમ સમજી માગસર સુદ તેરસથી એટલે મહારાજ પાંજરામાં ગોંધાયા તેને ત્રીજે દિવસે સૂર્યોદયથી, બધી સ્ત્રીઓએ પોત-પોતાનો પહેરો મુકરર કરી નામ સપ્તાહની શરૂઆત કરી. તેમની ભક્તિને લીધે સાત દિવસ અહોરાત્ર (રાતદહાડો) સ્ત્રીઓ તરફથી ભજનની ગર્જના ચાલુ રહી. સાત દિવસ પૂરા થયા તોપણ સ્ત્રીઓની ભજનની હોંસ કમી થઇ નહીં. વધારે ઉત્સાહ આવી, સપ્તાહની સમાપ્તિ ન કરતાં એમજ ફરી સાત દિવસ વધારવાનો ફરી વિચાર થયો તેથી ફરી સાત દિવસ વધાર્યા. એમ ચઉદ દિવસ પૂરા થયા તોપણ સ્ત્રીઓનો ઉત્સાહ વધતોજ ગયો. ઉપરાંત નવી નવી દર્શને આવનારી સ્ત્રીઓની ભરતી થવા માંડી તેથી બધી સ્ત્રીઓનો ઉત્સાહ વધુ વધી, સંક્રાંતિનો તહેવાર સ્ત્રીઓનોજ હોવાથી સંક્રાંતિ સુધી રાતદિવસ સ્ત્રીઓનો ભજનનો મેળો ચાલુજ રાખવો એમ ઠેરવી તે સંક્રાંતિ સુધી ચાલુજ રહ્યો, સંક્રાંતિને દિવસે સેંકડો ઠેકાણેનાં સ્ત્રી પુરૂષો સેંકડો લોકો ભેગા થયા હતા. સંક્રાંતિને દિવસે મહારાજ આગળ સંક્રાંતિ નિમિત્તે બહુ મ્હોટો ઉત્સવ સમારંભ થયો. સેંકડો સ્ત્રી પુરૂષોએ મહારાજને લૂગડાં ચોળીના ખંડો, સોના મોતીના દાગીના વગેરે સૌભાગ્ય અલંકાર પાંજરામાં સમર્પણ કર્યા; અને પહેલાંના સંકેત પ્રમાણે તેજ સંક્રાંતિથી ખૂબ ઠાઠથી બાપુસાહેબે તથા બધા ભક્તોએ મળી મહારાજની ચરણ પૂજા વગેરે કરી આરતિ કરી. તેજ પ્રમાણે રાત્રે નવ વાગે મહારાજની શેજારતિ કરી. તેજ પ્રમાણે પરોઢીએ પાંચ વાગે મહારાજની કાકડ (મંગળા) આરતિ કરી

અને ત્યારથી બાપુસાહેબ તરફથીજ મહારાજનાં ત્રિકાલ યથાસાંગ પૂજા આરતિ વગેરે થવા લાગ્યાં. તે કાર્યક્રમ હજીસુધી તેજ પ્રમાણે ચાલુ છે. સ્ત્રી સમુદાયે જે નામ સપ્તાહ શરૂ કરી હતી તે સંક્રાંતિ સુધી ચાલુ રાખી તે બંધ ન કરતાં મહાશિવરાત્રી સુધી એજ પ્રમાણે ચાલુ રાખવી એ'વો બધી સ્ત્રીઓનો વિચાર થયાથી તે ભજનનો અહોરાત્ર (રાતદહાડો) ઘોષ (ગર્જના) મહાશિવરાત્રી સુધી પણ ચાલુ રહ્યો. પછી ફરી ફરી સ્ત્રીવર્ગનો ઉત્સાહ વધતોજ ગયો તેથી તે ભજન રામનવમી સુધી ચલાવ્યું; પછી સર્વ સ્ત્રીઓને લાગ્યું કે વૈશાખ વદ બીજે મહારાજનો જન્મ દિવસ છે ત્યાં સુધી ચલાવવુંજ. તેથી જન્મ દિવસ સુધી સ્ત્રીઓનો ભજની મેળો એક સરખો ચાલુજ રહ્યો. જન્મ દિવસે ઠેકઠેકાણેના હઝારો લોકો ભેગા થયા અને મહારાજના તે જન્મ દિવસે બહુજ મ્હોટો ઉત્સવ સમારંભ થયો. પારણું વગેરે બાંધી તેમાં મહારાજનો ફોટો મૂકી સ્ત્રીઓએ હાલરડાં વગેરે ગાયાં. આ'વા ખૂબ ઠાઠમાં તે જન્મોત્સવ ઉજવાઈ રહ્યો. છતાં સ્ત્રીઓએ રાતદહાડો અખંડ ભજન જે ચાલતું હતું તે બંધ કર્યું નહીં. વટ-સાવિત્રીનું વ્રત સ્ત્રીઓનું હોય છે તેથી વટસાવિત્રીની પુનમ સુધી આ ભજની મેળો ચાલુજ રહ્યો; હવે ગુરૂપુર્ણિમા પાસેજ આવી છે ત્યાં સુધી ચલાવવો એમ વિચાર કરી બંધ ન કરતાં બધી સ્ત્રીઓની અહોરાત્ર ભજનની ગર્જના ચાલુજ રહી; પછી શું ? તે ગુરૂપુર્ણિ-માજ. ફરી સેંકડો ઠેકાણાના (સ્થળના) લોકો ભેગા થઇ ગુરૂ-પુર્ણિમાના મહારાજના ઉત્સવ સમારંભ ઉપર ખૂબ ગર્દી થઇ હતી. ગુરૂપુર્ણિમાનો સમારંભ પણ ખૂબ ઠાઠથી ઉજવાયાં પછી સ્ત્રીઓએ અખંડ રાતદિવસ ચાલુ રહેલું ભજન બંધ કર્યું નહીં. ગુરૂપુર્ણિમાથી ચાતુર્માસના અનેક પ્રકારે પુણ્ય કરવાના એજ ચાર મહિનાના દિવસો મુખ્ય છે તેથી હવે આ ચાલુ થયેલ રાત દહાડાનો અખંડ ભજની મેળો બંધ કરવોજ નહીં એમ ઠેરવી જે સ્ત્રીઓ જવાની હોય તેમણે જવું અને જે રહેનારાં તથા નવાં આવનારાં હોય તેમણે અખંડ ચાલુ રાખેલું અહોરાત્રનું ભજન પોતપોતાના મ્હેરા લઇ ચાલુજ રાખવું

એમ ઠયાથી તે ચાલુજ રહ્યું. પછી બાપુસાહેબ વગેરે બધા આવનારા જનારા પુરૂષ વર્ગને શું લાગ્યું હોય તે કોણ જાણે. પુષ્કળ દિવસોથી બધી સ્ત્રીઓજ પોતાનાં ન્હાનાં ન્હાનાં છોકરાં સંભાળી, વરનાં તથા બીજા નૈવેદ્ય વગેરેના કામો સંભાળીને પણ રાત્રે ઉંઘની પણ પર્વા ન કરતાં એક સરખાં નામઘોષ કરી ભજન કરી રહી છે એ જોઇ તેમની એકનિષ્ઠાને લીધે તેમની દયા આવી અને સ્ત્રીઓને રાતના ભજનનો ત્રાસ ન થાય માટે રાતના પહેરા પુરૂષોએ લેવા એમ પુરૂષોએ અંદર અંદર ઠેરવ્યું અને સ્ત્રીવર્ગની સલ્લાહથી રાત્રે બાર વાગ્યાથી તે દિવસના બાર વાગ્યા સુધી પુરૂષોએ પોતપોતાના પહેરા નક્કી કરી લઇ અખંડ કરતાલ ભજન ચાલુ રાખ્યું. દહાડાના બાર વાગ્યાથી તે રાત્રે બાર વાગ્યા સુધી સ્ત્રીઓએ કરતાલ ભજનના પહેરા ચાલુ રાખ્યા. આ'વી રીતે મહારાજ પાંજરાંમાં પૂરાયા ત્યારથી જે અખંડ અહોરાત્ર કરતાલ સહિત ભજનના પહેરા શરૂ થયા તે હજી સુધી આટલાં વર્ષો થયાં છતાં ચાલુજ છે.

મહારાજ પાંજરાંમાં પુરાયા પછી સાત આઠ દિવસમાંજ અને સંક્રાંતિના પુષ્કળ દિવસ પહેલાં ગાયન કળામાં હુશીઆર હતી એવી એક બે સ્ત્રીઓ મહારાજને દર્શને આવી ઘણા દિવસ રહી. તેઓ સંધ્યાકાળ થાય એટલે મહારાજ આગળ બે ત્રણ ગાયન ગાતાં. તે ગાતાં હતાં ત્યારે દર્શને આવેલી કેટલીક છોકરીઓ તેમનાં ગાયન સાંભળી સાંભળી તેઓ પણ ગાયન બોલવા લાગી. તેમાં ખાડિલકરની શાંતિ તથા ભાવેની ચેસુ એ ઉમ્મરે નવ દસ વર્ષનાં હોઇ તેમનો જન્મથીજ કંઠ મધુર હોવાથી સાંભળી સાંભળી તેમને સ્હેજમાં તે ગાયનો આવડવા માંડ્યાં. તેમનો કંઠ સારો હોવાથી તે ગાનારી સ્ત્રીઓએ પણ તે છોકરીઓને કાળજી લઇ થોડું ઘણું શીખવ્યું. મહારાજની સંક્રાંતિથી આરતિ શરૂ થઇ હતી તેથી બપોરની આરતિની છેવટે અને સંધ્યાકાળની આરતિની છેવટે તે ગાનારી સ્ત્રીઓ અને તૈયાર થયેલી કેટલીક છોકરીઓ સુસ્વર ગાયનો ગાઇ થોડો વખત મનરંજન કરતી. તે ગાનારી સ્ત્રીઓ શિવરાત્રી સુધી રહી રજા લઇ ગયાં. જતાં શાંતિ વગેરે છોકરીને

કહી ગયાં, "મહારાજની આરતિની આખરે ઘણા દિવસથી મહારાજ આગળ ઘણા દિવસોથી બે ત્રણ ગાયનો બોલવાનો અમારો નિયમ હતો, હવે અમો જઇએ છીએ. અમારો નિયમ તમો ચાલુ રાખજો." એમ કહી તેઓ ગયાં; પછી શાંતિ વગેરે છોકરીઓએ મહારાજની બેઉ આરતિ પછી રોજ બે ત્રણ ગાયનો બોલવાનો ક્રમ ચાલુ રાખ્યો. તે છોકરીઓનું જોઈ બીજાં કોઇ આવનારા અને કેટલાક દિવસ રહેનારા લોકોની છોકરીઓ પણ પહેલાંની છોકરી સાથે મળી ભેગી થઈ ગાયન ગાવા લાગ્યાં. પછી થોડાજ વખતમાં પારસી જાતિનાં ડાલીબાઇ તથા ડોસીબાઇ જે મુંબાઇના ગાંધર્વ મહા વિદ્યાલયમાં ગાયનકળા શીખ્યાં હતાં તે મહારાજને દર્શને આવ્યાં. તેમને આરતી પછી છોકરીઓને ગાયન ગાતી જોઈ આનંદ થયો. પછી ડાલીબાઇ તથા ડોસીબાઇએ બધી છોકરીઓને ફુરસદના વખતમાં પાસે બેસાડી નવાં નવાં સારાં સંગીત પદ્ધતિ પ્રમાણે ગાયનો શીખવ્યાં. તે બેઉ જણાં તથા છોકરીઓ રોજ આરતિ પછી ગાયન ગાવા લાગ્યાં. પછી થોડે વખતે ફક્ત ગાયન ગાવા કરતાં તે ગાયનને કાંઈક વધારે ભજનનું સ્વરૂપ આવ એ ઉદ્દેશથી, ડાલીબાઇએ દાંડીઆંના તાલ સાથે ગાયન ગાતાં આવડે એ હેતુથી, બધી છોકરીઓને જુદી જાતના દાંડીઆના ખેલો (રાસો) શીખવ્યા. તે દાંડીઆના તાલ સાથે બધી છોકરીઓ સુસ્વર ગાયનો ગાય છે એ જોઈ કોઇક ભક્તે હારમોનીઅમની પેટી પણ આણી આપી તેથી જે છોકરીને પેટી વગાડતાં આવડતી તે હાર્મોનિઅમ પર બેસી ગાતી અને તેના સુરમાં બધી છોકરીઓ દાંડીઆ સાથે રાસ રમતાં રમતાં ગોળ ફરી રોજ જુદાં જુદાં ગાયનો ગાતાં. નવી નવી છોકરીઓની દાડીઆનાં ગાયનમાં ભરતી થયાંજ કરતી. જે છોકરીઓને જવાની જરૂર હોય તે જાય છે અને પ્રસંગોપાત ફરી આવે છે. એવી રીતે શરૂઆતથી માંડી આજ સુધીમાં આ ભજનના રાસમાં ત્રણસો ઉપર ન્હાની મ્હોટી છોકરીઓની સંખ્યા થઇ; અને આ પ્રમાણે આરતિ પછી દાંડીઆ સાથે ભજન તથા ગાયનો ગાવાનું હજી સુધી ચાલુજ છે. આ બધાં ગાયનો તથા ભજનો પહેલાંના

સાધુ સંતોએ ગાયેલાં બોધપ્રદ તથા ઉપદેશપ્રદ છે. છોકરીઓના આ ભજનના રાસમાં મ્હોટી સ્ત્રીઓ પણ હોય છે; અને આ ભજન રૂપે પુરાતન કાળથી ચાલુ આવેલી રીતને અનુસરી દાંડીઆ સાથેના ગાયન તથા ભજનથી પરમેશ્વરની સેવાજ થાય છે એમ સમજી જેને જેને ફાવે તે તે સ્ત્રીઓ તથા છોકરીઓ ગાય છે. રાસના ગાયન, ભજનના પહેરા અને મહારાજની આરતિ એ બધું હંમેશજ ચાલુ હોયાથી ઘણા ખરા લોકોને ઉપાસના માર્ગની ભક્તિ ચ્હોંટ્યાથી તથા ભજન ગાયનનો શોખ લાગ્યાથી, "ઉપાસના ક્રમ," અને "સચ્ચિદાનંદ ભજનાવલિ" એવાં બે પુસ્તકો ભક્ત લોકોએ છપાવી પ્રસિદ્ધ કર્યાં.

પછી તરતજ અધિક ચૈત્ર મહિનો આવ્યો તેથી તે નિમિત્તે કાંઇક વધુ સત્કર્મપુણ્યકર્મ ચાલુ રહે એ ઉદ્દેશથી મહારાજની રજા લઈ ભાઉસાહેબ શિંગવેકર, દિક્ષીત ગુરૂજી, કેશવરાવ પેશકાર, ત્રિંબકરાવ, તાત્યા મુળે વગેરે બ્રાહ્મણ લોકોએ ભેગા થઈ પાદુકા (પાવડીઓ) ઉપર અખંડ ચોવીસ કલાક રૂદ્રી, અથર્વશીર્ષ, શિવ મહિમ્ન તથા વિષ્ણુસહસ્રનામના મંત્રાવર્તનથી સતત જલધારા ચાલુ રાખવી એમ ઠેરવ્યું. તે પ્રમાણે જલધારા શરૂ થઇ અધિક મહિનો પૂરો થયો તોપણ ઘણા વર્ષોથી અભિષેકનો પહેરો, હજી પણ ચાલુ છે ત છેજ. તે સતત ધારાના પુણ્યથી કોઇક તેનો પોતાનો ઇષ્ટ હેતુ સાધ્ય પણ કરી લે છે અને તે પ્રમાણે સેંકડો જણાના પોતાના હેતુ સિદ્ધ થયાનાં ઉદાહરણો પણ છે. સેંકડો માણસો તે અભિષેકનું તીર્થ (પવિત્ર જલ) અને મહારાજના પાંજરામાંની ઉદી (ભસ્મ) સાથે લઇ જાય છે અને પ્રસંગ પડે માંદા માણસ માટે તેનો ઉપયોગ કરે છે. ભક્તિ તથા શ્રદ્ધાથી તેનો ઉપયોગ કર્યાથી ઔષધ શિવાય પણ એથી ફાયદો થાય છે. કોઈ કોઇ તો કોઇ પણ સંકટ પ્રસંગમાં મહારાજની ઉદી હંમેશ પાસે રાખી દહાડામાં રોજ બે ત્રણ વખત ખાય છે અને તેથી તેમનાં સંકટો પણ દૂર થાય છે. પ્રસૂતિ સમયે અટકી પડેલી સ્ત્રીઓને તીર્થ તથા ઉદી પાણીમાં કાલવી પીતાંજ સુખ શાંતિથી છોકરૂં પ્રસવે છે.

પછી ચૈત્રમહિનામાં રામનવમીના નવરાત્રમાં એક કાગડો ઝુંપડીમાં આવી મહારાજના પાંજરામાં આખા દિવસમાં કોઈ કોઇ વખત ખૂબ વખત સુધી બેસી રહેતો. એવી રીતે તે રોજ આવતો અને રાત્રે જતો. મહારાજની આરતિ વખતે મહારાજના શરીર તથા ખભા ઉપર બેસતો. મહારાજ તેને હાંકતા નહીં. તેની ચાંચ હંમેશ હાલતી. તેના મ્હોંમાંથી તદ્દન ઝીણા સુરમાં કાંઇક શબ્દ નીકળે છે એ જાણી પુષ્કળ લોકોએ તેના મ્હોં આગળ કાન ધરી સાંભળ્યું તો તે કાગડાના મ્હોંમાંથી 'રામરામ' નો ધ્વનિ ( અવાજ ) સ્પષ્ટ સંભળાતો હતો. મહારાજે તે કાગડાની પાછળની હકીકત કહી અને 'તેનો જલદીજ અહીં ઉદ્ધાર થઈ તેને સદ્ગતિ મળવાની છે તેથી તે રોજ આ પાંજરામાં આવે છે. પોપટ રામ રામ કહે છે તેના કરતાં પણ સ્પષ્ટ ઉચ્ચારથી રામરામનો ધ્વનિ એના મ્હોંમાંથી નીકળે છે. તેમાં રામજન્મના નવરાત્રમાંજ એ પાંજરામાં આવવા લાગ્યો છે. રામજન્મ સુધીમાં તેને અંતરૂ જ્ઞાન થઈ તે સદ્ગતિએ જશે,' એમ કહ્યું, એવી રીતે તે કાગડો રોજ પાંજરામાં આવતો અને રામજન્મને દિવસે સંધ્યાકાળે મહારાજની ઝુંપડીમાંજ તેણે પોતાનો દેહ છોડ્યો. મહરાજે તેને સદ્ગતિ આપી.

કાશી ક્ષેત્ર, નાશિક ક્ષેત્ર વગેરે તીર્થોના પુણ્ય ક્ષેત્રમાં જે પ્રમાણે બાપ દાદાની સદ્ગતિ માટે તેમની ઉત્તર ક્રિયા વા શ્રાધ્ધ વિધિ કરે છે અથવા બાપનાં અસ્થિ ગંગા (નદી) માં નાંખવા વગેરેની જેમ ક્રિયા કરે છે તે પ્રમાણે મહારાજના ચરણમાં બધાં તીર્થો, બધાં ક્ષેત્રો, બધા દેવો વાસ કરેછે એવી પૂર્ણ ભાવના હોવાથી સેંકડો લોકો મહારાજના ચરણ આગળ પોતાના બાપદાદા-ઓને સદ્ગતિ મળે એ હેતુથી પોતાના બાપના અસ્થિને મહારાજના ચરણ સ્પર્શ કરાવી લેવા માટે લઈ આવે છે અને તે અસ્થિને ચરણ સ્પર્શ કરાવી પિતાનુ પિંડદાનાદિક વિધીથી શ્રાદ્ધ કરી પિંડોને પણ મહારાજના ચરણ સ્પર્શ કરાવી લેછે. એવી રીતે બાપના ઉધ્ધાર તથા સદ્ગતિ માટે સેંકડો લોકો આવી પિંડદાન

દિક શ્રાદ્ધક્રિયા તે પાંજરા આગળ કરે છે અને હજી પણ તે પ્રથા ચાલુજ છે. કેટલાકને પિતાનો મહારાજના ચરણ આગળ ઉદ્ધાર થઇ તેમને સદ્દગતિ મળ્યાનો સાક્ષાત્કાર પણ અનુભવમાં આવ્યો છે. કેટલાકોને મહારાજના ચરણની ભક્તિ શરૂ કરી ત્યારથી સંસારની અનેક અડચણો દૂર થઈ પરમેશ્વરી સાક્ષાત્કાર થયો છે. એવાએ પુષ્કળ લોકો છે. જેવી જેની ભક્તિ અને ભાવના હોય તે તે પ્રમાણે ઐહિક (આ દુનીઆની) કામના પણ પૂર્ણ થયાંનાં એ પુષ્કળ ઉદાહરણો છે. અત્યાર સુધી સેંકડો લોકો અનેક પ્રકારની કામના રાખી આવે છે પરંતુ તેમના ભાવ ભકિત તથા ભાવના પ્રમાણે સેંકડો લોકોની ઇચ્છાઓ પણ સફળ થઈ છે અને ફકત પરમેશ્વર માટે આવનારોને પરમાર્થનો પણ લાભ થયો છે. અહીંની અઘટિત શકિતનું વર્ણન કરવું તદ્દન અશકય છે.

“ जया मनीं जैसा भाव । तया तैसा अनुभव ॥ ”

(જેના મનમાં જેવો ભાવ, તેવો તેને અનુભવ).

એ પ્રમાણે અહીં બધું છે. પુષ્કળ લોકો પોતાનાં છોકરાંના વાળ ઉતારવા માટે મહારાજના પાંજરા આગળ આવી ત્યાંજ ઉતારે છે. તેવીજ રીતે જેને છોકરાં થતાં નથી તથા જેનાં છોકરાં જીવતાં નથી તે પાંજરા આગળ માનતા માની જાય છે અને છોકરૂં થયા પછી તેનું નામ પાડવા તથા પગે લગાડવા પાંજરા આગળ લઈ આવે છે. તેથી આ પાંજરાનું પણ માહાત્મ્ય બહુ મ્હોટું છે.

મહારાજ, પાંજરામાં પૂરાયાં પછી તથા તે પહેલાં પણ આવનારા લોકો સાથે લહેરમાં આવે તો બોલતા. મહારાજ એક-વાર એ પ્રમાણે બોલવા લાગે કે સાંભળનારાનાં મન સંસાર પ્રપંચ સંબંધે ગમે એટલાં દુઃખી થયેલાં હોય, તથા ગમે તેટલાં અસ્વસ્થ હોય તોપણ મહારાજના બોલ સાંભળતાં બધું દુઃખ વિસરાઇ જઇ, મનને સ્વસ્થતા તથા શાંતતા એકદમ આવી મહા-રાજના શબ્દો હંમેશ સાંભળ્યાંજ કરવાની ઇચ્છા, ખાવાપીવાની પણ પર્વા નહીં—એવી સ્થિતિ બધા સાંભળનારાઓની થતી. મહારાજના શબ્દો સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાનની અમૃતવાણી જેવાજ

તથા વેદવાકય જેવા હોયાથી સેંકડો જીજ્ઞાસુ લોકો બહુ પ્રેમથી તે સાંભળતા, કાઇ કોઈ મહારાજના બોલ સાંભળી લઈ જેટલું લક્ષમાં રહેતું તેટલુંજ લખી રાખવા લાગ્યા. વકીલમામા (હૈદ્રાબાદના પ્રસિદ્ધ રંગરાવ વકીલ) પોતાની વકીલી વગેરેનો ધંધો રાજગાર છોડી મહારાજના ચરણુ પાસે આવી બેઠા હતા. તે પોતે બહુ હોંશીયાર અને બેચાર લિપી ભાષામાં પ્રવીણુ તથા બહુ બુદ્ધિવાન હતા. તેમણે મહારાજના બોલ અક્ષરશઃ લખી મૂકવાનું બહુ મહત્વનું કામ શરૂ કર્યું હતું. સેંકડો લોકો મહારાજના બોલ (પ્રવચનો) સાંભળવા માટે સેંકડો ઠેકાણેથી, દૂરથી આવતા હતા. મહારાજ હંમેશ પાંજરામાં બેઠા રહેતા અને સ્હવારે નવ વાગે મહારાજની ઝુંપડીના પડદા ઉઘડતા ત્યારથી સેંકડો આવનારાં સ્ત્રીપુરૂષો મહારાજની પૂજા માટે ઝુંપડીમાં આવવા લાગતાં. સેંકડો લોકો મહારાજના પાંજરાની બહારથીજ પૂજા વગેરે હંમેશ કરતા અને બધા લોકો આવીને બેસે એટલે નવ સાડા નવ વાગે મહારાજની લહેર લાગે તો બોલવાની શરૂઆત કરતા. વકીલમામા ઝુંપડીની બહાર, મહારાજની નજરે ન પડે એમ બેસી મહારાજના મ્હોંમાંથી જે જે સારા માઠા શબ્દો નીકળે તે બધા અક્ષરશઃ લખી લેતા હતા. લખવાના કામમાં વકીલમામાનો હાથ બહુજ ઝડપથી ચાલતો. મહારાજ બોલવા લાગે એટલે નવ સાડા નવ વાગ્યાથી જે શરૂઆત થતી તે કોઇ કોઈ વખત બે ત્રણ વાગ્યા સુધી પણ એક સરખા બોલ્યાંજ કરતા. વકીલમામા પણ એટલા વખત સુધી મહારાજનો એક પણ બોલ છોડ્યાં શિવાય એક સરખા લખ્યાંજ કરતા અને સાંભળનારા લોકો પણ ત્યાં સુધી પોતાના ઘરની વાતો વિસરી જઇ તટસ્થ ચિત્ર પેઠે તે સાંભળતાજ બેસી રહેતા. પ્રત્યેક દિવસે હાલની પરિસ્થિતિને અનુસરી કદી ન સાંભળેલી એવી શાસ્ત્રીય, વ્યવહારિક, પારમાર્થિક લોકોને ઐહિક સુખની પ્રાપ્તિ થઈ આખરે પારલૌકિક પરમેશ્વરી અખંડ સુખની પ્રાપ્તિ પણ કેવી રીતે થાય છે અને વેદાંત વિષય એટલે શું વગેરે વગેરે રોજ જુદા જુદા વિષયો ઉપર બધા આબાલ વૃદ્ધ સ્ત્રી પુરૂષોને સર્વ રીતે ઉપયોગી થઇ

પડે એવાંજ તેમનાં ભાષણો થતાં. મહારાજની લહેર ન હોય તે દિવસે ખાડો પણ પડતો. મહારાજનાં તેજ પ્રવચનો બહુજ લોકોપયોગી લાગ્યાથી વકીલમામાએ લખ્યાં હતાં તે પ્રવચનોમાંથી થોડો ભાગ શંકર નાના છાપવાલેએ, તેમને ઇચ્છા થવાથી, પહેલવહેલોજ પ્રથમ ભાગ તરીકે છપાવી પ્રસિદ્ધ કર્યો. લગભગ મહારાજ ત્રણ વર્ષથી વધારે દિવસો સુધી, વચ્ચે થોડા દિવસો પડતા તે બાદ કરતાં, એક સરખા બોલતા હતા અને તે બધા શબ્દો અક્ષરશઃ વકીલમામાએ લખી રાખ્યા છે. તેમાં કેટલાક દિવસ સુધી સ્વામી મંગલમૂર્તિ પણ, લખવાના કામમાં તેમનો હાથ ઝડપથી ચાલતો હતો તેથી, મહારાજના શબ્દો લખી લેતા હતા. આજ સુધીમાં મહારાજનાં જેટલાં પ્રવચનો થયાં તેનો ગાથા સંગ્રહ ખૂબ ભેગો થયો છે, તેમાંથી પાંચ ભાગ છપાઇ 'સાઇવાક્‌સુધા' નામથી પ્રસિદ્ધ થયા છે અને છઠ્ઠો ભાગ છપાય છે. (આ ભાગોમાંનો ત્રીજો ભાગ ગુજરાતીમાં "સાકોરીના સદ્‌ગુરૂ શ્રી ઉપાસની મહારાજના પ્રવચનો" ના નામથી છપાયો છે). જેમને જેમને તે વિષે પ્રેમ ઉત્પન્ન થયો તેમને મહારાજનું સાઇવાક્‌સુધાના પુસ્તકનું વાચન છોડવાનું મનજ થતું નથી. એમાં કેટલાક શાસ્ત્રીય તથા વેદાંતના ગહન વિષયો ક્યાંક ક્યાંક આવ્યા છે તે પણ કોઇને પણ બે ત્રણ વખત લક્ષપૂર્વક વાંચ્યાથી સમજી શકાય છે. મ્હોટા મ્હોટા સંસ્કૃત ભાષામાં ઉપનિષદ્ વગેરે વેદાંત ગ્રંથો, ભગવદ્ગીતા, જ્ઞાનેશ્વરી, એકનાથી ભાગવત વગેરે વગેરેમાં અત્યંત મહત્વના પણ સમજવાને બહુ કઠણ વિષયો છે, તેજ મહારાજે પોતાની સ્વયંસ્ફૂર્તિથી તથા સાક્ષાત્ તેમને જે અપરોક્ષાનુભવ એટલે શાબ્દિક અથવા કોઇનું સાંભળેલા કરેલા વા કોઇ પાસે શીખેલા વા કોઇના કહેલા ન હોઇ, ખાસ સચ્ચિદાનંદ અવસ્થામાં સાક્ષાત્ પ્રત્યક્ષ અનુભવમાં જે દેખાય તેજ આબાલવૃદ્ધ સ્ત્રી પુરૂષોને સહેલાઇથી વ્યવહારમાં રહીને પણ સહજ સમજાય એવી સાદી ભાષામાં કહ્યા છે.

આ પ્રમાણે સ્મશાન ભૂમિની જે જગ્યામાં ઝુંપડીમાં મહારાજે પોતાને પાંજરાંમાં પૂર્યા હતા તે જગ્યામાં મૂળ શરૂઆતમાં

સ્મશાનનું જે ભયંકર સ્વરૂપ હતું તે તદ્દન જતું રહી ઉપર કહ્યાં પ્રમાણે પૂજા આરતિ છોકરીના ભજન ગાયનો તથા અનેક પ્રકારના ઉત્સવો ચાલુ રહ્યાથી ત્યાં વૈકુંઠ કૈલાસનું પૂર્ણ સ્વરૂપ બધાંના અનુભવમાં આવે છે.

## પ્રકરણ છવ્વીસમું.

### ભક્તોદ્ધાર.

શકે ૧૮૪૫ માઘ સુ. ૭ ( રથ સપ્તમી ) તા. ૩૧ જાન્યુઆરી ૧૯૨૪ ને દિવસે પાંડોબા મિસ્ત્રી પાસે પાંજરાં બહાર નીકળવા માટે એક ન્હાનીશી બારી કરાવી લઇ સંધ્યાકાળે મહારાજ બહાર આવ્યા અને દેવળની બાજુએથી ઉત્તર દિશામાં સીધા ગામ બહાર મહાલક્ષ્મી છે તેમનાં દર્શન લઈ પાછા આવ્યા; પછી દેવળની આસપાસ તથા દેવળમાં જરૂરી જગ્યાએ ફરી, થોડા વચ્ચે કયાંક બેસી, ફરી પાછા પોતાની ઝુંપડીમાં પાંજરાની બહાર પાંજરાને અઢેલી બેઠા. મહારાજ બહાર નીકળી ફરતા હતા ત્યારે જરૂર જેટલાં ચાર પાંચ જણાં તેમની સાથે હતાંજ ઘણા દિવસોથી પાંજરામાં પૂરાઇ રહ્યાથી પગને અને શરીરને ચલન વલન ન હોવાને લીધે થોડું અકડાઇ ગયાં જેવું થયું હતું તેથી મહારાજ પાંજરાની બહાર અઢેલીને બેઠા પછી કેટલાંક સ્ત્રી પુરૂષોએ તેમના હાથ પગ તથા શરીર તેમનાથી સોસાય એ'વી રીતે હળવે હળવે ચાંપી સેવા કરવા માંડી. થોડો વખત તે સેવા લઇ, મહારાજ ફરી પોતાના પાંજરાંમાં જઇ બેઠા. આ પછી આઠ પંદર દિવસે કોઇ કોઇ વખત બહુજ જરૂર પડે તેજ વખતે બહાર નીકળતા. બાકી તે બારીને તાળું મારવામાં આવતું અને તેની ચાવી વકીલમામા પાસે રહેતી. આ'વી રીતે બહુજ જરૂર હોય ત્યારે તેટલા પૂરતાજ કોઇ કોઈ વખત બહાર નીકળતા અને નહીં તો હંમેશ પાંજરાંમાંજ રહેતા. આ સ્થિતિમાં પણ સુમારે એક બે વર્ષો નીકળી ગયાં. પાંજરાંમાં પૂરાયાં પછી જેટલા વખત સુધી પાંજરાં-

માંજ વખત ગયો ત્યાં સુધી મહારાજ બહુજ થોડો આહાર કરતા હોઇ તે પણ પાંજરામાં ને પાંજરામાંજ કરતા. તેમજ શૌચક્રિયા પણ પાંજરામાંજ થતી હોઇ કોઇ પણ છોકરી તે કહાડી નાંખતી. તેવીજ રીતે દર મહિને મહારાજ હજામત કરાવતા તે વખતે પાંજરા બહાર બેસી રખમો હજામ પાંજરામાંજ બેઠેલા મહારાજની પાંજરામાં હાથ ઘાલી મહારાજને માથે પાણી લગાડી હજામત કરતો. હજામત થયાં પછી સ્નાન કરવાનું તે પણ, કોઇ સ્ત્રી પાણી લાવી બહારથીજ પાંજરાંમાં પેસે એવા ન્હાના લોટા લોટાએ પાંજરાંમાંજ મહારાજના શરીરપર રેડી તેમને ન્હવરાવતી. પાંજરાંમાંથી પાણી બહાર જતું રહેવા માટે યોજના કરી હતી. તે પ્રમાણે તે બહાર નીકળી જતું. પછી સાધારણ થોડું થોડું ભીનું રહ્યું હોય તે ઉપરજ મહારાજ કોથળો નાંખી બેસતા.

પછી કેટલેક વર્ષે મહારાજની ઝુંપડી પડવા આવી તેથી બીજી નવી ઝુંપડી બંધાઇ. તે પછી કેટલેક વર્ષે એટલે શકે ૧૮૪૯ મહા ફાગણમાં મહારાજ ખૂબ માંદા પડી નાશિક પંચવટી ગયાં પછી મહારાજનું પાંજરૂં મંકોડાએ કોતરી નાંખ્યાથી પોલું થઇ ગયું હોવાથી તેજ જગ્યા ઉપર કોઇ ભક્તે કાયમ રહે એવું ચાંદીનું પાંજરૂં કરી બેસાડ્યું. પહેલાંના જુના પાંજરાંના લાકડાં તથા વાંસ સેંકડો લોકો તેના ન્હાના ન્હાના ટુકડા કરી પૂજા માટે લઇ ગયા; તેવીજ રીતે મહારાજના શરીરપરનું જીર્ણ કંતાણ નાંખી દેવા લાયક થાય અને મહારાજ બીજું લેવા માંડે એટલે તે જીર્ણ કંતાણના ટુકડા કરી મહારાજ આપતા નથી છતાં મહારાજના પ્રસાદ તરીકે જોર જુલમથી પૂજા માટે કોઇ પણ લઇ જાય છે.

મહારાજ ખડ્ગપુરમાં હતા ત્યારે બાજીરાવ સુરડકરની છોકરી મિરાબાઇ પણ તેમના સહવાસમાં હતી એ પહેલાં કહ્યુંજ છે. પછી તે એના ધણીને ત્યાં પાંચ સાત વર્ષ રહી, બહુ માંદી થવાથી, હવે હું આ દર્દમાંથી સાજી થઇશ નહીં, એમ તેનેજ

લાગ્યાથી તેના આગ્રહને લીધે તેના વરે તેને સાકોરી આણી નાંખી. આ વખતે મિરાબાઈ ફક્ત હાડપિંજર બની ગઈ હતી તેથી તેને ઉઠીને બેસવાની પણ શક્તિ રહી નહોતી. મહારાજે તેને પાછી લઇ જવા ખુબ કહ્યું તોપણ તેમનું ન સાંભળતાં તેણીને સાકોરી મહારાજના ચરણ પાસે મૂકી બધાં જતાં રહ્યાં. પછી મહારાજે તેને કેટલાક દિવસો પોતાની ઝુંપડીમાંજ રાખી અને ત્યારબાદ તેને મહારાજની ઝુંપડીમાંથી દેવળ તરફની કોટડીમાં લઇ જઈ રાખી. મહારાજ વખતોવખત મિરાબાઈની ખોલીમાં જઇ તેને દર્શન આપતા અને ઉપદેશ કરતા. છેવટે મહારાજે મિરાબાઇનું મન ઐહિક વિષયોમાંથી કહાડી લઇ, તેની વૃત્તિ પોતાના તરફ ખેંચી લીધી. એ'વી રીતે કોઇપણ ઐહિક વાતોનો વિચાર મનમાં ન આવવા દેતાં મહારાજનો રાત દહાડો ધ્યાસ કરતાં કરતાં ફાગણ વદ પાંચમ શકે ૧૮૪૫ ને દિવસે રાત્રે સાત આઠ વાગે મિરાબાઇએ પોતાના આત્માને મહારાજની આત્મજ્યોતિ સાથે મેળવી લીધો. બીજે દિવસે સ્હવારે નવ દસ વાગ્યા સુધીમાં જો કે તેનો અંતકાળ થયા પછી દસ બાર કલાકો થયા હતા છતાં બીજા લોકો પ્રમાણે કોઇ પણ પ્રકારે તેનું શરીર લાકડાં પેઠે કઠણ ન થઇ જતાં ન્હાનાં છોકરાં પેઠે મૃદુ (કોમળ, વળે એવી) અવસ્થામાંજ રહ્યું, એ જોઈ બધાંને આશ્ચર્ય થયું. મહારાજે મિરાબાઇના શબને પોતાને હાથે ઉંચકી ખોલીમાંથી બહાર આણ્યું. મહારાજની કૃપાથી તે અખંડ સૌભાગ્યવતિ બની ગયાથી સાકોરીની બધી સ્ત્રીઓએ તેના શબને ન્હવરાવી, સૌભાગ્ય દ્રવ્ય હળદ કંકુ કપાળે ભર્યાં અને નવાં લૂગડું ચોળી પહેરાવી તેનો ખોળો ભર્યો. મિરાબાઇનો પ્રાણ ઈશ સ્વરૂપમાં લીન થયાંની ખબર પડતાંજ લોકોએ તેના શબની આસપાસ હરિ નામની ગર્જના જે એકવાર શરૂ કરી હતી તે તેને સ્નાન વગેરે કરાવ્યું ત્યાં સુધી તે ચાલુજ રાખી હતી. પછી મહારાજ તેના શબને એકલાજ હાથે ઉંચકી બાગમાં લઇ ગયા અને ઝુંપડીની પશ્ચિમે એક ખાડામાં મૂકી પૃથ્વી માતાને હવાલે કરી.

સોનુબાઇ અને તેના બાપ ભાઉસાહેબ શિંગવેકર સાકોરીમાં

મહારાજની સેવામાં હતાં, ત્યારે મહારાજ પાંજરાંમાં બેસી રહ્યા તે નિમિત્તે આજ સુધી ચાલતો કરતાલ ભજનનો પહેરો એ સોનુબાઇએ શરૂ કર્યો હતો એ પહેલાં કહ્યુંજ છે. કેટલેક દિવસે સોનુબાઈ માંદી પડી તેની પ્રકૃતિ દહાડે દહાડે ગળાતી ચાલી. શ્રી સદ્‌ગુરૂ કૃપાથી તેના મનને વૈરાગ્યનું ખૂબજ વળણુ પહેલેથીજ લાગ્યું હતું. તેની માંદગીમાં મહારાજ તેને વખતોવખત સદુપદેશ પણ કરતા હતા. તેને લીધે તેના મનની પૂરેપૂરી તૈયારી બની, તેને ઇશ્વરપરાયણ અવસ્થા આવી હતી. મહારાજના ચરણનો તેને પૂર્ણધ્યાસ હોયાથી તેને પોતાનું આગળનું ભાવિ સમજાયું હતું તેથીજ કે શું પણ તેણે તેના બાપ ભાઉસાહેબ તથા બીજા એક બે જણાંને બોલાવીને કહ્યું કે, "મ્હારે માટે આજથી ચાર દિવસ પાદુકા ઉપર દુધનો અભિષેક ચાલુ કરો. ચાર દિવસે આ અભિષેક પૂરો થશે એટલે હું આ માંદગીમાંથી મુક્ત થઇશ એવું મ્હારૂં ભવિષ્ય મ્હને બરોબર સમજાઇ ગયું છે!" તેણે એમ કહ્યાંથી મહારાજની આજ્ઞાથી ભાઉસાહેબ તથા બીજા બ્રાહ્મણોએ મળી પાદુકા ઉપર દુધના અભિષેકની શરૂઆત કરી; અને ચાર દિવસ રાત દહાડો અભિષેક ચાલુ હતો એવામાંજ ચોથે દિવસે તા. ૮–૬–૨૪ જ્યેષ્ઠ સુદ ૬ શકે ૧૮૪૬ ને દિવસે રવીવારે રાત્રે સાડા સાત વાગ્યાના સુમારે મહારાજ પાસે બેઠા હતા અને તે સૂતેલી હતી તે એકદમ ઉઠી મહારાજને પેટે વળગી પડી, "મહારાજ, હવે મ્હને સંભાળો" એમ બોલી. એટલું કહેતાં કહેતાંજ તેનું દેહાવસાન થયું.

પછી બીજે દિવસે નવ દસ વાગ્યા સુધી લોકો સ્ત્રીઓ અને પુરૂષો તેને નિમિત્તે ભજન કરતાં હતાં. મહારાજ આવ્યા ત્યારે આટલા બધા કલાકો થયા હતા છતાંએ તેનું પણ શરીર મિરા પેઠે કોઇ પણ પ્રકારે કઠણ બની ગયું નહીં પણ તદ્દન ન્હાનાં છોકરાં પ્રમાણે પોચું રહી મરી ગયાંના જેવો નિસ્તેજ ચહેરો પણ તેનો દેખાતો નહોતો. પછી કોઇની પણ મદદ ન લેતાં મહારાજેજ પોતાને હાથે તેને બહાર કહાડી અને રીત પ્રમાણે સૌભાગ્યાલંકાર કંકુ હળધર વગેરે લગાડી ખોળો ભર્યો પછી મહારાજે મિરા પ્રમાણે કોઇની પણ મદદ ન લેતાં એકલાએજ પોતાના હાથમાં, હાથ

પેટ આગળ રાખી, ઉંચકી ગયા અને દેવળની કોટડીમાંથી બગીચામાં પશ્ચિમ દિશાએ જ્યાં મિરાને હાટી હતી તેજ જગ્યા ઉપર ખાડામાં મહારાજે તેને પોતાને હાથે મૂકી, પોતાને હાથે પૃથ્વી માતાને સ્વાધીન કરી.

યશ્વન્તરાવ બોરાવકે પાસે એક મ્હોટો, ખૂબ ઉંચો અને હરેક પ્રકારે સુશોભિત બહુ ભારે કિમ્મતનો એક ઘોડો હતો. તેના સંબંધમાં કેટલાક દિવસો પહેલાં યશ્વન્તરાવને સ્વપ્નરૂપે એ'વું દૃષ્ટાંત થયું કે, "તે ઘોડા ઉપર કાંઇક બેઠક જેવું પાથર્યું હોઇ તે ખુલ્લા ઘોડા ઉપર મહારાજ નગ્ન અવસ્થામાં ઘોડાની પાછળથી ચ્હડી ઉપર જઇ બેઠા. બેસતી વખતે ઘોડાએ પણ કોઇ પણ પ્રકારે ત્રાસ ન આપતાં બેસાડી લીધા અને તે ઘોડો મહારાજને પોતાની પીઠ પર એ પ્રમાણે બેસાડી સાકોરીથી કોપરગામ ગયો." વગેરે સ્વપ્ન જોયાં પછી મહારાજને પોતાના ઘોડા ઉપર બેઠેલા જોઈ ફરી આપણે તેની ઉપર બેસવું એ ઠીક નહીં એમ મનમાં આવ્યું તેથી યશ્વન્તરાવે તે ઘોડો મહારાજના ચરણમાં અર્પણ કરી દીધો. એમ ન કરવા મહારાજે યશ્વન્તરાવને ખુબ કહ્યું, છતાં યશ્વન્તરાવે પોતાનો નિશ્ચય બદલ્યો નહીં, પછી ભક્ત લોકોએ ઉત્તમ પ્રકારનું સુશોભિત તદ્દન જરીથી ભરેલાં કપડાંવાળું ભારે કીંમતનું ખોગીર કરાવી ચાંદીના સામાનનો સાજ પણ તેની પીઠ પર તથા ગળામાં પહેરાવી, એવી રીતે સુશોભિત કરી સજેલા શણગારેલા ઘોડાને મહારાજની બપોરની તથા સંધ્યાકાળની બેઉ આરતિ વખતે મહારાજનાં પાંજરા આગળ બહારના ભાગમાં ઉભો કરવાનો રિવાજ પાડ્યો હતો. જેમને ઘોડાની વિદ્યા આવડતી હતી એવા કેટલાક ભક્તોએ તે ઘોડાને માથું મૂકી નમસ્કાર કરવાનું વગેરે જરૂર જેટલું તેને શીખવ્યું અને તે ઘોડો પણ પોતે હોંશીઆર હોવાથી જે જે શીખવ્યું હતું તે બધું મહારાજ આગળ આરતિ વખતે કરતો હતો. મહારાજના તે ઘોડાની તે લીલા જોઇ સેંકડો લોકોને આશ્ચર્ય થતું. મહારાજ, તે ઘોડાની પૂર્વજન્મની હકીકત કોઈ કોઇ વખત ટુંકામાં કહેતા. એ'વી રીતે તે ઘોડો મહારાજની સેવા તથા એમના સહવાસમાં હોઇ કેટલાંક વર્ષો

વીત્યાંબાદ, એક દિવસે રાત્રિના સુમારમાં માંદો થઈ પરોઢમાં આસરે બે વાગે મહારાજના દેવળના કમ્પાઉંડનાજ ઉત્તર ભાગમાં આવેલાં વડના ઝાડ નીચે ખુલ્લી જગ્યામાંજ મરણ પામ્યો. તેનો દેહ પડ્યાં પછી આખી રાત તથા બીજે દિવસે સૂર્યોદય પછી દસ વાગ્યા સુધી બધાં ભક્ત સ્ત્રી પુરૂષોએ હરિ નામની ગર્જના ભજન રૂપે ચલાવી હતી; પછી તેને હંમેશ બાંધવાની જે જગ્યા હતી તેજ જગ્યામાં મ્હોટો ખાડો કરી મહારાજે તેને સ્પર્શ કર્યો એટલે બધા લોકોએ મળી તેને તે ખાડામાં મૂક્યો. ત્યાર બાદ મહારાજે તેને માટે જે વિધિ કરવાની તે કરી એટલે બધા લોકોએ મળી તેના પર જે માટી નાંખવાની તે નાંખી દાટ્યો. સુંદરરાવ વઈએ તે જગ્યા ઉપર ઉત્તમ પ્રકારનું દેવળ બાંધી તેમાં ખંડોબાની મૂર્તિ મ્હાળસા, બાનાઇ તથા એક ઘોડાની મૂર્તિની સ્થાપના કરી.

નિઝામ સરકારના દિવાન મહારાજા સર કિસનપ્રસાદ બહાદુર કે. સી. આઇ. ઇ. જી. સી. એસ. આઇની સ્વારી પોતાના રાજ વૈભવના બધા રસાલા સહિત તથા પોતાની બધી રાણીઓ છોકરાં જમાઈ વગેરે તદ્દન પાસેના આપ્ત ઇષ્ટ માણસોને લઇ તા. ૨૪-૮-૨૪ ને દિવસે મહારાજના દર્શન માટે સાકોરી આવી. તેમનો રસાલો તથા પરિવાર મળી આસરે ચારસો ઉપર માણસો દરબારી ઠાઠનાં બધાં સાધનો લઈ સાકોરીમાં એકદમ આવ્યાં તેથી સાકોરી તદ્દન ગાજી ઉઠ્યું. શ્રીચરણમાં અનન્યભાવથી સાષ્ટાંગનમસ્કાર કરી તેમણે તથા તેમના કુટુંબના બધાં સગાંવ્હાલાંઓએ (મિત્ર મુરબ્બીઓએ)શ્રીની યથાસાંગ પૂજા વગેરે કરી. સુમારે એક અઠવાડીયું રહી દિવાન સાહેબ એમના રસાલા સહિત પાછા ગયા. ત્યાં હતા તે દરમ્યાન રોજ મહારાજ પાસે બેસી તે ભક્ત લોકો સાથે સાથે અનેક ઉપદેશપ્રદ ભાષણો (વાતો) સાંભળતાં. આ મુકામ વખતે એમણે ગરીબોને અન્નદાન, દત્તને રૂદ્રાભિષેક, બ્રાહ્મણ સંતર્પણ અને બીજાં અનેક દાનધર્મ કર્યાં. ત્યારથી આજ સુધી મહારાજા કિસનપ્રસાદ બહાદુર વર્ષમાં મુખ્ય તહેવારને દિવસે મહારાજને પૂજા, પોશાખ, દક્ષિણા વગેરે ખાસ પોતાના ખાનગી કારકુનની સાથે મોકલે છે.

શકે ૧૮૪૬ ફાગણ સુદ શરૂ થતાંજ એક દિવસે મહારાજને એ'વી લહેર લાગી કે તેઓ એકદમ સાકોરીથી શિર્ડી જવા પગે ચાલીનેજ નીકળ્યા. આ પહેલાં પુષ્કળ વર્ષોથી એટલે ખડ્ગપુરથી આવ્યાં પછી સુમારે સાત આઠ વર્ષ સુધી મહારાજ શિર્ડી ગયા નહોતા અને હવે એકદમ શિર્ડી જવાને નીકળ્યા છે એમ સાકોરીના બધા ભકતોને ખબર પડી કે તરતજ ભાઉસાહેબ વગેરે બધાં પુરૂષ સ્ત્રીઓ મહારાજની પાછળજ જવા નીકળ્યાં. દિક્ષીત, બાપુસાહેબ વગેરે લોકોએ કદાચિત્ મહારાજથી સાકોરી જલદી પાછા અવાશે નહીં એમ સમજી તેમની પૂજા આરતિનો બધો સામાન તથા હંમેશનાં ચાંદીનાં વાસણો વગેરે બધાં સાથે લીધાં હતાં. તેવીજ રીતે નિશાન, ચૌરી મહારાજના માથાપર ધરી સેંકડો લોકો મહારાજ આગળ કરતાલ મૃદંગ લઈ તે સાથે શિર્ડી સુધી આખો રસ્તો ભજન કરતા કરતા ચાલ્યા. એટલે દૂર પગે ચલાશે નહીં ધારી યશ્વન્તરાવ બોરાવકેની પોતાની બે ત્રણ બળદગાડીઓ, તેવીજ રીતે શંકરપાટીલ, સખારામ પાટીલ વગેરે ગામના લોકોની કેટલીક ગાડીઓ બધાને બેસવા માટે સડકપર લાવવામાં આવી અને મહારાજને ગાડીમાં બેસવા માટે તે લોકો ખૂબ આગ્રહ કરવા લાગ્યા. મહારાજના મનમાં પગેજ શિર્ડી જવાનું હતું છતાં સાથે બાપુસાહેબ ભાઉસાહેબ વગેરે વૃદ્ધ વૃદ્ધ, તેવીજ રીતે જેમને ચાલવાની બહુ ટેવ નહીં એ'વા કેટલાક પારસીઓ તેમની સ્ત્રીઓ અને બીજી કેટલીક સ્ત્રીઓ તથા ન્હાનાં છોકરાં છોકરીને રસ્તે ચાલતાં બહુ ત્રાસ થવા લાગ્યો. તેમાં ફાગણ મહિનો એટલે ઉન્હાળો, તેમાંએ મહારાજ સાથે જવાનું તેથી કોઇએ પગમાં જોડા કે માથે ઓઢવા માટે છત્રી વગેરે કાંઈ લીધાં નહોતાં. એ'વે વખતે હું જો ગાડીમાં નહીં બેસું તો કોઈજ નહીં બેસે એમ ધારી મહારાજને બધાંની દયા આવી લગભગ અર્ધો રસ્તો બધા પગેજ ચાલ્યા પછી જેમને જેમને ગાડીમાં બેસવાની જરૂર હતી તેમને બેસાડી, પોતે પણ એક ગાડીમાં બેઠા અને ભજન કરનારા વગેરે સેંકડો લોકો જે રહ્યા તે મહારાજની આગળ પાછળ ભજન કરતા કરતા ચાલતા હતા. ઉપાસની મહારાજ

સાકોરીથી શિર્ડી ઘણે વર્ષે આવે છે એ ખબર પહોંચતાંજ શિર્ડીના લોકો વાજાં લઇ મહારાજ ખંડોબાના દેવળની પેલી બાજુએ દૂર હતા ત્યાંજ સુમારે પા માઇલથી વાજતે ગાજતે મહારાજનો જયજયકાર કરતા કરતા ખંડોબાના દેવળસુધી આવ્યા. મહારાજ ત્યાંજ ગાડીમાંથી નીચે ઉતર્યા અને પ્રથમ ખંડોબાના દેવળમાં ગયા. ગાડીમાં બેઠેલા બીજા બધા નીચે ઉતરી ખંડોબાના દેવળમાં ગયા. મહારાજ ખંડોબાના દર્શન વગેરે લઇ બહાર વડના ઝાડ નીચે આવી બેઠા અને શિર્ડી ગામના તાત્યાપાટીલ, રામચંદ્રપાટીલ, માધવરાવ વગેરે ત્યાંના મુખ્ય લોકો પણ મહારાજને નમસ્કાર કરી બેઠા.

તાત્યાપાટીલ વગેરે લોકો સાથે (વાત કરતાં) મહારાજે પહેલાંની વાતો યાદ કરી કેટલીક વાતો કરતાં કરતાં મહારાજને સાઇબાબાની તથા પહેલાંની કાંઈક વાતો યાદ આવી તેમનું હૈયું ભરાઇ આવ્યું અને તે વખતે મહારાજે ખૂબ મ્હોટે મ્હોટેથી ઘાંટા કહાડી ખૂબ વખત સુધી રડ્યાં કર્યું, તેમની સાથે બીજા લોકો પણ રડવા લાગ્યા. ખૂબ વખત ગયાં પછી મહારાજ પોતે પોતાની મેળે શાંત થયા અને તરતજ ઉઠ્યા. ત્યાંના લોકોની, આજે પુષ્કળ વર્ષે, શ્રીસાઇબાબા ઉપાસની મહારાજના રૂપમાં ફરી શિર્ડીમાં પ્રકટ થયા, એવીજ ભાવના થઈ મહારાજને ખૂબ ઠાઠ-માઠથી ખૂબ વાજતે ગાજતે લીમડાવાળા વાડાની પાછળની બાજુએથી મસીદમાં લઇ ગયા. ત્યાં ગયા પછી મહારાજ મસીદનાં પગથીઆં ચ્હડી, સાઇબાબાની ધુણીની બાજુએથી મસીદમાં બધે ફરી મસીદમાં (ઉપર) ચ્હડવાનાં એક પગથીઆં ઉપર આવી બેઠા. ગામના બધા તથા બીજા લોકોની મહારાજના દર્શન માટે ખૂબ ગર્દી થઇ. શિર્ડી ગામના લોકોએ મહારાજ આગળ નાળીએર ફોડયું અને માધવરાવ મહારાજની પૂજા માટે પૂજા સાહિત્ય લઇ આવ્યા. બાપુસાહેબ અને દિક્ષીત મહારાજની પૂજા માટે આગળ આવ્યા. તેમણે તથા બીજા લોકોએ યથાસાંગ પૂજા કરી, બાપુસાહેબે હંમેશ પ્રમાણે "આરતિ સાઈબાબા" એ આરતિ બોલી બધાંએ મહારાજની આરતિ કરી. આરતિ ચાલુ હતી ત્યારે પણ મહારાજને

રડવું આવતુંજ હતું. પછી બધા લોકોને પ્રસાદ વહેંચાયો અને બધાંના દર્શન વગેરે થયાં પછી મહારાજ ઉઠયા. આ વખતે આસરે બાર સાડા બાર વાગી ગયા હતા. ત્યાંથી મહારાજ સાઇબાબાની ચાવડીમાં ગયા ત્યાં મહારાજ થોડો વખત ઉભા રહ્યા અને ત્યાંથી નીકળ્યા એટલે તાત્યાપાટીલ તથા માધવરાવ મહારાજને બુટીના વાડામાં જ્યાં સાઇબાબાની સમાધિ છે ત્યાં પાછળને દરવાજેથી લઇ ગયા. ત્યાં મહારાજે સમાધિના ઓટલા ઉપર માથું મૂકી નમસ્કાર કર્યા અને તે સમાધિ આગળ ઉભા રહ્યા. તે વખતે મહારાજની આંખમાંથી અશ્રુ વ્હેતાં હોઇ તેમના મનમાં શું વિચાર ચાલતા હશે તે તેજ જાણે. તરતજ પૂજારીએ સાઇબાબાની સમાધિ આગળ સાઇબાબાની આરતિ કરી. આરતિ થઇ ત્યાં સુધી મહારાજ તથા બીજા લોકો ત્યાંજ ઉભા હતા. આરતિ થયાં પછી બધાં સાથે મહારાજને પણ તીર્થ આપ્યું. તે ગ્રહણ કરી મહારાજ જવા લાગ્યા એટલામાં માધવરાવ કહેવા લાગ્યા, 'બાબા (શિર્ડીના બધા લોકો મહારાજને બાબા કહેતા હતા) સાઇબાબા સમાધિસ્થ થયા તે દિવસથી તમો કદી અહીં આવ્યા નથી અને નવો બાંધેલો વાડો પણ તમે કદી જોયો નથી, માટે એક વખત ઉપર નીચે બધી જગ્યાને તમારા પગ લાગવા દો! તેમણે એમ કહ્યાથી, તેમણે જ્યાં જ્યાં નીચેના ભાગમાં ફેરવ્યા તે બધો નીચેનો ભાગ મહારાજે જોયો અને, 'હવે મ્હને માળપર ના ચ્હડાવો, બહુ થયું' એમ બધાંને કહી મહારાજને આગળને દરવાજેથી વાડા બહાર લઈ ગયા. બહાર નીકળતાંજ સામે કાકાસાહેબનો વાડો છે ત્યાં મહારાજને લઇ ગયા. આ વાડામાં આપણે પહેલાં બેસતા ઉઠતા હતા અને દાદાસાહેબ ખાપર્ડેની સાથે પંચદશી'વાંચતા હતા એ યાદ આવ્યાથી મહારાજ તે કાકાસાહેબના વાડામાં નીચે ઉપર બધે ફર્યા અને પછી, 'હવે બહુ વખત થયો મ્હને હવે જવાદો,' કહી મહારાજ ગામ બહાર જવા લાગ્યા. શિર્ડીના બધા લોકો મહારાજને વાજતે ગાજતે પહોંચાડવા ખંડોબાના દેવળ સુધી આવ્યા. મહારાજને શું લાગ્યું તે કોણ જાણે પણ ફરી મહારાજ ખંડોબાના દેવળમાં ગયા અને

વડના ઝાડ નીચે ફરી કેટલોક વખત બેસી રહ્યા. પછી થોડીવારે ફરી એમ રડતા રડતાજ ઉઠી બાપુસાહેબ વગેરે બધા સાથે આવેલા લોકોને ગાડીમાં બેસવાનું કહી, પોતે પણ એક ગાડીમાં બેસી, શિર્ડીના બધા લોકોને નમસ્કાર કરી, તેમની રજા લઇ, મહારાજ શિર્ડીથી પાછા સાકોરી જવા નીકળ્યા. શિર્ડીના કેટલાક લોકો પણ પોતપોતાના ગાડી બળદ લઈ સાકોરી સુધી મહારાજને પહોંચાડવા આવ્યા હતા. મહારાજ આસરે એક બે વાગે સાકોરી આવી પહોંચ્યા. પછી થોડે વખતે નિત્ય પ્રમાણે મહારાજનાં પાંજરાં આગળ આરતિ વગેરે બધો કાર્યક્રમ થયો.

કાશીથી મહારાજ સાકોરી આવ્યા પછી જે કાયમ ત્યાં બેઠા તે સુમારે દસ બાર વર્ષો પછી અકસ્માત્ કાંઈ એ'વો પ્રસંગ આવ્યો કે, તે વખતે તેમને નાઇલાજે દક્ષિણ હૈદ્રાબાદ જવાની જરૂર પડી. તેથી શકે ૧૮૪૭નો અધિક ચૈત્ર શરૂ થતાંજ મહારાજ હૈદ્રાબાદ ગયા. એમને રહેવા માટે ત્યાંના લોકોએ સિકંદરાબાદમાં એક સરકારી બંગલામાં ગોઠવણ કરી હતી. મહારાજ હૈદ્રાબાદ આવ્યા છે એમ ખબર પડતાં શહેરનાં હઝારો સ્ત્રી પુરૂષો દર્શન માટે આવવાથી બંગલાની બહાર ગર્દી રહેતી હતી. તે ઉન્હાળાના દિવસો હતા તેથી લોકોને ઉભા રહેવા માટે એક વિશાળ મંડપ બાંધ્યો હતો. ઘડીએ ઘડીએ મહારાજને ત્રાસ ન થાય તે માટે તે બંગલાના માળ ઉપર મહારાજ બેસતા હતા અને સ્હવારમાં નવ દસ વાગે તથા સંધ્યાકાળે પાંચ છ વાગે મહારાજ નીચે આવે પછી બધાંનાં દર્શન થતાં. તે આધક મહિનો હતો તેથી, સાકોરીમાં જે પ્રમાણે પૂજા આરતિ થતાં તેજ પ્રમાણે ત્યાંના ભક્તોએ રોજ બે વખત પૂજા આરતિનો સમારંભ ખૂબ ઠાઠમાઠથી કરવાનો વહીવટ ચાલુ રાખ્યો. ત્યાં મ્હોટા મ્હોટા નવાબ, મ્હોટા અધિકારી લોકો તથા તથા મ્હોટા મ્હોટા જાગીરદાર લોકો, તથા મ્હોટા મ્હોટા સરદાર લોકો, તથા બીજા હઝારો હલકા ભારે (ન્હાના મ્હોટા) લોકોનો મેળો ભરાતો.

ત્યાં યવની (મુસલમાન) રાજ્ય હોવાથી બધી સ્ત્રીઓને પડદાનો રિવાજ હોવાથી સ્ત્રીઓ માટે ઓઝલવાળી જગ્યા જુદી રાખેલી હોઈ સ્ત્રી સમુદાય પણ બહુ મ્હોટો ભેગો થતો. મહારાજા કિસનપ્રસાદ બહાદુર, ત્યાંના મુખ્ય દિવાનનો, સ્હવાર સાંજ બેઉ વખત મહારાજને દર્શને આવવાનો નિયમજ હતો. તેવીજ રીતે ત્યાંના પ્રસિદ્ધ દંડીસ્વામી અને જેમની સાધુ પુરૂષમાં ગણના છે તે ભટજી બાપુ પણ વચ્ચે વચ્ચે ઘણા ખરા આવતાજ. મહારાજ એક વાર ઉપરથી નીચે આવે એટલે તે હઝારો લોકોનો સમુદાય જોઇ એમને પ્રસંગને અનુસરી બોલવાની જરૂર પડતી. પછી એક વખત મહારાજનું બોલવાનું શરૂ થાય એટલે તેઓ એક સરખા ત્રણ ચાર કલાક બોલ્યાંજ કરતા. ત્યાં મરાઠી ભાષાનો પ્રચાર ન હોવાથી મહારાજ બધું હિન્દી ભાષામાંજ બોલતા. મહારાજ બોલવાની શરૂઆત કરે તે પહેલેથીજ ઝડપથી લખનારા ત્રણ ચાર જણા કોઇ ઉર્દુમાં તો કોઇ હિંદીમાં મહારાજના બધા શબ્દો લખી લેવાને આવી બેસતાજ હતા. એમ બેઉ વખત દરરોજ જુદા જુદા વિષયોપર મહારાજ બોલતા. તે મહારાજનો ઉપદેશ દાયક બોધ કાને પડે એ ઉદ્દેશથી રોજ રોજ વધારેને વધારે સ્ત્રી પુરૂષોનો જમાવ (મેળો) વધતોજ જતો. કોઇ કોઇ દિવસે એ પ્રમાણે મહારાજ કાંઈ બોલતા પણ નહીં. મહારાજ બોલી રહે પછી ત્યાંજ બધા લોકો મળી મહારાજની પૂજા આરતિ કરતા. પછી આસરે એક બે મહિના ત્યાં રહ્યા, એટલે રાજાનરસિંગ મહારાજ તેમને કેશવગિરીમાં એમનો બંગલો હતો તેમાં રહેવા લઈ ગયા. ત્યાં મહારાજને નિમિતે એક બહુ મ્હોટી સપ્તાહ શરૂ કરી. ત્યાં પણ હઝારો લોકો મોટરો તથા ટાંગામાં આવતા અને ગર્દી એક સરખી વધતી ચાલી. પ્રસંગોપાત મહારાજનાં પ્રવચનો ચાલુ હતાંજ. સપ્તાહમાં રાતદહાડો ભજનીમેળો અખંડ હરિનામની ગર્જના એક સરખી ચાલુ હતી. સપ્તાહની આખરે બહુ મ્હોટું જંગી અન્નસંતર્પણ થયું તથા હઝારો ન્હાનાં મ્હોટાં ગોર ગરીબોને અન્નદાન કરવામાં આવ્યું. આ પ્રસંગે મહારાજને દર્શને આવનારા હઝારો લોકોએ પોતપોતાની શક્તિ પ્રમાણે વસ્ત્ર અલંકાર તથા દ્રવ્ય વગેરે



શ્રી ઉપાસની મહારાજ (હૈદ્રાબાદ).

અર્પણ કર્યા હતાં. ફળો, પેંડા, બર્ફીના તો ઢગલા થતા. પરંતુ આખરે મહારાજે તે કશાનો પણ સ્વીકાર ન કરતાં વસ્ત્ર દ્રવ્ય વગેરે ત્યાંને ત્યાંજ જેની તેની યોગ્યતા પ્રમાણે બધાંને વહેંચી આપ્યાં. કેટલાક લોકોના આગ્રહને લીધે મહારાજની ઈચ્છા નહોતી છતાંએ મહારાજને ઘરેઘર જવાની જરૂર પડી. એવી રીતે સુમારે બે મહિના ત્યાં રહી બધાંની રજા લઇ મહારાજ પાછા સાકોરી આવ્યા. હૈદ્રાબાદમાં થયેલાં મહારાજનાં પ્રવચનો અત્યંત મહત્વનાં અને દરેકને બોધપ્રદ તથા અતિશય ઉપયોગી હોવાથી, ત્યાંના કેટલાક આગળ પડતા લોકોએ એ પ્રવચનો હિંદી તથા ઉર્દુ બેઉ ભાષામાં છપાવ્યાં છે. હિંદી પુસ્તક "શ્રી ઉપાસની ગીતા"ના નામથી પ્રસિદ્ધ થયું છે.

પછી એક વખત થોડો હરસનો ત્રાસ થવા માંડ્યો તેથી લોકોની જંજાળમાંથી થોડા દિવસ દૂર એકાંતમાં રહેવાના ઉદ્દેશથી અને તે હરસનો પણ થોડો ઘણો ઇલાજ થાય એ હેતુથી ક્યાં જવાનું છે તેની કોઇને ખબર ન પડવા દેતાં ગુજરાતમાં નડીઆદમાં કેટલાક દિવસો રહી તારીખ પહેલી ઑગસ્ટ ૧૯૨૬ ને રવીવારે મહારાજ મુંબાઈ આવ્યા. મહારાજ મુંબાઈ આવવાના છે તે વિષે પહેલેથી કાંઈ ખબર નહોતી છતાં લોકોમાં એ વાત ક્યાંથી પ્રસરી તે કોણ જાણે, પરંતુ વાંદ્રા દાદર, ગ્રાંટરોડ વગેરે સ્ટેશન ઉપરજ મહારાજ માટે ઘણાએ ભક્તોનો સમુદાય તે ગાડી વખતે હાજર હતો. ઠરેલ વખતે મહારાજ ગાડીમાંથી ઉતર્યા કે તરતજ ગ્રાંન્ટરોડ ઉપર ભક્તલોકોએ મહારાજનો જયજયકાર બોલી પુષ્પ-હાર વગેરે સમર્પણ કર્યા. પછી મહારાજ અને દુર્ગાબાઇને ગોવિંદદાસ શેઠજીના વાલકેશ્વર ઉપરના એમના "તારાનિવાસ," નામના બંગલામાં રહેવા લઈ ગયા. તે દિવસ શકે ૧૮૪૮ અષાડ વદ સાતમ એટલે ૧૯૨૬ના ઑગસ્ટ મહિનાની પહેલી બીજી તારીખ હશે. મહારાજ પાછા આવી મુંબાઇમાં ગોવિંદદાસ શેઠ-જીના બંગલામાં ઉતર્યા છે એ વાત મુંબાઇ શહેરમાં એટલા થોડા વખતમાં પ્રસરી ગઈ કે બીજા દિવસથી 'તારાનિવાસ' સામે લોકોની ખૂબજ ગર્દી થવા લાગી. આ પ્રસંગ મુંબાઇના ઘણાખરા લોકોના

ધ્યાનમાંથી હજી ભૂંસાયો નહીં હોય. અષાડી એકાદશીને દહાડે તો એટલી ગર્દી થઈ પડી હતી કે માણસોથી વાલકેશ્વરનો રસ્તો ખીચોખીચ ભરાઈ ગયો હોવાથી મોટર તથા ટાંગાની અવરજવર બંધ થઇ પડી, મુંબાઇના પોલીસો કાંઈ તોફાન વા કોઇને કાંઇ ઇજા વગેરે થાય નહીં તે માટે વ્યવસ્થા રાખવા આવ્યા હતા. ગોવિંદદાસ શેઠજીના બંગલામાં આગળના દિવાનખાનામાં બારી પાસે મહારાજ એક ખુરસી ઉપર બેઠા હતા અને લોકોને એક દાદરેથી દાખલ કરી, દર્શન કરે કે તરતજ, બીજે દાદરેથી ઉતરવાની વ્યવસ્થા ગોવિંદદાસે કરી હતી. તે એક બે દિવસમાં સુમારે ત્રણ ચાર લાખ સ્ત્રીપુરૂષો મહારાજના દર્શન માટે આવ્યાં હતાં. આવો આ અપૂર્વ દેખાવ જોઇ અને દર્શન માટે કલાક કલાક ધક્કા મુક્કી કરતા લોકો ઉભા છે એ જોઇ અષાડી એકાદશીને દિવસે શ્રીપાંડુરંગના દર્શન માટે વારકરીઓને બારીમાં દહાડો દહાડો બેસવું પડે છે તેવુંજ આ પ્રસંગે પણ થયું અને તે અષાડી અગીઆરસે તારાનિવાસમાં શ્રીપંઢરીનાથજ ભક્તોને દર્શન આપવા માટે પંઢરપુરથી મુંબાઈ આવ્યા હોય એમ કેટલાકને લાગ્યાં વગર રહ્યું નહીં. આ પ્રસંગે સ્હવારમાં સ્હોં ધોઇ જે એકવાર ખુરસીપર બેસતા તે લઘુશંકા શિવાય બીજા કોઇ પણ કામ માટે વચ્ચે ન ઉઠતાં રાત્રે બાર વાગ્યા સુધી ભક્ત મંડળીના દર્શન માટે એકસરખા બેસી રહેતા. અને વચ્ચે ઉઠવું એમનાથી બને એમ પણ નહોતું, કારણ ભક્તલોકોની એક સરખી ગર્દી આવતી હતી. આવી રીતે બે ત્રણ દિવસો દર્શન વગેરે થયાથી મહારાજના પગ ઉપર હઝારો લોકોના મસ્તકોનો આઘાત એક સરખો થયાં કરતો તેથી તેમના પગને થોડો સોજો પણ આવ્યો, પરંતુ ભક્તોના કલ્પદ્રુમ શ્રીઉપાસની મહારાજે તે વખતે એટલું દુઃખ સહીને લાખો લોકોને દર્શન સુખ આપ્યું. પછી શ્રાવણ સુદ પાંચમ શકે ૧૮૪૮ શુક્રવાર તા. ૧૩ ઑગસ્ટ ૧૯૨૬ને દિને મહારાજ સાકોરી પાછા ગયા. મુંબઇમાં ગોવિંદદાસ શેઠજીના માળ ઉપર બારી પાસે મહારાજ બેઠા હતા ત્યારે તેમનો એક ફોટો પણ લીધો.

૧૯૨૬–મુંબાઈમાં વાલકેશ્વર પર આવેલા તારા નિવાસ
બંગલાની એક બારીમાં બેઠેલા
**શ્રી ઉપાસની મહારાજ.**



તે વખતે થયેલી દર્શન લેનારાઓની ગર્દી.

મહારાજના આ પ્રવાસ દરમ્યાન ગુરૂભક્તિ પરાયણ શ્રીયુત બાપુસાહેબ જોગ માંદા પડ્યા અને હંમેશ આતુરતાથી મહારાજની વાટ જોતા હતા. પુષ્કળ ઔષધોપચાર કર્યા છતાં પણ તેનો કાંઇ પણ ફાયદો ન જણાતાં ધીમે ધીમે તેઓ શરીરે સુકાવા લાગ્યા, એટલામાં મહારાજ મુંબાઇથી પાછા સાકોરી આવ્યા અને બાપુસાહેબની સ્થિતિ જોઈ મહારાજને બહુ દીલગીરી તથા વિચાર ઉત્પન્ન થયાં.

થોડેજ દિવસે ગોકુળ અષ્ટમીનો–કૃષ્ણ જયંતીનો દિવસ આવ્યો, તે દિવસે હંમેશના રિવાજ પ્રમાણે દેવળમાં શ્રી કૃષ્ણ જન્મોત્સવનો ખૂબ મ્હોટો સમારંભ કરવામાં આવ્યો. ગામે ગામના ઘણાએ લોકો એ ઉત્સવમાં આવ્યા હતા. જન્મ પછી પાલખી ફેરવવામાં આવી અને ભજનની ગર્જના સહિત પાલખી મહારાજની ઝુંપડીમાં લઈ જવામાં આવી. એ વખતે મહારાજને શ્રી કૃષ્ણાવતાર સમજી, કેટલાક ભક્તોએ મહારાજ ના કહેતા હતા છતાંએ, ઉત્તમ પ્રકારના બનાવી આણેલાં તદ્દન જરીથી ભરેલાં કપડાં તેમને પહેરાવ્યાં અને ઉત્તમ પ્રકારનો ખાસ જવાહીરથી જડેલો તથા ખરાં મોતીથી મઢેલો મુકુટ મહારાજનાં માથાં પર પહેરાવ્યો. ઉપરાંત એક ચાંદીનું ખુરસી જેવું પારણું કરી આણ્યું અને તે મહારાજની ઝુંપડીમાં બાંધી, તે ઉપર મહારાજ ના કહેતા હતા છતાં, એમને જોરજુલમથી બેસાડી ખૂબ ઠાઠમાં તે પારણું હલાવતાં હલાવતાં સ્ત્રીઓએ કૃષ્ણ જન્મનું ગીત ગાયું અને પછી મહારાજની આરતિ વગેરે થઇ ખૂબ આનંદ કર્યો. મહારાજે તેટલા વખત માટે લોકોનું મન રાખવા માટે તે પોશાખ પોતાના શરીરપર રાખી પછી તરતજ કહાડી નાંખી પહેલાં પ્રમાણે પોતાનું ફાટેલું કંતાણ શરીરપર લીધું. એ’વી રીતે પ્રસંગોપાત કોઇપણ પહેરવેશ–લૂગડું પહેરવું, ધોતીઉં પહેરવું, શરીર પર દાગીનાં પહેરવાં, સૌભાગ્યાલંકાર શરીર પર પહેરવા વગેરે વગેરે તેટલા વખત પૂરતા ધારણ કરી, થોડે વખતે કહાડી નાંખી, ફરી પોતાનું કંતાણ શરીર પર છે તે છેજ. આ’વી રીતે અનેક પ્રકારે લીલા કરી મહારાજ અનેક પ્રકારે હઝારો સ્ત્રી પુરૂષોનાં પાપો

હરણ કરે છે. આ'વી રીતે સેંકડો સ્ત્રી પુરૂષો સન્માર્ગે લાગ્યાં છે. એ'વા સત્પુરૂષની લીલા સાધારણ માણસને શું સમજાય?

**पाण्यामध्यें मासा, झोंपा घेतो कैसा।**
**जावें त्याच्या वंशा तेव्हां कळे ॥**
**सत्पुरुष ओळखावें कैसे । आपण व्हावे तैसे तेव्हां कळे ॥**

(પાણીમાં માછલું કે'વી રીતે ઉંઘે છે તે તેના વંશમાં જઇએ, તેના કુળમાં જન્મ લઈએ ત્યારે સમજાય. સત્પુરૂષને કે'વી રીતે ઓળખવા? તો આપણે એ'વા થઇએ ત્યારે તે ખબર પડે.)

આ વચન પ્રમાણે તેમની લીલા તથા તે શા માટે કરે છે એ તેમની તેમનેજ ખબર. બીજા લોકો ગમે તેવા તર્કો કરતા બેસે તોપણ તેમને ખરી વાત શું સમજાય?

મુંબઇના રા. રા. દિક્ષીતનો આઠ નવ વર્ષનો કુમુદ નામનો છોકરો ન્હાનપણથીજ ઇશ્વરી સંકેતથી મનુષ્યાવસ્થામાં ન હોઈ બાલોન્મત્ત તથપિશાચવત્ સ્થિતિમાં હતો. તે શ્રાવણ વદ નવમી શકે ૧૮૪૮ તા. ૩૧–૮–૧૯૨૬ મંગળવારને દિવસે સંધ્યાકાળે ચાર પાંચ વાગે કાંઇક વધારે ઉંડા પાણીવાળા ખાડામાં, તેની આજુ-બાજુએ પોતાની લહેરમાં રમતો હતો તેવામાં પગ સરી પડી તે ખાડામાં પડયો. તે વખતે કોઈ પણ પાસે ન હોવાથી તેના નાક મ્હોંમાં પાણી જઇ તેનો અંત થયો. તે છોકરાનો મહિમા ધ્યાનમાં લઇ તેજ વખતે હાલ નવીન બંધાયલાં મંદિરનો પાયો ખોદાયો હતો તે ખોદેલા પાયામાંજ મહારાજે પોતાને હાથે તેને તેમાં મૂકી તે મંદીરમાંજ તેને કાયમની જગ્યા આપી.

ખડ્ગપુરના ગણેશ અપ્પાજી કેળકર–જેને ગાર્ડમામા કહે છે, અને તેમનાં પત્ની સરસ્વતીબાઇ જેમને ગાર્ડમામી કહે છે તે બેઉ ખડ્ગપુરથીજ શ્રી મહારાજના પૂર્ણ નિઃસ્સીમ ભક્ત હતાં. તેમાં ગાર્ડમામીની અતિશય પ્રેમળ ભક્તિ વિષે પહેલાં ઉલ્લેખ કર્યોજ છે. ગાર્ડમામાએ નોકરી છોડ્યાં પછી મહારાજની સેવામાં બેઉ ઘણાં વર્ષોથી આવી રહ્યાં હતાં. સાકોરી આવ્યાં પછી ગાર્ડ-મામીની મહારાજ પ્રત્યેની ખરી પ્રેમળ ભક્તિનું વર્ણન જેટલું કરીએ

તેટલું થોડુંજ પડે. મામીએ મહારાજની લીલાના પોતાના પ્રેમની લહેરમાં પ્રેમાશ્રુ પાડતાં પાડતાં કેટલાંક ગાયનો પણ રચ્યાં છે. એ'વી તે બિચારી સાધ્વીને અખંડસૌભાગ્યનો અનુભવ આવે તેથીજ કે શું ? તેમને પોતાના પતિની તથા મહારાજની સેવામાં હતાં તે દરમ્યાનજ ઉદરનો રોગ થઇ તે માંદાં પડ્યાં. આ માંદગીમાં મહારાજના ઉપદેશપ્રદ બોલો ગ્રહણ કરતાં કરતાં માંદગીની આખરે ભાદરવા સુદ ૧૦ શકે ૧૮૪૮ તા. ૧૭–૯–૧૯૨૬ ને દિવસે પરોઢીએ પાંચ વાગે મહારાજની કાકડ આરતિ થતી હતી તે વખતે મહારાજનો ધ્યાસ કરતાં કરતાં અખંડસૌભાગ્યનો અનુભવ લેતાં લેતાં તેમણે પોતાનો દેહ છોડી દીધો. પછી તેમના પતિ ગાર્ડમામા પાસે મહારાજે મામીની યથા શાસ્ત્ર ઉત્તર ક્રિયા કરાવી અને મહારાજે તેમના મૃતદેહને તથા અસ્થીને પોતાનો સ્પર્શ કરી મામીને સદ્ગતિ આપી.

બાપુસાહેબ જોગને અન્ન પચન ન થતું હોઈ શરીર સુકાતું જતું હતું એ વાત ઉપર કહીજ છે. શ્રાવણ મહિનાથી તેમને આ રોગ ઉત્પન્ન થઇ પછી વધારે વધારે અન્નની અરૂચિ થયાથી, બાપુસાહેબે તદ્દન અન્ન છોડી દીધું અને ફક્ત ઉન્હાં પાણી ઉપર તે રહેવા લાગ્યા. ખૂબજ અશક્ત થઈ ગયા હતા છતાંએ બન્યું ત્યાં સુધી મહારાજના પાંજરા આગળની ત્રણે કાળની પૂજા આરતિ વગેરે એમણે છોડી નહીં. તેમજ તેને લીધે નિત્ય નિયમ પ્રમાણેનાં પોતાનાં સ્નાન સંધ્યા પણ છોડ્યાં નહીં. બાપુસાહેબની ભાવી સ્થિતિ મહારાજે પૂર્ણ લક્ષમાં લઇ, મહારાજ બાપુસાહેબનાં મુકામ પર વચ્ચે વચ્ચે જતા ત્યારે તેમને યોગ્ય ઉપદેશની વાતો મીઠા શબ્દોમાં કહેતા. બાપુસાહેબની મહારાજ પર પૂર્ણ નિષ્ઠા–પૂર્ણ ભક્તિ–પહેલેથી હોઈ મહારાજ અને સાઇબાબામાં જરા પણ ભેદ નથી એવો એમનો દૃઢ નિશ્ચય હોયાથી મહારાજ જે કહે તે પર પૂર્ણ વિશ્વાસ રાખી તેજ પ્રમાણે તેમણે ચાલ્યાં કર્યું.

આ'વી રીતની એકંદર બાપુસાહેબની સ્થિતિ ધ્યાનમાં લઈ એક દિવસે મહારાજે બાપુસાહેબ પાસે બેસી તેમના હાડપિંજર

થઇ ગયેલાં શરીરપર હાથ ફેરવતાં ફેરવતાં સ્વધર્માચરણને અનુસરનારી કેટલીક વાતો વિષે બોલતાં બોલતાં, ચતુથાશ્રમનું વર્ણન કરી, તેમાં એ આતુર સંન્યાસનું માહાત્મ્ય કહી, યથાશાસ્ત્ર પદ્ધતીથી બાપુસાહેબે સંન્યાસ લેવા એમ ચાર લોકોનાં દેખતાં બાપુસાહેબને સૂચવ્યું. મહારાજના આ શબ્દો સાભળતાંજ બાપુસાહેબને પરમાવધીનો (અત્યંત) આનંદ થયો અને મહારાજના પગપર માથું મૂકી, "મ્હને આપની આજ્ઞા શિરસાવંદ્ય છે અને આપને હાથેજ જો મ્હને સંન્યાસાશ્રમ મળે છે તો હું જન્મ લઈ ખરેખર કૃતાર્થજ થયો અને આજસુધી સાઇબાબાએ તથા આપે પૂજા, આરતિ વગેરે રૂપે મ્હારી પાસે જે સેવા કરાવી લીધી તથા શ્રી સાઇબાબાની આજ્ઞાથી મ્હેં આજ સુધી અખંડ એકનાથી ભાગવતનું વાંચન ચાલુ રાખ્યું હતું તે બધાંનું ફળ આપને હાથે મ્હને સંન્યાસાશ્રમ મળે છે તેમાંજ છે એમ હું સમજું છું. તેવીજ રીતે શ્રી સાઈબાબા વિદ્યમાન હતા ત્યારે એમણે પુષ્કળ વખત કહ્યું છે કે, "હું માટીના પેટમાં જઇશ તો પણ ત્હને બરોબર ન્યાહાલ કર્યા શિવાય રહીશ નહીં," એ વાતના અર્થનો પણ મ્હને હવે ઉકેલ થયો. સાઈબાબાજ પોતાના રૂપમાં મ્હને સંન્યાસ આપી આ જન્મમરણના ફેરામાંથી કહાડી અખંડ સુખની જગ્યામાં લઈ જાય છે એનો પક્કો પુરાવો મ્હને મળી રહ્યો છે આ'વી રીતેજ સાઇબાબા મ્હને ન્યાહાલ કરી રહ્યા છે." એમ કહી આંખમાં પાણી લાવી શ્રી મહારાજના પગ ઉપર માથું મૂકયાં કર્યું અને તેમનો પૂર્ણ વૈરાગ્ય સ્પષ્ટ દેખાવા લાગ્યો. એઉપર રીત પ્રમાણે મહારાજને જે બોલવાનું હતું તે બોલી બે ત્રણ દિવસે કાર્તિકી પુનમ છે તે દિવસે સંન્યાસ વિધિનો યોગ લાવવો એમ તાત્યા, દિક્ષીત, ભાઉસાહેબ તથા શિંગવેકર વગેરે કેટલાક લોકો તરફ જોઈ મહારાજ બોલ્યા અને તે પ્રમાણે તૈયારી કરવા માટે તાત્યા વગેરે લોકોને સૂચવ્યું. કાર્તિકી-ત્રિપુરી પુર્ણિમાએ સ્હવારે તાત્યા વગેરે બ્રાહ્મણો તથા બીજા ગૃહસ્થલોકોના તથા શ્રી મહારાજના સાન્નિધ્યમાં યથાશાસ્ત્ર વિધીથી બાપુસાહેબ જોગને સંન્યાસ આપ્યો.

સંન્યાસ આપ્યાં પછી પણ મહારાજની આરતિ વખતે, હાથમાં આરતિ લઈ ઉભું રહેવાતું નહોતું છતાં કોઇની પણ મદદથી ધીમે ધીમે મહારાજની આરતિ વખતે ઝુંપડીમાં આવી બેસતા. અને તેટલો વખત દિક્ષીત અથવા કોઇ પણ આરતિ લઈ ઉભું રહેતું. સંન્યાસાવસ્થામાંજ ભગવાં કપડાં ધારણ કરેલા બાપુસાહેબના ચહેરા તથા શરીર ઉપર એક અલૌકિક તેજ દેખાઈ આવતું હતું અને પહેલી વખત બાપુસાહેબને જોનારને, બાપુસાહેબે ખૂબ વર્ષો તપશ્ચર્યા કરી હોય અને શરીર સુકાઈ જઇ તે તપનું તેજ તેમના શરીર ઉપર પ્રકાશતું હોય એમ ભાસતું હતું. તેથી ઘણાએ લોકો તેમની બેસવાની જગ્યાએ એમને દર્શને જતા અને બાપુસાહેબે પણ તેવી અશક્ત અને સંન્યાસાવસ્થામાં સંન્યાસ લીધાં પછી પણ સુમારે વીસ બાવીસ દિવસ સુધી મહારાજની ઝુંપડીમાં આવ્યાંજ કર્યું. તેમનાથી અવાતું નહોતું તેથી મહારાજ પણ આવવાની ના કહેતા હતા. પછી બીછાનાપરથી ન ઉઠાય એ'વી સ્થિતિ થઇ ત્યારે સૂતા સૂતાજ નારાયણ સ્વરૂપી મહારાજનો તે ધ્યાસ કર્યા કરતા અને બીજા લોકો પણ બાપુસાહેબની યોગ્ય તજવીજ રાખતા (સંભાળ લેતા). વચ્ચે વચ્ચે જરૂર પડે ત્યારે ઉન્હું પાણી ફક્ત બાપુસાહેબ પીતા. મહારાજ પણ રોજ તેમની ખબર લેવા જતાજ હતા. એ પ્રમાણે ચાલતું હતું તેવામાંજ માગસર વદ ત્રીજ સાથે ચોથ શકે ૧૮૪૮ તા. ૨૨ ડીસેમ્બર ૧૯૨૬ ને દિવસે પરોઢીએ ચાર વાગે બાપુસાહેબ જોગ બ્રહ્મીભૂત થયા. પછી સ્હવારમાંજ ખૂબ ઠાઠમાઠથી ઉત્તમ રીતે શણગારેલા બાજઠ ઉપર બેસાડી વાજતે ગાજતે હરિ નામના ઘોષ સહિત અને ભજન મંડળ સહિત તેમનું સાજન કહાડી શ્રી મહારાજની ઝુંપડીના બહારના ભાગમાં પાંજરાની સામે તેમને લાવી મૂકયા. તે વખતે મહારાજ પાંજરાંમાંજ બેઠા હતા, થોડો વખત ત્યાં ભજન કરી બાપુસાહેબ જોગને ઉંચકી ઝુંપડીની આસપાસ પ્રદક્ષિણા ફેરવી પાછા ફાટક બહાર બાપુસાહેબને લઇ ગયા. આ સાજન વખતે કેટલાક રૂપીઆની પાવલી બેઆની યશવન્તરાવ બોરાવકેએ તેમની ઉપર ઓવાળી

નાંખ્યાં અને તે સેંકડો ગોરગરીબને મળ્યાં. મહારાજ પણ તેમની પાછળ ગયા અને વાવ પાસે આવેલા ઉંબરાનાં ઝાડ આગળ તૈયાર કરેલા મ્હોટા ખાડામાં તેમને મહારાજને હાથે મૂકાવી બધાએ તેમની યથાવિધિ પૂજા કરી લીધી; પછી શંખવડે બ્રહ્માંડ ભેદ કરી યથાશાસ્ત્ર વિધિથી તેમને તે જગ્યામાં સમાધિ આપી. આ પછી એમને નિમિત્તે સેંકડો ગોરગરીબોને દાન ધર્મ કર્યું તથા મ્હોટું અન્ન સંતર્પણ થયું. તેમના પરિચયના પુષ્કળ લોકો તે વખતે હાજર હતા. હાલ તે જગ્યા ઉપર તેમનું સમાધિ મંદિર પણ ઉત્તમ પ્રકારે બાંધવામાં આવ્યું છે.

બાપુસાહેબની પછી મહારાજની તથા પાંજરાંની આરતિ પૂજા કેટલાક દિવસો સુધી ગાર્ડમામા કરતા હતા અને હવે કેશવસ્વામી કરે છે. પ્રસંગ પડયે મહારાજ કયાંઇ જાય તો પણ ત્રિકાલ પૂજા આરતિ તથા છોકરીઓનું રાસની રીતનું ભજન ગાયન વગેરે મહારાજની ઝુંપડીમાં, મહારાજનાં પાંજરાં સામે બધું બરોબર ચાલુ રહે છે. તેવીજ રીતે દેવળમાં રાતદિવસ ભજનના પહેરા તથા પાદુકા ઉપર સતત ધારના અભિષેકના પહેરા વગેરે બધું બરોબર ચાલુજ રહે છે; તેમજ હંમેશ આવનારા જે ભક્તો છે તે આવેજ છે.

શ્રી સદ્‌ગુરૂ ઉપાસની મહારાજના સંબંધમાં અત્યારસુધી જેટલી હકીકતો ખબર પડી તથા જે તેમની લીલા ઠેકઠેકાણે થઇ તેમાંની કેટલીક મ્હોટી તથા મુખ્ય મુખ્ય વાતો જેમાંથી લોકોને બોધ લેવા જેવો હોય છે તે અત્યાર સુધી લખી છે. આ પહેલાં તથા આ પછી પણ શિર્ડીથી તે આજસુધીના સત્તર અઢાર વર્ષોમાં સેંકડો વાતો અને અનેક રીતે અનેક ઠેકાણે ન્હાની મ્હોટી પુષ્કળ લીલા થઇ, પણ તે બધી મળી આવી નથી અને કેટલીક લક્ષમાં પણ નથી; કેટલીક ન્હાની ન્હાની હોવાથી તથા કેટલીક લખવાથી બહુ વિસ્તાર વધી જાય તેથી હવે ટુંકામાં પૂરૂં કરી નાંખવું પડે છે.

સાકોરીમાં વર્ષમાં મકરસંક્રાંત તથા ગુરૂપુર્ણિમાના ઉત્સવો દર સાલ ખૂબ ઠાઠથી ઉજવાય છે. સંક્રાંતિ વખતે સેંકડો ભક્ત

સ્ત્રી પુરૂષો ભેગાં થાય છે. આ ઉત્સવ સ્ત્રીઓનો હોવાથી ખાસ કરી સ્ત્રીઓનો સમુહ બહુ ભરાય છે. પરમાર્થ દૃષ્ટિએ આ સંક્રાંતિનું તથા ગુરૂપુર્ણિમાનું માહાત્મ્ય બહુ મ્હોટું હોવાથી સેંકડો લોકો ખૂબ ઠાઠમાઠથી આ સમારંભ કરે છે. ઉપરાંત રામનવમી, અક્ષય્ય તૃતીયા, વટસાવિત્રી પુનમ, આખા ચાતુર્માસમાં પણ શ્રાવણ સુદ પુનમ, નાળીયેરી પુનમ, ગોકુળ આઠમ, હરિતાલિકા, ગણપતી ચોથ, પિતૃ પક્ષમાં પોતપોતાના પિતૃઓને શ્રાદ્ધ પિંડદાન વગેરે આપવું, અશ્વિન કાર્તિકમાં દસરા દીવાળી, દત્ત જયંતી, મહા શિવરાત્રી વગેરે પ્રસંગોપર સેંકડો ભક્ત લોકો સ્ત્રી પુરૂષો ભેગાં થતાં હોઈ આ'વે પ્રસંગે પોતપોતાની શકિત પ્રમાણે સત્કર્મ પુણ્યકર્મ વગેરે રીતના સેવા ધર્મ બજાવી જન્મ સાર્થક કરી લે છે. ભાદરવા મહિનામાં ગણપતી ચોથનો ઉત્સવ ગણેશ ગંગાધર મરાઠે પુષ્કળ વર્ષથી સાકોરી આવી ગણપતીની સ્થાપના કરી અનંત ચૌદસ (ચતુર્દશી) સુધી કરે છે તે વખતે સેંકડો ભક્તો ભેગા થાય છે અને રાત દહાડો ભજન પૂજનની ગર્જના ચાલુજ હોય છે.

કોઈ ભકતે મહારાજ માટે ઉત્તમ પ્રકારની સેંકડો રૂપીઆ ખર્ચી ચાંદીની પાલખી તૈયાર કરી છે અને તે દર ગુરૂવારે સંધ્યાકાળે દેવળની આરતિ વખતે, તેમાં મહારાજનો તથા સાઇબાબાનો ફોટો મૂકી મહારાજની ઝુંપડીમાં સાજન સાથે ફેરવતા ફેરવતા લઇ આવે છે અને ત્યાં ખૂબ વખત ભજન કરી ફરી ફેરવતા ફેરવતા ખુબ ઠાઠથી દેવળમાં તેની જગ્યા ઉપર લઇ જાય છે. ઉપરાંત વર્ષમાં મ્હોટા મ્હોટા તહેવારને દિવસોએ પણ પાલખી ફેરવવામાં આવે છે.

એક હરિતાલિકાને આગળને દિવસે હૈદ્રાબાદના દત્તોપંત પિસોળકર મહારાજને દર્શને આવ્યા, તે વખતે ઘણા ભક્તોનો સમુદાય બેઠો હતો. તેમના આગળ મહારાજનું બીજા દિવસની હરિતાલિકા વિષેનું પ્રવચન ચાલુ હતું. તેમાં બોલતાં બોલતાં હરિતાલિકાના દિવસે વાળુ (રેતીના) શંકર પાર્વતી બનાવી તેમની

પૂજા કરવાનું માહાત્મ્ય કહ્યું. તેમાંજ વળી કહ્યું કે આ વ્રત સ્ત્રીઓનું છે અને ખરી સ્ત્રી અવસ્થા પુરૂષોમાંજ હોય છે તેથી સ્ત્રી અવસ્થા પ્રમાણે પુરૂષોએ પોતાનામાં ભાવના કરી તથા સ્ત્રી વેષ ધારણ કરી જો વાળુના શંકરની પૂજા કરે તો પ્રત્યક્ષ શિવપદની પ્રાપ્તિ થાય છે વગેરે, શાસ્ત્રાધારે મહારાજે પ્રત્યેકને સમજાવી દીધાથી, મહારાજે સ્પષ્ટ કહ્યું નહોતું છતાંએ, બીજે દિવસે એટલે હરિતાલિકાને દિવસે સેંકડો ભક્ત પુરૂષો જે સાકોરીમાં હતા તે બધા પુરૂષોએ લૂગડું, ચોળી, બંગડી તથા ગળામાં મંગલસૂત્ર પહેરી કપાળે કંકુનો ચાંલ્લો કરી, સ્ત્રીવેષ લઇ બધાંએ પૂજા સાહિત્ય લઇ, બપોરની મહારાજની આરતિને વખતે મહારાજની ઝુંપડીમાં બધા ભેગા થયા અને મહારાજનેજ હરિ તાલિકા તથા પ્રત્યક્ષ શંકરની મૂર્તિ સમજી બધી તે વેષધારી સ્ત્રીઓએ મહારાજની પૂજા કરી પછી હંમેશ પ્રમાણે તે દિવસે આરતિ થઇ. આ અપૂર્વ પ્રસંગ જોઇ બધાંને બહુ મોજ આવી અને એનું પરિણામ આપણને પરમાર્થ દૃષ્ટિએ બહુજ સારૂં થશે એમ માનવા લાગ્યા. તે વખતે સ્ત્રી વેષમાં બાપુસાહેબ જોગ, વકીલમામા, દત્તોપંત પિસોળકર, વગેરે મ્હોટા મ્હોટા બ્રાહ્મણ લોકો, તે ઉપરાંત મ્હોટા મ્હોટા અધિકારી પારસી, ગુજરાતી મદ્રાસી વગેરે ખૂબ લોકો હતા.

પછી એક વર્ષે હરિ તાલિકાને દિવસે મહારાજે જરા સૂચના કર્યાથી લક્ષ્મીબાઇ ખાસનીસ વગેરે ઘણી ખરી સ્ત્રીઓએ મહારાજને પાંજરા બહાર બેસાડી, તેમના શરીરની ચારે બાજુએ ગળાં સુધી આખું શરીર ઢંકાઇ જાય એટલી રેતીની સેંકડો ટોપલીઓ નાંખી મહારાજના શરીરને ઢાંકી દીધું અને મહારાજનેજ રેતીના શંકર માની, રેતીમાં ઢંકાયલા મહારાજની હરિતાલિકાને દહાડે બધી સ્ત્રીઓએ પૂજા કરી; પછી બાપુસાહેબે નિત્ય નિયમ પ્રમાણે બપોરની આરતિ કરી, આરતિ થઇ ત્યાં સુધી લગભગ બે કલાક મહારાજ તે રેતીમાં પૂરાઇ રહ્યા હતા. આખરે આખરે તે ભીની રેતીના દબાણથી શરીરનું રક્તાભિસરણ બંધ પડી થોડો ત્રાસ થયો હતો. બધાંને આશ્ચર્ય થયું કે એટલો વખત મહારાજ ભીની રેતીમાં કે'વી રીતે પૂરાઇ રહ્યા હશે!

ઇશ્વરી સંબંધને લઇને જગતના કલ્યાણ માટે જ્યાં જ્યાં સત્પુરૂષ અથવા અવતારી પુરૂષો પ્રકટ થાય છે ત્યાં ત્યાં સદ્ભક્તિથી સેવાધર્મ કરનારા હજારો લોકોનો સમુદાય ભેગો થાયજ છે, તેવીજ રીતે એથી ઉલટી રીતે બહુજ થોડા પ્રમાણમાં સેવા કરનારાજ પરંતુ તે વિરોધી ભક્તિથી સેવા કરી તે રસ્તે પણ પોતાનું કલ્યાણ કરી લેનારા પણ કેટલાંક લોકો નિમાણ થાય છે એવું ઇશ્વરી સંકેતથી પહેલેથી પુરાતન કાળથી બનતુંજ આવ્યું છે. વિરોધી ભક્તિ કરનારાની ઉત્પત્તિ થયાં શિવાય સદ્ભક્તોના બધા દોષોનો પરિહાર થઈ તેમની ઉદ્ધાર ગતીની બાજુ પૂર્ણ થતી નથી અને સત્પુરૂષ અથવા અવતારી પુરૂષોની વિરોધી ભક્તિથી સેવા કરનારા જો ઉત્પન્ન થયા ન હોય તો સત્પુરૂષપણાંની અથવા અવતારોની અપૂર્ણતાજ હોય છે; તેથી ગમે ત્યારે પણ પહેલાંના ઉદાહરણો લક્ષમાં લાવીએ તો કોઇપણ પૂર્ણતાએ પહોંચેલા સત્પુરૂષો અથવા અવતારોના સંબંધમાં વિરોધી ભક્ત ઉત્પન્ન થાય છેજ અને તે થવાજ જોઇએ, તે શિવાય પૂર્ણતા નથી સત્પુરૂષ અથવા અવતારીઓના તથા તેમના સદ્ભક્તોના તથા તેમની મારફતે થતાં ઐહિક પારલૌકિક જગતના કલ્યાણના કાર્યની પૂર્ણતા માટે વિરોધી ભકિત એ મુખ્ય સાધન છે. જે સત્પુરૂષ અથવા અવતારી હોય છે તેજ પોતાની પૂર્ણતા માટે પોતાના અંશના વિરોધી ભક્તોના રૂપમાં પ્રકટ થઇ તેમની મારફતે પોતાની પૂર્ણતા કરી લે છે. તેવીજ રીતે સદ્ભક્તોના રૂપમાં પણ તેજ હોઇ તેમની મારફતે પણ પોતાની પૂર્ણતા કરી લે છે. એવી બેઉ ઉલટીસુલટી બાજુને રૂપે પોતેજ હોઈ તે બેઉ ઉલટીસુલટી બાજુને લીધે પોતાની પૂર્ણતા કરી લઈ તે બેઉ બાજુની પેલીપાર નીકળી જાય છે અને તે માટેજ ઉલટ સુલટ બેઉ બાજુની સત્પુરૂષની અવતારી અવસ્થામાં જરૂરજ છે અને તે પોતાની મેળે પ્રકટ થાયજ છે. જેમ આપણેજ આપણી મેળે સ્રીપુત્રાદિક નિર્માણ કરી તેમાંથી થતાં ઉલટાં સુલટાં સારાં માઠાં પરિણામ પોતાની ઉપર કરી લઇએ નહીં ત્યાં સુધી પોતાના સંસારની પૂર્ણતા થતી નથી અથવા મૂળ અવસ્થામાંનો નિર્વિકાર પૂર્ણપરબ્રહ્મ જે પરમેશ્વર

તેની મારફતે આપણા અંશને લીધે, સારાં માઠાં, કોઇપણ પ્રકારે, દ્વૈતથી ભરેલાં ઉત્પન્ન થયેલાં જગત્‌નો પૂર્ણ અનુભવ આવ્યા શિવાય તે પરમેશ્વરનું પૂર્ણપણું જેમ થતું નથી, તેમજ હરેક પ્રકારે સારાં ખરાબ તથા પોતાનામાંથી નિર્માણ થયેલાં દ્વૈતનો પૂર્ણ અનુભવ થયા શિવાય સત્પુરૂષ અથવા અવતારીકની પણ પૂર્ણતા થતી નથી, તેથીજ રામાવતારમાં રામજ રાવણાદિક રૂપે, કૃષ્ણાવતારમાં કંસચાણુરાદિક રૂપે, પાંડવોના વખતમાં કૌરવાદિ રૂપે, નૃસિંહ અવતારમાં હિરણ્યકશ્યપુને રૂપે, તુકારામની વખતે મંબાજી રૂપે, નાથની વખતે એક યવનરૂપે, ઉપરાંત રામની વખતે તેનાજ પુત્રો લવતથાકુશને રૂપે વગેરે વગેરે એ'વાં વિરૂદ્ધ ઉત્પત્તિનાં સેંકડો પુરાણ પ્રસિદ્ધ ઉદાહરણો છે, તેઓ ભક્તોની તથા અવતારાદિની પૂર્ણતા થવા માટેજ હોય છે, અને તેમની પૂર્ણતા થાય એટલે તે વિરોધી ભક્તો સદ્રૂપ અવસ્થામાં જાય છે એ નિયમજ છે. એ'વા પહેલાંના ઉદાહરણોને અનુસરી પૂર્ણ પરબ્રહ્મ સચ્ચિદાનંદ શ્રી ઉપાસની મહારાજ, જેમણે જગતના કલ્યાણ માટે પોતાના જીવને અને શરીરને ઘસી નાંખ્યાં અને જેમની સેંકડો પ્રકારની લીલા જગત્‌માં પ્રકટ થઇ છે એવા શ્રીઉપાસની મહારાજ પણ ઉપરના અવતારો પ્રમાણે વિરોધી ભક્ત શિવાય કેમ રહી શકે! અને કેટલાક વિરોધી ભક્તો શિવાય મહારાજની અને તેમના ભક્તોની પૂર્ણતા કેમ અનુભવમાં આવે! તેથીજ શ્રીમહારાજના આજોબા (ગોપાળ શાસ્ત્રી) વખતે નારાયણ શાસ્ત્રી ચંદ્રાત્રે વિરોધી અવસ્થામાં હતા. પછી તે મહારાજના આજોબા એજ શ્રીસાઇબાબા, યશ્વંતરાવ મહારાજ, અક્કલકોટના સ્વામી, ગજાનન મહારાજ, સમર્થ રામદાસ વગેરે વગેરે પ્રાચીન તથા આધુનિક મહાસત્પુરૂષો ઐક્યત્વ પામી, શ્રીઉપાસની મહારાજના રૂપમાં સત્પુરૂષ તથા અવતારિક અવસ્થામાં પ્રકટ થયા છે.આ અવસ્થામાં પણ કાંઇક ન્હાના ન્હાના દોષોનો પરિહાર થઇ તેમના તથા તેમના ભકતની પૂર્ણતા માટેજ કોઇ વિરોધી ભકતોની જરૂર છે, તેથીજ તેજ નારાયણશાસ્ત્રી ચંદ્રાત્રે મહારાજની વિરૂદ્ધ ભકિતની કામગિરી માટે સાઇબાબાના ભકત કહેવરાવી લેનારા બે ત્રણ રૂપે પ્રકટથઈ મહારાજની અને તેમના

ભકતોની પૂર્ણતા થવા માટેજ વિરોધી ભક્તિનાં કામ કરીને અનેક પ્રકારે વચ્ચે વચ્ચેથી હરહંમેશ જોરથી પ્રયત્ન કર્યાજ કરે છે.

* * * *

જે કોઇ એ'વી રીતે વિરૂદ્ધ હશે તેમને એમ લાગતું હશે કે, તેઓ પોતે સ્વતંત્રપણે મત્સર તથા કામક્રોધાદિકની વસુલાત કરી લઇ તે રસ્તે વિરૂદ્ધરીતે પેટભરી નિંદા વગેરે દુર્જનપણુાંની કામગિરી કરે છે અને તેઓ પોતે એ કામમાં સ્વતંત્ર છે. પરંતુ એમ ન હોઇ, મહારાજનાજ તે અંશભૂત હોઈ, તેમનીજ પ્રેરણાથી મહારાજ પોતાની તથા પોતાના ભકતોની કસોટી તેમની મારફતે કરી રહ્યા છે એમ અમારા ધ્યાનમાં ખરેખર આવી ચૂકયું છે.

એ'વા વિરોધી ભક્તોની મારફતે અનેક પ્રકારે મહારાજ તથા તેમના ભક્તોનો છળ થતો જોઇ સત્તર અઢાર વર્ષમાં જે આજ સુધી હઝારો ભક્તોને સહવાસ થયો છે તે ઉપરથી તે હઝારો ભક્તોના લક્ષમાં પૂર્ણપણે આવી ગયું છે કે શ્રીઉપાસની મહારાજ એ સાધારણ વ્યક્તિ ન હોઈ શુદ્ધ સમુદ્ર જેવા છે. સમુદ્રમાં હરેક પ્રકારે સારાં ખરાબનો સમાવેશ થતો હોઇ પ્રસંગે તે સારાં માઠાંનો અનુભવ આપે છે અને પોતે સંત પેઠે (શાંત રીતે) સમસમાન હોય છે તેમ મહારાજ સમુદ્રજ તે! કોઇના તરફથી પણ કેટલાએ સારા માઠા આઘાતો થવા લાગે તોપણ તેમને મુદ્દામ (પ્રયત્ન કરીને) સહન કરવાનું કામ કરવું પડતું ન હોઇ સ્વાભાવિક રીતેજ તે બધું એમના પેટમાં સમાઇ જાય છે.

**मानापमानयोस्तुल्यं मित्रारिपक्षयोः ।**
**समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।**
**तुल्य निंदास्तुतिर्मौनी संतुष्टो येनकेनचित् ।**

વગેરે મહા વાકયો પેઠે જેમની વૃત્તિ પૂર્ણ બની ગઇ છે તે શું નિંદા કરનાર કે સ્તુતિ કરનારનો પ્રતીકાર કરે ? શિર્ડીમાં હતા ત્યારે સાઈબાબાએ પોતાની છાતી ઉપર હાથ મૂકી પૂર્ણ વચન આપ્યું હતું," કયાંઈ ન થોભનારી ગાડીની મ્હારે હાથે હું ટીકીટ કહડાવી, તને ગાડીમાં બેસાડી, કયાંઇ અડચણ ન

થવા દેતાં, ઠેઠ લઈ જઇ પહોંચાડી દઈશ." પૂર્ણ અવલિયાના મ્હોનું એ'વું જે આશ્વાસન મહારાજને મળ્યું તે શું ખોટું થાય? તેમનીજ કૃપાથી મહારાજ દ્વૈતા દ્વૈત અવસ્થાની પણ પર અવસ્થાનો અનુભવ લે છે. દ્વૈતથી ભરેલાં જગતનો કેટલોએ સારો માઠો કચરો શરીરપર આવે તોપણ તે જેમ સમુદ્રમાં લીન થઇ જાય અથવા અગ્નિમાં બળી જાય તે પ્રમાણે સૂક્ષ્મ રીતે જોનારને મહારાજની સ્થિતિ સમજાય છે. મહારાજની ઉપર ઉપરની લીલાથી સેંકડો અજ્ઞાની લોકોને મહારાજનો ખરો વર્મ ન સમજાયાથી ફસાઇ જઇ તેમની અક્કલની મજલ ઠેઠ સુધી પહોંચતી નથી તેથી તેમની અલ્પ બુદ્ધિ પ્રમાણે ગમે તેવા તર્ક કુતર્ક કરતા બેસે છે. આજે હજારો લોકો, ફકત તેમનાં દર્શન કરી, સેંકડો જન્મોના પાતકનું ક્ષાલન કરી, પોતાના કુળને અને પોતાને પાવન કરી લઇ, આ લોકોના તથા પર લોકના અખંડ સુખના અનુભવ માટે એમને સદ્‌ગુરૂ કરી, સેવા ધર્મથી સત્કર્મ કરતા કરતા તથા પુણ્ય સંચય કરતા કરતા, પોતાનો ઇષ્ટ હેતુ સાધ્ય કરી લે છે.

---

## પ્રકરણ સત્તાવીસમું.

---

### માંદગી અને તેમાંથી સાજા થવું.

नवार्णवाष्टैकमिते शके फाल्गुन कृष्णगे ॥
एकादशी पुण्यदिने खौ मध्यान्हगे रवौ ॥१॥
नाशीकपंचवटयाख्यपुण्यक्षेत्रे सुपावने ॥
गंगागोदा महातीर्थे त्र्यंबकेशनगोगमे ॥२॥
जगदुद्धारणार्थाय त्र्यंबकेशमनीषया ॥
प्रवाहिण्यपि या गंगागोदा सर्वांगसुंदरी ॥३॥
साक्षाच्चिन्मयरूपेण प्रादुरासीन्महासती ॥
नाम्ना गोदावरी कन्या कुमारी सती योगिनी ॥४॥

સવડવાળા જોઇ મૂકેલા, તથા તાબામાં પણ લઇ રાખેલા એક બંગલામાં મહારાજને યોગ્ય જગ્યાએ બિછાનું વગેરે પાથરી સુવાર્યા. થોડો વખત વિશ્રાંતિ લીધાં પછી સાથે આવેલા ડૉકટરના સ્નેહી–ડૉકટર દામલેને બોલાવ્યા. તેમણે મહારાજની પ્રકૃતિની બધી હકીકત જાણી લઇ, મહારાજની પ્રકૃતિનું બધું ધોરણ લક્ષમાં લઇ, અતિશય કાળજીપૂર્વક, ઈલાજ કરવો શરૂ કર્યો. એક બે દિવસમાં હરેક પ્રકારે મહારાજની પ્રકૃતિ ડૉકટર દામલેના હાથમાં આવ્યા જેવું થઇ, ઈંજૅક્ષન તથા પેટમાં લેવાનાં ઔષધો વગેરે ઇલાજ કર્યાથી મહારાજની તબીઅત ધીમે ધીમે ઠેકાણા પર આવી. મહારાજ સાકોરીથી ગયાં પછી મહારાજ માટે લાગણી ધરાવતા નિઃસ્સીમ ભકતો, સાકોરીના તથા બીજાં ઠેકઠેકાણાના, મહારાજને જલદી આરામ થાય એ હેતુથી પોતપોતાની મેળે કાંઈક નિયમો વૃતો અપવાસ કરી અધિક પુણ્ય કરવા લાગ્યા. પોતાની સમજ પ્રમાણે કેટલીક સ્ત્રીઓએ બાધા પણ લીધી. તે તે બધાંના પુણ્યથી મહારાજને ધીમે ધીમે આરામ થવા લાગ્યો અને થોડો થોડો રોગ કમી થતો ચાલ્યો. પરંતુ અશક્તિ બહુજ વધી જવાથી શરીરમાંનું બધું લોહી જતું રહી શરીર ધોળું ફટાક થઇ ગયું હતું. ઉઠવા બેસવાનું બીલકુલ થતું ન હોઇ બોલવાનું બહુ થોડું અને ખૂબ ઉંડા અવાજમાં થતું.

શ્રી ઉપાસની મહારાજ પંચવટીમાં આવ્યાની વાત આખા શહેરમાં પ્રસર્યાથી સેંકડો સ્ત્રી પુરૂષો બંગલા બહાર દર્શન માટે ભેગાં થતાં હતાં. પરંતુ મહારાજને તેવી સ્થિતિમાં કોઇના તરફથી ત્રાસ થાય નહીં અને કામનાં માણસ શિવાય બીજા કોઇએ પાસે બેસવું નહીં એવી ડૉકટરની સખ્ત તાકીદ હતી તેથી દર્શન માટે આવવાને દરેકને મનાઇ હતી. કામ માટે જરૂર જેટલાંજ માણસો એમના બંગલામાં એમની વ્યવસ્થા માટે રહેતાં.

એ'વી સ્થિતિમાં એક દિવસે મહારાજના પરિચયના એક સદ્‌ગૃહસ્થ મહારાજની ખબર તથા એમના દર્શન માટે આવ્યા. મહારાજને તે ખબર પડ્યાથી મહારાજના હુકમથી તે અંદર આવી

મહારાજ પાસે બેઠા. મહારાજને અત્યંત કૃશ થયેલા (પાતળા પડી ગયેલા) જોઈ તેમને ખૂબ દીલગીરી થઈ. મહારાજે પણ ખૂબ પ્રેમથી તેના ઘરના કુશળ સમાચાર પૂછયા પરંતુ તેમણે કુશળ સમાચાર કહેવાને બદલે પોતાના પાસેના સગાંની સ્ત્રી ગુજરી ગયાની વાત કહી, ઘરના સાધારણ દુઃખનો રડા કુટો તે કહેતા બેઠા અને પોતે અત્યંત વૈરાગ્ય ધારણ કરી બધી વૈરાગ્યની વાત મહારાજ આગળ કહેવા લાગ્યા. તેમનું વય–૨૫–૨૬ વર્ષનું હોઈ તેમનું લગ્ન પણ થયું હતું. પરંતુ લગ્ન થયાં પછી એકેકની કોઈ પણ પ્રકારે કદી પણ ભેટ મુલાકાત ન હોઇ તેમની માને ત્યાં કે તેમના કોઇ કુટુંબના કે બીજાં સગાંને ત્યાં તે રહેતી હતી. તેને બીલકુલ તેડી નોતરી નહોતી. એ'વી સ્થિતિમાં તે ગૃહસ્થ મહારાજને વૈરાગ્યની વાત કહેતા કહેતા. પોતે એ સંસારમાં ન પડે અને એ'વા દુઃખકારક સંસારમાંથી છુટે એવી ઈચ્છા મહારાજને દેખાડી મહારાજનાજ એટલે સદ્દગુરૂનાજ ચરણોનો પોતાની સ્ત્રીને કાયમનો સહવાસ થાય અને તેનો વખત નિરંતર સેવામાં જાય એમ દર્શાવ્યું. એ વખતે તેમની પત્ની આશરે પંદર સોળ વર્ષની ઉમ્મરની હોઇ મહારાજ સાથેજ પંચવટીમાં હોઈ, તેનો પણ પોતાના પાતના મત પ્રમાણેજ મત થયો હોઈ તેનો પણ એજ નિશ્ચય દૃઢ થયો. આ'વી વખતે મહારાજ અને બીજાઓ પણ એ બેને એમ કરવા ના કહેતાં હતાં છતાં થોડા વખતમાં પોતાની સ્ત્રીને પરમેશ્વરને અર્પણ કરી દેવાનો દૃઢ નિશ્ચય એમણે કાયમ કર્યો. તણીનો પણ પોતાના પતિ પ્રમાણે દૃઢ નિશ્ચય થયો. પછી તે કાલને અનુસરી યથા વિધિ બધાના દેખતાં પોતાની સ્ત્રીને ઉપાસની મહારાજના ચરણમાં હાથમાં તુળશીવાળું પાણી લઇ અર્પણ કરી, તથા તેનું પોતાને હાથે ઘાલેલું મંગળસૂત્ર વગેરે સૌભાગ્ય, પોતાના હાથમાં લઈ તે સાથે પોતાની સ્ત્રીનું મહારાજના પગ પર પાણી મૂકયું અને પછી પોતાની સ્ત્રીને માતુશ્રી સમજી તેને (સ્ત્રીને) નિમિત્તે મહારાજ આગળ સાષ્ટાંગનમસ્કાર કર્યો. આ જોઇ મહારાજને તે પ્રસંગે જે લાગ્યું હોય તે ખરૂં. પરંતુ તે શુદ્ધ વૈરાગ્યથી ભરેલી શુદ્ધ મનની સ્થિતી બીજાનાં તો લક્ષમાં આવી. તેથી બધા તેમનું અભિનંદન કરવા (સાબાશી

આપવા ) લાગ્યાં તથા તેઓ બહુ ભાગ્યશાળી છે અને તેમની ઉપર પરમેશ્વરની કૃપા થઇ એ સત્પુરૂષ અવસ્થામાં જશે એમ એઓ કહેવા લાગ્યા. એ બધું થયું છતાં મહારાજે તે વાત પોતાના ઉપર ન લેતાં તે બોલ્યા, "તમારો બેઉનો એટલો દૃઢ નિશ્ચય થઇ જો તમે પાણીજ છોડયું છે તો તેનું પુણ્યફળ આપવાનો મ્હારો અધિકાર નથી તેથી આની પૂર્ણતા કરવા માટે, મ્હારા કરતાં તો શું, પણ આખા ત્રિભુવનમાં શ્રેષ્ઠ, બાર જ્યોતિર્લિંગમાંનું જાગૃત એવું ત્ર્યંબકેશ્વરનું સ્થાન પાસેજ છે ત્યાં જઈ, તે પિંડી ઉપરજ એને અર્પણ કરીદો અને તેનું સૌભાગ્ય હાથમાં પાણી લઈ તે પિંડી ઉપર મૂકી દો, એટલે આખા ત્રિભુવનનો જે સાક્ષાત્ પરમાત્મા હશે તેની તે થઈ જશે અને તેનાજ કામમાં અને જગત્ના કલ્યાણ માટે તેણીનો ઉપયોગ થશે. ભવિષ્યમાં હું આ માંદગીની મરણ પથારીમાંથી ઉઠયો તો મ્હારાથી બને તેટલી તેની યોગ્ય સંભાળ લઈ તેનો જેવો ભાવી યોગ હશે તે પ્રમાણે ઇશ્વરી માર્ગમાં તેને લગાડવાની તજવીજ કરીશ. મહારાજનું આ'વું બોલવું તેમને તથા બધાંને માન્ય થયું તેથી તરતજ દહાડે ત્રણ વાગ્યાને સુમારે તેની બધી મંગળસૂત્રાદિક સૌભાગ્ય ચીજો, તેના શરીરપરની ચોળી, બંગડી હળધ કંકુ, ચોળીનો ખંડ, નાળીયેર, જે મહારાજને ચઢાવ્યું હતું તે બધું તેમણે લઈ લીધું અને સાથે કેટલાક લોકોને લઇ મોટરમાં ત્ર્યંબકેશ્વર જઇ, ત્યાં પણ કુંડમાં સ્નાન કરી યથાવિધિ ત્ર્યંબકેશ્વરના મંદિરમાં જઈ, તે ફાગણ સુદ એકાદશીને પવિત્ર દિવસે, સંધ્યાકાળને વખતે, તે જાગૃત જ્યોતિર્લિંગની પિંડી ઉપર તે બધું ગોદાવરી નામની પોતાની પત્ની સહિત અર્પણ કરી છુટા થયા. બીજે દિવસે મહારાજની રજા લઇ તે ગૃહસ્થ પાછા ગયા અને આજે પોતાને હાથે આ બહુજ મહત્વનું સત્કર્મ થયું અને પરમેશ્વરે તે કરાવી લીધું તે માટે તેમને બહુજ આનંદ થઈ એ મહત્વની વાત એમણે બહુ આનંદથી પોતાના ઇષ્ટમિત્રોને કહી. તે સાંભળી કેટલાક સમજુ લોકોને બહુ આનંદ થયો અને કેટલાક સંસારી લોકો ખરાબ પણ કહેવા લાગ્યા.

પછી મહારાજની પ્રકૃતિ માટે ડૅા. દામલેના તરફથી ઉપાયો ચાલુજ હતા, છતાં વચ્ચે વચ્ચે પ્રકૃતિ એટલી બગડી જતી કે કંઇ વખતે શું થશે તેની ચિન્તા રહેતી. એ'વી સ્થિતિમાં ફાગણ મહિનો પસાર થઈ ગયાં પછી ચૈત્ર શરૂ થતાંજ શ્રી મહારાજ પર અત્યંત ભાવ રાખનારા ભકત શેઠ હોરમસજી અને શેઠ પિરોજશા સાહેબ ડુબાશને મહારાજની ખબર પડી કે તરતજ તેઓ મુંબાઈથી નાશિક આવ્યા અને મહારાજની આજ્ઞા થવાથી મહારાજ પાસે મળવા ગયા. મહારાજની આ'વી માંદગી જોઇ શેઠજીનું હૃદય ખૂબ ભરાઇ આવી રડવું આવ્યું અને તેમણે હાથ જોડી મહારાજને વિનંતી કરી કે, “ દેવલાલીમાં મ્હારો પોતાનો હવાવાળો ખુલ્લી જગ્યામાં બંગલો છે. તે મ્હારો ન હોઇ આપનોજ છે છતાં આપ અહીંતહીં શા માટે રહોછો ? હું બહુ સંભાળથી આપને દેવલાલી લઈ જઇશ અને ત્યાં હરેક પ્રકારની આપની વ્યવસ્થા ( તજવીજ ) રાખીશ. માટે ગમે તેમ કરી આપ ત્યાં ચાલો એટલીજ આપની પાસે મ્હારી માંગણી છે.” મહારાજે બધી વાતનો વિચાર કરી ડૅાકટર તથા બીજા ભકત લોકોની સલાહથી દેવલાલી જવાનું ઠેરવી, “ બરોબર રામનવમીને દહાડે હું તમારા બંગલામાં આવીશ, ” એમ નક્કી ડુબાશ શેઠને કહ્યું. આ શેઠ મુંબાઇના રહીશ હોવાથી મહારાજની રજા લઇ, “ રામનવમીને આગળને દિવસે હું વખત-સર હાજર થઇશ, ” એમ કહી મુંબઇ ચાલ્યા ગયા.

પછી નવરાત્રમાં રામનવમીના બે દિવસ અગાઉ સંધ્યાકાળથી મહારાજની તબીયત એટલી તો ભયંકર રીતે બગડતી ચાલી કે રાતે એક બે વાગ્યાને સુમારે ડૅાકટર દામલે પણ બહુ ચિન્તામાં પડ્યા અને કોઇપણ પ્રકારે ભરોસો પડે એ'વી સ્થિતિ નહોતી. એવે પ્રસંગે બધાં સ્ત્રી તથા પુરૂષોને રડી શોક કર્યા શિવાય બીજું કાંઇ સૂઝે નહીં, એમ બનવા લાગ્યું, મહારાજે ડૅાકટર સાહેબ યશ્વન્તરાવ, રાજા-નરસિંગરાજ મહારાજ હૈદ્રાબાદકર વગેરે લોકોને પાસે બોલાવી ભવિષ્યની વાતનો વિચાર મનમાં લાવી ડૅાકટર પાસે વીલ લખાવવા કહ્યું. મહારાજની બોલવાની શકિત તદ્દન નાશ પામતી જતી હતી. એ'વી સ્થિતિમાં થોડા શબ્દમાંજ મહારાજે જે

લખવાનું હતું તે કહ્યું, ડૉકટરે તે લખ્યું અને હાથ ધ્રુજતો હતો છતાંએ મહારાજે ગમે તેમ કરી સહી કરી, અને છેવટે ડૉકટર સાહેબને કહ્યું, "ડૉકટર સાહેબ ગભરાવ નહીં, ઇશ્વર છે." એ વખતે મહારાજની જીભ તદ્દન કોલસા જેવી કાળી ઠીકરાં જેવી થઇ ગઈ હતી, બોલવા માટે જીભનું ચલનવલન કમી થઇ ગયું હતું અને અંદરથી બધું સુકાઇ કોરૂં પડી ગયું હતું. આ'વે વખતે મહારાજે બધાંને બહાર બેસવા કહ્યું અને અને ડૉકટરે મહારાજને કાંઈપણ ખાવાપીવાની મના કરી હતી છતાંએ મહારાજે તેમનું ન સાંભળતાં લક્ષ્મીબાઈ, સરસ્વતી બાઈને કહ્યું કે, "મ્હને કણ્હેરી (ચોખાની પાણીમાં બનાવેલી કાંજી) તૈયાર કરી આપો તથા ખૂબ આદુ મીઠાંની ચટણી વાટી આપો." મહારાજની આ'વી આજ્ઞા થતાંજ કણ્હેરી અને આદુની ચટણી તરતજ તૈયાર કરી આણ્યાં. મહારાજે આદુની ચટણી તથા કણ્હેરી જેટલી લેવી યોગ્ય હતી તેટલી લીધી અને આદુની ચટણી હંમેશ મ્હોંમાં રાખી મૂકવા લાગ્યા, તથા પંદર પંદર વીસ વીસ મિનીટે થોડી થોડી કણ્હેરી લયાં કરી. આ વખતે સુંદરરાવ કાશીનાથ વરદેની અગીઆર બાર વર્ષની છોકરી–પ્રેમાબાઇ જેનું ત્રણ વર્ષથી એના માબાપે મહારાજના ચરણમાં વાગ્દાન કરી મૂક્યું હતું તે મહારાજની સાથેજ આવી હતી. એ બહુ ચતુર, હોંશીઆર અને રીતસર ચાલવાવાળી હોવાથી એ તથા ગોદાવરી બેઉ જણાં એવે વખતે ખૂબ હિંમતથી મહારાજને ધીરજ આપી બોલ્યાં, "બાબા, તમો ગભરાતા નહીં, તમો જલદી સારા થશો એમ અમને લાગે છે. કારણ મ્હારા માબાપે પુષ્કળ દિવસોથી જો મ્હને તમને આપી દીધી છે અને હું જો હવે તમારીજ થઈ છું, તેમજ ગોદાવરી પણ તમારીજ થઇ છે અને એની ઇશ્વરને ખબર થઇજ છે તો તે ઇશ્વરને શું અમારી કાંઇ દયા નહીં આવે? હવે તમારા શિવાય અમારે બીજા કો'નો આધાર હોય? તેથી અમારે બેઉ માટે તે પરમેશ્વરને તમોને સાજા કરવાની જરૂરજ છે. માટે તમો કાંઇ ચિન્તા કરશો નહીં, તમને આવતી કાલે જલદી સારૂં લાગશે." તે બેઉનું આ'વું અતિશય વ્હાલ તથા લાગણી ભર્યું બોલવું સાંભળી, તે બેઉના તરફ જોઇ મહારાજની

આંખો એક પ્રકારના પ્રેમાશ્રુથી ભરાઇ આવી. તે બેઉના શરીરપર હાથ ફેરવી મહારાજ બોલ્યા, "પરમેશ્વરને તમારી દયા આવી તમારા શબ્દો ખરા પડશે એમ મ્હને પણ લાગે છે." આ પ્રમાણે બોલ્યાં પછી વખતો વખત મહારાજે કણ્હેરી લેવાનું તથા આદુની ચટણી મ્હોંમાં રાખી મૂકવાનું કામ ચાલુજ રાખ્યું હતું. તે રાત્રે કોઇને ઉંઘ ન આવતાં બધાં જાગતાંજ રહ્યાં. એમ થતાં થતાં ઇશ્વરની કૃપાથી તે છોકરીની દયા આવવાથીજ કે શું તે પરમેશ્વરે પરોઢીએ સ્હવારને વખતે મહારાજને આરામ થયેલો દેખાયો. પછી આઠ નવ વાગ્યા સુધીમાં ખૂબજ સારૂં લાગ્યું અને ડૉકટર વગેરે બધા લોકોના જીવમાં જીવ આવી બધાંને મહારાજ માટે આશા પડવા લાગી, પછી સંધ્યાકાળ સુધીમાં તેથી પણ ખૂબજ સારૂં લાગ્યું અને તે રાત્રે થોડી ઉંઘ પણ આવી.

બીજે દિવસે રામનવમી હોવાથી સરસ્વતીબાઇ, લક્ષ્મીબાઇ વગેરે સ્ત્રીઓએ એક ન્હાનું શું સુશોભિત પારણું તૈયાર કરી તેમાં મહારાજનો ફોટો મૂકી રામ જન્મ વખતે દહાડે બાર વાગે મહારાજનો આ માંદગીમાંથી ફરી જન્મ થયો અને તે જન્મ રામનોજ છે એમ સમજી, ભજન પૂજનનો સમારંભ કરી બધા સ્ત્રી પુરૂષોએ ત્યાંજ (નાશિકના બંગલામાં) રામ જન્મનો ઉત્સવ કર્યો. તે વખતે નાશિક શહેરમાંના ખૂબ સ્ત્રી પુરૂષો મહારાજના દર્શન માટે ભેગાં થયાં હતાં. દર્શન માટે કોઈ પણ લોકોએ આવવું નહીં એવી ડૉકટરે મનાઇ કરી હતી છતાં સેંકડો લોકો રોજ મહારાજના બંગલાના દરવાજા બહાર દર્શન થાય કે ન થાય પણ ભેગા થતાજ હતા, તેથી આ રામનવમીને દિવસે તે લોકોનો સમુદાય ભેગો થયો હતોજ.

પછી રામનવમીને દિવસે દેવલાલી રહેવા જવાનો ઠરાવ કર્યો હતો તેથી મહારાજની આજ્ઞાથી શહેરમાંથી એક મ્હોટી લૅારી આણી સામાન વગેરે ભરી બધાંની નીકળવાની તૈયારી થઇ. મહારાજ સાકોરીથી પંચવટી આવવા માટે નીકળ્યા ત્યારથી શેઠ ગોવિંદદાસે તેમની પોતાની બધી સવડવાળી ભારે કીંમતની ઉત્તમ મોટર જે આપી હતી, તે તેમણે મહારાજ જ્યાં જ્યાં જાય ત્યાં જવા માટે

કાયમનીજ ડ્રાઇવર સાથે મહારાજ પાસે રાખી છે. તે મોટરમાં બેસી મહારાજ તથા બીજી મોટરમાં બેસી બાકીના બધાં બે ત્રણ વાગ્યાને સુમારે નીકળી ડુબાશ શેઠના બંગલામાં સુમારે પાંચ વાગ્યાને સુમારે આવી પહોંચ્યા. ત્યાં પણ નાશિકથી ડૉકટર દામલે રોજ આવતાજ હતા. ત્યાં આવ્યાં પછી ડૉ. દામલે અને દેવલાલીના એક પારસી ડૉકટર છે, એ બેઉએ મહારાજને ખૂબ કાળજીથી ઔષધ ઉપચાર કર્યા કર્યા. ત્યાં ગયા પછી બે ત્રણ દિવસમાંજ ફરી મહારાજની તબીઅત ચિંતા ઉત્પન્ન થાય એવી બગડી હતી. તે વખતે પણ પરમેશ્વરની કૃપાથી પ્રકૃતિ ઠેકાણે આવી. એ વખતે ન્હાની છોકરી પ્રેમાબાઇ જેને કદી સ્વપ્ન આવતું નથી તેને એક સ્વપ્ન થયું. તે સ્વપ્નનો સાર એ હતો કે, 'પોતાને પોતાના માબાપે મહારાજને આપી દીધી, પરંતુ જેમ ગોદાવરીનો વિધી થયો તે પ્રમાણે પોતાનો કાંઇજ વિધી થયો નથી, માટે એનાં માબાપ જો યોગ્ય વિધિ કરી એનું પણ પૂર્ણપણે દાન કરી દે તો મહારાજની તબીઅત જલ્દી સારી થશે, અને તે પ્રમાણે ખૂબ ઠાઠમાઠથી વિધી થઇ પોતે અર્પણ થયાંનો દેખાવ જોયો, એ સ્વપ્ન ઉપરથી તેણીએ પોતાના બાપને "વિધી યુક્ત અર્પણ" કરવા માટે, પોતાને હાથે પત્ર લખી, જણાવ્યું. તેનો પત્ર જોઈ તેના બાપ ચાર દિવસની રજા લઈ દેવલાલી પ્રેમાબાઇની મા સાથે આવ્યા અને તેમણે એટલે સુંદરરાવ વરદે સાહેબે નાશિકના વિદ્વાન બ્રાહ્મણોને બોલાવી યથાશાસ્ત્ર વિધી પ્રમાણે ચૈત્ર વદ ચોથ શકે ૧૮૫૦ ને દિવસે ગોદાવરી સહિત ખૂબ ધામધૂમથી પોતાની કન્યા પ્રેમાબાઇનું શ્રી ઉપાસની મહારાજને કન્યાદાન કર્યું. તે વખતે સેંકડો ભકતો હાજર હતા. સાકોરીથી ભાઉ સાહેબ શિંગવેકર, તાત્યામૂળે વગેરે આવ્યા હતા. બંગલાના માલીક ડુબાશ શેઠ વગેરે પારસી લોકો પણ આવ્યા હતા. તે વખતે સુંદરરાવ વર્દે તથા બીજા ભકતોએ ગોદાવરી તથા પ્રેમાબાઇ બેઉને બહુ ભારે કીમતના વસ્ત્રાલંકારોથી શણગારી બેઉને કપાળે ચાંલ્લો કરી મહારાજને એક ગાદી ઉપર તકીઆને અઢેલી બેસાડ્યા અને પછી બેઉને મહારાજે બેઉ બાજુએ બેસાડ્યાં. આ મ્હોટા



શ્રી સતી પ્રેમાબાઈ.

સમારંભમાં બ્રાહ્મણોના મંત્રઘોષ સહિત એ ત્રણેની યથાવિધી પૂજા કરી સાકોરીમાં જેમ પાંજરાં આગળ આરતિ વગેરે થાય છે તે પ્રમાણે આરતિ વગેરે થઈ બધા ભેગા થયેલા લોકોએ તે બેઉ જણીઓનાં તથા મહારાજના પગ પર માથું મૂકી દર્શન લઈ તે ઉત્સવ સમારંભ ઉત્તમ રીતે પાર પાડ્યો. તે વખતે ગોદાવરી બાઈ, પ્રેમાબાઇ તથા મહારાજ એ ત્રણે જણાનો અપૂર્વ દેખાવ જોઈ ભેગા થયેલા બધા ભક્તોને તે બેઉને માટે પૂજ્યભાવ ઉત્પન્ન થઈ લાગવા માંડયું કે એ બેઉ પૂર્વે જન્મના મહારાજનાં કોઇ હોઈ પરમેશ્વરનાંજ ઋણાનુબંધવાળાં હોવાં જોઇએ. મહારાજની આ'વી અત્યંત આજારી અવસ્થામાં આ વાત બની આવી તેથી મહારાજની આ અઘટિત લીલા માટે સેંકડો જણા સાનંદ સ્તુતિ કરવા લાગ્યા. આ નિમિતે ત્યાં બ્રાહ્મણ ભોજન અન્ન સંતર્પણ થઇ બ્રાહ્મણોને અન્નદાન વસ્ત્રદાન તથા દક્ષિણા વગેરે આપવામાં આવ્યાં. બ્રાહ્મણની તથા બીજી જાતની સ્ત્રીઓને પણ લૂગડાં ચોળી આપવામાં આવ્યાં.

આશ્ચર્યની વાત એકે તે પછી મહારાજના શરીરમાં ધીમે ધીમે ઠીક સુધારો થવા માંડ્યો, થોડી થોડી ભૂખ લાગી ખાવાપીવાનું પણ શરૂ થયું. છતાં કોઇ કોઇ વખત વચ્ચે વચ્ચે તબીઅત વધારે ઓછી બગડતીજ હતી. તેમાં ગોદાવરીને ઇન્ફ્લ્યુ-ઍન્ઝાનો તાવ આવી તે ભયંકર માંદી પડી. તે માંદગીમાં તેનો ભરોસો નહોતો એવી તેની સ્થિતિ થઇ હતી. પરંતુ ઇશ્વિરની કૃપાથી ત્યાંના ડૉકટરના હાથને યશ આવ્યો અને સાત આઠ દિવસમાં તાવ ઉતરી, તબીઅત સાધારણ ઠીક થવા લાગી. એ'વા આ મહા-રાજની ભયંકર માંદગીના દિવસોમાં, રાજા નરસિંગ મહારાજ હૈદ્રા-બાદકર, શેઠ ગોવિંદદાસ, ડૉકટર ચુનીલાલ સુરતના, પ્રલ્હાદશેઠ નાંદગાંવના, જહાંગીર મૂસ મુંબાઇના, શેઠ દુબાશ, યશ્વન્તરાવ બોરા-વકે વગેરે લોકોએ બહુ કાળજી પૂર્વક મહેનત કરી, એવી વખતે મહારાજના ખરા સેવા ધર્મનું પુણ્ય તે લોકોએ સંપાદન કર્યું. દેવલા-લીમાં મહારાજ હતા તે વખતે ઠેકઠેકાણેના સેંકડો લોકો દર્શન માટે બંગલાના દરવાજા બહાર, મ્હોટા મ્હોટા અધિકારી શ્રીમંતો પણ ભેગા થઇ એક સરખા ઉભા રહેતા. પારસી ગુજરાતી લોકોપણ

ખૂબ આવતા. પરંતુ અંદર જઈ દર્શન લેવાની ડૉક્ટરની મના હતી. સ્હવારે સાત આઠ વાગે અને સંધ્યાકાળે પાંચ છ વાગે મહારાજ રોજ મોટરમાં બેસી બેઉ વખત, સહન થાય (સદે) તે પ્રમાણે ખુલ્લી હવામાં બહાર ફરવા જતા. તેમની તંદુરસ્તી માટે મહારાજ ખાસ બે વખત બહાર નીકળતા. તેજ વખતે દરવાજા બહાર, દર્શન માટે ભેગા થયેલા લોકો મોટરમાંજ મહારાજનાં દર્શન લઈ હાર, ફુલો, ફળો વગેરે મોટરમાંજ આપતા અને પછી મહારાજ ફરવા જતા. એ'વી રીતે રોજ બેઉ વખત દર્શન માટે ગર્દી થતી.

આ પછી ચૈત્ર મહિનો પૂરો થવા આવ્યો હશે એ અરસામાં ઉરણના સચ્ચિદાનંદ અવસ્થામાં રહેતા સ્વામી જીવન્મુક્ત મહારાજ, ઉપાસની મહારાજની તબીઅત બગડી છે એ જાણી તેમને મળવા શેઠ ગોવિંદદાસ નારાયણદાસની સાથે દેવલાલી આવ્યા. ઉપાસની મહારાજને અને જીવન્મુકત મહારાજને પરસ્પર દર્શન સ્પર્શનનો લાભ થઇ પરસ્પરની તે મુલાકાતથી જે કાંઇ અંતરનો અત્યાનંદ થયો હશે તેની તેમનેજ ખબર. ઉપાસની મહારાજને અંદરથી જે આનંદનો ઉમળકો આવ્યો તેથી પ્રેમાશ્રુ આવ્યાં અને જીવન્મુકત મહારાજના ચરણનો સ્પર્શ કરી બોલ્યા, 'આપના દર્શનથી હું કૃતાર્થ થઇ આ માંદગીમાંથી હવે જલદી સારો થઇશ એમ આપના દર્શનના યોગવડે મ્હને બરોબર દેખાઈ આવ્યું છે." આ ઉપરથી જીવન્મુકત મહારાજે પણ ઉપાસની મહારાજની બધી સ્થિતિ લક્ષમાં લઇ, ઉપાસની મહારાજના દર્શનનો લાભ પોતાને થયો તેથી પોતાની જાતને ભાગ્યશાળી ગણવા લાગ્યા અને બેઉએ ફરી મળવાનો પ્રસંગ જલદી આવે એવી પરસ્પર પોતાની ઇચ્છા દર્શાવી.

તે વખતે ઉપાસની મહારાજથી ઉઠી બેસાતું ન્હોતું તેથી પડી રહીનેજ સ્વામી મહારાજ સાથે વાત કરતા હતા અને ગોદાવરીબાઇ ઉપાસની મહારાજની પીઠ તથા કમ્મર દાબતાં હતાં. જીવન્મુકત મહારાજ ગોદાવરી તરફ જોઈ બોલ્યા, "મહારાજની સારી રીતે સેવા કરજે." એમ કહી તેના વાંસા પર તથા માથાં

પર હાથ ફેરવી, " ત્હારાપર પરમેશ્વરની કૃપા થઇ ત્હારૂં બહુ કલ્યાણ (સારૂં) થશે, " એટલું કહી સ્વામી મહારાજે ઉપાસની મહારાજની કમ્મર તથા વાંસો થોડો વખત દાબીને, " આમ, આમ દાબી સેવા કરતી જા, " એમ ગોદાવરી બાઈને કહ્યું. પછી પરમાર્થ વિષે પરસ્પર વાતો કરી, સ્વામી મહારાજને તે બંગલામાંજ જરા દૂર જગ્યા આપી હતી ત્યાં ગયા પછી એક બે દિવસ રહી, ઉપાસની મહારાજની રજા લઇ જીવન્મુકતસ્વામી પાછા ગયા.

પછી વૈશાખ સુદ પુનમ સુધી દેવલાલીમાં રહી, વૈશાખવદ બીજનો, ઉપાસની મહારાજનો જન્મ દિવસ, ત્ર્યંબકેશ્વરમાં કરવાનું સર્વાનુમતે ઠર્યું. તેથી બીજે દિવસે મહારાજ પોતાનાં બધાં માણસો સહિત ત્ર્યંબકેશ્વર ગયા. ત્યાં રહેવા માટે પહેલેથીજ ગોઠવણ કરી રાખેલી જગ્યામાં–વૈષ્ણવ વ્યંકટરાવ જાગીરદારની જગ્યામાં–રહ્યા. એ વ્યંકટરાવ ત્યાંના મુખ્ય અગ્રેસર (નેતા) હોઇ તેમનો સ્વભાવ બહુ પ્રેમળ તથા ભકિતમાન હોઇ મહારાજપર તેમની બહુ ભકિત હતી, એ દેખાઇ આવતું હતું. ઉપાસની મહારાજની કીર્તિ ત્ર્યંબકેશ્વરના લોકોને પણ ખબર હતી તેથી મહારાજ આવ્યા છે એવી ખબર પડતાંજ ત્ર્યંબકેશ્વરના સેંકડો સ્ત્રીપુરૂષો દર્શન માટે ભેગાં થવાં લાગ્યાં. બીજે દિવસે સંધ્યાકાળે ચંદ્રોદયને સુમારે મહારાજનો જન્મોત્સવ હોવાથી વ્યંકટરાવના માળ ઉપર એમની મદદથી લોકોએ પારણું વગેરે બાંધી, તેમાં મહારાજનો ફોટો મૂકી, ખૂબ મ્હોટી બેઠક સુંદર રીતે ગોઠવી, ઉત્સવ સમારંભ, પૂજા આરતિ વગેરેની તૈયારી કરી મૂકી. આ જન્મના વખત પહેલાં સુમારે સંધ્યાકાળે છ વાગે બધા લોકો સહિત મહારાજ બધાં પૂજા સાહિત્ય સાથે ત્ર્યંયબકેશ્વરના મંદિરમાં આવ્યા હતા અને તેના આગળના દિવસથી ત્ર્યંબકેશ્વરના લિંગ ઉપર ત્રણ દિવસ અહોરાત્ર (રાત દહાડો) ત્યાંના બ્રાહ્મણો પાસે મહારાજની આજ્ઞાથી અખંડ સતત ધારાવાળું અનુષ્ઠાન શરૂ કરવામાં આવ્યું હતું. મહારાજથી ચલાતું નહોતું તેથી ખુરસીપર બેસાડી અંદર લઈ જવામાં આવ્યા હતા અને ત્ર્યંબકેશ્વરની ગોદાવરી તથા પ્રેમાબાઇ સાથે યથાસાંગ (બરોબર વિધી

પ્રમાણે ) મહારાજે પૂજા કર્યા પછી મહારાજને લોકોએ ઉંચકી બહારની ખુલ્લી જગ્યામાં લાવી મૂક્યા. તે વખતે સેંકડો સ્ત્રી-પુરૂષોની મહારાજના દર્શન માટે એકદમ ગર્દી થઇ. ત્યાં ભેગા થયેલા બધા ભિક્ષુક બ્રાહ્મણોને તથા ગોરગરીબને દક્ષિણા આપી અર્ફી પેંડાનો પ્રસાદ બધાંને વ્હેંચ્યો. ત્યારબાદ મુકામપર પાછા આવ્યા પછી ચંદ્રોદયને સુમારે મહારાજનો જન્મોત્સવ ખૂબ ઠાઠમાઠથી લોકોએ કર્યો.

સાત આઠ દિવસ વ્યંકટરાવના ઘરમાં રહ્યા પછી મહારાજની તબીઅત બગડી અને ગોદાવરી બાઇની પણ તબીઅત ફરી થોડી બગડી તેથી મ્યુનિસિપાલીટીના દવાખાનાના ડૉકટર ગુણેએ મહારાજને, “મ્હારા દવાખાનામાંજ આવી રહો; હું બધી તજવીજ કરૂંછું,” વગેરે વિનંતિ કર્યાથી વ્યંકટરાવ વગેરે લોકોની સલાહથી દવાખાનામાંની એક સવડભરી કોટડી (ઓરડી) માં ડૉકટરે મહારાજને રાખ્યા અને ત્યાંજ તેમની તથા તેમની વ્યવસ્થા સંભાળનાર લોકોની પણ રહેવાની વ્યવસ્થા કરી. ડૉકટર ગુણે ઔષધોપચાર કરતા હતા છતાંએ ડૉ. દામલે નાશિકથી વખતો વખત મહારાજ માટે આવતાજ હતા. પછી ધીમે ધીમે મહારાજની તથા ગોદાવરીની તબીઅત સુધરતી ગઈ અને ત્યાંના હવાપાણી સારાં લાગ્યાંથી, થોડા દિવસ ત્યાંજ રહ્યાં. જેઠ સુદ એકમથી દશાહાર શરૂ થયાથી અગીઆર બ્રાહ્મણો પાસે રોજ ત્ર્યંબકેશ્વરને લઘુરૂદ્ર ચાલુ રાખ્યો હતો અને આખરને દિવસે દસમને દહાડે અન્ન સંતર્પણ કર્યું હતું. બીજે દિવસે અગીઆરસે કેટલીક સ્ત્રીઓ સાથે ગોદાવરી ત્ર્યંબકેશ્વરના દહેરાંમાં દર્શન કરવા ગઇ હતી ત્યારે કોઈ ગૃહસ્થે ઝીણા રૂદ્રાક્ષની માળા ત્ર્યંબકેશ્વરની પિંડીને અર્પણ કરી ઘાલી હતી. ત્યાંજ એક બ્રાહ્મણે શિવલિંગને પહેરાવેલી તે રૂદ્રાક્ષની માળા કહાડી ગોદાવરીના હાથમાં આપી તેને તે ગળામાં પહેરવા કહ્યું. ગોદાવરી દર્શન લઇ, મળેલી માળા લઇ પાછી મુકામપર આવી અને માળા વિષેની બધી વાત મહારાજને કહી. મહારાજે તે માળા હાથમાં લઈ જોઈ અને ગોદાવરીને કહ્યું, “આજે ત્હારી ઉપર સાક્ષાત્

જ્યોતિર્લિંગ પરમેશ્વરની કૃપા થઇ તને આ માળા નો પ્રસાદ મળ્યો. ત્હારૂં મંગળસૂત્ર પિંડી ઉપર અર્પણ થયું અને તેજ શંકરની પિંડી પરની રૂદ્રાક્ષની માળા ત્હારા ગળામાં આવી. આ ઉપરથી સાક્ષાત્ પરમેશ્વરેજ ત્હારો અંગીકાર કર્યો છે માટે ત્હારો અધિકાર બહુ મ્હોટો થશે," એમ કહી મહારાજે તે માળા તેના ગળામાં ઘાલી દીધી. હાલ તેના ગળામાં મંગલ સૂત્ર વગેરે કાંઇ પણ નહોતાં ફક્ત આટલી આ માળાજ હોય છે. બંગડીઓ વગેરે સૌભાગ્ય ત્ર્યંબકેશ્વરને ચ્હડાવી દીધાં પછી કંકુ બંગડીઓ વગેરે સૌભાગ્યનાં ચિન્હો તે ઘણાખરાં રાખતી નથી, કોઇ વખત લહેર આવે તો ચાંલ્લો કરે, એકાદી બંગડી પહેરે, નહીંતો એમને એમજ ચાંલ્લા વગરજ હોય છે; તેવીજ રીતે સાધારણ રીતે કોઇ વખત સાડો કાછડી શિવાય પહેરે છે તો કોઈ વખત કાછડી સાહત પહેરે છે અને કોઈ પણ પ્રકારે કોઇની પણ સાથે બોલવા ચાલવાનું ન કરતાં હંમેશ મૌન અવસ્થામાં રહે છે.

લગભગ સવા મહિનો ત્યાંજ કહાડી જેઠ વદ અગીઆરસે નીકળી, પ્રકૃતિ સંબંધે કેટલીક જરૂર જણાયાથી મુંબાઇ વાલકેશ્વરમાં ગોવિંદદાસના બંગલામાં ગયા. દર્શન માટે લોકોની ગર્દી થઈ ત્રાસ ન થાય તેથી મહારાજને ગુપ્તપણે રાખવામાં આવ્યા. છતાં પાંચ સાત દિવસે લોકોને બાતમી મળી ગયાંથી બંગલા બહાર ગર્દી શરૂ થવા લાગી તેથી ના ઇલાજે મહારાજ સ્હવાર સાંજ ફરવા બહાર નીકળતા તે પહેલાં કલાક દહોડ કલાક બધાંના દર્શન થાય ત્યાં સુધી થોભતા અને પછી મોટરમાં બેસી ડૉકટરનાં કહ્યાં પ્રમાણે સમુદ્રની (દરિયાની) હવા ખાવા જતા. એવી રીત બેઉ વખત પ્રત્યેક વખતે દોઢ બે કલાક બહાર ફરવા જતાં પહેલાં દર્શન માટે મહારાજને થોભવું પડતું. પછી અષાડ સુદ અગીઆરસ સુધી મહારાજ ત્યાં રહ્યા. ત્યાં સુધીમાં લાખો લોકો દર્શન લઇ ગયાંનો અડસટ્ટો નીકળ્યો. પછી અગીઆરસને દિવસે ત્યાંથી નીકળી મહારાજ સાવંતવાડીના રાણીસાહેબે ત્ર્યંબકેશ્વર આવી, "નાશિકવાળાં એમના ઘરમાં" આવવા માટે વિનંતી કરી હતી તેથી જતાં જતાં નાશિકમાં તેને ત્યાં રહી સુદ તેરસને

દિવસે મહારાજ મુંબાઇથી મોટરમાંજ સાકોરી આવી પહોંચ્યા. મહારાજ ભયંકર માંદગીમાંથી સાજા થઇ ચાર મહિને પાછા આવ્યા તેથી બધા લોકોને બહુ આનંદ થઈ તેમનું ઠાઠમાઠથી સ્વાગત કર્યું. આ વખત સંધ્યાકાળનો પાંચ વાગ્યાનો હતો. સાકોરીના બધા લોકો પહેલેથીજ સુમારે અર્ધો પોણો માઇલ ગામ બહાર નહેરને કાંઠે સડક ઉપર આવી ઉભા રહ્યા હતા. મહારાજની મોટર આવી કે તરતજ રસ્તા ઉપરજ ગાર્ડમામા, ભાઉસાહેબ વગેરે લોકોએ ગોદાવરી, પ્રેમાબાઈ સાથે મહારાજની નવાં વસ્ત્રાદિ પુષ્પહાર વગેરેથી યથાસાંગ ત્રણે જણાંની પૂજા કરી; પછી અનેક ફુલ–હારથી મહારાજની મોટર સુશોભિત કરી વાજતે ગાજતે, ભજન, હરિનામની ગર્જના અને આગળ શણગારેલી ચાંદીની પાલખી સહિત ખૂબ ઠાઠથી ધીમે ધીમે સાજનને ફેરવતાં ફેરવતાં મોટર મહારાજની ઝુંપડીના દરવાજામાં આણી. મહારાજથી ચલાતું નહોતું તેથી તેમને ખુરસીપર બેસાડી બહારના ખુલ્લા મંડપમાં બેસાડ્યા અને સેંકડો લોકો મહારાજના દર્શન તથા પ્રસાદ લઈ પોતપોતાને ઠેકાણે ગયાં.

પછી બે દિવસે તરતજ ગુરૂપુર્ણિમા આવી. ( શકે ૧૮૫૦ ) ગુરૂપુર્ણિમા નિમિત્તે દર સાલ પ્રમાણે સેંકડો સ્ત્રી પુરૂષોનો ભક્તોનો મેળો ગામે ગામથી ભેગો થયો.બધાંએ ગુરૂપુર્ણિમા નિમિત્તે મહારાજની પૂજા અર્ચા પોતપોતાની શક્તિ પ્રમાણે સેવા ધર્મ વગેરે કરી ઉત્સવ ખૂબ ઠાઠમાઠથી ઉજવાયો. સંધ્યાકાળે પાલખી વગેરે ફેરવી. હરિનામની ગર્જના તથા ભજન મંડળી છોકરીના ભજનના રાસ સાથે આ સાજન ફર્યું. પછી નિત્ય પ્રમાણે પાંજરામાં આરતિ વખતે ગોદાવરી–પ્રેમા સહિત પૂજા આરતિ થઇ; તે વખતે મહારાજ સેંકડો લોકો વચ્ચે એટલુંજ બોલ્યા કે, સેંકડો જન્મ લો તોએ મ્હારો અંત કોને જડે ? મહારૂં તો આખાં જગત સાથે કયારનુંએ લગ્ન થયું છે, તેમજ આખા જગતે પણ મ્હારી સાથે લગ્ન કરી લીધું છે. એટલે જગતના સર્વ સ્ત્રી પુરૂષોને મ્હારૂં દાન થઇ ગયું હોય હું બધાં સ્ત્રી પુરૂષોનો થઇ ગયો અને તે પણ બધાં મ્હારા થઇ ગયાં. તેમાં ફરી વળી આ છોકરીઓનું મ્હને જુદું અર્પણ થયાંથી આપ લેનો શબ્દ કયાંથી લાગુ પડે ?

પરંતુ જે કોઇ કંઇ કરે છે તથા કરાવી લે છે તે કરાવી લેવું પડે છે. આ છોકરીઓનુંજ શું? પણ પુષ્કળ વર્ષોથી અહીં આવનારી સેંકડો છોકરીઓ તથા સ્ત્રીઓનાં અહીં દાન કરવામાં આવ્યાં હોઇ તે બધાંનોજ આ પાંજરાં સાથે કાયમનો સંબંધ બંધાયો છે. તેથી તે મ્હારાં અને હું તેમનો. તે છોકરીઓએ અને સ્ત્રીઓએ પોતાનાં (પતિ) વરના તથા માબાપના કુટુંબને પાવન કરી લીધું. તેવીજ રીતે સેંકડો પુરૂષોનો પણ અહીં સંબંધ જોડાયો છે તેથી અમારી વચ્ચે પારકાપણું કયાંથી હોય? તેમાં આ છોકરીઓને જુદી રીતે આપવાથી આપનારને વિશેષ જે લાગતું હોય તે ખરૂં. ઇશ્વરનો સંકેત હોય તો આ છોકરી પેઠેજ બીજી કોઇ છોકરીનાં માબાપ પોતાની છોકરીનું કન્યાદાન અહીં નહીં કરે એમ શા ઉપરથી? મ્હારા નસીબમાંજ જે સારૂં માઠું હોય તે થવા માંડે તેને હું શું કરૂં? તેવીજ રીતે કોઇને મત્સર ઉત્પન્ન થઈ દ્વેષ ભાવે પોતાનાં દુર્જનપણાંની જો તે કામગિરી બજાવવા માંડે તો તેને પણ હું શું કરૂં? ઇશ્વરે જેમ ધાર્યું હોય તેમ થશે. તેમાં કોઈનું કાંઈ ચાલે! અને મ્હારૂંએ શું ચાલે?" નિત્ય પ્રમાણે ગાર્ડમામા વગેરે બધાંએ મળી યથાવિધી પૂજા કરી.

શ્રી સાઈબાબાની આરતિ વખતે રોજ રૂદ્રાક્ષનીમાળા બાપુસાહેબને હાથે સાઇબાબાના ગળામાં પહેરાવવામાં આવતી. પછી સાઈબાબા સમાધિસ્થ થયા તેને આગળને દિવસે તે માળા સાઇબાબાએ પોતાને હાથે બાપુસાહેબને આપી મૂકી હતી. તેજ માળા સાઇબાબાની પછી શ્રી ઉપાસની મહારાજની બાપુસાહેબ પૂજા આરતિ કરતા ત્યારે ઉપાસની મહારાજના ગળામાં ઘાલવાનો રિવાજ ચાલુ રાખ્યો હતો. અને હવે આ ગુરૂપુર્ણિમાને દિવસે હંમેશ પેઠે પૂજા આરતિની વખતે ગાર્ડમામાએ તે માળા મહારાજના ગળામાં ઘાલ્યાં પછી આરતિ શરૂ થવાની વખતે ગોદાવરીનું શું ભવિષ્ય મહારાજના ધ્યાનમાં આવ્યું હોય તે તેઓ જાણે પરંતુ મહારાજે પોતાના ગળામાંથી તે માળા કહાડી પાંજરામાંજ પાસે બેઠેલી ગોદાવરીના ગળામાં ઘાલી દીધી, તેમજ તેજ વખતે પોતાના ગળામાંનો ફુલનો હાર પણ તેના ગળામાં ઘાલ્યો અને આરતિ શરૂ થઇ.

આ ઉપરથી ગોદાવરીનો ઇશ્વરી સંબંધમાં અધિકાર વધુ મહત્વનો હોવો જોઇએ એમ બધાંને લાગવા માંડયું. પછી સંધ્યાકાળની આરતિ વખતે પણ ગોદાવરી સાથે પાંજરામાં મહારાજ બેઠા હતા તે વખતે પણ માળા અને ફુલનો હાર તેનાજ ગળામા પહેરાવ્યો; તેજ પ્રમાણે બીજે દિવસેથી મહારાજની જે પ્રમાણે હંમેશ પૂજા થતી ચરણ પૂજા, આડું ચંદન વગેરે તે પ્રમાણેજ ગોદાવરીની યથા સાંગ પૂજા ચાલુ થઈ. પૂજા આરતિ કરનારાએ તેનાજ ગળામાં રૂદ્રાક્ષની માળા તથા ફુલનો હાર પહેરાવ્યાં અને ગોદાવરીનીજ પૂજા આરતિ થવા લાગી. છતાંએ મહારાજ તેની સાથે કેટલાક દિવસો પૂજા આરતિ વખતે પાંજરામાં બેસતા.

ગોદાવરી સંબંધે શોધ કરતાં તેના માબાપ પાસેથી ખબર પડે છે કે ગોદાવરી એ સાધારણ બીજી સ્ત્રી જેવી ન હોઇ અવતારી છે. ટુંકામાં તેનો ઇતિહાસ એવો છે કે, તેના આજોબા, બાપના બાપ, ભાસ્કરરાવ એ વરાડ પ્રાંતના શેગામમાં રહેતા હતા અને ત્યાંના પ્રસિદ્ધ પૂર્ણ સચ્ચિદાનંદ પરમ હંસ ગજાનન મહારાજ શેગામકરનો અને ભાસ્કરરાવનો ઘાડો સંબંધ હોઈ ભાસ્કરરાવ ગજાનન મહારાજ સાથે બહુજ પ્રેમ ભક્તિ ધર્મથી ચાલતા હતા. તે સ્વામી મહારાજનો પણ તેમની તે સેવા તથા ભક્તિ જોઇ એમની પર બહુ પ્રેમ ચ્હોંટયો હતો. છેવટે છેવટે બોલતાં બોલતાં સ્વામી મહારાજે પોતાની લહેરમાં આવી એક દિવસે ભાસ્કરરાવને કહ્યું, "બીજા જોગટા તને શું આપશે? હું જે આપીશ તેવું કોઈ આપી શકશે નહીં. હુંજ ત્હારા કુટુંબમાં જન્મી ત્હારા જેવા હજારો લોકોનો ઉદ્ધાર કરીશ" વગેરે વગેરે. પછી તરતજ સ્વામી મહારાજ સમાધિસ્થ થયા પછી કેટલેક વર્ષે ભાસ્કરરાવના છોકરાને પ્રથમ સંતાન કન્યા રત્ન થયું અને કન્યાનો જન્મ થયાં પછી ભાસ્કરરાવને, તેમનાજ ધ્યાનમાં હતી એવી બેચાર વાતો ઉપરથી ગજાનન મહારાજે, 'ત્હારા કુટુંબમાં જન્મ લઇશ' એવું જે વચન આપ્યું હતું તે વચન પ્રમાણે, આ કન્યાના રૂપમાં ગજાનન મહારાજજ જન્મ્યા છે એવી તેમના હૃદયમાં પક્કી ખાત્રી થાય એવાં કાંઇક ચિન્હો નિશાનીઓ



શ્રી સતી ગોદાવરી બાઈ અને શ્રી ઉપાસની મહારાજ ( સાકોરી ).

ધ્યાનમાં આવવા લાગ્યાં અને તે પ્રમાણે એમણે પોતાના ઘરમાં બોલી પણ બતાવ્યું હતું. ગજાનન મહારાજ હંમેશ મ્હોંએ ગંગા ગોદા ( ગોદાવરી ) બોલ્યાં કરતા હતા. એ ધ્યાનમાં લઇનેજ કે શું ભાસ્કરાવે તે કન્યાનું નામ ગોદાવરી રાખ્યું હોવું જોઇએ અને નાશિક પંચવટીમાં પ્રવાહરૂપે વ્હેતી ગોદાવરી તેનેજ કિનારે અને તેના ઉગમસ્થાન ત્ર્યંબકેશ્વરમાં તે ગોદાવરીનું અર્પણ થયાંથી પહેલાંની મનુષ્ય સ્થિતિમાં તે ગોદાવરી રહી ન હોઇ તેજ પ્રવાહરૂપી ગોદાવરીજ આ ગોદાવરીને રૂપે મૂર્તિમંત પ્રકટ ન થઈ હોય એમ શા ઉપરથી ? આ નાશિકની પ્રવાહી ( વ્હેતી ) ગોદાવરીને વૃદ્ધ ગંગા પણ કહે છે. ગજાનન મહારાજ ગંગા ગોદાવરીનો ધ્યાસ કર્યા કરતા હતા તેથી તે ધ્યાસ પ્રમાણે એ ગોદાવરીને રૂપેજ પ્રકટ ન થયા હોય એમ શા ઉપરથી ? એ દૃષ્ટિથી વિચાર કરી ગજાનન મહારાજજ ગોદાવરીને રૂપે જગત્‌ને પાવન કરવા માટે પ્રકટ થયા હોવા જોઈએ એમ સમજનારા સમજે છે. ભાસ્કરરાવના મૃત્યુ પછી, ગોદાવરી પાંચ છ વર્ષની હતી ત્યારે ગોદાવરીના માતાપિતા નાગપુરના અવલિયા સાઇમૌલાને દર્શને ગયા. તેમનાં દર્શન લઇ ગોદાવરીને પણ દર્શન કરાવ્યાં. સાઇમૌલાએ ગોદાવરીને જોતાંજ પોતાના ગળામાંનો જે ફુલનો હાર હતો તે તેના ગળામાં ઘાલ્યો અને પાસે પડેલાં ફુલો તેના માથાં પર મૂકી બોલ્યાં, "આનું દસમે વર્ષે લગ્ન થશે. પરંતુ એના નસીબમાં સંસાર નથી. એને મહાપુરૂષનો મેળાપ થઈ એ હઝારો લોકોનો ઉદ્ધાર કરશે. એને બીજી સ્ત્રીઓ પ્રમાણે સમજતા નહીં." પછી ગોદાવરીને નવમું દસમું વર્ષ ચાલતું હતું ત્યારે તેના માબાપ શ્રી ઉપાસની મહારાજની કીર્તિ સાંભળી સાકોરી દર્શન માટે આવ્યાં. આવ્યાં કે તરતજ મહારાજ ઝુંપડીમાં પાંજરાની બહાર બેઠા હતા તેમનું દર્શન લઇ, છોકરીને પણ દર્શન કરાવ્યું. તે છોકરી તેજ વખતે મહારાજના ખોળામાં જઈ બેઠી. તે વખતે તેનું શરીર પાતળું (સોટી જેવું હોઇ) તે તદ્દન ન્હાની દેખાતી હતી. મહારાજના ખોળામાં બેઠા પછી મહારાજે પણ પોતાના ગળામાંનો હાર તેના ગળામાં પહેરાવી દીધો. સામે બેઠેલા સ્ત્રી પુરૂષો

તરફ જોઇ અને તે લોકો તરફ હાથ કરી તેનાં આગળના ભવિષ્યને અનુસરી મહારાજના મ્હોંમાંથી સ્હેજ એવા શબ્દો નીકળી ગયા કે, "આ બધા લોકો આપણાજ છે અને અહીં જે જે કાંઇ છે તે બધું ત્હારૂંજ છે." એમ કહી તેના શરીર પર હાથ ફેરવી એમણે બધાંને જવા કહ્યું.

પાંજરાંમાં ગુરૂપુર્ણિમાથી ગોદાવરીનાં પૂજા આરતી શરૂ થયાં અને મહારાજ પણ કોઇ કોઇ વખત પાંજરાંમાં બેસે છે. એક વખતે મહારાજ અને ગોદાવરી પાંજરાંમાં બેઠાં હતાં અને ઘણાએ ભક્તો બેઠા હતા, ત્યારે સ્હેજ વાતમાં મહારાજે એ છોકરી ( ગોદાવરી ) નું આગળનું ભવિષ્ય થોડામાં કહ્યું. તેમાંની મુખ્ય વાત આ હતી, "ચાર પાંચ વર્ષ પછી આ ગોદાવરીનો મહિમા વધશે અને એ અખંડ સૌભાગ્યવતિ અને કન્યા અવસ્થામાં હંમેશ રહેશે. કોઇ પણ એને કન્યા અથવા આદિશકિત સમજી એની ભકિત કરશે તો તે ભકિતથી તે સ્ત્રી પુરૂષોને અખંડ સૌભાગ્યપણું ખાત્રીથી આવશે. કારણ અજરામર અનંત અખંડ સુખી એ'વા ત્રિભુવનના ધણી ( નાયક ) સાક્ષાત્ પરમેશ્વર સાથે તેનો વિવાહ ( લગ્ન ) સંબંધ જોડાયો છે તેથી તેનું અખંડ સૌભાગ્ય કાયમનુંજ છે માટે એની ભકિત કર્યાથી કોઇ પણ સ્ત્રીનો પતિ અજરામર બની તેનું પણ અખંડ સૌભાગ્ય કાયમનુંજ બનશે. સાક્ષાત્ મહાતીર્થો જે ગંગા, ગોદાવરી તેજ એને રૂપે હોયાથી હજારો લોકો ફકત એના દર્શનથીજ પાવન થશે. એ સાક્ષાત્ પરમેશ્વરની થયાથી, એ નિરંતર શુદ્ધ કન્યા અવસ્થામાં હોયાથી, અહિલ્યા દ્રૌપદી સીતા વગેરે પંચ-કન્યા પ્રમાણેજ એનો અધિકાર હોઇ એના દર્શનથીજ અથવા સ્મરણથી સેંકડો જન્મોનાં પાપ ધોવાઇ જશે, એમ એનું ભાવિ દેખાઇ આવે છે. ઉપરાંત જેમ જેમ તેનો વખત વધતો જશે તેમ તેમ તેનામાં વાકિસદ્ધી પ્રકટ થશે." વગેરે મહારાજે તેનું ભવિષ્ય કહ્યું અને બોલ્યા કે "પહેલેથી એ'વો સિદ્ધાંત છે કે માબાપનો આત્મા જ્યાં કન્યા હોય ત્યાં જાય છે. તેથીજ તે છોકરી મારફતે અનાયાસે માબાપનો ઉદ્ધાર થાય એ હેતુથી તેને

નારાયણ સ્વરૂપી, બ્રહ્મ સ્વરૂપી વરને આપવી એટલે એને લીધે એનાં માબાપ અનાયાસે નારાયણ રૂપ બની જાય છે એ'વે શાસ્ત્ર સિદ્ધાંત છે. પરંતુ પોતાની કન્યા બ્રહ્મસ્વરૂપ વરને તો અપાઇ શકાતી નથી તેથી અનાયાસે આનું (ગોદાવરીનું) કન્યાપણું કદી નષ્ટ થઈ શકતું નથી માટે આખું જગત્ તેનાં માબાપજ છે અને એ બધાંની કન્યા છે. તેથી કોઈ પણ એના માબાપ બની શકે છે અને કોઇથી પણ એની મારફતે અનાયાસે કન્યાદાનનું મહાન્ પુણ્ય મેળવી શકાય છે. આ કારણસર એને કન્યા ભાવે તથા પૂજ્ય બુદ્ધિથી જોનારા એનાં કોઇ પણ માબાપ, કન્યાની પાછળ માબાપનો આત્મા જાય છે એ ન્યાયને અનુસરી, પોતાના બાપદાદા સહિત એની મારફતે એના યોગથી સ્હેલાઇથી બ્રહ્મરૂપ થઇ શકે છે. આ અત્યંત મહત્વનો ફાયદો એને લીધે કોઇ પણ લઇ શકે છે, તો પછી ઐહિક હેતુ પૂર્ણ થાય એમાં શી નવાઈ છે?"

"કન્યા થાય તે એવીજ થવી જોઇએ કે જે બેઉ બાજુના સેંકડો કુળોનો ઉદ્ધાર કરે. તેજ પ્રમાણે આ બીજી છોકરી પ્રેમા વિષે પણ પૂર્વ જન્મનો કાંઇ પરમેશ્વરી ઋણાનુબંધ હોવો જોઇએ, તેથીજ તેના માતા પિતાઓએ અહીંજ કન્યાદાન આપી તેનો સંબંધ આ પાંજરા સાથે જોડયો, તેથીજ તેનાં માતા પિતા અને તેનાં માબાપના બેએ કુળો એટલે માનાંકુળ તથા બાપનાં કુળ જેટલાં હશે તે બધાં આ છોકરીને લીધે ઉદ્ધરી ગયાં. મ્હને નિમિત્ત કરી સત્પુરૂષ સચ્ચિદાનંદ અવસ્થામાં આ છોકરીનો સંબંધ જોડાયો છે તેથી તેના સંબંધના જેટલાએ પૂર્વજો સ્ત્રી તથા પુરૂષો થઇ ગયા હશે તે બધા એને લીધે સચ્ચિદાનંદ અવસ્થામાં ગયા એમ સમજવું. આ છોકરીનું પરમેશ્વર સાથે મ્હને નિમિત્ત કરી લગ્ન થયું એમ કહીએ તો તે અખંડ સૌભાગ્યવતી છે એમ સમજવું અને લગ્ન નથી કર્યું એમ સમજી ચાલીએ તો તે અખંડ કન્યાવસ્થામાં છે એમ સમજવું. અખંડ કન્યાવસ્થા તથા અખંડ સૌભાગ્યાવસ્થા સત્પુરૂષના યોગથી સ્ત્રીઓમાં આવે છે. અહિલ્યા, દ્રૌપદી, સીતામાં પણ રામ કૃષ્ણ જેવા સત્પુરૂષને લીધે કન્યાપણું તથા સૌભાગ્યપણું કાયમ રહ્યું હતું; તેથી એવાંને સતી કહેવાં. એવાં

આંહ્લો કરે કે ન કરે તોએ શું ? તેમનું સૌભાગ્યપણું કે કન્યાપણું કદી પણ કોઈ પણ પ્રસંગે નાશ પામતું નથી.”

શકે ૧૮૫૦ ની ગુરૂપૂર્ણિમા થયાં પછી અધિક શ્રાવણ આવ્યો હતો અને ચાતુમાસ નિમિત્તે અશ્વિન સુદ પુનમ સુધી મહારાજ સાકોરીમાંજ હતા. ભયંકર માંદગી ભોગવી તરતનાજ ઉઠયા હતા તેથી બહુ અશક્ત અવસ્થામાં હોઈ અશક્તતાના વિકારો (દર્દો) પણ કાંઇ કાંઇ હતા અને શરીરમાં લોહી ન હોયાથી બહુ ફીક્કા દેખાતા હતા. મુંબાઈ વગેરે જગ્યાના કેટલાક ડૉકટર લોકોએ મહારાજની પ્રકૃતિનો બધો સંપૂર્ણ વિચાર કરી, “લગભગ વીસ વર્ષો મહારાજ એકજ જગ્યાએ બેસી રહ્યા તેથી અન્ન પચન ક્રિયા કમી થઇ અશક્તિ આવવા માંડી છે. માટે જુદે જુદે ઠેકાણે ફરવાની બહુ જરૂર છે. વળી બહુ લોકોની હંમેશ ગર્દી તમારી પાસે ન રહેવી જોઇએ. કોઇ પણ રીતે વધારે બોલવું ન જોઇએ તેથી ગમે ત્યાં એકાંતમાં થોડા દિવસ ગાળો તો તબીઅત (પ્રકૃતિ) જલ્દી સુધરશે,” એમ ડૉકટરો તથા વૈદ્યોનો મત થયાથી ઠંડીના દિવસોમાં આશ્વિન સુદ પુનમ થયાં પછી બીજને મંગળવારે સાકોરીથી નીકળી પહેલેથી ઠરાવી રાખેલી હૈદ્રાબાદની એક એકાંત જગ્યામાં, હૈદ્રાબાદથી સુમારે પંદર સોળ કોસને અંતરે ખુલ્લી જગ્યામાં મહારાજ, બંગલા જેવી જે જગ્યામાં લાદી જડી હોય છે એવી જગ્યા પસંદ ન હોવાથી એક સાધારણ ઘર જેવી જગ્યા જેવા મકાનમાં રહ્યા. ડૉકટરી તથા વૈદકી સાધારણ ઉપચારો જરૂર પડે ત્યારે ચાલુ રાખી રોજ બે વખત મોટરમાં કલાક દોઢ કલાક ખુલ્લી જગ્યામાં હવા ખાતા ખાતા ફરવા જવાનો તેમણે નિયમ રાખ્યો હતો. ફક્ત તે હવાથીજ મહારાજની પ્રકૃતિ ઠીકજ સુધરતી ચાલી અને બીલકુલ ચલાતું નહોતું તે હવે થોડું ચાલવા લાગ્યા. એ પ્રમાણે માગસર સુદ અગીઆરસ બારસ સુધી મહારાજના દિવસો બહુ આરામમાં ગયા, કોઇ પણ પ્રકારે લોકોનો ત્રાસ થયો નહીં. એવી રીતે આરામમાં મહારાજને રાખવાની મહારાજ માટે ખરી લાગણી ધરાવતા હૈદ્રાબાદના બે ત્રણ જણે કાળજી રાખી હતી. પંદર વીસ દિવસે સંક્રાંતિ પાસે આવ્યાથી

સંક્રાંતિ માટે મહારાજને સાકોરી જવાની અત્યંત જરૂરજ હતી. તેથી તે બે ત્રણ જણને એમણે હૈદ્રાબાદ જલદી છોડી જવા વિચાર જણાવ્યો. એ બે ત્રણ સદ્‌ગૃહસ્થ હૈદ્રાબાદના આગળ પડતા લોકોમાં-નાજ હતા તેથી અને હૈદ્રાબાદમાં મહારાજના હજારો ભક્ત હોવાથી, મહારાજ જો હૈદ્રાબાદના લોકોને ખબર પડવા દીધાં શિવાય અને દર્શન આપ્યાં વિનાજ ચાલ્યા જાય તો સેંકડો ખરા પ્રેમી ભકતોને મહારાજ અહીં આવી ગયાંની પાછળથી ખબર પડે ત્યારે તે અમનેજ દોષ દેશે, એવો તે બે ત્રણ જણે વિચાર કરી, "મહારાજે જતાં પહેલાં પંદર દિવસ તો હૈદ્રાબાદના ભક્તોમાં જાહેર થઇ તેમને દર્શન આપવાં અને પછી જવું એ ઠીક," એમ મહારાજ પાસે વિનંતી કરી તેથી મહારાજે એમની વાત કબૂલ રાખી.

'દત્તજયંતી ઉપર શ્રી ઉપાસની મહારાજ હૈદ્રાબાદ નક્કી આવશે' એ વાત દત્તજયંતીના બે દિવસ અગાઉજ આખા શહેરમાં થઇ ગઈ. કેટલાક મુખ્ય મુખ્ય ભકતોએ, "મહારાજ એ જો કેવળ દત્તનાજ અવતાર છે અને દત્તજયંતીએ જો તેઓ અહીં આવી પ્રકટ થવાનાછે તો તેમને નિમિત્તે દત્તજન્મનો ઉત્સવ ખૂબ ધામધુમથી તેમના આગળ કરવો,' એમ વિચાર કરી સર્વાનુમતે તેમ કરવાનું ઠેરવ્યું. મહારાજ આવવાના છે અને તેમનો ઉત્સવ સમારંભ થવાનો છે એ વિષે મહારાજા સર કિસનપ્રસાદ બહાદૂર દિવાન સાહેબને ખબર પડી એટલે એમણે પણ એ વાતને એમનું પૂર્ણ અનુમોદન આપ્યું. આ વખતે મહારાજા બહાદુર સાહેબ હૈદ્રાબાદની નજીકજ એમનાં 'અલવાલ' નામનાં ગામમાં 'બાલાજી' ના મંદીરમાં દર વર્ષે પોતે મ્હોટો ઉત્સવ કરે છે અને તે નિમિત્તે મ્હોટો મેળો ભરાય છે. તે બાલાજીના મંદીર પાસેજ મહારાજા બહાદુર સાહેબનો મ્હોટો બંગલો છે. તે બંગલામાં મહારાજા બહાદુર સાહેબ પોતાના પરિવાર (કુટુંબ) રસાલા સહિત એક મહિનો આવી રહ્યા હતા. ઉપાસની મહારાજ વિષે, બહાદૂર મહારાજને ખબર પડતાંજ, દત્તજયંતીને નિમિત્તે મહારાજ આગળ ઉત્સવ સમારંભ કરવા માટે તે બાલાજીના મંદીરથી સુમારે અર્ધો માઇલ દૂર, આલવાલ ગામના ઉત્તર ભાગમાં સડકની બીજી બાજુએ

બહાદૂર મહારાજે તેમના પોતાના એક વિશાળ મેદાનની જમીન, ઉપાસની મહારાજના ઉત્સવ સમારંભ માટે મંડપ વગેરે બાંધવા માટે આપી અને તેમનો હુકમ થતાંજ મુખ્ય અગ્રેસરોએ સેંકડો માણસો કામે લગાડી ઉપાસની મહારાજના ઉત્સવ નિમિત્તે દત્તજયંતી ઉપર મહારાજના આવતાં પહેલાં બે દિવસમાંજ અત્યંત સુશોભિત એવો મ્હોટો વિશાળ મંડપ ઉભો કર્યો. તે મંડપના મધ્ય ભાગમાં સાકોરીમાં જે પ્રમાણે મહારાજને બેસવાને પાંજરૂં છે તેવીજ રીતે મહારાજને બેસવા માટે ઉંચી જગ્યા તૈયાર કરી તેના ઉપર પાંજરૂં બેસાડી તે પાંજરાંમાં મહારાજને બેસવાની યોજના કરી. મ્હોટા મ્હોટા લોકોની ઓઝલવાળી સ્ત્રીઓને બેસવા માટે મહારાજના પાંજરાની ડાબી બાજુએ ચકના પડદા ટાંગી એક જગ્યા કરી હતી અને પાંજરાની બીજી જમણી બાજુએ દત્તજયંતી માટે એક ન્હાનું શું સુશોભિત પારણું તૈયાર કરી તે ટાંગી તેમાં મહારાજનો ફોટો મૂકયો હતો. જન્મોત્સવનો વખત સંધ્યાકાળનો હોવાથી મ્હોટા મ્હોટા ઉત્તમ પ્રકારના ગૅસના દીવાની લાઇટ કરી હતી. મહારાજ જ્યાં પહેલેથી આવીને રહ્યા હતા ત્યાંજ, 'દત્તજયંતીને આગળને દિવસે આવ્યા છે એમ ખબર પડ્યાથી કયારે દર્શન થાય એવી એક સરખી ઉત્કંઠા થયાથી મહારાજા કિસનપ્રસાદ બહાદૂર સાહેબ એ આગળને દિવસેજ સંધ્યાકાળે તે જગ્યામાં ઉપાસની મહારાજને દર્શને આવ્યા. તેમને ખરી પ્રેમ ભક્તિ હોવાથી ઉપાસની મહારાજનું દર્શન થતાંજ તેમના પગને બાઝી પડી પ્રેમાશ્રુ પાડતાં પાડતાં પોતાનું માથું મહારાજના પગ ઉપર ઘણા વખત સુધી તેમણે મૂકી રાખ્યું હતું. થોડે વખતે એકેકની પ્રેમ ભરી વાત ચીત થઇ રહ્યાં પછી બીજે દિવસે સંધ્યાકાળે દત્ત જયંતી ઉત્સવ સમારંભ વખતે આવવા માટે બહાદૂર મહારાજે ઉપાસની મહારાજને વિનંતી કરી અને પછી મહારાજની રજા લઇ, બહાદૂર મહારાજ ગયા.

બીજે દિવસે દત્તજયંતિ વખતે એટલે સંધ્યાકાળે ઉપાસની મહારાજને લઇ જવા માટે સરકિસનપ્રસાદ બહાદૂર મહારાજે પોતાની બેસવાની ઉત્તમ મોટર ફુલોના હારથી શણગારી મોકલી.

તે મોટર સાથે ઉપાસની મહારાજ ઉપર અત્યંત ભક્તિ પ્રેમવાળા અને મહારાજનો પણ જેમનીપર અતિશય પ્રેમ છે તે સર મહારાજા બહાદૂરના ચિરંજીવ અર્જુનકુમાર છોટામહારાજ ઉપાસની મહારાજને લઇ જવા માટે આવ્યા હતા. સંકેત પ્રમાણે ઉપાસની મહારાજ આવેલી મોટરમાં બેઠા, સાથે ગોદાવરીને લીધી અને છોટારાજકુમાર, સાથે નીકળ્યા. મહારાજ સાથેના બાકીના લોકો અને બીજા કેટલાક લોકો બીજી એક બે મોટરમાં બેસી મહારાજ સાથેજ નીકળ્યા. સંધ્યાકાળે જન્મનો વખત થયો તેના થોડા વખત પહેલાં મહારાજ અલવાલમાં જ્યાં મ્હોટો મંડપ બાંધ્યો હતા ત્યાં આવી પહોંચ્યા.

તેજ વખતે શહેરમાંથી સેંકડો હઝારો ન્હાના મ્હોટા લોકો, કોઈ મોટરમાં, કોઇ ટાંગામાં, કોઇ બળદગાડીમાં, કોઈ શિગ્રામમાં આવી પહોંચી તે સમારંભ માટે ભેગા થયા. મહારાજની મોટર ખૂબ દૂર હતી ત્યારથીજ વાજાં વગેરે વાગવાં શરૂ થયાં અને મહારાજની મોટર ધીમે ધીમે સાજન પેઠે ફેરવતા ફેરવતા તે (મંડપમાં) લાવ્યા; તરતજ મહારાજ બહાદૂરે સામા જઇ મોટરમાં મહારાજના ચરણપર ડોકું નમાવ્યું અને મહારાજ બહુ દૂર ચાલી શકતા નહોતા તેથી તેમને બેસવા માટે જે પાંજરૂં તૈયાર કર્યું હતું તેની પાસે મોટર લઇ જઇ મહારાજને ઉતારી લીધા અને પાંજરામાં ગોદાવરી સાથે બેસાડ્યા; પછી તેજ વખતે મહારાજના નામનો થોડો જયજયકાર કરી લોકોએ આનંદના ઉભરામાં ભજન, હરિનામની ગર્જના ચાલુ કર્યા. થોડો વખત ભજન થયાં પછી કેટલાક ગવૈયા લોકોનું ગાયન થયું, પછી ફરી ભજન વગેરે થઇ રીત પ્રમાણે દત્તનો જન્મ કર્યો; જન્મ થતાંજ મહારાજના નામનો જયજયકાર થઇ મહારાજના ચરણો ઉપર બધા લોકોએ ગુલાલ નાંખી અને ઘણાખરા લોકોએ પોતપોતાની મેળે મહારાજની ગોદાવરી સાથે પૂજા શરૂ કરી. સઉએ પોતપોતાની યોગ્યતા પ્રમાણે ગોદાવરી તથા મહારાજને વસ્ત્રાલંકાર ફુલના હાર, અનેક પ્રકારનાં ફળો, મેવા મીઠાઇ, નાળીએર વગેરે અર્પણ કર્યા અને તેમની યથાસાંગ પૂજા ચાલતી હતી ત્યારે મહારાજા બહાદૂરે પણ

ગોદાવરી સાથે મહારાજની મહાપૂજા કરી. પછી કેટલીક સ્ત્રીઓએ પૂજા કરી. બધાંની પૂજા થઇ રહ્યાં પછી હંમેશની પેઠે મહારાજની આરતિ કરી અને બધાંએ દર્શન લીધાં પછી બધાંને પ્રસાદ કોપરું ખાંડ વહેંચવામાં આવ્યાં. તે વખતને અનુસરી મહારાજે થોડું ભાષણ કર્યું. એ બધું થતાં થતાં રાતે અગીઆર વાગે બધું પૂરું થઈ, મહારાજની આજ્ઞાથી, સઉ પોતપોતાને ઘેર ગયા. અને મહારાજ પણ પોતાના મુકામ ઉપર પાછા આવ્યા. તે ઠેકાણાની ઘણાંખરાંને ખબર પડી ગઈ હોવાથી બીજે દિવસેથી ત્યાંજ દર્શન માટે સેંકડો લોકોની ગર્દી થવા લાગી. પછી બે ચાર દિવસે નરસિંગ મહારાજ મહારાજને પોતાને ઘેર લઇ ગયા. તે વખતે પણ મહારાજને બેસવા માટે પાંજરાની યોજના કરી હતી. ત્યાં પણ દર્શન માટે હજારો લોકો ભેગા થયા. ગોદાવરીબાઇ સાથે મહારાજ પાંજરામાં બેઠા હતા ત્યારે ત્યાંપણ પૂજા આરતિ વગેરે સમારંભ કર્યો હતો. તેજ પ્રમાણે શિવરાજ બહાદૂરનાં રાણી સાહેબને ત્યાં, રાજા શંકરરાવ નેમિવંત, બૅરીસ્ટર શ્રીકિસનસાહેબ વગેરે ઠેકાણે મહારાજને લઇ જઈ ગોદાવરીબાઇ સાથે મહારાજની પૂજા આરતિ થતી. એમ થતાં થતાં પંદર દિવસ થયા એટલે માગસર વદ અમાસના સુમારમાં મહારાજ બધાંની રજા લઈ મોટરમાં નીકળ્યા, શહેર બહાર ખૂબ દૂર સુધી, રાજા નરસિંગ મહારાજ, બૅરિસ્ટર સાહેબ, રાજા નેમિવંત મહારાજ વગેરે ઘણાએ લોકો મહારાજને મૂકવા બીજી મોટરોમાં આવ્યા હતા અને થોડો વખત મહારાજની મોટર ઉભી રહી બધાંના દર્શનો થયાં પછી મહારાજે બધાંને પાછા જવા કહ્યું. રાજા નરસિંગ મહારાજ વગેરે બધા લોકોને મહારાજનો વિયોગ થવા લાગ્યો તેથી હૃદય ભરાઇ આવી મ્હોટે મ્હોટેથી રડવા લાગ્યા. તેમની અત્યંત પ્રેમભક્તિ જોઈ મહારાજને પણ રડવું આવ્યું. થોડો વખત મહારાજે બધાંને સમજાવવાને ( જ્ઞાનની ) વાતો કરી તેમના હૃદયને શાંતિ આપી ફરી જલદીજ મેળાપ થશે વગેરે કહી બળજબરીથી તેમને પાછા જવા કહી, પોતાની મોટર ચલાવી અને પોષ વદ બીજ શકે ૧૮૫૦ શનિવાર તા. ૧૨ જાન્યુઆરી સને ૧૯૨૯ને દિવસે સંક્રાંતિ માટે પાછા સાકોરી આવ્યા.

પછી તરતજ સંક્રાંતિ પાસે હોવાથી દરવર્ષ પેઠે સંક્રાંતિ માટે સેંકડો સ્ત્રીપુરુષો ભેગાં થઈ સંક્રાંતિના તહેવારનો ઉત્સવ સમારંભ ખૂબ ઠાઠમાઠથી ઉજવાયો. સંધ્યાકાળે પાલખીની સાજન ફેરી, બીજે દિવસે સ્ત્રીઓને લૂગડાં ચોળીના ખંડ વહેંચવાનું વગેરે દર વર્ષે જે પ્રમાણે થાય છે તે પ્રમાણે થયું.

એજ સંક્રાંતિને બીજે દિવસે એટલે શકે ૧૮૫૦ પોષ સુદ ચોથ મંગળવાર તા. ૧૫ જાન્યુઆરી સને ૧૯૨૯ને દિવસે મુખ્ય દેવળ તથા મંડપનું કામ લગભગ પૂરૂં થઈ જઈ નવા દેવળમાં મહારાજ તથા સતી ગોદાવરીબાઈને હાથે પાદુકા (પાવડીઓ) સ્થાપન કરી તે નિમિત્તે મ્હોટો ઉત્સવ સમારંભ કરવામાં આવ્યો.

આ મંદિરનું કામ બે વર્ષથી ચાલુ હતું અને ઘણે ઠેકાણે અહીંના જેટલું સુંદર નહીં હોય એટલું બધું સુંદર અને સુશોભિત એને બાંધવામાં આવ્યું હોઇ તે હવે પૂરૂં થવા આવ્યું છે. આ કામમાં મુખ્ય એંજીનિયર ગ્વાલીયરના રા. મા. ગ. વાળિંબેસાહેબે શ્રીમહારાજના ચરણમાં સેવાધર્મની વૃત્તિથી પોતાની વિદ્યા તથા લાયકાતનો યોગ્ય સ્થળે ઉપયોગ કરી પોતાના જીવનનું સાર્થક કરી લીધું. તેમનું કામ જોનારને તેમનાં બુદ્ધિ કૌશલ્યનું ચાતુર્ય દેખાઇ આવે છે.

આ સંક્રાંતિ પછી મહારાજના પરમ ભક્ત ઇંદોરના શ્રીમંત મલ્હારરાવસાહેબ હોલકરને મહારાજના મહત્વનો પુષ્કળ અનુભવ આવ્યાથી પુષ્કળ વર્ષોથી તેમનો ઇંદોર લઈ જવાનો ખૂબ આગ્રહ હતો. તે વૈશાખસુદ ત્રીજને દિવસે પોતાની મોટરમાં ગોદાવરી બાઇ તથા પ્રેમાબાઈ સાથે મહારાજને ઇંદોર લઈ ગયા અને પોતાના ‘ માર્તંડ બાગ ’ નામે ઓળખાતા વિશાળ બાગમાં આવેલા તેમના ખાનગી બંગલામાં રહેવાને જગ્યા આપી તેમની યથાયોગ્ય વ્યવસ્થા ( તજવીજ ) રાખી. મહારાજની પ્રકૃતિ અશક્ત હોવાથી લોકોની જંજાળ સોસાય નહીં માટે કોઈપણ મહારાજના દર્શને આવે નહીં એવી વ્યવસ્થા એ કરશે એ શરતેજ મહારાજે ઇંદોર આવવાનું કબુલ કર્યું હતું તેથી તે પ્રમાણેજ વ્યવસ્થા

રાખવામાં આવી હતી. મલ્હારરાવ સાહેબ અને રાણીસાહેબ (તેમના પત્ની)ની અત્યંત ભક્તિ હોવાથી તેઓજ ફક્ત એક બે વખત દર્શને આવી મહારાજ કેટલીક ઉપદેશની વાતો કહે તો તેટલોજ વખત બેસતા. ત્યાંના હવાપાણી તથા એકાંત સ્થિતિમાં રહ્યાંથી મહારાજની પ્રકૃતિને ઠીકજ આરામ લાગવા માંડ્યો. સુમારે બે મહિના થઇ ગયા પછી ગુરૂપુર્ણિમા પાસે આવ્યાથી મહારાજને પાછા સાકોરી જવાની જરૂરજ છે એ વાતની ખબર પડ્યાથી સરદાર મલ્હારરાવે શહેરમાંના પોતાના વાડામાં પૂજા સમારંભ માટે આવવા વિનંતિ કરી અને મહારાજે તે માન્ય કર્યાથી જ્યેષ્ટ વદ બારસે સુશોભિત કરેલી મોટરમાં મહારાજને એમની જગ્યાએથી બે ત્રણ માઇલ દૂર ઇંદોર શહેરના વાડામાં લઈ ગયા. રસ્તામાં શહેર શરૂ થયું ત્યારથી અર્ધા પોણા માઇલ સુધી હજારો લોકોનાં ટોળેટોળાં હરિનામની ગર્જના તથા ભજનના ઘોષ બૅંડ વગેરે વાજાં સાહિત્ય સાથે ચાલતાં હતાં. તે વખત સંધ્યાકાળનો છ વાગ્યાનો હતો. મહારાજ માટે ઉત્તમ પ્રકારનું દેવળના આકારનું ચોકઠું તૈયાર કરી બેસવા માટે ઉંચા સિંહાસન જેવી વ્યવસ્થા કરી હતી. આજુબાજુએ શ્રીનારાયણ મહારાજ વગેરે સાધુસંતોના ફોટા ટાંગ્યા હતા. બેએ બાજુએ સેંકડો ભજન કરનારી ટોળીઓના લોકો ઉભા રહી એક સરખી ભજનની ગર્જના ચાલુ હતી. વાડામાં અને બહાર રસ્તા ઉપર પણ દૂર સુધી ધજા વાવટા, તોરણો ટાંગી ખૂબ ઠાઠમાં રોશની વગેરે કર્યાં હતાં. વાડા પાસે મોટર આવી એટલે શ્રીગોદાવરીબાઈ સાથે મહારાજને ઉતારી લઇ તેમને માટે તૈયાર કરેલા સિંહાસન ઉપર બેસવાનો સરદાર મલ્હારરાવે એમને આગ્રહ કર્યો. તે બધું જોતા જોતા મહારાજ તે સિંહાસન ઉપર બેસવાને બદલે પાસેજ એક બાજુએ થાંભલો હતો તેને અઢેલી બેઠા.

પછી મહારાજની ઈચ્છાથી એઓ જયાં બેઠા હતા ત્યાંજ પૂજાની બધી તૈયાર કરી, ખૂબ બ્રાહ્મણો ભેગા કરી, તેમની પાસે પૌરાણિક મંત્રો બોલાવી મહારાજના પગપર દૂધનો અભિષેક કર્યો અને બ્રાહ્મણ મારફતે યથાવિધી પૂજા આરતિ વગેરે બહુ ઠાઠથી

કર્યાં. પછી બધા લોકોનાં દર્શન થવા લાગ્યાં. હજારો લોકોનાં દર્શન થતાં થતાં ખૂબ રાત વીતી ગઇ. પછી મહારાજના પગ અશકત થઇ ગયા હતા તેથી દાદર ચ્હડવાનું કે ચાલવાનું અશકય થઇ પડયું હતું તેથી ઇઝીચેર પર બેસાડી સરદાર સાહેબ પોતે તથા બીજા લોકો મળી મહારાજને માળ પર તેમનાં ખાસ દિવાનખાનામાં લઇ ગયા. ત્યાં ઉત્તમ પ્રકારની ગાદી તકીઆની બેઠક કરી મૂકી હતી, ત્યાં લઇ જઈ બેસાડયા. ત્યાં જવાની દરેકને મના હતી. ત્યાં તેમની રાજ પધ્ધતીને અનુસરીને ઓઝલવાળી દરેક સ્ત્રીઓ ભેગી થઇ અને તેમણે મહારાજનાં દર્શન તથા સેવા ધર્મથી શુશ્રૂષા (સેવા ચાકરી) વગેરે કર્યાં કર્યાં. પછી સારા શુચિર્ભૂત (આચાર વિચારમાં પવિત્ર) બ્રાહ્મણ પાસે સરદાર સાહેબે મહારાજ માટે ઉપહાર (ખાવા) ની તૈયારી કરાવી હતી તેથી તેમના આગ્રહને લીધે મહારાજ તથા ગોદાવરીબાઇએ થોડું ઘણું કાંઇ ખાધું અને પછી મહારાજ પાછા પોતાના મુકામ પર આવ્યા. તે દિવસથી સાત દિવસ સુધી ત્યાં નામ સપ્તાહ ચાલુ હતી અને છેલ્લે દિવસે સેંકડો ભજન કરનારા લોકોને તથા હઝારો ગોર ગરીબ લોકોને અન્નદાન કરવામાં આવ્યું.

ત્યારથી અમુક વખતે દર્શને આવવાની છુટ્ટી થઈ ગયાથી ન્હાના મ્હોટા સરદાર લોકો તથા બીજા સેંકડો લોકો દર્શને આવતા અને મહારાજની પ્રકૃતિ ઠીક હોય ત્યારે મહારાજ થોડો ઘણો ઉપદેશ પણ કરતા.

પછી સપ્તાહ પુરી થયાં પછી મહારાજ બધાંની રજા લઈ ગુરૂપુર્ણિમાના પાંચ છ દિવસ અગાઉ સાકોરી પાછા આવ્યા.

પછી આ—એટલે શકે ૧૮૫૧ સાલની ગુરૂપુર્ણિમાએ દર વર્ષ પ્રમાણે હઝારો લોકોએ ભેગા થઈ ભજન આરતિ પાલખી વગેરે રીતથી ઠાઠમાઠથી સમારંભ કરી ઉત્સવ ઉજવાયો.

પછી આખો શ્રાવણ મહિનો હંમેશ પેઠે ઉત્સવ સમારંભ ચાલી મુંબાઈના રા. ગણપતરાવ મરાઠે પુષ્કળ વર્ષોથી સાકોરીમાંજ શ્રી ગણપતી ઉત્સવ કરે છે તે પ્રમાણે આ વર્ષે પણ એમનો ઉત્સવ થયો ત્યાં સુધી મહારાજ સાકોરીમાંજ રહ્યા.

વર્ધાના રા. જયરામપંત રાનાડે ફોટોગ્રાફરે ગામ બહાર એક બે માઈલ દૂર પોતાના રહેવાના ઘરમાં મહારાજની પાદુકા સ્થાપવાના હેતુથી એક ન્હાનું સુશોભિત મંદિર બાંધ્યું હતું. પુષ્કળ દિવસોથી તે મંદિરમાં મહારાજને હાથેજ પાદુકા સ્થાપન કરાવવાનો એમનો નિશ્ચય હોયાથી અને તેમને પણ અનેક પ્રસંગે મહારાજના અનુભવ તથા સાક્ષાત્કાર દેખાયાથી પોતાની જગ્યામાં મહારાજના ચરણ પડે તે માટે ખૂબ હઠ પકડી હતી. તેમના આગ્રહને લીધે મહારાજ અનંત ચતુર્દશી (ચૌદસ) ને દિવસે ત્યાં ગયા. તેજ દિવસે પાદુકા સ્થાપન થઇ મ્હોટો સમારંભ તથા ઉત્સવ થયો. તે વખતે મહારાજના દર્શન માટે પ્રાત:કાલથી રાતે બાર વાગ્યા સુધી શ્રીમંત, ગરીબ, અધિકારી વગેરે લોકોનાં ટોળે ટોળાં આવતાં અને ખાસ પ્રસંગે મહારાજનું ઉપદેશપ્રદ ભાષણ પણ થતું. ઠેઠ નાગપુર અને તેની આજુબાજુના ગામના સેંકડો લોકો મોટર વગેરેમાં પૂજા દર્શન વગેરે માટે આવતા હતા. ભજન અને નામ ઘોષની ગર્જના એક સરખી ચાલુજ હતી. નાગપુરના પ્રસિદ્ધ શેઠ જમનાદાસ પોદારના ચિ. શેઠ બિરદીચંદજી અને શ્રીમંત કેશવ-રાવ ભૈયા બુટીસાહેબ બેઉ મહારાજને નાગપુર લઈ જવા આગ્રહપૂર્વક વિનંતી કરવા ખાસ વર્ધા આવ્યા હતા. રા. રાનડે એ સમારંભની આખરે સેંકડો લોકોને અન્નદાન કર્યું. વર્ધેથી મહારાજ નાગપુરના લોકોના આગ્રહને લીધે ભાદ્રપદ વદમાં નાગપુર ગયા.

નીકળતી વખતે હઝારો લોકોની ગર્દી થઇ હતી, આનંદના ઉભરામાં બધાની આંખમાં આંસુ આવતાં હતાં. એ પ્રમાણે નાગપુર આવ્યાં પછી ત્યાં પ્રથમ શ્રી બુટીસાહેબે મહારાજને પોતાના બંગલામાં રાખ્યા અને તેમની યોગ્યતા પ્રમાણે ઉત્તમ પ્રકારની વ્યવસ્થા રાખવામાં આવી હતી; પછી શહેરમાં પોતે રહેતા હતા તે વાડામાં લઇ જઈ તેમના બધાં કુટુંબ સહિત સાકોરી પેઠે પૂજાઆરતિ ખૂબ ધામધૂમથી કર્યાં. ચાર દિવસ શ્રી બુટીસાહેબને ત્યાં રહ્યાં પછી શેઠ બિરદીચંદજી પોતાના શહેર બહાર આવેલા "ગોવિંદ ભુવન" નામના બંગલામાં મહારાજને લઇ ગયા. આખા નાગપુર શહેરમાં મહારાજ આવ્યાનો બૂમાટો

થયાથી દર્શનની બહુ ગર્દી થશે એમ જાણીનેજ શેઠજીએ બંગલા સામે બહુ સુશોભિત મંડપ બાંધ્યો હતો; અને બંગલાની આસ-પાસ અનેક પ્રકારના વીજળીના દીવાની સુશોભિત રોશની વગેરે કરી હતી. મહારાજને રહેવાની તથા બેસવાની ગોઠવણ બીજી જગ્યાએ કરી હતી. એકંદર વ્યવસ્થા તેમના નામ આબરૂને છાજે એવી ઉત્તમ પ્રકારની રાખી હતી. શહેરથી ઘણે દૂર બંગલો હતો તોએ હજારો સ્ત્રી પુરૂષોની સ્હવારથી રાત્રે બાર વાગ્યા સુધી એક સરખી ગર્દી રહેતી. મહારાજને ખાવા માટે પણ ફુરસદ મળતી નહોતી. ખડ્ગપુરથી આવતાં મહારાજ નાગપુર એક દોઢ મહિનો રહ્યા હતા. તે વખતના સેંકડો જુના ભક્તો તો રોજ બબ્બે ત્રણ ત્રણ વખત આવતા. પરંતુ શેઠ બિરદીચંદજીએ એટલા મ્હોટા સમુદાયની અને મહારાજની ઉત્તમ વ્યવસ્થા રાખી હતી. આ પ્રમાણે સાત આઠ દિવસ રહી મહારાજ વિજયા દશમી માટે સાકોરી આવવા નીકળ્યા. વર્ધા પેઠે નાગપુરમાં પણ પ્રસંગોપાત મહારાજનાં ઉપદેશપ્રદ ભાષણો થતાં હતાં.

મહારાજ અને દાદાસાહેબ ખાપર્ડેનો પહેલેથીજ સારો સંબંધ ( ઋણાનું બંધ ) હોવાથી તેઓ ઉમરાવતીથી ખાસ નાગપુર આવી બે ત્રણ દિવસ રહી ગયા. બેઉએ પરસ્પર આનંદથી પરમાર્થ તથા બીજા વિષયો પર વાતો થઇ રહ્યાં પછી મહારાજનાં પ્રવચન થતાં તે સાંભળી શ્રી. દાદાસાહેબ વગેરે સાંભળનારાઓને બહુ આનંદ થતો.

વર્ધા તથા નાગપુરમાં સેંકડો ભક્ત લોકે કપડાં તથા રોકડા પૈસા વગેરે મહારાજ આગળ ખૂબ મૂકયાં, પરંતુ તેમના મનમાં શું આવ્યું હોય તે તેમની તેમને ખબર. તે બધું જેનું તેને પાછું આપ્યું એટલુંજ નહીં પણ ગળામાં ફુલોના સેંકડો હાર પડતા તે પણ પાછા આપતા. એમાં એમનો શો મુદ્દો હશે તે તેઓ જાણે.

નાગપુરથી દસરા માટે સાકોરી પાછા આવતી વખતે વચ્ચે મૂર્તિજાપુરમાં બે ત્રણ દિવસો રહ્યા, ત્યાં પણ મૂર્તિજાપુરના સેંકડો લોકો દર્શન માટે ભેગા થયા હોઇ મહારાજે ચાર ઉપદેશના શબ્દો

કહ્યા. ત્યાંથી ખુશીથી બધાંની રજા લઈ મહારાજના નિઃસ્સીમ ભક્ત ખામ ગામના સુપ્રસિદ્ધ રા. નાનાસાહેબ ટિપણીસ વકીલના ખૂબ આગ્રહને લીધે મહારાજ એમને ત્યાં ખામગામ આવ્યા. ત્યાં પણ ટિપણીસના પરિચયના મુખ્ય મુખ્ય લોકો આવતા હતા. તેમાં ગ્રામ પંચાયતના મુખ્ય રા. સમર્થ આવતા હતા. મહારાજ નાગપુર હતા ત્યારે ત્યાં પણ તે હંમેશ દર્શને જતા હતા. ત્યાં પણ બધાંની આનંદથી રજા લઇ મહારાજ દસરા માટે સાકોરી પાછા આવ્યા.

દસરા માટે સેંકડો લોકોએ આવી આરતિ પૂજા સીમા ઉલ્લંઘન વગેરેનો ઉત્સવ ઠાઠથી કર્યો. દસરા થઈ ગયા પછી નાગપુરના કેટલાક લોકોના આગ્રહને લીધે મહારાજ ફરી દીવાળીને સુમારે નાગપુર ગયા અને આશરે મહિનો સવા મહિનો ત્યાં રહી પાછા સાકોરી આવ્યા. નાગપુરથી નીકળવાને દિવસે શ્રીમંત દાદાસાહેબ ખાપર્ડે, શ્રી. બુટી, શેઠ બિરદીચંદજી વગેરે મ્હોટા મ્હોટા અધિકારી તથા સદ્‌ગૃહસ્થ લોકો ખુબ ભેગા થયા હતા. તે પ્રસંગે રા. રાનાડેએ શ્રી. દાદા સાહેબ ખાપર્ડે વગેરે બધા લોકો સાથે મહારાજનો ફોટો લીધો. પછી બધાએ મહારાજની રવાનગી કરી. નીકળતી વખતે મહારાજ અને ઘણા ખરા લોકોની આંખમાંથી અશ્રુધારા ચાલતી હતી. તે પ્રેમનો દેખાવ અવર્ણનીય હતો. શેઠ બિરદીચંદજી બીજી મોટરમાં સાત આઠ માઇલ સુધી મહારાજને પહોંચાડવા ગયા હતા.

પછી ૧૮૫૧ ની પોષ સુદ પુનમે સંક્રાંતિ આવી, એટલે અને સંક્રાંતિનો ઉત્સવ અહીં મહત્વનો ગણવામાં આવ્યો છે તેથી દર વર્ષ પ્રમાણે હૈદ્રાબાદ, ઇંદોર, નાગપુર, ખડ્‌ગપુર મુંબાઇ વગેરે દૂર દૂરથી હજારો ભક્તો ભેગા થયા, હંમેશ પ્રમાણે બહુ આનંદથી ઉત્સવ, પૂજા આરતિ પાલખી વગેરે ચાર દિવસ ઉત્સવ સમારંભ ચાલ્યો, અને હજારો લોકોએ પ્રસાદ લીધો. દૂર દૂરના હજારો લોકો આવ્યા હોવાથી મહારાજનું રોજ થોડું ઘણું ઉપદેશપ્રદ ભાષણ થતું. એક દિવસે એક ભક્તે કાંઇક પ્રસંગ



શ્રી. દાદાસાહેબ ખાપર્ડે, શ્રી. બુટી, શેઠ પોદ્દાર સાથે શ્રી ઉપાસની મહારાજ (નાગપુર.)

ઉપરથી, મહારાજ, આપની આજ્ઞા પ્રમાણે ચાલવાનુંજ વ્રત કાયમ પાળીશ,' એમ કહ્યું તે ઉપરથી મહારાજ બોલ્યા, "મ્હેં આજ સુધીમાં કોઇને કાંઇ પણ બાબતમાં આજ્ઞા કરી નથી અને આજ્ઞા (હુકમ) કરવાનો મ્હારો અધિકાર નથી, ખરી વસ્તુ સ્થિતિ એવી છે કે જેથી ખરૂં કલ્યાણ ક'યે રસ્તે થાય છે અને અકલ્યાણ ક'યે રસ્તે થાય છે તથા હાલની પરિસ્થિતિને અનુસરી શાસ્ત્રમાર્ગ છોડ્યાં શિવાય શું કર્યાથી તમારૂં અને તમારા બાપદાદાનું આલોક તથા પરલોકમાં ખરૂં કલ્યાણ થાય તે વિષે મ્હને અદૃષ્ટ અવસ્થાથી જે અનુભવમાં આવે છે તે અનાયાસે તમો ભેગા થાવ છો તેથી તે કહી બતાવું છું. તમો લોકોએ તે પ્રમાણે કરવુંજ એવી કોઈ પણ પ્રકારે આજ્ઞા નથીજ હોતી અને નથી. જે કહેવામાં આવે છે તેમાંથી લેવા જવું હોય તો લેવું. કોઈને ઠીક ન લાગતું હોય તો તે છોડી દેવું. મ્હારી આજ્ઞા માન્ય કરવા જેવી જેની પરિસ્થિતિ હોય તેને તે માન્ય કરો એમ કહેવાનું પણ કારણ નથી. તેની વૃત્તિજ તેવી બની ગઈ હોય છે. જેને પૂજ્ય ગુરૂ માન્યા છે તેની આજ્ઞા પ્રમાણેજ ચાલવું એજ તેનું વ્રત થઈ પડયું હોય છે. એવા હજારો લોકોમાં એક બેજ જણા ઉત્પન્ન થાય છે. પોતાનું સારૂં થાવ કે ખરાબ થાવ તેનો કોઈ પણ પ્રકારે વિચાર ન કરતાં ગુરૂની આજ્ઞાથીજ ચાલવું એટલોજ એનો નિશ્ચય હોય છે. એ ઉપર એક જુના તત્વવેત્તાનો શ્લોક યાદ આવે છે.

**आत्मबुद्धि हितार्थाय गुरुबुद्धि विशेषतः**
**परबुद्धि विनाशाय स्त्रीबुद्धि प्रलयंगतः ॥**

એ શ્લોકનો મર્મ જેના લક્ષમાં આવે તેને દેખાઇ આવશે કે આત્મબુદ્ધિનો મનુષ્ય કયાંઈ મળતો નથી. **आत्मबुद्धि हितार्थाय** એટલે પોતાની જાતની બુદ્ધિ હિતકારક હોય છે. તે કરતાં ગુરૂની બુદ્ધિ માન્ય કરવામાં વધારે સવડ હોય છે (પડે છે). હાલ દુનીયામાં આત્મબુદ્ધિ વાળા ઘણું ખરૂં બહુ વિરલ (ઓછા). પોતાની જાતની બુધ્ધિથી જે કોઈ ચાલે છે તેમાંજ પોતાનું હિત હોય છે; પરંતુ આત્મબુદ્ધિ એટલે શું એનો આપણે સૂક્ષ્મ રીતે વિચાર કરીએ.

કોઈ કહેશે અમો અથવા બીજા કોઈ કોઇ બીજાના મતથી ચાલતા નથી. અમો અમારી બુદ્ધિથીજ ચાલીએ છીએ. અમો કોઇનું સાંભળતા નથી; અમારે કાંઇ ઉદ્યોગ કરવો હોય અથવા અમારા મનમાં કાંઇ આવે તો તેમાં કોઇને ન પૂછતાં અમો અમારી બુદ્ધિથીજ કરીએ છીએ. એનેજ કોઇ આત્મ બુદ્ધિ સમજતું હોય તો એમ કોઇએ પણ સમજવું નહીં. તમો તમારી બુદ્ધિથી અથવા તમારા મનથી કાંઈ કાંઇ વ્યવહાર કરો અને જો કોઇને પૂછો નહીં તો પણ જે કાર્ય કરવાને પ્રવૃત્ત થાવ છો તેમાં ફક્ત તમારીજ બુદ્ધિ હોય છે એમ નથી પણ બીજાનું કાંઇ જોયેલું હશે; જેમ કોઇ વેપારી અમુક રીતનો વેપાર કરે છે, તેમાં તેને બે પૈસા મળે છે. એવો તેનો દેખાવ જોઇ તેવીજ રીતની તેની અક્કલ લઈ તેજ રીતનો વેપાર બીજો કરવા માંડે છે. અથવા કોઈ સરકારની નોકરી કરે છે તેને સરકાર પાસેથી ખૂબ મ્હોટો પગાર મળે છે. પછી તેની તે અક્કલ લઈ આ પણ (વિદ્યા) ભણી નોકરી મેળવવા તૈયાર થાય છે. એકાદો કોઈ જમીન લઇ ધંધો કરવા માંડે તેમાં તેને ખૂબ ફાયદો થાય તો તેનું જોઇ તેની અક્કલ લઇ આ પણ તે ધંધો કરવા લાગ્યો. કોઈને મોટર લીધેલી જોઇ તેમાં તેને સુખ થાય છે એ અક્કલથી બીજો મોટર લે છે વગેરે વગેરે. એવા કોઇ પણ જાતના મનુષ્ય વ્યવહાર કરે છે તે બીજાના જોઇને, બીજાની અક્કલ લઇને. તેજ પ્રમાણે બીજાએ જે મન તથા બુદ્ધિથી વ્યવહાર કર્યો હોય તેજ મન લઇ પોતે વ્યવહાર કરવા માંડે છે. તો પારકાંની બુદ્ધિ અથવા પારકાનું મન લઇ એટલે તેના કહેવાથી અથવા જોઇને, કોઇપણ રીતે બીજાનાં મન બુદ્ધિને આધારે અને એકમેકનાં મન બુદ્ધિના આધારથી અનેક પ્રકારના સુખ દુઃખ આત્મક વ્યવહાર કર્યા કરે છે. એ ઉપરથી શું સાબીત થાય છે કે કેવળ પોતાની જાતની બુદ્ધિનો એટલે આત્મબુદ્ધિનો કોઈ હોતો નથી. તેનેજ આત્મબુદ્ધિ કહેવી કે જે કેવળ (ફક્ત શુદ્ધ) પોતાની બુદ્ધિમાં બીજા કોઇના પણ મન બુદ્ધિની ભેળસેળ મિક્શ્ચર ન હોય. એવી જે કેવળ આત્મબુદ્ધિ તે હિતકારક હોય છે. એવી કોઇપણ પ્રકારે બીજાના મન બુદ્ધિથી મિશ્રિત ન થયેલી

હોય તે આત્મબુદ્ધિ તે ઘણીખરી મનુષ્ય વ્યવહારમાં ઉપયોગી થઇ પડતી નથી. જેમ ન્હાનું અજ્ઞાન બાળક હોય છે તેની બુદ્ધિમાં વ્યવહારિક પરાયી બુદ્ધિને કોઇપણ પ્રકારે ભેળસેળ ન હોવાથી, તેની તવી સ્થિતિની જે બુદ્ધિ તેને આત્મબુદ્ધિ કહેવાય અને એ'વી આત્મબુદ્ધિ વ્યવહારમાં ઉપયોગી થઇ પડતી નથી. કોઇજ પ્રકારે ત્યાં બીજાની બુદ્ધિ ન હોયાથી બીજાની બુદ્ધિ સાથે આવનારાં પાપપુણ્યને સંબંધ પણ ત્યાં નથી હોતો. એવી જે તેની શુદ્ધ બુદ્ધિ તેજ આત્મબુદ્ધિ. એવી કોઇપણ જાતના ઉપયોગમાં ન આવનારી તે બુદ્ધિ હોવાથી તેને બુદ્ધિ પણ કેમ કહેવાય અને તેથી હિત પણ શું થાય એમ પૂછો તો ત્યાં બુદ્ધિ નથી હોતી એમ નથી. ન્હાનાં છોકરાંમાં પર બુદ્ધિ નથી હોતી પણ પોતાની આત્મબુદ્ધિ હોય છે; તેથીજ પ્રસંગ પડે તેની ત બુદ્ધિને અનુસરી તે છોકરૂં ચાલે છે. જેમ ઝાડો કર્યો હોય તો વિષ્ટા ચુંથી તેજ હાથ મ્હોંમાં ઘાલે છે. કોઇ પાસે ન હોય તો દેવતા, વિંછી, સાપને ખૂબ પ્રેમથી હાથ લગાડવા જાય છે વગેરે વગેરે એ ઉપરથી તેનામાં બુદ્ધિનો વ્યવહાર છે પરંતુ ફક્ત પોતાનીજ આત્મબુદ્ધિ વિના પરાયી બુદ્ધિને સંબંધ બીલકુલ હોતો નથી.

એવી જે બુદ્ધિ તેજ આત્મબુદ્ધિ અને તેજ હિતકારક. આ ઠેકાણે 'હિત' શબ્દનો અર્થ પારમાર્થિક હિત, ખરૂં હિત, એવો સમજવો. હવે અહીં ગમે ત્યારે પણ પરબુદ્ધિનો સ્પર્શ થાય એટલે મનુષ્ય અવસ્થાની બુદ્ધિ તેની બુદ્ધિમાં મિશ્ર થાય છે (ભળે છે.) પછી તે પરબુદ્ધિ હરેક વખતે વ્યવહારિક સુખ દુઃખનું કારણ ભૂત બને છે. એ'વી રીતની ઉપર કહેલી આત્મબુદ્ધિ હિતકારક અને તેના પણ કરતાં '**गुरुबुद्धि विशेषतः**' હવે આત્મબુદ્ધિની અવસ્થામાં ન્હાનું છોકરૂં હોય છે તે' અથવા કોઇને પણ તેવોજ હોય તેને ગુરૂ બુદ્ધિની જરૂર હોય છે. આ ઠેકાણે ગુરૂ એટલે ખરો હિત કર્તા; આપણું અખંડ સુખનું હિત દેખાડનારો જે ગુરૂ હોય છે તે અને જે જગતનો તથા જગત્ બહારનો સર્વ પ્રકારનો અનુભવ લઇ તે અનુભવની પણ પેલી પાર આગળ હોય છે તે. તેથી એ'વા આત્મબુદ્ધિવાળાં છોકરાંને કે

મ્હોટાંને પોતાની જાતની બુદ્ધિ આપી તે ગુરૂ ખરા હિતના માર્ગમાં તેને લઇ જાય છે. એમ છે તેથીજ જ્યાં સુધી પરબુદ્ધિનો સ્પર્શ ન થતાં આત્મબુદ્ધિની અવસ્થામાં તે છોકરૂં હોય છે ત્યારથી ખરા હિત કર્તા સદ્‌ગુરૂ જે તેને ઘેર, તેના સહવાસમાં રાખવાનો પહેલાં રિવાજ હતો. હાલ અજ્ઞાન આત્મબુદ્ધિવાળાં છોકરાંને ગુરૂ બુદ્ધિ વિશેષતઃ એ વાક્ય પ્રમાણે ખરા હિતનો બોધ કરી આપવા માટે ગુરૂનો સહવાસ તો થતોજ નથી, પરંતુ વ્યવહારિક, જેનાથી ખોટાં હિતમાં લુબ્ધ બની, દુઃખનોજ માર્ગ દેખાડવા માટે જન્મ દાતા બાપજ ગુરૂ બની, તે વ્યવહારિક પરબુદ્ધિનોજ સહવાસ તેને આપવાનો પ્રયત્ન કરે છે. તેનો બાપ એ પણ ગુરૂજ છે. પરંતુ આ ગુરૂ સદ્‌ગુરૂ નહોઇ તેની બુદ્ધિ પણ પરબુદ્ધિનીજ બની હોય છે. તેથી તેની પોતાની તે બુદ્ધિ ન હોવાથી અને જન્મો જન્મ પરાયી બુદ્ધિ અને પારકાં બળથીજ તેનો વ્યવહાર હંમેશ ચાલતો હોવાથી તે બાપ પરબુદ્ધિરૂપજ બન્યો હોય છે. પરબુદ્ધિ પણ એકની થોડીજ ! એ'વાં હઝારો પારકાની બુદ્ધિઓનાં મિશ્રણથીજ તેનું મન તથા તેનો આત્મા બન્યો હોય છે એટલે પોતે જાતે નર્યો તે જન્મો જન્મથી રહ્યોજ નથી. એટલે કે તેનાથી થયેલું છોકરૂં તે પણ પર બુદ્ધિરૂપ હોવાથી અને તેના બાપ પર બુદ્ધિનાજ વિચારવાળા તેથી તે પહેલેથી તેની આત્મ-બુદ્ધિ અવસ્થામાં પર બુદ્ધિનો સમાવેશ કરી લે છે. જેમ ખાવા પીવાનો વ્યવહાર ચ્હા વગેરે એ પ્રમાણેજ આચાર વિચારાદિ વ્યવહાર. એ બધાં એકમેકની અક્કલથી એટલે બુદ્ધિથી લઇ એકમેક વ્યવહાર કરે છે. એટલે બધા લોકો પર બુદ્ધિના આધાર ઉપરજ બન્યા છે. પછી '**परबुद्धि विनाशाय**' એમાં પર શબ્દનો અર્થ શ્રેષ્ઠ પૂજ્ય પરમેશ્વર અને પર એટલે શત્રુ એવા પર શબ્દના અર્થ છે. પરંતુ '**परबुद्धि विनाशाय**' એમ કહ્યું છે તેથી આ ઠેકાણે પર એટલે શત્રુ, દુશ્મન દુ એટલે દુષ્ટ બુદ્ધીના દુષ્ટ મનના એ'વો અર્થ લેવો પડે છે. એવા જે એકમેક છે તેમનીજ બુદ્ધિથી દુનિઆમાં વ્યવહાર ચાલતો હોવાથી દરેક

એકેકના શત્રુ થઇ બેઠા છે. એટલે ઘણા ખરા બધા પરબુદ્ધિરૂપ દેખાઇ આવે છે. એજ સિદ્ધાંત પ્રમાણે આત્મબુદ્ધિ અવસ્થામાં પરબુદ્ધિના મિશ્રણથી જેમ પરબુદ્ધિ રૂપ પ્રજા ઉત્પન્ન થાય છે, તેવીજ રીતે જો પરમેશ્વર અથવા ગુરૂબુદ્ધિ લઇ તેનાંજ મન-બુદ્ધિથી ચાલવાની જો ટેવ રાખવામાં આવે તો સ્વાભાવિકજ રીતે પરબુદ્ધિ નાશ પામી આત્મબુદ્ધિ અવસ્થામાં જશે; એટલે પર બુદ્ધિને લીધે થનારા સારા માઠા વિચારો જ્યાં શીલક રહેતા નથી અથવા ગ્રહણ કરવામાં આવતા નથી એવી આત્મબુદ્ધિ થાય એટલે પછી તે ઠેકાણે ગુરૂ અથવા પરમેશ્વર બુદ્ધિનો પ્રવેશ થાય. જેમ પરબુદ્ધિ વડે આત્મબુદ્ધિને વિસર્યો તે પ્રમાણે ગુરૂ-બુદ્ધિ વડે પરબુદ્ધિ જઇ પરમેશ્વર–બુદ્ધિ રૂપ બને છે. એટલે પછી પરમેશ્વર અથવા સદ્‌ગુરૂ અથવા એનામાં શો ફેર પણ રહે? કોઇપણ વખતે કોઇપણ મન બુદ્ધિ શિવાય રહી શકતું નથી, આત્મબુદ્ધિ મધ્યમાવસ્થામાં છે. તે આત્મબુદ્ધિ કોઈ વખતે પરબુદ્ધિ ગ્રહણ કરી પરબુદ્ધિ રૂપ થઇ બેસે છે અથવા સદ્‌ગુરૂબુદ્ધિને ગ્રહણ કરી સદ્‌ગુરૂ રૂપ થઇ અથવા પરમેશ્વરરૂપ થઇ બેસે છે. તેથી '**गुरुबुद्धि विशेषतः**' (ગુરૂબુદ્ધિ વધારે, ખાસ હિતકારક હોયછે.) માટે ગુરૂ અથવા પરમેશ્વરનાં મનબુદ્ધિ પ્રમાણેજ ચાલવાનો નિયમ રાખ્યો હોય તો પરબુદ્ધિનો નાશ થઇ પરમેશ્વરનાં મન-બુદ્ધિવાળા આપણે બની ગયા હોવાથી પરમેશ્વરમાં અને આપણામાં શો ફરક રહે? એટલે આત્મબુદ્ધિ અવસ્થામાં તમો રહેશો તો અમને આજ્ઞા કરવાનો અથવા આજ્ઞા કરાવી લેવાનો તમને અધિકાર પહોંચશે. તમો નિશ્ચય કરશો તો ધીમે ધીમે પરબુદ્ધિનો નાશ નાશ થઈ આત્મબુદ્ધિ અવસ્થામાં આવશો. આત્મબુદ્ધિ એટલે આમપણ નહીં અને તેમ પણ નહીં (આમજ જોઇએ કે તેમજ જોઇએ એવું કાંઈ પણ નહોવું) તે અવસ્થામાં તમો રહો એટલે આપોઆપ સદ્‌ગુરૂ કૃપા થઇ તમને આજ્ઞા કરાવી લેવાનો અધિકાર આવશે. સંક્રાંતિએ ઉત્તરાયણ શરૂ થાય છે અને ગુરૂ-પુર્ણિમાએ દક્ષિણાયન શરૂ થાય છે. વર્ષમાં એ બે દિવસ અને એજ બે મહિના પરમેશ્વરની ભાંગફોડ (ઘડા મોડ) માં અત્યંત

મહત્વના તત્વવેત્તાઓએ ઠેરવ્યા છે. તે થઈ ગયેલા મ્હોટા મ્હોટા મહાપુરૂષો, તત્વવેત્તાઓ આ બે દિવસે અનેક પ્રકારની જગતમાં ભાંજગડ કરે છે. સૂર્યનારાયણનો બદલાવવાનો જે વખત તેની સાથે આખા જગતની બદલા બદલ તથા ગડભાંગ થાય છે. આ વખતે મહાન્ યોગીપુરૂષો, તત્વવેત્તાઓ, પરમેશ્વરના સહવાસમાં અને સત્વગુણનો આશ્રય કરી રહેનારા જે જે કોઈ પરમેશ્વરના ભક્ત હોય તેમને દુર્ગતિમાંથી સદ્ગતિમાં જવાની ઉલટી બાજુ કરી આપે છે તેથી તે એ દિવસમાં પર્વકાળ એટલે સંધિકાળમાં, શાસ્ત્રકારોએ સત્કર્મ શિવાય કોઈપણ બીજાં કર્મો કરવાં નહીં એમ કહી રાખ્યું અને તે અવસ્થામાં જે પુરૂષો ગયા છે તેમને અંતરૂમાં સ્પષ્ટપણે દેખાઈ આવે છે કે તમારૂ શું કર્યાથી કલ્યાણ થાય; માટે તમો સંક્રાંતિ તથા ગુરૂપુર્ણિમા એ બેઉ દિવસે પુણ્યમાર્ગ કરવાનો વહિવટ બને એટલો ચાલુ રાખો અને શાસ્ત્રોએ પણ પણ એ'વો વહિવટ દાખલ કરી રાખ્યો છે. એ વિષે જેટલું કહીએ એટલું થોડું." એ પ્રમાણે પ્રવચન થયાં પછી વખત બહુ થઈ ગયો હોવાથી મહારાજે બધાંને જવા કહ્યું અને એ રીતે સંક્રાંતિનો દિવસ બહુ આનંદમાં ઉજવવામાં આવ્યો.

નિરંતર મહારાજનો સહવાસ કરનાર બહુ ભાગ્યશાળી અને પુણ્યવાન સમજવા. ઘણાખરા લોકો વ્યવહારી હોવાથી નિરંતર સહવાસ થવો શકય નથી, છતાં કાંઈ નહીં તો સંક્રાંતિ તથા ગુરૂ પુર્ણિમા એ બે દિવસે, ખરા હિતનો લાભ લેવાની ઈચ્છા રાખનારાઓએ, સાકોરી પુણ્ય ક્ષેત્રમાં ગયાં શિવાય રહેવું નહીં એવી અમારી અનુભવ પુર્વક આગ્રહની વિનંતી છે અને સેંકડો દિવસો મહારાજે જે પાંજરામાં કહાડયા છે તે પાંજરાના દર્શન પણ જો થાયતો આ લોક તથા પર લોકમાં જે સાધ્ય કરી લેવાનું છે તે ફકત તે પાંજરાના દર્શનથીજ થશે એ અનુભવ સિધ્ધ છે.

એ પ્રમાણે શકે ૧૮૫૧ ની સાલની સંક્રાંતિ સુધી અથથી તે ઈતિપર્યંત મહારાજની હકીકત જે પ્રમાણે બની તે પ્રમાણે વર્ણન કરી છે.

( श्री सद्गुरुचरणार्पणमस्तु )

# ભકતોના અનુભવોના પત્રો.

સદ્‌ગુરૂના ગુણનું વર્ણન કરવું એ અમારા જેવા પામરોને માટે અશકય છે. છતાં સદ્‌ગુરૂની કૃપાથીજ કાંઇક લખી શકાશે એમ આશા છે. જેમની દૃઢ ભક્તિ હોય તેમને આ લોક તથા પરલોકમાં સુખ થશેજ. એવા સત્પુરૂષની લીલા શી વર્ણવવી? જેટલી વર્ણવીએ તેટલી થોડીજ, છતાં જેમને જેમને અનુભવો આવ્યા છે તેમાંના થોડા લખી રાખવાની સ્ફુર્તિ તેમનીજ કૃપાથી થઇ છે. એ'વા પૂર્ણત્વને પહોંચેલા સત્પુરૂષ પોતે જાણી જોઇ કોઈનું ખરાબ પણ કરતા નથી અને કોઈનું સારૂં પણ કરતા નથી. પણ જેમનાં તેમની ઉપર પૂર્ણ વિશ્વાસ તથા ભક્તિ હોય તેમનાં તે ભક્તિ વિશ્વાસને લીધે તેમની બધી કામના પૂર્ણ થાય છે. શ્રી (બાબા મહારાજ) તરફથી ઘણા લોકોને ફાયદો થયો છે અને થાય પણ છે, ઘણાં પ્રકારનાં દુઃખોનાં નિવારણ થયાં છે. પરંતુ તે બધાંની પૂરેપૂરી ખબર હોવાનો સંભવ ન હોવાથી, ખબર છે એટલીજ થોડી હકીકત લખી મૂકું છું.

૧

સાષ્ટાંગ નમસ્કાર. બાબા, મ્હારા ભાઇની એ'વી સ્થિતિ થઇ ગઈ હતી કે તેની જીવવાની કોઇને આશા નહોતી. અમો ધાસ્તીમાં ગમે તેમ કરી દહાડા કહાડતાં, પરંતુ હવે તે મહારાજશ્રીના આશિર્વાદથી દિવસે દિવસે સારો થતો જાય છે. બાબા, તમેજ તેને બચાવ્યો એવી અમારી ખાત્રી છે.

આપની દાસી

**કુંવરબાઇ રૂસ્તમજી વેસાવેવાલા**

જહાંગીર મૅન્શન, હ્યુઝરોડ, **મુંબાઇ.**

૨

**મુંબાઇના એક પોલીસ ઇન્સ્પેકટર રા. રા. દ્વારકાનાથ વિનાયક રાજે** એ એક વખત બહુ માંદા હતા. તે વખતે શ્રી બાબાનું ચરિત્ર કોઇએ તેને આપ્યું હતું. તે વાંચી તેમને

બાબા માટે પ્રેમ ઉત્પન્ન થયો અને એમણે ભક્તિ પુરઃસર બાબાની ઉદી (ભસ્મ) નો ઉપયોગ કર્યો તેથી તે તદ્દન સાજા થઇ ગયા અને ત્યારબાદ દર્શને આવ્યા એટલે તો એમની શ્રી બાબા પર બહુજ ભક્તિ ચ્હોંટી. પછી કેટલેક દિવસે લુંટારૂંઓને પકડવા માટે તેમને જવું પડયું. તે વખતે પોલીસની બે મોટરો દોડતી હતી; તેવામાં એમની મોટર સામે બીજા પોલીસની એક મોટર આવી. ત્યારે એમની ગેર સમજ થઇ લુંટારૂઓની મોટર ઉપર ગોળી છોડવાને બદલે પોલીસની મોટર પર ગોળી ઠોકી. ગોળી છોડતી વખતે શ્રી બાબાનું સ્મરણ કરી છોડી. તે કોઇને ન લાગતાં મોટરના યંત્રને લાગી. એ'વી રીતે કોઈના જીવને નુકસાન ન થતાં, શ્રી બાબાની કૃપાથી બધા બચ્યા; નહીં તો એમની ઉપર ખુનનું તહોમત આવ્યું હોત.

૩

મુંબાઇના એક ગૃહસ્થ મહાદેવ વિષ્ણુ નાડકર્ણી—એ શ્રી બાબાના નિઃસ્સીમ ભકત છે. હાલ ઘણા દિવસથી એમની નોકરી ગઈ હતી. પહેલાં તે એક બૅંકમાં નોકરીએ હતા. તે બૅંક બંધ થઇ તે વખતે તેમની પર કાંઇ તહોમત આવ્યું હતું. એમણે શ્રી બાબાપર પૂર્ણ વિશ્વાસ મૂકયો હતો તેથી તેમની ઉપરનું વાદળ વેરાઈ ગયું, પરંતુ નોકરી ગઇ. એક વર્ષ તે નોકરી વગર નવરાજ હતા. શ્રી બાબાની દૃઢ વિશ્વાસથી સેવા કરતા હતા. એક દિવસ કિર્તનમાંથી જતાં રસ્તામાં પગ સરી જઇ એમનો ડાબો હાથ ભાંગ્યો પછી તેજ મહિનામાં કયાંઇથી એકદમ તેમને મળવા બોલાવવામાં આવ્યા. તે પ્રમાણે ત્યાં ગયા અને તેમને નોકરી મળી. તે વખતે હાથ ભાંગેલો હતો છતાં શ્રી બાબાની કૃપાથી હાથ ભાંગેલો ન દેખાતાં નોકરી મળી.

૪

દક્ષિણ હૈદ્રાબાદના એક ગૃહસ્થ ભવાનીપ્રસાદના અનુભવ—મ્હારા મ્હોટા છોકરા નરસિંહપ્રસાદને પગે ગાંઠ નીકળી હતી. ત્યારથી તેના પગના ઘુટણમાં નાસુર પડ્યું હતું. એક વર્ષ સુધી ખુબ રૂપીઆ ખર્ચ થયા. મ્હોટા મ્હોટા ડૉકટરો

વૈદ્યોએ ઔષધ લગાડ્યાં પરંતુ તેથી કાંઈ ફાયદો થયો નહીં. છેવટે કંટાળી શ્રી બાબાના પગ આગળ લાવી નાંખ્યો. શ્રીએ કહ્યું "હું કાંઇ ડૉકટર છું કે?" તે ઉપરથી મ્હેં કહ્યું. ડૉકટરોના ઔષધો લગાડી કંટાળ્યો હવે હું કાંઇજ કરતો નથી. બાર દિવસ રહ્યાં પછી શ્રી બાબાની કૃપા દૃષ્ટિ થઇ. ઉદી લગાડી પટ્ટી મારવા કહ્યું. તે પટ્ટીમાં કાંઈ પણ દવા નહોતી. તેમની કૃપા દૃષ્ટી પટ્ટીમાં નાંખ્યાં જેવું બન્યું. કાંઇ પણ ખોડખાંપણ રહ્યા શિવાય પગ એકદમ સારો થઇ ગયો.

૫

**હૈદ્રાબાદના રાજા નરસિંગરાજ બહાદુરના કેટલાક અનુભવો.**—પહેલ વહેલા શ્રી બાબા હૈદ્રાબાદ આવ્યા, તે વખતે બધા ભક્તોએ મંજીરાં સપ્તાહ કરવા વિચાર કર્યો. ત્યાં પાણીનો બહુ ટોટો હતો, પરંતુ શ્રી બાબાની કૃપાથી એકદમ ખૂબ વરસાદ પડી બધા કુવા ભરાઇ ગયા. ત્યાં એક હોજ હતો ત્યાં શ્રી બાબાએ આવી તેમાં પોતાના પગો ડુબાવી બધા બ્રાહ્મણોને કહ્યું કે, આ પાણી હરેક રીતના ઉપયોગ માટે લ્યો. પછી સાત દિવસ સુધી એમાંથી પાણી વાપર્યું છતાં તે પૂરૂં થયું નહીં. સપ્તાહ પૂરી થયાં પછી તે પૂરૂં થયું.

ભટજીબાપૂ કરીને એક સંત હૈદ્રાબાદમાં આવ્યા હતા. તેમને ત્યાં મંજીરા સપ્તાહની સમાપ્તી હતી. તેમણે શ્રીબાબા પાસે આવી એમને ઘેર આવવા વિનંતી કરી. શ્રી બાબાએ તેમની ઇચ્છા પૂર્ણ કરી. શ્રી બાબાની સાથે મોટરમાં વીસ પચીસ માણસો હતાં. ઉપરાંત સાઇકલોપર દસ પંદર માણસો હતાં. ત્યાં જઇ પાછા ફરતાં, ખૂબ વરસાદ પડવા લાગ્યો અને મ્હોટા મ્હોટા કરા પડી રસ્તા પર તેનો એક ગજ જેટલો થર પથરાઇ ગયો. પવનની તો વાતજ ન પૂછો. તેવા વરસાદ વાવાઝોડામાં કરાનો માર ઉપરથી પડતો હતો છતાં શ્રી બાબાની મોટર પાછળ સાઇકલ પર બેસી ભક્ત લોકો દોડતા આવતાજ હતા. રસ્તામાં એક ઝાડ પડેલું હતું તેથી મોટર ઉભી રહી હતી ત્યાં એક મ્હોટું પતરાનું શેડ

(ઝુંપડું) હતું. તેની નીચે સાઇકલ ઉપરના લોકો ઉભા હતા. તેજ વખતે એવો તો જોરથી પવન વાયો કે શેડ ઉપરનું પત્રું ઉડી ગયું પરંતુ શ્રીની કૃપાથી કોઇને કાંઈ પણ ઈજા થઇ નહીં. આ પ્રમાણે માણસો કૃપાથી બચી ગયાં.

મ્હારા ન્હાનાભાઇ મહસુખ રાજાને એક વર્ષ સુધી ખૂબ તાવ આવતો હતો. મ્હોટા મ્હોટા ડૉકટર વૈદ્યોનાં ઔષધો આપ્યાં પરંતુ ફાયદો થયો નહીં. ડૉકટરોએ ક્ષય રોગ થયો છે એમ કહ્યું. આ સાંભળી બધાં ગભરાઇ ગયાં. શ્રી બાબાના ચરણ પાસે તો મ્હને લઇ જાવ એમ એમણે કહ્યું. તે પ્રમાણે તેમને લઈ બધાં શ્રી બાબાને દર્શને આવ્યાં. ત્યાં ચાર મહિના રહી સેવા કરી અને રોજ ઉદી લગાડતા હતા. પછી એક મહિને તેમને સારૂં લાગવા માંડ્યું અને પહેલાં પેઠે તબીઅત સારી થઈ ગઇ.

મ્હારા ભાઇ મહસુખ રાજા માંદા હતા તે દરમ્યાન શ્રી બાબાએ મ્હને સાકોરી બોલાવ્યો. તે પ્રમાણે હું સંક્રાતિએ દર્શન માટે ગયો. ત્યાં ગયા પછી ચાર દિવસે ચાળીસ દિવસની મુદ્દતવાળો મ્હને તાવ આવ્યો. ચાળીસ દિવસો સુધી એક સરખો ત્રણ ચાર ડીગ્રી તાવ હતો. એક દિવસે તો એટલી તબીઅત બગડી ગઇ કે શરીર આખું ઠંડું થઈ ગયું અને આંખો પણ ફરી ગઇ. બધાંએ આશા છોડી. તેજ વખતે શ્રી બાબાની બપોરની આરતિ ચાલતી હતી. કોઇએ દોડતા જઇ શ્રીને ખબર આપી. તે સાંભળી શ્રીએ મૂઠી ભરી ઉદી આપી અને આખે શરીરે ચોળવા કહ્યું. ચોળતાંજ પરસેવો કમી થઈ ઠીક લાગ્યું. કાંઇ પણ ઔષધ ઉપચાર ન કરતાં ફક્ત ઉદીથી અને શ્રીની કૃપાથી સારૂં થઇ ગયું.

૬

**હૈદ્રાબાદના એક ગૃહસ્થ પૃથ્વીરાજનો અનુભવ**— મ્હારો ભાઈ ભિષ્મરાજ દીલ્હી પરીક્ષા માટે ગયો હતો. પાછાં આવતાં તેનો પગ લચકાયો. ચાર દિવસનો રસ્તો હોવાથી તેને કાંઇ ઔષધ ઉપચાર થયા નહીં. ચાર પાંચ દિવસમાં પગ ખૂબ સૂજી ગયો. તેથી તાવ આવવા લાગ્યો. મ્હોટા ડૉકટરે ઑપરેશન કર્યું પરંતુ તેથી કાઇ સારૂં ન થતાં તેમાં રક્ત (લોહી) પરૂ ભેગું

થઈ વિષ (ઝેર) ઉત્પન્ન થયું. આખા શરીરમાં ઝેર વ્યાપી ગયું અને હાથપગના નખો કાળા પડ્યા. નાકકાન નમી ગયાં. માણુસને ઓળખી પણ શકતા નહોતા. તેજ દિવસે બાબા હૈદ્રાબાદથી જવાના હતા. શ્રીબાબાના દર્શને હજારો લોકો આવતા હતા; તે વખતે શ્રીબાબા એમને જોઇ રડવા લાગ્યા. મ્હારી મા શ્રીબાબાના પગ પર પડી રડવા લાગી. "આ છોકરો તમારો છે તેનું ફાવે તે કરો" એમ બોલી. તે ઉપરથી શ્રીએ તેના આખા શરીર ઉપર હાથ ફેરવી કહ્યું, "ગભરાવ નહીં, ઇશ્વર સારૂં કરશે. આવતી કાલે સ્હવારે દવાખાનામાં લઈ જઈ ઑપરેશન કરાવી ત્યાં રાખજો." શ્રીના હુકમથી તેને ત્યાં લઈ ગયા. ડૉકટરે ઑપરેશન કરી કહ્યું કેસ હોપલેસ છે (સારૂં થાય એમ નથી.) ઘેર આણ્યાં પછી તે રોજ ઉદી લગાડતો હતો. શ્રીનીકૃપાથી તે તદ્દન સારો થઇ ગયો.

મ્હારા મિત્રની છોકરીને કાંઇ રોગ થયો હતો. આઠ દિવસ એકસરખાં માણુસો દેખરેખ માટે બેસી રહેતાં. રાતનો દહાડો કર્યો હતો. એક દહાડો બેઠેલાં માણુસોનાં મનમાં એકદમ શ્રીબાબાની યાદ આવી તેથી શ્રીના નામનો જયજયકાર કરી બધાંએ બાબાના ફોટાને નમસ્કાર કર્યા. શ્રીબાબા મહારાજની જય એવો ઘોષ સાંભળી માંદી છોકરીને એકદમ સારૂં લાગવા માંડ્યું. પછી રોજ ઉદી લગાડતી હતી. કેટલેક દિવસે તદ્દન સાજી થઇ ગઈ.

૭

**હૈદ્રાબાદના એક ગૃહસ્થ બિશનલાલનો અનુભવ**— હૈદ્રાબાદ શ્રી આવ્યા ત્યારે મ્હને છોકરો થયો હતો. શ્રીબાબાને હાથે તેનાં નામ કરણ, બોટણ, કેશવપન, વગેરે કર્યા પછી ત્રણ વર્ષે તેને પ્લેગ થયો. તેને બે ત્રણ ગાંઠો થઇ. તેની સાથે માંદાં પડેલાં પાંચ છ માણુસો મરી ગયાં પરંતુ શ્રીબાબાએ અમને સ્વપ્ન આપી કહ્યું કે ઉદી લગાડ્યા કર એટલ સારૂં થઇ જશે. શ્રીની આજ્ઞા પ્રમાણે કર્યું તેથી તે એકદમ સાજો થઈ ગયો.

૮

**સાકોરીના રહીશ રા. રા. લક્ષ્મણરાવ ભીડેનાં બ્હેન શ્રીમતી લક્ષ્મીબાઇ જોશી (માઈ)**—ને નવ દિવ-

સની મુદ્દતનો તાવ આવ્યો હતો. તાવ ખૂબ હતો. બે ત્રણ દિવસમાં તદ્દન બેભાન થઈ ગયાં. છેવટને નવમે દિવસે તો કાંઈજ રહ્યું નહીં. બધું શરીર ઠંડું પડી ગયું, આંખની કીકીઓ સફેત થઈ ગઈ. એક ઘડીમાં પ્રાણ જતા રહેશે એમ બધાંને લાગ્યું, તેમની માએ શ્રીબાબા પાસે જઈ વિનંતી કરી. શ્રીબાબાએ કહ્યું તીર્થ ઉદી લગાડ્યાં કરો. મરી જશે તો બ્રહ્મપદે જશે, જીવે તો તમારી, તે દિવસે તે જશેજ એમ બધાંને લાગતું હતું. પરંતુ શ્રીની કૃપાથી તેને બીજે દિવસે ઠીક લાગ્યું અને કેટલેક દિવસે તે તદ્દન સાજી થઇ ગઇ. માંદગી દરમ્યાન તેને શ્રીબાબા પાસે બેઠા છે એ'વો ભાસ થતો હતો.

૯

હૈદ્રાબાદની એક જુવાન પરણેલી સ્ત્રીને તેના વરે કહાડી મૂકી હતી. શ્રીબાબાની કીર્તિ સાંભળી તે સાકોરી દર્શને આવી. શ્રીએ તેને સેવા કરવા કહ્યું. તે પ્રમાણે તે કરતી હતી. પછી શ્રીએ તેને ઉદી આપી કહ્યું કે, ગમે તેમ કરી આ ઉદી તારા વરના પેટમાં જાય એમ કર. તે પ્રમાણે કર્યું. કેટલેક દિવસે શ્રીની કૃપાથી તેના વરે તેને પોતાની પાસે બોલાવી.

૧૦

**મુંબાઇના એક ગૃહસ્થ શંકરરાવ ગોડબોલેનાં પત્ની સૌ. પાર્વતીબાઇને**—ખૂબ છોકરાં થયાં હતાં પરંતુ તે જીવતાં નહોતાં. તે માટે ખૂબ ઉપાયો કરી જોયા પણ કાંઇ ફાયદો થયો નહીં. છેવટે શ્રીબાબાની કીર્તિ સાંભળી બેઉ સાકોરી આવી રહ્યાં. તે વખતે તે સ્ત્રી સગર્ભાજ હતી. શ્રીબાબા તો એવી રીતે છોકરાં કહાડવાં એ પાપ છે એમ હંમેશ કહેતા. શંકરરાવે પોતાની સ્ત્રીને સુવાવડ માટે ત્યાં (સાકોરી) રાખવાનો છું એમ શ્રીબાબાને કહેતાંજ તેઓ (શ્રી) બહુ ગુસ્સે થયા. “એ'વાં માટે કાંઈ આ જગ્યા નથી. તમો તમારે ઘેર લઇ જાવ. અહીં ના રાખતા.” પણ તે ગૃહસ્થ શ્રીબાબાનાં ચરણમાં દૃઢ વિશ્વાસ રાખી ત્યાંજ પોતાની સ્ત્રીને મૂકી મુંબાઇ ગયા. તે બાઇ ત્યાં રહી એટલે

શ્રીએ તેને પ્રદક્ષિણા, પહેરો વગેરે સેવા કરવા કહ્યું. દહાડા પૂરા થતાં તે બાઇ પ્રસૂત થઇ તેને છોકરો પ્રસવ્યો. છઠ્ઠે દિવસે શ્રીબાબાએ તેની ખોલીમાં આવી, ખાટલાને અડી, કાંઇક કૃતિ કરી અને કહ્યું, હવે ગભરાઇશ નહીં આ ત્હારો છોકરો સારો રહેશે. તેમના વાક્ય પ્રમાણે તે છોકરો હવે સુખી હોઈ તેના વાળ બાબા પાસે સાકોરીમાંજ ઉતરાવ્યા છે. હાલ તે છોકરો પાંચ છ વર્ષનો છે. શ્રીબાબા પર આ પ્રમાણે પૂરેપૂરો ભરોસો રાખ્યો તેથી તેનું કામ થયું.

૧૧

મુંબાઈના એક ગૃહસ્થ ખંડેરાવ ફકીરજી રાણેનાંપત્ની સૌ. માણેકબાઇ—બહુજ માંદાં હતાં. મ્હોટા મ્હોટા ડૉકટરોએ પણ આશા મૂકી દીધી હતી અને કહ્યું હતું કે એ કાંઇ હવે જીવશે નહીં. ત્યારે તેમણે તેને શ્રીબાબાને ત્યાં આણી. શ્રીબાબાએ કહ્યું અહીં રાખશો નહીં. પણ તે ગૃહસ્થ શ્રીચરણમાં દૃઢ વિશ્વાસ રાખી સ્ત્રીને ત્યાં મૂકી મુંબાઇ ગયા. પછી તે સ્ત્રી ડૉકટરનું ઔષધ છોડી ફક્ત શ્રીબાબાની ઉદી તથા તેમનાં તીર્થપર રહ્યાં. થોડે દિવસે તેને જરા સારૂં લાગવા માંડયું અને ચાલવાની શક્તિ આવી. ધીમે ધીમે શ્રીબાબાને દર્શને જવા લાગી અને પછી ધીમે ધીમે સેવા વગેરે કરવા લાગી. (ત્યાંની સેવા એટલે દહેરામાં પહેરો, રાસમાં ભાગ લેવો, લીંપવું, ભજન, પ્રદક્ષિણા, મૌનવ્રત.) એવી રીતે ભક્તિ પૂર્વક સેવા કર્યાથી તે તદ્દન પહેલાં જેવી સાજી થઇ ગઈ અને પછી તેને એક બે છોકરાં પણ થયાં.

૧૨

મુંબાઇના એક પારસી ગૃહસ્થ હોરમસજી કુબાશની છોકરી કુંવરબાઇ—આઠ વર્ષની છે. તે બહુ માંદી થઈ ગઇ હતી. ખૂબ ઉપાયો કરી જોયા. છેવટે શ્રીબાબાની કીર્તિ સાંભળી તે તેને સાકોરી લઇ આવ્યા. શ્રીબાબાએ તેમને કાંઈ ઉપચાર બતાવ્યા. તેમણે શ્રી ચરણમાં વિશ્વાસ રાખી તેને ઉદી, તીર્થ આપ્યાં કર્યાં. તેથી તે છોકરી એકદમ સારી થઈ.

૧૩

**ખડ્ગપુરના એક ગૃહસ્થ પુજાડ વ્યંકટ સ્વામી નાયડુ** કાંઇ કારણસર ગાંડા થઇ ગયા હતા. પુષ્કળ ઉપાય કર્યા પણ કાંઇ ફાયદો થયો નહીં; પછી તે ગાંડપણમાં બાબાની યાદ કરતા હતા તેથી તેમનાં કુટુંબનાં માણસોએ તેમને શ્રી બાબા પાસે આણ્યા. તેમણે ત્યાં રહી શ્રીની સેવા કરી અને બે મહિના-માંજ પહેલાં જેવા સારા થઇ ગયા તથા પહેલાંનીજ નોકરી પર રજુ થયા, જોકે તેમને ગાંડછાને લીધે નોકરી ઉપરથી કહાડી મૂકયા હતા. આ વી રીતે શ્રીની કૃપાથી તે સારા થયા.

૧૪

એક મદ્રાસના ગૃહસ્થ સારી રીતે નોકરી ચાકરી કરતા હતા. તેને એકદમ અર્ધાંગ વાયુ (પક્ષાઘાત, લકવો) થયો અને બહુ હેરાન થયા. પુષ્કળ ઉપાયો કરી જોયા પણ ફાયદો થયો નહીં. પછી શ્રી બાબાની કીર્તિ સાંભળી સાકોરી આવ્યા. શ્રીએ તેમને, 'સેવા કરો સારૂં થશે,' એમ કહ્યું. શ્રીના ચરણમાં વિશ્વાસ રાખી, તેમની આજ્ઞા પ્રમાણે સેવા કરી. એમ કરતાં કરતાં તે સારા થયા અને હાલ નોકરી કરે છે.

૧૫

**મુંબાઇના ગૃહસ્થ આનંદરાવ પરૂળકરનાં પત્ની સૌ. સાવિત્રીબાઇનો અનુભવ.**—શ્રી બાબા સુમારે વીસ વર્ષ પહેલાં મુંબાઈ માધવબાગમાં આવ્યા હતા. તે વખતે બેઉ દર્શને આવ્યાં હતાં. શ્રીએ એમને એક નાળીએર આપી કહ્યું કે 'આને મીઠું બનાવો.' તે વખતે સૌ. સાવિત્રીબાઇને ખરાબ લાગ્યું કારણ તેમને થોડાજ વખત ઉપર એક વર્ષની છોકરી થઈ ગઇ હતી. તેના મનનો ભાવ જોઇ શ્રી બોલ્યા, "મીઠું એટલે ગળ્યું કરી ખાવાનું નહીં. ત્હારૂં સારૂં થશે." પછી તેને એક છોકરૂં થઈ તે મરી ગયું. ત્યાર બાદ થોડે દિવસે તે બાબા પાસે આવી તે વખતે તે સગર્ભા હતી. સાકોરી આવી તે બહુ માંદી પડી. પણ સદ્‌ગુરૂ કૃપાથી તેને કાંઈ થયું નહીં. તે પોતાને ગામ

ગઇ અને ત્યાં તેને છોકરો થયો. તે હવે સારો છે. તે છોકરાનું ચૌલ કર્મ (જન્મના વાળ કહાડવાની ક્રિયા) શ્રી ચરણ પાસે સાકોરી કર્યું હતું. તેમની જેઠાણી બહુ ગાંડી થઈ ગઇ હતી. તે તેને કેટલાક દિવસ સાકોરી એકલી રાખી ગયાં હતાં. તે અતિશય ગાંડાં જેવું કરતી. તેને કશાનીએ શુદ્ધિ નહોતી. પરંતુ શ્રી કૃપાથી તે સારી થઇ. તે પછી તેને એક બે છોકરાં પણ થયાં.

૧૬

**મૂર્તિજાપુરના એક ગૃહસ્થ વાસુદેવરાવ હાતવલેકરનાં પત્ની સૌ.** રમાબાઇને છોકરાં હતાં પણ છોકરીઓ જીવતી અને છોકરા મરી જતા. પછી તે શ્રી બાબા પાસે આવી સેવામાં રહ્યાં. ત્યાં હતાં તે દરમ્યાન તેમને એક છોકરો થઈ મરી ગયો. પછી તે શ્રી બાબાને શરણે ગયાં. શ્રી બાબાએ તેને આશ્વાસન આપી કાંઇ ઉપાય કહ્યો. તે પ્રમાણે તેણે કર્યું એટલે તેને બીજો એક છોકરો થયો અને હાલ તે સારો છે. તેનું ચૌલકર્મ શ્રીના ચરણ પાસે સાકોરીમાં કર્યું.

૧૭

**વડોદરાના એક ગૃહસ્થ શંકરરાવ કારખાર્નીસ** કાંઈ કારણસર ગાંડા થઇ ગયા હતા. ઘરનાં માણસોએ બહુ ઉપાય કર્યા પણ કાંઈ ફાયદો થયો નહીં. પછી શ્રીની કીર્તિ સાંભળી તેમનાં પત્ની સૌ. પાર્વતાબાઈ એમને લઇ શ્રી બાબાને દર્શને આવ્યાં તેમણે ત્યાં રહી ભક્તિપૂર્વક ખૂબ સેવા કરી. તે સેવાનું ફળ તે પોતે સારાં થયાં અને તેમને છોકરૂં પણ નહોતું; છતાં શ્રીના આશીર્વાદથી છોકરો થયો.

૧૮

**મુંબાઇનાં રહેનાર એક મુક્તાબાઇ આરએકર** બહુ માંદાં હતાં અને તેમનો ન્હાનો છોકરો એક વર્ષથી માંદો હતો. તેમનો શ્રી બાબા ઉપર બહુ વિશ્વાસ હતો. તે છોકરાને લઇ સાકોરી આવ્યાં. ત્યાં આવ્યાં પછી તેને થોડું ઠીક લાગ્યું. પછી તેને શ્રીએ કહ્યું કે, ત્હારે છોકરાની જીંદગી જોયતી હોયતો તું

તેને એકલો અહીં મૂકી જા. તેણે શ્રીપર દૃઢ વિશ્વાસ મૂકી પોતાની મા પાસે ત્યાં મૂકી તે મુંબાઇ ગઇ. પછી કેટલેક દિવસે એક રાત્રે તેનો કાગળ આવ્યો હતો. તેનું કાળચક્રજ હતું તે આ પ્રમાણે કે, રાત્રે ખોલીમાં મા એ છોકરાને લઇ સૂતી હતી એવામાં એક મ્હોટો કાળો સાપ તેના પગ પાસે આવી બેઠો. તે છોકરાની બાર વર્ષની માસી ત્યાં પાસેજ સૂતી હતી તેના પગ ઉપરથી તે ગયો તેથી તેણે એકદમ બુમ પાડી કે, મા દીવો સળગાવ. દીવો સળગાવી જુએ તો તે છોકરાના પગ આગળ સાપને બેઠેલો જોઈ તેણે ચટ્ટ તે છોકરાને ઉંચકી લીધો અને બહાર આવી બધાંને કહ્યું. આ'વી રીતે શ્રીની કૃપાથી તે છોકરો બચી ગયો અને પછી સારો થયો.

૧૯

**મુંબાઇના રહેનાર રઘુનાથ ભટ કલ્યાણપૂરકરનાં પત્ની સૌ. શાંભવીબાઇનો પોતાનો અનુભવ**–સાત વર્ષ પહેલાં શ્રી બાબાનું ચરિત્ર વાંચી એમને શ્રીના દર્શનનો ધ્યાસ લાગ્યો હતો. પછી તેમની એક આઠ મહિનાની છોકરી નામે દેવી બહુ માંદી પડી. તેથી તે બહુ ગભરાઈ ગયાં અને તેમણે સંકલ્પ કર્યો કે ચાર દિવસમાં તાવ ઉતરી જાય તો બાબાને દર્શને જવું. તરતજ ચાર દિવસમાં તાવ ઉતર્યો. તેજ રાત્રે તે છોકરીને લઈ શ્રી બાબા પાસે ગયાં. ત્યાં પણ એજ પ્રમાણે બાબાનાં તીર્થ તથા ઉદી આપ્યાંથી પ્રાણ જતો જતો રહ્યો અને તે સારી થઇ. એ'વી રીતે તેમને ઘણાએ અનુભવો આવ્યા. વચ્ચે તેમના વરની નોકરી જતી રહી હતી. ઘણા મહિના સુધી પ્રયત્ન કર્યા છતાં નોકરી મળતી નહોતી. ખૂબ પ્રકારે તેઓ અતિશય દુઃખી થયા. શ્રીપાસે સાકોરી આવી એમણે ખૂબ સેવા કરી. પછી શ્રીના હુકમથી તેઓ મુંબાઇ ગયા. ત્યાં કોઇએ કહ્યું કે અમુક ઠેકાણે સાઠ રૂપીઆની એક નોકરી છે. ત્યાં પ્રયત્ન કરવા એ ગયા. તે ઠેકાણે સાઠની જગ્યા હોવા છતાં શ્રીની કૃપાથી એમને પોણીબસો ઉપર રાખ્યા. આ'વી રીતે શ્રી બાબાની કૃપાથી તે બેઉ સુખી છે.

૨૦

સા. નમસ્કાર. મ્હેં આપને અનન્યભાવે શરણ આવી મંત્રોપદેશ કરવા વિનંતી કરી ત્યારે આપ કોઈને પણ મંત્ર આપતા નથી એમ કહ્યું. આપને હું શરણ આવ્યો ત્યારે આપે મ્હને સ્વીકારવાને બદલે પાછો કહાડ્યો. એ'વોજ શું મ્હારા નસીબનો યોગ હતો કે શું? મ્હારા નસીબમાં પરમેશ્વરની સેવા છે કે નથી? મ્હારા નસીબમાં તે સેવા ન હોત તો આપને ત્યાં દર્શને આવવાની બુદ્ધિ કે'મી રીતે થઈ? કદાચિત્ આપે મ્હને બોલાવ્યો હોય તો પછી આમ પજવણી શા માટે કરી? એ'વી જો કાંઈ ભાંજગડ છે તો મજ પાપી ઉપર અનુગ્રહ કરી ઉદ્ધાર કરો અને મ્હને જ્ઞાનદૃષ્ટિ આપી આપનું સ્વરૂપ દેખાડો.

આપનો અજ્ઞાન શિષ્ય.

**અમૃત લક્ષ્મણ અંદુરકર**

સેકંડ હેંડબુક ડીપો, નાગપુર.

૨૧

સા. નમસ્કાર. આપના ગયાં પછી મનની ચંચળતા પાછી શરૂ થઈ મ્હેં આપને આ બાબતમાં કહ્યું હતું. મ્હારૂં બધું નુકસાન આ ષડ્રિપુશત્રુઓએજ કર્યું. તેમને તાબે થઇ હું કેટલીએ વાર ફસાયો. મહારાજ આપ કૃપા કરી એ શત્રુથી બચાવશો એ આશાથી હું આપને મળ્યો અને આપનું શરણ લીધું. આપને જે શરણે આવ્યો તેને આપ કદી છોડતા નથી એમ પુરાણો કહે છે. મ્હારા મનમાં અનેક પ્રકારના વિકારો ઉત્પન્ન થાય છે. તે આ પ્રમાણે—હું આંખો મીચું (બંધ કરૂં) એટલે મ્હને મ્હારી સામે ચતુર્ભુજ મૂર્તિનો ભાસ થાય છે પણ તે ક્ષણિક. કોઈ વખત તો આંખો ઉઘાડી હોય છે ત્યારે થાય છે. એવી રીતે ઘણાએ દિવસોથી બને છે. હવે તો તે મૂર્તિની પાસે આપ બેઠેલા દેખાવછો. એવો દેખાવ હાલમાં રોજ દેખાય છે અને કોઇક વખત તો વિંછી, સર્પ, કુત્રા, વાઘ, અરણ્યના દેખાવો સિનેમા પેઠે નજર આગળ દેખાય છે. આ બધો ખેલ મનનો હશે એમ મ્હને લાગે

છે. માટે આપ કૃપા કરી મ્હારૂં મન સંભાળો અને જેથી રાત દહાડો પરમેશ્વરચિંતન થાય એવી વ્યવસ્થા કરવાની કૃપા કરો. આપના શિવાય મ્હારે તરવા માટે કાંઇ ઉપાય નથી એ'વી મ્હારી ખાત્રી થઇ છે. થોડા દિવસપર એક એ'વો ભાસ થયો કે પ્રથમ સ્થુલદેહ દેખાતો બંધ થયો. તેમાંજ પડછાયા પ્રમાણે ભાસ, તેમાંજ બીજુ કાંઇ, અને તેમાં આપ અને આપની પાસે ઉપર જણાવેલી મૂર્તિ એમ દેખાતું હતું. એમાંનું મ્હને કાંઇ પણ સમજાતું નથી. કળમેશ્વરમાં મ્હારા પિતાનું દેવસ્થાન છે ત્યાં આવી રહ્યો છતાં મ્હારી પાછળ પડેલો સંતાપ, ભાસ, મ્હને છોડતો નથી. આખરે તે જગ્યા છોડી નાગપુર આવી રહ્યો ત્યાં એક મ્હને આપના દર્શન થયાં. "**संत दर्शन हा लाभ ॥ पद्म नाम जोडला ॥** હવે આપની સેવા, એજ પરમેશ્વરની સેવા, હું આપને શરણે આવ્યોછું. એજ વિનંતી. સાષ્ટાંગ નમસ્કાર.

પ્રલ્હાદ રામકૃષ્ણ કોડાપે
રાજાની કોઠી પાસે, નાગપુર.

૨૨

શ્રી સચ્ચિદાનંદ સદ્‌ગુરૂ યોગીરાજ ઉપાસની બાબા–મહારાજના ચરણમાં બાળકના શિર સાષ્ટાંગ નમસ્કાર. વિશેષ વિનંતી મહારાજ આપના ચરણનો વિયોગ થયો ત્યારથી કે'વું શૂન્ય દેખાય છે? અમને ચાર દિવસ જે સ્વર્ગીય આનંદ પ્રાપ્ત થયો તેની યાદ જન્મારામાં પણ ભૂલાય કે? આપની પવિત્ર ખોલી શ્રીક્ષેત્ર સાકોરીનાં પાંજરાં પેઠે પૂજ્ય લાગે છે, અને તે હંમેશ તે'વીને તે'વીજ પવિત્ર રાખવાનો અમે સંકલ્પ કર્યો છે. આપના મુખમાંથી સાંભળેલો એકેક શબ્દ હૃદયમાં સંભાળી રાખ્યો છે. આપના સ્પર્શથી પવિત્ર થયેલી વસ્તુઓ જીવથી પણ વધારે સંભાળી મૂકી છે અને તે વસ્તુ ઉપરથી કાંઇ નહીં તો આપની યાદ અમોને હરહંમેશ આવે એ'વી પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના છે. બાળક ઉપર એવીજ રીતે અખંડિત પ્રેમ રાખશો એ શિવાય બીજું શું માગું?

મહારાજ દુઃખિત મને ઘેર પાછા આવ્યાં પછી આપની રોજની જમવાની થાળી મ્હારી નજરે પડી. ફક્ત ભૂલથીજ તે થાળી રહી ગઇ છે તેથી અમારી ઉપર કોપ કરશો નહીં. થાળી નજરે પડી ત્યારે ધુળીઆમાં નૈવેદ્ય લેતી વખતે આપને કે'વી અડચણ પડી હશે એનું અમને ભાન થયું. પરંતુ હવે શો ઉપાય? જે થાળીમાં આપે આટલાં વર્ષો ભોજન કર્યું તે પવિત્ર વસ્તુને કે'વી રીતે સંભાળવી એ વિચારમાં અમો પડ્યાં. રોજનો દેવનો નૈવેદ્ય આપની થાળીમાં પીરસી તેમાંનો પ્રસાદ અમો બધાં બહુ પ્રેમથી લઇએ છીએ અને આગળ ઉપર પણ એવોજ ક્રમ ચાલુ રાખવાનો અમારો વિચાર છે. યાદ ન રહ્યાથી થયેલી ભૂલ માટે મહારાજ અમો ગરીબ ઉપર કોપ કરશો નહીં. ક્ષમા કરજો.

સૌ. વતીએ તથા ચિ. વિમલ, ચિ. મનોહર, ચિ. માલતી તથા ચિ. બાળ એ બધાંએ આપને સાષ્ટાંગ નમસ્કાર લખવા કહ્યા છે. આપ ગયા છો ત્યારથી અમો ન્હાનાં મ્હોટાં દરેકનો વખત આપના સહવાસની યાદ કરવામાં કેટલા બધા આનંદમાં જાય છે! આપનાં ચરણ ફરી એક વખત અમને અમારા ઘરમાં દેખાય એવી આશા આપેજ ઉત્પન્ન કરી છે. તે યોગ ક્યારે આવશે તે તરફ અમારૂં બધું લક્ષ લાગ્યું છે. દીવાળીના તહેવાર માટે આપ નાગપુર જવાના છો એમ આપના મુખથીજ સાંભળ્યું છે. અમારે ભાગે ત્હેવારનો એકાદો દિવસ આવશે કે? મહારાજ, હવે અમારૂં ઘર અમારૂં રહ્યું નથી તે આપનું થયું છે. આપ વધારેજ દિવસો અમારે ત્યાં રહો તે તો અમો ઇચ્છીએજ છીએ. અમૃતની તૃષા (તરસ) તે ગમે તેટલું પીએ છતાં તૃપ્ત થતી નથી. ચિ. મધુકર આ વખતે અમારા સુખમાં ભાગીદાર ન્હોતો. કૉલેજ બંધ થયાં પછી તે અહીં આવશે. તેને હાથે આપની કાંઇ સેવા થાય એ'વી ઇચ્છા છે. તેને, આવતાં સાકોરી ઉતરી આપનાં દર્શન લેવાનું લખ્યું છે. અમને આપનો સહવાસ વધારે દિવસ મેળવી આપવો, એ આપના હાથમાં છે. ઘર આપનું છે અને અમો પણ બધાં આપનાંજ છીએ.

અમો બધાં ઉપર અક્ષય પ્રેમ રાખશો. વધારે શું લખું ? શ્રી જગદંબા ભવાનીના નવરાત્ર આપની કૃપાથી હજી સુધી તો નિર્વિઘ્નપણે (વગરવિઘ્ને) અને સરળતાથી (નિયમિતપણે) ચાલ્યાં છે. આ પત્રમાં કાંઈ વધારે ઓછું લખાયું હોય તો તેની ક્ષમા આપશો.

આપનો નમ્ર સેવક
નારાયણ યશવંત ટિપણીસ.

૨૩

સા. પ્રણામ.

શ્રીની રજા લઈ શુક્રવારે સંધ્યાકાળે સાડા છ વાગે સાકોરીથી નીકળ્યો તે શનીવારે સાંજે પનવેલ પહોંચ્યો. રવીવારનો દિવસ સારો ગયો. સોમવારને દિવસે જીવ જોખમમાં હતો. પરંતુ આપની કૃપાથી તે પ્રસંગ ટળ્યો. આરોપી પઠાણ કેદમાં છે. તેની ઉપર કામ ચાલે છે માટે આપ આપનું લક્ષ રાખશો. સદ્ગુરૂનો મેળાપ થયાથી અનિષ્ઠ ટળ્યું. છતાં આ'વો ખસળ પ્રકાર બન્યો તેથી મન બહુ ઉદાસ થઇ ગયું છે. સાકોરીમાં હું જમતો હતો ત્યારે જમણા ઘુંટણ, પર ગરોળી પડી તે વિષે શ્રીને પૂછયું. ત્યારે મોટર પાલખી બેસવા માટે મળશે એવો શ્રીનો ઉત્તર મળ્યો તેથી મનની સ્વસ્થતા થઈ. માટે પૂર્ણ કૃપા રાખશો. હું યથામતી (બુદ્ધિ અક્કલ પ્રમાણે ) સેવા કરૂં છું. વધારે કાંઇ લખતો નથી. પરમેશ્વર સર્વ સાક્ષી છે. બાકી બધાં સુખરૂપ છે. સાથે પાકીટ મોકલ્યું છે તેમાં ઉત્તર લખશો એટલું પગે પડી માગું છું.

આપનો દાસાનુદાસ
જ્ઞાનેશ્વર હરી કાટેકર
સભેદાર, પનવેલ. જીલ્લા કોલાબા.

૨૪

સા. પ્રણામ. થોડા દિવસ પ્હેલાં બાબાનાં દર્શન રાત્રે નિદ્રાવસ્થામાં થયાં. તેમાં ખાસ એ હતું કે, મ્હારાં ગુજરી ગયેલાં પૂજ્ય માતુશ્રી મ્હારી પાસે છે અને બાબા પોતાને હાથે ફૂલનો

હાર મ્હારા ગળામાં ઘાલે છે. આ દર્શનનો લાભ લેતાં જે આનંદ થયો તેનું વર્ણન કરી શકાતું નથી. આ સ્વપ્નનો અર્થ શો કરવો તે જણાવવાની કૃપા કરશો. બાબાની કૃપાદષ્ટી તથા પૂર્ણ આશીર્વાદ જોઇએ. એજ વિનંતી.

સ્વામીપુત્ર રામજી, મુંબાઈ.

૨૫

શ્રી સચ્ચિદાનંદ સદ્‌ગુરૂ યોગિરાજ ઉપાસની બાબા મહારાજની સેવામાં ગણપતીના શિ. સા, ન. વિનંતિ વિશેષ શહાદે ગામમાં ખાનગી દવાખાનું કહાડયું છે એ પહેલાં જણાવ્યુંજ છે. આપની કૃપાથી કામ સાધારણ ઠીક ચાલ્યું છે અને ચાલશે એ’વી આશા છે. સંક્રાંતિએ સાકોરી આવવા વિચાર હતો. પરંતુ અહીં હાલજ કામ શરૂ કર્યું હોવાથી વિચાર માંડી વાળ્યો. આ મહિનામાં એક ગર્ભવતી બાઇ બહુ મુંઝવણમાં આવી પડી હતી. પેટમાં બે જોડ છોકરાં હતાં તેનો છુટકારો આપની કૃપાથી શસ્ત્રપ્રયોગથી ફતેહમંદ રીતે કરવામાં આવ્યો. બેઉ છોકરાં જીવતાં નીકળ્યાં. કેસ પ્રકાશનો એક પુરાણીના ઘરનો હતો. અત્યાવસ્થા થતાંજ ઉકી તથા સમર્થની કૃપાથી આ કેસમાં યશ આવ્યો, તેથી જસ લોકમત સારો થયો હશે. પરંતુ આપની કૃપાથીજ ઠીક ચાલતું હોવું જોઇએ એમ લાગે છે. એમાં બીલકુલ સંશય નથી. અહીં હું અને સૌ. વતીજ છીએ. તીર્થસ્વરૂપ ગં. ભા. માતુશ્રી દુર્ગાબાઇ તથા સતી ગોદાવરીબાઇનાં ચરણમાં શિ. સા. નમસ્કાર.

શ્રીનો દાસાનુદાસ,
ગણપતી શહાદે.

૨૬

સા. પ્રણિપાત. આપનાં દર્શનથી મ્હારૂં કામ પૂર્ણ થયું. મ્હારી ઇચ્છા (પત્ર પુષ્પ) આપની સેવામાં મોકલવાની છે તે આપની ઇચ્છા પ્રમાણે પ્રસાદ, ભોજનમાં ખર્ચાય એ’વી મ્હારી વિનંતી છે. વ્યવસ્થાપકનું નામ જણાવશો કે મ. ઑ. કરૂં. ફરી દર્શન થાય એવી ઇચ્છા છે. એજ વિનંતી.

જ. સ. જોશી.
નાય ડોંગરી.

૨૭

શિ. સા. ન. શ્રી સદ્‌ગુરૂ કૃપાથી આ અજ્ઞાન બાલકનાં આજ સુધીમાં ઘણાંએ મ્હોટાં મ્હોટાં કાર્યો થઇ અનુભવ આવ્યો. સદ્‌ગુરૂના મુખકમલમાંથી બહાર નીકળતા બોધનું શ્રવણુ મનન કરી પવિત્ર થતો આ બાલક તા–૫–૧૦–૨૪ રવીવારે રાત્રે શ્રી સદ્‌ગુરૂનાં જલદી દર્શન થાય તો ઠીક એવો ધ્યાસ કરી ઉંઘી ગયો હતો. તો તરતજ સદ્‌ગુરૂ માતાએ દર્શન આપી બે શબ્દ તદ્દન ગૂઢ (છાના) કહ્યા. તેને લીધે તા. ૭–૧૦–૨૪ને દિને સાકોરી આવી શ્રીનાં દર્શન લીધાં. દર્શન લેતાંજ આનંદ થયો. આ અજ્ઞાન બાલક ઉપર સદ્‌ગુરૂ માતા પૂર્ણુ કૃપા રાખી એજ પ્રમાણે દર્શન આપ્યાં કરો.

સેવાધારી
ગીરજાજી પાંડુરંગ શેળકે.
કોપરગામ.

૨૮

કૃ. સા. ન. વિ. વિ. આપના દર્શનનો લાભ લઈ અમો યવતમાળ સુખરૂપ આવી પહોંચ્યાં. સાકોરી સ્થાન ઘણું રમણીય છે અને તે છોડતી વખતે મનને બહુ દુઃખ થયું. હવે મનમાં એ'વી ઇચ્છા થઇ છે કે સાકોરી સાથે અમારો નિકટ સંબંધ રહે. આજે મ્હેં આપને નામે ચાળીસ રૂપીઆનો મ. ઓ. કર્યો છે. આપ આ મનીઑર્ડરનો સ્વીકાર કરી દેવાલયમાંની પાદુકા ઉપર હુંમેશ એક એકાદશણીનો અભિષેક રોજ સતત એક વર્ષ સુધી એટલે આવતી સંક્રાંતિ સુધી ચાલુ રાખવાની આજ્ઞા કરશો. ઉપર લખ્યાં પ્રમાણે ચાળીસ રૂ. મ. ઑ. કાંઇ પણુ ગફલત શિવાય દર પહેલી તારીખે આવશે એમાં બીલકુલ ફરક નહીં પડે. અમારાં દુઃખનું નિવારણુ કરવાને, આપના શિવાય, અમારે બીજું કોઇ જગતમાં નથી, એમ અમો માનીએ છીએ અને આપના ચરણુ ઉપર જે દિવસથી અમોએ માથું મૂકયું છે તે દિવસથી આપની કૃપાથીજ અમારી ઉપર આવેલાં અરિષ્ટો દૂર થશે એ'વી કાયમની ભાવના અમારા મનમાં ઉત્પન્ન થઈ છે. આપે સાકોરીમાં

અમોને જે ઉપદેશ આપ્યો હતો તે ઉપદેશ પ્રમાણે અમો બેઉ ચાલીએ છીએ અને તેથી મન ઘણું શાંત થવા માંડયું છે. સાકોરીમાં અમારા ચાર દિવસો આપના સહવાસમાં અતિ આનંદમાં ગયા. આપની માફી માંગી લખું છું કે મોકલેલો મ. ઑ. તદ્દન નિરપેક્ષ બુદ્ધિથી અને આપે કરેલા ઉપદેશ પ્રમાણે તથા ભગવદ્‌ગીતાનાં "**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन**" વાકય પ્રમાણે મોકલ્યો છે. તે પ્રમાણે તે સતત એક વર્ષ આવ્યાં કરશે અને આગળ પણ ચાલુ રાખવાની અંતઃકરણ પૂર્વક ઇચ્છા છે. આપના આગળ અમો કેવળ નમ્ર પામર છીએ અને આપનાં ચરણ પર માથું મૂકવાની પણ યોગ્યતા નથી. છતાં અમારાં દુઃખમાં આપે જે સહાનુભૂતિ દેખાડી તેનો ઉપકાર હું જીવતાં સુધી વીસરીશ નહીં.

આપનો નમ્ર સેવક

**આપ્પાસાહેબ અભ્યંકર.**

યવતમાળ ( વર્‌હાડ. )

૨૯

સા. પ્રણિપાત.

આપનો અશિર્વાદ વાળો પત્ર તથા ઉદી પહોંચ્યાં. આપનાં ચરણ ઉપર અમો બધાંની પ્રેમભાવના હોઇ, આપની પૂજા, આરાધના, જપ વગેરે મનઃપૂર્વક ચાલુ છે. અમારી બધી શ્રદ્ધા આપની ઉપર પૂરેપૂરી હોવાને લીધે આપનાજ કૃપાપ્રસાદથી ઇચ્છીત મનોરથ પૂર્ણ થયેલા સમજી હું આપની પ્રાર્થના કરૂં છું. પહેલાં મ્હને પેટ દુખવાનું અસાધ્ય માંદ હતું તે વખતે આપે પ્રત્યક્ષ મ્હને સ્વપ્નમાં દર્શન આપી, ખાટું ખાવાની મના કરી તે માટે આપને પગે અડી મ્હારી પાસે સોગન લેવરાવ્યા. પછી અકસ્માત જાગ્યો તો સદ્‌ગુરૂ કૃપાથી પેટ દુખવાનું દર્દ બંધ થયેલું દેખાયું; ત્યારપછી આજસુધી મ્હને કાંઇપણ ત્રાસ નથી. હાલમાં સુમારે બે ત્રણ મહિના પહેલાં શ્રીમંત યુવરાજ બાપુસાહેબનો જન્મદિવસ હતો. તે જન્મ દિવસ પહેલાં આપે સ્વપ્નમાં દર્શન આપ્યું, શિષ્ટ ( મુરબ્બી ) વર્ગને પ્રસાદ વહેંચવા માંડયો

તે વખતે મ્હેં પણ સદ્ગુરૂ પાસે પ્રસાદ માંગ્યો ત્યારે તને પણ આપું છું કહ્યું અને બીજે દિવસે એટલે જન્મદિવસની આગળની રાત્રે આપે ફરી શિષ્ટવર્ગ સહિત દર્શન આપ્યાં. શ્રીગણપતીની મૂર્તિનું પૂજન કરતા આપ મ્હને દેખાયા. બીજે દિવસે જન્મ–દિવસ હતો; તેથી હું વાડામાં આમંત્રણ પ્રમાણે જમવા ગયો તે વખતે પંદર રૂપીઆના પ્રોમોશનનો હુકમ કાંઇપણ મ્હેં ખટપટ કરી નહોતી છતાં મ્હારા હાથમાં એકદમ ઓચિંતો મળ્યો. આપની આ'વી કૃપાદૃષ્ટિ આ સેવક પર છે, તો પરમેશ્વર તરફ આંગળી ન દેખાડતાં આપજ પોતે પરમેશ્વર છો માટે આપની કૃપા થતાં મ્હારા મનોરથો પૂર્ણ થશે. તેને પાંચ મિનીટની પણ વાર થશે નહીં. આપનાથી અળગો બીજો ઇશ્વર નથી, માટે પરમેશ્વર તરફ આંગળી ન દેખાડતાં આપનો કૃપા–પ્રસાદ મળો, એ સદ્ગુરૂચરણમાં પ્રાર્થના છે.

નમ્ર સેવક

**દાજીસાહેબ તારી હાલકર**

માધવપૂર ( વડગામ )

૩૦

પરમકૃપાળુ શ્રીસદ્ગુરૂ ઉપાસની મહારાજના ચરણમાં નસરવાનજી સોરાબજી માસ્તરના અનેક પ્રણિપાત. વિ. મકરસંક્રાંતિને દિવસે દારૂવાળા શેઠ સાથે શ્રી ચરણના દર્શન માટે આવેલાં મ્હારાં પત્ની ડોસીબાઇની આંખમાં મોતીઆંની બાબતમાં શ્રીને વિનંતી કરી હતી ત્યારે શ્રીએ કૃપા કરી આંખે ચોપડવા માટે પ્રસાદ આપ્યો હતો. આજ્ઞા પ્રમાણે તે લગાડતાંજ આંખને ફાયદો જણાય છે. શ્રીના કૃપા–પ્રસાદથી આંખમાના મોતીઆં જતા રહેશે એવી મ્હારી ખાત્રી છે.

ચરણસેવક

**ઍન. ઍસ. માસ્તર.**

માંલાડ

સા. પ્રણિપાત આપ ગયા પછી કયારે પહોંચ્યા તે વિષે કશુંજ સમજાતું નથી. બીજું આપને જણાવવાની રજા લઉંછું કે, ચિરંજીવી શકુંતલાને શુક્રવારે બપોરે ત્રણ વાગે સાપ કરડ્યો હતો. સાપ આસરે ત્રણ ચાર હાથનો હોઇ તે પ્રમાણમાંજ જાડો પણ હતો. અસલ ( ખરો ) નાગ હોઈ બહુ ઝેરી હતો પરંતુ બાબાની કૃપાથી તેને રાત્રે બાર વાગ્યા સુધી ઝેર ચ્હડયું નહીં. આપની ઉદીનો ઉપયોગ દરેક વખતે ઔષધ આપતી વખતે કર્યો કર્યાથી, બાબા કાંઈ સાંભર્યું નહીં. બાબાની કૃપાથી બધાંએ બહુ મહેનત લીધી. આસરે બાર વાગે લોહીના કોગળો ભરાઇ આવ્યો પણ બાબા આપની એ જગ્યાએ રોજની ફેરી હોય છે તેથી તે પણ ટળ્યું અને બીજે દિવસે તેને સારૂં લાગ્યું. પછી નાગની શોધ કરતાં તે બીજે દિવસે મળ્યો અને બધાંને વિનંતી કરી તેને ન મારવા કહ્યું. બધાએ એ વિનંતી માન્ય કરી તેને ન્હસાડી મૂકવાનો પ્રયત્ન કરી જોયો પરંતુ વિશ્વરૂપ બની બધાંને દર્શન આપી તે એકદમ અદૃશ્ય થઇ ગયો. હવે છોકરીની પ્રકૃતિ ઠીક છે, ફક્ત પગ ઉપર સોજો છે. આ વાત આપને જણાવી છે. આ દાસ ઉપર આ’વીજ કૃપાદષ્ટી રાખશો. બધાં ન્હાનાં મ્હોટાંને સા. ન.

આપનો નમ્ર દાસ

**આત્મારામ પાંડુરંગ**

મૂર્તિજાપૂર—સાકોરી.

૩૧

**મુંબાઇના કૃષ્ણાજી શિવરામ નાડકર્ણી**—તા. ૨૪-૪-૩૧ ના પત્રમાં લખે છે કે મારા ગુરૂ હુબળીના સિદ્ધારૂઢ સ્વામી છે. તેમની પર મ્હારો ભાવ. પણ તે હવે અદૃશ્ય થયા છે. આપના દર્શન થયા પછી મ્હારૂં મન આપના ચરણમાં ચ્હોંટયું છે. માટે હે શ્રી ઉપાસનીરાયા હવે મ્હારો વધારે અંત ન જોતાં મને આ સંસારમાંથી જલદી મુક્ત કરો.

૩૨

**મુંબાઇના ગંગાધાર પુરૂષોત્તમ સંત—એમના** તા. ૨૩–૪–૩૧ ના પત્રમાં મહારાજશ્રીને સાષ્ટાંગ નમસ્કાર પૂર્વક લખે છે કે, પાંચ વર્ષ પહેલાં હું બહુ કર્જમાં હતો. પરંતુ આપના ચિંતનથી તથા આપની ઉદ્દીથી (ભસ્મથી) કર્જ મુક્ત થયો; અને કદી મ્હારે માટે જે શકય નહોતું તે પણ બન્યું; એટલે કે મ્હેં અમદાવાદમાં એક ઘર પણ બાંધ્યું. આ બધું, આપની ફક્ત કૃપાનુંજ પરિણામ છે.

મ્હારા આફ્રીકાવાળા ભાઈ આત્મારામ એમના કાગળમાં વખતો વખત લખે છે કે આપનાં ઉદ્દી તીર્થથી તેઓ બધા સંકટમાંથી મુક્ત થઇ જાય છે.

મ્હારા નાનાભાઈ જેમનું મગજ બગડી ગયું હતું તે ફકત આપનાં ઉદ્દી તીર્થથીજ સાજા થયા છે. ડૉકટરોએ એ રોગ અસાધ્ય કહ્યો હતો. આપની કૃપાથી તેની છોકરીનાં લગ્ન પણ કર્યાં છે.

૩૩

**ભીખાજી લક્ષ્મણ ચૌઘલે**—મુંબઇથી લખે છે કે એમનો શ્રીધર નામનો ચિરંજીવ તાવથી બહુ માંદો હતો તે મહારાજશ્રીની વિભુતિથી સારો થયો છે.

૩૪

**મંડલેશ્વરથી મધુસૂદન રામકૃષ્ણ ઉપાસની**—લખે છે કે પહેલાં હું કોઇ પણ વાતથી ઘણો ગભરાઇ જતો હતો. પરંતુ હવે દરેક વાત શ્રી બાબાનીજ ઇચ્છાથી થાય છે એવી પાક્કી ખાત્રી થઈ ગઇ હોવાથી, જે થાય તે બધું સારાં માટેજ થશે એવી દ્રઢ ભાવના થઇ ગયાથી, ધીમે ધીમે હવે મન હિમ્મતવાન બનતું જાય છે.

શ્રી બાબાની ઉદ્દીથી મ્હારા એક મિત્રની ભયંકર માંદગી તેને ધીમે ધીમે છોડી જતી જાય છે, અને એ ઉદ્દીને પ્રભાવે તે તેની પરિક્ષામાં પણ પાસ થઈ ગયા છે.

૩૫

દેહુ આળંદીથી કૃષ્ણાજીહરિ પુરાણિક અતિશય વિનય પૂર્વક લખે છે કે સાત વર્ષથી મ્હારી સ્ત્રીની પ્રકૃતિ કાંઇપણ ખરેખરા શારિરીક વ્યાધીથી અથવા તો કાંઈ બહારની બાધાથી તદ્દન ગાંડા જેવી થઈ ગઇ હતી. તેને પોતાને અને અમારા આખા કુટુંબને બહુ ત્રાસ થતો હતો. મ્હેં નૃસિંહ સરસ્વતીને ગુરૂ માન્યા હતા, તેમણે મ્હને સ્વપ્ન આપ્યું કે "હું અને શ્રી ઉપાસની મહારાજ એકજ છીએ. તેમની પાસે સ્ત્રીને લઈ જા એટલે સારી થશે. તે પ્રમાણે હું એને લઇ સાકોરી આવ્યો અને આપની સેવામાં તેને રાખી હતી. થોડા દિવસમાંજ તેની પ્રકૃતિ સુધરી ગઇ અને આજ દિન પર્યંત કોઇપણ પ્રકારનો તેને ત્રાસ નથી.

બીજું લખવાને આનંદ ઉપજે છે કે મ્હારા ગુરૂશ્રી નૃસિંહ સરસ્વતીના ફોટાની એક વખતે એક દિવસે સ્હવારે પૂજા કરતો હતો ત્યારે તેમને બદલે આપજ મ્હને પ્રત્યક્ષ દેખાવા લાગ્યા. આ દૃશ્ય તરફ મ્હેં ઘણા વખત સુધી જોયાં કર્યું અને આશ્ચર્ય ચકિત થયો. તેવીજ રીતે આપને દર્શનેથી પાછાં ફરતાં અહમદનગરમાં સ્હવારે સ્નાન કર્યું તે વખતે મ્હારી દૃષ્ટિ આગળ આપની અને શ્રી નૃસિંહ સરસ્વતીની બે પરમ જ્યોતીઓ પ્રકટ થએલી દેખાઇ. તે આનંદ મય સ્વરૂપનો દેખાવ જોઇ હું તટસ્થ થયો, દિગ્મૂઢજ બની ગયો. મ્હને મ્હારૂં ભાન પણ રહ્યું નહીં. કેટલેક વખતે આ દેખાવ બંધ થયો, આ ઉપરથી મ્હારી ખાતરી થઇ કે, પૂર્ણ પરબ્રહ્મ સચ્ચિદાનંદ પરત્મામાં, શ્રીનૃસિંહ સરસ્વતીમાં અને આપનામાં કાંઇપણ તફાવત નથી. આ દેખાવ મ્હેં કાંઈ સ્વપ્નમાં જોયો નહોતો; પણ દહાડે પ્રત્યક્ષ જાગ્રતાવસ્થામાં દેખાયો, અને આપે મ્હને આ અનુભવ આપ્યો તેને માટે હું આપનો જેટલો ઉપકાર માનું એટલો ઓછો. આપ સર્વજ્ઞ છો. વધારે શું લખું.?

૩૬

ખડ્ગપુરથી રઘુનાથ ગણેશનાયકે શિરસાષ્ટાંગ નમસ્કાર પૂર્વક લખે છે કે, શકે ૧૮૫૨ ના માઘમાસમાં એક દિવસે હું

કચેરીમાં ગયો હતો ત્યારે મ્હારી પ્રકૃતિ એકદમ બગડી આવી. ઘેર પણ જઇ શકાશે એમ લાગ્યું નહિં. આપને બ્હારે બોલાવ્યા તેથી થોડી શકિત આવી અને ધીમે ધીમે પગેજ ચાલી ઘેર જઇ શકયો. તેજ દિવસે મને અર્ધાંગવાયુ થયો અને મહિનાના મહિના બિછાના વશ રહ્યો. ઉઠી બેસી પણ શકાતું નહીં. ખૂબ મ્હોટા મ્હોટા ડૉકટર વૈદ્ય હકીમ વગેરેનાં ઔષધો કર્યાં પણ કાંઇ ફાયદો થયો નહીં. તેમણે કહ્યું રોગ અસાધ્ય છે. તેથી કંટાળી ઔષધોપચાર બંધ કર્યા. અને આપનું નામ સ્મરણ કરવા માંડી આપની ભસ્મ લેવાની શરૂઆત કરી તથા જીવવા મરવાનો બધો ભાર આપની પર નાંખ્યો; તરતજ બીજે દિવસે મ્હને આપે સ્વપ્નમાં દર્શન દઇ કહ્યું, " ગભરાતો નહીં. હવે જલદી સાજો થઇ જશે. હંમેશ હું ત્હારી પાસેજ છું. કાલે સ્હવારે એકલોજ શૌચક્રિયા માટે જાજરૂમાં જજે. " જાગીને જોઉં છું તો ખરેખરજ મ્હને જરા હોંશીયારી આવ્યા જેવું લાગ્યું. તેથી હું એકલોજ લાકડીને આધારે દિશાએ ગયો અને ત્યારથી હરવા ફરવા લાગ્યો. આ ભયંકર માંદગીમાંથી આપની કૃપાથીજ મ્હને જીવદાન મળ્યું. તે ઉપકાર કોઇપણ પ્રકારે ફેડી શકાય એમ નથી. આ'વી રીતે ઘણીએ વખતે અડચણને પ્રસંગે આપ પ્રત્યક્ષ અથવા તો સ્વપ્નમાં દર્શન આપી સંકટમાંથી હંમેશ મુક્ત કરો છો. તેવીજ કૃપા દષ્ટી અમ્હારી પર રાખજો તા. ૧૭-૯-૩૧

૩૭

મુંબાઈ, ૫૪૨, ગીરગામરોડથી **બચુબાઇ દેરાબજી દારૂવાલા**, મુંબાઇ સ્મોલ કૉઝીઝ કોર્ટના રજીસ્ટ્રારના પત્ની, લખે છે કે મ્હારી દીકરી પેરીનને અતિશય તાવ સાથે કાનમાં પુષ્કળ દુઃખ થઇ ભારે મંદવાડ આવ્યો હતો, તે ફકત બાબાજીનું નામ સ્મરણ કર્યાથી તથા બાબાજીની ભસ્મ ખવરાવવાથી જતો રહ્યો છે અને બાબાશ્રીને લીધેજ અમારાં મ્હોંડાં હસતાં રહ્યાં છે.